# વૈષ્ણવજન



વર્ષ ૩ : અંક ૧ : : એપ્રિલ : ૧૯૬૪

## અનુક્રમ



### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**
**જૂનાગઢ**
• ફોન નં. ૮૮

સંપાદક **નવીન ગાંધી**

**પ્રકાશક અને મુદ્રક • ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ**



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## તીરથજળ

ગંરોદ

'પ્રસંગમજરં પાશમાત્મનઃ કવયો વિદુઃ।
સ એવ સાધુષુકૃતો મોક્ષદ્વારમપાવૃતમ્ ॥'

પરમાનંદ પ્રાપ્તિના દ્વાર કોણ ખોલી શકે? એક સ્વયં હરિ અને બીજા હરિના એકાન્તિક ભક્ત.

પ્રાગજી મહુવાના દરજી. ગોપાળાનંદ સ્વામીના પ્રસંગમાં આવ્યા. અંતરમાં ટાઢું થાય તે તમન્ના. ગોપાળાનંદ સ્વામીએ જૂનાગઢ ભણી આંગળી ચીંધી. જૂનાગઢ એટલે ગુણાતીતાનંદ સ્વામીનું નિવાસસ્થાન. ત્રિવિધ તાપ ઉપરાંત ગોપાળાનંદ સ્વામીના દેહ ત્યાગથી જલતા હૃદયે પ્રાગજીએ જૂનાગઢમાં પ્રવેશ કર્યો, ગુણાતીતાનંદ સ્વામીને દંડવત પ્રણામ કર્યાં અને પ્રાર્થના કરી કે, 'મહારાજ, અંતસ્તાપ મટે તેવો ઉપાય બતાવો.' ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'મન, વચન અને કર્મથી હરિના એકાન્તિક ભક્તને સેવો.'

પ્રાગજીને ગુણાતીતાનંદ સ્વામીમાં જ એકાન્તિક ભક્તના દર્શન થયેલ. તે સ્વામીનો પડતો બોલ ઝીલવા લાગ્યા. સ્વામીએ પણ પ્રાગજીને કસોટીએ ચડાવ્યા. ગુણો ઉપડાવી, પથ્થરાં ઘડાવ્યા, ચૂનાની ચક્કી પિસાવી, કાયાના કટકા થતા લાગે ત્યાં સુધી કામ કરાવ્યું. અપમાન કરનારની સામે ચડી માફી મગાવી દંડવત કરાવ્યા. મનને મેરુ જેવું અચળ રાખી તનથી તણખલાની તોલે રહેવાનો અમૂલ્ય ઉપદેશ આચરણ દ્વારા દૃઢ કરાવ્યો. આમ મહિનાઓ વીત્યા. પ્રાગજીનુ આત્મસામર્થ્ય ગુણાતીતાનંદ ચકાસતા રહ્યા.

સ્વામીનારાયણ મંદિરમાં અન્નકૂટનો ઉત્સવ છે. ભોજનખંડ પાસે એંઠની કૂંડીના કાંઠે પ્રાગજી અને બીજા પાળા એંઠાં વાસણો ઝીટકી રહ્યા છે. કૂંડીની પાળ ટપી એંઠું પાણી ચોગાનમાં છવરાઈ જાય છે ત્યાં સ્વામી આવ્યા. કૂંડીના કાંઠે ઊભા રહ્યા. નેહભરી નજરે બધા તરફ જોઈ રહ્યા. પરમેશ્વર અર્થે થતું હર કોઈ કાર્ય સાધના છે તેમ માનતા અને તે માન્યતા અનુસાર આચરણ કરતા આ સાધકોને જોઈ તેમને અપાર પ્રસન્નતા થઈ ત્યાં તેમનું ધ્યાન ગયુ કે એંઠું પાણી કૂંડીના કાંઠા વટાવી તેમના પગ પાસે થઈ વહેતું જાય છે. તે જ ક્ષણે તેમના મનમા એક વિચાર ઝબકી ગયો. તેમણે પ્રાગજી તરફ નજર ફેરવી મંદ મંદ હસતાં પૂછ્યું: 'પ્રાગજી, તીરથજળ ક્યું?' પ્રાગજી તુરત પહેરેલ કપડે કૂંડીમા પડ્યા અને કહ્યું: 'મહારાજ, ભગવાન કે ભગવાનના એકાન્તિક ભક્તના ચરણથી પાવન થયેલ જળ એ જ તીરથજળ.' કૂંડીના કાંઠે ઊભેલા બોલી ઊઠ્યા: 'અરે પ્રાગજી, આ શુ કર્યું? આ તો એંઠું પાણી છે.' પ્રાગજીની દૃષ્ટિએ આ પાણી હરિના ચરણ સ્પર્શથી પાવન થયેલ ગંગાજીના પાણી જેટલુ જ નિર્મળ અને પતીતપાવન હતું તેણે હસતાં હસતા કહ્યું: 'ના રે, આ તો ગંગાજી છે ગંગાજી.' સ્વામીએ મલકાતા મુખે કહ્યું: 'તેં તો હદ કરી પ્રાગજી. હવે બહાર નીકળ ને સ્વચ્છ જળથી નાહી લે.'

કહે છે કે આ પછી દશમે દિવસે પ્રાગજીને પુરુષોત્તમ ભગવાનનાં દર્શન થયા. એંઠની કૂંડીના પાણીએ તેને ખરા પાવન બનાવી દીધેલ. આખર તીરથજળનો મહિમા પણ એ જ ને કે પતીતને પાવન કરે.

# ચોથું ચરણ

સત્યાનંદ

અસુરોના રાજા બલિ પરમ ઐશ્વર્યશાળી હતા. એમના રાજ્યમા ભૂમિ વગર ખેડ્યે જ ફળવાન હતી નદીઓનુ જળ સૂકાતું જ નહિ. કહેવાતું કે જે દિશામા રાજા બલિ જાય તે દિશા ભણી લોક શીશ ઝૂકાવતા પરંતુ થોડા સમય બાદ દુર્દૈવે એમને રાજ્ય ભ્રષ્ટ કરી દીધા અને જીવનની એ કીર્તિવિલુપ્ત અવધિ દરમ્યાન તેઓ અજ્ઞાતવાસમા રહેવા લાગ્યા એ અરસામા જ એક દિવસે દેવરાજ ઇંદ્ર એમની પાસે આવી પહોંચ્યા જ્યારે બન્ને પરસ્પર વાતો કરી રહ્યા હતા ત્યારે બલિના શરીરમાથી પરમ દીપ્તિ રૂપ લક્ષ્મી પ્રગટ થયા અને ઇન્દ્રને કહેવા લાગ્યા

'દેવરાજ, મારે ચાર ચરણ છે જે રાષ્ટ્ર મારા આ ચારે ચરણોને સ્થિર આધાર પર પ્રતિષ્ઠિત કરી શકે છે, તે રાષ્ટ્રમા જ હુ સ્થાયી નિવાસ કરુ છુ. બલિ મને સ્થિર આધાર દઈ શકયા નહિ તેથી મે તેમના રાજ્યનો પરિત્યાગ કરી દીધો છે હવે હુ આપના રાષ્ટ્રમા આવવા ઇચ્છુ છુ કહો જોઉ, મારા પ્રત્યેક ચરણને આપ કયા કયા પ્રતિષ્ઠિત કરશો?'

'શુભે, આપનુ પહેલુ ચરણ આપ એ ભૂમિ પર રાખજો, જેને અમે અમારા પરસેવાથી શસ્યધાત્રી, અન્નપૂર્ણા બનાવી દીધી છે. બીજો પગ આપ આ જલરાશિ પર રાખજો જે અમારા બુદ્ધિબળથી સુનિયંત્રિત થઈને અમૃતની જેમ જ જીવનદાતા બની ગયો છે ત્રીજો પગ આપ અગ્નિ પર રાખજો જે રાષ્ટ્રની જનશક્તિ છે અને જેનો પૂરેપૂરો ઉપયોગ અમે રાષ્ટ્રના ઉત્કર્ષ માટે કરી રહ્યા છીએ અને ચોથુ ચરણ આપ રાખજો અમારી પ્રજા ઉપર, જે પરાક્રમી દાની અને સદાચારી છે.'

ઇન્દ્રના આ આમંત્રણથી લક્ષ્મી ગદ્ગદ થઈ ગયા અને પોતાનો વરદ હસ્ત ઉઠાવીને બોલ્યા

'દેવરાજ, બલિના રાજ્યમા મારા કેવળ ત્રણ ચરણ જ પ્રતિષ્ઠિત હતા—ચોથો નહિ તેથી મારે ત્યાથી પલાયન કરવુ પડયુ જ્યારે કોઈ રાષ્ટ્રમા પ્રજા સદાચાર ગુમાવી બેસે છે ત્યારે ત્યાની ભૂમિ, જળ, અગ્નિ કોઈ પણ મને સ્થિર રાખી શકતા નથી હું લોકશ્રી છુ, મને લોક સિંહાસન જોઈએ—વ્યક્તિના સદાચારી માનસમા જ હું અચળ નિવાસ કરુ છુ'

[શ્રી રાજગોપાલાચારીના એક વ્યાખ્યાન પરથી]



# મને તો હનુમાનદાદા ફળ્યા!

- પ્રવાસી



થોડા વખત પહેલા કેવળ વિદ્યાર્થીઓ અને યુવાનોના જ આગેવાન લેખાતા કનુભાઇ, એમની સ્પષ્ટ વિચારસરણી, નિખાલસ અને મળતાવડો સ્વભાવ, મીઠી ભાષા, સૌ કોઇને ઉપયોગી થવાની વૃત્તિ, હાથમાં લીધેલું કામ પૂરું કરીને જ જંપવાની ખામિ-યત અને પ્રભાવશાળી વ્યક્તિત્વને કારણે જોતજોતામા સારાએ પંથકની જાહેર પ્રવૃત્તિના કેન્દ્રસ્થાને લેખાવા લાગ્યા. વિદ્યાર્થી મંડળ અને યુવક મંડળનુ પ્રેરણાસ્થાન કનુભાઇ. વ્યાયામ પ્રવૃત્તિમાં કોઇ મહત્ત્વનો ભાગ ભજવવુ હોય તો એ કનુભાઈ. ખાદી સપ્તાહમાં કનુભાઇ ખભે ખાદીના તાકા લઇને ફેરી કરવા નીકળ્યા જ હોય. હરિજન સપ્તાહમા કનુભાઇને શોધવા હોય તો હરિજનવાસમાં જવું પડે. ક્યાંય કુદરતી આફત આવી પડે તો કનુભાઈ ત્યા દોડીને પહોચ્યા જ હોય. વેપારી સમાજમા પણ કનુભાઈના અભિપ્રાયનું ભારે મહત્ત્વ. રાજકીય પ્રવૃત્તિમાં પણ કનુભાઈ મોખરે.

વડવાઓએ બંધાવેલું જૂની બાંધણીનું પણ વિશાળ અને ભવ્ય એવું કનુભાઇનું મકાન શહેરના ગીચ વસતામાં સાંકડી શેરીને છેવાડે આવેલા એક નાનકડા ચોકમાં આવેલું હતું. કનુભાઇના ઉદાર સ્વ-ભાવને કારણે અને જાહેર જીવનમાં એમના મહત્ત્વના સ્થાનને લીધે એમનું નિવાસસ્થાન વહેલી સવારથી મોડી રાત સુધી જાહેર પ્રવૃત્તિની કચેરી બની રહેતું. અડખે પડખેથી આવતા રાજકીય, સામાજિક કે રચનાત્મક પ્રવૃત્તિઓના નાના મોટા અનેક કાર્યકરો માટે કનુભાઇનું ઘર એ જ વિશ્રામસ્થાન હતું.

કનુભાઈના પિતાને જાહેર પ્રવૃત્તિઓમા અને ખાસ કરીને રાજકીય પ્રવૃત્તિઓમા બહુ રસ નહીં. ભલા પોતે અને ભલો એમનો વેપાર. એમની પેઢીનું કામકાજ વિકસાવવા માટે એમણે કનુભાઈ ઉપર ઘણો મદાર બાંધેલો. પણ કનુભાઈ એમની અનેકવિધ પ્રવૃત્તિઓને કારણે પેઢીના કામકાજમા બહુ ઓછો રસ લઈ શકતા. એમના પિતા આથી થોડા નારાજ રહેતા. કોઈ કોઇ વાર પેઢીના કામકાજમાં થોડો રસ લેતા રહેવાની કનુભાઇને ટકોર પણ કરતા. પરંતુ કનુભાઈ પ્રત્યેની અનહદ લાગણીને કારણે તેમ જ સ્વભાવની ઉદારતાને કારણે એમણે કનુભાઈની જાહેર પ્રવૃત્તિમાં કદી કોઈ જાતની રોકટોક કરવાને બદલે પૂરી મોકળાશ આપી હતી. સમાજમાં કનુ-ભાઈનું માન અને સ્થાન જોઈ તેઓ સંતોષ અને ગૌરવ અનુભવતા.

કનુભાઈના બા મંગળાબ્હેન તો જગદંબાનો અવ-તાર જોઈ લો. નિશાળમા એક અક્ષરેય ભણેલા નહીં પણ કોઠાવિદ્યા તો એમની જ. રામાયણ, મહા-ભારત અને ભાગવતની કથા હોય ત્યા ગંગાબ્હેનની હાજરી હોય જ. અનેક ધર્મકથાઓ અને દૃષ્ટાન્ત-કથાઓ એમને મોઢે. ગાંધીજીમા અને એમણે ચીંધેલ એકેએક વાત અને કાર્યક્રમમા એમને અપાર શ્રદ્ધા. કનુભાઇની મોટા ભાગની પ્રવૃત્તિ ગાંધીજીના ઉપદેશ પ્રમાણે હોઇને એ દરેક પ્રવૃત્તિમા પણ ગંગાબ્હેન બને એટલા સહાયભૂત થવાનો પ્રયત્ન કરે. કનુભાઇનું ઘર જાહેર કચેરી કે ધર્મશાળા જેવું બની ગયેલું, કાર્ય-

કરો અને મહેમાનોના હડચાનો પાર નહીં, પણ ગંગાબહેન કોઈ દિ મોઢું કટાણું કરવામાં સમજ્યાં નહોતાં. સૌનું ભાવપૂર્વક સ્વાગત થાય અને વાત્સલ્ય-મૂર્તિ સમા ગંગાબહેનની આંખમાંથી સદાય અમી વરસ્યા કરે. એકલા કનુભાઈના બા મટીને એ સૌના બા બની ગયા.

મારે પણ અનેક વખત કનુભાઈને ત્યાં જવાનો પ્રસંગ આવે. કોઈ કોઈ વખત તો એકાદ બે દિવસ રોકાઈ પણ જવું પડે. પણ પરાયાપણું લગીરે લાગે નહીં. વખત જતાં તો હું જાણે કનુભાઈના જ કુટુંબનો હોઉં એવો સંબંધ બંધાઈ ગયો.

કનુભાઈના ઘરની ડેલીમાં પગ મૂક્યા પછી તો એમ જ લાગે કે જાણે કોઈ દેવમંદિરમાં દાખલ થયા. ઘરની ચોખ્ખાઈ તો અસાધારણ. ધૂપદીપથી ઘરનું વાતાવરણ મહેકેલાં કરતું હોય. પણ કનુભાઈને ઘેર પહોંચતાં પહેલાં સાંકડી શેરી અને નાનકડા ચોકમાંથી પસાર થતી વખતે માથું ફાટી જાય એવી દુર્ગન્ધ સહેવી પડે. શેરીમાં જ્યાં ત્યાં એઠવાડ અને મળના ઢેર જામ્યા હોય અને ચોકમાં ડેલીની સામે જ મોટા ઉકરડો.

એક દિવસ કનુભાઈ અને હું ઓશરીમાં હિંડોળાખાટ ઉપર બેસીને વાતો કરતા હતા. સમૂહ સફાઈના કાર્યક્રમની વિચારણા ચાલતી હતી. થોડે દૂર આસન પાથરીને બા બેઠાં બેઠાં શાક સમારતા હતા. અમારી વાત સાંભળીને તેઓ બોલી ઊઠયાં. 'આખા ગામની સફાઈનો કાર્યક્રમ વિચારો છો. પણ ત્યાર પહેલા આપણા જ ચોકની સફાઈનું કંઈક વિચારોને!'

'બાની વાત સાચી છે.' મેં કહ્યું. 'ઘરમાં આવ્યા પછી તો જાણે દેવમંદિરમાં દાખલ થયા હોઈએ એવું લાગે છે. પણ ઘરે પહોંચતા પહેલા તો થોડી ક્ષણ માટે નરકનો અનુભવ લેવો જ પડે છે. આ ગંદકીનો કંઈ ઉકેલ નહીં?'

'તમે તો અઠવાડિયે પંદર દિવસે આવો ત્યારે આ દુર્ગન્ધ સહેવી પડે. મારે તો રોજની યાતના થઈ. નાહી ધોઈને હવેલીએ દર્શન માટે જાઉં ત્યારે પણ મારે તો એજ ગંદકીમાંથી પસાર થવું પડે. રોજની વાત એટલે ટેવાઈ ગયા. પણ કંઈક ઉપાય થાય તો કરવો જોઈએ.' બાએ શાક સમારતાં સમારતાં કહ્યું.

'શહેરોની આ એક મોટી સમસ્યા છે. આજુબાજુના અનેક મકાનોમાં શૌચાલયની કશી જ સગવડ નહીં. બાળકો દિવસે અને મોટાં રાત્રે શૌચ માટે આ શેરી અને ચોકનો જ ઉપયોગ કરે. મને ય આ ગંદકી અસહ્ય લાગે છે પણ કંઈ ઉપાય સૂઝતો નથી.' કનુભાઈએ કહ્યું.

'રાત અને દિવસ માથાકૂટ કરીને અનેક અટપટી વાતોનો ઉકેલ કરતાં તમને નજરે જોઉં છું અને આનો કંઈ ઉકેલ ન મળે એ કેમ માનું? મન ઉપર લો તો હમણાં આનો ય ઉકેલ થઈ જાય. તમને ઉકેલ નજ મળે તો હું કાંઈક ઉકેલ ગોતી કાઢું.' શાક સમારીને ઉઠતાં ઉઠતા અને હસતાં હસતાં બાએ કહ્યું.

કનુભાઈના મનમા આ વાતનો ખટકો પેદા થયો. એક બે વખત સફાઈનો કાર્યક્રમ ગોઠવીને ચોક અને શેરી ચોખ્ખા ચણાક કરી નાખ્યા. પણ બીજે દિવસે એની એ સ્થિતિ. શહેર સુધરાઈને વિનંતી કરી જોઈ. શહેર સુધરાઈ તરફથી સફાઈ માટે ખાસ કાળજી લેવામાં આવી. પણ સફાઈ કામદાર સફાઈ કરીને જાય એટલે થોડીવારમાં જ એની એ સ્થિતિ. લોકો પણ બિચારા કરે શું? એમને પણ ગંદકી ગમતી નહોય. પણ એમને માટે બીજો કોઈ માર્ગ નહોતો. કનુભાઈએ શક્ય એટલા બધા ઉપાયો અજમાવી લીધા પણ કંઈ ઉકેલ ન થતાં તેઓ નિરાશ થઈ ગયા.

બે એક માસ માટે મારે પ્રવાસમાં જવાનું થતાં હું કનુભાઈને ત્યાં જઈ શક્યો નહીં. પ્રવાસમાંથી પાછા ફરીને, લાંબા વખતે કનુભાઈને ત્યાં જઈ પહોંચ્યો તો મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. ગંદકીથી ખદબદતી શેરીને બદલે સ્વચ્છ શેરી. ઉકરડાથી ભરેલા ચોકને બદલે ચોખ્ખો ચણાક ચોક. ગંદકીનુ ક્યાંયે નામનિશાન નહીં. પ્રસન્ન થતો થતો હું કનુભાઈની ડેલીમાં દાખલ થયો. કનુભાઈ મળ્યા કે તરત જ મારાથી બોલાઈ ગયું. 'બાની વાત સાચી. તમે મન ઉપર લીધુ તો આ ગંદકીની સમસ્યાનો ઉકેલ થયો ખરો!'

'નારે ના. હું તો એમાં પૂરેપૂરો નિષ્ફળ ગયો. આ સમસ્યાના ઉકેલનો યશ તો બાને ઘટે છે.' કનુભાઈએ કહ્યું.

'મે' તો તમને કહેલું કે તમે કંઇ ઉપાય શોધી નહીં શકો તો હું કઇક ઉકેલ ગોતી કાઢીશ.' બાએ કહ્યું.

'અને બાએ શોધેલો ઉકેલ પણ વિચિત્ર અને અદ્દભુત છે.' કનુભાઈએ હસતાં હસતાં કહ્યું.

'ત્યારે તો એ ઉકેલ સાંભળવો પડશે.' મે' કહ્યું. અને કનુભાઇએ રસપૂર્વક વાત શરૂ કરી.

'બાએ એક દિવસ અડખેપડખેના મકાનોમાંથી બહેનો અને બાળકોને એકઠા કર્યા. અને એવી જાહેરાત કરી કે એમને આગલી રાત્રે સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં કોઇએ કહ્યું કે જૂના વખતમા ચોકમાં હનુમાનદાદાની દેરી હતી. કાળે કરીને એ દેરી પડી ગઇ. પણ હનુમાનદાદાની મૂર્તિ હજી ત્યાં દટાયેલી પડી છે.

'બાની વાત સાભળી શ્રદ્ધાળુ બહેનોને થયું કે ચોકમાં હનુમાનદાદાની મૂર્તિ દટાયેલી હોય તો એને બહાર કાઢીને ફરી પ્રતિષ્ઠા કરવી જ જોઇએ. એમના ઉપર ઉકરડો રાખવામાં તો મહાપાતક લાગે

લાંબી ચર્ચા વિચારણાને અંતે બહેનોએ આગ્રહ કર્યો કે ગંગામફઇને સ્વપ્નું આવ્યું હોય તો એ ખોટું ન હોય. હનુમાનદાદાની જ ઇચ્છા થઈ હોવી જોઇએ બહાર નીકળવાની. એટલે ઉકરડો કાઢીને જમીનમાં મૂર્તિ છે કે કેમ એની ખાત્રી કરી લેવી જોઇએ. સૌ બહેનોના આગ્રહથી બાએ એ કામની વ્યવસ્થા અને જવાબદારી સંભાળી.

'બીજે દિવસે એક બે મજૂરો રાખીને ઉકરડો સાફ કરાવવામા આવ્યો. અને બાએ બતાવેલી જમીન કાળજી પૂર્વક ખોદવાનુ શરૂ થયું. અડખે પડખેથી કેટલાય લોકો કુતૂહલ દ્દષ્ટિથી એકઠા થઇ ગયા. થોડી જ વારમાં સધાના આશ્ચર્ય વચ્ચે જમીનમાંથી સિંદૂર લગાડેલી હનુમાન દાદાની મૂર્તિ નીકળી.

'આ તો ખરે ચમત્કાર કહેવાય.' મારાથી વચ્ચે બોલી જવાયું.

'દુનિયાને મન એ ચમત્કાર છે. પણ ખરું જોતાં એમાં કશો ચમત્કાર નથી પણ બાની બુદ્ધિ પૂર્વકની અને ગણતરી પૂર્વકની યોજના છે.' કનુભાઇએ રસોડામા રસોઈ કરતા બા તરફ જોતાં જોતાં કહ્યું.

"તમે વાત કરી એ મુજબ બાને સ્વપ્નું આવ્યું હોય અને એ મુજબ જ જમીનમાંથી હનુમાનદાદાની મૂર્તિ નીકળી હોય તો એ ચમત્કાર જ ગણાય ને!' મે' આશ્ચર્ય દેખાડ્યું.

'બાએ મને એકલાને કીધેલી વાત તમને કહેવામાં હરકત નથી. બાને કોઈ સ્વપ્નું બ્વપ્નું આવ્યું નહોતું અને જમીનમા હનુમાનદાદા દટાયેલા નહોતા. ઉકરડો અને ગંદકી ટાળવા માટે બાએ યુક્તિપૂર્વક ગોઠવેલી આ યોજના હતી. આગલે દિવસે બાએ જ કોઇ ન જાણે એમ ક્યાંકથી હનુમાનદાદાની જૂની મૂર્તિ મેળવી, એના ઉપર સિંદુર લગાડી, ઉકરડાનો થોડો ભાગ દૂર કરાવી, જમીનમાં હાથ એકનો ખાડો કરાવીને ત્યા એ દટાવી દીધેલી.' કનુભાઇએ ચમત્કારનું રહસ્ય જણાવ્યું.

'પછી શું થયું?' મે' પૂછ્યું.

'પછી તો બાને આવેલા સ્વપ્નાની અને એ મુજબ જમીનમાથી નીકળેલી હનુમાનદાદાની મૂર્તિની વાત વાયુ વેગે ફેલાઈ ગઇ. લોકોના ટોળેટોળા ઉમટ્યા જમીનમાથી સ્વયં પ્રગટેલા હનુમાનદાદાના દર્શન કરવા. બાએ લોકોની લાગણી અને હનુમાનદાદા પ્રત્યેના ભક્તિભાવનો લાભ લઇને ત્યા ને ત્યાં આદેશ કર્યો કે હનુમાનદાદાનું થાનક અહીંથી ફેરવાઇ નહીં અને એમના થાનક પાસે ઉકરડો કે ગંદકી રખાય નહીં. આગળથી ગોઠવી રાખેલા બે ચાર મજૂરો તરત જ સાફસફાઈના કામે લાગી ગયા. બહેનો અને બાળકો પણ સફાઇના કામમા જોડાયાં. જાણે સમૂહ સફાઇનો વ્યવસ્થિત કાર્યક્રમ શરૂ થઇ ગયો. જોતજોતામાં તો ચોક અરીસા જેવો થઈ ગયો. શેરી પણ સ્વચ્છ થઈ ગઈ. બાએ તુરત જ હનુમાનદાદાની મૂર્તિને તેલમાં નવરાવી- સાચેક જેટલા નારિયેળ વધારીને હનુમાનદાદા પાસે બેઠી સૌને ગોળ વહેંચી આપી.'

ધામધુમથી હનુમાનદાદાની સ્થાપના થઈ ગઈ સ્વપ્નાની અને ચમત્કારની વાત કરતા સૌ વિખેરાયા '

'ચોક અને શેરી તો તમે ઘણી વાર સાફ કરાવ્યા પણ એ સફાઈ ટકતી નથી એનું શું ?' મેં પૂછ્યું.

'બાએ આ બાબતનો પણ પહેલેથી જ મળજી પૂર્વક વિચાર કરી રાખેલો સાંજે શેરીના છોકરાને કર્યા ભેગા દરરોજ સાંજે હનુમાનદાદાની ધૂન બોલાવવાનો કાર્યક્રમ નક્કી થયો હનુમાનદાદાને ચઢાવવા માટે દરરોજ પાવલુ તેલ અને સિંદૂરના માટે એક નારિયેળ એટલો ખર્ચ બાએ જાતે સ્વીકારી લીધો દરરોજ સાંજે શેરીના છોકરાં ભેગા થઈને, ચોક સાફ કરી બજરંગની ધૂન મચાવી શે. લઈને નાચતા કૂદતા વિખરાઈ જાય છે થોડા વખત પછી બાએ હનુમાનદાદાની, મૂર્તિ ઉપર નાનકડી દેરી પણ ચણાવી દીધી દર શનિવારે તો હનુમાનદાદાના દર્શન માટે ઠઠ જામે છે ' કનુભાઈએ વાત પૂરી કરી

શેરી અને ચોકની માથું ભમાવી દે એવી ગંદકી દૂર કરવાનો બાએ કમાલ ઉપાય શોધી કાઢ્યો આપણે ત્યાં દેરા દેરીનો પાર નથી એમાં એમનો વધારો થયો એ આપણા જેવાને ગમે એવી વાત તો નથી પણ શેરી અને ચોક સ્વચ્છ રાખવા માટે તમારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા ત્યારે બાની યોજના સફળ થઇ હનુમાનદાદા બીજાને ફળતા હશે કે કેમ એની તો ખબર નથી પણ આટલા પૂરતા બાને તો હનુમાનદાદા ફળ્યા' મેં કહ્યું

સામે રસોડામાં રસોઇ કરતા કરતા અમારી વાતને રસ પૂર્વક સાંભળી રહેલા બા બોલી ઊઠયા 'તમારી વાત સાચી છે ખોટું બોલવું પડયું એનો મનમાં ખટકો રહે છે પણ તોય મને તો હનુમાનદાદા ફ[illegible]

---

## એક કરુણ દશ્ય

સવારનો રમણીય સમય હતો મંદ સુમંદ સમીર તનમાં તાજગી પૂરતો હતો

ગંગા માતાનો પુનિત કિનારો હતો કુદરતી સૌંદર્ય સોળે કળાએ ખીલ્યું હતું લીલી છમ નયનાભિરામ વનરાજિ ફેલાઈ હતી

એવે મંગલ સમયે મહર્ષિ દયાનંદ કુદરતી શોભા નીરખતા ગંગા કિનારે આસન લગાવી બેઠા હતા

એટલામાં તેમની નજર બાજુને ઓવારે ગઈ તો શું જુએ છે? એક માતા મૃત બાળકને જળપ્રવાહમાં વહેવડાવી રહી છે પણ બાળકને વહેતું મૂકતા પહેલા તેનું કફન તેણે ઊતારી લીધું

મહર્ષિ દયાનંદનું દિલ દર્દથી ભરાઈ ગયું દુઃખથી દ્રવી ઊઠયું દયાથી રડી પડયું 'હાય, ભારતીય નારી, તારી આ અવદશા! આટલી બધી ગરીબી! એક માતાને પોતાના મૃત બાળકનું કફન ઊતારી લેવા લાચાર બનવું પડે છે?'

ભારતમાતાની આ દુર્દશા જોતા તેમને અત્યંત દુઃખ થયું તે જ ક્ષણે તેમણે નિર્ણય કર્યો 'મારે સંસ્કૃતને બદલે લોકભાષામાં જ ઉપદેશ કરવો ત્યારે જ ભારતની કંગાળ હાલત ટળશે '

તે ક્ષણથી મહર્ષિની ઓજસ્વી વાણી હિંદીમાં પ્રવાહિત બની ભારતની દીન, હીન, કંગાળ દશાને ફેડવા કામે લાગી ગઈ

—હરિભાઈ છો॰ પટેલ

# વીરા મોરા ગજ થકી ઉતરો

ચીનુભાઈ ગી૦ શાહ

'વૈષ્ણવજન'ના જૂના અંકો લઈને બેઠો હતો તેમાં જાન્યુઆરીના અંકમાં શ્રી 'શિવંસુંદરમ્' નો 'સાચો શત્રુ' નામનો લેખ વાંચી હાથમાં કાંઈક સળવળાટ થયો.

આદિ તિર્થંકર શ્રી ઋષભદેવના ૧૦૦ પુત્રો. ભરત મહારાજ સૌથી મોટા. તે પછી બાહુબળી અને તે પછી બીજા ૯૮. ભગવાન ઋષભદેવના સાથે જ બાકીના ૯૮ પુત્રોએ તો દીક્ષા ગ્રહણ કરી લીધી હતી. બાહુબળીજીએ હિંમાની નિકૃષ્ટ દશામાથી એકદમ પાછા વળીને ભાઈને મારવા માટેની ઉગામેલી મુષ્ટિ એકાએક પોતાના જ લોચમા વાપરીને કેવી રીતે દીક્ષા ગ્રહણ કરી તે તો 'વૈષ્ણવજન'ના વાંચકો માટે તે વેષમાં આવેખાઈ ગયું છે. વાત ત્યાથી આગળ વધે છે અને મનોવિજ્ઞાનની દ્રષ્ટિએ બહુ રસમય રીતે આગળ વધે છે.

સાધુ સંસ્થાનો એક નિયમ છે. ત્યા કોઈ ઉંમરે મોટું હોય તે મોટું નથી ગણાતુ તેથી જેનો દીક્ષા પર્યાય ઓછો હોય તેવાઓએ ઉમર નિરપેક્ષ જેનો દીક્ષા પર્યાય વધારે હોય તેવાઓને વાંદવા જોઈએ. બાહુબળીજીના નાના ૯૮ ભાઈઓ કરતા બાહુબળીજી પાછળના દીક્ષિત હતા એટલે દીક્ષાની દ્રષ્ટિએ એમણે પોતાના ગુરુ ભાઈઓને વાંદવા જોઈએ. ભર સભામા ભાઈને મારવા ઉપાડેલી મુષ્ટિ જે સંસ્કારોએ પાછી વળાવી તે સંસ્કારો અભિમાનની આ સુક્ષ્મ પણ તીવ્ર લાગણીને જેર કરવા શક્તિમાન ન થયા. એટલે બાહુબળીજી સાધુ સંઘની સાથે ન રહેતા એક વર્ષ સુધી કાઉસ્સગમાં ઊભા રહ્યા. ન ખાય, ન પીએ, બીજી જ શારીરિક અગવડો—સગવડો અંગે આત્યંતિક ઉદાસીનતા આવી ગઈ. ઘોર તપશ્ચર્યા કરી પણ જૈન શાસ્ત્રમાં જેને સર્વોત્તમ જ્ઞાન કહે છે તે કેમેય કરીને બાહુબળીજીને થાય નહીં. મનમાંનો પેલો ડંખ જાય નહી અને કેવળ જ્ઞાન થાય નહી.

ભગવાન તો કેવળી હતા જ. એમને બાહુબળીજીના આ સુક્ષ્મ અભિમાનનું ભાન હતું. એથી એમને રસ્તો વિચાર્યો. બ્રાહ્મી અને સુંદરી એમ બે બાહુબળીજીનાં બહેનો. તે પણ દીક્ષા લઈ ચૂકેલાં. ભગવાને વિચાર્યું કે આ બહેનોને બાહુબળીજીના પ્રતિબોધન માટે મોકલવાં. પણ આ અંગેની અતિ રસિક રીતે લખાયેલ એક સજઝાયની સાથે- સાથે આપણે જોઈએ. બ્રાહ્મી અને સુંદરી બે બહેનો જ્યાં બાહુબળીજી કાઉસ્સગ ધ્યાને ઊભા છે ત્યાં જઈને બાહુબળીજીના મૂળભૂત સંસ્કારને સતેજ કરવા માંડયાં

રાજતણા રે અતિ લોભિયા,
ભરત બાહુબળી ઝુઝે રે,
મુઠ્ઠી ઉપાડી રે મારવા,
બાહુબળી પ્રતિ બુઝે રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડયે કેવળ ન હોય રે.

બાહુબળીજીના અંતરંગને એક પડકાર ફેંકયો. સંભારણું કરી આપ્યું કે ભગવાનના દીક્ષિત થયા પછી રાજ્યનો કારભાર ભરતકુમાર પારો ન જાય અને તમારી પાસે આવે તે માટે તમે લડયાં. પરંતુ એન મોકા પર જ્યારે કદાચ તમે જીતી જ જાત તેવા સંજોગો હતા ત્યારે પણ ભર સભામાં ભાઈને મારવા ઉગામેલી મુષ્ટિ તમારા પોતાના જ કેશનો લોચ કરવામાં વાપરી નાખવાની મંસ્કારીતાએ તમે પહોંચ્યા હતા. આટલું બોલી પાછા બહેનો બોલ્યાં કે—

વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડયે કેવળ ન હોય રે.

બાહુબળીજીના મનથી એવા વિચાર આવ્યા કરે કે વરસથી હુ તપ કર્યા કરું છુ. અહીં તો કોઈ ગજ છે નહીં અને આ બહેનો મને કેમ કહેતાં હશે. અને એટલામાં બ્રાહ્મી અને સુંદરી આગળ ચલાવે છે કે—

ઋષભદેવ તિહાં મોકલે,
બાહુબળીજીની પાસે રે,
બંધવ ગજ થકી ઉતરો,
બ્રાહ્મી સુંદરી એમ ભાખે રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડયે કેવળ ન હોય રે.

મારા ભાઈ અમે કંઈ જાતે થઈને અહીં નથી આવ્યાં. ભગવાને અમને મોકલ્યા છે અને તેથી હવે તમે ગજ થકી ઊતરી જાવ. આ બાજુ બાહુબળીજીને કેમેય સમજાય નહી. પેલું તરણું ખમે નહીં અને ડુંગર દેખાય નહીં. પણ એમ તો બ્રાહ્મી સુંદરીએ પણ ભગવાનના પાસાં સેવ્યાં હતાં. એટલે ધીમેથી ફરી શરૂ કર્યું –

લોચ કરીને ચારિત્ર લીધો,
વળી આવ્યો અભિમાન રે,
લઘુ બંધવ વાંદું નહીં.
કાઉસ્સગ રહ્યા શુભ ધ્યાન રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડચે કેવળ ન હોય રે.

હે ભાઈ! યાદ કરો કે મુષ્ટિને પાછી વાળી દઈને મહાપુરૂષાર્થ તમે બતાવ્યો તે સાચો પરંતુ તમારાથી નાના ભાઈઓને ન વાદવાના અભિમાને તમને છોડ્યા નહી એટલે હવે તો વીરા મોરા ગજ થકી ઉતરો! અને એમ તો બાહ્ય તપમા તમારી ક્યાં કાંઈ ખામી છે!!!

વરસ દિવસ કાઉસ્સગ રહ્યા,
શીત તાપથી સુકાણા રે,
પંખીડે માળા ઘાલીયા,
વેલડીયે વીંટાણા રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડચે કેવળ ન હોય રે.

બાહ્ય તપની પરાકાષ્ટાએ પહોંચી ગયેલા વરસ સુધી તો કાઉસ્સગમા ઊભા રહ્યા અને સ્થિરતા તો એવી કે પક્ષીઓ એમને જડ વસ્તુ સમજીને તેમના પર માળા બાંધે અને કેટલીક વેલો તો તેમના સહારે તેમના શરીર ઉપર ચઢવા પણ માંડી એવા એકમગ્ન ભાઈ તમો છો તે અમને ખબર છે. આટલો બોલ પૂરો કર્યો ન કર્યો ત્યા તો ફરી બ્રાહ્મી સુંદરીએ સાદ કર્યો.

વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડચે કેવળ ન હોય રે.

બાહુબળીજી પણ વિચારમાં પડ્યા હતા. આ મારી બહેનોને મારા સદ્‌ગુણોનું પૂરું ભાન છે તે છતાં કેમ ગજ ઉપરથી મને ઊતરવાનું કહી રહ્યા છે? અને ત્યાં તો પેલું પાંદડું હટયું. બાહુબળીજી વિચારમાં પડ્યા.

સાધવીના વચન સુણી કરી,
ચમક્યો ચિત્ત મઝાર રે,
હયગય રથ સહુ પરહરિયા,
વળી આવ્યો અહંકાર રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડચે કેવળ ન હોય રે.

ચિતડામાં એક આચકો લાગ્યો કે આ દુનિયા આખીનો ત્યાગ કર્યો, રાજ–પાટ છોડી દીધું, જીતમા આવેલી બાજીને પણ છોડી દીધી ત્યા છેડે જતાં આ અહંકારમા ક્યાં અટવાઈ ગયો!! અને બાહુબળીજીએ –

વૈરાગે મન વાળ્યું,
મૂક્યું નિજ અભિમાન રે,
પગ ઉપાડયો રે વાંદવા,
ઉપજ્યું કેવળ જ્ઞાન રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડચે કેવળ ન હોય રે.

એકદમ બાજી હાથમાં આવી ગઈ, મન વૈરાગ્ય તરફ વળ્યુ. અભિમાન ગયું અને જે નિશ્ચય બળે પંચ મુષ્ટિથી સમગ્ર કેશનો લોચ કરી નાખ્યો હતો તેજ નિશ્ચય બળે પોતાના નાના ભાઈઓને વાંદવા માટે પગ ઉપાડયો. અને ત્યાં જ એકક્ષણના પણ વિલંબ વિના બાહુબળીજીને કેવળ જ્ઞાન થયું.

પહોંચ્યા તે કેવળી પરષદા,
બાહુબળી મુનિરાય રે,
અજરામર પદવી લહી,
સમય સુંદર વદે પાય રે,
વીરા મોરા ગજ થકી ઉતરો,
ગજ ચડચે કેવળ ન હોય રે,

મનોવિશ્લેષણનો એક સુંદર દાખલો આ છે. નાના ભાઈઓને ખરેખર વંદાવવા તેની હઠ પકડીને પણ શાસ્ત્ર ન બેકું. શાસ્ત્રને તો મનનો મેલ જાય તેટલું બસ હતું અને જેવો.

પગ ઉપાડયો રે વાંદવા,
ઉપજ્યું કેવળ જ્ઞાન રે.

# નવરાશની પળોમાં

અનંત વ્યાસ 'સ્મિત'

'...ગયો અવસર આવે નહીં', ગયા ન આવે પ્રાણ' આ ઉક્તિ આમ તો આપણે સૌ જાણીએ છીએ. સમય એ જ સાચું ધન છે (Time is Money) એવું દિવસમાં દસ વખત આપણે ઉચ્ચારતા હોઇએ છીએ. પરંતુ સમયની સાચી કિંમત આપણે ક્યારે સમજી શક્યા છીએ? આજના યુવકો સમયનો સદ્દુપયોગ કરવાને બદલે દુરુપયોગ જ કરતા જણાઈ આવે છે. હોટલોમાં બેસીને મિત્રો સાથે સમય અને પૈસા બંનેની અને સાથે સાથે આરોગ્યની પણ ખુવારી કરી રહેલા યુવકોને જોયા પછી; કોઈ કહી શકે કે આપણા યુવાનો સમયની કિંમત જાણે છે? આપણા દેશના મોટા ભાગના લોકો નવરાશનો સમય નાહક ગપ્પા મારવામાં, બજારોમાં વ્યર્થ રખડવામાં, સિનેમા જોવામા કે એવા બીજા નિરર્થક કાર્યોમાં જીવનની એક એક કીમતી પળોને ગુમાવી દેતા હોય છે. નવરા પડ્યા કે ચાલો સિનેમા જોવા, કામ નથી તો કહેશે, આજે બસ ઉંઘવા જ કરો. કોઈ પ્રવૃત્તિ નથી તો બેઠા બેઠા પાના ટીચો, કોઈની નિંદા કરો, રસ્તે આવતા જતા લોકોની ઠેકડી ઊડાવતા ખડખડાટ હસો; બસ મોટા ભાગના લોકોની નવરાશના સમયની આ અને આવી બીજી નિરર્થક પ્રવૃત્તિઓ જ હોય છે. આવા લોકો પોતાની જિંદગીની અમૂલ્ય પળો આવી વ્યર્થ બાબતોમાં ગુમાવે છે પણ સાથે સાથે તેઓ શારીરિક, માનસિક અને આર્થિક રીતે પણ નુકસાન પામે છે. સ્ત્રીઓ પણ આ બાબતથી મુક્ત નથી. જ્યારે તેઓ નવરી પડે ત્યારે બે-ચાર સ્ત્રીઓ મળીને કોઇના ઓટલે બેસી બેસી જેની તેની નિંદા કરવામાં કે નિરર્થક ગપાટા મારવામાં જ સમય પસાર કરી દેશે. આપણા જીવનમાં જે ફાજલ સમય મળે છે તેનો સદ્દુપયોગ કરીને કેટલી અદ્ભુત પ્રગતિ સાધી શકાય છે તેની તો કોઇને કલ્પના પણ આવતી નથી.

કેટલાક ભાઈ-બહેનોને આ બાબતમાં પૂછીશું તો તેઓ પ્રતિપ્રશ્ન કરશે કે, 'અમારે નવરાશના સમયમાં કરવું શું? અમને તો તેની કોઈ સમજ જ પડતી નથી.' વાત પણ ખોટી નથી. ઘણા લોકોને તો ફુરસદના સમયે કેવી ઉપયોગી પ્રવૃત્તિઓ કરી શકાય છે તેનો ખ્યાલ જ નથી. આવા લોકોને જો તેઓને એવે સમયે કરી શકે તેવી પ્રવૃત્તિઓ સમજાવવામાં આવે તો તેઓ અવશ્ય પોતાનો ફુરસદનો સમય યોગ્ય પ્રવૃત્તિઓમાં ગાળી શકે છે.

ઈશ્વર આપણને અમૂલ્ય માનવ જિંદગી બક્ષી છે, વળી અન્ય પ્રાણીઓના કરતા માનવ પ્રાણીમા કેટલીક વિશેષ શક્તિઓ પણ પરમકૃપાળુ પરમાત્માએ મૂકી છે. બીજા પ્રાણીઓને માણસના જેવી વિચાર શક્તિ, સારાસારનો વિચાર કરી શકે એવી તુલનાત્મક બુદ્ધિ, અને સર્વે ઇન્દ્રિયોને યોગ્ય રીતે કેળવીને તેના વડે અસાધારણ પ્રગતિ કરવાની શક્તિ આપી નથી અને તેથી તો જગતમાં વિરાટકાય પ્રાણીઓ પર માણસ પોતાની આ અદ્ભુત શક્તિ દ્વારા સરસાઈ ભોગવી રહ્યો છે. ઈશ્વરે આપણને જે બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ કરીને ફુરસદના સમયે કરવાના યોગ્ય કાર્યોનો નિર્ણય આપણે કરી લેવો જોઇએ. આળસને ખંખેરી, આરામપ્રિય મનોવૃત્તિ પર કાબુ મેળવી માણસ જો બુદ્ધિપૂર્વક પોતાને કરવાના કામોનો વિચાર કરે તો નવરાશની પળોમાં જીવનમાં પ્રગતિ સાધી શકાય તેવી અનેક પ્રવૃત્તિઓ તેઓ મેળવી શકે છે.

જિંદગીની જે એક એક પળ જાય છે તે જગતભરની બધી જ દોલતના બદલામાં પણ પાછી મેળવી શકાતી નથી. જગતમાં જુદાં જુદાં ક્ષેત્રોમા જે જે વ્યક્તિઓએ અદ્ભુત પ્રગતિ સાધીને કીર્તિ પ્રાપ્ત કરી છે તેઓએ ક્યારેય પોતાના જીવનની એક પળ પણ નિરર્થક કાર્યોમાં વેડફી દીધી નથી. પૈસા કરતા પણ જીવનની એક એક પળને ખૂબ જ આવ-

ધાનીપૂર્વક અને કરકસરથી ખર્ચાં છે. પૈસા તો રળવાથી-પ્રયત્ન કરવાથી-ફરીથી મળી શકે છે પણ ગયેલો સમય લાખ પ્રયત્ન કરવા છતાંય કોઈ પણ કિંમતે પાછો મેળવી શકાતો નથી. આ જ કારણે આપણામાં કહેવત પડી છે, કે 'યુવાનીનું રળ્યું અને વહેલા ઊઠીને દળ્યું ખપમાં આવે' આજે આપણા હાથપગ સાબૂત છે, શરીરમાં જોમ છે, સખત કામ કરવા જેટલી દેહમાં તાકાત છે, ત્યારે આપણે તેનો યથાર્થ ઉપયોગ કરી લેવાનું ચૂકવું જોઈએ નહીં.

એવી અનેક પ્રવૃત્તિઓ છે, કે જ્યારે જ્યારે સમય મળે ત્યારે એ કરી શકાય છે અને જીવનમાં પ્રગતિ સાધી શકાય છે. જ્યારે તમને ફુરસદ હોય ત્યારે કોઈ સારા પુસ્તકનું વાંચન અને મનન કરી શકો છો. લેખનનો શોખ હોય તો ફુરસદના સમયે થોડું થોડું લખી શકો છો. અરે એમ બેઠા બેઠા રેંટિયો કાંતો તો પણ વરસ દરમિયાન નવરાશનાં સમયે રેંટિયો કાંતીને વસ્ત્રોની બાબતમાં સ્વાવલંબી બની શકો છો. બહેનો એકઠી મળીને કોઈની નિંદા કરવામાં કે નાહક ગપ્પાં મારવામાં સમય વેડફી નાખે તેના બદલે બેઠા બેઠા રેંટિયો કાંતે, ભરત ગૂંથણનું કામ કરે તો પણ ઘણો ફાયદો થઈ જાય છે. મારા મોટીમા સમયની બાબતમાં ખૂબ જ ચીવટ રાખતા હતા. બપોરના સમયે તે એક કલાક રેંટિયો કાંતતા અને કાંતતાં કાંતતાં અમને નવાં નવા ગીતો પણ શીખવતા જતાં. ગીતો ગાતી વખતે પણ મોટીમા અમને ય નવરા બેસી રહેવા ન દેતા. કાં તો નાક પરથી ફાળકા પર સૂતર ઉતારવાનું કામ અમને સોંપતા અથવા તો સાંજના સમયે કરવાની ભાજી અમારી પાસે વીણાવતા. નવાં નવા ગીતો શીખવાની લાલચે મોટીમાએ સોંપેલું આ બધું કાર્ય અમે હોંશથી અને ઉત્સાહપૂર્વક કરતા પરિણામે અમને ગીતો શીખવા મળતા અને સાથે સાથે ઘરનું બીજું કામ પણ થઈ જતું.

જે માણસ જીવનની એક પળ પણ વ્યર્થ ગુમાવતો નથી તેણે જ જીવનજીવવાની સાચી કળા હસ્તગત કરી છે; એમ કહેવાય. જગતમાં અનેક મહાન પુરુષોએ પોતાના જીવનની દરેકે દરેક પળનો સદુપયોગ કરીને આશ્ચર્યકારક પ્રગતિને વર્યા છે. ટીપે ટીપે સરોવર ભરાય, એવી રીતે રોજ જો માત્ર એક જ કલાક રેંટિયો કાંતવામાં આવે તો વરસ દહાડાના કપડાં આપણે સહેલાઈથી તૈયાર કરી શકીએ. આર્સ ફ્રેંટ એક મોચી હતો; પરંતુ રોજ ફક્ત એક જ કલાક તે ગણિતનો અભ્યાસ કરતો હતો. અને પરિણામે તે અમેરિકાનો પ્રખ્યાત ગણિતશાસ્ત્રી બની શક્યો. અબ્રાહમ લિંકને પોતાના ફુરસદના સમયમાં જ કાયદાનો અભ્યાસ કર્યો હતો. મહાન વિદુષી અમ્મા 'એની બેસંટ' પ્રવાસના સમયે મળતા વખતમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરેલો. સ્ટીવન્સન જ્યારે એન્જિનિયર હતો ત્યારે તેણે રાત્રીના ફાજલ વખતમાં અંકગણિત શીખવાનું શરૂ કર્યું અને નવરાશના સમયનો ઉપયોગ કરીને તે અંકગણિતમાં પારંગત બન્યો હતો. ગ્રીસનો અપ્રતિમ ઇતિહાસ લખનાર ગ્રોટેએ પોતાનો એ ઇતિહાસ કાંઈ એકી બેઠકે બેસીને લખ્યો નહોતો પરંતુ અવકાશના સમયે તે રોજ રોજ થોડું થોડું લખતો અને એ રીતે તેણે એ મહાન ઇતિહાસ-ગ્રંથ તૈયાર કરેલો.

અરે આ કરતા કરતા, જમતાં જમતાં, હાલતા ચાલતા પણ ઘણી પ્રવૃત્તિઓ કરી શકાય છે અને એ રીતે એક સમયે બબ્બે કામ પૂરા થાય છે તેમ જ સમય પણ બચે છે. મહાત્મા ગાંધીજી આવી રીતે એક સાથે બે કાર્યો કરવાની કળામાં પારંગત હતા. જમતા જમતા તે મુલાકાતીઓને તેમના સવાલના જવાબો આપતા, માલિશ કરાવતા હોય ત્યારે છાપાના સમાચારો સાંભળવાનું કામ પણ થતું રહેતું. ફરવા જતી વખતે ઘણીવાર કોઈની સાથે અગત્યની મંત્રણાઓ પણ કરતા આમ જમવાના કાર્યની સાથે મુલાકાતીઓના સવાલના જવાબ આપવાનું કામ પણ થતું. માલિશ કરાવતા જતા અને છાપામાંના સમાચારો પણ સાંભળી લેતા. એક કાંકરે બે પક્ષી મારવાનું કામ આમ બાપુજી આવી રીતે કરી શકતા. કવિ જેઈફ્રેએ 'ઇન્ફર્નો' તરજૂમો આવી રીતે જ ફુરસદના સમયમાં કરેલો. તેમને હંમેશા કોફી પીવાની ટેવ હતી. અને કોફી ઉકળી રહે એટલા સમય સુધી એ પ્રવૃત્તિપસંદ કવિ મહાશયને વ્યર્થ બેસી રહેવું

પોસાય નહીં માટે તે સમયમાં બેઠાં બેઠાં 'ઇન્ફર્નો' તરજૂમો કરતા. આમ વર્ષો સુધી ચાલ્યું અને અંતે રોજના એ કૉફી પીવાના સમયમાં જ તેણે પોતાનું તરજૂમાનું કામ પૂરું કર્યું. સ્કોટલૅન્ડનો જ્હૉન બ્રાઉન ઘેટાં સાચવવાનું કામ કરતો હતો અને ત્યારે સીમમાં બેઠાં બેઠાં જ તેણે ગ્રીક અને લૅટિન ભાષા શીખી લીધી હતી.

જમવાને વાર હોય ત્યારે ઘણીવાર આપણે હિંડોળા પર બેઠાં બેઠાં હિંચકયા કરીએ છીએ અથવા તો રસોઇ તૈયાર થાય તેની રાહ જોતાં જોતાં ઓરડામાં વ્યર્થ આંટા માર્યા કરીએ છીએ. પરંતુ ફ્રાન્સના એક મહાન ચાન્સેલરે આવા જ અવકાશના સમયમાં એક કીમતી પુસ્તક લખ્યું હતું. આપણે પણ એવે સમયે આવું કંઇ ને કંઇ કાર્ય કરી શકીએ છીએ. આવેલી ટપાલ વાંચીને તેના જવાબો લખી શકીએ છીએ. છાપામાં આવેલા અગત્યના સમાચારોની નોંધ કરી શકીએ છીએ. બૂટ-ચંપલને પૉલિશ લગાડી શકીએ છીએ. કપડાંને ઇસ્ત્રી કરી શકીએ છીએ.

અવકાશના સમયમાં ઘણું ઘણું કરી શકાય છે. આઝાદીની લડત ચાલતી હતી ત્યારે આપણા અનેક નેતાઓએ જેલવાસ દરમિયાન અનેકવિધ ઉત્કૃષ્ટ સાહિત્યનું સર્જન કરેલું. જવાહરલાલજી, ગાંધીજી અને સાને ગુરુજીએ આવું સુંદર, મહાન અને લોકોપયોગી સાહિત્ય જેલમાં જ સર્જ્યું હતું. 'શ્યામચી આઇ' (શ્યામની મા)નું સર્જન સાને ગુરુજીએ જેલમાં જ કરેલું. મહાન વૈજ્ઞાનિક માઇકલ ફેરેડે એક પુસ્તક વેચનારની દુકાને ચોપડીઓ બાંધવાનું કામ કરતો; પણ ત્યાં તેને જે અવકાશનો સમય મળતો તેમાં જ તેણે અનેક મહાન શોધો કરી હતી. ગેલીલિયો આમ તો વૈદકનો ધંધો કરતો; પરંતુ ફુરસદના સમયે પ્રયોગો કરીને તેણે અનેક જગવિખ્યાત શોધો કરી હતી! બર્ન્સે પોતાના સુંદરમાં સુંદર કાવ્યો તે ખેતરમાં કામ કરતો ત્યારે જે થોડો ઘણો સમય તેને મળતો તે વખતે જ લખેલાં.

વાંચન અને મનન માટે પણ આપણને ખાસ સમય ફાજલ પાડવાની જરૂર નથી. પ્રવાસ કરતી વખતે સાથે એકાદ પુસ્તક રાખીને તેનો અભ્યાસ કરી શકાય છે. ગાડીમાં માત્ર બેઠાં બેઠાં ઝોલા ખાવા કે ઊંઘવું તેના કરતા સાથે એકાદું પુસ્તક રાખીને તેનું વાંચન કરવાથી પ્રવાસ કંટાળાજનક નથી લાગતો તેમ જ પુસ્તકનું વાંચન પણ થઈ શકે છે. ગ્લેડસ્ટન પોતાનો વખત નકામો ન જાય માટે હંમેશાં એકાદું પુસ્તક પોતાની સાથે જ રાખતો. મેસનગુડ નામના લંડનના એક ડૉક્ટરે દર્દીઓને જોવા જતાં, એક સ્થળેથી બીજે સ્થળે જવા-આવવામાં જે સમય લાગતો તે સમયમાં, ગાડીમાં બેઠાં બેઠાં જ 'લ્યુક્રેટીયસ' નામના પુસ્તકનો અનુવાદ કરેલો. આ પુસ્તકમાં પ્રથમ સિનેમાના ચલચિત્રની કલ્પના મૂકવામાં આવી. સ્વામી રામતીર્થ ફરવા જતા ત્યારે ચાલતાં ચાલતાં જ વાચન કરતાં રહેતા.'

કોઇ કામ કરવા 'માટે સમય નથી,' એમ કહેનાર કાં તો આળસુ છે અથવા તો તેને તે કામ કરવાની દાનત જ નથી અને તેથી તે એમ કહીને તે કામમાંથી છટકવાની બારી શોધે છે. કામ કરવું જ છે તેને સમય મળી રહે છે. બસની રાહ જોતાં જોતાં બસ-સ્ટૅન્ડ નજીક ઊભા રહો તેટલા સમયમાં પણ છાપું વાંચી શકો છો, હજામત બનાવતાં બનાવતાં રેડિયો પરના સમાચાર સાંભળી શકો છો. રસોઇ કરતાં કરતાં ઈશ્વર સ્મરણ કરી શકો છો; એથી મન અને અન્ન બંને પવિત્ર બનશે.

ફુરસદના સમયે પરહિતના પણ કામો થઈ શકે છે. ભાવનગરની જાણીતી શિક્ષણ સંસ્થા શિશુવિહારના પ્રાણ સમા શ્રી માનભાઇ પોતાનો ફુરસદનો સમય શાળાના બાળકોના હાથના વધી ગયેલા નખ કાપવામાં, તેમને નવી નવી વાતો કહેવામાં, બાળકોને એકઠાં કરી બોધક વાર્તાઓ કહેવામાં ગાળતા અનેક વખત જોવા મળ્યા છે. આપણે પણ આવું ઘણું કામ કરી શકીએ છીએ. શેરીમાની ગંદકી સાફ કરી શકીએ. લત્તામાં ગરીબ અભણ પ્રૌઢો અને બાળકોને રોજ એક એક કલાક અક્ષરજ્ઞાન આપી શકીએ, અભણ ભાઇઓને છાપામાંના અગત્યના સમાચાર વાંચી સંભળાવી શકીએ. આવું તો ઘણું ઘણું થઇ શકે છે.

સિહોર હતો ત્યારે સાંજે રમવા માટે ભેગા થતા બાળકોને રોજ અરધો કલાક બાગાયતનું કામ કરાવતો બાળકોની સાથે હું પણ જોડાતો. એક વર્ષમાં તો અમે આવા રોજના અરધા કલાકના કાર્યથી એક સુંદર મઝાનો બગીચો તૈયાર કરી નાખેલો.

શાળામાં ભણતા બાળકોને બપોરની એક કલાકની છૂટીના સમયમાં કોઇ પ્રવૃત્તિમાં જોડ્યા હોય તો પણ ઘણું કામ થઇ શકે છે. શાળાની સફાઇ થઇ શકે છે. વર્ગની દિવાલો પર લાગેલા ધૂળ જાળા સાફ કરી શકાય છે. બાળકો નકામા દોડા દોડી કરે તેના બદલે તેઓની પાસે નવુ રસપ્રદ, બોધક અને જ્ઞાનદાયક સાહિત્ય મૂકવામા આવે તો તેઓ સમયનો સદુપયોગ કરીને ઘણું નવુ નવું શીખી શકે છે. તેઓની સર્જન શક્તિને ખીલવવાનો અવકાશ અપાય તો તેઓ ઘણું સુંદર સર્જન કરી શકે છે. બહેનો ભરતકામ કરી શકે, માટીના રમકડાં બનાવી શકે, કાગળ પર વિવિધ કોતરકામ કરી શકે, સુંદર ચિત્રો તૈયાર કરી શકે. આવું તો ઘણું ઘણું કરી શકાય છે. જરૂર છે માત્ર દૃષ્ટિની, ફુરસદના સમયે શું કરવું, તે જો આપણે સમજી શકીએ અને સમયનો સદુપયોગ કરી આવી જીવનોપયોગી પ્રવૃત્તિ કરતા રહીએ તો અદ્દભુત સફળતા અને સહાયતા પ્રાપ્ત થાય છે. જીવનની એક પણ પળ હવેથી નકામી જવા ન દેશો. જે સમય વ્યર્થ જાય છે તે તમારી પ્રગતિને રુંધે છે, તમારામાં રહેલી શક્તિને દબાવી દે છે. સમય ઘણો જ કીમતી છે. સમયની કીમત જાણીને તેનો સદુપયોગ કરી લે તે જ માણસ ડાહ્યો અને વિવેકી છે.

## અનોખો ટિળક-ભક્ત

ભારતના કટ્ટર ગુલામીના વાતાવરણમા આઝાદીનો બુલંદ નાદ ગજવનાર ટિળક મહારાજ, તેમને લોકોએ પ્રેમથી આપેલા બિરુદ પ્રમાણે, લોકમાન્ય જ હતા. 'આઝાદી મારો જન્મ સિદ્ધ હક્ક છે, અને હું લઇશ જ' એવુ ભારપૂર્વક કહેનાર એ સિદ્ધપુરુષ આઝાદીની હવા ઝંખનાર એ જમાનાના અમુક મર્દાનગીપ્રિય લોકોને તો ખૂબ જ ગમી ગયેલા. એ જમાનાના આઝાદીપ્રિય માનવીઓ તો આ મહાન પુરુષ પાછળ જાણે પાગલ બન્યા હતા.

ભારતના પ્રાંતે પ્રાંતે ને ખૂણે ખૂણે ટિળક મહારાજના ભકતો પડ્યા હતા એ બધાયમા સતારા જિલ્લાના બોરગાંડ નામક ગામની એક વ્યક્તિની ટિળક ભક્તિ અનોખી હતી એ વ્યક્તિનું નામ સદાશિવ ભટ ઉર્ફે તાતૂ દામલે આ માણસ તો ટિળક મહારાજ પાછળ જાણે ખરેખર પાગલ બન્યો હતો. ટિળક મહારાજનાં એકે એક કામનો એ ભારે પ્રશંસક હતો.

આ માણસે જ્યારે જાણ્યું કે ટિળક મહારાજને દેશનિકાલની સજા કરવામા આવી છે અને તેમને બ્રહ્મદેશની માંડલે જેલમા લઇ જવામા આવ્યા છે, ત્યારે તેના મગજે કર્યું ન કર્યું. એ સમાચારથી તેને જબ્બર આઘાત લાગ્યો; અને એથી કરીને તે બીમાર પડ્યો, તેને ઉગ્ર વાતરોગ લાગુ પડ્યો.

એ બીમારીમાં તે ઘણી વાર બેશુદ્ધ બની જતો. કેટલાયે વૈદકીય ઉપચારો કર્યા છતાં તે શુદ્ધિમા આવતો ન હતો

તેના ચિરંજીવીને પોતાના પિતાની પ્રખર ટિળક ભકતની જાણ હતી એટલે તેણે પિતાને શુદ્ધિમાં આણવા એક અનોખો ઉપાય અજમાવ્યો. તેણે પિતાના કાનમા મોટેથી કહ્યું;

'બાપુજી ટિળક મહારાજનો છુટકારો થયો!'

'ટિળક મહારાજનો છુટકારો થયો!' એટલા શબ્દો કાને પડતા જ એ અનન્ય ટિળક ભકત એકદમ શુદ્ધિમાં આવી ગયો, ને બોલી ઊઠ્યો. 'કેમ ભાઇ, કેવી રીતે?'

અને તેનો રોગ ક્યાંયે ચાલ્યો ગયો.

—શિવસુંદરમ્

# નામ રૂપ જૂજવાં

રાતે આકાશમાં તને અસંખ્ય તારાઓ દેખાય છે; પણ સૂર્યોદય થતાં તે કળાતા નથી. એટલે શું તું એમ કહી શકે ખરો કે દિવસે આકાશમાં તારાઓ જ નથી? એ જ પ્રમાણે હે માનવી! તારા દિવસરૂપી અજ્ઞાનમાં તું સર્વશક્તિમાન પરમાત્માને ભાળતો નથી, તેથી પ્રભુ જ નથી એમ કહીશ મા. *

પરમાત્માનાં નામ અસંખ્ય છે અને રૂપ અનંત છે. એ બધાથી તેને જાણી શકાય છે. જે નામ કે રૂપથી તું એને બોલાવીશ એ જ નામ અને રૂપથી એ તને દર્શન દેશે. *

જુદા જુદા લોકો જુદા જુદા નામથી એક જ પદાર્થને- પાણીને-પિછાને છે. કેટલાક તેને વૉટર કહે છે, કેટલાક વારિ કહી વ્યવહાર કરે છે, કેટલાક એકવા તરીકે ઓળખે છે તો વળી બીજા પાની કહી પારખે છે. એ જ પ્રમાણે સત્-ચિત્-આનંદને કેટલાક ગૉડ કહી પૂજે છે, બીજા અલ્લા કહીને બંદગી કરે છે, કેટલાક હરિ કહીને અર્ચના કરે છે તો કેટલાક બ્રહ્મ કહીને સ્તવે છે. *

તમને પરમાત્માના સાકાર અને નિરાકાર સ્વરૂપની કાંઈ કલ્પના છે? સાકાર અને નિરાકાર એ બરફ અને પાણીની જેવી દશા છે. પાણી ઠરીને બરફ બને છે ત્યારે તેને આકાર સાંપડે છે. પછી જ્યારે એ જ બરફ પીગળીને પાણી થાય છે ત્યારે આકાર અદૃશ્ય થાય છે ભક્ત સમક્ષ ભગવાન અનેકસ્વરૂપે પ્રગટે છે. પોતાના ભક્તની ઉત્કટ ભક્તિની શીતળતાથી અનંત અવ્યક્ત બ્રહ્મ પુરુષોત્તમને સ્વરૂપે પ્રગટે છે પછી જેમ સૂર્યના આવિર્ભાવથી જડ હિમ પીગળીને નિરાકાર સ્થિતિ પામે છે તેજ પ્રમાણે જ્ઞાનના આવિર્ભાવથી સાકાર પરમાત્માનું નિરાકારમા રૂપાન્તર થાય છે. *

કોઇ એક બહુરૂપી પક્ષીના રંગ બાબતમાં બે માણસોને વાંધો પડ્યો. એકે કહ્યું કે ઝાડ ઉપર બેઠેલું એ પક્ષી સુંદર રાતા રંગનું છે. બીજાએ તેનો વિરોધ કરતાં કહ્યું : "તારી વાત સાચી નથી. એ પક્ષી રાતું નથી પણ વાદળી છે." હવે આજ ઝાડ નીચે એક માણસ રહેતો હતો. તેણે તે બહુરૂપી પક્ષીને વિવિધ રંગમાં અને વિવિધ દશામાં નિહાળ્યું હતું. આ માણસ પાસે પેલા લડનારા આવ્યા. તેમાંના એકે પૂછ્યું : 'કેમ મહેરબાન! પેલા ઝાડ ઉપરનું પંખી રાતા રંગનું નથી?' વૃક્ષનિવાસીએ ઉત્તર વાળ્યો: 'સાવ સાચી વાત.' બીજા ઝગડનારે કહ્યું: 'તમે શું બોલો છો? એ રાતું હોય જ નહિ. મેં તેનો રંગ વાદળી જોયો છે.' પેલા વૃક્ષનિવાસીએ કહ્યું: 'બરાબર છે. તમારી વાત પણ સાવ સાચી છે.' આ પુરુષ જાણતો હતો કે બહુરૂપી પક્ષી બહુ રૂપો ધારણ કરે છે. આથી તેણે બંને વિરોધી મતોને સાચા ગણાવ્યા. *

આ જ પ્રમાણે સત્-ચિત્-આનંદનાં ઘણા સ્વરૂપો છે ભક્ત ભગવાનને અમુક જ રૂપમાં જુએ છે તેથી તેને તે જ રૂપમાં ઓળખે છે. પરંતુ જે તેને અનેક રૂપમાં જુએ છે તે જ કહી શકે કે આ અનંત સ્વરૂપો એક જ ઇશ્વરનાં છે અને તે અસંખ્યરૂપધારી છે. *

પરમાત્મા નિરાકાર છે અને સાકાર પણ છે. વળી તે સાકાર અને નિરાકાર બંનેથી પર પણ છે. પોતે કોણ છે એ વાત તે એકલો જ જાણે છે તે પોતાને વિવિધ સ્વરૂપે તથા વિવિધ પ્રકારે પ્રકટ કરે છે. સત્યએ છે કે આવિર્ભાવ કે તિરોભાવની કોઇ મર્યાદાનું તેને બંધન નથી. *

એક વાર કોઇ સાધુ જગન્નાથપુરીના મંદિરમાં ગયો. તેનું મન ઇશ્વર સાકાર છે કે નિરાકાર એવા સંશયથી ભરેલું હતું. જગન્નાથજીની પ્રતિમાનું દર્શન કરતી વેળાએ તેને આ

ગૂચ ઉકેલવા પારખુ કરી જોવાની મરજી થઈ પોતાની લાકડી લઈને તેણે પ્રતિમાને ડાબે પડખે ગોળ ફેરવીને જમણે પડખે કાઢી બે પાચ પગ સુધી તેને ન તો કાઈ દેખાયુ કે ન તો કાઈ ભટકાયુ તેથી તેણે નિશ્ચય કર્યો કે પરમાત્મા નિરાકાર છે પછી પાછી જમણે પડખેથી ડાબે પડખે લાકડી ફેરવતા તે પ્રતિમા સાથે ભટકાઈ એટલે તે સાધુએ નિર્ણય કર્યો કે પરમાત્મા સાકાર પણ છે અને નિરાકાર પણ છે *

અગ્નિને પોતાને કોઈ વિશિષ્ટ આકાર નથી ઝગમગતા અગારાને આધારે તે વિવિધ સ્વરૂપો ધરે છે આ કારણે નિરાકાર અગ્નિ સાકર બનતો ભાસે છે આ જ રીતે નિરાકાર પરમાત્મા સ્વત સાકાર સ્વરૂપ ધરે છે *

પૃથ્વી કરતા સૂર્ય અનેક ગણો વિશાળ છે છતા અતરને કારણે તે થાળી જેવડો લાગે છે આ જ રીતે પ્રભુ અનતગણો મહાન છે પણ અતિ દૂર પડી જવાને લીધે તેનુ પૂર્ણ માહાત્મ્ય જાણવાને આપણે અસમર્થ છીએ *

નિરાકાર બ્રહ્મ અને સાકાર શક્તિ વચ્ચે કોઈ ભેદ નથી જ્યારે નિષ્ક્રિય તત્ત્વ તરીકે પરમાત્માની કલ્પના કરીએ છીએ ત્યારે તે શુદ્ધ બ્રહ્મ કહેવાય છે જ્યારે સક્રિય તત્ત્વ–સર્જક, પોષક અને સહારક–તરીકે તેની કલ્પના કરીએ છીએ ત્યારે તે સાકાર બ્રહ્મ અર્થાત શક્તિ કહેવાય છે *

જેમ એક જ સુવર્ણમાથી જુદા જુદા નામ રૂપવાળા આભૂષણો બને છે તેમ એક જ પરમાત્મા વિવિધ દેશકાળમા વિવિધ નામરૂપથી પૂજાય છે તેની અર્ચના અનેક રૂપે થાય છે કેટલાક તેને પિતા કહે છે તો કેટલાક માતા કહે છે આમ જુદા વિવિધ સબધોને નિમિત્તે અને પ્રકારો દ્વારા પૂજાતો તે એક જ જગન્નાથ છે *

જેમ એક જ ચોખામાથી ભાત, કણકી, પૌંઆ મમરા કે બિરજ બનાવવામા આવે છે અને જુદી જુદી વ્યક્તિઓ તેમાથી પોતાની રુચિ પ્રમાણેની વાની પસદ કરે છે તેમ આ વિશ્વનો નાયક એક હોવા છતા પોતાના ભક્તની ઇચ્છા પ્રમાણે વિવિધ સ્વરૂપો ધરે છે આવો પ્રત્યેક ભક્ત પરમાત્મા વિષે વિશિષ્ટ કલ્પના બાધીને તેને અતિશય મૂલ્યવાન સમજે છે કોઈ ભક્તને તે કૃપાળુ સ્વામી કે સ્નેહાર્દ્ર પિતા તરીકે, કેટલાકને તે સુસ્મિતા વત્સલ માતા તરીકે, કેટલાકને તે સન્નિષ્ઠ સખા તરીકે તો બીજાઓને તે ભાવાધીન નાથ તરીકે અથવા આજ્ઞાકિત મનોરથદાતા પુત્ર તરીકે ભાસે છે *

પરમાત્મા સાકરના પર્વત સમાન છે નાની કીડી કીડી તેમાથી ખાડની એક કણી લઈ જાય છે તો મોટી કીડી વળી વધારે મોટી કણી તાણી જાય છે તેમ છતા યે પર્વત તો હતો તેવડો જ મોટો રહે છે પ્રભુના ભક્તોનુ પણ આમ જ છે ઈશ્વરીય તત્ત્વની એક કણી મળતા જ તેઓ પ્રેમોન્મત્ત બની જાય છે પરમાત્માની અખિલ વિભૂતિ ધારણ કરવાનુ તો કોઈનુ યે સામર્થ્ય નથી *

એકવાર મીઠાની પૂતળી સમુદ્રની ઊંડાઇ માપવા અદર ઊતરી, આમ કરવા જતા તે સમુદ્રજળમા ઓગળીને એકરસ થઈ ગઈ એ જ પ્રમાણે પરમાત્માનુ મહાત્મ્ય જાણવાનો પ્રયત્ન કરતા જીવાત્મા પોતાનુ જીવપણુ તજીને તેની સાથે સાયુજ્ય પામે છે *

જેમ પારાના વાસણમા પડેલો સીસાનો કટકો થોડીવારમા ઓગળીને એકરસ થાય છે તેમ જ બ્રહ્મના સાગરમા પડેલો જીવાત્મા પોતાના વિશિષ્ટ સ્વરૂપ તથા મર્યાદા તજીને બ્રહ્મની સાથે એકત્વ પામે છે *

પાણી અને પરપોટો એક જ છે પરપોટાની ઉત્પત્તિ પાણીમા છે, અસ્તિત્વ પાણી ઉપર જ છે અને અતે સમાઈ જાય છે પણ પાણીમા જ એ જ ન્યાયે જીવાત્મા અને પરમાત્માનો અભેદ છે જે કઈ ભેદ છે તે આંશિક છે એક પરાધીન છે, અન્ય સ્વાધીન છે *

લોહચુબકનો જેવો લોહ સધે સબધ

છે તેવો જ સંબંધ પ્રભુનો પ્રાણી પ્રત્યે છે, તો પછી નારાયણથી નર કેમ આકર્ષાતો નથી? કાદવમાં દટાયેલું લોઢું લોહચુંબકનું ખેંચાણ અનુભવતું નથી. તે જ રીતે માયામાં દટાયેલો જીવડો શિવનું ખેંચાણ અનુભવતો નથી. પણ પાણીથી કાદવ ધોવાય તો લોહચુંબકથી લોઢું ખેંચાય છે. તે જ રીતે પ્રાર્થનામાં સતત અશ્રુધારાથી અને અનુતાપથી જીવ માયારૂપી કાદવને પખાળે છે. આટલું થયા પછી તરત તે શિવનું આકર્ષણ અનુભવે છે. *

## ગાંધીજી અને ઢીંગલી

ઈ૰ સ૰ ૧૯૪૭ની સાલમાં આપણને આઝાદી મળી, ત્યારે આપણા નેતાઓને બહુ બહુ અરમાન હતા. ખાસ કરીને જવાહરલાલ નેહરુને તો બહુ બહુ અરમાન હતા. તેમના મનમાં હતું:

'ક્યારે એશિયાના રાષ્ટ્રોને એકત્ર કરું? ક્યારે તેમને આઝાદીનો અમર સંદેશ પહોંચાડું? ક્યારે તેમને વિશ્વમુક્તિ માટે સદા યે ઝંખતું 'બાપુ'નું તત્ત્વજ્ઞાન સમજાવું!'

અને, આઝાદી મળી કે તરત જ એશિયાઈ રાષ્ટ્રોના પ્રતિનિધિઓને ભારતના આંગણે એકઠા કરવા માટે જવાહરલાલજીએ કમર કસી. એશિયાઈ રાષ્ટ્રોના પ્રતિનિધિઓની એ સભા 'એશિયન કોન્ફરન્સ' નામે આધુનિક રાજકીય ઇતિહાસમાં જાણીતી બની છે. એ કોન્ફરન્સ આપણા પાટનગર દિલ્હીમાં મળી. જવાહરલાલજી અને આપણા બીજા નેતાઓ પણ એ કોન્ફરન્સમાં રાષ્ટ્રપિતા ગાંધીજીને લઈ જવા આતુર હતા. જવાહરલાલ સિવાય એ કોન્ફરન્સમાં બાપુને લઈ જવા સૌથી વધુ આતુર હતી એક વ્યક્તિ — અને તે સ્વ૰ સરોજિની નાયડુ.

હિંદના બુલબુલ તરીકે જાણીતા, કવિ-યોદ્ધા સમા એ વીર નારી સ્વભાવે જેવાં વરણીર હતા તેવાં રમજી ને ટીખળી પણ હતાં. તેમના નિર્દોષ ટીખળ ઉપર સૌ કોઈ ફીદા રહેતા.

એ કોન્ફરન્સમાં ગાંધીજીને સરોજિનીદેવી 'બળાત્કારે' ઘસડી ગયા એમ કહીએ તો ચાલે. કેમ કે, ગાંધીજીને એવી કોન્ફરન્સમાં ગાજવા કરતા મૂંગા મૂંગા કાર્ય કરવામાં વધુ રસ હતો. ગાંધીજી ગયા, એટલે એશિયન રાષ્ટ્રોના એ પ્રતિનિધિઓ ભારતના એ ભાગ્યવિધાતા પુરુષાર્થી મહાપુરુષ પર ખુશ ખુશાલ થઈ ગયા; એ સંત પુરુષને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવ્યા.

આ બધું પતી ગયું, એટલે સરોજિનીદેવીએ, પોતાના સ્વભાવ મુજબ એક ટીખળ કર્યું, ક્યાંકથી તેઓ એક સુંદર ઢીંગલી લઈ આવ્યા, ને સૌ સભાજનો દેખે એ રીતે મહાત્માજીને એ ઢીંગલીની ભેટ આપી.

આમ કરવાનું કારણ કોઈને ન સમજાયું, સૌને આમાં સરોજિનીદેવીની 'બાળકબુદ્ધિ' જેવું લાગ્યું.

પરંતુ થોડી જ વારમાં ઊભા થઈને હિંદના એ બુલબુલે પોતાના હાવકે મોએ આનો ખુલાસો કરતા કહ્યું: 'મિત્રો મેં જે આ ઢીંગલી અમારા પ્યારા રાષ્ટ્રપિતાને આપી છે, તે કંઈ મજાક ખાતર નથી આપી. આ ઢીંગલી ભારતની એક સામાન્ય નારીનું પ્રતીક છે. ભારતના રાજકીય અને સામાજિક ક્ષેત્રમાં મહાત્માજીએ પ્રવેશ કર્યો એ પહેલાં અમે ભારતીય સ્ત્રીઓ આવી શણગારેલી ઢીંગલીઓ જેવી જ હતી. અજ્ઞાનના અંધકારમાં પડેલી આવી શણગારેલી ઢીંગલીઓમાં બાપુએ અજબ ચેતન આણ્યું. પરિણામે ભારતીય સ્ત્રીઓએ ઘરનો ખૂણો છોડી દીધો, શણગારોનો ખોટો ભપકો છોડી દીધો ને ખાદી ધારણ કરી. પોતાના ઉન્નત ચારિત્ર્ય તથા ઉમદા સ્વભાવની તેજસ્વિતાથી તે પ્રકાશતી થઈ. એ માટે એશિયાઈ રાષ્ટ્રોના એક ભાગરૂપ એમ ભારતીય સ્ત્રીઓ આ મહાત્માની આભારી છે. અને એ આભારની લાગણીના પ્રતીકરૂપે મેં આ ઢીંગલી ભેટ આપવાનું પસંદ કર્યું છે!'

સરોજિનીદેવીએ જ્યાં આવો ખુલાસો કર્યો, કે સૌ તેમના હસમુખા સ્વભાવ પર વારી ગયાં; સૌ બોલી ઊઠ્યાં: 'ખરે સરોજિનીદેવીએ અમને જ્ઞાન સાથે ગમ્મત આપી છે.'

—ત્રિ. વં. સુંદરમ

# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ



## ૮૯ સ્વભાવ પ્રાપ્તિ

૧૬ ચૈત્ર ૧૩૧૫

માણસના જીવનમા એવો એક સમય હતો, જ્યારે તે જ્યા પણ કઈ અદ્‌ભુત જોતો ત્યા ઈશ્વરની કલ્પના કરતો જો તે કોઈ જગ્યાએ જોતો કે પાણીમાથી અગ્નિની જ્વાળા નીકળે છે, તો તરત જ ત્યા પૂજાની તૈયારી કરતો તે સમયે તે કોઈ પણ એક અસામાન્ય લક્ષણ જોઈને કે કલ્પીને કહેતો, કે અમુક માણસમા દેવ આવ્યા છે, અમુક ઝાડમા દેવ પ્રગટ થયા છે, અથવા અમુક મૂર્તિમા દેવ જાગ્રત થયા છે

કાળક્રમે અખડ વિશ્વનિયમને ચરાચર વિશ્વમા સર્વત્ર એકરૂપે જોતા માણસ શીખ્યો ત્યારે તેને માલૂમ પડ્યુ કે જે અસામાન્ય લાગ્યું હતુ તે પણ સામાન્ય નિયમની બહાર નથી તે જ વખતે તેને બ્રહ્મના આવિર્ભાવને અખડભાવે સર્વત્ર વ્યાપ્ત રૂપે જોવાનો અધિકાર પ્રાપ્ત થયો અને તે વિરાટ અવિચ્છિન્ન ઐક્યના પ્રભાવથી તેને આનદ અને આશ્રય મળ્યો તે જ ક્ષણે માણસના જ્ઞાન, પ્રેમ અને કર્મ મોહમુક્ત બનીને પ્રશસ્ત અને પ્રસન્ન બની ગયા તેના ધર્મમાથી સમાજમાથી રાજ્યમાથી મૂઢતા અને ક્ષુદ્રતા દૂર થવા લાગ્યા

આ દર્શન એટલે બ્રહ્મનુ સર્વત્ર દર્શન, સ્વભાવનુ દર્શન

પરંતુ સમસ્ત સ્વભાવમાથી ચોરી લાવીને સ્વેચ્છાએ કોઈ એક કૃત્રિમતામા તેને વિશેષ રૂપે જોવાનો પ્રયત્ન હજી પણ માણસ કરતો જોવામા આવે છે એટલુ જ નહિ કોઈ કોઈ તો બડાશપૂર્વક કહે છે કે એ રીતે જોવુ એ જ જોવાની ઉત્તમ રીત છે બધા રૂપોમાથી અલગ પાડીને કોઈ એક વિશેષ રૂપમા, બધા માણસોમાથી હઠાવીને કોઈ એક વિશેષ માણસમા ઈશ્વરની પૂજા કરવી એ જ તેમને મતે પૂજાની પરાકાષ્ઠા છે.

મને ખબર છે કે માણસ આવા કૃત્રિમ ઉપાયે કોઈ એક હૃદય વૃત્તિને અતિશય પ્રમાણમા વિક્ષુબ્ધ કરી શકે છે, કોઈ એક રસને અત્યત તીવ્ર બનાવી દઈ શકે છે પણ શુ એમ કરવુ એ જ સાધનાનુ લક્ષ્ય છે?

ઘણી વાર આપણે જોઈએ છીએ કે માણસ આધળો હોય છે તો તેની સ્પર્શશક્તિ પુષ્કળ વધી જાય છે પરતુ એ રીતે એક બાજુથી ચોરી લઈને બીજી બાજુને ઉભરાવી દેવી એને જ આપણે શક્તિની સાર્થકતા કહી શકીશુ? જે બાજુને નુકસાન થયુ તેનો હિસાબ જ ન કરવાનો? તે તરફની સજામાથી આપણે છટકી શકીશુ ખરા?

કોઈ પણ પ્રકારના બાહ્ય અથવા સકુચિત

ઉપાય મારફતે સંમોહનને મેસ્કેરિઝમને ધર્મ-સાધનાનું પ્રધાન અંગ બનાવી દઈશું તો આપણું ચિત્ત સ્વાસ્થ્યમાંથી, સ્વભાવમાંથી અને એટલે જ મંગલમાંથી ચ્યુત થવાનું જ. આપણે સમતુલા ખોઈ બેસીશું—આપણે જે બાજુએ આવો અસંગત ભાર દઈશું તે બાજુને જ આપણે હાનિ પહોંચાડીશું.

ખરું જોતાં સ્વભાવની સંપૂર્ણતા પ્રાપ્ત કરવી એ જ ધર્મ અને ધર્મનીતિનો ઉત્તમ લાભ છે. માણસ અનેક કારણોસર પોતાના સ્વભાવની સમતુલા જાળવી શકતો નથી, તે સામંજસ્ય ખોઈ બેસે છે—એ જ એના પાપનું મૂળ છે. અને ધર્મનીતિ એટલા માટે જ તેને સંયમમાં પ્રેરે છે.

એ સંયમનું કામ શું છે? સયમનું કામ સહજવૃત્તિને ઉખેડી નાખવાનું નથી. તેને નિયમિત કરવાનું છે કોઈ એક સહજવૃત્તિ જ્યારે વધારે પડતી છૂટ મળતાં સ્વભાવના સામજસ્યનો ભંગ કરે છે ત્યારે પાપ જન્મે છે. કમાવાની ઈચ્છા જ્યારે અત્યંત ઉગ્ર બની જઈને રૂપિયા કમાવામાં જ માણસની શક્તિને પૂરેપૂરી બાંધી લેવા ઇચ્છે છે, ત્યારે તે લોભી બની જાય છે ત્યારે તે માણસના ચિત્તને તેની બધી સ્વાભાવિક દિશાઓમાંથી ચોરી આણીને એ એક જ દિશામાં ભેગું કરે છે. આ રીતે જે માણસ સ્વભાવથી ભ્રષ્ટ થાય છે તે કદી સાચા મંગલને પામતો નથી એટલે તેને માટે ઈશ્વર ને મેળવવાનું અશક્ય બની જાય છે. કોઈ માણસ પ્રત્યેનો પ્રેમ જ્યારે આપણને સ્વભાવથી ચ્યુત કરે છે ત્યારે તે કામ બની જાય છે એ કામ આપણી ઈશ્વરપ્રાપ્તિમાં બાધારૂપ થઈ પડે છે.

એટલા માટે અસામંજસ્યમાથી વિકૃતિમાં થી માણસના ચિત્તને બચાવીને સ્વભાવમાં લઈ જવુ એ જ ધર્મનીતિનો એકાન્ત પ્રયત્ન હોય છે. ઉપનિષદમા ઈશ્વરને સર્વવ્યાપી કહેતી વખતે તેને અપાપવિદ્ધ કહેલો છે તેનું તાત્પર્ય આ છે. ઈશ્વર સ્વભાવથી કોઈપણ જાતની બાધા વગર બધે વ્યાપેલો છે. પાપ તેને કોઈ એક વિશેષ સંકુચિત સ્થાનમાં આકર્ષીને પૂરી રાખીને બીજે બધે સ્થાનેથી ખેંચી લેતું નથી—આ ગુણને લીધે તે સર્વવ્યાપી છે. આપણી અંદર પાપ સમયને લૂંટીને કોઈ એક વિશેષ અંગને ફુલાવ્યા કરે છે. એને લીધે પોતાના સ્વભાવમાં તેનું સામંજસ્ય રહેતું નથી એટલું જ નહિ, આસપાસના વિશ્વ સાથે આપણું સામંજસ્ય નાશ પામે છે.

ધર્મનીતિ દ્વારા આપણે સ્વભાવપ્રાપ્તિની આ જે સાધનામાં મંડેલા છીએ એમાં રાત દિવસ સમાજ અને નીતિશાસ્ત્ર આપણને પ્રેર્યા કરે છે. તો શું અહીં જ એનો અંત આવે છે? ઈશ્વરસાધનામાં પણ શું એ નિયમને સ્થાન નથી? ત્યાં પણ શું આપણે કોઈ એક ભાવને કોઈ એક રસને સંકુચિત અવલંબન દ્વારા વધારે પડતો ઉત્તેજિત કરવો એને જ માણસનો એક ચરમ લાભ માની લઈશું?

દુર્બળના મનમાં કોઈ ઉત્તેજના જગાડીને તેના હૃદયને લોભાવવા માટે આ બધા ઉપાયો-ની જરૂર હોય છે, એમ ઘણા કહે છે.

જે માણસ દારૂ પીને આનંદ પામે છે તેની બાબતમાં શું આપણે એવી દલીલ કરી શકીએ ખરા? આપણે શું એમ કહી શકીએ કે દારૂથી જ જો એને ખાસ આનંદ મળતો હોય તો એ જ એને માટે શ્રેયસ્કર છે.

બલકે આપણે એમ કહીએ છીએ કે સ્વા-ભાવિક સુખ પ્રત્યે દારૂડિયાને અનુરાગ જાગે એવો જ પ્રયત્ન કરવો જોઈએ. જેને લીધે એને ચોપડી વાચવાનું ગમે, માણસોમાં હળવામળ વામા એ સુખ માનતો થાય, દૈનંદિન કામકા-જમાં એનું મન સહેજે પરોવાય એવો જ માર્ગ લેવો જોઈએ. એક માત્ર દારૂની સંકુચિત

ઉત્તેજનામા એનુ ચિત્ત આસક્ત ન રહેતા જીવનના વિશાળ સ્વભાવક્ષેત્રમા સ્વાભાવિક રીતે વ્યાપી રહે એમ કરવું એમાં જ મંગલ છે

ભગવાનની કલ્પનાને સકુચિત બનાવી દઈને ભક્તિની ઉત્તેજનાને ઉગ્ર નશા જેવી બનાવી દેવી એમા જ મનુષ્યત્વની સાર્થકતા છે, એમ ન કહી શકાય ભગવાનને પણ તેના સ્વભાવમા પામવાની સાધના કરવી પડશે તો જ તે સાચી સાધના થશે તેને આપણી પોતાની કોઈ વિકૃતિને અનુરૂપ બનાવી લઈ તેને વિશે છાકટાની જેમ વર્તવું એને જ આપણે ભગવ નહિ કહી શકીએ એમા ક્યાક કોઈક સત્યની ચોરી રહેલી છે એમા એવુ કઈક અસામજસ્ય રહેલુ છે કે જે જે ક્ષેત્રમા એનો આવિર્ભાવ થાય છે તે તે ક્ષેત્રમાથી મોહને નિવારી શકાતો નથી જે માણસ શક્તિશાળી હોય છે તે દારૂ સહન કરી શકે છે, તેને ખાસ અડચણ આવતી નથી, પણ તેની ટોળીમા જે લોકો આવી મળે છે તેમનુ કાઈ ઠેકાણુ રહેતું નથી તેમની વાતચીત ધીમે ધીમે લવાનામા પરિણમે છે અને તેમની ઉત્તેજના ઉન્માદને રસ્તે અકસ્માત અપમૃત્યુ પામે છે

## ૮૭ અખડ પ્રાપ્તિ

૧૭ ચૈત્ર ૧૩૧૫

ઈશ્વરને મેળવવો જોઈએ પણ મેળવવો એટલે શુ?

દુનિયામા આપણે ખાવાનુ પહેરવાનુ સરસામાન લઈ કેટલીય વસ્તુઓ રોજ રોજ મેળવતા આવ્યા છીએ એટલે મેળવવુ પડશે એમ કહેતા જ એ રીતે મેળવવુ એવો ખ્યાલ મનમા આવે છે એ રીતે ન મળે એટલે આપણને થાય છે કે મળતુ નથી પછી આપણે અધીરા થઈને ભગવાનને મેળવવા એ પણ બીજી વસ્તુઓ મેળવવા જેવુ જ બની જાય એવુ કરવાનો પ્રયત્ન કરીએ છીએ એટલે કે આપણા સરસામાનની જે યાદી છે, જેમા લખેલુ છે કે મારો ઘોડો છે, ગાડી છે, મારો લોટો છે, વાટકી છે, તેમા એ પણ લખી દેવુ જોઈએ કે મારે એક ભગવાન પણ છે

પરતુ એ વાત સારી પેઠે વિચારી જોવાની જરૂર છે કે ઈશ્વરને મેળવવા માટે આપણા આત્માની જે એક ઊડી આકાક્ષા છે, તે આકાક્ષાનો પ્રકાર કેવો છે? એ આકાક્ષા બીજી વસ્તુઓમા એક વધારાની મોટી વસ્તુ ઉમેરવાની આકાક્ષા છે?

એમ તો નથી જ કારણ, ઉમેરો કરી કરીને ભેગુ કરી કરીને આપણે થાકી ગયા છીએ એવી રીતે વસ્તુઓને સતત ભેગી કર્યા કરવાની મહેનતમાથી ઊગરવાને માટે જ શુ આપણે ઈશ્વરની ઇચ્છા નથી કરતા? તેનો પણ શુ વળી એક વધારાની વસ્તુ બનાવી દઈ આપણી મિલકતમા ઉમેરો દઈશુ? જજાળમા ઉમેરો કરીશુ?

પરતુ આપણો આત્મા બ્રહ્મને ઇચ્છે છે એનો અર્થ જ એ કે તે બધુથી કટાળી ગયો છે એટલે એકને ઇચ્છે છે, તે ચચલ વસ્તુઓથી વિક્ષિપ્ત થઈ ગયો છે એટલે ધ્રુવને ઇચ્છે છે, તે કઈક નવુ અથવા કઈક વિશેષ ઇચ્છતો નથી જે નિત્યોઽનિત્યાનામ્ છે, જે બધા અનિત્યોમા નિત્ય બનીને રહેલો છે, તે નિત્યને મેળવવા—અનુભવવા માગે છે જે રસોના રસતમ છે બધા રસોમા જે રસતમ છે તેને તે ઇચ્છે છે બીજા એક કોઈ નવા રસને ઇચ્છતો નથી

એટલા માટે આપણને સાધનાનો એવો ઉપદેશ કરવામા આવેલો છે કે ઈશાવાસ્યમિદં સર્વં યત્ કિંચિત્ જગત્યા જગત્, જગતમા જે કાઈ છે તે સર્વને ઈશ્વરથી આવરીને જોવુ બીજી કોઈ એક વધારાની જોવાની વસ્તુ શોધવી કે નિર્માણ કરવી નહિ એમ કરશો તો જ આત્માને આશ્રય મળશે, આનદ મળશે

આ પ્રમાણે આખા વિશ્વમાં તે રહેલો છે એમ જાણજો. અને ભોગવશો શું ? તો કે તેન ત્યક્તેન ભુંજીથાઃ, તે જે આપે છે તે જ ભોગવજો. મા ગૃધઃ કસ્યસ્વિદ્ધનમ્, બીજા કોઈના ધનનો લોભ રાખશો નહિ

એનો અર્થ એ છે કે, જેમ જગતમાં જે કાંઈ છે તે બધામા જ તે સભર ભરેલો છે, એમ સમજવાનું છે, તેમ તમને જે કાંઈ મળ્યું છે તે બધું જ તેણે આપેલું છે એમ સમજવાનુ છે. એથી શું થશે? તો કે તમને જે કાંઈ મળ્યુ છે તેમા જ તમારી વાસના તૃપ્તિ અનુભવશે. બીજું કંઈક ઉમેરી આપો—એ આપણી પ્રાર્થનાનો વિષય નથી—કારણ, એ રીતે આપવાથી આપવાનો પાર જ ક્યારે આવે ? પરંતુ મને જે કાંઈ મળ્યું છે તે બધું જ તેણે આપેલુ છે એટલું આપણે સમજી શકીએ તો સારું. તો થોડું જ ઘણું બની જશે, તો આપણે સીમામાં અસીમને પામીશું. તે સિવાય સીમામાં ઉત્તરોત્તર વધારો કર્યા કરવાથી કદી અસીમને પામી શકાતું નથી—કરોડો ઉપર કરોડોની ઉપાસના કર્યા છતાં પેલી એકની ઉપાસનાએ પહોચી શકાતું નથી. જગતના બધા ખંડ-પ્રકાશ તેમના અખંડ પ્રકાશમા સાર્થકતા પામે છે અને આપણી અસંખ્ય ભોગની વસ્તુઓ તેનુ જ દાન બનીને સાર્થકતા પામે છે. આટલુ જો આપણે બરાબર સમજી જઈએ તો ઈશ્વરને મેળવવા માટે કોઈ વિશેષ સ્થાન કે કોઈ વિશેષ રૂપને બારણે ધક્કા ખાવાની જરૂર નહિ રહે. અને ભોગની તૃપ્તિહીન સ્પૃહા મટાડવા માટે કોઈ વિશેષ ભોગની વસ્તુ માટે વિશેષ ભાવે લોલુપ થવું નહિ પડે.

---

## વીર જાયસી

૪૫૦ વર્ષ પહેલાની આ વાત છે.

હિંદી સાહિત્યમા એક સૂફી કવિ થઈ ગયા. તેઓ હતા જાયસના વતની. એ કવિને વતન પ્રત્યે અનહદ પ્રેમ અને મમતા હતા; તેથી તો તેમણે પોતાનુ ઉપનામ 'જાયસી' રાખ્યુ હતું. એમનુ મૂળ નામ તો હતું 'મલિક મુહમ્મદ'. તેમણે હિંદી સાહિત્યમા સુપ્રસિદ્ધ એવું 'પદ્માવત' નામનું મહાકાવ્ય રચ્યું છે.

મહાકવિ જાયસી એક આંખે કાણા અને એક કાને બહેરા હતા. સાથોસાથ તેઓ કુરૂપ પણ એવા જ હતા

એમના જમાનામા શેરશાહ રાજ્ય કરતો હતો. એમ કહેવાય છે કે એક વાર મહાકવિ જાયસી તેના દરબારમા જઈ ચડ્યા. કવિની કુરૂપતા જોઈને શેરશાહ હસી પડ્યો. તેમને શેરશાહનુ હાસ્ય અસહ્ય લાગ્યું. આ ક્યા કોઈ સામાન્ય માણસ હતા કે બાદશાહની મશ્કરીને સહન કરી મૌન બેસી રહે! તેમને ક્યા બાદશાહની પડી હતી!

તેઓ બોલી ઊઠ્યા: 'તુ મને કે કુંભારને હસ્યો?'

કુંભાર એટલે પ્રભુ, બધાનો ઘડનાર.

જાયસીના શબ્દો શેરશાહે સાંભળ્યા. તેનો ગર્વ ગળી ગયો. વાક્યનો અર્થ સમજતાં શેરશાહ શરમિંદો પડી ગયો; અને તેણે જાયસી પાસે ક્ષમા માગી.

આનું નામ વીરતા અને આવા કવિ જ ખરા મહા-કવિ. —એમ૦ એ૦ ભાવસાર

# પારસી બાવા અને ગાંધીજી

સંપા૦ વિમળા પટેલ

બ્રિટિશનો યુગ ચાલતો હતો ત્યારે

જ્યારે હુ એક પોલીસ અધિકારી હતો

ગાંધીજી જ્યારે સ્ટેશને પસાર થાય ત્યારે મારી ફરજ એ રહેતી કે મારે આગલે સ્ટેશને ખબર આપવી ને જાણ કરવી

એક વાર બન્યુ એમ કે ગાંધીજી અમદાવાદથી વડોદરા અગર નડીઆદ (બરાબર ચોક્કસ યાદ નથી. મારી યાદદાસ્ત હવે કમી થતી જાય છે ) જતા હતા

યુનિફોર્મમા હુ હતો લોકના ટોળા મને હડસેલી મૂકે. અદર જવા જ ન દે એક જણ સાથે મે મારુ નામ મોકનાવ્યુ તરત ગાંધીજીએ માર્ગ કરાવ્યો અને પોતાની પાસેની રેલવે ટિકિટ મોકલાવીને કહેવરાવ્યુ 'હા હા લો નોધી લો, મારો ટિકિટ નબર!' પછી મારી સામે જોઈને બોખે મોઢે હસી પડયા

બીજો પ્રસગ યાદ આવે છે

એક સભામા તેઓ હાજર હતા

મારે અચાનક જ ત્યા જવાનુ થયુ હુ પ્રણામ કરવા પહોચી ગયો મારો બરડો થાબડીને બોલ્યા 'કેમ છો? મજામા ને? આ ગુલામી ક્યારે કાઢી નાખવી છે? આ પરદેશી સરકાર છે એને છોડીને અમારામા જ આવી જાઓ ને!' મારી સામે પ્રેમ કટાક્ષ કર્યો

તે વખતે હુ નાનો જુવાન રગીલુ મારુ જીવન ગાંધીજી મને પ્રિય હતા એટલે એમની કોગ્રેસ પણ મને પ્રિય હોય એ દેખીતુ છે

મે શો જવાબ આપ્યો? મે કહ્યુ

'ગાંધીજી! કબૂલ આ ઘડીએ જ મારો આ ડ્રેસ બદલી નાખુ ને તમારામા આવી ને બેસી જાઉ પણ શરત એક મને અત્યારે જે પગાર મળે છે તે જો અપાવો તો આપણે તૈયાર છીએ '

ગાંધીજી ડોકુ ધૂણાવતા ધૂણાવતા બોલ્યા 'ભાઈ એવડો મોટો પગાર તો કયાથી લાવુ? જાઈ નહિ એમ કરો ને, કરો એની જ (સરકારની) તિજોરી ખાલી! કરો એની જ નોકરી કરો!'

આ વાત મને હજી યે યાદ આવે છે

એકવાર એક સ્થળે અમારો અચાનક જ ભેટો થઈ ગયો હુ એમની કને દોડી ગયો સામે જઈને બેઠો એમના મો સામે બસ જોયા જ કર્યુ ગાંધીજી પૂછે 'શુ જુઓ છો મારા મો સામે?'

મે કહ્યુ 'ગાંધીજી તમારા મો ઉપર આટલુ બધુ તેજ કેમ દેખાય છે?'

તેઓ બોલ્યા 'જુઓને તમે આ સરકારની નોકરી કરી કરીને તમારુ જે તેજ છે તે આખુ પાડી દો છો અને એ જ તેજ મારે મોએ આવે છે! સમજ્યા?'

હુ તો ખસિયાણો પડી ગયો

[બરાબર ૨ મી જૂનના સ્વાત ત્ર દિવસે જ મારે એક ૭૯ વર્ષના બુઝુર્ગ પારસી બાવાજી સાથે મુલાકાત થઈ મારી દીકરીનો તેમની સાથે નાતો બહુ દિવસથી તેની ઈચ્છા એના 'મામા'ની સાથે મારી મુલાકાત ગોઠવવાની હતી યોગાનુયોગે અમે મળ્યા અને ઉપરનો ખજાનો ભેટ મળ્યો ] —વિ૦

*

# વૈષ્ણવજનની શોધમાં

ઈશ્વરલાલ બી૦ દેસાઈ

કેદારે સ્વામીજીનો પત્ર આનંદના હાથમાં સરકાવી દીધો. ને 'હવે હું ઊઠું'...ભોજનનો સમય થવા આવ્યો છે' કહી તેણે આનંદના પ્રત્યુત્તરની રાહ જોયા વિના ચાલતી પકડી. આનંદ એકાકી બનતાં શૂન્યમનસ્ક બની વીતી ગયેલી જિંદગીની દડમજલ પર દૃષ્ટિપાત કરી રહ્યો.

શિશુવયે જ માતપિતાની છત્રછાયા ગુમાવતાં ગામલોકોએ 'અભાગીઓ' એવું બિરુદ આપી તેને મોસાળ મોકલી આપ્યો હતો. મોસાળના ગરીબ ઘરમાં યોગ્ય દેખરેખ અને અંકુશ વિના બાળપણ વીત્યું હતું. આથી બાલ્યકાળમાં તેનો સ્વભાવ તોફાની તેમજ મનસ્વી બની ગયો હતો. એની બુદ્ધિ સતેજ હતી, પરંતુ ઉચિત દોરવણીના અભાવે અવળે માર્ગે વપરાઈ રહી હતી. બાળગોઠિયાઓની ટોળકી બનાવી ગામલોકોને રંજાડવાનું કામ એને ઠીક ઠીક ફાવી ગયું હતું. આ સામે કેટલીકવાર લોકોની ફરિયાદ ઘર કે શાળા પર્યંત પહોંચતીય ખરી. ને એ બદલ થયેલી શિક્ષાના વિરોધમાં તે બે ત્રણ દિવસ ઘર કે શાળાની બહાર જ રહેવાનું પસંદ કરતો હા પણ, સમૂહમાં કાર્ય કરવાની એનામાં અજબ શક્તિ હતી. ગામમાં થતાં માંગલિક યા ધાર્મિક પ્રસંગોએ એની ટોળકી અનન્ય સેવા આપતી અને સૌની પ્રશંસા મેળવી લેતી.

એકાએક એક દિવસ ગામ છોડી જતો રહ્યો.

પોતાની જ રચેલી માયાજાળમાં અટવાઈ જતાં સૂઝ વિનાનાં બની ભવાટવીમાં ભૂલા પડેલા જીવની જેમ તે ખૂબ રખડ્યો–ભટક્યો. આખરે અનાથાશ્રમ ચલાવતાં એક ગુરુજીએ એને હાથ આપતા તે સ્થિર થયો. ગુરુજીએ એને 'આનંદ'નું નવું નામ આપી ભણાવ્યો–ગણાવ્યો અને મોટો કર્યો. ને આનંદે નોકરીએ લાગી સર્વપ્રથમ કામ અનાથાશ્રમનું ઋણ ચૂકવવાનું કર્યું. ત્યાર પછી અચાનક તેને નોકરીના કામે દક્ષિણ ભારતની સફરે જવાનું થયું. એ સફર દરમ્યાન એક રાતના 'સેવાશ્રમ' સ્ટેશન નજદીક ગંભીર ટ્રેન અકસ્માત થતાં કેટલાક મુસાફરો મૃત્યુ પામ્યાં ને કેટલાયને ગંભીર ઈજા થઈ. ઘવાયેલાં માણસોને 'સેવાશ્રમ'ની પ્રાયોગિક હૉસ્પિટલમાં તાત્કાલિક સારવાર આપીને આશ્રમવાસીઓએ 'ન હિ કલ્યાણકૃત્ કશ્ચિત્ દુર્ગતિમ્ તાત ગચ્છતિ'ના ધ્યેયમંત્રને જાગૃત કરી બતાવ્યો. હાથપગ ભાંગેલા કે અન્ય નાની મોટી ઈજા પામેલાં સર્વે જેમ જેમ સારાં થતાં ગયા તેમ તેમ આશ્રમમાંથી વિદાય લઈ ગયાં. એમાં ન જઈ શક્યો એકમાત્ર આનંદ. સ્વામીશ્રી કૃષ્ણદાસના અત્યંત આગ્રહને વશ થઈ તેમજ પોતાની પરવશતાને ધ્યાનમાં લઈ તે કાયમને માટે આશ્રમવાસી બન્યો.

તત્સત્'ના ઉચ્ચાર સાથે ખભા પરથી ઉપવસ્ત્ર દૂર કરી જરા સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો, ત્યાં પુનઃ નજદીકના આસન પર પડેલો સ્વામીજીનો પત્ર એને હાથ લાગ્યો. વાંચવાની અપેક્ષાએ એ પત્રને બે હાથ વડે પકડી–જકડીને એણે દૃષ્ટિ-સમક્ષ ધરવા પ્રયત્ન કર્યો. આ સાથે ઘડીભર પહેલાં વંચાયેલા પત્રમાંના શબ્દે શબ્દ આનંદના કર્ણપટ પર પુનઃ-પુનઃ જાણે ગૂંજી રહ્યા.

કલ્યાણાશ્રમ

પ્રિય આનંદ, ઉત્તર ભારત

તારો પત્ર મળ્યો. કેટલાક શ્લોક પર તેં માગેલ ટીકા–ટીપ્પણ બદલ આભારી છું. તારી જ્ઞાનપિપાસા બદલ મને અત્યંત માન ઉપજે છે. આજે એ શ્લોક પર કંઈ ભાષ્ય આપતો નથી. આવતે મહિને થનારા સમારંભ પ્રસંગે મારા પ્રવચનમાં હું એનો ઉલ્લેખ કરીશ. આશ્રમના વરિષ્ઠ તરીકે તારી નિમણૂક થતી હશે એ પ્રસંગે આ દિવ્ય શ્લોકોની અનંત અને અદ્ભુત વાણી તારે માટે નિઃશંક એક પ્રેરણારૂપ બની રહેશે.

તું મારો પ્રિય શિષ્ય છે. પરંતુ, કેદાર મારો સૌથી જૂનો શિષ્ય છે. એણે તારી તરફેણમાં જે ત્યાગ કર્યો છે, એ ભવ્ય છે. હું કેદારના ત્યાગને બિરદાવું છું. આશ્રમ એટલે સેવા અને ત્યાગની પવિત્ર કર્મભૂમિ. કેદારે સેવાશ્રમની પ્રણાલિકાને શોભાવી છે. આનંદ, તું સેવાશ્રમનો સર્વોપરી બનશે પણ કેદાર તો સદાય તારી ટેકણલાકડીરૂપે તારી સાથે જ રહેવાનો. તમે બન્ને એકબીજાનાં પરમ મિત્ર બની ગયા છો એ હર્ષની વાત છે. અનંતકાળ પર્યંત તમે બન્ને સાથે રહો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

બીજું, તેં નામ વિશે પત્રમાં જે ઉલ્લેખ કર્યો. એથી આશ્ચર્ય અનુભવું છું. તારું કહેવું કદાચ યોગ્ય હશે. પરંતુ, તને ક્યાં ખબર નથી કે જગપ્રસિદ્ધ આંગ્લકવિ અને લેખક શેક્સપિયરે કહ્યું છે કેઃ 'What's in a name? that which we call a rose by any other name would smell as sweet.' ભલા, નામમાં એવું તે શું છે કે બદલવાને તું આતુર બન્યો છે? નામ એ તો એક બંધન છે. ભગવાનને કોઈ ઈશ્વર, કોઈ અલ્લાહ તો કોઈ ઈશુ કહીને પુકારે છે. પરંતુ આ નામાવલિ ભગવાનને બદલી શકતી નથી. નામ અનેક અને ભગવાન એક છે એ માનવજાતની જ એક ને અપૂર્વ શોધ છે. પછી ભલે 'ન્યુ ટેસ્ટામેન્ટ'માં કહેવાયું હોયઃ 'My name is Legion; for we are many' અને ગીતાના વિશ્વરૂપદર્શનયોગમાં કહ્યું હોયઃ

**'પશ્ય મે પાર્થ રૂપાણિ શતશોઽથ સહસ્રશઃ, નાનાવિધાનિ દિવ્યાનિ નાનાવર્ણાકૃતીનિ ચ'**

જ્યારે ભક્ત કવિ નરસૈયાએ તારવેલ 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે ...'નું સત્ય ક્યાં કોઈથી અજાણ્યું છે?

નામની મોહિની અજબ છે. આ નશ્વર જગતમાં કોઈ અજર–અમર નથી એ જાણવાં છતાં માનવી નામાભિધાનના પરમ કર્તવ્યને ભૂલ્યો નથી. દુનિયાની દરેક ચીજ–વસ્તુઓનાં નામ આપીને એણે કોઈ અકળ જાદુગરીની માયાજાળથીય અધિક ભયાનક–ડરામણી માયાજાળ ધરતી પર પાથરી દીધી છે. દરેક નામની સાથે માયા–મમતાનું આવરણ જાણ્યે–અજાણ્યે મેળવવામાં આવ્યું છે જેથી દરેકને પોતપોતાના નામ-પ્રત્યે પ્યાર–પ્રેમ–મોહ જાગે. નામના ઉચ્ચાર સાથે ચીજ–વસ્તુઓના અસ્તિત્વની પ્રતીતિ થાય છે. આથી જ કદાચ માનવી પણ પોતાનાં નામ માટે અધિકતર ધ્યાન રાખતો થયો છે. તું વળી નામની ક્ષુલ્લક પીંજણમાં ક્યાં પડ્યો?

સેવાશ્રમની પ્રતિષ્ઠા અને પ્રણાલિકા ભારતભરમાં આદર્શના બેનમૂન પ્રતિકરૂપ લેખાય છે. આશ્રમ કેવળ ધર્મ સંવર્ધન માટે જ નથી, પરંતુ મહાત્માઓએ પ્રબોધેલ વિદ્યાદાન, સેવા, સહકાર, સદાચારની પવિત્ર સરિતાઓના પાલનાર્થે પણ છે. આપણાં આશ્રમે આ દિશામાં આપેલ ફાળો કંઈ નાનોસૂનો નથી. એના પરિપાકરૂપે ગઈકાલનો નાનકડો આશ્રમ આજે વિશાળ ઘટાદાર વૃક્ષની જેમ 'સેવાશ્રમ'ના ભવ્ય સ્વરૂપમાં શોભી રહ્યો છે. એની પાયાની ઈંટમાં મારા શિષ્યોની કર્તવ્યનિષ્ઠા અને ત્યાગની ભાવના સમાયેલી છે. હા, પણ આશ્રમની સ્થાપનામાં મદદરૂપ બનાવનાર કેટલાક શ્રીમંત દાનવીરોને ભુલાય એમ

નથી. આશ્રમ માટે દાનમાં મળેલી જમીન અને નાણાં બદલ આપણે તેમજ આશ્રમની આજુબાજુની ગ્રામપ્રજા એમની સદાની ઋણી રહેશે. સેવાશ્રમની ઉન્નતિ નિહાળી દર વર્ષે સેવકો–ભક્તોની સંખ્યા વધતી ગઇ છે. અને એ ભક્તોએ ચઢાવેલા નજરાણાં પર સેવાશ્રમ નિર્ભર રહે છે એથી તું ક્યાં અજાણ્યો છે? શાળા, પુસ્તકાલય, દવાખાનું, જીવદયા, ઔદ્યોગિક ખેતી, પછાત વર્ગોન્નતિ, કલ્યાણકેન્દ્ર, ધર્મપ્રચાર, સત્સંગ આદિ વિવિધ કાર્યને સેવાશ્રમના કાર્યક્ષેત્રમાં આવરી લેવામાં આવ્યા હોઇ એની પાછળ ઠીક ઠીક પ્રમાણમાં ખર્ચ થાય છે. પ્રવૃત્તિ આર્થિક સદ્ધરતા માગે છે. આ દિશામાં આપણે જ્યાં સુધી સ્વાવલંબી બન્યા નથી ત્યાં સુધી શ્રીમંતોની મદદ સ્વીકારવી રહી. કેદાર આવી બહારની મદદની વિરુદ્ધ છે એ હું જાણું છું. પણ એમ કરવું આપણે માટે એટલું જ આવશ્યક છે એની કોણ ના પાડી શકે ભલા?

છેલ્લા દસ વર્ષથી તું સેવાશ્રમની કાર્યવાહીનો મૂક સાક્ષી છે. શિષ્યગણમાં તેમજ જનસમૂહમાં તારી ગણના એકનિષ્ઠ સેવક તરીકે થાય છે. દાન આપનારા કેટલાક શ્રીમંતોએ પણ તારામાં અપૂર્વ શ્રદ્ધા દર્શાવી છે. તને સેવાશ્રમના વરિષ્ઠ તરીકે સ્થાપવાની મારી ઇચ્છા જાણતાં જ તેમણે એકમતે અનુમતિ આપી છે. હવે પૂર્વ ભારતમાં એક નવો આશ્રમ સ્થાપવાના ચક્રો ગતિમાન થયા છે. ઉત્તરના 'કલ્યાણાશ્રમ' અને દક્ષિણના 'સેવાશ્રમ'ની પ્રતિષ્ઠા પર હું એક વધુ પ્રયત્ન કરી રહ્યો છું. નવા આશ્રમ માટેની પૂર્વતૈયારી થઇ ગઇ છે. ત્યાર પછી પશ્ચિમ ભારતમાં ચોથો આશ્રમ આકાર લે એવી આશા જન્મી છે. આમ ચાર આશ્રમો ચારધામ યાત્રાની ગરજ પૂરી પાડતા થઇ જશે એ દિન દૂર નહિ હોય.

અંતમાં પુનઃ તને લખી રહ્યો છું કે ખરો વૈષ્ણવજન મોહ–માયાથી અલિપ્ત હોય છે. સેવાશ્રમનું વરિષ્ઠ પદ શોભાવ્યા પછી તારે 'સ્વામી–આનંદ'ને બદલે 'સેવક અમાત્ય' તરીકે ઓળખાવું છે તે જાણ્યું. પણ, આપણા આ શ્રીમંત ભક્તો અને સેવકોને તો 'સ્વામી આનંદ'માં જ રસ રહેશે અને આપણને એમના રસમાં મહાઆનંદ! તારામાં ડહાપણ, મમતા, ધૈર્ય, ઉદારતા અને સહનશક્તિ વગેરે જે કંઇ ગુણો છે એ માટે હું મગરૂરી અનુભવું છું. તું સર્વશ્રેષ્ઠ આસનને શોભાવે અને એક સત્યનિષ્ઠ વૈષ્ણવજન બને એવી મારી અંતરની અભિલાષા છે.

કેદાર તેમજ અન્ય શિષ્યગણને મારા આશીર્વાદ

લિ.

આશ્રમાધીશ સ્વામીજી રામકૃષ્ણના જયશ્રીકૃષ્ણ

ને જેમ જેમ એ શબ્દો મસ્તિષ્કમાં ઘૂંટાતા ગયા તેમ તેમ આનંદની અંતરવ્યથા વધતી ગઇ. આથી બપોરનું ભોજન તો ન ભાવ્યું પણ સાંજના પ્રાર્થનાને અંતે અપાતા બોધ પ્રવચનમાં પણ તે ભાગ લઇ ન શક્યો. આનંદે કેદાર તેમજ અન્ય શિષ્યગણની માફી માગતાં એટલું જ કહ્યું, 'આજે હું જરા અસ્વસ્થ છું. પ્રવચનને બદલે આજે આપણે બાપુના પ્રિય ભજન 'વૈષ્ણવજન'ને સમૂહમાં ઉપાડીએ તો......!'

તે રાતે આનંદને ઊંઘ આવી નહિ. મોડી રાત સુધી તે પોતાની, આશ્રમવાસીઓની, જનસમૂહની રક્ષા કાજે પ્રભુને મહૃદયપૂર્વક પ્રાર્થના કરતો રહ્યો.

બીજે દિવસના પ્રભાતે સેવાશ્રમ ખળભળી ઊઠ્યો. નિત્યની જેમ કેદાર બ્રાહ્મમુહૂર્તે પ્રાર્થના માટે આનંદને તેડવા ગયો ત્યારે તે એની પર્ણકુટિમાં નહોતો. તપાસ કરતાં માલમ પડ્યું કે આનંદ પ્રાર્થના માટે સમાગૃહમાં પણ આવ્યો નથી. સેવાશ્રમ આખામાં આનંદની શોધખોળ થઇ રહી. અને થોડીવારમાં સમાચાર વહેતાં થઇ ગયાં કે સ્વામીજીનો પટ્ટશિષ્ય આનંદ આશ્રમ છોડીને ચાલ્યો ગયો છે...!

શોધતાં શોધતાં આનંદની પર્ણકુટિમાથી એક પત્ર મળી આવ્યો. એમાં લખ્યું હતું:

ભાઇ કેદાર,

છેલ્લા કેટલાક સમયથી હું અસહ્ય મનોયાતના ભોગવી રહ્યો હતો. પૂજ્ય સ્વામીજીના છેલ્લા પત્ર પછી તો હું અત્યંત અસ્વસ્થ થઇ ગયો હતો તે કદાચ તારા ખ્યાલ બહાર નહિ હોય. મારો મનમાં કોઇક

અદષ્ટ, અગમ્યની ઝંખના જાગી હતી. આ પત્રથી મારી એ ઝંખનાને વધુ પુષ્ટિ મળી અને મારા મને આત્મસંશોધન કરતા કહ્યું કે 'માયાનો આ અંચળો ઉતારીને તું દિવ્ય દષ્ટિની પરિશોધમાં લાગી જા !

વળી, પૂજ્ય સ્વામીજીના આગ્રહ–દબાણને વશ થઈ હું તારા અધિકાર પર તરાપ મારી રહ્યો હતો તે મારા દિલને લેશમાત્ર રૂચતું નહોતું. મારા મનને ઘેરી વળેલી અશાંતિને દૂર કરવા હું રાતના ઈશોપનિષદ્‌નો પાઠ કરી રહ્યો હતો ત્યાં 'ઈશાવાસ્યમિદં સર્વં યત્ કિંચિત્ જગત્યાં જગત્; તેન ત્યક્તેન ભુંજિથા' મા ગૃધ કસ્યસ્વિદ્ ધનમ્' શ્લોકે મારા મનને મુક્તિનો માર્ગ ચોકખો કરી આપ્યો. મને લાગ્યું કે તારા માર્ગની વચ્ચે આવનાર હું કોણ? ને ત્યાગ કરીને ભોગ ભોગવવામાં આત્માને જે પરિતૃપ્તિ થાય છે એનો અનુભવ કરવાનો મેં આખરે સંકલ્પ કર્યો.

ખરો વૈષ્ણવજન મોહમાયાથી અલિપ્ત હોય છે, એમ પૂ૦ સ્વામીજીએ એમના પત્રમાં જણાવ્યું છે. હું તો માત્ર નામ બદલીને ખરા અર્થમાં 'સેવક' બનવા માગતો હતો ત્યારે પૂ૦ સ્વામીજી નવા આશ્રમો સ્થાપીને માયા વધારી રહ્યા છે એનો કોણ ઇન્કાર કરી શકે ભલા? ગઈકાલ પર્યંત 'સ્વામી કૃષ્ણદાસ' તરીકે ઓળખાતા પૂ૦ સ્વામીજી આજે 'આશ્રમાધીશ સ્વામીશ્રી રામકૃષ્ણ'ના લાંબા નામથી ઓળખાવાની ચેષ્ટા કરી રહ્યા છે એની તેં નોંધ લીધી જ હશે.

બાપુ જતા અનાથ બનેલા ભારતવાસીઓ જે દુઃખ–લાગણીના ફાંસાઓના જખમ ઝરવી રહ્યા છે તેવી જ રીતે હું પણ કોઈક અનાથ હોઉં એવા ભાવ સાથે જીવી રહ્યો છું. મારો જીવ હવે આશ્રમના વાતાવરણમાં ગૂંગળાઈ રહ્યો છે. અંતરની શોધને અંતે હું પરમ વૈષ્ણવજનની શોધમાં જઈ રહ્યો છું. મારી શોધ આદરીશ નહિ.

લિ૦
અભાગી આનંદના જયશ્રીકૃષ્ણ

લખાણ અસ્પષ્ટ અક્ષરોમાં હતું પરંતુ કેદાર એ અક્ષરોથી પરિચિત હતો એટલે સુપેરે વાંચી શક્યો. પત્ર વાંચી રહેતા જ કેદારે આશ્રમના દરવાજા પ્રતિ દોટ મૂકી. આશ્રમના પ્રવેશદ્વાર આગળથી આનંદના મહાભિનિષ્ક્રમણનું પગેરું મળી આવ્યું. આનંદની પરિચિત ચાખડી અને હાથલાકડીના ચૂભિયા રસ્તા પર પડેલા નિશાન સૌએ ઓળખી કાઢ્યા. એ પગલે પગલે કેદાર તેમજ કેટલાક શિષ્યો એકાદ ફર્લાંગ પર્યંત ગયા ત્યાંથી એક માર્ગ સ્ટેશન તરફ જવા ફંટાતો હતો અને બીજો માર્ગ શિખરોમાં જઈ દૂર પહાડીમાં ક્યાંક વિલીન થઈ જતો હતો. આનંદની ચાખડી અને એને દોરી રહેતી એકમાત્ર લાકડીની નિશાનીઓ સ્ટેશનમાર્ગે ન વળતા સીધે માર્ગે આગળ વધી રહી હતી.

સાથે આવેલા શિષ્યોને ત્યાં જ અટકાવી દેતા કેદાર ગદ્‌ગદ્ કંઠે બોલ્યો, 'મિત્રો, તમે હવે આશ્રમમાં પાછા ફરો. હું આનંદને શોધવા જાઉં છું !'

ને શિષ્યોને વિચાર કરતા મૂકી ક્ષણેકમાં તો કેદાર એ ધૂળીયા માર્ગ પર દોટ મૂકતો પુકારી રહ્યો હતો, 'ભાઈ, આનંદ ! હું પણ તારે પગલે ખરા વૈષ્ણવજનની શોધમાં આવી રહ્યો છું. થોભ જરા !' આનંદ !'

પૂર્વાકાશમાં ઉષાની રક્તભીની ટશરો ફૂટી રહી હતી. પરોઢમાં જાગી ગયેલા પંખીઓ એ કોલાહલ રૂપથી જાણે ભટકી ગયેલા ઢોર એમ કાળી કિકિયારીઓ પાડી રહ્યા હતા. દૂર દૂર પોતાની ડોક ઊંચી કરી રહેલા ભૂખરા પહાડોએ પણ જાણે કેદારની મશ્કરી આદરી હોય એમ સાદ પાડ્યા, 'આનંદ ! આ ન દ !'

ને એ આખો દિવસ આશ્રમવાસીઓને પ્રભાતથી આનંદની શોધમાં રખડતા કેદારની હૃદયવિદારક પુકારના પડઘા સંભળાતા રહ્યા.

# વૃંદાવન

**શિવપ્રકાશ**

જમીનને પણ એનો દસકો હોય છે. મહેલાત હોય ત્યાં ખંડેર—જળ ત્યાં સ્થળ—વેરાનમાં હરિયાળી. આજે દસ વર્ષે વતનમાં પગ મૂક્યો અને 'કૈલાસ કોલોની'મા અદ્યતન બંગલાની હારમાળા જોઈ ત્યારે અચાનક ઉદ્‌ગાર નીકળી ગયો:

'અને હરિયાળી ત્યાં વેરાન!'

જેણે 'વૃંદાવન' જોયું નથી તેને કદાચ વેરાન ન પણ લાગે. પણ જેણે જોયું છે તે અવશ્ય ખેદ અનુભવે. ગામની વચ્ચે, ચોતરફ બગીચાની હરિયાળી અને વૃક્ષઘટાથી ઘેરાયેલ 'વૃંદાવન' શેઠ અચરતલાલની માલિકીનું ગણાય. પણ તેનો સાચા અર્થમા માલિક અને રખેવાળ ગણીએ તો બનવારી હતો.

ઉત્તર હિંદુસ્તાનનો ભૈયો અહીં શી રીતે આવી ચડ્યો—શા માટે તેણે આ ગામને વતન બનાવ્યું અને બગીચાને ઘર માનીને બેઠો—તેણે શા માટે પોતાની પ્રીત વૃક્ષ-વેલી અને પશુપંખીઓ ઉપર ઢાળવી તે કોઈ જાણતું નથી. શેઠ અચરતલાલે તેને મુંબઈમાંથી શોધી કાઢ્યો હતો. બનવારીએ ત્રીશ વર્ષ વૃંદાવનમાં જ કાઢ્યાં હતા. આ જમીને તેને આશરો આપ્યો અને અહીં જ તે સમાઈ ગયો—માતાની ગોદમાં શિશુ સમાય તેમ.

બનવારી અહીં આવ્યો ત્યારે અહીં માત્ર આંબાવાડિયું જ હતું. તેનો વિસ્તાર વધારી, તેણે ફૂલઝાડ, સરુ, નાળિયેરી, નાગરવેલ, કેળા, પપૈયાં એમ અનેકવિધ માતા ધરતીની પ્રસાદીનો થાળ 'વૃંદાવન' રૂપે ધરી દીધો હતો. બનવારી અહીં આવ્યો અને અચરતલાલને કાચું સોનું અહીંની ધરતીમાથી મળવા લાગ્યું. તન, મન અને ધનથી ભૂમિપુત્ર જ્યારે ધરતીની સેવા કરે છે, ત્યારે તે માતા પ્રસન્ન થાય છે, અને એકનું હજારગણું કરીને પાછું આપે છે. પાંચેક વર્ષની જાનમહેનતથી અને પસીનો પાડીને, બનવારીએ 'વૃંદાવન'ની રચના કરી, અને જોતજોતામાં તે ઉદ્યાન પ્રખ્યાત બની ગયો, તેના અનેક કારણ હતાં.

કોઈ કહેતા કે આ ભૈયો ગાંડો છે—એનું ખસી ગયું છે. ક્યારીઓમાં પાણી વાળતી અને પાતી વખતે કાં તે હસતો હોય—ઝાડ ઉપર પંખી સામે જોઈ વાતો કરતો હોય! શિયાળાની કડકડતી ઠંડીમાં બગીચામાં સૂતો હોય! રોજ સાંજે રામાયણની ચોપાઈ ગાતો ઘણાં લોકોએ તેને સાંભળ્યો છે. એ પાગલ હોય કે ન હોય તે ભગવાન જાણે, પણ ઉદ્યાનની રચના તેણે જે રીતે કરી ત્યારે સૌ કોઈને લાગ્યું કે તે અચ્છો બાગવાન છે.

શેઠ અચરતલાલનો બંગલો ઉદ્યાનની વચ્ચે જ હતો. મોટે ભાગે તે ખાલી—પડતર રહેતો અને બનવારી તેની સાફસૂફી હંમેશા કરતો. શેઠ વર્ષમા એકવાર ઉનાળામાં હવા ખાવા આવતા અને ભૈયાજીનું કામ વખાણતા:

'તમે તો પપૈયા અને કેળાનું વન—રાતોરાત ઊભું કરી દીધું, હો કે!'

જવાબમા બનવારી માત્ર હસતો. તેની કદર તરીકે અથવા ઉદ્યાનના નિભાવ માટે, શેઠ બે-પાંચ હજાર રૂપિયા આપતા તો બીજે વર્ષે શેઠને નવાઈ લાગતી; બનવારી બમણું વળતર આપતો અને શેઠ પ્રશંસા વેરતા:

'અરે ભૈયાજી, ગયે વર્ષે ચીકુ અને જામફળીની તો કલમો પણ ન હતી અને એટલામાં તો, વનનાં વન ઊભા કરી દીધાં છે!'

'ભગવાનની માયા છે—જી,' બનવારી જાત માટે ક્યારે પણ ગૌરવ લેતો નહીં. પ્રતિવર્ષ ઉદ્યાનમાં ઉમેરો થતો જ રહ્યો—લીલુડી—દ્રાક્ષ—બદામ—સેતરંજન—સીતાફળી—બહારગામથી આવનારાઓ માટે, 'વૃંદાવન'ની એક જોવા લાયક સ્થળમાં ગણતરી થવા લાગી. અને બનવારી પણ આગંતુકોને ફળફૂલ કાંઈક અવશ્ય આપતો. ફળનો સ્વાદ અને બનવારીનો પ્રેમ જોઈ, સૌ તેના આત્મીય બની જતાં.

૧૦-૧૫ વર્ષમાં તો આ પંથકમાં 'વૃંદાવન' અને બનવારી ખ્યાતનામ બની ગયાં. આ બગીચાની પેદાશ ઉત્તમ કોટિમાં ગણવા લાગી અને ઉપજ ગણનાપાત્ર પ્રમાણમાં વધવા લાગી. બનવારી તો યંત્રવત્ કામ કર્યે જતો-જે કાંઈ લાભ મળતો તે શેઠને જતો.

એક વર્ષે એવું બન્યું કે વાવાઝોડા અને તોફાની વર્ષાને કારણે વાટિકાના ઘણાં વૃક્ષો જમીનદોસ્ત થઈ ગયાં. કુદરતના પ્રકોપ સામે માનવી હંમેશા લાચાર રહ્યો છે. બીજે વર્ષે ઉપજ કરતાં નુકસાની વધુ થઈ અને તેથી શેઠ અચરતલાલની નારાજી બનવારી ઉપર ઊતરી. આ બનાવથી બનવારીનું મન ખાટું થઈ ગયું. શેઠ તેને ઠપકો આપે, કે એકાદ તમાચો મારી લે, તે સામે બનવારીને વાંધો હતો જ નહીં. પોતાનો વાંક ન હોય અને ગુનાનો આરોપ મૂકે તો પણ તે સ્વીકારવા તૈયાર હતો. બનવારીને જે વાત ખૂંચી તે આ હતી-શેઠ અચરતલાલને માનવીની કોઈ કિંમત નથી-પૈસાની જ કિંમત છે-શેઠ પૈસાના દાસ છે.

ત્યારથી બનવારીના આચરણે પલટો લીધો. તેણે શેઠને એકવાર કહી દીધું:

'બગીચાને નુકસાન થયું છે તે હું ભરપાઈ કરી આપીશ-જે ઝાડવાં ભોંભેગાં થઈ ગયાં છે તે બધાંને જ ફરીથી સજીવન કરીશ-બનવારી બેઠો છે ત્યાં સુધી આ લીલી નિકુંજ હરિયાળી અને હસતી જ રહેશે-મને દુઃખ છે શેઠ સાહેબ, એક વાતનું કે મારી સરખામણી તમે પૈસા સાથે કરી!'

'તમને ખબર તો છે, ભૈયાજી, મુંબઈમાં જ્યારે તમે ગુજરાન માટે તક શોધતા હતા ત્યારે મેં સામેથી જ તમને હા પાડી-કેમ, પૈસાને ભૂલી જાઓ છો?' અચરતલાલે સ્વાભાવિક રીતે જ કહ્યું.

પણ આનાથી બનવારીના ભૂલાઈ ગયેલો ઘા તાજો થયો. મુંબઈ પહેલાં તે દિલ્હી હતો-અને દિલ્હી આવ્યો સિંધમાંથી. સિંધુ નદીના નદીને કાંઠે તેનું ખેતર હતું-વાડી હતી-કુટુંબ હતું-ઢોરઢાંખર હતાં-બધું હતું. એક દિવસ આ બધું તેની પાસેથી લૂંટી લેવામાં આવ્યું-મારામારી અને કાપાકાપીમાં કુટુંબ તારાજ થઈ ગયું-તે એક જ બચ્યો અને ભાગ્યો. આ બનાવ પછી બનવારીએ નક્કી કર્યું હતું કે માનવી અધૂરો છે-માથું મૂકવું તો કુદરતને ખોળે-આ ધરતીને ખોળે-જ્યાં છેવટે સૌ કોઈએ પોઢી જવાનું છે. શેઠ અચરતલાલે જે પ્રહાર કર્યો. તેની કળમાથી બનવારી ઘણીવારે છૂટ્યો;

'ભલે શેઠજી! પૈસા આપને મળતા રહેંગે.'

અને બનવારીએ ફરીથી કલમો રોપી-ખાતર નાખ્યું-પાણી પાયું. દિવસ અને રાત તે ક્યારાઓ અને રોપાઓમાં જ ભમતો રહ્યો, પશુ અને પંખીમાં તેણે વધુ રસ લીધો: એક ગાય પણ રાખી: તેની સેવામાં તેને જીવનની પવિત્રતા લાગી. બગીચામાં ઠેકઠેકાણે પાણીનાં કૂંડાં બાંધ્યાં: પંખીઓ પાણી પીવા આવતાં તેને ચણ નાખવી શરૂ કરી: એક ચબૂતરો પણ બાંધી આપ્યો: બનવારીનું જીવન મનુષ્યેતર સૃષ્ટિમાં વધુ ખરચાવા લાગ્યું. ઘણીવાર સાંજ પડે ત્યારે બનવારી ગામનાં બાળકોને ભેગાં કરી, રામાયણમાંથી ચોપાઈ લલકારી, ભૈયાશાહી ગુજરાતીમાં કથા કહી હસાવતો અને બદામ, કેળાં, જામફળ, બોર ઇત્યાદિ પ્રસાદ વહેંચી પ્રસન્ન કરતો. પોતે બે ચાર ફળ આરોગી, કામધેનુ ગાયનું દૂધ પીને સંતોષ માણતો.

ફૂલઝાડની સંખ્યા બનવારીએ ખૂબ વધારી દીધી હતી. કેતકી, જૂઈ, ચંપો, મોગરો, ગુલાબ, કૃષ્ણવેલ, પીળી કરેણ એમ વિવિધરંગોની ફૂલગૂંથણી ઉદ્યાનમાં ઠેરઠેર રચી હતી. રાતરાણીની મહેક કાયમ ફેલાતી: પાણીના મોટા બે કૂંડામાં કમળની બિછાત લહેરાતી.

'વૃંદાવન'માં એક અનોખું ચિડિયાઘર આપો આપ રચાઈ ગયું હતું. મોર આશોપાલવના વૃક્ષ નીચે કળા કરતા અને ઢેલ નાચતી. ઘોળાં કબૂતર તો ભૈયાજીના માથા ઉપર અને ખભા ઉપર ચબૂતરો જાણીને બેસી જતાં! કોયલના પંચમસૂર અહીં કાયમ રેલાતાં. પોપટનું એક ટોળું આંબાવાડિયામાં અડ્ડો જમાવીને બેસી ગયું હતું અને બનવારી ચોપાઈ લલકારે ત્યારે 'સીતારામ' બોલીને અનુમોદન આપતું. કાબર અને ચકલીઓ વચ્ચે યુદ્ધ થતું અથવા કોયલ અને કાગડા વચ્ચે દ્વંદ્વ ખેલાતું ત્યારે બનવારી સુલેહ સ્થાપવા ધસી જતો. આ

આખું પક્ષીવૃંદ બનવારીને ઓળખતું. લૈયાજીએ જે ઝૂંપડી પોતાને માટે બનાવી હતી તેના ઉપર મોરારાણો કાયમ ચોકી ભરતો.

કાળને જતાં કંઈ વાર લાગતી નથી. એક દિવસ બનવારીને અચાનક ખબર મળ્યા કે શેઠ અચરતલાલનું હૃદયરોગથી અચાનક અવસાન થયું છે ત્યારે તેને 'વૃંદાવન'ની દુનિયા અસ્ત થતી લાગી એક માસ પછી શેઠનો પુત્ર સુધીર પહેલી જ વાર 'વૃંદાવન'માં આવ્યો ત્યારે બનવારીની રખેવાળી ઉપર પ્રસન્ન થઈ ગયો. શેઠના અવસાનનો શોક જ્યારે લૈયાજીએ પ્રદર્શિત કર્યો ત્યારે સુધીરે કહ્યું :

"હું તમને ઓળખું છું, બનવારીજી! બાપુજીએ મને વાત કરેલી. પણ હવે તો તમે જાણો છો—સમય કેટલો બદલાઈ ગયો છે! હવે તો હાઉસિંગ સોસાયટીનો જમાનો છે. આ જમીન માટે માગણી આવી છે. કિંમત સારી ઉપજશે — તમારું શું માનવું છે?"

બનવારીને ધરતી સરી જતી લાગી. તે માંડમાંડ બોલી શક્યો.

"વૃંદાવનની વાત કરો છો, બાપજી?"

"હા–હા–આ બગીચાની જ વાત છે. અહીં જમીનની કિંમત નથી — જ્યારે લોકોને ઘર બાંધવા દસ ચોરસવારના ભાવ મોંઘા છે! બગીચામાં કોઈ હવે રહેતું નથી — અને આવક પણ પહેલાં જેટલી ક્યાં રહી છે?"

બનવારીએ કાંઈ જ જવાબ આપ્યો નહીં. સાત દિવસ પછી સુધીરચંદ મુંબઈ જવા તૈયાર થયા ત્યારે બનવારી દંડવત્ પગે પડ્યો :

"વૃંદાવન વેચશો નહીં, બાપજી! હું જીવતો છું ત્યાં સુધી નહીં. તમે કહેશો તેટલી આવક જીવ કાઢીને પણ કરી આપીશ. આ સંભારણું બાપાજી અચરતલાલનું છે — આ ધરતીને મેં મારી મા માની છે — સુધીરભાઈ મને મરવા દો, પછી તમનમારે........"

તે વખતે તો સુધીરચંદે આશ્વાસન આપ્યું કે હમણાં તો-છે તેમજ ચલાવવું. પરંતુ આ વાત પછી બનવારીના મનમાં બીક સજ્જડ પેસી ગઈ કે સુધીરભાઈ બગીચો જરૂર વેચી નાખશે. બેટા જુએ તેમ માતાની હરરાજી!

બનવારીએ ફરીથી કમર કસી — અને તે પણ સાઠ વર્ષે. પોતે અહીં આવ્યો ત્યારે ૪૦ વર્ષની ઉંમર હતી. એક વીશી તો અહીં જ ગાળી. નાંખી નજર ન પહોંચે તેટલા વિશાળ ઉદ્યાનમાં, દરેક ક્યારામાં, દરેક છોડ, વૃક્ષ અને વેલ ઉપર તેણે જાત ઘસીને ધ્યાન આપ્યું. શરીર પહેલાં જેવું ચાલતું નથી — થાકી જવાય છે — કામધેનુને દોતાં બાવડાં દુઃખે છે — આંખે ઝાંખપ જણાય છે છતાં બનવારીએ, બીજે વર્ષે, બગીચાની આવક દોઢી કરી, એવી આશા સાથે કે સુધીરચંદ બગીચાને વટાવવાનું માંડી વાળશે.

ગામમાં જ્યારે બનવારીએ વાત સાંભળી કે થોડા મહિનામાં જ બગીચો વેંચી નાખવાનો છે ત્યારે તે વાત માની નહીં. પણ એક દિવસે જીપગાડી 'વૃંદાવન'માં આવીને ઊભી રહી અને બેચાર સજ્જનો ઉતર્યા અને લૈયાજીને પૂછ્યું :

"બનવારીજી આપને? આ પત્ર શેઠ સુધીરચન્દ્રનો છે. અમે માપણી કરવા માટે આવ્યા છીએ!" ત્યારે બનવારી ફાટી આંખે જોઈ રહ્યો. સર્વેયરે દૂરબીન ગોઠવ્યાં - સાંકળથી જમીનની માપણી કરી. અને જતાં જતાં કહ્યું :

"તમારો આભાર, બનવારીજી! બાકી જમીન ભારે મોકાની છે! કૈલાસ કોલોનીમાં પ્રવેશ પામવા લોકોની પડાપડી થશે!" અને તેમનું હાસ્ય જીપના અવાજમાં ડૂબી ગયું.

તે રાત્રે બનવારીને ઊંઘ આવી નહીં. બીજી સવારે તો ગામ આંખામાં વાત ફેલાઈ ગઈ કે વૃંદાવનનો સોદો સત્તર લાખમાં નક્કી થઈ ગયો! આખો દિવસ બનવારીએ બેચેનીમાં ગાળ્યો. પંખીને ચણ નાખવાનું યાદ રહ્યું નહીં – કબૂતર પાંખ ફફડાવતાં આમતેમ ઘૂમી રહ્યાં– મોર અને ઢેલ ઊંચી ડોક કરી બનવારી સામે તાકી રહ્યા–કામધેનુને મજારથી દોહી નહોતી અને આંચળમાં દૂધના ભારથી તે ભાંભરડાં નાખતી હતી–દસબાર પોપટ લૈયાની ઝૂંપડી ઉપર

ગીગાનિ ચિચિયારી પાડતા હતા દિવસ નમ્યો ત્યારે માત્ર એક પ્યાલો ઠંડુ પાણી પીને બનવારી સૂઈ ગયો રાતમા જ ન્યુમોનિયા લાગુ પડ્યો' બીજે દિવસે સૂર્યોદય પછી પણ બનવારી ઊઠી શક્યો નહીં માથુ ભમતું હતું અને શરીરમા ધાણીફૂટ તાવ પ્રસરી ગયો હતો ગાયને ચરાવવા રબારી આવ્યો તેણે ખબરઅંતર પૂછી ગામમા વાત કરી ત્યારે બેચાર ભલા સજ્જનો ડૉક્ટર સાથે આવ્યા ડૉક્ટરે દવા આપી તેનાથી થોડોક આરામ લાગ્યો પણ ત્રીજે દિવસ બનવારીને સન્નેપાત લાગુ પડ્યો

" અરે અહીં શુ ભેગા થયા છો—જાઓ—ચબૂતરામા ચણ નાખો—પારેવડા ભૂખ્યા છે—કૂડામા પાણી ખાલી થતા ચકલા થાય છે—કાનો ભરવાડ ક્યા મરી ગયો—કામધેનુને દોહી ?" —

ફરીથી ડૉક્ટર આવ્યા સ્ટેથેસ્કોપ મૂક્યુ અને નિરાશાસૂચક ડોકુ ધુણાવ્યુ ગામના બેચાર પારસી છટ્ટીના જાગતન લિલાજીની સુશ્રુષામા રાતદિવસ રોકાયા હતા તેમણે પૂછ્યુ પણ ખરુ

શુ લાગે છે, ડૉક્ટર સાહેબ ?"

" બચવાની આશા બહુ ઓછી છે !"

બનવારીનો બકવાટ આખી રાત ચાલુ રહ્યો 'યાદ રે મારો કનૈયો—તારી નજભૂમિનો સોદો થાય છે, મારા ભગવાન' નહીં નહીં—મારા જીવતા તો નહીં જ—મને તો વૃંદાવન વહાલુ ગોકુળ નહીં આવુ !'

ચોથે દિવસે પ્રભાતે બનવારીએ પ્રાણ છોડ્યો તેની સ્મશાનયાત્રામા અડધુ ગામ ભેગુ થયુ જે બાળકો અહીં ચોપાઇ સાંભળતા અને પ્રસાદ ખાતા—તે પણ પહેલી આખો કરી એક બાજુએ ખૂણામા ટોળે ભેગા રહી ગયા હતા જ્યારે બનવારીની નનામી નીકળી ત્યારે વૃંદાવનના વૃક્ષોએ પુષ્પવૃષ્ટિ કરી—ફૂલ ઝાડ ઉપરથી પુષ્પવૃષ્ટિ થઇ—આખુ પક્ષીવૃંદ કાળા કકળાટ કરવા લાગ્યુ—મોર અને ઢેલ ક્યાય સુધી પાછળ આવ્યા—કબૂતરો અને આબાડિયાના ટોપર નનામી ઉપર બેસી ગયા—ચકલીઓ ચીચી કરતી એક વૃક્ષથી બીજા વૃક્ષ ઉપર ઉડવા લાગી

આઠમે દિવસે શેઠ સુધીરચંદ્ર પ્લેન મારફત આવ્યા ત્યારે તેમની સાથે ૫૪ ઇંચના ડમનાવાળા બે ચાર સજ્જનો પણ હતા 'વૃંદાવન'ની જમીનનો દસ્તાવેજ કરી આપવા માટે જ સુધીરે આંટો ખાધો હતો

સોદો પાકો થઈ ગયો એ નોકોની યોજના અહીં એક "ફાર્મની બનાવવાની હતી જડી હતી—પરાશ તૈયાર હતા—નકશો—ક્રેન—કૉન્ટ્રાક્ટર—માનસામાન બધી જ સપૂર્ણ તૈયારી હતી જમીનનો કબજો મળે એટલી જ વાર'

એક માસમા તો ગજબનાક પરિવર્તન થઈ ગયુ સેંકડો મજૂરો રોકવામા આવ્યાં મોટા વૃક્ષોને માપ વાનું અને પાડવાનું કામ ચાલ્યુ ફૂલ—ઝાડ—રોપા અને વેલીઓનો કચ્ચરઘાણ નીકળી ગયો બુલડોઝર અને ટ્રેક્ટરોનો ધમધમાટ રાતદિવસ ચાલુ રહ્યો પાણીના કૂડા અને ચબૂતરાનુ નામનિશાન રહ્યુ નહીં ઉદ્યાનનુ પક્ષીવૃંદ ક્યાંયુ ક્યાં અલોપ થઇ ગયુ ! કોયલના પચમસૂર હમેશને માટે વિરામ થયા —કળા કરતા મોરનું દૃશ્ય અદૃશ્ય થયુ—મેનાપોપટના પ્રલાપો વાતાવરણમા ઓગળી ગયા

સવા લાખનો ચેક સુધીરચંદ્રના ખિસ્સામા પડ્યો હતો અને તેઓ ૪૦૦ માઈલની ઝડપે મુંબઈ તરફ પ્લેનમા ધસી રહ્યા હતા વિચારો તેમના મનમા આવતા હતા અને જતા હતા

ફટ ભૂંડા ! બનવારીએ તો 'વૃંદાવન' માટે પોતાની જાતનુ બલિદાન આપ્યુ અને યાત્રિક દાવા નગે વૃંદાવનને બરબી દીધો તને લોભીને પૈસો ગણે ગજરો—પશુ રહી આવી કે એ પૈસો જ તને ભરખી નહીં જાય'"

પ્લેન આગળ ધપતુ જ રહ્યુ અને તેના ધરધરાટથી આકાશના દૂધ દીઓ પણ નાસભાગ કરવા લાગ્યા'

# ત્રણ દોહા

લે૦ શા૦

સાહિત્યની વેધકતા વધુમાં વધુ કોઈ રચનામાં વ્યક્ત થતી હોય તો તે દોહા, મુક્તક કે શ્લોકની રચના દ્વારા થઈ શકે છે. અત્તરની શીશી જેમ હંમેશ નાની જ હોય છે, સુવાસ પ્રસરાવવા જેમ તેનું એક બુંદ પૂરતું થઈ પડે છે તેમ એક મુક્તક શ્રોતા કે વાચકને મુગ્ધ કરવા બસ થઈ પડે છે. વિદ્યુતનો ક્ષણિક ચમકાર કેટલા વિસ્તારમાં પ્રકાશ પાથરી રહે છે? તેમ એક મુક્તક આપણા સમગ્ર માનસને મુગ્ધતાથી વ્યાપી વળે છે. આપણે તેવો એક દોહો લઈએ:

જાલ પરે જલજાત બહિ, તજિ મીનન કર મોહ।
'રહિમન' મછરી નીર કર, તઊ ન છાંડતિ છોહ॥

માછીમારોના જીવનમાં રોજબરોજ આવતી સામાન્ય બીનામાંથી રહિમજીએ અસામાન્ય દૃષ્ટિ વડે મનુષ્યજીવનના એક વ્યવહારની વાત બહુ થોડા શબ્દોમાં ભારે વેધક રીતે રજૂ કરી છે. માછલા પકડવાના કાર્યને નજરે જોઈએ તો જાળમાંથી પાણી વહ્યું જાય છે અને માછલા અંદર સપડાઈ જાય છે ને પોતાના પ્રાણ ખૂએ છે એટલા સાદા દૃશ્યથી વિશેષ કંઈ લાગે નહિ. બહુ બહુ તો માછલા પ્રત્યે અનુકંપા અને એ ધંધા વિશે સૂગ અનુભવાય. પરંતુ કવિની અસામાન્ય નજર શું જૂએ છે? માનવજીવન વિશેનું મહત્વનું ચિંતન શેનું દર્શન કરાવે છે?

માછીમારની જાળમાં જાળ ડૂબતાં જ માછલા અને પાણી ભરાય છે. પરંતુ જાળ ખેંચી લેતાં શું થાય છે? પાણી પાણી નીકળી જાય છે અને માછલા અંદર સપડાઈ રહે છે. સંતકવિ કહે છે કે પાણીને અને માછલાને વર્ષોની મૈત્રી છે, પણ જાળમાં સપડાવાની પાણીની તૈયારી નથી. એ તો માછલા પ્રત્યેની મૈત્રી તજી જાળમાંથી નીકળી જાય છે. આ બાજુ માછલાં પાણીનો વિયોગ સહી શકતા નથી. સદાયનું પોતાનું મિત્ર પાણી, પળેપળની જેની સાથે ગાઢ દોસ્તી એવું પાણી જો આપણી સાથે નથી તો જીવવું શા કામનું? એમ માની પોતે પોતાના પ્રાણ છાંડે છે. પોતે પ્રાણ તજવા તૈયાર છે, પાણી સાથેની મૈત્રી તજવા તૈયાર નથી. અહીં રહિમજીએ પાણી કરતાં માછલીનું મૂલ્ય વધુ આંક્યું છે અને એ દ્વારા એ પ્રકારની મૈત્રીનું મહાત્મ્ય ગાયું છે.

બીજો દોહો લઈએ:

તિનકા કબહું ન નિંદિયે, જો પાંયન તર હોય।
કબહૂ ઉડિ આંખન પરૈ, પીર ઘનેરી હોય॥

હિતોપદેશ જેવો આ દોહો કબીરજીને નામે છે. માનવવ્યવહારનું કૌશલ્ય દર્શાવતો આ દોહો હિતકારક અને સુખદ એવો ઉપદેશ આપી જાય છે. ક્ષુલ્લક જેવી લાગતી સામાન્ય બાબતને હાથમાં લઈ સંતકવિએ જીવનવ્યવહારની ભવ્ય વાત કહી આપી છે.

ભલેને પગ નીચેનું તણખલું હોય, પણ તેનીય નિંદા ન કરશો. કબીરજી કહે છે ક્યારેક તે પણ પવનથી ઊડી આંખમાં પડે અને પીડા આપે. આજે આપણા હાથ નીચેનું માણસ જો આપણાથી દુભાયું હોય તો તેનું જોર વધતાં જરૂર તે વેર વાળે અને આપણને હેરાન પરેશાન કરી મૂકે સંસારી ડહાપણ કુનેહપૂર્વક આમાં રજૂ થાય છે. કુદરતી બનતા બનાવમાંથી માનવસ્વભાવની કેવી વાત તારવી છે!

મૈત્રી અને વેર બન્નેના અભાવવાળી ઉપેક્ષાવૃત્તિ બક્ષનો તુલસીદાસજીનો એક દોહો છે;

આવત હી હરખૈ નહીં, નૈનન નહીં સનેહ।
તુલસી તહાં ન જાઈયે, કંચન બરસે મેહ॥

સંતોએ આપણને માત્ર આધ્યાત્મિકતાનો વારસો નથી આપ્યો. સંસારીઓની મર્યાદા

સમજી તેઓએ આપણને વ્યવહારકુશળતા પણ પ્રબોધી છે. કહે છે કે, આપણા આગમનથી જેની આંખમાં સ્નેહ ઉભરાતો નથી, તેના હોઠ પર હર્ષ ફરકતો નથી તેને ત્યાં કેમ જઈએ? સોનામહોરો પાણીની જેમ છોળો ઉડાડતી હોય, વરસાદની જેમ વરસતી હોય તો પણ ન જ જઈએ, ન જ જઈએ હર્ષસભર હોઠ અને સ્નેહ સભર નયન ઠગવો સોનામહોર કરતા અનેકગણા મૂલ્યવતા છે ખુશામતમા સ્વમાનની હાનિ છે તેમ આપણા અનાદરમા પણ સ્વમાનની હાનિ છે સંતપુરુષોએ નમ્રતાને વખાણી છે અને મિથ્યાભિમાનને વખોડ્યુ છે. પણ તેઓએ સ્વતેજ ને ઝાંખપ લાગે એવો વ્યવહાર કદિ પ્રબોધ્યો નથી પ્રજાના ખમીરની જ્યોત આડે તેઓએ હંમેશ હાથ ધર્યો છે જેથી તેને ઝાપટ ન લાગે

આમ સાહિત્યમા જ્યારે ભક્તિયુગ પ્રવર્તી રહ્યો હતો તે સમયના આ ત્રણ દોહા બીજા અનેક દોહાની જેમ આજે પણ તાજા ફૂલની જેમ તાજગી અને સુવાસ બક્ષી રહ્યા છે દોહા એટલે દોહાયલા, જીવનધેનુમાથી જે દૂધ જેવું દોહવાઈ લીધેલ છે તે દૂધના ઘૂંટની જેમ દોહાના અણુએ અણુમા પોષકતા અને વેધકતા ભરી હોય છે

---

## ધર્મ અને વ્યક્તિગત અપમાન

હજરત મહમદ પેગંબર સાહેબના એક શિષ્ય એક માણસ સામે ધર્મયુદ્ધ ખેલતો હતો પેગંબર સાહેબના એ બહાદુર શિષ્યે સામા માણસને પછાડ્યો, ને તેના પર પોતે ચઢી બેઠો પછી એ ધર્મશત્રુને મારી નાખવા માટે તેણે કમરમાથી ખંજર કાઢ્યુ. પરતુ ત્યા જુદી જ ઘટના બની

'શત્રુના મનને હવે ખૂકી ચ્યુ, કે પેગંબરનો શિષ્ય તેને હવે મારી જ નાખવાનો છે, એટલે સામો પ્રતિકાર કરવાનું તેને સ્વાભાવિક મન થયુ પરંતુ પેલો તેના પર એવો બળપૂર્વક ચઢી બેઠો હતો, કે તેનાથી હલનચલન કરી શકાય એમ હતુ જ નહિ એટલે, પછી એ લાચાર માણસે શુ કર્યું ? તે પેગંબરના શિષ્યના મો પર થૂકયો !

આ રીતે કોઈ માણસ થૂકે એટલે તેના પર રોષ ચડે જ વળી પરાજિત બનેલી વ્યક્તિ વિજેતા બનેલી વ્યક્તિ ઉપર થૂકે, એટલે રોષ–કેટલા મોટા પ્રમાણમા ભભૂકી ઊઠે એની કલ્પના સહેજે થઈ શકે એમ છે

એ રીતે પેગંબરના શિષ્યને પોતાના મો પર થૂકનાર પેલા માણસ પર ખૂબ જ ક્રોધ ચડ્યો

પરતુ બીજી જ પળે પેગંબરના શિષ્યે સાવ જુદુ જ વર્તન દાખવ્યુ પેલાને મારવાને બદલે તે તેના પરથી ઊઠી ગયો, ને તેને જીવતદાન આપીને પોતે ચાલવા લાગ્યો

આથી પેલી પરાજીત વ્યક્તિને બહુ નવાઈ લાગી કુતૂહલના સ્વરે તેણે પૂછ્યુ 'કેમ ભાઈ મને મારવાના બદલે ચાલવા લાગ્યો ?'

પેગંબરસાહેબના શિષ્યે પોતાના હૃદયમા થયેલા મનોમંથનનો ચિતાર આપતા કહ્યુ 'જો ભાઈ પહેલા હુ તને મારા ધર્મના માટે મારવા ચાહતો હતો મારા ધર્મ માટે કરીને જ મારે તારી સાથે યુદ્ધ હતુ પરતુ પછી તો તુ મારા પર થૂક્યો એટલે, પછી મને તારા પર ખૂબ જ ગુસ્સો ચડ્યો આ રીતે થૂકીને તે મારા ધર્મનુ નહિ, પરતુ મારુ પોતાનુ અપમાન કર્યું હતુ એટલે હવે જો હૂ તને હણુ તો એ મારા વ્યક્તિગત અપમાનનો બદલો લીધો ગણાશે, જે મારા ધર્મથી વિરુદ્ધ છે એટલા માટે જ મે તને જીવતદાન આપ્યુ છે'

—શિવસુંદરમ્

# ગ્રંથાવલોકન

**કલ્પના :** લે૦ શ્રી રતુભાઈ દેસાઈ; એકમેવ વિક્રેતા, વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ, મુંબઈ–૨; મૂલ્ય રૂ. ૩–૫૦.

'જનની' કાવ્યકૃતિ પછી ચોવીસ વર્ષે આ કાવ્યસંગ્રહ આપતા શ્રી રતુભાઈ દેસાઈ ચાળીસીના આપણા સન્માન્ય ઊર્મિકવિ છે. બાહ્ય પરિસ્થિતિમાં તેમ કાવ્યક્ષેત્રે '૩૯–'૬૩નો ગાળો મહદ્ પરિવર્તનનો સમય હોઈ અને આ સંગ્રહનાં ૭૭ કાવ્યો પૈકી ૬૮ જેટલાં તો કેવળ '૬૨–'૬૩માંનાં જ છે તેથી 'કલ્પના' લક્ષ દોરે તેમ છે. એ દૃષ્ટિએ કવિ '૪૦–'૫૦ વચ્ચેની આપણી કવિતાની તાસીર સન્માનતા લાગશે. વસ્તુ પ્રત્યેના અભિગમમાં સૌંદર્યાનુરાગ અને ઊર્મિશીલતા તેમજ નિરૂપણ પરત્વે લયમેળ–પરંપરિત માત્રામેળના હિલ્લોળને અનુરૂપ સુમજ્જ–વૈભવશાળી બાની 'કલ્પના'ની રચનાઓમાં સ્પષ્ટ વેરતાય છે. આવા કાવ્યરૂપનો કવિને જાણે 'કેફ' ચડે છે. શબ્દશિલ્પ, પ્રાસાનુપ્રાસની ગાઢ મઢામણ અને લયમધુરિમા–ગેયતામાધુર્યની મજાવટ કવિની વિશિષ્ટતા છે. એની સતતતા કે સભાનના ભાવાર્થબાધક અને ક્યારેક આતરસરવથી અદ્દર પણ બની રહે છે; તો પણ જ્યાં આ વિશેષતા ભાવાર્થચિત્રવ્યંજનાની કાવ્યોચિત ભૂમિકા થાય છે, ત્યાં એનું આકર્ષણ પણ ઓછું નથી ઊતરતું. 'નિવેદન', 'દૂરના અણુસાર', 'કવિતાનો કેફ', 'હે, ગીતપંખી', 'રિયાઝ', 'અત્તરની અરજી', 'કોને કાજે વીણું હવે ફૂલ', 'લીમડાની નીચે', 'કાતર અને સોય', 'ઓ ! મારા મનના મહેરામણું !', 'કલ્પના' કે 'મૂળશું' જેવી રચનાઓ સંગ્રહની ત્તરી આવતી રચનાઓ કહી શકાય.

'કલ્પના'ના કવિ 'સિગારેટ', 'ટ્રાન્ઝિસ્ટર', 'B.M.W. 6726', 'સચિવાલયની લિફ્ટ', 'અવકાશયાત્રા', 'ફેરિયો અને બગાર', 'સાહિત્યિક ધાટી' કે 'બાવળનું ઠૂંઠું' સમી આસપાસની દશ્ય–અનુભવની સામગ્રી કાવ્યફલક પર ઉતારે છે ખરા; પરંતુ વ્યંગ–વિનોદ–ચિંતનની ક્યાંક સુભગ છાંટ છતાં, કથયિતવ્ય યા રજૂઆતની નિજી પ્રભાવક છાપ ઉપસાવી શક્યા ન ગણાય. આવાં કાવ્યોમાં 'કાતર અને સોય'નો ઉપાડ કે 'સાહિત્યિક ધાટી'નો અંત આકર્ષક છે. સાંપ્રતકાલીન દર્શન–અનુભૂતિને સારવતી ઢબે નિરૂપવાની ધાટી હવે રૂઢ–ગત રીતિ હોઈ, કવિ ઉક્ત ઇતર રચનાઓમાં તેમાંથી મુક્ત થઈ શક્યા નથી. કવિનું ચિત્તવીન તો ઝંકારી ઊઠે છે સૌંદર્ય–માર્દવ–માધુર્યના સ્પર્શે "આજ કવિ મને માત્ર ઉત્સર્ગની લ્હાણુ" એવો ઉલ્લાસ ગાતી સનાતન સૌંદર્યલક્ષી રચનાઓમાં કવિ નિજી અદા બતાવી ખીલ્યા છે. વસ્તુ–ભાવની યા રજૂઆતની નિશ્ચિત અભિરુચિ કવિતાની મર્યાદા નથી જ. વસ્તુતઃ કવિ સ્વનિષ્ઠ હોય ત્યાં કવિતા દૈવતભરી બને છે જ.

'મંથનને પ્હોર થતું મંથન આ ગાન' કહેતા આ કવિ પ્રતીત વૈષમ્યથી અસ્પૃષ્ટ તો શાના હોય? 'પથ્થરની વેદના'માંનો ગર્ભિત વ્યંગ, 'અત્તરની અરજી'માં દર્શાવતો અરેપરો માનવ મસ્તકનો ફાંટો, શ્રાવણના 'અંતિમ દિને'ય મન રહે છે ખિન્નહિવ્ય એ એકરાગ, 'કાતર આ જાણે મા' રાણી, દાસી જાણે સોયઃ કચકચ કાપે કાતર પેની, ચપચપ સાંધે સોય" જેવું સૂચક ચિત્રાંકન, 'ભાસ'માં કથાયેલો 'ચોમેર ઘનાંધકાર', કે 'ઓ! જિન્દગી!'માં જિન્દગીનો સ્વાનુભવ તો ધૂંસરી ૩૫ જ અને 'સ્વગત પત્ર'માંય ઢળતી પીઢીએ વ્યક્ત કરાયેલ વૈષમ્યવેદના ધ્યાન ખેંચે ખરા. પરંતુ તે સાથે, તે સામે પડકાર–ઝૂઝવાની વૃત્તિ અને આશા પણ કવિમાં છે. 'ગરલ સંગ'માં આકરા ભરડાની ભીંસમાં પણ 'દામી દઈ દિલ, જીતી જઈએ જંગ', યા 'વાહ! ફક્કડ વાહ! ગમના જામસમ ઓ જિન્દગી! આ અંગ ઊધાડા ઉપર શો રંગ ઢોળ્યો? જિન્દગી!' જેવી ઉક્તિઓ

એનુ જ પરિણામ છે કવિની આ શ્રદ્ધા કવિચિત્તનો ભક્તિઅંશ જ સૂચવતી મનાય. ભક્તિકાવ્યોને વિષમ દૃષ્ટિથી નિરખતા કવિનો કોઇ વિશેષ ઉલ્લેખ 'કલ્પના'માં ગોચર થતો નથી, અનન્ત 'હૈનને હિંડોળ' જેવી રચના રૂદ્રસ્વરૂપે ય રોચક નીવડે તેવી છે.

કવિ,સર રૂપસુગંધના વાતાવરણના છત્ર તરીકે જ 'કલ્પના'મા ભાવકને વધુ આકર્ષે તો નવાઇ નહી. એના વૈભવ–મ –વિલાસ–પ્રભાવ ગાતા કવિ જાણે થાક્તા જ નથી 'ઓ' મ રા મનના મહેરામણુ''મા કવિ કહે છે, કે યુગજનની વિજનપથે અતરિયાળ ઊભી છે, એની કર્ણની લાગી કૌસ્તુભહીન છે, એની મધુર બંકિમ બીજરેખા જેવી વાણી મુક્તાહીન–ખાલી છે; તેથી 'એ વાણીમા મૂકવા ચાહુ, અપૂર્વ ચિર નવર કો મોતી' વિરૂપતા તો ઠીક, પરતુ 'સજાવટ અધૂરપ અભાવ પણ કવિરુચિને કનડે છે આવો રસિક જીવ 'સુમન' માત્રથીય અગનુ છાયલ પ્રણય પમરગથી છપાયાનુ કહે, 'અમી આસવે ઉન્મત્ત આંખે અખિલ જગ માપી લીધુ' કહે, અને 'મારૂં મનનુ મઘમઘ, મધુમય નિશિગંધા પ્રસ્ફુટે ચારુસ્મિત અદિરા છન્દે; મરકી મરકી જાય'' એમ કબૂલે એ સ્વાભાવિક છે 'પાધરપહાણે રૂપના ભાણે બેસી બે પળ ધૂળનો કરિયે સગ'માંનો 'બે પળે'નો ઉલ્લેખ એ દૃષ્ટિથી કેવો સાચો અને તેથી જ કેવો કવિપ્રકૃતિસૂચક નીવડે છે? કવિની આ રુચિ વ્યાપક સૂક્ષ્મ અને છે તો ખરી જ મેડીની મદ દીવીની સાખે, છલતી છાતીમાની લાખ વાતોની રસાળી સેર ઉકેલવાની તેમની હોંસ છે ને? 'લીમડા નીચે'મા વેગીનેય વહાલ કરવાની તેમની વાત તેથી જ ધ્યાન માગે છે ને?

કવિની સર્વોત્તમ છટા પ્રગટ થાય છે તેમના પ્રણય પ્રકૃતિકાવ્યોમાં નહીં પરતુ આત્મકથાવિષયક રચનાઓમા 'જગડેરે રસત કે દિલ શુ રવત ત?' એવા નમ્ર નિવેદન અને 'બધ દમન'વ અલિગુંજન સમ ગૂંજન પગ મમ છાનુ માનું' જેવા ઉદ્ગાર વ્યાપક પરના રાનગણીના ગધમા ઘેલા સુરતમાગમા રત કવિ 'ધમકું ધ્રુ હું સુરને શ્વાસે, છલકું જીવન ક્યારી' કે, રાતદિન ગીતગાનની રસધાર આતની હોવાની વાત કહે છે જ. 'ડોલરો શા ડોલતા ધોરી તણી દુત ચાલ કેરા તાલ આવે; સીમના શેઢા થકી વંટોળ ને રે' વતરી વેતાલ આવે' .. પાછલી તે રાત પ્હોરે આખના મનકાર માહી આગિયાની પોઠ આવે' કે 'ગગનઘટા સમ સુરછટાની સૂક્ષ્મ સુવર્ણ મીનાકારી' યા 'વાસ ચડ્યો છે ગગનવડને ચાદ' જેવુ જીવન્ત ચિત્રાંકન, અને 'શીદને પારાવાર તણી પાંખોને રહો છો ઝખી .હે, ગીતપંખી?' કે 'અમને વ્હાનુ ફૂન અમર ુ ને વ્હાનો વનકાંટો રે, અત્તરિયા, અમને આજે મા અંગ અગપર છાટો રે'', યા 'પથ્થરથી ઝરતા અત્તરને કોક લહે છે છાનુ' જેવુ ભાવનિરૂપણ આવા સૌંદર્ય કલા વિષયક કાવ્યોમા મનોરમ નીવડે તેમ છે ફૂલ, અત્તર અને અખંડ અદ્ભુત સૂરસાધના–રાગદારીની વાતો કરતા કવિનુ હૈયુ હેતારે ચડે છે. ગંધનો ગિલ્લોલ, પ્રાણુરફૂલોને સાધતું સ્નેહરસ્યું સુવર્ણ, તાલતમાલ પુર વેરાતો ગુલાબ, રેશમ મખમલ મલમલ પર ઝરંટાતુ અત્તર, કવિની એ પ્રિય સૃષ્ટિ નીવડે છે

'વીણાતાર' સાથે 'સગીતપ્રકાર' કે 'મીનાકારી' સાથે 'ગીરનારી' યા 'કટકે કટકે પીઉ' જેવી પ્રાસની અસુભગતા કે કિલષ્ટતા–કૃત્રિમતા,'' શિલ્પીનું ફૂલ'મા છે તેવો કથન–ભાવપ્રસ્તાર, ઠીક ઠીક સ્થળે ગોચર એવી પ્રગટ–વાચ્ય આયોજન રીતિ, ક્વચિત્ શીર્ષકરચનાની પ્રાકૃતતા, કેટલાક કાવ્યોમાંનો બોધ પર્યવસાયી ઉપસંહાર 'હે અશ્રુઅભિરામ'મા છે તેવી દષ્ટાંતોની હારમાળા, 'અવકાશયાત્રા'મા છે તેવી પરપરિત પદ્યબંધની શિથિલતા 'અતિથિ' કે હે, ગીતપખી'' યા 'શ્યામ સમીપે'માની એવી જ ઉભરા કર–નાથાલાલ–દયારામની રચનાઓની ઠીક ઠીક સ્પષ્ટ છાયા 'કલ્પના'મા છે તેવા વતીય પ્રતાર 'દ્રગ' કે 'હસત' જેવા પ્રયોગો આ સ રૂપમ ત સમઢગા રા મવા જેગ ખરા

'કલ્પના' આપણા એક સૌંદર્યાનરાગી અને સવેદનશીલ ઊર્મિકવિની લાભે ગાવ મળતી એવી ભેટ છે કે વચમાળા તેમજ તાજા એમના બીજા સગ્રહોની 'અભિવ્યક્તિ' આપણને વધેરી પ્રાપ્ત થાર એવી અભિલાષા સાથે 'કલ્પના'ને આવકારવાનું મન કાવ્ય રસિકોને થશે જ. —હ૦

## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ અને દેખરેખ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ,

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

રલિફોન નબર ૨૦૪

રજીસ્ટ્રેશન નબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'

તા ૧૮-૯-'૫૬ તા ૨૦-૬-'૬૩

સભાસદ સખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૧૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભડોળ | રૂા ૦૭૬ લાખ |
| અનામત ભડોળ | રૂા ૦૨૮ લાખ |
| અન્ય ભડોળ | રૂા ૦૩૮ લાખ |

મઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી –

આ સઘ મારફત સયોજીત સહકારી મડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણુ જતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે.

આ ઉપરાત નિયત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાડ, સીમેન્ટ લોખડ વિગેરે વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે તેમજ સુકો મેવો, લવીગ ખજૂર વિ૦ પુરા પાડવામા આવે છે

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ —

દેવજી કરમન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ક

રજીસ્ટર નબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભડોળ રૂા ૦૯૧ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સઘ લિ૦ ના સહકારથી ખ્પાડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય–સઘ સચાલિત ઓઇલ મિલ દ્વારા–કરવામાં આવે છે

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના. જિ. જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર : ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા. ૩૦–૩–'૫૯ તા. ૩૧–૧૨–'૬૨

સભાસદ સંખ્યા : ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા. ૦.૯૭ લાખ |
| અનામત ફંડ | રૂા. ૦.૦૮ લાખ |
| અન્યફંડ | રૂા. ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામાં આવે છે.

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરા પાડવામાં આવે છે.

લોખંડ સીમેન્ટ પતરા, ખજુર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે.

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર : ૨૧૯

સ્થાપના તા. ૨૪–૬–'૫૬ ઓડીટ વર્ગ: 'બ'
રજીસ્ટ્રેશન નંબર: ૩૧૨૫ તા. ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા. ૫.૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦–૩૫ | |
| સરકારશ્રીનું ૦–૨૫ | રૂા. ૦.૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા. ૦.૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા. ૦.૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઇનમેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામાં આવે છે.

આ ઉપરાંત ખાંડ, સુકો મેવો, લવીંગ, ખજુર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે.

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા મારકેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે.

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ .. | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... ... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .. | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં ... . | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા . | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... ... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... . | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦–૭૫ |

# આનું નામ જીવનની કળા

પ્રવાસી

અમદાવાદ ઊંઘમાંથી ઊઠી, 'આળસ મરડીને બેઠું' થતું હતું એવે ટાણે લગભગ પોણા ભાગના શહેરને આંટો મારીને રેલગાડી જેવી સ્ટેશનમાં દાખલ થઈ કે તુરત જ પ્લેટફોર્મ ઉપર ધમાલ મચી ગઈ. કોઈ હાંફળાફાંફળા થઈને, કોઈ રઘવાયાની જેમ, તો કોઈ ગુસ્સામાંથી, કોઈ પોટલા કે ટ્રંક માથે ઉચકીને તો કોઈ મજૂર પાસે સામાન ઉપડાવીને બહાર જવા ધસી રહ્યા હતા. જેમને બહુ ઉતાવળ લાગતી હતી એમને જવા દઈને હું પણ મારા સામાન સાથે બહાર નીકળ્યો. અંદર કરતા બહાર વધુ ધમાલ. ઘોડાગાડીવાળા અને રીક્ષાવાળા 'ક્યાં જવું છે?' 'ગાડી લાવું?' 'રીક્ષા લાવું?' 'કેટલી સવારી?' એવા જાતજાતના પ્રશ્નો સાથે ઉતારુઓને આંતરી ઘેરી, ખેંચાખેંચ કરી, મૂંઝવણ ઊભી કરી રહ્યા હતા. એમની ખેંચાખેંચ અને તાણાતાણમાંથી બચવા, હું ડોકું હલાવીને ના ના કહેતો ઝડપભેર એ ઘેરામાંથી બહાર નીકળી ગયો. ગાડીવાળા અને રીક્ષાવાળાના ઘેરાથી થોડે દૂર, કશી ધાંધલ કે ધમાલ વિના, કોઈ જાતની રાડારાડ કે ખેંચાખેંચ કર્યા સિવાય એક રીક્ષાવાળો હાથમાં ચાવીની કડી રમાડતો રમાડતો શાંતિથી ઊભો હતો. એના મોં પર, સ્વચ્છ પાટલૂન અને ખમીસ, પગમાં ચંપલના બૂટ, વ્યવસ્થિત રીતે ઓળેલા વાળ, કપાળમાં કંકુનું મોટું તિલક, અને ઊભા રહેવાની અદાથી સહેજે મારું એના તરફ ધ્યાન ખેંચાયું. અમારી આંખો મળી કે તુરત જ એણે શાંતિથી પૂછ્યું, 'રીક્ષા જોઈશે?' મેં તુરત જ હા કહી દીધી.

બીજા રીક્ષાવાળાને હા કીધા પછી પણ જવાના ઠેકાણા વિશે અને સામાનના પ્રમાણ વિશે માથાકૂટનો પાર નહીં. આ રીક્ષાવાળાએ ન પૂછ્યું કે ક્યાં જવું છે કે ન પૂછ્યું કે કેટલો સામાન છે. સ્ટેશનની સામે પાંચ સાત હારમાં ગોઠવાયેલી રીક્ષાઓ વચ્ચે ઊભેલી એની રીક્ષા પાસે મને એ દોરી ગયો. સામાન ગોઠવીને જેવો હું રીક્ષામાં બેઠો કે તુરત જ એણે રીક્ષા ચાલુ કરી ભૂલભુલામણીમાંથી મારગ કરી રીક્ષા બહાર કાઢી. સ્ટેશનની હદમાંથી રીક્ષા બહાર નીકળી એટલે એણે રીક્ષા થંભાવી, મોઢું ફેરવીને પ્રશ્ન કર્યો 'ક્યાં જવું છે આપને?' એનો પ્રશ્ન તો હતો સ્વાભાવિક અને સીધો સાદો પણ પૂછવાની એની રીત અને વિનયને કારણે આ રીક્ષાવાળો કોઈ જુદી જ ભાતનો છે એમ લાગ્યું.

'વિશ્રામગૃહ' મેં ટૂંકો જવાબ આપ્યો. અને રીક્ષાવાળાએ રીક્ષા ચલાવી. અમદાવાદમાં રીક્ષાવાળા જે રીતે અને જે ઝડપથી રીક્ષા ચલાવે છે એ કારણે રીક્ષામાં બેસનારને જિંદગીનો વીમો લાગે. અકસ્માત ન થાય એ જ મોટો અકસ્માત ગણાય. પણ આ રીક્ષાવાળાની રીક્ષા હાંકવાની રીત પણ અજબ. જરાય ખોટી ઉતાવળ નહીં, પાણીના રેલાની જેમ એકધારી રીક્ષા ચાલી જાય.

બે ત્રણ મિનિટ થઈ હશે ને અને રીક્ષાવાળાએ સંસ્કૃત શ્લોક ગાવાનું શરૂ કર્યું. રીક્ષાના ઘરઘરાટને પણ દાબી દેતા બુલંદ અને મીઠા કંઠે, શુદ્ધ ઉચ્ચાર, અને અનોખી હલક સાથે ભક્તિભાવપૂર્વક એક પછી એક બોલાતા શ્લોકે તો ચાલતી રીક્ષાએ મંદિર કે આશ્રમમાં ચાલતી પ્રાર્થનાનું વાતાવરણ સર્જી દીધું. રીક્ષા એકધારી ચાલી જતી હતી અને કશી ખલેલ સિવાય, એ જ હલક અને એ જ મસ્તીમાં રીક્ષાવાળાનો ગીતા પાઠ ચાલતો હતો. સ્ટેશનથી વિશ્રામગૃહ સુધીનું અંતર ક્યારે કપાઈ ગયું અને સમય ક્યાં જતો રહ્યો એની ખબર જ પડી નહીં.

વિશ્રામગૃહના ચોકમાં રીક્ષા આવીને ઊભી રહી. મેં ઊતરીને પૂછ્યું. 'શું આપવાનું છે?'

મંદ સ્વરે શ્લોક બોલતા બોલતા એણે મીટર જોયું. મીટર જોઈને એણે કહ્યું 'મીટર એક રૂપિયો અને દસ પૈસા બતાવે છે.'

'પણ આપવાનું શું?' બીજા રીક્ષાવાળાઓને ક્યારેક દોઢ અને ક્યારેક બે રૂપિયા આપવા પડ્યા હોઈને મેં ફરી આશ્ચર્ય સાથે પૂછ્યું.

'મીટર કહે એનાથી વધુ મારાથી કેમ કહી શકાય?' રીક્ષાવાળાએ હાથ મસળતા મસળતા કહ્યુ

સામાન્ય રીક્ષાવાળાઓ કરતા અનેક રીતે વિશિષ્ટ કોટિના આ રીક્ષાવાળા સાથે વાત કરવાનું મન થયુ પણ એને વાત કરવાની ફુરસદ ક્યાથી હોય? ખિસ્સામાથી પાકીટ કાઢી પૈસા ગણવામા વખત લગાડી મે એને પૂછ્યુ 'કેવા છો?'

'બ્રાહ્મણ' એણે ટૂકો જવાબ આપ્યો

'આપે રસ્તે મજાના શ્લોક સભળાવતા આ પરથી સસ્કૃત સારૂ આવડતુ લાગે છે' મે કહ્યુ

'પાઠશાળામા સસ્કૃતનો થોડો અભ્યાસ કર્યો છે' રીક્ષાવાળાએ કહ્યુ

'ક્યા સુધી ભણ્યા છો?' મે પૂછ્યુ

'મેટ્રિક સુધી'

'રીક્ષા ચલાવવાનુ કેમ પસદ કર્યુ?' મે સકોચ પામતા પૂછ્યુ

'રીક્ષા મારો પાર્ટ ટાઈમ ધધો છે, એક ખાનગી દવાખાનામા કમ્પાઉન્ડર તરીકે નોકરી કરુ છુ સવારે બે ત્રણ કલાક જ રીક્ષા ચલાવુ છુ' એણે સામટા બે ત્રણ જવાબ આપી દીધા

સસ્કૃતનો અભ્યાસ મેટ્રિક સુધીનુ ભણતર કમ્પાઉન્ડર તરીકેની નોકરી અને વધારામા બે ત્રણ કલાક રીક્ષા ચલાવનાર જુવાન સામે હુ આશ્ચર્ય ભાવે જોઈ જ રહ્યો

'રીક્ષા ચલાવવાનો શોખ ક્યાથી થઈ આવ્યો?' એની ઉતાવળ જાણતા છતા હુ પ્રશ્ન પૂછવાની લાલચ રોકી શક્યો નહી

'આઠ દસ કલાકની નોકરી પછી રીક્ષા ચલાવવાનો શોખ તો થોડો થાય? પણ તમે જાણો છો કે મોઘવારીએ માઝા મૂકી છે મળતા પગારે કુટુમ્બના ખર્ચને પહોચી વળાનુ નથી મે ત્રણ કલાક રીક્ષા ચલાવુ છુ એટલે વાંધો નથી આવતો' જુવાને ઉતાવળ હોવા છતા નિરાતે વિસ્તારથી જવાબ આપ્યો

'કમ્પાઉન્ડરની નોકરી કરતા કરતા રીક્ષા ચલાવવામા ક્ષોભ નથી થતો?' મે છેલ્લો પ્રશ્ન કર્યો

'કામળે હાથ દઈને દુ:ખ રોવાથી, લાચારી કરવાથી કે નસીબને ભગવાનને અને સરકારને દોષ દેવાથી કોઈ થોડુ આપણી મુશ્કેલી ટાળી દેવાનુ છે? સ્વમાન પૂર્વક જીવવુ હોય તો કાળા ધમવા તૈયાર રહેવુ જોઈએ અને નીતિથી રોટલો રળવા માટે મજૂરી કરીએ એમા ક્ષોભ શેનો'' વિનીત અને નમ્ર જુવાનના મો ઉપર નીતિ અને સ્વમાનની ઝગારી ઉપસી આવી

'તમને ખોટી કર્યા એ માટે દિલગીર છુ પણ તમારી વાતો સાભળીને અને તમારી ખુમારી જોઈ ખૂબ જ પ્રસન્નતા થઈ' રીક્ષાવાળાના હાથમા એક રૂપિયાની નોટ અને અર્ધો રૂપિયાનો સિક્કો મૂકતા મૂકતા મે કહ્યુ

ખિસ્સામાથી પાકીટ કાઢીને મને વધારાના પૈસા પાછા આપવા માટે એણે સિક્કા ગણવા માડ્યા

'મને રહેવા' મે એને રોકવાનો પ્રયત્ન કર્યો

'હક્કથી વધુ મારાથી નેવાય નહી' જુવાન મક્કમતાપૂર્વક બોલી ઊઠ્યો અને દસ દસ પૈસાના ચાર સિક્કા મારા હાથમા મૂકી નમસ્કાર કરી રીક્ષા હકારી મૂકી

આજની અનેક સમસ્યાનો સાચો ઉકેલ ચીધી જતા તેમજ નીતિ અને સ્વમાનપૂર્ણ જીવવાની કળાનો મર્મ સમજાવી જતા એ રીક્ષા ડ્રાઈવરને હુ જોઈ જ રહ્યો થોડી વારમા એની રીક્ષા અદૃશ્ય થઈ મારાથી સહેજે બોલાઈ જવાયુ, 'આનુ નામ જીવનની કળા'

---

દુનિયામા કઠણમાં કઠણ આ ત્રણ બાબતો છે.
(૧) કોઈ પણ રહસ્યને સદા માટે છૂપુ રાખવુ તે,
(૨) આપણા પર આવી પડેલા કષ્ટને ભૂલી જવુ તે, અને
(૩) ફુરસદના સમયનો સદુપયોગ કરવો તે. —ચિયો

"બસ ત્યારે, ઈશ્વરનુ પણ આવુ જ છે" સંતે કહ્યુ. 'જેમ ફૂલમા સુવાસ હોવા છતાય નાકની ખરાબીને કારણે આપણે તેનો અનુભવ કરી શકતા નથી તેમ ઈશ્વર સર્વત્ર રહેલો હોવા છતાય દૃષ્ટિની ખામીને કારણે આપણે તેને જોઈ શકતા નથી શરદી થઈ હોવાથી ઘ્રાણેન્દ્રિય કોઇ ગંધને પારખી શકતી નથી પરંતુ તેથી તે માણસ ફૂલમા સુવાસ હોવાનો ઈન્કાર કરી શકતો નથી. ફૂલની સુવાસને પામવા માટે તે માણસે પોતાની શરદીનો ઈલાજ કરવો પડે છે નાકની ખરાબી દૂર થતા જ તે ગંધનો અનુભવ કરી શકે છે તેમ ઈશ્વર સર્વત્ર રહેલો હોવા છતાય આપણી દૃષ્ટિની ખરાબીને કારણે તે દેખાતો નથી ઈશ્વરના દર્શન માટે આપણી દૃષ્ટિ સુધારવી જોઈએ આપણામાં રહેલી ખામીઓ નિવારવી જોઈએ જે માણસની આંખ પર સ્વાર્થ, અભિમાન અને મોહાંધતા છવાયેલી છે, જેના મનમા કપટ, ઈર્ષા, દ્વેષ, વેરભાવ અને નાના-મોટા, ઊંચ-નીચના ભેદભાવો રૂપી બીમારીઓ ઘર કરી બેઠી છે, તેને ઈશ્વરના દર્શન ક્યાથી થાય? પ્રભુને પામવા માટે, જે મનમંદિરને સંયમની સાવરણીથી સ્વચ્છ કરી, શ્રદ્ધાના દીપકથી ઉજાળી, પરમાર્થ અને સેવાના સુરો ભજનોથી શણગારી, ત્યાગના સાબુથી અંતરના મેલને ધોઈ નાખી 'સત્ય' અને સમાનતાના ઘંટારવથી ગૂંજરિત કરે છે તેને સર્વત્ર પ્રભુના દર્શન થાય છે ઈશ્વરના દર્શન કરવા માટે કોઈ મંદિરમા જવાની જરૂર નથી, કોઈ યાત્રાધામના ફેરા ફરવાની જરૂર નથી પ્રભુ તો તમારી પાસે જ છે દીન હીન લોકોની સેવામા પ્રભુ દર્શન થાય છે, દુખી જનોના આંસુઓને ઝીલી લેશો તો ત્યા પ્રભુ વસેલો જણાશે, ગરીબોના અશાંત હૈયાને આશ્વાસનના મીઠા બોલ આપી શાંત કરો, પ્રભુ તમને ત્યા દર્શન દેશે નિસહાય લોકોની યાતનાઓને દૂર કરવા પ્રયત્ન કરો, ત્યાં તમને મંગલ મોહક પ્રભુની છબીના દર્શન થશે આત્માને શુદ્ધ કરો, મનને પવિત્ર બનાવો, ત્યાગની ભાવના પ્રગટાવો, સેવાની અહાલેક જગાવો, અભિમાન છોડીને, ઊંચ-નીચના ભેદભાવ દૂર કરી સર્વમા પ્રભુને જ બિરાજેલો જુઓ અને તેઓની સેવા કરો પ્રભુદર્શનનો આ જ એકમાત્ર સાચો રસ્તો છે'

યુવકોને તે દિવસે પ્રભુદર્શન કરવાનો માર્ગ મળી ગયો સંતને વંદન કરી સૌ નવીન જ્ઞાનની જ્યોતિ લઈને ચાલતા થયા

---

## અને ઈશ્વરનુ દિલ દુભાયુ

માળીના નાનકડા છોકરાએ કડકડતી ટાઢમા બગીચામાંથી ફૂલો ચૂંટયાં તે છોકરાની અર્ધ દેખતી વૃદ્ધ દાદીએ તેની સુંદર માળા બનાવી અને તે માળાને છોકરાના દાદાએ ઉઘાડે પગે અંધારી માઈલો ચાલી શેઠને ત્યાં પ્રભુની પૂજા માટે પહોંચાડી

શેઠ તે માળા તથા પૂજાનો સામાન લઈ મંદિરે પધાર્યા અને મોડું થવાથી ગુસ્સા સહિત પૂજારી પાસે પોતાને માટે મંદિર ઉઘડાવ્યુ

પ્રભુની મૂર્તિને માળા સમર્પણ કરવા જાય છે ત્યા મૂર્તિએ અટ્ટહાસ્ય કરી કહ્યુ 'અનેક મનુષ્યને દુઃખ પહોંચાડી તું મને ખુશ કરવા આવ્યો છો આ ફૂલની માળા એ માળા નથી રહી પણ આંસુની માળા બની ગઈ છે તારી મહેનતથી બનેલ કંટકનો હાર પણ સ્વીકારત પણ તું સમજ્યો નહિ માનવ પૂજા એ જ ખરી ઈશ્વર પૂજા છે'

— [illegible]

# ચાર સવાલ

અમૃત મોદી

એક હતો રાજા—ધર્માત્મા અને જ્ઞાની પણ હતો. એક વેળા એણે પંડિતોને ચાર પ્રશ્નો પૂછ્યા. પણ પોતાના રાજ્યના કોઈ પંડિતના જવાબથી એને સમાધાન થયું નહીં. એટલે દેશદેશાવરના પંડિતોને એ પ્રશ્નોનું સમાધાન કરવા નિમંત્રણ આપ્યું. 'જે કોઈ મારી જીજ્ઞાસાનું સમાધાન કરી શકશે એને અર્ધું રાજ્ય પણ આપીશ' એવી જાહેરાત કરી. ઠેરઠેરથી વિદ્વાનો આવવા લાગ્યા. પણ કોઇ રાજાનું સમાધાન કરી શક્યું નહીં.

એક દિવસે અસફળ વિદ્વાનોનું એક જૂથ પાછું જઈ રહ્યું હતું ત્યારે ખેતર ખેડતા એક ખેડૂતે એમને પૂછ્યું: 'રોજ રોજ આપના જેવા પંડિતો રાજમહેલમાં આવે છે ને જાય છે—તે શું છે? શું હમણાં રાજદરબારમાં કંઇ ખાસ પ્રસંગ છે કે?'

પંડિતોએ બધી હકીકત કહી ને રાજાના ચાર પ્રશ્નો પણ એ ખેડૂતને બતાવ્યા. સાંભળીને ખેડૂતે કહ્યુ: 'આ સવાલો તો કંઇ કઠિન નથી. સમજાતું નથી, આપના જેવા ભણેલા-ગણેલા વિદ્વાનોને એનો યથાર્થ ઉત્તર કેમ નહી સૂઝતો હોય?'

'તો શુ તમે એના ઉત્તર દઇ શકશો?' પંડિતોએ આશ્ચર્યસહ પૂછ્યું.

'જો મને પૂછવામાં આવશે, તો મને વિશ્વાસ છે કે હુ જરૂર રાજાનું સમાધાન કરી શકીશ.' ખેડૂતે આત્મવિશ્વાસપૂર્વક કહ્યું.

એ પંડિતો ખેડૂતને રાજા પાસે લઈ ગયા. સિંહાસન પર બેઠેલા રાજાને એમણે કહ્યુ, 'રાજન્, આપના પ્રશ્નોના યથાર્થ ઉત્તર દઇને આપનું સમાધાન કરવા માટે આ ખેડૂત ભાઇ આવેલ છે. આપના પ્રશ્નો પૂછો.'

રાજાએ પૂછ્યું, 'ભગવાન ક્યાં રહે છે?'

ખેડૂતે ઊલટાવીને પ્રશ્ન કર્યો, 'ક્યાં નથી રહેતો?'

રાજા નિરુત્તર રહ્યો.

પછી થોડી વારે રાજાએ બીજો સવાલ પૂછ્યો, 'ભગવાન શું ખાય છે?'

'ભગવાન અહંકાર ખાય છે.' ખેડૂતે પ્રતિ-ઉત્તર વાળ્યો.

'ભગવાન ક્યારે હસે છે?'—રાજાએ ત્રીજો પ્રશ્ન પૂછ્યો. ખેડૂતે કહ્યું, 'માતાના ગર્ભમા જ્યારે બાળક હોય છે, ત્યારે તે ભગવાનને પ્રાર્થના કરે છે—હે ભગવાન્! મને આ અંધકારમાંથી મુક્ત કર. દુનિયાના પ્રકાશમાં જઇને મન, વાણી, ને કર્મથી હુ તારું ભજન કરીશ. આમ એ વારવાર ભગવાનને વિનવે છે. પરંતુ જન્મ પામ્યા પછી એ જ ભગવાનને, જેને આર્ત બનીને એ પુકારતો હતો, ભૂલી જાય છે. તે વેળા ભગવાન હસે છે.'

'હવે ચોથો ને છેલ્લો મારો સવાલ છે—'ભગવાન શું કરે છે?'

ખેડૂતે કહ્યુ, 'મહારાજ! ખેતર ખેડતાં ખેડતાં હુ થાક્યો પાક્યો અહીં આવ્યો છું. અહીં આવીને પણ ઊભા ઊભા આપની સાથે વાતો કરી છે. હવે હું બહુ થાકી ગયો છું. હવે મારાથી ઊભા રહેવાતું નથી. તમે જરા નીચે આવો. મને આપના સિંહાસન પર થોડીવાર બેસવા દો. શાંતિથી બેસીને હું આપના સવાલનો જવાબ આપીશ.'

ખેડૂતના ત્રણે જવાબથી રાજા પ્રભાવિત થઇ ગયો હતો. તેને સમાધાન થયું હતું. તે એકદમ સિંહાસન પરથી નીચે ઊતરી આવ્યો

ને બોલ્યો, 'આપ ત્યાં બેસીને થોડીવાર આરામ કરો. ત્યાં સુધી હું નીચે આપના સ્થાને ઊભો છું.'

ખાસ્સો સમય એ ખામોશીમાં પસાર થઇ ગયો. એટલે રાજાએ પ્રશ્ન ફરી દોહરાવ્યો. પણ ખેડૂત કંઈએ બોલ્યો નહીં. ત્રીજીવાર રાજાએ પૂછ્યું. ચોથીવાર પણ પૂછ્યું. ત્યારે આશ્ચર્યભરી નજરે ખેડૂતે કહ્યું, 'શું મારા આ ઉત્તરથી આપનું સમાધાન નથી થયું?'

રાજા: 'ક્યારે? મારા ચોથા પ્રશ્નનો તો વળી આપે ઉત્તર જ ક્યાં આપ્યો છે?'

ખેડૂત: 'જવાબ તો આપને મળી ગયો, પણ આપ સમજ્યા નહીં. સાંભળો, ફરીથી સમજાવું છું. એકાદ કલાક પહેલાં હું આકરા તાપમાં ખેતર ખેડતો હતો. હમણાં થોડીક વાર પહેલાં આપની સામે રાજ-દરબારમાં ઊભો હતો. અને અત્યારે રાજસિંહાસન પર બેઠો છું. જ્યારે રાજસિંહાસન પર બેસનારા આપ મારી સામે ઊભા છો. ભગવાન, આવી રીતે રાજાને રંક અને રંકને રાજા, કરે છે.'

કહેવાની જરૂર નથી, કે રાજાને પૂરેપૂરું સમાધાન થઈ ચૂક્યું હતું.

[શ્રી આનન્દમયી માતાએ કહેલી વાર્તાના આધારે]

---

## સંપીને સાથે રહેવું!

હમ બત્તીસ તુમ અકેલી;
 બસી હમારી માય।
જરાસી કતર ખાઉં તો
 ફરિયાદ કહાં લે જાય॥

દુનિયામાં નાના મોટા, ઊંચા-નીચા, શ્રીમંત-ગરીબ, સમાન અને અસમાન એવા અનેક લોકો રહે છે. સૌએ એક સંપથી અને હળીમળીને રહેવું જોઈએ. ભેદભાવ કે અસહકાર રાખવો જોઈએ નહિ. દરેક વ્યક્તિ અને વસ્તુ પોતાને સ્થાને મોટી અને અગત્યની છે. આનું એક સુંદર ઉદાહરણ કબીરદાસે આપ્યું છે. દાંત જીભને કહે છે કે અમે બત્રીસ છે, તું અમારામાં જ રહે છે, અમે જો તારો થોડોક ટુકડો કરીને ખાઈ જઇએ તો તું કોની આગળ જઈને ફરિયાદ કરવાની હતી?

બત્રીસ દાંત એ દુનિયાના તમામ પુરુષો છે. અને એક જીભ તે સ્ત્રી. તેણે વિચાર કર્યો કે વાત તો સાચી છે મારી ફરિયાદ કોણ સાંભળે? પણ પછી બરાબર વિચાર કરીને જવાબ વાળ્યો:

તુમ બત્તીસ મૈં અકેલી
 બસી તુમારે માય।
જરા સી ટેઢી બાત કરું
 તો બત્તીસ હી ગિર જાય॥

તમે બત્રીસ છો અને તમારી વચ્ચે હું એકલી રહું છું એ વાત ખરી છે, પણ હું જો થોડીક વાંકી વાત કરું તો તારા બત્રીસે દાંત તૂટી જશે હો! —રશ્મિન્ મહેતા

'કંઈ કામ છે મા?...'બાવીં હું કરી લઉં છું.'

હસતાં હસતાં સાવિત્રીબાળાએ કહ્યું: 'વિશેષ કાંઈ કામ નથી—નહીં. કામનું કામ જ સમજી લો......

હજુ સુધી પ્રતિભામયીએ સાસુના પહેરવેશ તરફ ધ્યાન નો'તું આપ્યું. એ જોતાં જ આશ્ચર્ય સહિત પૂછ્યું: 'મા, આજ ગરદની સાડી પહેરી છે?'

'એને પણ આ નહીં કામના કામનું જ એક અંગ સમજી લો.'

......અને આ નહીં કામના કામને સમજવામાં પ્રતિભામયીને બહુ વાર ન લાગી. થોડીવાર પછી જ તેણે સાસુને પૂજાગૃહમાં બાણેશ્વર સમક્ષ ધ્યાનસ્થ જોયાં અને હાથમાં જોયું તો પૂજાનો પુષ્પાર્ઘ્ય! એ વખતે તો પ્રતિભામયીએ કાંઈ ટીકા—ટીપ્પણી ન કરી—બલકે ધીરેથી ત્યાંથી હટી ગઈ. પરંતુ પૂજા—સમાપ્તિ પછી સાસુની આગળ જાતે જ આવીને સ્મિત કટાક્ષ કર્યો: 'તો મા, આખરે તમે પોતાને ખોઈ જ બેઠાં? જે દિવસ તમે પથ્થરના એ પિંડને પોતાનાં હાથમાં લીધો' તો, એ જ દિવસે મને આ આશંકા થઈ આવી હતી.. આજ થયું પણ એમ જ. તમે આંખો મીંચી આજ એ જ પથ્થરના પિંડની પૂજા કરી રહ્યાં હતાં.'

'મેં જોયું કે; આંખો ખોલીને પોતાની જાતને જોવામાં મોટી અસુવિધા પડે છે, પ્રતિભા! એ જ કારણે હવે આંખો મીંચીને જ જોવાનો અભ્યાસ કરી રહી છું.'

'પરંતુ આત્મદર્શનની અસુવિધાને પત્થરનો પિંડ પકડીને ઢેલી દેવાની ભ્રાંતિને જ તો અવિવેક કહે છે, મા, ઉપનિષદમાં 'એકમેવાદ્વિતીય' ઈશ્વરને માનવાનો કોઈ અર્થ હોઈ શકે, પરંતુ જડ પત્થરને માની લેવાનો હું કોઈ અર્થ સમજી શકતી નથી.'

સાવિત્રીબાળાએ આ વખતે પણ હસીને જ જવાબ આપ્યો: 'ડરવાની કોઈ વાત નથી, વહુરાણી, બાળપણમાં તેં ઢીંગલા—ઢીંગલી લઈને પ્રૌઢ નર-નારીના ખેલ ખેલ્યાં 'તાં ને? માની લે, પથ્થરપિંડ લઈને હું પણ ઘડપણમાં ઈશ્વરનો ખેલ ખેલું છું.'

'ડરું કેમ નહીં, મા? વિવાહ પછી મેં જે સાસુની અતિમાર્જિત, આધુનિક રીતિનીતિ જોઈ, 'લારેટ્ટો'માં શિક્ષણ પ્રાપ્ત કરેલ,—એ જ સાસુને પથ્થર પૂજતાં જોઈ મને ડર ન લાગે તો બીજું શું?'

'ના ના, વહુરાણી! ડરવાની કોઈ વાત નથી: તારી સાસુ જો 'લારેટ્ટો'માં ભણી છે તો તું ય કૉન્વેન્ટમાં ભણી છે. અને...કૉન્વેન્ટની 'કુલીનતા' 'લારેટ્ટો' કરતા વધારે જોરદાર છે. તું આ ઘરમાં આ અતિ આધુનિક રીતિનીતિ ચાલુ રાખી શકીશ.' સાવિત્રીબાળાએ આ વખતે પણ સહાસ્ય ઉત્તર જ આપ્યો.

*

સાસુવહુના આ ઉપરોક્ત વાર્તાલાપમાં જે આધુનિક રીતિનીતિનું ચિત્રણ થયું છે એને યાદવ ચેટર્જીના પરિવારમાં બધાથી પહેલાં લાવવાનું શ્રેય વસ્તુતઃ સાવિત્રીબાળાને જ છે—હા, પ્રતિભામયીએ એનું પોષણ જરૂર કર્યું છે. સાવિત્રીબાળાના આવતા, પહેલા બાગબજારના ચેટર્જી વંશમાં માત્ર લક્ષ્મીની જ પ્રતિષ્ઠા હતી; પરંતુ ધીરે ધીરે કાળક્રમે અહીં સરસ્વતીનું અધિષ્ઠાન પણ થઈ ગયું. એ જુદી વાત છે કે, જે સરસ્વતી અહીં આવી તે અંગ્રેજી વેશમાં અને હંસને બદલે અંગ્રેજી 'સ્વાન' (Swan) પર આસન થઈને.

અને ..એ જ સાવિત્રીબાળા આજે પથ્થરપિંડની સામે ધ્યાનસ્થ થાય, એની પૂજા કર્યાં વિના મોઢામાં પાણી સુદ્ધાં ન નાખે—પ્રતિભામયી આ પર આશ્ચર્ય કેમ ન કરે, ભલા?

એક દિવસ જ્યારે પ્રતિભામયી પોતાની સાસુ પાસે બાવીં લઈને સવારમાં જઈ પહોંચી તો સાવિત્રીબાળાના ચહેરા પર ચિંતાની રેખાઓ સ્પષ્ટ રૂપે દેખાતી હતી. એમ લાગતું હતું કે, તે કોઈ ગંભીર ચિંતામાં છે. પ્રતિભામયીએ સશંકિત થઈ પૂછ્યું: 'શી વાત છે, મા?...બાવીં લાવી છું.'

ક્ષણભર મૌનભાવે વહુની તરફ જોઈને સાવિત્રીબાળાએ કહ્યું: 'બાવીં પછી પીશ, પહેલા સામે બેસ, બેટા!'

પ્રતિભામયી મેજ પર બાવીં મૂકીને ચુપચાપ_

સામેની ટિપોઈ પર બેસી ગઈ. કેટલીક મિનિટો ચૂપ રહ્યા પછી સાવિત્રીબાલાએ કહેવાનું શરૂ કર્યું: 'વહુરાણી, વિચારું છું કે મારા મર્યા પછી ભગવાન આશુતોષનું શું થશે?...'

સાસુની વાણીમાં કેટલી ભાવુકતા હતી એ પ્રતિભામયીથી છાનું ન રહ્યું.

તત્ક્ષણ જ એણે સંયત થઈ જઈ કહ્યું: 'તમે જે કહેશો, તે જ થશે, મા!'

લાગ્યું કે, સાવિત્રીબાલાનો ભાર ખૂબ જ હલકો થઈ ગયો. એણે સ્નેહપૂર્વક વહૂના મોં તરફ જોઈને કહ્યું: 'એવું કરજે બેટા! મારા મર્યા પછી આશુતોષજી માટે એક સારો એવો પૂજારી રાખી લેજે, જે શ્રદ્ધાભાવથી દરરોજ એમની સેવા કરી શકે...'

'...જરૂર રાખી લઈશ, મા! તમે નિશ્ચિંત રહો.' પ્રતિભામયીએ પૂરેપૂરા આશ્વાસનભર્યા સ્વરે કહ્યું.

*

અને એ જ દિવસે સંધ્યાકાળે સાવિત્રીબાલાએ દેહત્યાગ કર્યો—મરતી વખતે તેનાં મોં પર સંપૂર્ણ શાંતિ હતી. સ્વયં પ્રતિભામયીએ સાસુના મોમાં તુલસી–ગંગાજળ મૂક્યાં અને આંસુસરી આંખે ચરણસ્પર્શ કરી કુટુંબના કલ્યાણનો આશીર્વાદ માગ્યો.

બીજે દિવસે સવારે પ્રતિભામયીએ એના દિયર અભયનાથને કહ્યું: 'જુઓ લાલા, આજ સવારે તમે લોકો ચા-બા કશું ન લેતાં. બપોરે 'હવિષ્ય' ગ્રહણ કરીને સૂર્યાસ્ત બાદ ફળ અને દૂધ લઈ લેજો.'

કૌતુકભરી દૃષ્ટિથી અભયે પૂછ્યું: 'ભાભી, આ 'હવિષ્ય' કેવી રીતે ગ્રહણ કરાય છે, ભલા?'

...ખાઈને કરાય છે. રાંધેલો ભાત, વટાણાની દાળ, દેશી બટાટા અને કાચાં કેળાંનું શાક, ગાયનું ઘી, બધું એકી સાથે ભેળવીને ખાવાનું હોય છે; સમજ્યાં?' પ્રતિભામયીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

હવિષ્યનું વિવરણ સાંભળતા જ આંખો ફાડીને અભયનાથ બોલ્યો. 'આ તો એક જાતનો પિંડ જ થયો, ભાભી! અમને લોકોને જીવતેજીવત પિંડ ખવડાવીશ?'

પ્રતિભામયી બોલી: 'આવી વાતો ન કરાય લાલા!......'

બીજે દિવસે સવારે અભયે કહ્યું: 'કાલની જેમ આજે ય બપોરે હવિષ્ય ના ખવડાવતાં. ઑફિસે જવામાં મોડું થઈ જશે. આજે તો બસ નવ વાગે જ ખવડાવી દેજો.'

'આજે તમે લોકો ઑફિસ જશો!'

'હાસ્તો.'

'પણ યાદ રાખો; ઑફિસે જવું જ છે તો ઉત્તરીય પહેરીને જવું પડશે.'

'એ કેમ થાય, ભાભી! અર્ધનગ્ન અવસ્થામાં જવાથી ઑફિસે તો હોહા મચી જશે.'

વાત એમ હતી કે, બન્ને ભાઈઓ એક અંગ્રેજી ફર્મમાં ઊંચા હોદ્દા પર ઑફિસર હતા અને કર્મચારીઓ એમને પણ વચેટ અને છોટાસાહેબના નામથી જ બોલાવતાં. અને બન્ને સાહેબો અર્ધનગ્ન ઑફિસમાં જાય એ આમ તો ખાસ હોહાની વાત હતી. તેથી બન્ને ભાઈઓએ આ પ્રસ્તાવનો જોરદાર વિરોધ કર્યો. પ્રતિભામયીએ ગમે તેમ કરીને પોતાની સંમતિ આપતાં કહ્યું: 'સૂટ તો તમે લોકો પહેરી શકો છો, પરંતુ જોડાં તો કોઈપણ દશામાં નથી પહેરવાનાં.'

'સૂટ સાથે જોડાં વિના કેવી રીતે ચાલે?'

'તો સારું, તમે લોકો ઑફિસમાં રજાનું અરજીપત્ર મોકલી દો...શોકને આયાનો દેખાવો થવા પર રજા આપનાર મોટાસાહેબ માનાં મૃત્યુ પર જરૂર રજા આપશે.'

આમ તે રીતે એક સમસ્યાનો ઉકેલ તો આવ્યો; પરંતુ તરત બીજી ઊભી થઈ ગઈ—શુદ્ધિ માટે ભદ્રાકરણ (માથું મુંડાવવા)નો પ્રસ્તાવ લઈને, આ વખતે પણ બન્ને ભાઈઓની બધી દલીલો નિષ્ફળ ગઈ, છેવટે બીજે દિવસે સવારે જ અજયે કોણ જાણે ક્યાંથી શોધી કાઢીને કોઈ મોટા શાસ્ત્ર–પંડિતનું લખેલું વિધાન બતાવતાં કહ્યું: 'જો ભાભી! પંડિતજીએ વિધાન કર્યું છે કે, દરેક ભદ્રકર્મને દસદસ રૂપિયા પ્રાયશ્ચિત રૂપે આપી દેવાથી

નહીં' કરવું પડે. બન્ને ભાઈઓના કુલ ચાળીસ રૂપિયા થશે. તને કોઈ આપત્તિ તો નથી ને?'

'ભલા, પંડિતે કરેલાં વિધાનમાં મૂર્ખને શી આપત્તિ હોઈ શકે!' પ્રતિભામયીએ વ્યંગ કર્યો.

પરંતુ ભદ્રકર્મના સમયે ઘરની આશ્રિતાવિધવા વિનોદિનીએ ગભરાયેલા સ્વરે આવીને કહ્યું: 'મોટાભાઈ, જલદી જાવ, ભાભી તમારા લોકોને બદલે પોતાના વાળ મુંડાવવા બેઠાં છે....'

બન્ને ભાઈઓ અવાક થઈને દોડયાં દોડયાં ઘર પછવાડે જ્યાં ભદ્રકર્મ અને શ્રદ્ધ કરવાનું નક્કી કર્યું હતું ત્યાં પહોંચ્યા. અભયે આશ્ચર્યસહ કહ્યું, 'આ શું કરી રહી છો, પ્રભા! અમને લોકોને છ મહિના સુધી ઘરમાં રહેવું મુશ્કેલ થઇ પડશે.'

'મને કોઈ મોઢાસાહેબનો ડર નથી ને!'

પરિણામે બાધ્યરૂપ થઈને બન્ને ભાઈઓએ પ્રતિભામયીને ત્યાંથી કાઢીને જાતે પોતાના વાળ મુંડાવ્યા.

શ્રાદ્ધકર્મ સમાપ્ત થયાં પછી ચારેક દિવસ બાદ વિનોદિનીએ વળી એક રવિવારે આવીને કહ્યું: 'અભયભાઈ, બપોર થવા આવ્યા, હજુ પૂજારી નથી આવ્યો, બાણેશ્વરજીની પૂજા હજુ સુધી નથી થઈ.'

'તો એમાં બાણેશ્વરજીને કઈ અસુવિધા છે, ભલા?'–અભયે પૂછયું.

'બાણેશ્વરજીને કંઈ અસુવિધા નથી થઈ, પરંતુ ભાભીએ હજુ સુધી પાણી સુદ્ધાં નથી લીધું.'

અભય દોડયો દોડયો ભાભી પાસે પહોંચ્યો. બોલ્યો; 'આ શું ભાભી! સાંભળ્યું કે, તમે અત્યાર સુધી જલપાન પણ નથી કર્યું; કેમ?'

'એવી કંઈ વાત નથી....ઘરના કામકાજમાં ભરાઈ રહી.'

'જુઓ ભાભી, હું જાણી ગયો છું....હજુ બાણેશ્વરની પૂજા નથી થઈ તે માટે તમે જલપાન સુદ્ધાં નથી કર્યું....કોણ જાણે કંઈ અશુભ ઘડીએ આ પત્થરપિંડને પ્રવેશ મળ્યો કે, કુસંસ્કારોનું આગમન થવા માંડયું.'

'નહીં, લાલા! એમ વાત નથી. બાણેશ્વરજીનો શો દોષ છે. શ્રાદ્ધશાંતિ થયાં પછી એક દિવસ ભટ્ટાચાર્યજી પાસે શુભમુહૂર્ત જોવરાવીને એમને ગંગાજીમાં વિસર્જિત કરી દઈશ....જ્યાં સુધી ઘરમાં છે ત્યાં સુધી તો સેવા થવી જ જોઈએ!'

'એ શુભ મુહૂર્ત ક્યારેય નથી આવવાનું, ભાભી! પરંતુ એ અશુભ મુહૂર્ત જ જલદી આવવાનું છે કે, તમે સ્વયં બાણેશ્વરની પૂજા કરવા લાગશો—હમણાં જ જુઓ—બાણેશ્વરને બદલે બાણેશ્વરજી અને ગંગાને બદલે ગંગાજી બોલવા લાગ્યા છો.' અભયે હસતા હસતાં જ ભવિષ્યવાણી કરી.

અને એ ભવિષ્યવાણી સફળ થતાં વધારે દિવસો પણ ન લાગ્યા. એક દિવસ સવારે છાપું વાંચતી વેળાએ માથે જળના છાંટા પડતાં અભયે જોયું તો પ્રતિભામયી લાલકિનારની 'ગરદ'ની સાડી પહેરી હાથમાં તામ્રપત્ર લઈ ઊભી છે; અને પાત્રના મોં આગળ ગુલાબનું ફૂલ છે—જેને જળ છાંટવામાં આવે છે. અભયે જોઈને પછી છાપામાં મોં છૂપાવી દીધું. પ્રતિભામયીને આશા હતી કે, અભય આજ ફરી વિરોધ-પ્રદર્શન કરશે પરંતુ એને ચૂપ જોઈ જાતે જ બોલી- 'કાલે જોયું કે, પૂજારીના બન્ને હાથે ખુજલી થઇ ગઇ છે. તમે જાણો છો જ કે, તે ચેપી રોગ છે. એ માટે આજથી જાતે જ સેવા કરું છું. ભટ્ટાચાર્યજીને બોલાવીને એક દિવસ........'

'ભટ્ટાચાર્યજીના પગે વાતવ્યાધિ થઇ જશે, ભાભી'...અને બાણેશ્વરજીની પૂજા તમે કર્યા કરશો. તમારા પછી વળી તમારી પુત્રવધૂ કરશે; જેવી રીતે માના પછી તમે કરો છો!...સંસ્કાર ખુજલી કરતાં ઓછો ચેપી રોગ નથી!' કહીને અભયનાથ હા-હા કરીને હસી પડયા. [અનુ૰ કુ૰ નિરંજના ભાવસાર

---

સૌમાં વિશ્વાસ રાખે તે વૃદ્ધ;
સૌમાં શંકા સેવે તે પ્રૌઢ;
અને સર્વથી માહિતગાર બને તે તરુણ. —વાઈલ્ડ

# ક્લોરોફોર્મનો જન્મ

રમીલા પટેલ

આજથી દોઢસો વરસ પૂર્વે કરવામાં આવતાં તે ઓપરેશનોની કલ્પના માત્રથી જ રૂંવાં ઊભાં થઈ જાય છે. બલિદાન આપવાના પશુની જેમ રોગીનું આખું શરીર દોરડાંઓથી કસીને બાંધેલું છે, એની વેદના ભરપૂર ચીસો સાંભળીને ડૉક્ટરનું દિલ કાંપી ઊઠે છે, હાથ કામ કરતાં નથી, શરીર પરસેવે રેબઝેબ છે અને પહેરેલાં તમામ કપડાં લોહિયાળ થઈ જાય છે. મોટા ભાગના રોગીઓ તો શસ્ત્રક્રિયાના ક્રમમાં જ અસહ્ય યંત્રણાના માર્યા પ્રાણ ત્યાગી દેતા!

૧૮૨૯ની સાલમાં એડિનબરોના તે જમાનાના સર્વશ્રેષ્ઠ ચિકિત્સાલયમાં આવું જ એક મર્મભેદક ઓપરેશન જોઈને કોમળ હૃદયનો એક અઢાર વરસનો વિદ્યાર્થી બેહોશ થતો થતો બચી ગયો હતો. અને, એ જ દિવસે એ સંતપ્ત-બુદ્ધિ વિદ્યાર્થીએ દૃઢ સંકલ્પ કર્યો હતો કે, ભણતર પૂરું કરીને તે પોતાનું જીવન રોગીઓને આ મૃત્યુ-યંત્રણામાંથી મુક્તિ અપાવવા ખર્ચશે... તેણે કર્યું પણ એ જ. જીવનના ભોગે લગભગ અઢી દશકા સુધી અથાક પરિશ્રમ કરીને તેણે એ સાધન શોધી કાઢ્યું જેને માટે માત્ર ચિકિત્સા-વિજ્ઞાન જ નહિ, સમસ્ત માનવ-જાતિ તેના પ્રત્યે સદૈવ ઋણી રહેશે.

૧૮૪૭ના નવેમ્બરની ચોથી તારીખ ચિકિત્સા-વિજ્ઞાનના ઇતિહાસમાં સર્વદા સ્મરણીય રહેશે—એ જ દિવસે આ લેખના ચરિત્ર-નાયકે ક્લોરોફોર્મનો આવિષ્કાર કર્યો હતો.

ક્લોરોફોર્મના આ મહાન શોધકનું નામ છે જેમ્સ યંગ સિમ્પસન. જેમ્સનો જન્મ સ્કોટલૅન્ડના એડિનબરો શહેરથી લગભગ વીસ માઈલના અંતરે આવેલા બાથગેટ નામના નાનકડા ગામમાં ૭મી જૂન ૧૮૧૧ના રોજ થયો હતો. સિમ્પસનના બાપુજીએ એક નાનીશી પાઉં-રોટીની દુકાન ખોલી હતી, જે [illegible] તેના [illegible] પરિવારને નિભાવવો ઘણુ મુશ્કેલ હતો. સ્વભાવતઃ જ સિમ્પસનના જન્મથી લોકોને હર્ષને બદલે જાણે દુઃખ જ થયેલું. ગામલોકો કહેવા લાગ્યા: 'ડેવિડ' (સિમ્પસનના પિતાજી)ની [illegible] હવે ડૂબી! સાત સંતાનો તો પહેલાંથી જ તેના [illegible] ડૂબવા તૈયાર છે, તેમાં વળી આ આઠમો ગ્રહ ઉમેરાયો!'

ઉંમર લાયક થયે સિમ્પસનને ગામડાની સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યો. તેની અસાધારણ મેધા-શક્તિથી સ્કૂલના હેડમાસ્તર ઘણા જ પ્રભાવિત થયા અને તેને તમામ પ્રકારની મદદ કરવા લાગ્યા. ૧૪ વરસની ઉંમરે તો સિમ્પસને સ્કૂલની અંતિમ પરીક્ષા સસમ્માન પાસ કરી લીધી અને કશા જ ખાસ વિશેષ પ્રયત્ન સિવાય એડિનબરો યુનિવર્સિટીમાં પ્રવેશ પ્રાપ્ત કર્યો.

બે વરસ પછી, તેમની સોળ વરસની ઉંમરે એમણે ડૉક્ટરી-વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. અસ્ત્રોપચારવાળી ઉપર વર્ણવેલી ઘટના આ જ સમયગાળાની છે. ડૉક્ટરી અભ્યાસ પ્રત્યેની એમની પસંદગીનું કારણ પણ એમની લોક હિતૈષણાની વૃત્તિ જ હતી. કારણ કે ગામડામાં ફેલાયેલી મહામારી અને દવાદારૂની અભાવ—આ આખી દર્દનાક પરિસ્થિતિથી તેઓ બચપણથી જ પૂરા માહિતગાર હતા અને બચપણથી જ ડૉક્ટર બનવાની એક અસ્પષ્ટ અભિલાષા એમને જાગી હતી.

બે વરસના અથાક પરિશ્રમથી તેમણે ડૉક્ટરી પરીક્ષા સારા દરજ્જા સાથે પસાર કરી અને એડિનબરોમાં જ સાથોસાથ ડૉક્ટરી શરૂ કરી દીધી. થોડા જ દિવસોમાં એમની કુશળ ચિકિત્સા તથા રોગીઓ પ્રત્યેનો સદ્વ્યવહાર ઘેર ઘેર જાણીતા થઈ ગયાં. એજ અરસામાં એડિનબરોના વિખ્યાત ચિકિત્સક-અધ્યાપક ડૉ૦ હેમિલ્ટને કૉલેજમાંથી રાજીનામું આપ્યું. પોતાના શુભચિંતકો અને મિત્રોના

જાહેર કર્યો.

ડૉ૰ સિમ્પસન પોતાના રોગીઓ પ્રત્યે કેટલા સ્નેહવાન અને ઉત્તરદાયિત્વનો ખ્યાલ રાખનાર હતા, તે વિષે કેટલીએ કથાઓ આજે પણ એડિનબરો અને અન્યાન્ય સ્થળે પ્રચલિત છે. કહેવાય છે કે એકવાર સિમ્પસન કોઈ રોગીના ઉપચારમાં વ્યસ્ત હતા ત્યારે રાજ પરિવારની એક ભદ્ર મહિલા એમને મળવા ઑપરેશન થીએટરના દરવાજે આવી ઊભી. દરવાને કહ્યું: 'હમણાં તો ડૉક્ટર કોઈને મળી શકશે નહિ. તેઓ એક ઑપરેશન કરવા જઈ રહ્યા છે.' ભદ્ર મહિલાએ કહ્યું: 'તમે જઈને મારું નામ જ તેમને જણાવો, તેઓ જરૂર આવી જશે.' આ એ યુગની ઘટના છે જ્યારે ઈંગ્લાંડની ગાદી પર મહારાણી વિક્ટોરિયા વિરાજમાન હતાં અને પ્રત્યેક ભદ્ર મહિલા પોતાને 'વિશેષ સમ્માનની પ્રાકૃતિક અધિકારિણી' માનતી હતી. પરંતુ તત્કાલીન પરંપરાને પોતાની કર્તવ્ય-ભાવના દ્વારા ખંડિત કરતાં સિમ્પસને સહેજ પણ અચકાયા વિના કહેવરાવ્યું: 'દેવીજી! આપ તો શું, સ્વયં મહારાણી પણ અગર આ સમયે મારે ત્યાં આવે તો હું રોગીનું ઑપરેશન છોડીને બહાર નીકળી ન શકું.'

---

## આદર્શ મિત્રતા

આયર્લૅન્ડ ઈંગ્લાંડના હાથમાં હતું. આયર્લૅન્ડ સ્વાતંત્ર્ય-સંગ્રામ કરવાનો પ્રયત્ન કરી રહ્યું હતું; ત્યારની વાત છે.

સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે આયર્લૅન્ડમાં અનેક રાજનૈતિક મંડળો અનેક પ્રકારનાં આંદોલનો કરી રહ્યા હતા. વળી બધા જ દળોના માર્ગ અને સિદ્ધાંત અલગ અલગ હતા.

એક રાજનૈતિક મંડળમાં હિગિન્સ નામનો યુવાન હતો. અને તેનો મિત્ર ઓકોનેર બીજી પાર્ટીમાં હતો. આ બે નવયુવાનોમાં રાજનૈતિક વિચારોમાં ઘણો મતભેદ હતો; પરંતુ બંનેમાં અપૂર્વ સ્નેહ અને મિત્રતાનો ઝરો સતત વહેતો હતો. વળી બંનેમાંથી કોઇ એક બીજાનો સિદ્ધાંત બદલવાની વાત પણ કરતા ન હતા.

અને સ્વાધીનતાની લડાઇ શરૂ થઇ. ઇંગ્લાંડે આયર્લૅન્ડ સાથે 'સ્વાધીન-રાજ્ય' (ફ્રિ-સ્ટેટ)ની સંધિ કરી લીધી.

હિગિન્સની રાજનૈતિક પાર્ટી આ સંધિ કરવાની તરફેણમાં હતી. આથી મંત્રી-મંડળમાં હિગિન્સને રાખવામાં આવ્યો.

ઓકોનર આ સંધિનો વિરોધી હતો. તેણે તો આ નવા મંત્રી-મંડળના વિરોધમાં જોરદાર આંદોલન ચલાવ્યું. તેણે ઠેર ઠેર ભાષણો કરીને કહ્યું, 'મંત્રી-મંડળના સભ્યો દેશના શત્રુ છે. અને આ સંધિથી આપણા દેશને નુકસાન પહોંચશે.'

ડબ્લિન નગરમાં આ મંત્રી-મંડળની વિરુધ્ધ એક કાવતું રચવામાં આવ્યું. આ કાવત્રામાં ઓકોનર પણ ભળ્યો. પરંતુ ગુપ્ત કાવત્રાંનો ભેદ ખૂલી ગયો. સરકારે આ કાવત્રાંખોરોની તપાસ કરીને પકડયા. બંને પાર્ટી વચ્ચે સંઘર્ષ ઊભો થયો.

કાવત્રાંખોરોની વિરુદ્ધ કોર્ટમાં કેસ ચલાવવામાં આવ્યો. આ મુકદ્દમાનો ચુકાદો આપવાનું કામ હિગિન્સને સોંપવામાં આવ્યું. ઓકોનરને જોઈ હિગિન્સના હૃદયમાં સંઘર્ષ ઊભો થયો. બીજા કાવત્રાખોરોને મૃત્યુની સજા આપવામાં આવે તો ઓકોનરને પણ આપવી જ પડે. ન્યાયની હત્યા કરવી યોગ્ય ન ગણાય. આથી હિગિન્સે ઓકોનર જેવા મિત્રને ફાંસીની શિક્ષા આપી.

ઓકોનર પણ બહાદુર હતો. તેણે ફાંસીની સજા માન્ય રાખી. તદુપરાંત તેણે તેની સંપત્તિનું વસિયતનામું લખતા જણાવ્યું, 'હું મારી બધી મિલકતનો ઉત્તરાધિકારી હિગિન્સને બનાવું છું.'

—સતીશચંદ્ર ડી૰ વૈષ્ણવ



# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

## ૮૮ આત્મસમર્પણ

૧૮ ચૈત્ર, ૧૩૧૫

એટલે હું કહેતો હતો કે બ્રહ્મને આપણે ખરું જોતા મેળવવાની વસ્તુ નહિ કહી શકીએ કારણ, તે તો પોતાને આપીને જ બેઠો છે—તેની ક્યાયે ખોટ નથી—આપણે એમ નહિ કહી શકીએ કે, અમુક જગ્યાએ તેનો અભાવ છે માટે બીજી જગ્યાએ તેને શોધવા જવું પડશે

એટલે બ્રહ્મને મેળવવાનો છે, એમ ન કહી શકાય—પોતાની જાતને આપવાની છે, એમ કહેવુ જોઈએ ત્યા જ ઊણપ છે—એટલે મિલન થતુ નથી તેણે પોતાની જાત અર્પી છે, આપણે આપણી જાત અર્પી નથી આપણે જાતજાતના સ્વાર્થના અહકારના અને ક્ષુદ્રતાના વાડા વડે પોતાની જાતને અત્યત અલગ એટલુ જ નહિ વિરુદ્ધ બનાવી મૂકી છે

એટલા માટે જ બુદ્ધદેવે એ અલગતાના અત્યત કઠિન આવરણને અનેક પ્રયત્નો દ્વારા ધીમે ધીમે તોડી નાખવાનો ઉપદેશ આપ્યો છે. એના કરતા મોટી સત્તા મોટો આનદ બીજો કોઈ હોય જ નહિ તો આ વ્યક્તિગત અલગતાનો નિરતર પ્રયાસથી નાશ કરવાનો કઈ અર્થ નથી કારણ, બીજુ કંઈ જ ન હોય તો તો આપણુ આ અહમ્, આ વ્યક્તિગત વિશેષત્વ એ જ પરમ લાભ છે,—તો પછી એને વળગી રહેવાને બદલે આટઆટલી મહે નત લઈને એનો નાશ શા માટે કરવો?

પણ સાચી વાત એ છે કે, જેણે સપૂર્ણ પણે પોતાની જાતનુ દાન કર્યુ છે તેમની આગળ આપણે પણ જો સંપૂર્ણપણે પોતાની જાતનુ દાન નહિ કરીએ તો તેનો સ્વીકાર આપણે નહિ કરી શકીએ કમીના આપણા પક્ષે જ છે

ઈશ્વરની ઉપાસના ઈશ્વરને મેળવવાની ઉપાસના નથી—પોતાની જાતનુ દાન કરવાની ઉપાસના છે દિવસે દિવસે ભક્તિ મારફતે, ક્ષમા મારફતે, સતોષ મારફતે, સેવા મારફતે ઈશ્વરમા પોતાની જાતને મગલ અને પ્રેમમા કોઈ પણ જાતની બાધા વગર ફેલાવી દેવી એનુ નામ જ ઈશ્વરની ઉપાસના

એટલે આપણે એવું ન કહેવુ જોઈએ કે કેમ ઈશ્વર મળતો નથી, બલકે આપણે એમ કહેવુ જોઈએ કે કેમ પોતાની જાતને ઈશ્વરને અર્પી શકતો નથી? આપણુ રોજનુ મનદુખ એ છે કે

આમાર યા આછે આમિ સકલ દિતે
પારિ નિ તોમારે નાથ
આમાર લાજ ભય, આમાર માન અપમાન
સુખદુખ ભાવના।

[મારું જે કંઈ છે તે બધું-હે નાથ, હું તને આપી શક્યો નથી—મારાં લાજ ભય, મારાં માન અપમાન, સુખદુઃખ અને ચિંતા.]

આપો, આપો, આપો, બધું ખલાસ કરી નાખો, બધું ખરચી નાખો, તો જ પ્રાપ્તિથી એકદમ ભરાઈ જશો.

માઝે રયે છે આવરણ
કત શત કત મતો
તાઇ કેંદે ફિરિ તાઇ
તોમારે ના પાઇ
મને થેકે યાય તાઇ
હે અંતેર વેદના.

[વચમાં અનેક જાતનાં સેંકડો આવરણ રહેલાં છે એટલે હું રડતો રડતો ભટકું છું, એટલે હું તને પામી શકતો નથી અને એટલે મારા મનની વેદના મનમાં રહી જાય છે.]

આપણાં બધાં દુઃખ અને બધી વેદના આપણે પોતાને મિટાવી શકતા નથી તેને લીધે છે—એ મટી જતાં તરત જ આપણને માલૂમ પડશે કે આપણે આપણી બધી પ્રાપ્તિ સદા પ્રાપ્ત કરીને જ બેઠેલા છીએ.

ઉપનિષદમાં કહ્યું છે કે બ્રહ્મ તલ્લક્ષ્ય મુચ્યતે—બ્રહ્મને જ લક્ષ્ય કહે છે. એ લક્ષ્ય શા માટે છે? કશુંક લઈને પોતા તરફ ખેંચવા માટે નહિ,—પોતાને બિલકુલ ખોવા માટે શરવત્ તન્મયો ભવેત્, બાણ જેમ લક્ષ્યમાં પૂરેપૂરું પેસી જાય છે, તન્મય બની જાય છે, તેમ ઈશ્વરમાં પૂરેપૂરા ઢંકાઈ જવું પડશે.

આ તન્મય થઈ જવાનું એ ફક્ત એક ધ્યાનનો જ વ્યાપાર છે, એમ હું માનતો નથી. એ તો સમસ્ત જીવનનો વ્યાપાર છે. બધી સ્થિતિમાં, બધા વિચારમાં, બધાં કામોમાં આ સમજ મનના એક ખૂણામાં રહેવી જોઈએ કે, હું ઈશ્વરમાં જ છું, અમારી વચ્ચે ક્યાંય વિચ્છેદ નથી. આ જ્ઞાન આપણા મનમાં દરરોજ ધીમે ધીમે અત્યંત સ્વાભાવિક બની જવું જોઈએ કે, કોહ્યેવાન્યાત્ કઃ પ્રાણ્યાત્ યદેષ આકાશ આનન્દો ન સ્યાત્! મારા શરીર અને મનની તુચ્છમાં તુચ્છ ચેષ્ટા પણ હોત નહિ જો આકાશને પરિપૂર્ણ ભરી દેતો આનંદ ન હોત, તેનો જ આનંદ, શક્તિરૂપે નાનીમોટી બધી ક્રિયામાં પ્રયત્ન પ્રેરી રહ્યો છે. હું છું તે તેનામાં જ છું, હું જે કરું છું તે તેની જ શક્તિથી કરું છું, હું જે ભોગવું છું તે તેનું જ દાન છે, એ જ્ઞાનને નિઃશ્વાસ પ્રશ્વાસની પેઠે સ્વાભાવિક બનાવી દેવું પડશે—એ જ આપણી સાધનાનું લક્ષ્ય છે. એમ થશે તો જ આ જગતમાં આપણું રહેવું કરવું અને ભોગવવું, આપણાં સત્ય, મંગલ અને સુખ બધું જ સ્વાભાવિક બની જશે—કારણ, જે સ્વયંભુ છે, જેનાં જ્ઞાન શક્તિ અને ક્રિયા સ્વાભાવિક છે, તેની સાથેના આપણા મિલનને આપણે ચેતનામાં પામીશું. એ પામવાને માટે જ આપણી બધી માગણી હોય છે.

## ૮૯ સમગ્ર એક

૧૯ ચૈત્ર, ૧૩૧૫

પરમાત્મામાં આત્માને આવી રીતે યોગયુક્ત કરીને જોવો એ કંઈ કેવળ જ્ઞાન દ્વારા થઈ શકે? કદી નહિ. એમાં પ્રેમની પણ જરૂર પડે છે.

કારણ, આપણું જ્ઞાન જેમ સમસ્ત ખંડતામાં તે એક પરમ સત્યને ઇચ્છે છે, તેમ આપણો પ્રેમ પણ સમસ્ત ક્ષુદ્ર રસોમાં તે બધા રસના રસતમને તે પરમાનંદસ્વરૂપને ઇચ્છે છે—એ વગર તેને તૃપ્તિ નથી.

જીવાત્માને જે કંઈ પોતાની અંદર સીમાબદ્ધ ભાવે મળ્યું છે તેને જ તે પરમાત્મામાં અસીમરૂપે અનુભવવા માગે છે.

આપણા પોતામાં આપણે શું શું જોઈએ છીએ.

પહેલું તો આપણે એ જોઈએ છીએ કે હું 'છું'—હું સત્ય છું.

ત્યાર પછી આપણે એ જોઈએ છીએ કે આ ક્ષણે હું જે કંઈ છું તેટલામાં જ હું પૂરો

થઈ જતો નથી. હું જે થવાનો છું, જે હજી થયો નથી, તે પણ મારામાં છે. એને હું પકડી શકતો નથી, અડી શકતો નથી પણ તે એક રહસ્યમય પદાર્થરૂપે મારામાં રહેલું છે.

એને હું શક્તિ કહું છું, મારા દેહની શક્તિ કેવળ વર્તમાન કાળમાં જ દેહને પ્રગટ કરીને કૃતાર્થ બનીને બેઠી છે, એમ નથી—એ શક્તિ દસ વરસ પછી પણ મારા આ દેહને પુષ્ટ કરશે, એની વૃદ્ધિ કરશે. જે પરિણામ અત્યારે હાજર નથી તે પરિણામ તરફ શક્તિ મને લઈ જશે.

આપણી માનસિક શક્તિની પણ એવી જ પ્રકૃતિ છે. આપણી ચિંતનશક્તિ કેવળ આપણે વિચારેલા વિષયોમાં જ પૂરી થઈ જતી નથી—જેનો આપણે વિચાર કર્યો નથી, ભવિષ્યમાં કરવાના છીએ તેને વિષે પણ એ શક્તિ છે. જેનો વિચાર આપણે કરી શકયા હોત, જરૂર પડતાં જેનો વિચાર આપણે કર્યો હોત, તેને વિશે પણ એ શક્તિ છે.

આ ઉપરથી માલૂમ પડે છે કે જે પ્રત્યક્ષ સત્યરૂપે મોજૂદ છે, તેમાં બીજો એક પદાર્થ રહેલો છે, જે તેને વટી જઈને અનાદિ અતીતથી માંડીને અનન્ત ભવિષ્ય સુધી વિસ્તરેલો છે.

આ જે શક્તિ, જેણે આપણા સત્યને નિશ્ચલ જડતામાં જ મર્યાદિત કરી રાખ્યું નથી, જે તેને વટી જઈને તેને અનંત તરફ ખેંચી લઈ જાય છે, તે કેવળ ગતિરૂપે રાત દિવસ પોતાને અનાગત તરફ પ્રગટ કર્યે જાય છે એમ નથી, એમાં બીજો પણ એક ભાવ રહેલો જોવામાં આવે છે. એ એકની સાથે બીજાને, વ્યષ્ટિની સાથે સમષ્ટિને જોડે છે.

જેમ કે આપણી દેહની શક્તિ. એ કેવળ આપણા આજના આ દેહને કાલના દેહમાં પરિણત કરે છે એટલું જ નહિ, એ આપણા દેહને નિરંતર એક સમગ્ર દેહરૂપે બાંધી રાખે છે. એ એવી રીતે કામ કરે છે કે જેથી આપણા શરીરની 'આજ' જ સર્વેસર્વા ન બની જાય, શરીરની 'કાલ' પણ પોતાનો હક જાળવી શકે—તે જ પ્રમાણે આપણા શરીરનો એક જ અંશ સર્વેસર્વા ન બની જાય, શરીરના બીજા અંશો સાથે તેનો સંબંધ એવો રહે જેથી પરસ્પર પરસ્પરને મદદરૂપ થઈ શકે. પગને માટે હાથ માથું પેટ એ બધાં જ કામ કરે છે, તેમ હાથ માથા અને પેટને માટે પગ પણ કામ કરે છે. એ શક્તિએ હાથના સ્વાર્થને પગનો સ્વાર્થ બનાવી દીધો છે અને પગના સ્વાર્થને હાથનો સ્વાર્થ બનાવી દીધો છે.

એમાં જ શરીરનું મંગલ છે. તેનું પ્રત્યેક અંગ આખા શરીરનું રક્ષણ કરે છે અને આખું શરીર પ્રત્યેક અંગનું પાલન કરે છે. એટલે શક્તિ આયુરૂપે શરીરને અનાગત પરિણામ તરફ લઈ જાય છે, અને મંગલરૂપે તેને અખંડ સમગ્રતામાં બાંધી રાખે છે, ધારણ કરી રાખે છે.

એ શક્તિ કેવળ મંગલમાં જ પ્રગટ થાય છે એમ નથી, એની મારફતે ફક્ત યંત્રની જેમ રક્ષણકાર્ય ચાલતું રહે છે એમ નથી, એમાં વળી એક પ્રકારનો આનંદ પણ રહેલો છે.

આયુમાં આનંદ છે. આખા શરીરના મંગલમાં સ્વાસ્થ્યમાં એક પ્રકારનો આનંદ રહેલો છે.

એ આનંદનું જો પૃથક્કરણ કરીએ તો બે વસ્તુ મળે છે, એક જ્ઞાન અને બીજો પ્રેમ.

મારામાં જે એક સમગ્રતા છે તેની સાથે જ્ઞાન રહેલું છે—તે જાણે છે કે હું હું છું; હું એક સંપૂર્ણ હું છું.

એ માત્ર જાણે છે એટલું જ નહિ, પણ એ જાણવામાં તેને એક પ્રકારનો આનંદ આવે છે. આ એક સંપૂર્ણતા તેને એટલી બધી ગમે છે કે એને કંઈ ક્ષતિ પહોંચે એ એનાથી સહન થતું નથી. એના મંગલમાં એનો લાભ છે, એની સેવામાં એનો આનંદ છે.

એટલે આપણને માલૂમ પડે છે કે, શક્તિ

એક સમગ્રતાને બાંધે છે, સાચવે છે, અને તેને રાત દિવસ એક ભાવી સંપૂર્ણતા તરફ ચલાવી લઈ જાય છે.

એ પછી આપણને એમ જણાય છે કે, આ જે સમગ્રતા, જેમાં એક સક્રિય શક્તિ અંશ પ્રત્યંશને એક બનાવી રહેલી છે, અતીત અને અનાગતને એક બનાવી રહેલી છે—એ શક્તિમાં કેવળ મંગલ જ રહેલું છે, એટલે કે, સત્ય કેવળ સમગ્ર આકારમાં રક્ષાય છે, પૂર્ણતાને પામે છે એમ નથી, તેમાં એક આનંદ પણ રહેલો છે. એટલે કે એમાં એક સમગ્રતાનું જ્ઞાન છે અને સમગ્રતાનો પ્રેમ છે. તે સમગ્રને જાણે છે અને સમગ્રને ચાહે છે,

જે હું મારા પોતામાં જોઉં છું, તે જ વળી સમાજમાં પણ જોઉં છું. સમાજસત્તામાં એક શક્તિ રહેલી છે, જે સમાજને કેવળ વર્તમાન કાળમાં જ બાંધી રાખતી નથી, તેને તેની ભાવી પરિણતિ તરફ લઈ જાય છે. એટલું જ નહિ, સમાજમાંના પ્રત્યેકના સ્વાર્થને બધાનો સ્વાર્થ અને બધાના સ્વાર્થને પ્રત્યેકનો સ્વાર્થ બનાવી દે છે.

પરંતુ આ વ્યક્તિગત સ્વાર્થને સમષ્ટિગત મંગલમાં પલટી નાંખવાનું કામ કેવળ યંત્રવત્ જડ શાસનથી બનતું નથી. એમાં પ્રેમ રહેલો છે. માણસ સાથે માણસના મિલનમાં એક રસ રહેલો છે. સ્નેહ પ્રેમ દયા દાક્ષિણ્ય આપણા પરસ્પરના મેળાપને સ્વેચ્છાકૃત અને આનંદમય એટલે કે જ્ઞાન અને પ્રેમમય મેળાપ બનાવી દે છે. આપણે ના છૂટકે નહિ પણ આનંદથી સ્વાર્થનો ત્યાગ કરીએ છીએ. મા ઇચ્છાપૂર્વક જ સંતાનની સેવા કરે છે; માણસ અંધ ભાવે નહિ પણ જ્ઞાનપૂર્વક પ્રેમથી સમાજનું હિત કરે છે. આ જે બૃહત્ હું છે, સામાજિક હું છે, સ્વાદેશિક હું છે, માનવિક હું છે, એના પ્રેમનું બળ એટલું છે કે, એ ચૈતન્ય જેનો સાચેસાચ કબજો લે છે તે આ બૃહતના પ્રેમમાં પોતાના ક્ષુદ્ર હુંની સુખદુઃખ જીવનમૃત્યુ બધાને બેધડક તુચ્છ ગણે છે. સમગ્રતામાં એવો આનંદ છે; વિચ્છિન્નતા અલગતામાં જ દુઃખ અને દુર્બળતા રહેલાં છે. એટલે ઉપનિષદમાં કહ્યું છે—ભૂમૈવ સુખં નાલ્પે સુખમસ્તિ।

વિશ્વવ્યાપી સમગ્રતામાં બ્રહ્મની શક્તિ સત્યના સત્યરૂપે અને મંગલના મંગલરૂપે રહેલી છે એમ નહિ, એ શક્તિ અપરિમેય આનંદરૂપે રહેલી છે. આ વિશ્વની સમગ્રતાને બ્રહ્મ, જ્ઞાન વડે પૂર્ણ કરીને અને પ્રેમ વડે આલિંગન કરીને રહેલું છે એનાં એ જ્ઞાન અને પ્રેમ સનાતન ઝરણની ધારારૂપે જીવાત્મામાં થઈને વહી રહ્યાં છે, એ કદી ખૂટતાં નથી.

એટલા માટે જ પરમાત્મા સાથેનું આત્માનું મિલન એ જ્ઞાન પ્રેમ અને કર્મનું મિલન છે. એ જ મિલન આનંદનું મિલન છે. સંપૂર્ણની સાથે મળવું હોય તો સંપૂર્ણના દ્વારા જ મળવું પડે—તો જ આપણું જે કંઈ છે તે બધું ચરિતાર્થ થવા પામે.



કર્યો, 'કોણ જુદો કે?'

'હા, બાપુ.' જુવાને પડકારનો પ્રત્યુત્તર આપ્યો. જો કે અંધારું હોઈ તેણે પડકારનાર જણને ઓળખ્યો નો'તો પણ અવાજ પરથી જરા અણસાર જરૂર મેળવી લીધો 'તો.

• 'તમે ભાગોડે હમણાં ભારે ફાટયા છો, પણ ગામમાં રે'વું ભારે પડશે હોં!' જુવાન ચારેક ડગલા આગળ વધ્યો હશે ત્યાં ફરીથી એ જ ફળિયામાંથી અવાજ આવ્યો.

'જરા મોઢું સંભાળીને બોલો બાપુ!...નકર પછી જુદા મેવાની એક અડબોથે ય બસ થઈ પડશે!'

'એવો ભડનો દીકરો હો તો થઈ જા ભાયડો!' હરામખોરો હદ વળોટયા.

અને જુવાન જુદાને રુંવાડે રુંવાડે ચડી ગઈ. તે થંભી ગયો. હાથનો સ્વાદ ચખાડવાની વૃત્તિ એક પળ તો તેના હૈયામાં તરી આવી. પણ આશરે આવેલ બાઈ તરફ નજર જતાં કેટાણે ધીંગાણું કરવાનું તેણે માંડી વાળ્યું. છતાં જુદામાં જુવાનીનું ખમીર સળગી રહ્યું 'તું. કોઈનું અપમાન ગળી જાય એવો તે આદમી નો'તો. વેળા વરતી તેણે જવાબ આપ્યો, '..જો માનું ધાવણ ધાવ્યો હો તો બારો નીકળ!. આ બોનને ઘરે પુગાડી હમણાં જ આવું છઉં'

-અને બાઈને ઘર બતાવી 'જુવાન' ખડકીએથી જ પાછો વળ્યો.

'આ તારું જ ઘર છે હોં બેન'. હું પુગ્ય ત્યાં હું આવું છું.' કહેતો જુદો ઘુળિયે પહોંચ્યો.

અને ઘુળિયે બરાબર ધીંગાણું જામ્યું. બે હરામખોરો એકાએક જુદા ઉપર તૂટી પડયા. ગડદા-પાટુ ને ચપાટું'ની જુદા પર ઝડી વરસી. પણ જુદો એમ ગાંજ્યો જાય તેમ ન હતો. ફેરવી ફેરવીને તેણે માંડી અડબોથું ઝીંકવા. અને થોડીવારમાં બોકોરો સાંભળી ગામમાંથી માણસોનું ટોળું આવ્યું ત્યાં તો હરામખોરો અંધારામાં પલાયન થઈ ગયા હતા. અને જુદો પણ ઘર ભણી વહેતો થઈ ગયો 'તો.

બસ, વેરનું મૂળ નાટયું જ. પણ કમશિયું ગામ ગરાસિયાનું તે જુદાના કુટુંબ માથે આફત ઉતરી આવી. વાત વાતમાં હવે ગરાસિયા વચ્ચે જુદાને બોલવાનું થતું. ખેતરે-વગડે પણ છાસવારે બોલવા આખડવાના પ્રસંગો થવા માંડયા. જ્યારે ને ત્યારે જુદાના ખેતરો માંડયા ભેળાવા. ખેતરે-વગડે જતી જુદાની બેન-ભાભીની મશ્કરી પણ થઈ...

'ભાઈ, આજ્ય હું ખેતરથી આવતી 'તી તંઈ આસ્યો પથુભા કાળમુખો જેમ ફાવે તેમ બોલતો 'તો!'-જુદો અને તેનો મોટો ભાઈ અરજણ ખેતરેથી આવ્યા કે તેની બેન રૂખીએ એક દિવસ વાત કરી.

'ને જુદાનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો: 'આજ્ય તો એને જીવતો નો મૂકું!' હાથમાં કડિયારી લઈ જુદો ઉપડયો. પણ અરજણે તેનું કાંડું પકડયું.

- 'અરે ભાઈ ભાઈ, આવેશ ન આવ!'...આ ગામમાં ગરાસિયાની ફોજ રઈ વધારે 'ને આપણે રયા કોળા અટલા, એટલું તો વિચાર બાપલા''-અરજણનો સ્વભાવ શાંત હતો.

'હવે તો હદ થાય છે ભાઈ'...હવે સહન નથી થાતું. આજ્ય તો હિસાબ પતાવ્યે છૂટકો'' જુદાના અવાજમાં કંપારી હતી.

'પણ ભાઈ જરાક વિચાર તો કર....કજિયો જામશે 'ને ગરાસિયા બધા ય ભેગા આવશે તો ભાગવું ભારે પડશે''-અરજણે શકા બતાવી.

''એવી બીક હોય તો ગાડામાં જેટલું માય એટલું ભરીને માંડો ભાગવા. બાકી આજ તો હું કાળ વગડાને નું છોડવાનો નથી!'

'ને જુદો કડિયારી લાકડી સાથે ઘર બારો નીકળી ગયો.

અને અરજણને પણ આજ થનાર આગમ ઉકલી ગઈ 'ને ગાડાં ભરવાનું કહી તે જુદાની પાછળ ગયો.

ગરાસિયાના ફળિયામાં બરાબરની જામી 'તી. દસ-પંદર ગરાસિયા સામે જુદો ઝઝૂમતો 'તો. ઘડીમાં બે ડગલા-પાછા પડતા તો ઘડીમાં આખા ટોળાને હંફાવતા જુદાની પડખે અરજણ ગયો કે જુદાએ ઈશારાથી ગાડાં ભરી વહેતા થવાની સૂચના આપી દીધી. અને ગરાસિયાની લાકડીઓનો બચાવ કરતાં કરતા પણ હડફેટે આવે એનો સોથ વાળતો

ભુટ્ટો પાછો હટવા માંડ્યો. ઝપાઝપીમાં ફરી જોર આવ્યું 'ને ભુટ્ટાએ તેના મનમાં ખટકતા પથુભા ઉપર ઘા કરી લીધો.

પથુભા ઢળ્યો કે ભુટ્ટાનો ક્રોધ ઠરી ગયો. તે ભાગવા માંડ્યો. તે આગળ હતો ગરાસિયાનું ટોળું પાછળ હતું.

ફરી ભુટ્ટાએ ઊભા રહી ઝપાઝપી આદરી. થોડીવાર ટોળાને રોકે તો ગાડું આગળ નીકળી જાય એમ વિચારી ભુટ્ટો માંડ્યો લાઠી સમણવા.'ને બે ચારને નીચે ઢાળી ફરી ભાગવા માંડ્યો.

આમ ને આમ પાંચ સાત ગાઉનો પંથ કાપ્યો ત્યારે ગરાસિયાના ટોળામા પાચ માણસો બાકી રહ્યા 'તા. 'ને ભુટ્ટાનું શરીર પણ લથડી ગયું 'તું. હરામખોરોના ઘાની પીડાથી તેનું શરીર ફાટી રહ્યું 'તું. ભુજાઓમા લાઠી સમણવાની ત્રેવડ હવે તેનામા રહી નહોતી. પણ ગાડાને થોડું જ આગળ જતુ જોઇ ભુટ્ટો ફરી લાઠી સમણવા માંડ્યો. પણ હવે તે ગરાસિયાઓને રોકી શકે તેમ નો'તો. લાઠી સમણતા સમણતા પણ તે પાછો હટતો જતો 'તો.

...'ને...'ને બગથળા ગામને ધુળિયે પહોચતા એક ગરાસિયાની લાકડી ભુટ્ટાના તાળવા પર પડી! ભુટ્ટો તમ્મર ખાઇને ઢળી પડ્યો.

મેં સુજણું થઈ ગયું હોઈ બગથળાના માણસો ય જાગી ગયાં 'તાં, તે કોલાહલ સાંભળી ધુળિયે આવ્યા. ઘડીવારમાં જ આગળ જતું ગાડું પણ પાછું વળ્યું. 'ને અરજણ તેના કબીલા સાથે ભાઇના મૃતદેહ પાસે આવી પહોંચ્યો. પણ ગરાસિયાઓ તો ક્યારના ભાગી પલાયન થઇ ગયા 'તા. બીજી જ પળે ભુટ્ટાના મૃત દેહને તેના ભાઇ–ભાભી–બહેન ઘેરી વળ્યાં. રોકકળ વાતાવરણમાં રેલાઇ ગયું. રખી અને અરજણની વહુના મુખમાથી મરસિયા વહેવા લાગ્યાં...

એક અજાણી અબળાને આશરો આપવા બદલ જાત અર્પણ કરનાર, માનવતાના ઉપાસક, મર્દ ભુટ્ટા મેવાનો પાળિયો આજ પણ બગથળા ગામને આથમણે દરવાજે ખીજડા નીચે ભુટ્ટા મેવાની માનવતા 'ને મર્દાનગીને દીપાવતો અડગ ઊભો છે.

તેના ભાઇ અરજણના વંશજો આજ પણ બગથળામા હયાત છે. મેવા કુળની વહુઓ આજ પણ એ પાળિયાની લાજ કાઢે છે નવપરિણીતોના મીંઢળ પણ અહિં જ છોડાય છે. દાડમડીની ડાળું જેમ ફાલેતુ મેવા કુટુંબ આજ પણ એ મર્દની મર્દાનગીને પૂજી રહ્યા છે.

## 'હિન્દકે જવાહર'

નોઆખલીના અગ્નિની જ્વાળાઓ પૂરી શમીએ નહોતી ત્યાં, મજહબને નામે ફરીથી હુતાશ પ્રગટ્યો, અને એ હુતાશને નામે પૂ૦ બાપુએ ૧૯૪૭ની આખરે દિલ્હીમાં જ ફરી પાછા ઉપવાસ શરૂ કર્યા.

બાપુના ઉપવાસથી આઝાદ ભારતના પ્યારા જવાહરનો જીવ ભઠ્ઠીના અંગારા પેઠે તપતો હતો. ક્ષણે ક્ષણે તે બાપુના સમાચાર મેળવતો કાંઈક મૂંઝવણ અનુભવતો હતો. એવામાં ઉપવાસને ત્રીજે દિવસે મહાત્માજીની તબિયત લથડી. જવાહરલાલ ચુપ ચુપ આવી બાપુને ઓશીકે ઊભા હતા. બાપુની મનોવેદના તેમનાથી ન જીરવાઈ ને તેમની આંખેથી વર્ષાના બિંદુ ટપકવા લાગ્યાં.

જ્યારે ચોથે દિવસે બાપુએ ફળના રસથી પારણું કર્યું ત્યારે જવાહરની લાડલી 'ઇન્દિરા' પાસેથી બાપુએ જાણ્યુ કે—તેમની સાથોસાથ નેહરુજીએ પણ ઉપવાસ કર્યા છે, ત્યારે બાપુ અવાક્ થઇ ગયા. તેમણે નબળે હાથે પેન ઉપાડી ને ધ્રૂજતી કલમે લખ્યું—

ચિ૦ જવાહર, ૧૮-૧-૧૯૪૮

ઉપવાસ છોડો, બહુત વર્ષ જીઓ ઔર હિન્દકે 'જવાહર' બનતે રહો. —બાપુકે આશીર્વાદ

—દલપત દા૦ શ્રીમાળી

# ઈશ્વર સાક્ષાત્કારનો માર્ગ

દુર્લભ માનવદેહ મળવા છતાં આ જન્મમાં જે ઈશ્વર સાક્ષાત્કાર કરતો નથી તેનું જીવ્યું ફોક છે. *

કનકના લોભીની પેરે તારું હૃદય પરમાત્મા માટે તલસાટ અનુભવો. *

જળમાં નાવ રહે છે પણ નાવમાં જળ નથી રહેતું. મુમુક્ષુ આ જગતમાં રહે છે પણ જગત મુમુક્ષુના અંતરમાં ન રહેવું જોઈએ. *

સૂર્યોદય થતાં પહેલાં જ દહીં વલોવીને માખણ કાઢવું ઘટે. દિવસ ઊગ્યા પછી તમને વલોણામાંથી સરસ માખણ હાથ નહિ લાગે. તે જ ન્યાયે બચપણમાં મનને પ્રભુમાં જોડીને તેની ભક્તિ કરનારને જ પરમાત્માનું જ્ઞાન મળે છે. *

જ્યાં ભડક, ભય અને ભેદભાવ વરતે છે ત્યાં પ્રભુ ટૂંકતો યે નથી. *

ત્રાજવામાં ભારે છાબ હેઠી પડે છે અને હળવી છાબ ઉપર ચડે છે. તે જ ન્યાયે પાર વગરની ચિંતાના ભારવાળો મનુષ્ય સંસારમાં પાધરો પછડાય છે અને પ્રભુના નામસ્મરણનું ચિંતન રાખનારો ભગવાનનાં ચરણો પ્રતિ ઊંચે ચડે છે. *

પારકાના ગુણદોષોની પંચાતમાં ગળાડૂબ રહેનારો માણસ પોતાનો કાળ વ્યર્થ ગુમાવે છે. કારણ કે તે સમય નથી પોતાના આત્માના ચિંતનમાં ગાળ્યો કે નથી પરમાત્માના ચિંતનમાં. એ કાળ પારકાની ખોદણીમાં એળે ગયેલ છે. *

ચિત્તની કેવી અવસ્થામાં પ્રભુનો સાક્ષાત્કાર થાય છે? ચિત્ત જ્યારે પૂર્ણ શાંત હોય ત્યારે જ આમ બને છે. જ્યારે વાસનાઓના વાયુથી ચિત્તસાગર પ્રક્ષુબ્ધ થાય છે ત્યારે તેમાં પરમાત્માનું પ્રતિબિંબ પડી શકતું નથી. એમ થવું કેવળ અશક્ય હોય છે. *

પુત્ર ન હોવાને લીધે કેટલાક આંસુનો પ્રવાહ રેલાવે છે. તો ધન ન હોવાને કારણે કેટલાક શોકથી હૃદયને ભસ્મીભૂત કરે છે. પરંતુ પરમાત્માની અનુભૂતિ નથી થઈ એટલા માટે રોનારા અને શોક પાળનારા કેટલા હોય છે? એ જ એ પાવે. હૃદયની ઉત્કટ ઝંખનાથી જેમણે ઈશ્વર કાજે આંસુ સાર્યાં છે તેઓએ તેને મેળવ્યો છે. *

રમકડાં અને પાઈપૈસા માટે બાળક માની પાસે જેમ કાલાવાલા કરે છે, વેન લે છે, પોતે રડે છે, અને માને ચીડવે છે તે જ પ્રમાણે જેઓ ભગવાનને પોતાના અંતરતમ માને છે અને ભોળા બાળકની જેમ તેના દર્શન માટે હૈયાફાટ રડ્યા કરે છે તેમને જ છેવટે ભગવાનના દિવ્ય સ્વરૂપના દર્શનનો લાભ મળે છે. આવા સ્વચ્છ હૃદયના અને હઠીલા ભક્તથી પ્રભુ વધારે વાર સંતાઈ શકતો નથી. *

'આ જન્મમાં જ હું પૂર્ણદશા પામીશ, એટલું જ નહિ પણ ત્રણ જ દિવસમાં પ્રભુને પ્રસન્ન કરીશ. અરે, એથીયે વધીને કહું છું કે પરમાત્માના એક જ નામના પોકારથી હું તેને મારી સામે પ્રગટ કરીશ.' આ જાતના ઉન્માદી પ્રેમથી પરમાત્મા શીઘ્ર આકર્ષાય છે. અધકચરા પ્રેમીઓ કદાચ તેની પાસે પહોંચે તો ય પહોંચતાં પહેલાં જ યુગો વીતી જાય છે. *

પ્રશ્ન: જો પરમાત્મા સર્વવ્યાપક છે તો પછી તેનું દર્શન કેમ નથી થતું.

ઉત્તર: શેવાળ અને વેલાથી છવાયેલી તળાવડીને કાંઠે ઊભીને તમને થશે કે તેમાં જળ નથી. તમારે જળ જોવું હોય તો તળાવડીની ઉપરથી શેવાળ ખસેડો. માયાના પડળથી અંધ નેત્રો વડે તમને પ્રભુદર્શન થતું નથી.

તેને નિરખવો હોય તો નેત્રો ઉપરથી એ માયાનું પડળ દૂર કરો. *

આપણા દિવ્ય હૃદયાકાશમાં વાસનાના વાયરા વાઇને જ્યાં લગી તેને ચંચળ અને ક્ષુબ્ધ કરે છે ત્યાં લગી તેમાં પ્રભુના તેજોમય સ્વરૂપનું દર્શન થવું દુર્ઘટ છે. જે હૃદય શાંત અને દૈવી સાંનિધ્યને કારણે પ્રસન્ન હોય છે તેને જ આવા ધન્ય દર્શનનો અવસર પ્રાપ્ત થાય છે. *

ડાઘાવાળા દર્પણમાં સૂર્યના કિરણોનું પ્રતિબિંબ પડતું નથી. તે જ પ્રમાણે માયાબદ્ધ જીવોના અશુદ્ધ અને અપવિત્ર હૃદયને ભગવાનની વિભૂતિની અનુભૂતિ થતી નથી. સ્વચ્છ દર્પણમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે. તે જ પ્રમાણે સ્વચ્છ હૃદયમાં પરમાત્માનું સ્ફુરણ થાય છે. માટે પવિત્ર બનો. *

પૂજાપાઠના સમયે ધર્મનિંદકોથી અને ખળ પુરુષોથી છેટા રહો. *

જ્યાં સુધી વહાણનું હોકાયંત્ર સાચી ઉત્તર દિશા બતાવે છે ત્યાં સુધી વહાણને માટે માર્ગ ભૂલવાનો ભય નથી. તે જ ન્યાયે જ્યાં સુધી મનુષ્યનું ચિત્ત—તેની જીવનનૌકાના દિશાયંત્રની સોય—ઝોલાં ખાધા વગર પરમાત્મા પ્રતિ સ્થિર રહે છે ત્યાં સુધી હરેક વિપત્તિમાંથી સફળપણે પાર ઊતરે છે. *

એક બગલો માછલાં પકડવાને એકચિત્ત બનીને ઊભો હતો. તેની પાછળ જ બાણ સાંધીને એક પારધી ખડો હતો. પણ બગલાને એ વાતનું સુદ્દલ ભાન ન હતું. આ જોઇને અવધૂત દત્તાત્રેયે તેને પ્રણામ કરતાં કહ્યું: 'આજથી તારો દાખલો લઈને હું ધ્યાનમાં બેસું ત્યારે મારી પછવાડે કોણ ઊભું છે તે જોવાજાણવા હું પાછું વાળીને જોઇશ નહિ.' *

જો તારે સોય પરોવવી હોય, તો દોરાને અણિયાળો બનાવ અને તેમાંથી નીકળતા તાંતણાઓને ટૂંપી નાખ. આમ થાય તો જ સોયના નાકામાં સહેલાઈથી દોરો પરોવાશે. તે ન્યાયે જો તારા મનને પ્રભુમાં પરાયણ બનાવવા ધારતો હો તો સ્વભાવનો દીન, નમ્ર અને સરળ થા; તથા વાસનાઓના વળગેલા તાંતણા તોડી નાખ. *

ફાટેલા પડીકામાંથી દદીને બધે વેરાતા રાઈના દાણાને ભેગા કરવા એ કામ કઠણ છે; તે જ રીતે વિવિધ દિશાઓમાં દોડતા તથા સંસારના વિવિધ પદાર્થોમાં આસક્ત એવા ચિત્તને એકત્ર તથા એકાગ્ર કરવાનું કાર્ય પણ અતિ દુર્ઘટ છે. *

કોઇ ઠૂંઠાને કે થાંભલાને હથેળીની પકડમાં લઈને ગોળ ગોળ ફરતો છોકરો પડવાની બીક વગર જેમ સપાટાબંધ ફરે છે તે જ રીતે પરમાત્માને પાકી પકડમાં લઈને તારાં સંસારનાં કર્તવ્યો કર્યે જા. એમ કરવાથી તું બધાંય સંકટોમાંથી સુરક્ષિત રહી પાર પડીશ. *

પવિત્ર અને સ્થિરપ્રજ્ઞ પુરુષોની મૈત્રી એ આધ્યાત્મિક પ્રગતિનું મુખ્ય લક્ષણ છે. *

ચિત્તની પ્રશાંત દશામાં ઇશ્વરનું દર્શન થાય છે. વાસનાઓના વાવડાથી જ્યારે મનનો મહાસાગર હેલે ચડે છે ત્યારે તેમાં ઇશ્વરનું પ્રતિબિંબ ઝળકતું નથી. આવી સ્થિતિમાં ઇશ્વરસાક્ષાત્કાર અસંભવિત છે. *

નીચે દર્શાવેલી દશામાંથી કોઈ પણ એકમાં પૂર્ણતા પામતાં મનુષ્યને ઇશ્વરની ઉપલબ્ધિ થાય છે.

(૧) સર્વ છે તે હું છું (અથવા અહં બ્રહ્માઽસ્મિ।)

(૨) સર્વ છે તે તું છે (અથવા તત્ત્વમસિ।)

(૩) તું સ્વામી અને હું સેવક (અથવા સેવ્યસેવકભાવ।) *

# ભણે નરસૈયો....

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

સોરઠના ઉના નામે ગામને પાદર નમતી સાંજે ખખડી ગયેલ એક ગાડું છૂટયું છે. ગાડાની બાજુમાં, માંડ છુટકારો થવાથી બે ઝગીએલ બળદો બેઠા છે.

બાજુમાં પાંચ સાત સાધુઓ ઊભા છે, કપાળમાં તિલક, માથે કાનટોપી, ડોકે તુલસીની માળા, કોઇક ઉઘાડે શરીરે તો કોઇક શરીરે ધોતી વીંટાએલા તો કોઇક અર્ધીબાંયની બંડીવાળા છે.

તે બધાયથી થોડે દૂર ગામમા જતા આવતા લોકોને એ ગાડામાં આવેલો એક પુરુષ બે હાથ જોડી કહી રહ્યો હતો.

'બાપલા જરાક શ્રીરંગ મેતાને કહેજો ને કે જૂનાગઢથી નરસીરામ આવ્યા છે.'

'તમને શ્રીરંગ મેતા શું થાય?'

'મારા વેવાઈ છે.'

થોડીવારે તો શ્રીરંગ મહેતાને નરસીરામ આવ્યાના ખબર થયા પણ એ આવે તે પહેલા તો નરસીરામ અને સાધુઓ ઝાંઝ પખવાજ તૈયાર કરી જવા માટે સાબદા થઇ ગયા હતા.

નરસીરામ જ હાથમાં કરતાલો લઇ સાધુઓને ગવડાવતા જતા હતા.

ઉનાના રાજમાર્ગ પર જેવો આ ઊંચ-કીર્તનનો નાદ ગયો ને જૂનાગઢના હરિના ભક્ત નરસૈયાના આગમનના ખબર થયા કે ઘેર ઘેરથી સ્ત્રી-પુરુષ ઊભરાઇ પોતાની ખડકી બહાર ઊભું રહ્યુ.

નરસૈયાના ઉના આવ્યા પહેલાં જ લોકોએ સાભળેલુ કે, જૂનાગઢનો નાગર નરસૈયો નાતજાતની રીત ભૂલી જેને તેને ઘેર ભજન ગાવા જાય છે, જેનુ તેનું ખાય છે, સાધુડાઓ ભેળો રહે છે, ઉચ્ચ નાતજાતનું ભાન રાખતો નથી ને કાંસિયા કૂટે છે.

એવા નરસૈયાને આજ ઉનાની બજાર વચ્ચે સાધુઓના વૃંદ સાથે ગાતો વગાડતો જતો લોકોએ જોયો.

નરસૈયાના ગળામાંથી ભાવ ને ભક્તિ ભર્યાં શ્રીકૃષ્ણ ભક્તિના પદ લોકોના હૈયામાં ઊતરી ગયા એના લયબદ્ધ તાલેતાલે પોતાના ગળાનો ને પગનો તાલ પૂરાવવા ઉનાના નરનારીઓને દીલ થયું.

ત્યાં શ્રીરંગ મહેતા સામે આવ્યા.

વેવાઈના આ વરણાગી વેશ સામે એના મોં પર સ્પષ્ટ નારાજી તરવરતી હતી.

શ્રીરંગ મેતા નજીક આવ્યા કે નરસીરામ બે હાથ જોડી બોલ્યા:

'આવી પહોંચ્યો છુ બાપલા તમને કૃષ્ણ ભક્તિના બે પદ સંભળાવવા.'

'આપણી જાતની તો આ રીત ખરી કે નહિ નરસીરામ એટલે તમે ભજન જ સંભળાવો ને!'

શ્રીરંગ મેતાનો વ્યંગ પારખી નરસીરામ બોલ્યા:

'કળિયુગમાં સાચું તારણહાર તો નામ સ્મરણ છે વેવાઈ!'

'પણ એ તમારા જૂનાગઢમાં સારું લાગે નરસીરામ અહી તો તમે મારા વેવાઇ તરીકે આવો છો, જરા અમારા ઘરનાં શોભા પ્રમાણે વર્ત્યા આવો.'

'હરિનાં ભજનથી વિમુખ થવાની વાત કરી આપે વેવાઈ!'

'હવે એમ ગણુતા હો તો એમ, પણ જો છાનામાના વર્ત્યા આવો તો.'

'આ મારા સાધુડાઓ કોચવાશે વેવાઇ, કેદુના કેતા'તા મને કે કુવરબાઇના ઘેર ઉના જઇને તો પદ ગાવામાં એક પળનો વિસામો નથી લેવો.'

નરસીરા ન માન્યા, ને આખી બજારેથી છેક ઉતારા સુધી ગાતા વગાડતા ગયા.

દીકરાની વહુના—કુંવરબાઈના બાપ આમ ગાતા વગાડતા, લાજ શરમ નેવે મૂકી ઉનામાં આવ્યા બદલ સાસુએ કુંવરબાઈ સાંભળે એમ કઠોર શબ્દોમાં કહ્યું.

'જરાય, લાજ શરમ નથી એને કે! દીકરીને ઘેર જઈને આમ ઠેકડા ન ભરાય, કાંસિયા ન ફૂટાય.'

કુંવરબાઈની આંખમાં આંસુ આવ્યાં.

રાત પડી.

વૈરાગીને ઉતારો પણ એના મોભા પ્રમાણે આપ્યો હતો. માકડ, મચ્છર ને ચાચડ એટલા બધા હતા કે, ઘડીવાર પણ સૂઈ શકાય તેમ ન હતું.

સાધુઓ ચીસો નાખતા કહેતા હતા.

'અરી નરસીરામ! ચાંચડ, માંકડ, કાટતે હૈ!'

હસીને નરસીરામ કહેતા.

'બાપલા વેવાઈ દયાળુ છે. એટલે આવો ઉતારો આપ્યો'

'અરે યે દયાલુતા કૈસી!'

'તમે સમજ્યા નહિ.'

'કૈસે સમઝે!'

'આપણને સારો ઉતારો ને સૂવાનું સારું દીધુ હત તો ઊંઘ દસરકત ને પ્રભુ ભજન થાત નહિ, હવે આ માંકડ મચ્છરથી ઊંઘ ન આવે ને આખી રાત એયને ભજન કરશું, કહો, વેવાઈએ સારું કર્યું કે નહિ!'

'વાહ જી, અચ્છી કહી નરસીરામ, ચલો કીરતાલ લે' લે.'

ને બધા માંકડ, મચ્છર ને પણ પ્રભુના આશીર્વાદ ગણી ગોળાકારે ઝાંઝ પખવાજ લઈ ભજન ગાવા બેસી ગયા.

આખી રાત પદ ગાયા.

પ્રભાત થયું.

નરસીરામે એક સાધીને વેવાઈને ઘેર નહાવા ઊનું પાણી લેવા મોકલ્યો.

વેવાણે કુંવરબાઈ સાંભળે એમ કહ્યું.

'આંહીં તે એ દીકરીના ઘેર આવ્યો છે કે, સુબો બનીને આવ્યો છે. નહાવા વળી ઊનું પાણી જોઈએ ટાઢું ન ચાલે.'

નણંદે માના કથનમાં સાદ પૂરાવ્યો.

'બાપાને ઊનું ખદખદતુ પાણી કે બો ભૂલી જાય.'

કુંવરબાઈની આંખમાં આંસુ આવ્યાં, પણ શું બોલે! હિંદુ કન્યાને તો સાસરે કાંઈ બોલવા ધર્મશાસ્ત્રોએ તાળાં માર્યાં છે.

સાચે જ નરસીરામના નહાવા માટે ઉતારે જે પાણી આવ્યું તે એટલું તો ગરમ હતું કે તેમાં આંગળી પણ ન બોળી શકાય.

નરસીરામ નહાવા બેઠા ને જેવો પાણીમાં હાથ અડાડ્યો કે બોલી ઊઠ્યા.

'અરે ભાઈ' આ તો ઘણું ગરમ પાણી છે, જરા ટાઢું લઈ આવોને!'

સાથી પાછો વેવાણ પાસે ગયો ને બોલ્યો·

'પાણી ઘણું ગરમ છે. જરા એમાં રેડવા ટાઢું પાણી દયોને!'

'હવે પાણી નથી. એને ટાઢું પાણી જોતુ હોય તો કાયે એના વાલાજીને ટાઢું પાણી આપી જાય!'

સાથી પાછો આવ્યો ને વેવાણના કર્કશ બોલ નરસીરામને કહ્યા.

નરસૈયો બોલ્યો.

'અરેરે મારો વાલો તે શું એટલી સસ્તી ચીજ છે કે પાણી એમ ટાઢા કરવા આવે. શેષ શય્યા પર પોઢેલા મારા વાલાજીને શું હું મારું પાણી શીતળ કરવા બોલાવું? ના રે ના એ કેમ બને.'

ઉદ્વેગભર્યો એ ભક્તરાજ કયાય સુધી શૂન્યમાં આંખો નોંધી બેઠે રહ્યો. પાણી ઠર્યું ત્યારે એ નહાયો.

ને નહાઈને જેવો એ બેઠો કે સાગે કુંવરબાઈ થાંભલી ઝાલી આવી ઊભી રહી.

એની આંખમાં આંસુ હતા.

નરસીરામ એને જોઈ વહાલથી બોલ્યા.

'આવી બેટા! શીદ રુવે છે?'

કુંવરબાઇ ભક્ત બાપને બે હાથ જોડી નમી.

'ને બેટા ! આ દેહ ક્ષણભંગુર છે. આ જન્મમાં મળાયું ન મળાયું, મારા અવગુણ ધ્યાનમાં લઈશ મા. મોસાળું તો હું દીનહીન, કંગાલ કેવી રીતે કરી શકવાનો હતો. મારી વતી ભગવાન મોસાળું કરવા ઊના આવશે એ તો સમજ વગરનાં માનવીઓ માનશે. તું માનતી નહિ.'

'નથી માનતી બાપુ !' હું જાણું છું કલ્પનાથીએ પર અગમ્ય ઈશ્વર આકાર એમ ઝટપટ લૂગડાં ને ઘરેણાના પોટલા બાંધી ન દોડ્યો આવે.'

'ખરું બેટા, હું હવે રાજી થયો કે મારી ગરીબ વૈષ્ણવની દીકરી આટલું સમજે છે.'

કહી પોટલું ખભે ઉપાડી ધી...રા. ધી...રા ડગલે ચાલ્યા.

મોંમાંથી નિરંતરના પ્રિય બોલ નીકળ્યા. 'રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ.'

બહાર સાધુઓ તૈયાર જ ઊભા હતા.

થાંભથી પકડી જતા વૈષ્ણવ પિતાને આંસુભરી આંખે કુંવરબાઇ જોઈ રહી.

ને એના કાનમાં દૂર દૂર જતા પિતાના બોલ ગુંજતા હતા: 'રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ.'

---

## ભારતીય ક્રાંતિકારી

અંગ્રેજો સામે હિંસક ક્રાંતિ કરીને આઝાદી હાસલ કરવાની નેમવાળા આપણા ભારતીય ક્રાંતિકારીઓની કથા રોમાંચક અને દેશભક્તિપ્રેરક હોય છે.

આવાં ક્રાંતિકારીઓની એક ટોળીએ 'હિંદુસ્તાન રિપબ્લિકન આર્મી' ('ભારતીય લોકશાહી સૈન્ય') નામની, રીતસરની એક સેનાની સ્થાપના કરી હતી. વિખ્યાત ક્રાંતિકાર ચંદ્રશેખર આઝાદ એ સેનાના સૌ પ્રથમ સેનાપતિ હતા. આઝાદ પછી ભગતસિંહના સાથીદાર યશપાલે એ સેનાનું સેનાપતિપદ સંભાળ્યું હતું. આ ક્રાંતિકારી દળે દિલ્હીમાં જે હિંસક આંદોલન ચલાવ્યું હતું તે અન્વયે યશપાલ પાછળ પણ પોલીસનું વૉરંટ ફરતું હતું—એ અરસાની આ વાત છે.

પોલીસને થાપ આપીને યશપાલ અંગ્રેજ સરકાર વિરુદ્ધ પોતાનું ક્રાંતિકાર્ય કર્યે જતા હતા. ૧૯૩૩ની ૨૨મી જાન્યુઆરીના દિવસે આગ્રાથી અલ્લાહાબાદ ટ્રેનમાં જતા હતા. છૂપી પોલીસને આ વાતની જાણ થઈ ગઈ; પોલીસે તેમનો છેક અલ્લાહાબાદ સુધી પીછો પકડ્યો.

યશપાલને જ્યારે ખબર પડી કે પોલીસ પોતાની પાછળ પડી છે ત્યારે તેઓ તેને થાપ આપીને અલ્લાહાબાદના હેવેટ રોડ પર શ્રીમતી સાવિત્રીદેવી મૈનફર્યાનીના મકાનમાં આશ્રય લીધો. પરંતુ પછીથી પોલીસને તેમના આ આશ્રયસ્થાનની પણ ખબર પડી ગઈ. એટલે કેપ્ટન પિડિકયની આગેવાની હેઠળ સશસ્ત્ર પોલીસની એક ટુકડીએ સાવિત્રીદેવીના મકાનને ઘેરો ઘાલ્યો. આત્મસંરક્ષણ માટે યશપાલે મકાનમાં રહ્યે રહ્યે ગોળીઓ વરસાવવા માંડી. એવામાં તેમની રિવોલ્વર બિલકુલ બગડી. એટલે નાછૂટકે તેઓ પોલીસના તાબે થયા.

તેમના પર મુકદમો ચાલ્યો. ચૌદ વર્ષની સખત શિક્ષા થઈ. બરેલી જેલમાં તેમને પૂરવામાં આવ્યા. આ જેલમાં જ તેમની એક સાથીદાર ક્રાંતિકારી યુવતી – કુ૦ પ્રકાશવતીએ તા૦ ૨૦–૮–૧૯૩૬ના રોજ તેમની સાથે રજિસ્ટર્ડ લગ્ન કર્યું હતું !

ભારતીય ક્રાંતિકારીઓની વાતો વિચક્ષણ હોય છે.

—શિવસુંદરમ

# ગ્રંથાવલોકન

કૃષ્ણાવતાર (ખંડ ૧, મોહક વાસળી)· લે૦ શ્રી કનૈયાલાલ મુનશી, પ્ર૦ ભારતીય વિદ્યાભવન વતી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂ ૯–૦૦

અંગ્રેજીમાં બે ભાગમા બહાર આવેલી અને ગુજરાતીમાય ત્રણ ભાગમા પ્રગટ થનારી શ્રીકૃષ્ણ જીવનની કથાનો આ પ્રથમ ભાગ 'મોહક વાસળી' નામે ભગવાન્ કૃષ્ણના જન્મથી કંસના વધ સુધીની વિવિધ રસ સામગ્રી ધરાવતો કથાપટ રજૂ કરે છે અભ્યાસ ઉપરાત કલ્પનાશક્તિના બળે અતીત યા મધ્યકાલીન કે અર્વાચીનનેય તાદૃશ કરી આપી સમગ્ર આલેખનને રસાળ—આકર્ષક કરવાની શ્રી મુનશીની કલા સમગ્રપણે યથાર્થ યશસ્વિની નીવડી છે 'ગુજરાતનો નાથ,' 'પૃથ્વી વલ્લભ,' 'જય સોમનાથ,' 'ભગવાન્ પરશુરામ,' 'પૌરાણિક નાટકો' કે 'સ્વપ્નદૃષ્ટા' આદિ કૃતિઓ તેથી જ હજી લોકપ્રિય છે શ્રી મુનશી ભાવનાશીલ વિચારક હોવા છતા વાસ્તવદર્શી કલાકાર હોવાથી કલાકૃતિના નિર્માણમા તેઓ પરખરિત વલણ કે હકીકત સુધ્ધાની ફેરફારીને ઉત્કટસૂત્ર કરે છે તેમ થતા કેટલાક ક્ષોભઆઘાત પણ તેમની કલમ સર્જે છે તેયે ગરવાઈ એમના દૃઢ બળવાન, સાચા અને સ્ફૂર્તિ સોળા પાત્રો લલિત શિષ્ટ કથારચના અને શિષ્ટ છતા સરળસહજ શૈલીને પ્રતાપે એમની વાર્તા નાટ્યકૃતિઓ વાચકવર્ગના રસ આદરની અધિકારી નીવડી છે પાત્રની અનુપેક્ષતા પ્રમગની ચમત્કૃતિ નિરૂપણની અસ્ખલિત રસપ્રદતા અને જીવનના નિરતર ઉલ્લાસની ભાવના સર્જક મુનશીની વિશિષ્ટતાઓ રહી છે વિસંગતિ, ઘેરાશ, કે અંદર રહેલી ત્વરા જેવી ક્ષતિઓ સરવાળે તેમની કૃતિઓના ગુણપક્ષને ઢાકી દે એવી નથી હોતી તેથી જ શ્રી મુનશી ગોવર્ધનરામ પછીના અગ્રણી સર્જક ગણાયા છે

પ્રસ્તુત નવલકથાનો વિચાર કરતા કહી શકાય, કે નાનપણથી જ વિભૂતિરૂપ શ્રીકૃષ્ણના વ્યક્તિત્વ અને જીવનથી લેખકનું ચિત્ત પ્રભાવિત હોવાથી અને કૃષ્ણનો સદેશ લેખકના જીવનની પ્રમગ શક્તિ બન્યો હોવાથી ચરિત્રાત્મક રૂપની આ નવલકથામા લેખકની કલમ પર તેમની આવી અનુભૂતિનો પ્રભાવ અચૂક વર્તાય છે આ પ્રથમ ભાગમા આવરી લેવાયેલું વસ્તુ આપણી મધ્યકાલીન કવિતાએ તો ખૂબ લાડથી ગાયુ છે એમાના આ તે અશને નવીન કવિતા કે વાર્તાએ પણ કા તો ગીણી રીતે યા પ્રતીકાત્મક પ્રકારે ઝીલ્યો છે એ સમગ્ર કથાને અર્વાચીન નવલકથાનો આકાર આપવાનો આપણા આ સુપ્રસિદ્ધ વાર્તાકારનો પ્રયત્ન આમ છતા વિશિષ્ટ થયો છે આ વસ્તુમા બે પાસા નોંધપાત્ર રહ્યા છે તેમાની ચમત્કારિકતા અને તેમાંનું ઊર્મિપ્રાધાન્ય. છૂટાછૂટા પ્રસગો આકર્ષક છતા તેની સળગ આકૃતિ રચવામા આજે મુશ્કેલી ખરી 'કૃષ્ણાવતાર'ના આ પ્રથમ ભાગમા ઉક્ત બેઉ પાસાને અર્વાચીન નવલકથામા પ્રતીતિકર કરવાનો લેખકનો પ્રયાસ છે આ ભાગ પૂરતો એ પૂરો સફળ તો ન કહેવાય પણ કૃતિનુ સમગ્ર રૂપ રસ વાહી તો નીવડ્યું છે લેખકનો આશય જૂના વસ્તુમા કલાદૃષ્ટિથી યોગ્ય એવા ફેરફાર કે એવા ઉમેરો કરીનેય કથાનાયકના જીવનને સળગ સુસંગત નિરૂપવાનો છે પરાક્રમી, રસિક અને લોકકલ્યાણકર નાયકને લેખકે અહીં એના શૈશવ–કિશોરકાલને અનુલક્ષીને ઠીક પ્રભાવકર સ્વરૂપે આલેખ્યા છે બીજા ભાગોના સદર્ભમા જ એ ચિત્ર પૂરુ કેવુ થાય છે તે કહી શકાય દંતકથાદિના આવરણ વચ્ચેથી શ્રીકૃષ્ણનું માનવીય રૂપ ઉપસાવવાનુ, એ વિભૂતિ અવતાર અને દૈવની ગરિમા હોવાથી આજના લેખક માટે સુકર નથી જ દંતકથાઓના સાતત્ય દ્વારા રચાયેલી આસ્વાદની ભૂમિકા પ્રત્યેય અવગણના કરવાનુ લેખક માટે ઇષ્ટ ન થાય આ રીતે વિચારતા, લેખકનો વિવેક કેટલો કીમિયાગર નીવડે છે એ ત્રણે ભાગ જોઈને જ કહેવુ જોઈએ, છતા આ ભાગ પૂરતુ કહેવુ ઘટે, કે એવા વિવેક મહદંશે જળવાયો છે

'મોહક વાસળી' નામક આ પ્રથમ ખડમાં

... ના સૌજન્યથી

## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ અને દેખરેખ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ટેલિફોન નંબર : ૨૦૪

રજીસ્ટ્રેશન નંબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'
તા. ૧૮-૯-'૫૬ તા. ૨૦-૬-'૬૩

સભાસદ સંખ્યા ૪૯

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૧.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂા. ૦.૭૯ લાખ |
| અનામત ભંડોળ | રૂા. ૦.૨૮ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦ ૩૮ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-

આ સંઘ મારફત સંયોજીત સહકારી મંડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણ, જંતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે.

આ ઉપરાત નિયંત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાંડ, સીમેન્ટ લોખંડ વિગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે. તેમજ સુકો મેવો, લવીંગ ખજુર વિ૦ પુરા પાડવામાં આવે છે.

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરસન

સ્થાપના તા. ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ' ક
રજીસ્ટર નંબર ૧૫૬૯ / તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા. ૦૯૧ લાખ



શ્રી જુનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી ખાંડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનુ કાર્ય-સંઘ સંચાલિત ઓઈલ મિલ દ્વારા-કરવામા આવે છે.

# શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના જિ જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા ૩૦–૩–'૫૯ તા ૩૧–૧૨ '૬૨

સભાસદ સંખ્યા ૨૬

| | | |
|---|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂ | ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂ | ૦'૭ લાખ |
| અનામત ફંડ | રૂ | ૦૦૮ લાખ |
| અન્યફંડ | રૂ | ૦૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામાં આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ જંતુનાશક દવાઓ ઓજારો વિ૦ પૂરા પાડવામાં આવે છે

લોખંડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે

# શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

ઠાકરશીદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર ૨૧૯

સ્થાપના તા ૨૪–૬–'૫૯ ઓડીટ વર્ગ 'બ'
રજીસ્ટ્રેશન નંબર ૭૧૨૫ તા ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | | |
|---|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂ | ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | | |
| મંડળીનું ૦–૩૫ | | |
| સરકારશ્રીનું –૨૫ | રૂ | ૦૬૦ લાખ |
| અનામત ફંડ | રૂ | ૦૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂ | ૦૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઈનમેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામાં આવે છે

આ ઉપરાંત ખાંડ સૂકો મેવો લવીંગ ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા મારકેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે

રજી. નં. જી. ૧૫

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

# વૈષ્ણવજન



રાષ્ટ્રદીપ ઓલવાયો...!

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિ

# વૈષ્ણવજન



વર્ષ ૩ : : અંક ૩ : જૂન : ૧૯૬૪

## અનુક્રમ



પૃષ્ઠ ૬૭ પરનો પં૦ જવાહરલાલજીનો ફોટો નૂતન સૌરાષ્ટ્રના સૌજન્યથી

સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, કૃપાયતન, ગિરિતળેટી**
**જૂનાગઢ**

ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • કૃપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ અને દેખરેખ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ટેલિફોન નં ૧૨ · ૨૦૪

રજીસ્ટ્રેશન નંબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'

તા ૧૮-૯-'૫૯ તા ૨૦-૬-'૬૩

સભાસદ સંખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૧૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂા ૦૭૬ લાખ |
| અનામત ભંડોળ | રૂા ૦.૨૮ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦ ૩૪ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-

આ સંઘ મારફત સંયોજીત સહકારી મંડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણ, જંતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામાં આવે છે

આ ઉપરાંત નિયંત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાંડ, સીમેન્ટ લોખંડ વિગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે તેમજ સુકો મેવો લવીંગ ખજુર વિ૦ પુરા પાડવામાં આવે છે

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરગન

સ્થાપના તા. ૨૬-૧૨-'૫૬ ઓડીટ વર્ગ ક

રજીસ્ટર નંબર ૧૫૨૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા ૦૮૧ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી ખાંડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય-સંઘ સંચાલિત ઓઈલ મિલ દ્વારા-કરવામાં આવે છે

# અમૂલ—આપના બાળકના નીરોગી ઉછેર માટે સમતોલ આહાર

અમૂલ દુગ્ધાહારના ઘટકો છે પ્રોટીન—માંસપેશીઓને પુષ્ટ બનાવવા માટે કાર્બોહાઇડ્રેટ અને ચરબી—શક્તિ અને વજનમાં વધારા માટે કૅલ્શ્યમ (ચૂનો) અને ફૉસ્ફરસ—મજબૂત દાંત અને બળવાન હાડકાં માટે લોહ—નીરોગી લોહી માટે અને લોહીવિકાર ને ફિક્કાશ (અનિમિયા) સામે પ્રતિરોધક શક્તિ માટે વિટામિન 'એ'—તીક્ષ્ણ દૃષ્ટિ અને મુલાયમ ત્વચા માટે વિટામિન 'બી ૧'—નસોને સુદૃઢ બનાવવા અને હૃદયના સ્નાયુઓની સ્ફૂર્તિ માટે વિટામિન 'બી ૨'—સ્વસ્થ મગ મોંઢા માટે વિટામિન 'બી ૬'—સ્નાયુઓના વિશ્રામ માટે વિટામિન 'સી'—ચેપી રોગો સામે વધુ પ્રતિકાર શક્તિ માટે અને સ્કર્વી સામે સંરક્ષણ માટે વિટામિન 'ડી'—અસ્થિશોષ (રિકેટ્સ) સામે સંપૂર્ણ રક્ષણ અને પુષ્ટ હાડકાં અને નીરોગી દાંત માટે નીઆસીનામાઇડ—પાચનશક્તિ માટે આપના બાળક માટે અતિ ઉત્તમ




**તાજા દૂધમાંથી બનાવેલ અમૂલ દુગ્ધાહારમાં ૭ વિટામિનો છે જે આપના બાળક માટે જરૂરી છે.**

ASP 439 80 GUJ

## દત્તાત્રેયના દસ ગુરુઓ

'સત્યાનંદ

પરમધાર્મિક મહારાજા યદુને એકવાર અચરજ થયું. તેમણે જોયું કે યુવક–અવધૂત–દત્તાત્રેય આમ તો સઘળી વિદ્યાઓથી તેમજ તમામ સદ્ગુણોથી યુક્ત છે. અને છતાં તેઓ વ્યવહારમાં એ સૌથી આટલા નિર્લિપ્ત કઈ રીતે રહી શકતા હશે? માણસમાત્ર અર્થ, ધર્મ, કામ અને તત્ત્વજિજ્ઞાસામાં એટલા સારુ પ્રવૃત્ત થાય છે કે તેમને દીર્ઘાયુ યશ તથા ભૌતિકવૈભવ પ્રચુર માત્રામાં પ્રાપ્ત થાય. પરંતુ દત્તાત્રેય જેવા પૂર્ણ સમર્થ, વિદ્વાન, સુંદર, કાર્યકુશળ અને મધુરભાષી હોવા છતાં આ રીતે નિર્લિપ્ત કેમ રહી શકે છે? આ હતી રાજા યદુની જિજ્ઞાસા. એમની જિજ્ઞાસાની તીવ્રતા અપાર હતી. તેમણે જઈને દત્તાત્રેયને આ વાત જણાવી.

દત્તાત્રેય કહે: હે રાજા, મારા ગુરુઓની જ એવી શિક્ષા છે. ગુરુઓની કૃપાનું જ આ ફળ છે, જેથી મારી વિવેક બુદ્ધિ સતત પ્રબુદ્ધ રહે છે અને હું સર્વત્ર નિર્બંધ, સ્વચ્છંદ વિચરણ કર્યા કરું છું.

યદુ પૂછે છે: હે બ્રહ્મન! એ ગુરુઓ કોણ છે અને એમની શિક્ષાનો મર્મ શો છે એ જાણવાનું મારું સૌભાગ્ય ખરું?

દત્તાત્રેય કહે છે હે રાજા! એ ગુરુઓની શિક્ષા તો સૌને સદાય મળ્યા જ કરે છે. તેઓ સદાય સૌની સમક્ષ જ હોય છે અને પોતાની અમૂલ્ય શિક્ષાનું નિર્બાધ વિતરણ કર્યા જ કરે છે.

યદુએ કહ્યું બ્રહ્મન! આપનું નિગૂઢ વચન મારાથી ન સમજાયું–જરા વિવરણ કરશો?

પ્રસન્નમુદ્રા દત્તાત્રેય બોલ્યા. વારુ, સાંભળો. મારા પ્રથમ ગુરુનું નામ છે પૃથ્વી. એમણે મને સઘળા આઘાત-ઉત્પાતોમાં પણ અવિચળ, સ્થિરચિત્ત અને શાન્ત રહેવાની શિક્ષા દીધી છે. ખુદ તેઓ પણ એમ જ કરે છે. એના પર ચાહે કેટલી પણ દૈવિક અને ભૌતિક વિપત્તિઓ આવે, પરંતુ તેઓ તેથી લેશ પણ વિચલિત થતાં નથી. એ પ્રમાણે જ, અગર કોઈ પ્રાણી દૈવ–સંયોગે મને કષ્ટ પહોંચાડે તોય હું મારા માર્ગથી વિચલિત થતો નથી આ ધૈર્ય-વ્રત મને પૃથ્વીએ શીખવ્યું છે.

મારા બીજા ગુરુનું નામ છે વાયુ વાયુના બે રૂપ છે. પ્રાણ–વાયુ રૂપ અને બાહ્ય–વાયુ રૂપ. પ્રાણ–વાયુ આહાર માત્રની ઇચ્છા રાખે છે; રૂપ, રસ, કે ગંધ તેના પર કશો જ પ્રભાવ ન પાડી શકે. બરાબર એમ જ સત્પુરુષે મિતાહારથી સંતુષ્ટ રહેવું જોઈએ અને રસનાલોલુપતા રાખવી ન જોઈએ. એ જ પ્રકારે બાહ્ય–વાયુ સર્વત્ર વિચરે છે તથા ગંધનું વહન કરે છે, છતાં પોતે અવિકૃત રહે છે, શુદ્ધ રહે છે. આત્મજ્ઞાની સત્પુરુષે પણ એ રીતે સાંસારિક કર્મોનું પાલન કરતે છતે તેમાં લિપ્ત થવું ન જોઈએ સંયમ અને અસંગતાની શિક્ષા મેં વાયુ પાસેથી લીધી છે

મારા ત્રીજા ગુરુ આકાશ છે. જેમ આકાશ; તેજ, જળ, વાયુ, મેઘ વગેરેથી આચ્છન્ન રહીને પણ અલગ તો છે જ, અને છતાં તેમાં વ્યાપ્ત પણ છે. તે જ પ્રકારે, આત્મા પણ નાનાવિધ શારીરિક ગુણોમાં વ્યાપેલો હોવા છતાં તેનાથી પૃથક્ છે. આત્માની સર્વવ્યાપકતાનું આ શિક્ષણ મને આકાશમાંથી મળ્યું છે.

મારા ચોથો ગુરુ જળ છે. જળ સ્વભાવથી જ સ્વચ્છ–શુદ્ધ હોય છે આકાશમાંથી સ્વચ્છ વરસે છે, પૃથ્વી પર આવી સંસર્ગવશ ગંદું થાય છે, પરંતુ તરત જ પોતાના પ્રકૃત શુદ્ધ–સ્વચ્છ રૂપમા આવવા પ્રયત્નશીલ બની જાય છે એટલું જ નહિ, સફળ પણ નીવડે છે. પોતાની રસમયતાથી તે આ ધરતીને તૃપ્ત કરે છે, વૃક્ષો–લતાઓને હરીભરી બનાવે છે. સત્પુરુષે પણ જળની પેઠમ શુદ્ધ, સ્નેહયુક્ત અને મધુર સ્વભાવના થવું જોઇએ.

મારા પાચમાં ગુરુ છે અગ્નિ. અગ્નિની તેજસ્વિતાને કારણે બીજા તેને સ્પર્શ કરતાં પણ ડરે છે. છતાં પણ, તે આપણા અન્ન–પ્રાણમય અન્નને સિદ્ધ કરે છે, શરીરને ગરમ રાખે છે, પાપ–સંતાપનો ક્ષય કરે છે અને અંતતઃ આપણા હાડચામના આ દેહને પોતામા જ વિલીન કરી લે છે...એટનું જ નહિ, આપ તેને જે પણ કંઇ આપો તે સંતોષપૂર્વક પોતાના ઉદરમાં ગ્રહી લે છે. તે કોઇનો દ્વેષ કરે નહિ, કોઇને સ્નેહ પણ કરે નહિ પોતાની પ્રકૃતિમાં મગ્ન સમરૂપ રહે છે. સત્પુરુષે પણ એવું જ રહેવાનું છેઃ સદાય સમરૂપ, નિર્મત્સર, નિર્દ્વેષ અને નિર્લિપ્ત...

મારા છઠ્ઠા ગુરુ સૂર્ય છે. જેમ સૂર્ય પોતાના કિરણોથી પૃથ્વીના જળને ખેંચીને સમયાનુસાર તે ફરી પૃથ્વીને જ આપી દે છે તેમજ સત્પુરુષે પણ સંસારમાથી પોતાના માટે સઘરેલા પદાર્થો યથાસમય સંસારના ઉપકાર માટે જ ત્યાગી દેવા જોઇએ. ત્યાગની આ શિક્ષા મે સૂર્યમાથી લીધી છે.

મારા સાતમા ગુરુ ચન્દ્ર છે ચન્દ્રની કળા પ્રાતમાસ કાળ–પ્રભાવથી ઘટતી–વધતી રહે છે પરંતુ ચન્દ્રના મૂળરૂપ કે તેના સ્વાભાવિક ગુણ શીતળતામા તેથી કોઈ ફેર પડતો નથી. તે જ પ્રમાણે સત્પુરુષે કોઈ પણ અવસ્થામા પોતાના સદ્‌ગુણ તજવા જોઇએ નહિ કારણ કે, કાળાનુસાર પરિવર્તન તો શરીરનો ધર્મ છે, આત્માનો નહિ.

મારા આઠમા ગુરુ સમુદ્ર છે વર્ષા ઋતુની અજસ્ર વારિ–ધારા તથા અસખ્ય નદીઓના જળથી ભરપૂર થતો હોવા છતા સમુદ્ર ક્યારેય પણ પોતાની મર્યાદાનું ઉલ્લઘન કરતો નથી અને નથી તો ગ્રીષ્મ ઋતુના પ્રભાવમા આવીને સૂકાઇ જતો. એ જ રીતે, સત્પુરુષે પણ સાદા સંતુલિત રહેવું જોઇએ. વૈભવની પ્રચુરતામા અત્યધિક ઉલ્લસિત થઈ ન જવું જોઇએ, દુર્દિનમા ક્ષુબ્ધ પણ થવું ન જોઈએ. આ સતુલિત–ચિત્ત થવાની શિક્ષા મને સમુદ્રમાથી મળી છે.

મારા નવમા ગુરુ ભ્રમર છે. ભ્રમર જેમ ભિન્ન–ભિન્ન પુષ્પોનો સ્વાદ ગ્રહણ કરી લે છે તે જ રીતે બુદ્ધિમાન પુરુષોએ નાના–મોટા સઘળા શાસ્ત્રોમાથી સારભૂત શિક્ષા ગ્રહણ કરવી જોઇએ આ સાર–ગ્રાહિતાની શિક્ષા મે ભ્રમર પાસેથી ગ્રહણ કરી છે.

અને, મારો દસમો ગુરુ છે બાળક. બાળક જે રીતે સર્વત્ર નિશંક વિચરે છે, કોઈ પ્રત્યે પણ દ્વેષ, માત્સર્ય, ક્રોધ, આદિ દુર્ભાવ રાખતો નથી તથા તેની વૃદ્ધિ-પ્રવૃત્તિ પ્રતિક્ષણ ચાલુ રહે છે તેમ પ્રત્યેક મનુષ્યે નિઃશંક, દુર્ભાવતાહીન થવુ જોઇએ અને તેમા પ્રતિક્ષણ પોતાની આત્મિક ઉન્નતિની પ્રવૃત્તિ હોવી જોઇએ.

આ સાભળીને યદુએ દત્તાત્રેયનું સભક્તિ અભિવાદન કર્યું અને કહ્યુઃ બ્રહ્મવેત્તાઓમા અગ્રગણ્ય એવા હે બ્રહ્મન્! આપે મારા ચિરકાલિક સશયમાથી મને મુક્ત કર્યો છે. જીવનની સઘળી એ વિભૂતિઓ હોવા છતાં પણ હું આજસુધી અસતોષની તીવ્ર જ્વાળામા દગ્ધ થતો રહ્યો છુ...

શ્રીમદ્ ભાગવતના ૧૧મા સ્કંધનાં આ કથામૃત પર ટીકા–ટીપ્પણીની જરૂર ખરી? શુભમ્ ભૂયાત્!

# શેષ મહત્ત્વાકાંક્ષા

હું એક મહત્ત્વાકાંક્ષી વ્યક્તિ છું—જિંદગીભર મેં ઊંચાં ઊંચાં ઈરાદાઓ સેવ્યા છે. અને આજે એ મહાન ઈરાદાઓ તથા આકાંક્ષાઓએ મને છેક કયાંયે લાવી મૂકયો છે! પણ એટલું હું ચોક્કસ કહી શકું તેમ છું કે આ મહાન ઈરાદાઓ પૈકી ભાગ્યે જ કોઈ શેષ હશે; સઘળી મહત્ત્વાકાંક્ષાઓ પૂરી થઈ ગઈ હોય તેવું લાગે છે....બસ, એક મહત્ત્વાકાંક્ષા બાકી રહી ગઈ છે અને તે એ છે કે હવે પછીનાં વરસોમાં, જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી, મારી સઘળી જ શેષશક્તિ અને સામર્થ્ય આ મહાનદેશ ભારતનાં પુનર્નિર્માણમાં લગાવી દઉં. મહત્ત્વાકાંક્ષાને બદલે આપ એને મારા શેષ જીવનનો સંકલ્પ ગણી શકો. કારણ જે આ કાર્ય હું જીવું ત્યાં સુધી મારી તમામ તાકાતથી કરવા ચાહું છું. હું ખતમ થઈ જાઉં અને ખતમ થઈ ગયેલી ચીજોના ઢગલા પર મને ફેંકી દેવામાં આવે નહીં ત્યાં સુધી હું એ કામ પર મંડી રહેવા માગું છું. મારા મૃત્યુ પછી મારા વિષે લોકો શું વિચારશે તેની મને ચિંતા નથી. અને હું એ વિચારથી પણ પરેશાન થતો નથી કે મારાં મૃત્યુ પછી મારી ખ્યાતિનું સ્વરૂપ કેવું હશે. મારા માટે તો સંતોષની એ વાત જ પૂરતી માનું છું કે મેં મારી સઘળી જ શક્તિઓ ભારતની સેવામાં ખપાવી દીધી—એ બાબતમાં મેં સહેજ પણ કંજૂસી ન કરી. મારા મૃત્યુ પછી અગર કોઈ મારા વિષે વિચાર કરે પણ, તો મારી મહત્ત્વાકાંક્ષા એ છે કે તે મને આ રીતે યાદ કરે: 'આ એક એવો માણસ હતો, જે આખીયે જિંદગી પોતાની બુદ્ધિ અને હૃદયનાં પરિપૂર્ણ સમર્પણપૂર્વક ભારત અને ભારતવાસીઓને પ્રેમ કરતો રહ્યો. અને ભારતવાસીઓ પણ તેની ખામીઓ દરગુજર કરીને સદૈવ તેનાં પ્રેમનું પ્રતિદાન પ્રેમથી દેતા રહ્યા.'



# 'મારા દીકરાને કોચવીને મારે કંઈ કરવું નથી'

પ્રવાસી

લક્ષ્મીચંદ શેઠના વડીલોએ પેઢી દર પેઢી નગરશેઠની નામના અને વૈભવ ભોગવેલા જૂના વખતમાં રાજ્ય તરફથી મહાજનની વસૂલાતનું ભરણું પણ નગરશેઠની તિજોરીમાં થતું અને રાજ્યમાં તેમજ લોકોમાં નગરશેઠને માન ભર્યું સ્થાન મળતું લક્ષ્મીચંદ શેઠને પણ વારસામાં કુટુમ્બનો વૈભવ અને નગરશેઠની ઉપાધિ મળેલા મહાજનમાં એ મોવડી લેખાતા પરંતુ સંયોગવશાત્ પેઢી દરપેઢી કુટુમ્બ ઘસાતું ચાલ્યું. બહોળું કુટુમ્બ અને નગરશેઠનો મોભો એટલે ઘસારાનો કોઈ પાર નહીં, પણ લક્ષ્મીચંદ શેઠ ટૂંકી આવકમાં કુશળતાપૂર્વક પોતાનો વ્યવહાર ચલાવતા હતા

લક્ષ્મીચંદ શેઠના પુત્ર સુબોધે ગામની નિશાળમાં માધ્યમિક શિક્ષણ પૂરું કર્યું સુબોધ એક તેજસ્વી અને આશાસ્પદ વિદ્યાર્થી હતો એને વધુ ભણાવવાની લક્ષ્મીચંદ શેઠને ખૂબ જ હોંશ હતી શહેરના શિક્ષણ ખર્ચને પહોંચી વળવાનું લક્ષ્મીચંદ શેઠ માટે મુશ્કેલ હતું પરંતુ પેટે પાટા બાંધીને પણ સુબોધને ભણાવવાનો લક્ષ્મીચંદ શેઠે સંકલ્પ કર્યો સુબોધને પણ વધુ અભ્યાસની એટલી જ હોંશ હતી લાડકોડમાં ઉછરેલા સુબોધને માતાપિતાએ કઠણ હૈયું કરીને બાજુના શહેરમાં અભ્યાસ અર્થે જવા માટે વહાલભરી વિદાય આપી સુબોધે કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો

કુશાગ્ર બુદ્ધિ તેજસ્વી અભ્યાસ ખડતલ શરીર રમતગમતમાં પ્રવિણતા અને મળતાવડા સ્વભાવને કારણે સુબોધ થોડા વખતમાં જ કૉલેજમાં તેમજ હોસ્ટેલમાં વિદ્યાર્થીઓનો માનીતો થઈ પડ્યો એ અરસામાં દેશભરમાં રાષ્ટ્રીય જાગૃતિનો જુવાળ પેદા થયેલો સુબોધમાં પણ રાષ્ટ્રીય ભાવનાના બીજ પડેલા હતા એને પોષણ મળ્યું સુબોધે નખશીખ ખાદી ધારણ કરી, યુવક પ્રવૃત્તિમાં અગ્રેસર થયો, સમાજ સુધારણાની પ્રવૃત્તિઓમાં પણ રસ લેવાનું શરૂ કર્યું અને બાળલગ્ન, પ્રેતભોજન ઇત્યાદિ કુરૂઢિઓ સામે વ્યવસ્થિત આંદોલન શરૂ કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો

સુબોધ પોતાના અભ્યાસમાં અને સાથે સાથે અન્ય રાષ્ટ્રીય તેમજ સામાજિક પ્રવૃત્તિઓમાં મસ્ત હતો એવામાં એકાએક એને સમાચાર મળ્યા કે લક્ષ્મીચંદ શેઠ બીમાર છે સમાચાર મળતાંની સાથે જ સુબોધ પિતાની સેવા માટે ઘેર જઈ પહોંચ્યો

લક્ષ્મીચંદ શેઠને નખમાંય રોગ ન હતો પણ એક વખત વધુ પડતા વરસાદ અને વાવાઝોડાને કારણે ગામને છેવાડે વસતા લોકોના ઝૂંપડાં ઊડી ગયાના વાવડ મળતાં સહુથી લક્ષ્મીચંદ શેઠ વરસતા વરસાદે ત્યાં જઈ પહોંચ્યા આફતમાં ઘેરાયેલા લોકોને રાહત આપવા માટે એમણે સારી એવી દોડધામ કરી /સાંજે ઘેર આવ્યા અને બીમારીમાં પટકાઈ પડ્યા કુટુમ્બીઓએ અને ગામના લોકોએ દોડધામ કરવામાં મણા રાખી નહીં સુબોધ પણ પિતાની સેવા માટે બીજે દિવસે હાજર થઈ ગયો બીમારી જીવલેણ નીવડી અને લક્ષ્મીચંદ શેઠ સુબોધને નિરાધાર દશામાં મૂકી કુટુમ્બ તેમ જ ગામ લોકોને રડતા મૂકી ચીર નિદ્રામાં પોઢી ગયા

સુબોધ ઉપર આફતનું આભ ફાટી પડ્યું પિતાનું છત્ર ગયું બહોળા કુટુમ્બની જવાબદારી આવી પડી અભ્યાસ કેમ ચાલુ રાખવો એની મૂંઝવણ પેદા થઈ ઉત્સાહ ઉમંગ અને ભાવનાથી ઉછળતો સુબોધ ઘડીભર તો ભાંગી પડ્યો પરંતુ ચોમેર ઘેરી વળેલી આફત અને મૂંઝવણનો સુબોધ વધુ વિચાર કરે ત્યાર પહેલાં તેની સામે આકરી કસોટી આવીને ઊભી રહી

લક્ષ્મીચંદ શેઠે જેવો દેહ છોડ્યો કે તરત જ ઘરમાં રોકકળ અને ધડાપીટ શરૂ થઈ ગઈ યુવક પ્રવૃત્તિના અગ્રણી અને મોવડી તરીકે સુબોધે સમાજના અનેક કુરૂઢિઓને તિલાંજલી આપવા માટે જેહાદ આદરેલી રોકકળ જેવા કુરિવાજ સામે એણે અનેક વખત આકરા પ્રહારો કરેલા એ વખતે એ

કલ્પના પણ નહીં કે થોડા જ વખતમાં એને પોતાને ઘેર આવો પ્રસંગ આવીને ઊભો રહેશે.

પિતાના અવસાનથી શૂન્યમનસ્ક બની ગયેલ અને મૂંઝવણથી ઘેરાયેલ સુબોધનો સુધારક જીવડો ઘરમાં શરૂ થયેલ રોકકળ સાંભળીને જાગૃત થઇ ગયો. સ્વસ્થતા અને હિંમત ધારણ કરી, એણે કુટુંબી જનોને રોકકળ બંધ કરી, મૃતાત્માની શાંતિ માટે મૂક પ્રાર્થના કરવા વિનંતી કરી.

'દીકરા, તું હજી નાનો છે. વહેવારની વાતમાં સમજ નહીં.' સુબોધની વિધવા ફઇબાએ જવાબ આપ્યો.

વહેવારની વાતોમાં અને સમાજની રૂઢિઓમાં રીઢા થઇ ગયેલા સ્ત્રીસમાજને સમાજ સુધારણાની વાત સમજાવવામાં સુબોધની કારી ફાવી નહીં.

સ્મશાનયાત્રાની તૈયારી થવા લાગી. વાતાવરણ કરુણ બની ગયું. પ્રાગૃપોક મૂકાય. સુબોધ સ્તબ્ધ બનીને ઘડીભર જોઇ રહ્યો. સૌ વડીલો પોતપોતાની રીતે ધમાલમાં હતા. સુબોધને આશ્વાસન આપવાનું કોઇને સૂઝ્યું ન હતું. પિતાનું શબ જોતાં જોઇને એનું દિલ હચમચી ગયું. પણ સાથે સાથે એક સમાજ સુધારક તરીકેની એની કર્તવ્યની તથા જવાબદારીની ભાવના વધુ ને વધુ જાગૃત થતી ગઇ. વડીલોને રોકકળ બંધ કરવાનું સમજાવવામાં સફળતા મળશે એવી એને કોઇ આશા ન હતી. છતાં એણે હિંમત એકઠી કરીને વડીલોને રોકકળ બંધ રાખી, શાંતિથી પ્રભુભજન કરતાં કરતાં સ્મશાને જવાની વિનંતી કરી જોઇ.

'કોઇ લાકડું નથી ભાંગ્યું. નગરશેઠ જેવા નગરશેઠનું ગામતરું થયું છે. મૂંગે મોઢે સ્મશાને જઇને મલક આખામાં અમારી ઠેકડી કરાવવી છે?' સુબોધના કાકા ગરજી ઊઠ્યા.

'મલકમાં ઠેકડી નહીં થાય પણ એક કુરિવાજની તિલાંજલી આપવા બદલ સુધારક સમાજ તમને શાબાશી આપશે.' સુબોધે કહ્યું.

'એ ગયા! આવા ભાષણ સભામાં શોભે. ઘેર ડાપણ ન કરીએ. હજી તું નાનો છો. મોટા ડાહ્યા કે તું? જેમ થતું હોય એમ થાય અને શોભતું હોય એમ શોભે.' લક્ષ્મીચંદ શેઠની લાઇબ્રેરીનો દાવો કરતા ગામના એક આગેવાન બોલી ઊઠ્યા.

વડીલોને સમજાવવામાં પણ સુબોધને સફળતા મળી નહીં. અનેક પ્રકારની મૂંઝવણ અને મંથન સાથે, મૂંગો મૂંગો એ સૌની સાથે સ્મશાને ગયો.

જેમ જેમ શેઠના અવસાનના સમાચાર ફેલાતા ગયા એમ એમ આસપાસથી કુટુંબીજનો-સ્નેહીજનો અને ઓળખીતા પાળખીતા લોકો કાણે આવવા લાગ્યા. સવાર બપોર અને સાંજ નિયમિત રીતે શ્રી સમાજ તરફથી મેં વાળવાનો કાર્યક્રમ ચાલવા લાગ્યો.

કુટુંબ ઉપર આવી પડેલી આફતનો સામનો કરવા માટે સુબોધ મથામણ કરી રહ્યો હતો. બીજી બાજુથી સમાજ સુધારક તરીકેના એના વેધક ભાષણો અને જોરદાર આંદોલનોનો સમાજમાં સારો એવો પ્રભાવ પડ્યો હોવા છતાં પોતાને ઘરે જ એને મળેલી નિષ્ફળતાથી એ મનમાં ને મનમાં સમસમી રહ્યો હતો.

એ ચાર દિવસ બાદ એક બપોરે વડીલ મંડળ બેઠું હતું ત્યા સુબોધના ફઇબાએ આવીને વાત શરૂ કરી. 'હવે કારજનું શું કરવું છે?'

'શું કરવું છે કેમ? કારજ તો કરવું જ જોશે.' સુબોધના કાકા બોલી ઊઠ્યા.

'પણ ખરચનો જોગ તો કરવો પડશે ને!' સુબોધના ફઇબાએ મૂંઝવણ રજૂ કરી.

'ખરચનો જોગ નથી એ મલક જાણતું નથી. મનકને મન તો નગરશેઠ જેવા નગરશેઠનું ગામતરું છે. ઘરમાં જોગ ન હોય તો ફુંગીના લખનેય તે ઘરના મોભા પ્રમાણે પ્રસંગ તો સાચવવો જ પડશે ને!' કાણે આવેલા એક સગાંએ મફતમાં સલાહ આપી.

'પણ એ બધો ભાર આ તો સુબોધ ઉપર જ આવશે ને? કુમળો બાળક એ ભાર શે ખમી શકશે?' ફઇબાએ સુબોધ તરફ નજર કરી લાગણીમય અવાજે ચિંતા પ્રદર્શિત કરી.

'બાપનો ભાર તો દીકરો જ ઉપાડે ને! દુનિયામાં બધે ય એમ જ બનતું આવ્યું છે. આપણે ઘેર થોડી નવી નવાઇ છે?' સુબોધના કાકાએ ટાઢે કોઠે જવાબ આપ્યો.

'સુબોધ તો હજી બાળક છે. એને બાપડાને વહેવારની ખબર નથી. તમે બધા વડીલ છો. કંઇક મારગ કાઢો.' ફઇબાએ વિનવણી કરી.

'એમાં મારગ શું કાઢવાનો હતો? ઘરમાં નાણાંની જોગવાઇ ન હોય તો ઓળીને કહો કે ઘરેણાના દાગીનામાંથી એકાદ નંગ આપે એટલે થાને મુઝાને નાણું લઈ આવું.' સુબોધના કાકાએ મૂંઝવણ ટાળવા માટે ઉકેલ સૂચવ્યો.

સુબોધ અત્યાર સુધી મનમાં ઉકળાટ અને રોષ હોવા છતાં શાંતિથી આ બધી વાત સાંભળતો હતો. પણ જ્યારે કાકાએ પોતાની બાનાં ઘરેણાં ગીરો મૂકીને કારજ કરવાની નિષ્ઠુર વાત કરી એ સાંભળીને એ તમતમી ઊઠયો.

'મારી બાનાં ઘરેણાં ગીરો મૂકીને પ્રેતભોજનની વાત કરતાં શરમ નથી આવતી? પ્રેતભોજન રોકવા માટે મેં કેટલાય સ્થળોએ પીકેટીંગ કર્યું છે અને મારે ઘરે હું પ્રેતભોજન કરું? ઘરમાં લાખ રૂપિયાની મૂડી હોય તોય મારે ઘેર કારજ બારજ નહી થાય.' સુબોધે ઉકળાટ સાથે પોતાનો નિર્ણય જણાવી દીધો. સુબોધના મક્કમ નિરધારની જાહેરાતથી સૌ વડીલો ઘડીભર સજ્જડ થઇ ગયા. થોડી વાર મૌન છવાઇ ગયું

'બેટા સુબોધ! એવું ગાંડપણ ન થાય તારો બાપ ગમે તેમ તોય ગામનો નગરશેઠ અને મહાજનનો મોવડી. ઘરમાં સૂકો રોટલો ખાઇને રોડવી લેશું પણ કારજ તો કરવું જ જોશે.' મૌન તોડીને ફઇબાએ લાગણીભર્યા અવાજે જણાવ્યું.

સુબોધને નિરુત્તર જોઇને એમણે વડીલ મંડળને જણાવ્યું, 'સુબોધના બોલવા સામું જોશો મા! એ હજી બાળક છે તમતમારે કારજની ગોઠવણ કરો.'

સુબોધ સમસમી રહ્યો. એણે વધુ નિસહાયતા અનુભવી. એના મનમાં મંથન ચાલ્યું. રોકકળ તો રોકી શકાયું નહીં. પણ કારજ તો કોઇ પણ હિસાબે થવા દેવાય નહી. કંઇક માર્ગ કાઢવો જોઇએ

ગામમાં એક જૈન સાધુ આવેલા. મારવાડ બાજુના આ એકલવિહારી ક્રાંતિકારી વિચારો ધરાવતા હતા સરળ અને સચોટ શૈલીમાં અપાતા એમના વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાનોએ સમાજમાં સારો એવો પ્રભાવ પાથર્યો. વિધવા માતાની આસપાસ ફરી વળીને ત્રણ ટાણા નિયમિત મોં વાળવાની ક્રિયાનું સંચાલન કરતા એના વિધવા ફઇમા, કાકી, ભાભુ અને અન્ય સંબંધીઓ દરરોજ નિયમિત રીતે શ્રદ્ધા અને ભક્તિપૂર્વક સાધુ મહારાજના વ્યાખ્યાનો સાંભળવા જતાં. સુબોધના કાકા અને અન્ય વડીલો પણ સાધુ મહારાજની વાણીનો લાભ ઉઠાવતા હતા. સુબોધને આની જાણ થઇ. એ પૂછપરછ કરી ઉપાશ્રયે સાધુ મહારાજ પાસે જઇને પોતાની મૂંઝવણ ઠાલવી અને દરરોજ સવાર બપોર શ્રદ્ધા અને ભક્તિપૂર્વક વ્યાખ્યાન સાંભળવા આવતા સંબંધીઓને પ્રેતભોજનના કુરિવાજને તિલાંજલી આપવા માટે ઉપદેશ આપવા વિનંતી કરી. મહારાજશ્રીએ બપોરે સુબોધને ઘેર આવવાનું કબૂલ્યું.

સુબોધે ઘેર આવીને જાણ કરી કે બપોરે મહારાજશ્રી આપણે ઘેર વહોરવા પધારશે. મહારાજ વહોરવા પધારે એને ધન્ય અવસર લેખતા ફઇમા અને અન્ય સંબંધીઓ ખૂબ રાજી થયા, અને એને માટે તૈયારીમાં પરોવાઇ ગયાં.

બપોરે મહારાજશ્રી પાતરા (પાત્રો) લઇને વહોરવા પધાર્યા. વડીલોએ ઊભા થઇ વંદના કરી. મહિલામંડળ પણ મહારાજશ્રી પાસેથી માંગલિક સાંભળવા શ્રદ્ધાપૂર્વક હાથ જોડીને ગોઠવાઇ ગયું.

'આત્મા અમર છે. દેહ નશ્વર છે. મરનારની પાછળ રોકકળ, સંતાપ કે વિલાપ કરવાથી એના આત્માને કષ્ટ થાય. શેઠ તો હળુકર્મી જીવ હતા. પુણ્ય કર્મ કરીને એ તો ભવસાગર તરી ગયા એનું ભલું ચાહતા હોઇએ તો એની શાંતિ માટે પ્રાર્થના કરવી એ જ ડહાપણ ભર્યો માર્ગ છે. શાસનનો પણ એવો જ આદેશ છે.' મહારાજશ્રીએ પ્રસંગ જોઇને ઉપદેશના વેણ કહ્યા.

'મહારાજશ્રી! આપની વાત તો સાવ સાચી છે. પણ ગનડા રિવાજ કરી ગયા છે. અમે રહ્યા સંસારી માણસ રિવાજ પળ્યા વિના અમારે છૂટકો નહી.' સમગ્ર મંડળી વતી સુબોધના ફઇબાએ જવાબ આપ્યો.

'મહારાજશ્રી' રડવા કારવવાનું તો હવે પતવા આવ્યું. પણ મરનારની પાછળ પ્રેતભોજન કરવાના કુરિવાજ વિશે મારા કુટુંબીજનોને આપના વિચારો જણાવશો. હું તો સમજાવી સમજાવીને થાકયો. પણ મારું કંઇ ચાલતું નથી. આપની વાણીમાં અને આપના ઉપદેશમાં બધાંને શ્રદ્ધા છે.' બાજુમાં ઊભેલો સુબોધ બોલી ઊઠયો.

'મૃત્યુ પ્રસંગે સ્નેહી સંબંધીઓ આશ્વાસન દેવા આવે એમને સાદું ભોજન આપવું એ એક વાત છે અને સ્થિતિ હોય કે ન હોય પણ મૃતાત્માની પાછળ આવા-ભોજન સમારંભો યોજવા એ તો એક ભયંકર કુરિવાજ છે. અનેક કુટુમ્બો આ કુરિવાજને કારણે પાયમાલ થઇ જાય છે. એને પ્રેતભોજન કહેવામાં આવ્યું છે એ યથાર્થ છે. સમજુ માણસોએ આ કુરિવાજને તિલાંજલી આપવી જ જોઇએ. તમે બધા ભાવિક અને શ્રદ્ધાળુ શ્રાવકો છો. તમને વધારે શું કહેવાનું હોય?' મહારાજશ્રીએ સૌની લાગણીઓ જાગૃત કરવા પ્રયાસ કર્યો.

લાંબી ચર્ચા ચાલી. મહારાજશ્રીએ પ્રેતભોજનની વિરુદ્ધમાં, અનેક દૃષ્ટાંતો અને સુત્રો ટાંકીને સૌને પોતાની વાત ઠસાવવા પ્રયત્ન કર્યો. છતાંને અંતે સુબોધના ફઇબાએ હિંમત કરીને જણાવ્યું. 'મહારાજશ્રી! આપની વાત સાચી. પણ આપ છો સાધુ. અમે રહ્યા સંસારી. સંસારના રિવાજમાં આપને ખબર ન પડે.'

મહારાજશ્રી વહોર્યા વિના પાછા ફરી ગયા. સુબોધ-ફઇબાની વાત સાંભળીને આભો બની ગયો. પ્રેતભોજનને રોકવા માટે એનો છેલ્લો પ્રયાસ પણ નિષ્ફળ ગયો. એની મૂંઝવણ અને મથામણનો કોઇ પાર રહ્યો નહીં.

બીજે દિવસે બપોરે મોં વાળવાની વિધિ પતી ગયા બાદ ઓરડામાં સુબોધના વિધવા માતા અને અન્ય સગાસબંધીઓ બેઠાં હતાં. ઓશરીમાં વડીલો બેઠા હતા. મૌન પથરાઇ ગયું હતું. ઓશરીને છેડે બેઠેલો સુબોધ ભારે મંથન અનુભવી રહ્યો હતો. એકાએક એને વિચાર આવ્યો અને શાંતિનો ભંગ કરીને એ બોલી ઊઠ્યો: 'પ્રેતભોજનનો હું હાડોહાડ વિરોધી હોવા છતાં અને પ્રેતભોજન રોકવા માટેની મારી અનેક પ્રકારની વિનવણી પછી પણ, મારા ઘરમાં મારી ઇચ્છા વિરુદ્ધ પ્રેતભોજન થવાનું હોય તો મારાથી અહીં રહી શકાય નહીં. દુઃખમાં ડૂબેલ મારી વિધવા બાને છોડીને જતાં મારો પગ ઉપડતો નથી. પણ મારા ઘરમાં મારું આટલું પણ નિપજતું ન હોય તો મારે ઘર છોડ્યા સિવાય છૂટકો નથી. હું સૌની વિદાય લઉં છું.'

રૂઢિ અને રિવાજના સકંજામાં સપડાયેલા રીઢા કુટુમ્બીઓ અને વડીલો ઉપર સુબોધના ધડાકાની બહુ અસર થાય એમ ન હતું. પણ ઓરડામાં છાતી સુધી ધુમટો તાણીને ખૂણો પાળતા બેઠેલાં સુબોધના બા આ ચેતવણી સાંભળીને ચમકી ઉઠ્યાં. એકાએક આવી પડેલ વૈધવ્યને કારણે એ મૂઢ જેવા બની ગયેલાં. ત્રણ ટાણાં મોં વાળતી વખતે દેખાદાટ રુદન કરીને એ પોતાનો કોઠો ઠાલવતાં અને બાકીનો સમય સુમસામ બેસી રહેતાં. રોકકળ કે પ્રેતભોજન રોકવા માટેની સુબોધની સમજાવટ એ સાંભળ્યા કરતાં. અને મથામણ જોયા કરતાં. પણ એમણે એ અંગે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં. પણ ઘર છોડીને વિદાય લેવાની સુબોધની વાત સાંભળીને માતાનું હૃદય વિંધાઇ ગયું. ખૂણામાં બેઠા બેઠાં જાણે આદેશ આપતા હોય એ રીતે સૌ સાંભળે એમ એ બોલી ઊઠ્યાં: 'મારા દીકરાને કોઇ કોચવો મા! એને કોચવીને મારે કારજ કરવું નથી. ભલે દુનિયા મને વીંખી ખાય. મારો સોનાનો હાર વેચીશ તો એક નહીં પણ બે કારજ થાય એટલા પૈસા આવશે. એ રકમ તમને ઠીક લાગે એવા ધર્માદામાં વાપરી નાખજો. એટલે પૈસાની ભૂખે કારજ કર્યું નહીં એવું મેણું મારે સાંભળવું ન પડે. પણ કારજની કોઇ હવે વાત કરશો નહીં.'

સુબોધની બાએ વાતનો દોર અચાનક પોતાના હાથમાં લઇ લીધો અને કારજ ન કરવાનો પોતાનો આખરી નિર્ણય જાહેર કરી દીધો એથી સૌ સ્તબ્ધ બની ગયા. કોઇ કશું બોલવાની હિંમત કરી શક્યું નહીં.

નિરાશ બની, વિદાય લેવાની તૈયારી સાથે ઓશરીને કિનારે બેઠેલો સુબોધ વેણેવેણે વાત્સલ્ય, ખુમારી અને મક્કમતા ભરેલા માતાના બોલ સાંભળી, હર્ષાવેશથી ઊઠીને માતા પાસે દોડી ગયો, પ્રથમ ભાવપૂર્વક માતાને પ્રણામ કર્યા અને પછી એને ગળે બાઝી પડ્યો. મા-દીકરાનાં મન ભરાઇ આવ્યાં, અને મન મોકળું મૂકીને બન્ને હિબકે હિબકે રડી પડ્યા.

ગળે બાઝી પડેલા દીકરાને માથે હેતાળ હાથ ફેરવતી માતાના રૂદન વચ્ચે અસ્પષ્ટ બોલ સંભળાતા હતા: 'મારા દીકરાને કોચવીને મારે કંઇ કરવુ નથી.'

નરભેરામ મારો બાળપણનો મિત્ર. તેનું લગ્ન થયું કે મારે લાભુબહેન સાથે મનમેળ થઈ ગયો. આથી એ દંપતીના જીવન સાથે મારું જીવન તાણા-વાણા પેઠે વણાઈ ગયેલ. નરભેરામ અલગારી. લાભુ-બહેન ઠરેલ ને ઠાવકાં. બન્ને એકબીજાના પૂરક લાગે. તેમનું લગ્ન ઈર્ષા જન્માવે તેવું.

તેમાં સવારના પહોરમાં કાગળ આવ્યો. કાગળ હતો નરભેરામના ભત્રીજાનો. થોડી જ લીટીનો કાગળ. પણ વાંચતાં જાણે વજ્રપાત થયો. કાગળમાં લખ્યું હતું કે લાભુકાકીએ પોતાના હાથે અગ્નિસ્નાન કરી જીવનનો અંત આણેલ છે. બહુ અઘટિત બનાવ બનેલ છે પણ ઇશ્વરના ઘર આગળ કોઇનો ઉપાય નથી. આથી લાચારીએ સહન કરવું રહ્યું.

ઘડીભર હું દિગ્મૂઢ બની સૂનમૂન બેસી રહ્યો. મારે ન કોઈ, ન ઘરાળ. હું પરણ્યો જ ન હતો. મને લગ્ન એ જંજાળ ઉપરાંત પ્રપંચજાળ પણ લાગેલ કે જેમાં બે જીવ દંભના અંચળા ઓઢી આખું જીવન વિતાવે છે. કોઈ વ્યક્તિ સાથે ચોવીસે કલાક રહ્યા છતાં તેના પ્રત્યે ઘૃણા કેમ ન જાગે તે મારી સમ-જમાં ઊતરતું નહીં. અને લગ્ન અરસપરસની સગવડ માટેની ગોઠવણ માત્ર લાગતું અને તે સગવડમાં હકી-કતે સગવડ કરતાં અગવડ જ વેઠવી પડે છે તેમ મારી દૃઢ માન્યતા હતી. સ્નેહ અને સતીત્વની વાત નીકળતી તો હું એને હસી કાઢતો. કવિની કલ્પનાના એ ગપગોળા તરફ મને જરા પણ શ્રદ્ધા ન હતી. મારું ન પરણવાનું કારણ આ જ હતું.

મારી આ માન્યતાને લાભુબહેનના અગ્નિસ્નાને પુષ્ટિ આપી. જેનું જીવન જોઈ મારી માન્યતા ક્યારેક હલી જતી તે માન્યતાને તે જ જીવને જડબેસલાક કરી દીધી. દામ્પત્યભાવનામાં રૂપિયે પૈસો કહી શકાય તેવી ઝીણી શ્રદ્ધા દીવડી હતી તે જે હવાથી જલતી રહી હતી તે જ હવાની લહરથી બુઝાઈ ગઈ. મને આ બાબત કૈંક વિચાર આવવા લાગ્યા.

પ્રથમ તો એ વિચાર આવ્યો કે લાભુબહેનના જીવનમાં પહેલેથી જ અસંતોષની આગ હશે, તે કેટલો સમય ભારી શકાય? આજ લાંબા સમયની ભારેલી આગ એકાએક ભભૂકી ઊઠી અને લાભુબહેનને ભરખી ગઈ. પણ તુરત જ કેટલી ય સ્મૃતિ દોડતી આવી. કેટલા ય પ્રસંગ સ્મરણે ચડયા. તે બધામાં લાભુબહેનનું પૂર્ણ-પ્રસન્ન વદન મનોનયન સામે તરવરી રહ્યું. જાણે તે કહી રહ્યું હતું કે ભાઈ, મારા વિષે આવા ખોટા ખ્યાલ બાંધશો? મારે તુરત કબુલ કરવું પડયું કે ભારેલી આગ તો નહીં જ હોય, નહીંતર આટલી પ્રસન્નતા હોય નહીં.

ત્યારે બીજો વિચાર પ્રશ્ન રૂપે આવ્યો કે લાભુબહેનનું આંતરિક જીવન તેમના બાહ્ય જીવનથી ભિન્ન હશે? પણ તે વિચાર આવતા જ મને શરમ આવી. આવી નિખાલસ જીવન જીવી ગયેલ મિત્ર-પત્ની માટે આવો કોઇ વિચાર કરતાં શરમાવું જ જોઈએ.

ત્યારે શું લાભુબહેનને કોઈ બાબત નિરાશા થઈ હશે? લાભુબહેનને, વળી નિરાશા કેવી! લાભુબહેન જે મળે તેમાં સંતોષ માનનારા જીવ. તે કોઇ બાબત આશા સેવે નહીં. જે મળે તેમાં સંતોષ. તે નિરાશ થાય જ શી રીતે? લાભુબહેન નિયમિત પૂજાપાઠ ન કરતાં તે ખરું. નરભેરામ હોય ત્યારે પૂજાપાઠ કરવાનો ક્રમ તેનો. પણ નરભેરામની ગેર-હાજરીમાં નરભેરામ જે રીતે પૂજાપાઠ કરતો તે જ રીતથી લાભુબહેન અચૂક પૂજાપાઠ કરે. તેમાં સહેજ પણ ખામી ન આવવા દે. આવા ભાવિક ભક્ત કોઇ બાબત નિરાશ થઇ આપઘાત કરે તે સંભવિત જ નહીં. વળી લાભુબહેનની ઉંમર પણ કયાં ઓછી હતી? નહી નહીં તોય પચાસની આસપાસ તો હશે જ.

ત્યારે લાભુબહેનના અગ્નિસ્નાનનું એક જ કારણ હોઈ શકે અને તે નરભેરામનો તેમના પ્રત્યેનો દુર્વ્યહાર. મારી સ્મૃતિઓએ મારા આ વિચારને ટેકો આપ્યો. નરભેરામ અલગારી માણસ. મુંબઈમા નવ મહિના શેરબજારમા કામ કરે. પછી બે ત્રણ મહિના મુંબઈમા જ આરામ કરે. પણ બાકીના છ મહિના લાભુબહેનને દેશમા પોતાના બાપદાદાના મકાનમા મૂકી હિમાલય તરફ ચાલ્યો જાય. ગંગા ગોદાવરીના તટે નિવાસ કરે, ગિરનારની કોઈ ગુફામા બેસી જાય કે કાયમ પરિભ્રમણ કરતો રહે છેલ્લે છેલ્લે ત્રણેક વરસથી તેણે લાભુબહેનને દેશમા જ રાખ્યાં હતા. મુંબઈમા પણ હવે મહિનો માસ જ તે શેરબજારનુ કામકાજ કરતો. પછી મહિનો બે મહિના દેશમા રહેતો અને બાકીનો બધો સમય તેની ઉપર કહી તે ભગતી રખડપટ્ટીમા ગાળતો. લાભુબહેન શુ કરે? મુંબઈમા જીંદગી ગાળી તેથી ગામડા ગામમા કંટાળી ગયા હશે નરભેરામને આમ રખડપટ્ટી ન કરવા કહ્યુ હશે. નરભેરામ માન્યો નહીં હોય અને છેલ્લે કંટાળીને આ પગલુ ભર્યું હશે.

મનમાં આ જ વિચાર ઘોળાયા કર્યા આખર નરભેરામ લાભુબહેનથી કંટાળી ગયો હશે કે શ? ક્યા તેનો રખડુ અલગારી જીવ અને ક્યા ઠરેલ ને હાવકાં લાભુબહેન! મેળ કેમ મળે? છેલ્લે મનમેળની પોકળતા ખુલ્લી પડી ગઈ હશે? બહુ વિચારને અતે આ જ કારણ, તેમ ખાત્રી થઈ અને આથી નરભેરામ મારો પરમ મિત્ર હોવા છતા તેને મનમા ને મનમા એક બે સુણાવી દીધી.

ત્યા બીજે દિવસે નરભેરામનો કાગળ આવ્યો. તેનો કાગળ હતો માત્ર બે લીટીનો. તેમા લખ્યું હતું કે લાભુનુ અગ્નિસ્નાન તારા માટે પણ માનસિક અગ્નિસ્નાન હશે. તું જે તે વિચાર ન કરે એટલા માટે લાભુનો છેલ્લો પત્ર તને બીડું છુ.

આ ટૂંકા પત્ર સાથે લાભુબહેને અગ્નિસ્નાન કરતા પહેલા લખેલો પત્ર હતો. પત્ર નરભેરામને ઉદ્દેશીને હતો. પત્રનું મથાળુ હતુ, મારા પરમ પ્રિયજન. પછી પોતાના પરમ સૌભાગ્યની વાત લખી ગત જીંદગીના સુખમય દિવસોને યાદ કર્યા હતો. બાદ લખેલ કે મારી સમગ્ર જીંદગી તમારી જીંદગી સાથે એકરૂપ કરવા મથી રહી છું. એક વાજિંત્ર બીજા વાજિંત્ર સાથે સૂર અને તાલ મિલાવી વાગવા મથે તેમ. આથી જાગતો સુરીલ અને મધુરો રાગ કેટલા સમજી શકશે, કેટલા માણી શકશે? આ પરમ સદ્‌ભાગ્ય મને મળ્યુ. આ રીતે હુ તમારું સતત સાનિધ્ય માણી શકી અને હજી ય માણી રહી છું. પણ હમણાં છેલ્લા ત્રણ વર્ષથી હુ જોઉં છુ કે તમારું ચિત્ત હિમાલયના તીર્થસ્થાનોમા ઘૂમતું રહે છે, ગિરનારની ગુફા જાણે તમને સાદ કરી બોલાવ્યા કરે છે, ગંગા, જમુના, ગોમતી, કાવેરી વિગેરે પુનિત નદીઓના નીર તમારી રાહ જોઈ જોઈ વહ્યે જાય છે. તમારો ભગવો રંગ વધારે ને વધારે ઘેરો બને છે હું આ સ્પષ્ટ જોઈ શકું છું કારણ કે તમારા જીવન સાથે મેં મારા જીવનનો તાલ બરાબર મેળવેલ છે. હું આથી પણ વિશેષ હકીકત જોઈ શકું છું. તમારે એ તમારા હૃદયના ખરા રંગને થોડા સમય માટે પરાણે અળગો રાખી મહિનો માસ મુંબઈ શેરબજારમાં જવુ પડે છે, અહીં દેશમાં આવી મારા પાસે રહેવુ પડે છે. તમારી ગેરહાજરીમા તમારા પૂજાપાઠ ચાલુ રાખી તમારી સાધનાને ખંડિત ન બનવા દેનાર હું આજે તમારી સાધનામાં બાધારૂપ બની છુ. જે જીવન તમારા જીવન સાથે તાલ મિલાવતું રહ્યુ છે તે હવે તાલ મિલાવી શકતું નથી, કારણ કે તમારા ભગવા રંગની ઘેરાઈ સાથે તેને તાલ મિલાવવો અશક્ય લાગે છે. મારું સ્ત્રીનું ખોળિયું છે. તમારી માફક પરિભ્રમણ કરી શકવાની મારી ગુંજાશ નથી. મારો ઉછેર જ એ પ્રકારનો છે કે તે હુ કરી શકુ નહીં. તમારી સાથે ફરું તો તમારા કંઠમા માત્ર ઘંટીનું પડ બની જાઉં. હુ જ્યાં હોઉં ત્યા તમે આવ્યા વિના અને મારી ફિકર કર્યા વિના રહી શકો નહીં તેવો તમારો મારા પ્રત્યેનો ઉત્કટ રાગ હું જાણું છું. ત્યારે મને થાય છે કે મારું કર્તવ્ય શું? જવાબ માટે મારે રાહ જોવી પડી નથી. જવાબ મળી ગયો છે કે સાધનામા રુકાવટ રૂપ થવાય નહી માટે ખસી જવુ. ખસી જવાનો એક જ માર્ગ છે અને તે એ કે આ

ખોળિયું ત્યજી દેવાનો. આ મારા માટે અગ્નિપરીક્ષા છે. પતિના મૃત દેહ પર ઘણી સ્ત્રીઓએ અગ્નિસ્નાન કરેલ છે. કારણ તો એ જ કે પતિ વિનાનું જીવન તેમને નિરર્થક લાગેલ. ત્યારે મારે તો અગ્નિસ્નાન માટે વિશેષ કારણ છે મારું જીવન માત્ર નિરર્થક નથી પણ તમારી સાધનાને બાધારૂપ છે. તમને અવરોધક હોય તેવું જીવન હું કેમ ટકાવી શકું? મારું આ આત્મવિલોપન આર્ય સ્ત્રીના આદર્શને અનુરૂપ છે. એટલા માટે જ મેં જીવનનો અંત લાવવા અન્ય માર્ગ કરતાં અગ્નિસ્નાનનો માર્ગ પસંદ કરેલ છે. મારું આ પગલું પસંદ ન પડે તો ક્ષમા કરવા વિનંતી છે. હું તો જનમોજનમ તમારી છું અને રહીશ. આવતા જનમે વધારે સુમેળ સાધતાં જીવન મળશે તેવી ખાત્રી સાથે તમારી વિદાય લઉં છું, મારા પરમ પ્રિયજન.

આ પત્ર નીચે નરભેરામે બે લીટી લખેલ કે કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહી કે તેનો આવો વિચાર હશે. છેલ્લે સુધી તદ્દન સ્વાભાવિક વર્તન હતું, તેથી આ વાતનો અણસારો ય કોને આવે? બારણું તોડી ઓરડામાં દાખલ થયા તો પદ્માસન વાળેલ શરીર એક બાજુ ઢળી પડ્યું હતું. ઉંહકારો સરખો કરેલ નહીં. જ્વાળા દેખાણી ત્યારે જ ખબર પડી. મારા મનમાં શું થાય છે તે શું કહું? ભગવો રંગ તે અગ્નિનો રંગ છે. તે રંગનો અંગિકાર તો કરું ત્યારે ખરું, પણ તે પહેલાં મારી અગનપરીક્ષા થઈ રહી છે. હું બળું છું, સળગું છું.

નરભેરામની વ્યથા હું કંઈક અંશે કળી શકું છું. પણ બીજી જ પળે એમ થાય છે કે તેનું માનસ હું દામ્પત્યને ડોળ માનનાર શી રીતે કળી શકું? હું તો મારા મનોભાવ કળી શકું તોય બસ. તીવ્ર વ્યથા ઉપરાંત એટલું તો જણાય છે કે મેં આખા જીવન સુધી વાગોળી રાખેલા દામ્પત્ય સ્નેહ અને સતીત્વ વિષેના મારા વિચારો જાણે અગ્નિસ્નાન કરી રહ્યા છે.' આથી વિશેષ કાંઈ સૂઝતું નથી.

---

૧૯૩૦મા સત્યાગ્રહની લડત ચાલુ હતી. સવિનય કાનૂન ભંગની દૃષ્ટિએ બીન જકાતી મીઠું લાવીને વેચવું એ સત્યાગ્રહની લડતનો મુખ્ય કાર્યક્રમ હતો. સત્યાગ્રહી સૈનિકો બીન જગાની મીઠું લાવીને બજારમાં વેચવા બેસે, પોલીસને ખબર પડે એટલે આવીને મીઠું જપ્ત કરે સત્યાગ્રહી સૈનિકોની ધરપકડ કરે. ક્યારેક મારઝૂડ પણ થાય.

"બીન જગા...તી મીઠું લ્યો બીન જગા..તી મીઠું..." નિત્યક્રમ મુજબ બારસાગાના ગેધાણી ચોકમા બે સત્યાગ્રહી સૈનિકો સવિનય કાનૂન ભંગ કરવા માટે મણ જેટલુ બીન જગાની મીઠું લઈને વેચાણ કરવા બેઠા હતા.

"દસ શેર મીઠું જોખો!" લાકડીને ટેકે ચાલતા એક ડોશીમાએ આવીને કહ્યુ

સામે દૂરથી પોલીસો મીઠું જપ્ત કરવા દોડાદોડ આવતા દેખાયા. પોલીસ આવી પહોચે ત્યાર પહેલાં ડોશીમાને મીઠુ આપી રવાના કરવાના આશયથી સૈનિકે દાળડામા દસ શેરી મૂકી ઉતાવળે ઉતાવળે મીઠું જોખ્યું. ડોશીમાએ પાથરેલ લુગડામાં એ મીઠું ઠલવવા જાય છે ત્યા મીઠું ઓછુ જોખાણુ છે એમ લાગવાથી ડોશીમા બોલી ઊઠયાઃ "બેટી ઉતાવળ કરો મા, સરખો તોલ કરો ભાઈ!"

"માજી! આ કંઈ મીઠાનો વેપાર નથી, માથા સાટેનો ખેલ છે. પાશેર આમ કે પાશેર તેમ, એની ધડ કરો મા!" પોલીસની ટૂકડી નજીક આવી રહેલી જોઈને સૈનિકે ડોશીમાને મીઠું આપવાની ઉતાવળ કરતા કહ્યું.

"બજારમાં મળે છે એના કરતાં આ મીઠું સસ્તું મળે છે એમ ધારીને હું નથી આવી. તમે માથા સાટે મીઠું વેચવા બેઠા છો એ હું જાણું છું. પણ હુંય માથા સાટે મીઠું લેવા આવી છું, હો! ઓછું શીદને લઉં? સરખું જોખ માડી!"

અને કાંટોકાંટ દશ શેર મીઠું જોખાવી, ફાંટમાં લઈને, પોલીસ આવે ત્યાર પહેલાં ડોશીમા લાકડી હાથમાં લઈને ઉતાવળે ઉતાવળે રવાના થઈ ગયાં. —પ્રવાસી

# તામિલ કવિઓ

નાથુભાઈ જાદવ

ભારતની વિભિન્ન ભાષાના અનેક કવિઓમાં તામિલભાષી કવિઓનું સ્થાન પણ આજે મોખરે છે. ઉત્તમ કાવ્ય શૈલીમાં જનતાને સુંદર, સંસ્કારી સામગ્રી આપવા ઉપરાંત ભક્તિમાર્ગને સાચી માનવતાનું દિશા સૂચન આપનારી કવિતાઓ આજે પણ દક્ષિણભારતમાં પ્રચલિત છે.

કવિઓના જીવન મોટે ભાગે સાત્વિક અને કલ્યાણકારી સિદ્ધાંતોથી મઢેલા હોય છે. જેનું દર્શન તેમની રચનાઓમાં મૂર્તિમંત બને છે.

તામિલ કવિઓમાં મહાકવિ વલ્લુવરનું સ્થાન શીર્ષસ્થ છે. તેમણે લખેલો અમરગ્રંથ 'કુરલ' તામિલમાં વેદ તરીકે મનાય છે. તેઓના જીવનની ઘણી વાતો પ્રચલિત છે. જેમાંથી કેટલીક રસપ્રદ અને બોધદાયક છે.

કવિ વલ્લુવર વણકર જાતિના હતા. પછાત જાતિમાં જન્મ લેવાને કારણે તેમને લખેલા ગ્રંથ 'કુરલ'ને સાહિત્ય ક્ષેત્રમાં મૂકવામાં ઘણી જ મુશ્કેલી પડી હતી. જેને છેવટે સુંદર સફળતા પ્રાપ્ત થઈ.

## એક વાટકો પાણી અને સોય

વલ્લુવરની પત્નીનું નામ વાસુકી હતું. તે ઘણી પતિવ્રતા નારી હતી. પતિની સેવા કરવી અને તેના વચનનું પાલન કરવું. એ તેનો સિદ્ધાંત હતો. લગ્નને દિવસે સૌ પ્રથમ તેણીએ વલ્લુવરને ભોજનની થાળી પીરસી ત્યારે વલ્લુવરે કહ્યું:

'મારી ભોજનની થાળી સાથે, હંમેશા એક પાણી ભરેલો વાટકો અને સોય રોજ મૂકતા રહેજો.'

વાસુકીએ જીવન પર્યંત પતિની આ આજ્ઞાનું પાલન કર્યું. પણ કદિપણ તેનું કારણ ન પૂછ્યું. પરંતુ જ્યારે વાસુકીના જીવનની અંતિમ ક્ષણો આવી; ત્યારે વલ્લુવરે પૂછ્યું:

'તમારે કાંઈ જોઇએ છે? તમારી કોઈ અંતિમ ઇચ્છા છે?'

'હા, એક વાત પૂછવી છે. લગ્નને દિવસે આપે મને જમતી વખતે નિત્ય એક વાટકો પાણી અને સોય મૂકવા કહ્યું હતું. મેં તે કામ પ્રતિદિન કર્યું છે. મારી ઇચ્છા આજે એ વાત જાણવાની છે, કે તે બે વસ્તુ આપ શા માટે રાખતા હતા? તમે એ વાત જણાવશો, તો હું શાંતિથી મરી શકીશ.'

વાસુકીના અંતિમ પ્રશ્નનો શાંતિપૂર્વક જવાબ આપતા વલ્લુવરે કહ્યું:

'મેં એટલા માટે પાણી ભરેલો વાટકો અને સોય રાખવા કહ્યું હતું કે, જમવાનું પીરસતા કદાચ ભાતના દાણા નીચે પડે તો તેને સોયથી ઉઠાવીને પાણીમાં ધોઇ ફરી ખાય શકું. પરંતુ તું એટલી કાર્યદક્ષ છે કે, હું એકપણ દિવસ તે સોય અને પાણીનો ઉપયોગ કરી શક્યો નથી.

કવિ અને કવિપત્નીના જીવનની આ નાનીશી વાત પણ કેટલી ઉત્તમ છે.

## સીત્તલે સત્તનારના માથા ઘા

સીત્તલે સત્તનાર, કવિ હતા. તેઓ માત્ર કવિ જ નહી, એક આદર્શ આલોચક પણ હતા. તેઓએ પોતાનું આખું જીવન સાહિત્યની સેવામાં અર્પિત કરી દીધું હતું.

સાહિત્યમાં દોષ કે ભૂલ હોય તો તે સહન કરી શકતા ન હતા. દોષિત સાહિત્યને સત્તનાર જોઇ શકતા ન હતા.

પરંતુ આલોચક, કવિને શું દંડ કરી શકે? જેથી આ પ્રકારની ભૂલની શિક્ષા તે સ્વયં પોતાની જાતને કરતા હતા. કોઇપણ કવિની કવિતાની આલોચના કરતી વખતે કૃતિમાં જ્યારે પણ દોષ જુએ, ત્યારે દુઃખી થઇને કલમ વડે પોતાના માથામાં છેદ—ઘા કરતા રહેતા. અર્થાત દોષપૂર્ણ સાહિત્યને

જોતું તેમાં પોતાનું દુર્ભાગ્ય સમજતા હતા.

આ કારણે તેમનું માથું હંમેશા ઘાથી ભરેલું રહેતું હતું. અને ઘામાંથી લોહી–પરુ વહેતું રહેતું.

આથી કેટલાક લોકો તેમને 'ઘવાયેલા માથાવાળા' કવિ પણ કહેતા.

## કવિ આદિવીરરામ

કવિ આદિવીરરામ, રાજા પાણ્ડિયનના નાના ભાઇ હતા, તેમણે તામિલમાં 'નૈષધમ્' નામના મહાકાવ્યની રચના કરી. તેમણે એક અલગ રાજ્ય સ્થાપિત કર્યું હતું. તેમના ભાભી પણ મહાપંડિતા અને કવયિત્રી હતી.

'નૈષધમ્' કાવ્ય લખીને આદિવીરરામે તે પોતાની ભાભીને સમીક્ષા માટે મોકલ્યું. ભાભીએ તે કાવ્ય પાછું મોકલ્યું. અને લખ્યું કે, 'કાવ્ય શિકારી કૂતરા જેવું છે!'

આથી કવિએ તે કાવ્ય સુધારીને ફરી પાછું ભાભી ઉપર મોકલ્યું. આ વખતે પણ ભાભીએ તે કાવ્ય પાછું મોકલ્યું. અને લખ્યું કે, 'કાવ્યનો પ્રવાહ દોડતા ઘોડા જેવો છે!'

આથી આદિવીરરામને પોતાનું સખત અપમાન થતું લાગ્યું. ક્રોધમાં આવી તેને પોતાના મોટાભાઇના રાજ્ય ઉપર ચઢાઇ કરીને પોતાની ભાભીના ગર્વનું ખંડન કરવા વિચાર્યું. અને વિશાળ સેના સાથે મોટાભાઇના રાજ્યમાં પ્રવેશ કર્યો.

મોટાભાઇને આ વાતની જાણ થતાં જ તે સામે આવ્યા અને જણાવ્યું કે, 'ભાઇ! યુદ્ધની શી જરૂર છે. નાહક લોહી રેડવાથી શો ફાયદો? આ રાજ્ય હું તમને સોંપું છું. અને હું ગાઢ જંગલમાં ચાલ્યો જાઉં છું.'

નાનાભાઇએ ભાભી તરફથી થયેલ અપમાનની વાત મોટાભાઇને કહી.

રાજા પાણ્ડિયને પોતાની રાણીને આ બાબત પૂછી. તો તેણે જણાવ્યું કે:

'પહેલી વાર જ્યારે તેમણે 'નૈષધમ્' લખ્યું ત્યારે તેની ગતિ મહાકાવ્યને અનુકૂળ ન હતી. શિકારી કૂતરાની જેમ પ્રથમ તો તેની ગતિ અત્યંત ગતિમાન હતી. પરંતુ પાછળથી ધીરે ધીરે શિથિલ પડી ગઇ હતી.

'બીજી વાર કૃતિની ગતિ દોડતા ઘોડા જેવી હતી. જે પહેલા ધીમી હતી, પરંતુ પાછળથી દ્રુતગામી થઇ ગઇ હતી!'

આ વાત જાણી મહાકવિ આદિવીરરામે ક્ષમા માગી. અને ફરી 'નૈષધમ' મહાકાવ્ય લખ્યું. જે તામિલ સાહિત્યનો અમર કાવ્યગ્રંથ બન્યો.

---

## ભક્તિ એ જ સર્વશ્રેષ્ઠ

વડોદરામાં રાજમહેલ રોડ પર આવેલા પ્રદર્શન મેદાનમાં હમણાં પચમહાયજ્ઞ યોજવામાં આવ્યો હતો. એ વેળા મંડપમાં હજારો ભક્તોની હાજરીમાં ગુજરાતના ભૂતપૂર્વ નામચીન ડાકુ ધનો જે હવે ધન્નો ભગત બની ગયો છે. તેણે બોલતાં જણાવ્યું હતુ કે; 'જ્યારે હું ડાકુ હતો, લૂંટારૂ હતો અને લોકોના ગળા પર તલવાર વીંઝતો હતો ત્યારે મને ધન તો મળતું હતું; પણ આત્માની શાંતિની ભૂખ મને હરહંમેશ સતાવતી હતી. એ વેળા મેં કદી શાંતિનો અનુભવ કર્યો ન હતો. મારી પાસે ધન હોવા છતાં પણ મને સુખ ચેન નહોતાં. પણ જ્યારથી હું પ્રભુના ચરણે આવી પડ્યો છું ત્યારથી મને નવજીવન મળ્યું છે અને મને લાગ્યું છે કે ભક્તિ એ જ સર્વશ્રેષ્ઠ માર્ગ છે. હવે હું છાતી ઠોકીને કહી શકું તેમ છું કે પ્રભુભક્તિ એ જ વાસ્તવિક સુખનો સ્રોત છે.'.

ધન્ના ભગતની આ નાનકડી વાતે મહાન પંડિતોના લાંબા ભાષણો કરતાં પણ હાજર રહેલા ભક્તગણ પર વધારે અસર કરી હતી.

—રશ્મિન મહેતા

# શીલં પરમ ભૂષણમ્

એમ૦ એમ૦ ભાવસાર

શીલ એટલે સદાચાર—ચારિત્ર્ય. જે પ્રજા શીલ ગુમાવે છે; તે પ્રજા નાશ પામે જ છે. શીલહીન રાષ્ટ્રો પણ છાણમાં ઉત્પન્ન કીડાની માફક જ અલ્પકાળમાં નાશ પામે છે. શીલ જ ઉન્નતિ તેમજ મહાનતા પ્રાપ્ત કરાવવા સમર્થ છે, આ બધું જાણવા છતાં આપણે તે તરફ દુર્લક્ષ આપી રહ્યા છીએ. સખેદ કહેવું પડે છે કે ધીમે ધીમે કેમ જાણે આપણામાંથી શીલ પલાયન થવા માંડયું છે!

શીલ ગુમાવી આપણે ઉન્નતિ અને મહાનતા પ્રાપ્ત કરવાના પ્રયત્નો ગમે એટલા કરીએ; પરંતુ તે ધૂમાડામા ભરેલ બાચકા સમાન જ થઇ જવાના છે. શીલ ગુમાવનાર સર્વસ્વ ગુમાવી બેસે છે અને તેને પ્રાપ્ત કરનાર સઘળું પ્રાપ્ત કરી શકે છે. ત્રણે લોકનું રાજય કરવાને પણ તેને સમર્થ બનાવે છે, મહાન બનાવે છે, ઉન્નતિને ઓવારે પહોંચાડે છે.

રાજ્યહીન દુઃખી ઇન્દ્રને કેવી રીતે ત્રણે લોકનુ રાજય પ્રાપ્ત થયુ હતું અને તેમાં શીલનો કેટલો ફાળો હતો તે આપણે જોઇએ.

'ચડે તે પડે' એ ન્યાયે કોઇ એક વખતે દેવાધિદેવ ઇન્દ્ર પાસેથી ત્રણે લોકનું રાજય ચાલ્યું ગયુ અને તે રાજય પ્રહ્લાદના હાથમાં આવી પડયું! પ્રહ્લાદ તો રાક્ષસપુત્ર! વળી રાજય ગુમાવવાનું દુઃખ ઇન્દ્રને કોરી રહ્યું હતું. આમ ઇન્દ્રને દ્વિવિધ દુઃખ આવી પડયુ; તેથી દુઃખી થતા ઇન્દ્ર દેવતાઓના ગુરુ બૃહસ્પતિ પાસે ગયા. તેમણે હાથ જોડયા. અને બોલી ઊઠયા, 'આપ મારા પર કૃપા કરો. મારુ કલ્યાણ થાય એવો કોઇ માર્ગ મને બતાવો.'

બૃહસ્પતિએ એમને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો અને કહ્યું કે સંસારમાં સૌથી સારો અને કલ્યાણકારી માર્ગ છે આત્મજ્ઞાનનો. પરંતુ ઇન્દ્રને આથી શાનો સંતોષ થાય? તેમણે બીજો પ્રશ્ન પૂછયો, 'આત્મજ્ઞાનથી વિશેષ હિતકારી બીજો કોઇ માર્ગ છે ખરો?'

બૃહસ્પતિએ જવાબ આપ્યો, 'હા, છે તો ખરો. પરંતુ તેને માટે તો તમારે અસુરોના ગુરુ શુક્રાચાર્યને મળવું જોઇએ. તેમને મળો. તે એ માર્ગ બતાવશે.'

ઇન્દ્ર તો દોડયા શુક્રાચાર્ય પાસે. બૃહસ્પતિને પૂછેલ પ્રશ્ન જ તેમણે શુક્રાચાર્યને પણ પૂછયો. તેમણે ય આત્મજ્ઞાન પર ભાર મૂકયો. ઇન્દ્ર આવ્યા હના નવું જાણવા. જૂનું વાગોળવા નહીં. અહીં પણ એમને એનું એ જ જ્ઞાન મળ્યું! તેમને સંતોષ શાનો થાય? તેમણે બીજો પ્રશ્ન પૂછયો, 'આત્મજ્ઞાન કરતા વિશેષ કલ્યાણકારી બીજો કોઈ માર્ગ છે ખરો?'

શુક્રાચાર્યે જવાબ આપ્યો, 'છે, કેમ ન હોય બીજો માર્ગ! પરંતુ એને માટે તો તમારે અસુરોના રાજા પ્રહ્લાદને મળવું પડશે. તેમને મળો. તે તમને બતાવી શકશે.'

ઇન્દ્રને વિચાર આવ્યો: મહામૂલી વસ્તુ પ્રાપ્ત કરવા તો નાના થવું જોઈએ. જો હું મોટો થઇને જઇશ તો કદાચ મને તે નહી મળે તેથી તેમણે વિદ્યાર્થીનું રૂપ ધારણ કર્યું, અને પ્રહ્લાદની સભામાં ગયા. નવાગંતુકને જોઇને પ્રહ્લાદ તો ખુશ થઇ ગયા. એક દિવસે તેમણે જ્ઞાનનું સઘળુ તત્ત્વ પેલા નવા વિદ્યાર્થીને સમજાવી દીધું. છતા ય ઇન્દ્રને તો સંતોષ ન થયો તે ન જ થયો. એટલે એક દિવસે ઇન્દ્રે ધીમેથી પ્રહ્લાદને પૂછયુ, 'કયા ગુણને કારણે આપને આ ત્રિલોકનું રાજય પ્રાપ્ત થયુ છે?'

પ્રહ્લાદ ધીમે ધીમે સમજાવવા લાગ્યા 'હુ રાજા હોવા છતા કદી બ્રાહ્મણોનું અપમાન

કરતો નથી. વડીલોને માન આપું છું. હું એમના આદેશો પ્રમાણે વર્તું છું. એમની બધી વાતો ખૂબ ધ્યાનથી સાંભળું છું. ફળ સ્વરૂપે મને તેમના પાસેથી હંમેશાં જ્ઞાનામૃત મળતું રહે છે એ જ કારણે હું રાક્ષસોથી મહાન બની શક્યો છું અને રાક્ષસો પર પણ રાજ્ય કરી શકું છું. આવી જ્ઞાનધારા જ અમર પદ પ્રદાન કરે છે, તે જ અનુપમ અને દિવ્ય દૃષ્ટિ અર્પે છે, અને અંતે કલ્યાણ કરે છે આ 'શીલ'ને લીધે જ મને ત્રણે લોકનું રાજ્ય મળ્યું છે'

આમ કહી, આવેલ વિદ્યાર્થી પર પ્રસન્ન થઈ પ્રહ્લાદે તેને કહ્યું, 'હું પ્રસન્ન છું. માગ, માગ. માગે તે આપું.'

ઈન્દ્રને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. એમને જોઈતી વસ્તુ હતી 'શીલ.' તેમને બીજાની જરૂર પણ ક્યાં હતી? તે બીજું માગે પણ શું? તેમણે નિર્ણય કરી લીધો: ત્રણે લોકનું રાજ્ય અપાવનાર 'શીલ' જ માગી લઉં. 'શીલ' તેમની દૃષ્ટિ સમક્ષ રમી રહ્યું

ઇન્દ્રે ડાહ્યાઈથી કહ્યું, 'મારે બીજા કશાની જરૂર નથી જો આપવું જ હોય તો આપનું 'શીલ' મને આપો.'

આ વરદાન મંગાવાથી પ્રહ્લાદને આશ્ચર્ય થયું અને સાથે સાથે દુઃખ પણ. પરંતુ હવે તેઓ કાંઈ કરી શકે એમ ક્યાં હતું-તેઓ અસમર્થ હતા બીજું કરવાને તેઓ વચનથી બંધાઈ ચૂકેલા હતા. તેમણે માનસિક સંકલ્પ કરીને પોતાનું 'શીલ' આવેલ વિદ્યાર્થી રૂપધારી ઇન્દ્રને આપી દીધું.

વરદાન માગી ઇન્દ્ર ચાલ્યા ગયા. તેમના ગયા પછી પ્રહ્લાદના શરીરમાંથી એક બળવાન અને દિવ્ય મૂર્તિ એકાએક બહાર નીકળી અને બોલી ઊઠી, 'હું તમારું શીલ છું, હું હવે પેલા વિદ્યાર્થી પાસે જાઉં છું.' કહી શીલ અંતર્ધાન થઈ ગયું.

શીલ જતાં તરત જ બીજી જ્યોતિમય મૂર્તિ પ્રહ્લાદના શરીરમાંથી નીકળી તેમની સામે ખડી થઈ ગઈ, અને બોલી, 'હું તમારો ધર્મ છું. જ્યાં શીલ ત્યાં ધર્મ. મારો નિવાસ શીલ પાસે શોભે.'

આટલું કહી તે મૂર્તિ પણ અદૃશ્ય થઈ ગઈ.

એના પછી ત્રીજી મૂર્તિ!

'હું છું સત્ય. જ્યાં શીલ અને ધર્મ ત્યાં મારું સ્થાન.' કહી તે મૂર્તિ પણ અલોપ થઈ ગઈ.

ત્યાં તો ચોથી મૂર્તિ પ્રહ્લાદના શરીરમાંથી પ્રકટી અને કહ્યું, 'હું છું સત્યસંકલ્પ. મારી દોસ્તી છે સત્ય સાથે હું ય જાઉં છું.'

તે મૂર્તિ પણ ચાલી ગઈ!

પછી... ...

અચાનક એક ભયંકર ધડાકો થયો અને એક મૂર્તિ ફૂટી નીકળી, પ્રહ્લાદના શરીરમાંથી. તે બોલી, 'હું બળ છું. સંકલ્પ ત્યાં મારું સ્થાન હોય. જાઉં છું.'

આમ શીલ જતા અનેક સુતત્ત્વો પ્રહ્લાદના શરીરમાંથી પલાયન થઈ ગયાં. છેવટે પ્રહ્લાદના શરીરમાંથી એક દિવ્ય જ્યોતિ પ્રકટ થઈ અને કહ્યું 'હું છું શ્રી હું બળ હોય ત્યાં રહું છું. હું જાઉં છું.'

પ્રહ્લાદ આ બધું શું થાય છે તે ચલચિત્ર જોતા હોય એમ અવાક બની જોઈ રહ્યા. અચાનક જ તેમને કાંઈક વિચાર આવતા શ્રીને રોકી અને પૂછ્યું, 'મારી પાસેથી શીલનું દાન લઈ જનાર એ વિદ્યાર્થી કોણ હતો?'

શ્રીએ ધીમેથી જવાબ આપ્યો, 'એ નહોતો કોઈ વિદ્યાર્થી, એ તો હતા દેવાધિદેવ ઇન્દ્ર. આપને ઠગી તેઓ ચાતુરીથી આપનું રાજ્ય લઈ ગયા.'

'હેં.'

'હા, તમે શીલ આપ્યું એટલે બધું આપ્યું. ધર્મ, સત્ય, વ્રત, સંકલ્પ, બળ, શ્રી બધું જ આપી દીધું. શીલમાં જ બધા ગુણોનો

વાસ છે. શીલ ત્યાં સર્વ છે જ્યાં શીલ નથી ત્યાં કાંઈ નથી.'

કહી શ્રી પણ ચાલી ગઈ.

આપણે પણ સર્વ ગુણસુંદર એવા શીલને સેવીશું તો મહાન બની શકીશું. આપણે મહાન બનીશું બીજાને મહાન બનાવીશું અને રાષ્ટ્રને સર્વશ્રેષ્ઠ મહાનરાષ્ટ્ર પણ બનાવી શકીશું. શીલ તો બધું જ આપનાર અને બધે સ્થળે આપણું મહામૂલું ધન છે.

વિદેશેષુ ધનં વિદ્યા વ્યસનેષુ ધનં મતિઃ।
પરલોકે ધનં ધર્મઃ શીલં સર્વત્ર વૈ ધનં॥

વિદેશોમાં વિદ્યા ધન છે, દુઃખોમાં બુદ્ધિ ધન છે, પરલોકમાં ધર્મ એ ધન છે, પરંતુ 'શીલ' તો સર્વ સ્થળે આપણું મહામૂલું ધન છે.

શીલ એ આપણું શ્રેષ્ઠ આભુષણ છે.

શીલં પરમ ભૂષણમ્।

---

## દેશી ભાષામાં વાત કરો ને!

માધ્યમિકસ્તરના બે ભાઈઓ સરકારી કામે અમદાવાદ ગયા. સ્ટેશનની સામે આવેલી એક ધર્મશાળામા ઉતરી, નાહી ધોઈ, તેઓએ સરકારી કચેરીમા જવા માટે એક રીક્ષા ભાડે કરી.

"ક્યા જવું છે?" બન્ને ભાઈઓ રીક્ષામા બેઠા એટલે રીક્ષાવાળાએ સવાલ કર્યો

'સચિવાલય' બેમાથી એકભાઈએ ટૂંકો ઉત્તર આપ્યો.

'સચિવાલય ક્યા આવ્યુ?' રીક્ષાવાળાએ ફરી પ્રશ્ન કર્યો

'બધી સરકારી કચેરીઓ બેસે છે એ.' બીજા ભાઈએ સ્પષ્ટતા કરી

થોડીવારે રીક્ષાવાળો સરકારી કચેરીના કમ્પાઉન્ડમાં આવીને ઊભો રહ્યો.

બન્ને ભાઈઓએ તપાસ કરી તો જાણવા મળ્યુ કે આ સચિવાલય નથી પણ સિવિલ હોસ્પિટલ છે અને સરકારના કેટલાક ખાતાની કચેરીઓ જ અહીં બેસે છે.

ફરી બન્ને ભાઈઓ રીક્ષામા આવીને બેઠા અને રીક્ષાવાળાને કહ્યુ કે "આ સચિવાલય નથી. અમારે તો સચિવાલયમા જવુ છે."

"તમે કહ્યુ કે સરકારી કચેરીઓ બેસે છે ત્યા જવુ છે. અહીં સરકારી કચેરીઓ બેસે છે એટલે હુ અહી લઈ આવ્યો." રીક્ષાવાળાએ રીક્ષા હંકારતા હંકારતા કહ્યુ.

થોડી વારમા એણે બીજી એક મોટી ઇમારતના કમ્પાઉન્ડમા જઈને રીક્ષા ઊભી રાખી.

બન્ને ભાઈઓએ રીક્ષામાથી ઉતરીને તપાસ કરી અને નિરાશ વદને તુરત જ પાછા ફર્યા.

'કા આ તમારુ સચિવાલય ખરૂ ને?' રીક્ષાવાળાએ ઉત્સુકતાપૂર્વક પૂછ્યુ.

ના રે ના અહીં પણ સરકારની એક બે કચેરીઓ જ બેસે છે સચિવાલય આ નહી

'હવે ત્રીજી જગ્યા તો મારા ખ્યાલમા નથી. કાંઈક એંધાણ આપો તો સૂઝકો પડે.' રીક્ષાવાળાએ માથુ ખંજોળતા ખંજોળતા કહ્યુ.

'અમારે તો જ્યા મંત્રીઓ અને સેક્રેટરીઓ બેસે છે એ 'સેક્રેટરીએટ'મા જવું છે.' બીજા ભાઈએ થોડી વધુ સ્પષ્ટતા કરી.

'અરે તમારું ભલુ થાય! દેશી ભાષામા વાત કરો ને! ક્યારના 'સચિવાલય' સચિવાલય ફૂટ્યા કરો છો એમા અમ જેવા અભણ માણસ શું સમજે? પહેલેથી જ દેશી ભાષામા વાત કરી હોત કે સેક્રેટરિએટમા જવુ છે તો આમ ગોથા ન ખાત ને!' રીક્ષાવાળો કંઈક હસવામા અને કંઈક ગુસ્સામા એકધારુ બોલી ગયો

... ..અને સચિવાલય માટે ગોથાં ખાતા રીક્ષાવાળાએ 'સેક્રેટરિએટ' તરફ રીક્ષા મારી મૂકી

—પ્રવાસી



# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ० નગીનદાસ પારેખ

## ૯૦ આત્મપ્રત્યય

૨૧ ચૈત્ર ૧૩૧૫

મારો દેહ પ્રાણ ચૈતન્ય બુદ્ધિ અને હૃદય—એ બધુ મળીને હુ એક એકવસ્તુ છુ. એ જે સમગ્રતા સપૂર્ણતા છે એ એક વસ્તુ છે માટે જ પોતાને જાણી શકે છે અને પોતા ઉપર પ્રેમ કરી શકે છે

એટલું જ નહિ, એ જ કારણે તે સર્વત્ર એકને શોધે છે અને એક મળતા જ આનદિત થાય છે અલગતા એને દુખ દે છે — એ સપૂર્ણતા ચાહે છે,

ખરુ જોતા, એ જે કાઈ ચાહે છે તે કોઈ ને કોઈ રૂપે આ સપૂર્ણતાની જ શોધ હોય છે. તે પોતાના એકની સાથે આસપાસના બહુને બાધી દઈને ક્ષુદ્ર એકને બૃહત્તર એક બનાવી દેવા ઇચ્છે છે

આપણામાના પ્રત્યેકે પોતામા આ જે એકચની સપૂર્ણતા પ્રાપ્ત કરી છે એની જ શક્તિથી આપણે જગતના બીજા બધા ઐકચનો અનુભવ કરી શકીએ છીએ આપણે સમાજને એક તરીકે સમજી શકીએ છીએ, માનવજાતિને એક તરીકે સમજી શકીએ છીએ, આખા વિશ્વને એક તરીકે સમજી શકીએ છીએ—એટલુ જ નહિ, એ રીતે એક તરીકે જેને આપણે સમજી શકતા નથી તેનુ તાત્પર્ય આપણે પામી શકતા નથી—તેની બાબતમા આપણી બુદ્ધિ સતત ફ્ફોસ્યા કરતી હોય છે

એટલે આપણે જે પરમ એકને શોધીએ છીએ તે કેવળ આપણા પોતાના આ એકની પ્રેરણાથી જ. એ એક પોતાના ઐકચને ત્યાસુધી લઈ ગયા વગર વચ્ચે કેમે અટકી શકતુ નથી

આપણે સમાજને એક તરીકે સમજીએ છીએ તે સમજનો પાયો આપણો આત્મા છે—માનવજાતિને એક સમજીએ છીએ એ સમજનો પાયો એ આત્મા છે—વિશ્વને એક સમજીએ છીએ તેનો પણ પાયો એ આત્મા છે અને પરમાત્માને અદ્વૈતમ્ સમજીએ છીએ તેનો પણ પાયો એ આત્મા છે એટલા માટે જ ઉપનિષદ્‌મા કહ્યુ છે કે સાધક—આત્મન્યેવાત્માન પશ્યતિ—આત્મામા જ પરમાત્માને જુએ છે કારણ, આત્મામા જે ઐકચ છે તે ઐકચ જ પરમ ઐકચને શોધે છે અને પરમ ઐકચને પામે છે જે જ્ઞાન તેના પોતાના ઐકચને આશ્રય કરીને આત્મજ્ઞાનરૂપે રહેલુ છે તે જ જ્ઞાન પરમાત્માના પરમ જ્ઞાનમા ચરમ આશ્રય પામે છે એટલા માટે જ પરમાત્માને "એકાત્મપ્રત્યયસારમ્" કહેલો છે એટલે કે પોતા પ્રત્યે આત્માને જે એક સ્વાભાવિક વિશ્વાસ હોય છે, તે વિશ્વાસનો જ

સાર તે પરમાત્મા. આપણો આત્મા સ્વાભાવિક રીતે જ પોતાને એક તરીકે જાણે છે, એક તરીકે જાણવાનો સાર પરમ એકને જાણવામાં રહેલો છે. તે જ પ્રમાણે આપણામાં જે

શ્રી. રવિન્દ્રનાથ ટાગોર

[illegible] એક જ છે. આ બધા પ્રયોગો અને આ બધા પ્રયાસો દ્વારા બધાં દુઃખો અને બધા લાભોમાં આપણે પેલા એકને જ શોધીએ છીએ. આપણું જ્ઞાન એકને પહોંચવા માગે છે, આપણો પ્રેમ એકમાં મળવા માગે છે. એ સિવાય બીજી કોઈ વાત નથી.

આનન્દાદ્ધયેવ ખલ્વિમાનિ ભૂતાનિ જાયન્તે।

આનંદ પોતાને નાનારૂપે નાનાકાલે પ્રગટ કરે, આપણે એ નાનારૂપને જ ફક્ત જોઈએ ીએ, પરંતુ આપણો આત્મા એ નાનાની ંદર થઈને પેલા મૂળ એક આનંદને જોવા ચ્છે છે. જ્યાં સુધી એ મૂળ આનંદનો કોઈ ાભાસ જણાતો નથી ત્યાં સુધી સતત વસ્તુ ી વસ્તુ અને ઘટના પછી ઘટના આપણને ડવીને લોથ કરી નાખે છે અને આપણને નંત પથે રખડાવી મારે છે, આપણું વિજ્ઞાન ી વસ્તુઓમાં એક સત્યને શોધે છે, પણો ઇતિહાસ બધી ઘટનાઓમાં એક ુને શોધે છે, આપણો પ્રેમ બધી સત્તાઓમાં એક આનંદને શોધે છે. એ વગર તે ાય ૐ કહી શકતો નથી. કહી શકતો નથી હા, મને મળી ગયું.

આપણે જ્યારે કોઈ અંધારા ઓરડામાં પણને જોઈતી વસ્તુ શોધતા હોઈએ છીએ ે ચારે બાજુએ માથું અથડાતું હોય છે, વાગતી હોય છે, કેટલીય નાની વસ્તુઓને પણે મોટી માની લેતા હોઈએ છીએ, કેટી તુચ્છ વસ્તુઓને આપણે કીમતી માની ી હોઈએ છીએ, અને કેટલીય વસ્તુને ગી પડીને આપણે કહીએ છીએ કે આ ી ગઈ. ત્યાર પછી જોઈએ છીએ તો મૂઠીમાં તે વસ્તુ ચોળાઈને ધૂળ થઈ જાય છે.

ખરી વાત એ છે કે એ અંધકારમાં મને ર જ નથી હોતી કે મારે શું જોઈએ છે. ુ જેવો એક દીવો પેટવવામાં આવે કે જ એક ક્ષણમાં બધું સહેલું થઈ જાય તરત જ આટલા દિવસ સુધીની શોધ અને મારામારી પછી એક પલમાં મને ખબર પડી જાય છે કે જે બધી મારે હાથે અથડાતી હતી તે મારે જોઈતી વસ્તુ નહોતી. જે મા એ આખા ઓરડાને સજાવીને શાંત બેઠાં હતાં તે જ મારી સાચી કામનાની વસ્તુ હતાં. જેવો

દીવો સળગ્યો કે તરત જ બધી વસ્તુઓને છોડીને બે હાથ લંબાવીને હું તેમની પાસે દોડી ગયો.

અને તેમ છતાં માને પામતાં વેંત જ તેની સાથે બધી વસ્તુઓ પણ એકીસાથે મળી ગઈ, કોઈ વસ્તુએ અલગ થઈને મારા માર્ગમાં બાધારૂપ બની મને રોક્યો નહિ. માને જાણતાં વેંત જ આ સજાવેલો ઓરડો મારો થઈ ગયો. પછી ઓરડામાંના બધા સરસામાનમાં હું કોઈ પણ જાતની રોકટોક વગર ફરવા લાગ્યો, જે વસ્તુનો જે ઉપયોગ હતો તે મને આવડી ગયો, પછી એ વસ્તુઓએ મારો કબજો ન લીધો પણ મેં જ તેઓનો કબજો લીધો.

એટલે હું કહેતો હતો કે શું જ્ઞાનમા કે શું પ્રેમમાં કે શું કર્મમાં પેલા એકને પેલી મૂળ વસ્તુને પામીએ એટલે બધું સહેલુ થઈ જાય છે—વસ્તુઓનો બધો ભાર એક ક્ષણમા હળવો થઈ જાય છે. તરતા શીખતા જ અગાધ જળમાં ફરવું પણ મારે માટે સ્વાભાવિક બની જાય છે, પછી અથાગ પાણીમાં ડૂબકી મારું તોયે હું વિનાશમાં ડૂબી જતો નથી, આપોઆપ ઉપર આવી રહું છું. એ તરવાનું ન આવડે તો પાણી મને ડગલે ને પગલે બાધારૂપ થઈ પડે, મને મારી નાખવા તાકે. જે પાણીમાં ફરવું તરતાં આવડતું હોય તો મારે મન રમત જેવું છે, આનંદરૂપ છે, તે પાણીમાં ફરવું જ તરતાં ન આવડતું હોય તો મને દુઃખરૂપ થઈ પડે છે, મૃત્યુરૂપ થઈ પડે છે, થોડા પાણીમાં પણ હાથપગ પછાડીને હું ફેંફેં થઈ જાઉં છું.

આપણી ખરી જાણવાની વસ્તુને પામવાની વસ્તુને જેવી મેળવીએ છીએ કે તરત જ આ સંસારની વિવિધતા આપણને બાંધી શકતી નથી, રોકી શકતી નથી, મારી શકતી નથી. પછી, પહેલાં જે ભયંકર હતું તે જ હવે સહેલું બની જાય છે—પછી સંસારમાં આપણે મુક્તપણે આનંદ માણીએ છીએ. પછી સંસાર આપણા ઉપર કબજો જમાવતો નથી, આપણે જ સંસાર ઉપર. કબજો જમાવીએ છીએ. પછી, પહેલાં ડગલે ને પગલે આપણે જે આડાઅવળા જતા હતા, શક્તિનો જે અપવ્યય થતો હતો, તે ટળી જાય છે.

એટલા માટે જ ઉપનિષદમાં કહ્યું છે કે તે સર્વગં સર્વતઃ પ્રાપ્ય ધીરા યુક્તાત્માનઃ સર્વમેવાવિશન્તિ, તે સર્વવ્યાપીને જેમણે સર્વ બાજુએથી મેળવ્યા છે, તેઓ ધીર થઈને યુક્તાત્મા થઈને સર્વત્ર પ્રવેશ કરે છે. પહેલાં તેઓ ધૈર્ય મેળવે છે, અને તેઓ જુદાજુદા વિષયોમાં અને જુદાજુદા વ્યાપારોમાં આખો વખત ધાંધા થઈને ગાંડા જેવા થઈને ભટકતા નથી, તેઓ અપ્રગલ્ભ, અપ્રમત્ત અને ધીર બને છે. તેઓ યુક્તાત્મા બને છે, તે પરમ એક સાથે યોગ પામે છે. પોતાને કોઈ પણ અહંકાર કે કોઈ પણ આસક્તિ વડે અલગ વિચ્છિન્ન કરી નાખતા નથી, એકની સાથે મળી જઈને આનંદપૂર્વક વિશ્વના બધાં બહુમાં પ્રવેશ કરે છે, અને બધાં બહુ તે વખતે તેમને માગ આપે છે.

એ બધા ધીરોને એ બધા યુક્તાત્માઓને પ્રણામ કરીને તેમનો જ માર્ગ આપણે અનુસરીશું. એ છે એકની સાથે યોગ સાધવાનો માર્ગ, એ છે સઘળામાં પ્રવેશ કરવાનો માર્ગ, એ છે જ્ઞાન પ્રેમ અને કર્મની ચરમ પરિતૃપ્તિનો માર્ગ.

• 'કોઈ મને પૂછે કે સફળ થવાની ગુરુચાવી કઈ? તો હું કહું કે કામ માટે વખતસર, જલદીથી તૈયાર થઈ જવું તે.'

હેન્રિ ફોર્ડ

જો ઈશ્વર તમારો મિત્ર હોય તો છો ને પછી તમારો શત્રુ ગમે તેવો હોય.

હંગેરિયન કહેવત

# વિદ્યાર્થી વિનોબા

મીરા ભટ્ટ

વિનોબાજીની પદયાત્રા એટલે ચાલતી-ફરતી પાઠશાળા. એમાં પંદર વર્ષના વિદ્યાર્થીને યે ઘણું ઘણું જાણવાનું મળે અને પચાસ વર્ષના બુઢ્ઢાને પણ જીવનનું રહસ્ય પામવા મળે. એક વખતે બંગાળયાત્રામાં મુંબઈના બે વિદ્યાર્થી યાત્રામાં આવ્યા. વિદ્યાર્થીઓએ વિનોબાજીને પ્રશ્ન પૂછ્યો. "વિદ્યાર્થીઓએ વેકેશન કેવી રીતે ગાળવું? તમે વેકેશનનો ઉપયોગ કેવી રીતે કરતા હતા?"

પ્રશ્નના જવાબમાં વિનોબાજીની બાળપણની પોથીના પાનાં ઉઘડવા માંડ્યા. કહે, "વેકેશનમાં જે જ્ઞાન મળ્યું હોય તે પાકું કરવું, બીજું જે જ્ઞાન સ્કૂલમાં ન મળ્યુ હોય તેની પૂર્તિ કરવી. તે માત્ર પુસ્તકોથી જ થાય તેમ નહી, ફરવાથી પણ થાય.

"મારું તો વેકેશન જ કોઈ દિવસ પડતું નહોતુ. મને ખબર જ નહોતી પડતી કે હવે વેકેશન શરુ થયું કે પૂરુ થયું કારણ હું કદી સ્કૂલની ચોપડીઓ વાંચતો જ ન હતો. સ્કૂલમા જે ભણાવાતું તે ધ્યાનથી સાંભળતો. મને યાદ નથી કે કોઈ પરીક્ષા વખતે મેં કંઈ તૈયારી કરી હોય. પરીક્ષાને દિવસે તો ખાસ હું વધારે રખડતો. બીજા મિત્રોને પણ લઈ જતો. તેઓ બિચારા આમ તેમ સંતાઈ જતા કે રખેને આ આપણને ફરવા લઈ જશે કાં તો હું જ્ઞાનેશ્વરી કે એવું કંઈ વાંચતો હોઉં. ગીતા,—ઉપનિષદ પણ વાચતો.

"એકવાર મને યાદ આવે છે કે ફ્રેંચની પરીક્ષા હતી. શાળાના દિવસો દરમ્યાન કદાપિ ફ્રેંચ ઘેર વાંચેલુ નહીં. શાળામાં જે સાંભળેલુ તે જ પરીક્ષાને દિવસે મેં પહેલી વાર ત્રણ કલાક વાંચ્યું અને પરીક્ષા આપવા ગયો. શરૂઆતમાં નિબંધ લખવાનો શરૂ કર્યો. થોડા ફ્રેંચ શબ્દો યાદ કરી લીધા હતા. તેની મદદ લઈને જોરદાર નિબંધ લખ્યો. વીસ માર્કનો નિબંધ હતો. બીજો પણ એક વીસ માર્કનો પ્રશ્નનો જવાબ લખ્યો. માત્ર ચાળીસ માર્કના બે સવાલ લખ્યા. તે દિવસે પહેલી વાર હું ત્રણ કલાક પરીક્ષા હોલમાં બેઠો. બીજા વિદ્યાર્થીઓને તે પેપર ખૂબ અઘરું લાગ્યું. બધા મિત્રો મારી બહાર રાહ જોતા હતા કે રોજ કલાક બે કલાકમાં બહાર નિકળી જનારો વિનાયક હજી સુધી કેમ અંદર છે? ભાઈસાહેબ જ જરૂર ગુંચવાયા લાગે છે. ઘંટ પડ્યો ત્યારે હું બહાર નીકળ્યો. એકદમ બધા પૂછવા લાગ્યા, 'કેમ શું થયું?'

મેં કહ્યુ, 'શું થવાનું વળી? પાસ થઈ જવાનો. ચાળીસ માર્કનું કરીને આવ્યો છુ, તેમાંથી પાસ થવા જેટલા મળી જશે' અને થયું પણ તેવું જ. ૩૩ માર્કસ મળ્યા. સામાન્ય રીતે બીજા વિદ્યાર્થીઓ નિબંધ પછી લખે કારણ કે તેનો આધાર પરીક્ષકની મરજી પર રહે. પણ મેં તો એવો જોરદાર નિબંધ લખી નાખ્યો કે બંદા પાસ થઈ ગયા. જીવનમાં પહેલી વાર તે દહાડે જ નિશાળનું વાંચન ઘેર ત્રણ કલાક વાંચ્યું હશે."

કેવી પ્રખર બુદ્ધિ! કેવો ઊંડો આત્મવિશ્વાસ!

આજે એ જ પ્રખર બુદ્ધિ, હૃદયના અંતરતર ઉંડાણમાંથી ઊઠતા આત્મવિશ્વાસની સાથે આપણા દેશને અને દુનિયાને આજની ગંભીર પરિસ્થિતિમાંથી બચાવી લઈ, સૌને સુખ અને કલ્યાણને પંથે ચઢાવવામાં લાગી છે. ચાલો, આપણે સૌ એમના ઉપદેશને જાણવાનો, સમજવાનો અને યથાશક્તિ જીવનમાં મૂકવાનો હાર્દિક પ્રયત્ન કરીએ.

# ઇશ્વર સાક્ષાત્કારનો માર્ગ

પાકી કેરી દેવને ધરાય, સંતને અપાય અથવા બીજા કામમાં વપરાય; પરંતુ એકવાર જો કાગડાએ તેને ટોચી તો બધી જ વિધિ માટે તે અશુદ્ધ ઠરે છે. તેને નૈવેદ્યમાં દેવને પણ ન ધરાય, દાનમાં બ્રાહ્મણને પણ ન દેવાય અથવા તો ભોજનમાં જમનારથી પણ ન ખવાય તે જ રીતે બાળકો અને બાળાઓનાં હૃદયો જ્યારે શુદ્ધ હોય, સાંસારિક વાસનાઓથી દૂષિત ન થયાં હોય, ત્યારે જ તેમને પરમાત્માની સેવામાં સમર્પિત કરી દેવાં જોઈએ. એક વાર સંસારની વાસનાઓનો સ્પર્શ થાય, અથવા તો ઇન્દ્રિયસુખરૂપી પિશાચનો પાપી ઓળો તેમની ઉપર પડે પછી જુઓ કે તેમને અધ્યાત્મને માર્ગે ચડાવવા એ કેવું કઠિન કાર્ય છે. *

ઘડપણને લીધે પોપટના ગળાની સ્નાયુજાળ કઠણ થઈ ગયા પછીથી તેને બોલતા શિખવાય નહિ. તે બચ્ચુ હોય ત્યાં જ તેને બોલતો કરી દેવો જોઇએ. તે જ રીતે વૃદ્ધાવસ્થામાં ઇશ્વરમાં એકચિત્ત બનવાનું કાર્ય મનને વેઠરૂપ લાગે છે. *

જ્યારે મન અને વાણી એક થઈને કોઇ વસ્તુની યાચના કરે છે ત્યારે તે પ્રાર્થના ફળે છે. "હે ભગવાન! આ બધું તારું જ છે" એમ માણસ મોઢેથી બોલતો જાય અને મનમા ગાંઠ ઉપર ગાંઠ વાળતો જાય કે "આ બધું મારું જ છે" એવા માણસની પ્રાર્થના ફળતી નથી. *

તારા રૂદિયામાં ખૂટલ નહિ પણ સાચકલો થા. તારા રૂદિયાના આદેશ પ્રમાણે તારી રહેણી રાખ, અને પછી જો કે તારો બેડો પાર છે! સાચકલા સ્વભાવે અને ભોળા રૂદિયાથી વરદાન માગીશ તો તને ભગવાન ત્રૂઠશે. *

ચક્રવર્તી સમ્રાટના દર્શન માટે તેના સિંહાસનના છડીદારોની અને સિંહદ્વારના રક્ષકોની કૃપા પહેલાં મેળવવી જોઈએ. તે જ ન્યાયે સર્વશક્તિમાન રાજરાજેશ્વરની પાસે પહોંચવા તથા તેની કૃપા મેળવવા મુમુક્ષુએ અતિશય ભક્તિ કરવી ઘટે, બહુ બહુ સંતો સેવવા પડે તથા ચિરકાળ સુધી સ્થિરપ્રજ્ઞ પુરુષોનો સહવાસ સાધવો ઘટે. *

સાંસારિક વિચારો અને ચિંતાથી તમારા મનને મોકળું રાખો. બધા જરૂરનાં કામકાજ સમયસર પતાવો. અને તમારા અંતઃકરણને સદૈવ પ્રભુમા સ્થિર રાખો. *

પ્રાર્થના કેમ કરવી એ પ્રશ્ન હવે વિચારીએ. સાંસારિક પદાર્થોની યાચના ન કરાય. નારદ ઋષિની જેમ પ્રાર્થના કરો. દેવર્ષિ નારદે ભગવાન રામચંદ્રને કહ્યુ: 'હે પ્રભુ! મને તમારા ચરણકમળની ભક્તિ (પ્રેમ, નિષ્ઠા, આત્મનિવેદન) આપો.' રામે કહ્યું: 'તથાસ્તુ. પણ બીજું કાંઈક માગો.' નારદે ઉત્તર વાળ્યો: 'પ્રભો! તમારી આ વિશ્વવિમોહિની માયામા હું લુબ્ધ ન થાઉ એવી કૃપા કરો.' રામચંદ્રજીએ વળી એક વાર કહ્યું. 'તથાસ્તુ. પણ હજી બીજુ કાંઇક તો માગો!' નારદે પ્રત્યુત્તરમા કહ્યું: 'મારા પ્રભુ! આટલું જ ને વધારામા કાંઇ નહિ એવું હું માગું છું.' *

જ્યાં સુધી મુમુક્ષુ પોપટિયા પ્રાર્થના કરતા રટે છે: 'પ્રભુ! મને દર્શન દો!' ત્યા સુધી પ્રભુ પ્રગટ થતા નથી. જ્યારે પ્રભુ પધારે છે ત્યારે ભક્તનું હૃદય ભક્તિના ઉદ્રેકથી દ્રવીભૂત થઇ જાય છે અને બધા રાગડાઓ કાયમના બેસી જાય છે જ્યારે ભક્ત અનુરાગના ઉદ્રેકથી છલકતા હૃદયના અંતરતમ પ્રદેશમાથી ભગવાન માટે પોકાર પાડે છે ત્યારે પ્રભુ વિલંબ નથી

કરી શકતા. *

મારાં વત્સો! મહાન તપશ્ચર્યા અને સાધનાને અંતે જ મનુષ્ય સરળ ઉદાર બની શકે છે. મનુષ્ય જો સરળ ન હોય તો તે આત્મસાક્ષાત્કાર કરી શકતો નથી. આવા સરળ નિષ્ઠાવાન ભક્તોને જ તે પોતાનું રહસ્યમય સ્વરૂપ દર્શાવે છે. *

એક ભક્તે રામકૃષ્ણ પરમહંસને પૂછ્યું: 'કયા ઉપાયે પ્રભુનું દર્શન થાય?' પરમહંસે કહ્યું: 'ઉત્કટ ઝંખનાથી વ્યાકુળ થઈને તમે તેને માટે રડી શકો ખરા? સ્ત્રી, સંતાન અને સંપત્તિને માટે માણસો ઘડા ભરીને આંસુ સારે છે; પરંતુ રામને માટે કોણ રડે છે? રમકડાંના ખેલમાં બાળક મગ્ન હોય છે ત્યાં સુધી મા રસોઈમાં કે બીજા ઘરકામમાં રચીપચી રહે છે પણ રમકડાંથી સંતોષ વળતો નથી ત્યારે બાળક તે બધાને આમતેમ ફેંકી દે છે; અને માને બોલાવવા રડારોળ કરી મૂકે છે. માથી પણ ત્યારે રસોડામાં રહેવાતું નથી, તે જ રીતે જે ભક્તને મા સિવાય કંઇ જ ખપતું નથી તેની સમક્ષ ભગવતી પ્રગટ થાય છે. *

એ ભગવતી દેવીની પ્રાર્થના કરીને માગો કે તમને અવિચળ અનુરાગ તથા દૃઢ નિષ્ઠા આપે. *

ડૂબતો માણસ શ્વાસ લેવા ફાંફાં મારે છે તેમ મુમુક્ષુનું હૃદય પરમાત્મા માટે જ્યારે તરફડિયાં મારે ત્યારે તેને પ્રભુનો ભેટો થાય. લોભી મનુષ્ય સુવર્ણ માટે વ્યાકુળ બને એવી વ્યાકુળતા પ્રભુ પ્રતિ પ્રગટાવો. *

ભગવાનના દર્શન માટે કેવા પ્રકારનો પ્રેમ જોઇએ તે તમે જાણો છો? માથામાં મૂઢ માર પડતાં, શાતા ન મળવાથી કૂતરો અહીં તહીં દોડયા કરે છે. તે જ ન્યાયે મુમુક્ષુએ પ્રભુ માટે વ્યાકુળતા દાખવવી જોઇએ. *

પ્રભુપ્રીતિ કેવી ઉત્કટ હોવી જોઇએ તે તમે જાણો છો? સતીનો પતિપ્રેમ, લોભીનો ધનસંગ્રહ પ્રેમ અને સંસારાસક્ત મનુષ્યનો વિષયપ્રેમ—આ ત્રણેના સરવાળા જેટલી તમારી હૃદયઝંખનાની જ્યારે ઉત્કટતા થશે ત્યારે તમે તેની ઝાંખી પામશો. *

ઈશુ ખ્રિસ્ત એક દિવસ સમુદ્ર કિનારે ફરતા હતા ત્યારે એક ભક્તને આવીને તેમને પૂછ્યું: 'સ્વામીજી! ભગવાનનું દર્શન કઇ પેરે થાય?' ઈશુ ખ્રિસ્ત આ જિજ્ઞાસુને લઇને સમુદ્રમાં આગળ વધ્યા અને સાગરજળમાં તેને દબાવી દીધો. થોડા સમય પછી ભાર હળવો કરીને પોતાના હાથ વડે તેને ઊભો કરતાં પૂછ્યું: 'તને કેવું લાગ્યું?' ભક્તે જવાબ દીધો: 'મને મારો અંતકાળ આવ્યો હોય એમ લાગતું હતું. મારું મોત હાથવેંતમાં હતું' તે વેળા ઈશુએ કહ્યું: 'શ્વાસ લેવા તારું હૃદય જેવું ધડકતું હતું તેવું જ પરમ પિતાને માટે ધડકશે ત્યારે તું તેનાં દર્શન પામીશ.' *

માછીમાર ગલની ઉપર ખાજ ભરાવીને તેને પાણીમાં નાખી, મોટી માછલી પકડાવાની આશામાં વાટ જોતો શાંતિથી કલાકો સુધી બેસે છે. તે જ પ્રમાણે જે ભક્ત ધીરજથી ભક્તિનું અનુષ્ઠાન અખંડ રાખે છે તેને પ્રભુનો સાક્ષાત્કાર અવશ્ય થાય છે. *

સચ્ચિદાનંદ બ્રહ્મસાગરમાં ઊંડું નિમજ્જન (ડૂબકી) કરો. લોભ અને ક્રોધરૂપી બળવાન જળચરોથી ન ડરો. શરીરે વિવેક અને વૈરાગ્યરૂપી હળદરનો જાડો લેપ કરવાથી એ હિંસ્ર જળચરો તમારી પાસે ય નહિ ઢૂકે. કારણ કે એવી હળદરની વાસ આગળ ઊભા રહેવું પણ તેમને ભારે પડી જાય. *

પ્રશ્ન: વાસનાનો જય કેમ થાય?

ઉત્તર: સ્ત્રીમાત્ર પ્રતિ માતૃભાવ રાખો. નારીના મુખ પ્રતિ નહિ પણ ચરણ પ્રતિ દૃષ્ટિ રાખો. આમ કરવાથી બધા પાપી વિચારો નાસી જશે. *

નારીમાત્ર ભગવતી દેવીનાં જ સ્વરૂપો છે. તેથી તેમની પ્રતિ જનેતાનો ભાવ ધારણ કરો. *

પ્રશ્ન: અમારે નિર્બળતાનો જય કેમ કરવો?

ઉત્તર: પુષ્પમાંથી ફળ ઊગે છે ત્યારે પાંખડીઓ આપમેળે ખરી પડે છે. તે જ ન્યાયે જ્યારે તમારા અંતરમાં સત્ત્વની વૃદ્ધિ થશે ત્યારે તમારા સ્વભાવની બધી નિર્બળતાઓ આપોઆપ અદૃશ્ય થશે. *

ઇન્દ્રિયોના વિષયોની આસક્તિમાંથી મન જ્યારે ઊંચું ચડે છે ત્યારે તે સીધું પરમાત્મા પ્રતિ વળે છે અને ત્યાં જ સ્થિર થાય છે. બદ્ધ જીવો આ રીતે મુક્ત બને છે. જે ઈશ્વર-વિમુખતાનો માર્ગ ગ્રહણ કરે છે તે બદ્ધ જીવો કહેવાય છે. *

કોઈનો યે દોષ ગોતતા નહિ—નાના જીવડાંનો પણ નહિ. તમે ભક્તિ અર્થે જેમ પ્રભુની પ્રાર્થના કરો છો તેમ એવી પ્રાર્થના પણ કરતા રહેજો કે તમને કોઈના દોષનું દર્શન થાય નહિ. *

દંભી, ગણતરીબાજ અને દલીલબાજ મનવાળા જીવનથી પ્રભુ દસ કોશ દૂર રહે છે. નિષ્ઠા અને નિષ્કપટતા અતિ આવશ્યક છે. નિષ્કપટ જનને માટે શામળો સમીપવર્તી છે; પરંતુ કપટીથી તો તે સો ગાઉ આઘો ભાગે છે. *

નારાયણનું નામ લેતાં તમારાં નયણાંમાંથી જળ ઝરે અને રૂવાડાં ઊભાં થઈ જાય ત્યારે તમારે જાણવું કે કાંચન અને કામિનીના આકર્ષણમાંથી તમે છૂટ્યા છો અને ભગવાનનો ભેટો થયો છે. *

તમે રાધા અને કૃષ્ણમાં માનો કે ન માનો પરંતુ કૃપા કરીને તેમના પરસ્પરના પ્રેમમાં તો અવશ્ય માનજો જ. પરમાત્માની પ્રતિ તમારા અંતરમાં એવી જ ઝંખના સરજાવવા યત્નશીલ રહો. *

---

## ગોવર્ધનરામે કમર કસી અને....

ગોવર્ધનરામ ત્રિપાઠીનો જમાનો

એ જમાનામા સોળ વર્ષથી નાનો વિદ્યાર્થી મેટ્રિક પરીક્ષામા બેસી જ ન શકે. વળી મેટ્રિકની પરીક્ષા પણ બે રીતે લેખિત અને મૌખિક રીતે લેવાય ગોવર્ધનરામ હોશિયાર, એક વર્ષે બબ્બે ધોરણ કરે. તેઓ મેટ્રિક પરીક્ષામાં પાસ થયા તે વખતનો એક પ્રસંગ ખૂબ જ પ્રેરક છે.

મેટ્રિકની લેખિત પરીક્ષા વખતે ગોવર્ધનરામભાઈ સંસ્કૃતની સારી તૈયારી કરી શકેલા નહી. તેથી સંસ્કૃતનું પેપર સારું ન ગયુ. પરંતુ કર્મસંજોગે તેમની મૌખિક પરીક્ષા એક માસ બાદ થવાની હતી. તેમણે સંસ્કૃત વ્યાકરણ બરાબર ગોખી માર્યું.

મૌખિક પરીક્ષાનો દિવસ આવ્યો. રાત્રીઓના અનહદ ઉજાગરાઓને કારણે તેમની આંખો મીંચાઇ જતી હતી, છતાં તે પોતાના વારાની વાટ જોતા બેઠા. એકાએક એક ઠંડી લહેરખી આવી ગઇ અને તેઓ બાંકડા પર લાંબા થઇ ગયા.

મૌખિક પરીક્ષક તરીકે ડૉ૦ રામકૃષ્ણ ભાંડારકર હતા તેમણે બૂમ પાડી: 'ત્રિપાઠી.'

ક્યાંથી જવાબ મળે? પરીક્ષક બહાર આવ્યા અને તેમણે જોયુ તો એક બાંકડા ઉપર એક વિદ્યાર્થી ઘસઘસાટ ઊંઘતા હતા. તેઓ તેની પાસે ગયા અને ધીમેથી તેને ઉઠાડ્યો.

પરીક્ષા શરૂ થઇ. ગોવર્ધનરામે બધા પ્રશ્નોના સચોટ જવાબ આપ્યા. પરીક્ષક ખુશ થઈ ગયા. સાથે સાથે વિસ્મય પણ પામ્યા અને વિચારવા લાગ્યા: લેખિત પેપરમા સારા જવાબ ન આપી શકનાર વિદ્યાર્થી આટલા બધા સરસ જવાબ આપે કેવી રીતે?

તેમણે ગોવર્ધનરામને બધું પૂછ્યું. ગોવર્ધનરામે સંસ્કૃતના અભ્યાસ પાછળ કમર કસેલી તેની અથથી ઇતિ સુધી કહી સંભળાવી. આવી રીતે અધ્યયન પાછળ કમર કસનાર વિદ્યાર્થી શું ન કરી શકે?

—એમ૦ એ૦ ભાવસાર

# પાઠ

શં૰ ના૰ નફરે

ગયા મે માસની ઘટના છે. હશે દશમી કે અગિયારમી તારીખ! સાંજે, ઑફિસનો સમય પૂરો થતાં, લૉજમાં આવ્યો ત્યારે મૅનેજરે કહ્યું: 'કોઈ તમને મળવા આવેલું.'

'પોતાનાં નામ-ઠામ તો જણાવ્યાં હશે?' મેં પૂછ્યું.

'હા, આ કાર્ડ દીધું છે એમણે. હું ધારું છું ત્યાં સુધી મિલિટરીના કોઈ અધિકારી હતા.'

કાર્ડ પર સોનેરી શાહીમાં ચમકી રહ્યું હતું– 'કૅપ્ટન કે. કે.' આ નામથી હું સંપૂર્ણતઃ અપરિચિત હતો, છતાં ગતસ્મૃતિમાં હું આ નામ શોધવા લાગ્યો.

'–અને હા, કહેતા હતા કે, થોડી વાર પછી પાછા આવશે.' મૅનેજરે કહ્યું.

'ઠીક, આવે ત્યારે મોકલી આપજો મારા ઓરડામાં.' કહી હું મારા ઓરડા તરફ ચાલ્યો ગયો. ઓરડામાં દાખલ થઈ, કપડાં બદલતી વખતે એ જ વિચારી રહ્યો હતો કે, 'કોણ હશે આ કે.કે.? શું કામ પડ્યું હશે એને મારું?' આ નામ ક્યાંક 'સાંભળ્યું' હોય એવો ભાસ થતો હતો.

એટલામાં દરવાજા પર ટકોરા પડ્યા. મેં દરવાજો ખોલ્યો. મિલિટરી અધિકારીના પોશાકમાં કે.કે. જ ઊભેલા. એના ચહેરાને ધ્યાનપૂર્વક જોતાં જોતાં હું એમને ઓળખવાની કોશિશ કરી રહ્યો હતો. એમણે મારી સાથે હાથ મેળવતાં પૂછ્યું: 'વિજય, મને ઓળખ્યો કે નહીં?'

'હા...હા...' હું અચકાતો અચકાતો બોલ્યો.

'અરે શું હા...હા! કહી દે ને કે નથી ઓળખી શક્યો!' આટલું કહીને એ ખડખડાટ હસી પડ્યા અને પછી ઓરડામાં દાખલ થઈને સીધા મારા પલંગ પર બેસી ગયા.

'અરે, તારા મોટાભાઈ જયરામના ક્લાસમાં હતો હું! યાદ નથી? કોલ્હાપુરમાં! એ તો યાદ હોવું જ જોઈએ કે, રોજ રોજ તારા ઘરે આવ્યા કરતો; તારા બાપુજી મને અને જયરામને અંગ્રેજી ભણાવતા.'

હવે મને યાદ આવ્યું.

'અરે, તમારામાં તો ઘણું પરિવર્તન થઈ ગયું ને શું!' મેં કહ્યું: 'એ વખતે તો તમે બિલકુલ 'લાકડી પહેલવાન' હતા.'

તેઓ ખડખડાટ હસી પડ્યા અને પછી બોલ્યા: 'તારે ત્યાં આજે હું એક કામ માટે આવ્યો છું.'

'કામ પછી! પહેલાં એ તો જણાવો કે ચા ચાલશે કે કૉફી?'

'ચા.'

ચાનો ઑર્ડર આપ્યા પછી ઉત્સાહભર્યા સ્વરે મેં કહ્યું: 'કહો, કૅપ્ટન સાહેબ, ક્યાં છો હાલ તમે? કેમ આવવું થયું?'

'આમ તો હું મહુમાં રહું છું, પણ બે મહિના માટે રજા મેળવી અહીં આવ્યો છું. આ માસની ત્રીજી તારીખે મારાં લગ્ન છે.'

'અચ્છા? અભિનંદન! ક્યાંની છે છોકરી?'

'અહીંની–મુંબઈની જ! અને જો, તારે ત્યાં આવવાનાં બે કારણ છે. એક તો તને આમંત્રણ આપવું. તારે લગ્નમાં જરૂર આવવાનું છે...'

'હા...હા. જરૂર આવીશ, પણ જો લગ્ન મુંબઈમાં હોય તો જ.'

'લગ્ન મુંબઈમાં જ થવાનાં છે. અને જો બીજું કારણ...'

'કહો...કહો.' મેં અધીરતાપૂર્વક કહ્યું.

'વાત એમ છે કે, આવતી કાલે મારી

પત્નીને સાથે લઈ, અમુક ચીજો ખરીદવા હું બજારમાં જવાનો છું એથી....'

મેં મનમાં જ વિચાર્યું કે, જો એ પોતાની ભાવી પત્નીને સાથે લઈ જઈ ખરીદી કરવા જવાના હોય તો એ વાતને મારી સાથે શો સંબંધ!

'હં...તો શું?' મેં કહ્યું.

'મને સો રૂપિયાની જરૂર છે. સાથે લાવેલો એ બધા જ રૂપિયા વપરાઈ ચૂક્યા છે. મારો એકાઉન્ટ મદ્રાની બેન્કમાં છે. જો રૂપિયા ઉપાડવા ઇચ્છું તો પણ તુરત એ શકય ન બને. ચેક પાસ થતા આઠ દસ દિવસ લાગે. એથી તારી પાસે આવ્યો છું. કોલ્હાપુરમાં થોડા દિવસો ઉતરેલો ત્યારે જયરામે તારું સરનામું આપતાં કહેલું કે, જો મુંબઈમા મને ક્યારેક પૈસાની અગવડતા પડે તો કોઇ પણ જાતના સંકોચ વિના મારે તારી પાસેથી પૈસાની માગણી કરવી. વિજય, ખરેખર એણે તારું સરનામુ આપ્યું એ ઘણું જ યોગ્ય થયું છે. નહીં તો મારી આવડ.. અહીં મને કોઇ ઓળખતું નથી!'

'હં...તમને કેટલા રૂપિયા જોઇશે?' મેં પૂછ્યું.

'સો. લગ્નને દિવસે ચોક્કસ પરત કરી દઇશ. ગમે તેમ તારે મને આટલી મદદ કરવી પડશે. અત્યારે તારી પાસે ન હોય તો કાલે સવાર સુધીમા ગમે તેમ સગવડ કરી રાખજે.'

એમની વાણી અને લાચાર ચહેરો એમની ઇમાનદારીની સંપૂર્ણ સાક્ષી આપતા હતા. ધારી લો કે, હું ક્યારેક બહારગામ જાઉં, અને મારી પાસે પૈસા ખલાસ થઇ જાય, તો હું શું કરું? એ જ ને કે જે કેંકરેએ કર્યું?

માસની દસમી–અગિયારમી તારીખ, એટલે ખિસ્સું ગરમ હતું. વધુ કંઈ ન વિચારતાં મેં તરત પોકેટમાંથી સોની નોટ કાઢી એમના હાથમાં સોંપી દીધી.

રૂપિયા મળતાં જ તેઓ ખુશ થઈ ગયા અને બોલ્યા: 'વિજય, ખરેખર તારો ઘણો આભારી છું. વિશ્વાસ નહોતો કે, તું આટલી સરળતાપૂર્વક પૈસા આપી દઇશ. પણ જો વિજય, એક વાત ધ્યાનમાં રાખ. તું આવી રીતે વગર વિચાર્યે કોઇના પર પણ વિશ્વાસ ન મૂકયા કર. મારી વાત જુદી છે. હું તો પૈસા પાછા આપવાનો જ છું. પણ ધ્યાન રાખજે...આ મુંબઇ છે!'

'કેપ્ટન સાહેબ, હું માણસનાં વર્તન અને ચહેરો જોઇને જ એની સાથે વ્યવહાર કરું છું. આપનું કામ થઈ ગયું ને? બસ!' મેં સહાસ્ય કહ્યું.

'થેંક યુ વેરી મચ! અચ્છા, હવે હું તો ચાલ્યો. લગ્નને દિવસે તારા પૈસા પરત કરી દઇશ.'

કેંકરેના જવા પછી મારું અન્તરમન અનેક સારા–નરસા વિચારોમાં રોકાયું. ઘડીકમાં થતું કે મેં આ વ્યવહારમા ભૂલ કરી છે. તો ઘડીકમાં થતું કે, ના, એ માણસ એવો નહોતો. એ ઇમાનદાર હતો અને કેપ્ટનની પદવી તથા મોટાભાઇ સાથેની ઘનિષ્ટ મિત્રતા એની ઇમાનદારીનાં પ્રતીક જેવાં હતાં.

જ્યાં મારા વિચારો અસ્થિર રહ્યા. રહી–રહીને એ વાત વિષે જ વિચારતો રહ્યો કે જો એ માણસ ઇમાનદાર હોય તો બીજાની ઇમાનદારી પરત્વે સંદેહ પ્રગટ કરતો શા માટે ચાલ્યો ગયો?

એ દિવસે રાત્રે બાજુના ઓરડામાં રહેતા પ્રો૰ કિજવડેકર મારે ત્યા ગપ્પા હાંકવા આવ્યા ત્યારે મેં કેંકરે વિષેની તમામ વાતો એમને કહી સંભળાવી. ચહેરા પર આછું હાસ્ય પ્રગટ કરતાં તેઓ બોલ્યા. 'વિજયભાઈ, આજની દુનિયામાં કોઇનો શો ભરોસો? કોઇકને કશી વસ્તુ આપો, તો અનુભવ સિવાય બીજું કંઈ જ મળવાનું નથી. આટલું તો સાચું જ છે કે, આજકાલ રૂપિયાની લેણ–દેણ યોગ્ય નથી. ઉધાર દીધેલા પૈસા પાછા તો નથી જ મળતાં, પણ બદલામાં માનસિક ત્રાસ જરૂર મળે છે. કહે છે કે, ઠેસ ન લાગે ત્યાં સુધી માણસ શાણો નથી બનતો!'

કિજવડેકરના આ કથનથી હું કંઈક ચિંતિત થઈ ગયો.

બરાબર ત્રેવીસમી તારીખે હું કેંકરેના લગ્નમાં ઉપસ્થિત થયો, મારું અન્તરમન ઘણું જ ચિન્તાગ્રસ્ત હતું. લગ્નમાં ભેટ આપવા માટે હું કંઈ જ નહોતો

લઈ ગયો. શક્ય છે કે, કિંજવડેકરના કથનાનુસાર મારા સો રૂપિયા જ કેંકરેના લગ્નની ભેટ બની જાય!

પાન–સોપારી લીધા પછી અભિનંદનાર્થે હું જ્યારે એમની નજીક પહોંચ્યો ત્યારે પ્રેમ–ભાવથી મારી પૃચ્છા કરતાં એમણે ધીમે સ્વરે કહ્યું 'વિજય, હું બે–ચાર દિવસોમા તારા ઘરે આવીશ. ન આવું તો ચિંતા ન કરતો. પંદર–વીશ દિવસોમાં તો જરૂર આવીશ. શક્ય છે કે, કદાચ મારે દેવીના દર્શન કરવાં બે–ત્રણ દિવસમા જ કોલ્હાપૂર જવુ પડે.'

અને જ્યારે બે–ત્રણ દિવસ સુધી શ્રીગનગાઢ રાહ જોયા છતા પણ એ ન આવ્યા ત્યારે મેં જાણી લીધુ કે, તેઓ જરૂર કોલ્હાપૂર ચાલ્યા ગયા હોવા જોઈએ. હવે લગભગ પંદર–વીશ દિવસ રાહ જોવાની હતી. કિંજવડેકરનું કથન પણ ઉચિત હતુ ખરેખર, પૈસા ઉધાર આપીને મેં એક મુસીબત ખરીદી લીધી હતી.

પણ કહેવાય છે કે, પશ્ચાત્ બુદ્ધિથી શો લાભ? હવે પશ્ચાતાપ કર્યા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો.

હું કિંજવડેકરના ઓરડામા પહોંચ્યો અને બોલ્યો· 'પ્રોફેસર સાહેબ, આપે જે શંકા દાખવેલી એમા મને હવે સત્યનો ભાસ થતો જાય છે.'

'એટલે?'

'ત્રણેક દિવસ પહેલા હું કેંકરેના લગ્નમા ગયેલો ત્યારે એમણે રૂપિયા પરત કરવાની મુદ્દત પંદર–વીશ દિવસ વધારી નાખી'

કિંજવડેકર ખડખડાટ હસતા બોલ્યા· 'માણસે તો ડગલે ડગલે નવા પાઠ ભણવા જોઈએ. મને નથી લાગતુ કે એ પંદર–વીશ દિવસ પછી પણ પાછા ફરે!'

એક પછી બીજુ અને ત્રીજું પણ સપ્તાહ પસાર થઇ ગયુ, પણ કેંકરે ન આવ્યા. કિંજવડેકરની ભવિષ્યવાણી યથાર્થ જણાવા લાગી મેં તરત મારા મોટાભાઈને કેંકરે વિષયક બધી વાતો પત્રમા લખી નાખી.

પણ મોટાભાઈ તરફથી જે પ્રત્યુત્તર મળ્યો એને કારણે હું વધુ આશ્ચર્યમાં પડી ગયો. એમણે લખેલું: 'કેંકરે એક સજ્જન માણસ છે. ખરે સમયે તેં એને જે મદદ કરી છે એ સર્વથા ઉચિત છે. તું ચિંતા ન કરતો, પૈસા યથાસમયે તને મળી જશે. સો ને સ્થાને તેં એને પાચસો રૂપિયા ઉધાર આપ્યા હોત તો પણ હુ તને આ જ સલાહ આપત'

મારા દ્વારા દેખાડવામાં આવેલા પત્રને ધ્યાનપૂર્વક વાચી, પોતાની હમેશાની ટેવ મુજબ ખડખડાટ હસતા હસતા કિંજવડેકર બોલ્યા: 'તમે બન્ને ભાઈ સમ–સ્વભાવના સીધા–સાદા લાગો છો. અરે ભાઈ, આ મિલિટરીવાળાનો શો ભરોસો? જાતજાતના વ્યસન હોય છે એમને. બાળપણનો મિત્ર મોટો થતા શું પરિવર્તિત ન થઈ જાય? એ જ સ્વભાવનો થોડો રહે! એના સ્વભાવમા પરિવર્તન થયું નથી એની ખાત્રી કોણ આપશે? આજકાલ તો ચિરપરિચિતો વિષે પણ ખાત્રી આપવી મુશ્કેલ ગણાય. હવે તમારે આશા ન રાખવી જોઈએ કે, તમારા રૂપિયા તમને પરત કરવામા આવશે.'

એક મહિનો પસાર થઈ ગયો. પણ કેંકરે ન આવ્યા. સારું–નરસું વિચારવા સિવાય હું બીજું શુ કરી શકું?

પણ એક દિવસ અકસ્માત જ કેંકરે મારી સમક્ષ ઉપસ્થિત થઇ ગયા. એમની પત્ની પણ સાથે હતી. મેં ખૂબ પ્રેમપૂર્વક બન્નેનુ સ્વાગત કર્યું! હું નથી જાણતો કે, મેં એમ શા માટે કર્યું! પતિ–પત્ની બન્ને જ સ્વભાવના ભીરુ હતા. ભૂતકાળ ભૂલી જઇ હું એમની સાથે ગપ્પા હાકતો રહ્યો.

વાતોનો પ્રવાહ ખૂટતા જ તેઓ બોલ્યા: 'હવે હુ જઇશ, મોડું થાય છે.'

વાત–વાતમા અમારો મિત્ર–સબંધ એવો દૃઢ બની ગયેલો મને લાગતો હતો કે, રૂપિયાની માગણી કરવાનો વિચાર મને અસભ્ય જેવો જણાયો.

થોડાં સમય પછી મને એક ખૂણામા કોઈક ખાસ હેતુથી તેઓ લઇ ગયા ત્યારે મને લાગ્યુ કે, હવે પૈસા મળવા જોઈએ! એમની પત્નીને ન સમજાય એવી રીતે એકદમ ધીમેથી એમણે કહ્યુ: 'વિજય, તુ

કદાચ ગભરાઈ ગયો હોઈશ. મારે આ દિવસો દરમ્યાન તને એક પત્ર લખી નાખવો જોઈતો હતો. પણ અન્ય કાર્યોની દોડ-ધામમાં ફુરસદ જ નથી મળી એટલી! આવતી વખતે મારી પાસે પૈસા હતા પણ નાના ભાઇનું નામ કૉલેજમાં નોંધાવ્યું, છે, એની ફી વગેરેમાં જ એ પૈસા ખલાસ થઇ ગયા. હવે ત્રણ-ચાર દિવસ પછી મુંબઇ જવાની ઇચ્છા છે. એટલે...'

'હા...હા...બોલો, બોલો!

'એટલે મને બીજા સો રૂપિયા જોઇએ છે. મુંબઇ પહોંચતાં જ બધા પૈસા રવાના કરી દઈશ.'

'પણ હાલ મારી પાસે પૈસા નથી...'

'વિજય-વિજય આ વખતે તું ના ન પાડ. જો ઇચ્છા હોય તો હું તને મુંબઇની બૅન્કનો બસ્સો રૂપિયાનો ચેક આપું. આઠ-દસ દિવસમાં તારા પૈસા તને મળી જશે. મારે અત્યારે પૈસાની ઘણી જરૂર છે. તારી પાસે ન હોય તો કોઈની પાસેથી ઉધાર લઇને દે, પણ મને નિરાશ ન કર.

'પરંતુ...'

'વિજય, હું તારી સ્થિતિ જાણું છું, પણ હું અહીં બધા માટે અપરિચિત છું. જો તું ઇચ્છે તો આ કામ પળભરમાં કરી શકીશ. જો તને વિશ્વાસ ન હોય તો હું મારી આ કિંમતી ઘડિયાળ તારી પાસે રાખી શકું છું...'

'અરે અરે, શું કહો છો તમે...?'

'ખરું કહું છું ભાઈ, વિશ્વાસ રાખ...'

હું કંઈ બોલું એ પૂર્વે જ કેકરે બોલ્યા: 'વિજય, હવે તું કંઇ ન બોલતો. સો રૂપિયા તું મને આપી જ દે!' અને મારી સંમતિની પ્રતીક્ષા કર્યા વિના જ એમણે બસ્સો રૂપિયાનો ચેક ફાડ્યો.

કેકરેને ટાળવાનો એક પણ માર્ગ ન રહ્યો ત્યારે લાચાર થઇ લૉજના મેનેજર પાસેથી સો રૂપિયા ઉધાર લઇ મેં એમને આપી દીધા.

'થૅન્ક યુ!' સોની નોટ હાથમાં આવતા તેઓ શરમાતાં શરમાતાં બોલ્યા. એમનો આપેલો ચેક મેં ખિસ્સામાં મૂકી દીધો.

રાત્રે સહભોજન કરતી વખતે મેં કિંજવડેકરને કહ્યું: 'પ્રોફેસર સાહેબ, આજે કેકરે આવેલા.'

'એમ? તો તો આપનું નસીબ બળવાન છે!'

'જી, નહીં; નસીબ મારું નહીં કેકરેનું બળવાન છે.'

'એટલે?'

'એમને બીજા સો રૂપિયા જોઈતા હતા. મેં દઈ દીધા.'

'શું કહો છો?'

મેં બધી જ વિગત એમને કહી સંભળાવી અને કેકરેએ આપેલો બસ્સોનો ચેક એમની સામે મૂક્યો.

ચેક જોતાં જ કિંજવડેકર ખડખડાટ હસવા લાગ્યા. હાસ્યનું જોર મંદ પડતા જ તેઓ બોલ્યા: 'કમાલ છે, વિજયભાઇ,-આપને ચેક પર વિશ્વાસ કેમ બેઠો?'—અને પછી ચેક તરફ જોઇ રહીને બોલ્યા: 'બૅન્કમાં એકાઉન્ટ હોય તો, એમાઉન્ટ ન હોવા છતા પણ, ચેક આપી શકાય.'

'જે થયું તે થયું. આપનો બૅન્કમાં એકાઉન્ટ છે ને? એમાં આ ચેક કૅશ કરાવી દેજો. એક અઠવાડીયાની અંદર રિઝલ્ટ તો જણાઈ આવશે! પછી જોયું જશે.'

'ઠીક' આટલું કહી કિંજવડેકરે ચેક પોતાના ખિસ્સામાં મૂકી દીધો.

આઠમે દિવસે રાત્રે કિંજવડેકર સાથે મારી મુલાકાત થઇ. મેં ઉત્સુકતાવશ થઇ ચેકના હાલ પૂછ્યા.

'પૈસા ખવડાવો, વિજયભાઇ.'

'શું ચેક કૅશ થઇ ગયો કે?' મેં અધીરતાપૂર્વક પૂછ્યું.

'હા. ખરેખર તમે ભાગ્યશાળી છો.'

ખરેખર તો કિંજવડેકરના કથન પર પ્રથમ મને વિશ્વાસ જ ન બેઠો. કિંજવડેકર હસતાં હસતાં બોલ્યા: 'આપને પાઠ મળવો જરૂરી હતો. આપના જેવા ઉદાર હૃદયવાળાને પાઠ ભણાવવામાં આવે તો

જ આપ શંકાશીલ બનો. કંઈ વાંધો નહીં...ચાલો, પાઠ ભણતાં ભણતાં રહી ગયાં તમે...! નહીં તો બસ્સો હાથથી જાત.'

હું કેવળ હસ્યો. કેંકરેએ મારી જે સહાયતા કરેલી એને કારણે હું એમની પ્રત્યે કૃતાર્થતા અનુભવી રહ્યો હતો.

'કાલે સવારે પૈસા આપી દઉં તો કંઈ વાંધો નથી ને?'

'ના, ના, ઉતાવળ તો માત્ર મને ચેક-કેશ કરવાની જ હતી.' મેં સહાસ્ય કહ્યું: 'આપ મને જ્યારે પૈસા આપો, એમાં મને કંઈ જ વાંધો નથી.'

બીજા દિવસે સવારે પ્રોફેસર સાહેબ મારા ઓરડામાં આવ્યા અને દસ-દસની દસ નોટ મારા હાથમાં મૂકતા બોલ્યા: 'આ સો રૂપિયા રાખી લો. આટલીના મેં 'ઇકોનોમિક્સ ગાઇડ'ના પ્રિન્ટિંગ પાછળ ખર્ચી નાખ્યા છે, એથી પાંચ-છ દિવસમાં પરત કરી દઈશ.'

જેની કંઈ જ આશા નહોતી એ રૂપિયા હાથમાં આવતા હું ખુશ ખુશ થઈ ગયો અને બોલ્યો: 'કંઈ વાંધો નહીં, પ્રોફેસર સાહેબ, ફુરસદે આપી દેજો.'

'જુઓ વિજયભાઈ, ધ્યાન રાખજો, હવેથી વગર વિચાર્યે કોઈના પર વિશ્વાસ ન કરતા. મારી વાત જુદી છે. હું તો પાંચ-છ દિવસમાં આપના પૈસા પરત કરી દઈશ.'

'ના...ના પ્રોફેસર સાહેબ, તમારા પર શંકા કરવાનું કોઈ જ કારણ ન હોઈ શકે.'

બીજે જ દિવસે મારે અચાનક બે મહિના માટે કોલ્હાપુર જવાનું થયું. હું સામાન તૈયાર કરતો હતો એ વખતે પ્રોફેસર સાહેબ આવ્યા અને બોલ્યા: 'તમે કોલ્હાપુર જાઓ છો ને? હું તમને તમારા સરનામા પર મનીઑર્ડર દ્વારા બે-ચાર દિવસમાં જ સો રૂપિયા મોકલાવી દઈશ.'

આટલું કહીને તેઓ ચાલ્યા ગયા.

હું કોલ્હાપુર રવાના થઈ ગયો. કોલ્હાપુરમાં બે મહિના થઈ ગયા હોવા છતાં કિંજવડેકર તરફથી મનીઑર્ડર ન આવ્યો.

જ્યારે મુંબઈ પાછો ફર્યો ત્યારે લોજમાં મારી બાજુના ઓરડામાં કિંજવડેકર નહોતા.

મેનેજરને પૂછતાં તેમણે જણાવ્યું: 'એ એક લુચ્ચો માણસ હતો. લોજના ત્રણસો રૂપિયા ખાઈ જવા ઉપરાંત પ્રોફેસર હોવાનું જણાવી એણે શહેરના ઘણા માણસોને ઠગ્યા છે.'

હું ફાટી આંખે મેનેજર તરફ જોઈ જ રહ્યો. એ હતો મારા જીવનનો પહેલો પાઠ!

અનુ૦—ભૂપેન્દ્ર સંઘવી

---

## પ્રાર્થના અને પ્રયત્ન

એક જૂની વાત છે કે, એકવાર ભારે તોફાનને કારણે દરિયામાં એક હોડી ડૂબી ગઈ. ડૂબતા પહેલા પ્રાણ બચાવવાં કેટલાક મુસાફરો હોડીમાંથી કૂદી પડયા.

એમાંથી બે નાવિક તરતાં તરતાં એક બીજાની બિલકુલ નજીક આવી ગયા. થોડી જ વાર એમાંના એક નાવિકે જીવવાની આશા છોડી દઈને, તરવાનું બંધ કરીને પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી, રડતાં રડતાં મોટેથી બૂમો પાડી પોતાને બચાવવા પ્રાર્થના કરવા લાગ્યો. પરંતુ તે ડૂબવા લાગ્યો.

આ જોઈ બીજા નાવિકે એને કહ્યું:

'મિત્ર! પ્રાર્થનાની સાથે સાથે તરતો પણ રહે. કારણ કે ભગવાન એવાઓની જ સહાયતા કરે છે કે, જે આળસુ નથી, જે શ્રમ કરે છે. અને એ જ સિદ્ધિને વરે છે. 'મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા!'

નાથુભાઈ જાદવ

# એક ચમચો આંસુ

ડૉ૦ કુસુમબહેન દેસાઈ

મિલ્ટન આંસુને 'મૃત્યુંજયી' કહે છે આજના વૈજ્ઞાનિકો આ સત્યને ચરિતાર્થ કરી શક્યા નથી પરંતુ આંસુની કૃમિનાશક શક્તિનો પરિચય એમણે મેળવી લીધો છે એક ચમચો આંસુનીય કેટલી શક્તિ છે!

'આ સુધી વધારે કૃમિનાશક શક્તિ બીજી કોઈ પણ વસ્તુમાં નથી આંખના સ્નાયુઓનું એ કામ જ છે કે તે આંખને નિરંતર લૂછે, કચરા કરતર કાઢે અને બહારના વાતાવરણમાંથી જે કીટાણુઓ આંખમાં પડે તેને નષ્ટ કરી આપે' આંસુ વિષયક આ સૌથી તાજુ વૈજ્ઞાનિક પરીક્ષણ છે।

વૈજ્ઞાનિકોનું કહેવું છે કે એક ચમચો આંસુ એક સો ગેલન પાણીમાં નાખવામાં આવે તો તે પાણીમાંના સઘળા જ કીટાણુઓ મરી જશે એટલું જ નહિ આંસુમાં કૃમિ નાશક શક્તિ એટલી તો તીવ્ર હોય છે કે એ હજારગણા પાણીમાં ભળ્યા પછી પણ તેની એ શક્તિ તો કાયમ જ રહે છે

અન્ય કૃમિનાશક પદાર્થોની સરખામણીમાં આંસુની સૌથી મોટી વિશેષતા એ છે કે તે ઘણા લાંબા સમય સુધી કીટાણુઓ સાથે લડે છે અને જ્યાં સુધી કીટાણુઓ જીવતા રહે છે ત્યાં સુધી આંસુ તેને નષ્ટ કરવાની પોતાની પ્રવૃત્તિ બંધ કરતા નથી

આપણા શરીરમાં આંખ એક અત્યંત નાજુક અંગ છે કદાચ એ કારણે જ પ્રકૃતિએ તેની રક્ષા માટે આંસુમાં એવી સંરક્ષણ-શક્તિ ભરી દીધી છે

વૈજ્ઞાનિકોએ આંસુનું રાસાયણિક વિશ્લેષણ પણ કર્યું છે એમનું કહેવું છે કે આંસુમાં ૮૪ ટકા પાણી હોય છે અને બાકીના ૧૬ ટકામાં કેટલાક ક્ષારો અને 'લાઇસોઝાઇમ' નામનું રાસાયણિક તત્ત્વ રહેલા છે 'લાઇસોઝાઇમ' આપણા લોહીમાં પણ ઓછી-વત્તી માત્રામાં હોય છે જ હકીકતમાં કૃમિ નાશક શક્તિ તેમાં જ રહેલી છે

જ્યારે આંસુ આવે છે ત્યારે માણસને હીબકાં ભરવાની અને ધ્રુસકે-ધ્રુસકે રોવાની વૃત્તિ જાગે છે સવાલ એ છે કે આપણે આખરે તે રડીએ છીએ શાથી? આ બાબતમાં વિજ્ઞાનીઓનો મત એ છે કે આજનો માણસ પોતાના બહારના જીવનમાં અને તદનુસાર પોતાના માનસિક ચિંતનમાં પણ પહેલાની સરખામણીમાં ઘણો જ વધારે પડતો સંવેદનશીલ થઈ ગયો છે

આથી કરીને તેની ભાવનાઓ તેના આદિ સંસ્કારો સાથે સંઘર્ષ કરવા લાગે છે આદિમાનવની ભાવનાઓ તેના આદિસ્વરૂપમાં બિલકુલ અપરિપક્વ હતી અને તેના પર તેનો કાબૂ લગભગ નહિવત્ હતો ભાવનાઓ જ્યાં ઇચ્છે ત્યાં લઈ જતી પરંતુ આટલા વર્ષોના વિકાસ ક્રમમાં મનુષ્યે ભાવનાઓ પર ઘણો કાબૂ મેળવી લીધો છે આજનો માણસ ભાવનાઓની દયા પર જીવનારો જીવ નથી રહ્યો પણ એનો અર્થ એ નથી કે ભાવનાઓએ પરાજય સ્વીકારી લીધો છે અને મનુષ્યની આજ્ઞાઓનું ભાવનાઓ કોઈ પણ જાતના વિરોધ વગર જ પાલન કરે છે, એથી ઊલટું ભાવનાઓ માણસના દમાણનો હરેક પળે વિરોધ કરે છે, તેની સાથે લડે છે ભાવનાઓની આ મજબૂરી જ વસ્તુતાએ આપણા રુદનમાં પ્રતિફલિત થાય છે જ્યારે ભાવનાઓને પોતાના આદિરૂપમાં ઉઘાડી રીતે વ્યક્ત થવાની સુવિધા નથી મળતી ત્યારે તે રુદનના રૂપમાં એકાએક વરસી પડે છે

/ જ્યારે દુઃખ કે વિષાદથી આપણી ભાવનાઓ ઉત્તેજિત થાય છે ત્યારે આપણી આંખોમાં એક તીખો બાષ્પીય પદાર્થ પેદા થવા લાગે છે એ તીખા બાષ્પને લીધે આંસુની થેલી (લૅક્રમેન સૅક)ની નળી, જે નાકને રસ્તે નીકળી કરે છે—નાકના રસ્તે નીકળવાને બદલે આંખને રસ્તે નીકળવા લાગે છે

વૈજ્ઞાનિકોના મત અનુસાર જે માણસ ક્યારેય પણ રડતો નથી તે સાધારણ ઢગનો માણસ નથી હોતો આ ન રડવાને તેની માનસિક વિકૃતિ જ માનવામાં આવે છે એવું જણાયું છે કે ન રોનાર વ્યક્તિ દમનો શિકાર બને છે અથવા તો તેને ખૂબ ગૂંગળામણ ચીડ થાય છે

મનોવૈજ્ઞાનિકો એ વાત પણ માને છે કે ક્યારેક ક્યારેક દિલ ખોલીને રડી લેવું એ આપણા માટે ઘણું જ હિતકર છે

# ગ્રંથાવલોકન

બલિદાન: લે૦ શ્રી નાનુભાઇ નાયક; પ્ર૦ સાહિત્ય સંગમ, સુરત–૨; મૂલ્ય, રૂા. ૩–૫૦.

લેખકની નવ વાર્તાઓનો આ સંગ્રહ ચીને ભારત પર કરેલા આક્રમણના વાતાવરણની પશ્ચાદ્ભૂ પર અને તેમાં ગુજરાતી સ્ત્રી-પુરુષોની સહકારિતા સમાવીને વિશિષ્ટ બન્યો છે. આ અગાઉ આ લેખકનાં 'યુદ્ધગીતો' પણ એ જ વાતાવરણ લઇ પુસ્તકરૂપે સાહિત્યસંગમે મૂક્યાં હોય, પ્રકાશનનો આશય સ્તુત્ય ગણવો જોઇએ. 'બલિદાન'ની વાર્તાઓમાં લેખકની ભાવનાશીલ રાષ્ટ્રીયતા, વાર્તાનાં પાત્રો અને પ્રસંગો પસંદ કરવાની સારી સૂઝ ઉપરાંત એકંદર રસવાહી આલેખનકલાનો સુખદ પરિચય થાય તેમ છે ઉત્તર સરહદના યુદ્ધમોરચાનાં વર્ણનો સારાં આલેખાયાં છે; તો 'ભાવડાનું બળ' વાર્તામાં છે તેમ દેશના વાતાવરણમાંના એની અસરનાં ચિત્રો પણ ભાવનાપ્રેરક થયાં છે. 'સોહાગરાત', 'રજપૂતનો દીકરો', 'તવાંગમોરચે', 'ભાવડાનું બળ' એ ચારે વાર્તાઓ વતોકલાની દૃષ્ટિએ પણ સફળ થઇ છે. 'બલિદાન' વાર્તા કંઇક ભાવનાશીલતાની ઘેરાશ દાખવતી હોવા છતાં સારું વાતાવરણ રચે છે

'નિર્ગંધ બદલો'માં કબૂતર ત્રિપુટી અને બિના ડીની પ્રતીકયોજના સારી છતાં વાર્તાનું સાધણ અસ્વાભાવિક તેમ જ અંત શિથિલ પડ્યો છે. 'આંખ ઊઘડી'નું પાત્રાલેખન સારું છતાં ત્યાંય અંત સાદો થઇ ગયો છે. 'સોહાગરાત' અને 'તવાંગ મોરચે' બેઉમાં યુદ્ધભૂમીનાનું વાતાવરણ અને મુખ્ય પાત્રોના મનોજગતનું વર્ણન જીવંત બન્યું હોઇ સંગ્રહની વિશિષ્ટતાને તે બરાબર ઉપસાવી આપે છે. 'રજપૂતનો દીકરો'નું યુગલ માનસિંહ–ચંદા તેમ તેમનો સંવાદ, રાષ્ટ્રસેવાના કાર્યમાં વિક્ષેપ ન પડે માટે પતિનેય પુત્રના મૃત્યુ (યુદ્ધમોરચે થયેલા મૃત્યુ)ના ખબર ન આપતી સુધાનું માતૃહૃદય, 'ભાવડાનું બળ'માંનાં આકર્ષક આરંભ–વાર્તાલાપ, પણ 'બલિદાન' વાર્તાસંગ્રહનાં જમાપાસાં કહી શકાય.

જોડણી–લેખનની કંઇક વિશેષ પ્રમાણ દાખવતી ક્ષતિઓ 'બલિદાન'ના વાચનમાં વિઘ્ન બને છે ખરી. 'શી(શિ)લા', 'પતિન', 'સુરેન્દ્રએ', અનુસ્વાર અભાવ, 'શાબાસ' 'ખૂન્નસ', 'કંકાશ', 'નશી(સી)બ', 'શાંત્વન', 'વિશાન(સાત)', અગર 'ઉમાકાન્ત ઇશ્વરને પેટ ભરી નિરખી રહ્યો' જેવી અસુંદર લખાવટ ગંભીર ક્ષતિઓ ગણાય. પરંતુ સામે પક્ષે લેખક પાસે છે યોગ્ય રસપ્રદ વસ્તુ, ભાવનાશીલ વાતાવરણ, આકર્ષક પાત્રોની સૃષ્ટિ અને ક્યારેક ચિંતનની ગૂંથણી. આ સામગ્રીથી 'બલિદાન'ની વાર્તાઓ સમગ્રતયા સુવાચ્ય બની છે. સમકાલીન વાતાવરણને વાર્તારૂપ આપી, ગુજરાતને તેમાં ગૂંથી લઇ, લેખક પોતાનો હેતુ સિદ્ધ કરવામાં ઠીક સફળ થયા હોઈ, આ સંગ્રહ વાચકોમાં આદર પ્રેરશે એવી આશા અસ્થાને નથી.

નૈતિક શિક્ષણ: અનુ૦ શ્રી ગજેન્દ્ર જાદવજી પટેલ; પ્ર૦ શિવાનંદ સાહિત્ય પ્રચાર સમિતિ–ઋષિકેશ; ગુજરાત વિભાગ–૩૭, પંકજ સોસાયટી, સરખેજ રોડ, અમદાવાદ–૭; મૂલ્ય, રૂા. ૨–૦૦.

ઋષિકેશના સુપ્રસિદ્ધ સ્વ૦ સ્વામીશ્રી શિવાનંદ સરસ્વતીના Ethical Teachings નામક ગ્રંથનું આ ગુજરાતી ભાષાન્તર, નીતિશાસ્ત્ર–નીતિશાસ્ત્રનો પાયો–નીતિનિયમો–સુજીવનની વર્તણુક–નીતિનિયમના શત્રુઓ–વિશિષ્ટ નીતિનિયમો–માનવધર્મ અને નૈતિકબોધ, એમ કુલ આઠ પ્રકરણોમાં ઉચ્ચ જીવનના આચારવિચાર અંગે જિજ્ઞાસુઓને માર્ગદર્શક નીવડે તેવું છે. સ્વામીશ્રી પૂર્વાશ્રમમાં સંશોધક દાક્તર હતા અને ઋષિકેશની સુપ્રસિદ્ધ આશ્રમપ્રવૃત્તિઓ દ્વારા સંત અને વિચારક લેખક ઉપરાંત જીવનલક્ષી પંડિત તરીકે અનેકોના જીવન પર પ્રભાવ પાડી ગયા હોઇ, તેમના ચિંતન–અનુભવનો પ્રેરક સાર તેમની અન્ય કૃતિઓની જેમ આ પુસ્તકમાં પણ છે.

આ પુસ્તકમાં સ્વામીશ્રીએ મનુષ્યની આંતરિક દુર્જનતા સુધી મનુષ્યજાતિ તથા તેની સંસ્કૃતિના વિકાસમાં નીતિશિક્ષણ કેવું મહત્ત્વ ધરાવે છે તે

સ્પષ્ટ સમજાવ્યું છે. ભૌતિક સંપત્તિની સ્પર્ધા બતાવી તેઓ સહુમાં વ્યાપ્ત એક અમર આત્મનું સત્ય દાખવે છે. સદાચારને એમણે ધર્મની વ્યાખ્યામાં મુખ્ય સ્થાન આપ્યું છે. નૈતિકતા ઉપરાંત આધ્યાત્મિકતા પર પણ એમનો ઝોક છે. આવા વિચારોને સાંપ્રતબોધક ઉદાહરણો દ્વારા સ્પષ્ટ કરીને તેમજ પોતાના આશયને સમજાવવા જીવનનાં અનેકવિધ ક્ષેત્રોની પરિસ્થિતિ લેખનમાં સમાવીને આ ચિંતક લેખકે પુસ્તકની ઉપયોગિતા વધારી છે. પુનરાવર્તનનું પ્રમાણ કંઈક વધુ જણાય કે ક્યારેક દૃષ્ટાંતો અસ્પષ્ટ યા અધૂરાં લાગે તો તે સંભવિત છે; પરંતુ આવા હેતુવાળી માર્ગદર્શક ગ્રંથમાં તે જિજ્ઞાસુઓને સર્વત્ર બાધક જણાશે નહીં ચોથા પ્રકરણથી શરૂ થતો ગ્રંથનો ઉત્તરાર્ધ સર્વસામાન્ય જીવનને વિશેષતઃ અનુલક્ષે છે. તેથી તેનું વાચન રસપ્રદ થી તેમ બોધદાયી પણ થાય તેમ છે.

ઉચ્ચ ચિંતન અને વ્યવહારુ પ્રગતિશીલ આધુનિક માર્ગદર્શન આપતા આવા પુસ્તકનો અનુવાદ સરળ અને અર્થલક્ષી થયો છે —દ૦

## જયકો પ્રકાશન

જયકો પબ્લીશીંગ હાઉસ ૧૨૫, મહાત્મા ગાંધી રોડ, ફોર્ટ, મુંબઈ-૧

જાણીતી પુસ્તક પ્રકાશકોની સ્તુત્ય પ્રવૃત્તિને અમે આવકાર આપીએ છીએ. દેશ-વિદેશના પ્રશિષ્ટ ગ્રંથોને નાની માપકસરની સાઇઝમાં અને સુંદર સુવાચ્ય છપાઈમાં આપવાનો એમનો સિલસિલો ઉપયોગી અને ઉપકારક છે.

એ શ્રેણીમાં પ્રગટ થયેલ અંગ્રેજી પુસ્તકો પૈકી નીચેનાં અમને મળ્યાં છેઃ

**શ્રી અરવિન્દ કેઇમ ટુ મીઃ** દીલિપકુમાર રોય પૃ૦ ૨૩૭ કિં૦ ૨–૫૦

વિખ્યાત સાધક ગાયક અને લેખક શ્રી દીલિપકુમાર રોયની રસિક અને વિશિષ્ટ શૈલીમાં અહીં એમના યોગી શ્રી અરવિન્દ સાથેના હૃદયંગમ સંસ્મરણો મનોહર છટામાં નિરૂપણ પામ્યાં છે.

**આય મીટ રાજાજીઃ** મોનિકા ફેલ્ટોન; પૃ૦ ૧૯૩. કિં૦ ૨–૫૦

યુરોપીય મહિલા લેખક મોનિકા ફેલ્ટોનની બુદ્ધિપ્રવણ સાધુચરિત રાજનીતિજ્ઞ રાજાજી સાથેની મુલાકાતો, વાતચીતો, વિચારવિનિમય, પ્રવાસો અને સંસ્મરણોનું આ પુસ્તક આ વિષય પરતું એક જ અને અપૂર્વ છે.

**ઓટોબાયોગ્રાફી ઓફ એ યોગીઃ** પરમહંસ યોગાનંદ; પૃ૦ ૫૧૦, કિં૦ ૫–૦૦

શ્રીરામપુરના સ્વામી યુક્તેશ્વર ગિરિના શિષ્ય અને મહાન હિન્દુ યોગી યોગાનંદજી અહીં એમની સાક્ષાત્કાર પામેલા ભારતીય મહાત્માઓ સાથેના એમના સહવાસની અને પોતાના જીવનની વાત આપે છે. આ વિખ્યાત પુસ્તકનો ચૌદેક ભાષામાં અનુવાદ થયો છે એ હકીકત જ તેની ગુણવત્તાનો ખ્યાલ આપે છે.

**ઇન્ડીઅન પોલિટીકલ થોટઃ૧:** પ્રો૦ બ્રાઉન; પૃ૦ ૨૦૪, કિં૦ ૩–૦૦

"શ્વેતછત્ર (વ્હાઈટ અમ્બરેલા) એવું પેટા અભિધાન ધરાવતા આ પુસ્તકમાં પ્રો૦ ડી૦ મેકેન્ઝી બ્રાઉન ભારતીય નયવિદ્યા (ડીપ્લોમસી) અને રાજકીય વિચારણાનો ઉત્તમ અને નિર્દોષ પરિચય આપે છે. આ ભાગમાં મનુસ્મૃતિ રચયિતા ભગવાન મનુ, મહાભારત, કૌટિલ્ય અને શુક્રાનિતિની પ્રાચીન રાજ્યવિચારણાનો તેમજ વિવેકાનંદ, રવીન્દ્રનાથ, શ્રી અરવિન્દ અને ગાંધીજી એ ચાર આધુનિક રાજ્યવિચારકોનો પ્રસ્તુત વિષય પરનો નીચોડ છે.

**ઇન્ડીઅન પોલિટીકલ થોટઃ૨:** પ્રો૦ બ્રાઉન; પૃ૦ ૨૪૪, કિં૦ ૩–૮૦

રાષ્ટ્રવાદી સ્વરાજ એવું પેટા મથાળું આ ગ્રંથનું છે. અહીં મહાદેવ ગોવિન્દ રાનડે, ગોપાલકૃષ્ણ ગોખલે, લોકમાન્ય ટિળક, લાલા લજપતરાય, મહાત્મા ગાંધી, જવાહરલાલ નેહરુ, ડૉ૦ રાધાકૃષ્ણન, જયપ્રકાશ નારાયણ અને વિનોબા ભાવેની રાજકીય વિચારણા અને મતિનો પરિચય આપ્યો છે. —દેશ૦



બુદ્ધ ભગવાનની જયંતી વૈશાખી પૂર્ણિમા. તે અવસરે 'ધમ્મપદ'માં ના બૌદ્ધ ધર્મના આદેશોનું પુણ્યસ્મરણ કરીએ.

એ ગ્રંથના યમકવર્ગની ૫મી સૂક્તિ આમ છે.

ન હિ વેરેન વેરાનિ સમ્મન્તીધ કુદાચનં।
અવેરેન ચ સમ્મન્તિ એસ ધમ્મો સનન્તનો ॥

વેરનો બદલો લેવો એ પ્રાકૃત પ્રેરણા છે. ગાંઠ વાળી લાગ મળ્યે પ્રતિવેગ કરવો સ્વભાવસહજ છે. ગૌતમે આપણને એથી પર થવા આ સૂક્તિ દ્વારા આદેશ આપ્યો છે. જેમ લાકડામાંની આગ લાકડાથી વધે જ છે તેમ વેરની આગ વેરથી વધે જ છે. જો આપણા આચરણમાં આપણે પ્રેમ અને અહિંસાને પ્રથમ પદ આપવા ઇચ્છતા હોઇએ તો આ પ્રકારનું –વેર લેવાનું વલણ વ્યાજબી• ઠરતું નથી. વેરનું શમન કરવું અને સ્નેહની વૃદ્ધિ કરવી, આત્માનો આદર કરવો અને દોષોનું નિવારણ કરવું હોય તો દુષ્ટ પ્રત્યે વેર લીધાં વિના આત્મપ્રેમથી અને આત્મબળથી તેની દુષ્ટતાનું નિવારણ થઇ શકે છે. આપણા એવા વર્તનથી, આપણા અવેરભાવથી સામાના હૃદયમાં હ્રી પ્રગટવી જોઇએ. હ્રી એટલે સ્વલજ્જા પોતાના દોષથી પોતાને જ થતી પીડા તે હ્રી. તેનામાં આવી આત્મલજ્જા પ્રગટે એવું સમતાભર્યું અને ઓજસભર્યું આપણું વલણ હોવું ઘટે. આમ હોય તો જ આ વેરની આગ શમી શકે છે. એ જ નિયમ ક્રોધને પણ લાગુ પડે છે. ક્રોધનો ઉપાય ક્રોધ નથી. તેમ વેરનો ઉપાય વેર નથી. એથી તો એની પરંપરા –એનો ક્રમવિક્રમ ચાલુ જ રહે છે અને વૃદ્ધિંગત થઈ વિનાશને નોતરે છે.

વિશેષ સ્પષ્ટતા માટે તે જ યમકવર્ગમાં ૩જી ૪થી સૂક્તિ આમ છે.

અક્કોચ્છિ મં અવધિ મં અજિનિ મં અહાસિ મે।
યે તં ન ઉપનય્હન્તિ વેરં તેસૂપસમ્મતિ ॥
અક્કોચ્છિ મં અવધિ મં અજિનિ મં અહાસિ મે।
યે તં ઉપનય્હન્તિ વેરં તેસં ન સમ્મતિ ॥

આણે મને ગાળો દીધી, પેલાએ મને માર્યો, મને જીતી લીધો, હું લુંટાઈ ગયો એવી જે ગાંઠ વાળતા નથી તેમનું વેર શમે છે; પણ જે એવી વાતની ગાંઠ વાળી રાખે છે તેમનું વેર શમતું નથી. જે વાતમાં બીજા સયંમ જાળવી શકતા નથી તે વાતમાં સંયમ જાળવી શકનાર જ ક્લેશને ટાળી શકે છે તેમ કહેતી છઠ્ઠી સૂક્તિ આ છે.

પરે ચ ન વિજાનન્તિ મયમેત્થ યમામસે।
યે ચ તત્થ વિજાનન્તિ તતો સમ્મન્તિ મેધગા ॥

અવેરભાવનો આદેશ આપતા ધર્મના આ પદોનું નિત્ય સ્મરણ રાખવું શ્રેયસાધકો માટે જરૂરી છે.

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૰

માળીયા–હાટીના જિ જૂનાગઢ

પ્રમુખ
હરગોવિંદભાઈ રા૰ ભટ્ટ

રજીસ્ટ્રેશન નબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા ૩૦–૩–'૫૮ તા ૩૧–૧૨ ''૨

સભાસદ સખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભડોળ | રૂા ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભડોળ | રૂા ૦૮૭ લાખ |
| અનામત ફડ | રૂા ૦૦૮ લાખ |
| અન્યફડ | રૂા ૦૦૧ લાખ |

આ સઘ તરફથી સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાતરનુ કાર્ય કરવામા આવે છે

આ ઉપરાત સયોજીત સહકારી મડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ જતુનાશક દવાઓ, ઓજારો વિ૰ પૂરા પાડવામા આવે છે

લોખડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાડ વિ૰ વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૰

જૂનાગઢ

પ્રમુખ
દ્વારકાદાસ ના૰ ત્રિવેદી

ટેલિફોન નબર ૨૧૯

સ્થાપના તા ૨૪–૬–'૫૯ ઓડીટ વર્ગ 'બ'
રજીસ્ટ્રેશન નબર ૩૧૨૫ તા ૩૧–૧૨–'૬૩

સભાસદ સખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભડોળ | રૂા ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભડોળ | |
| મડળીનુ ૦–૩૫ | |
| સરકારથીનુ ૦–૨૫ | રૂા ૦૬૦ લાખ |
| અનામત ફડ | રૂા ૦૧૯ લાખ |
| અન્ય ફડ | રૂા ૦૦૭ લાખ |

આ સઘ મારફત સયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ મઘોને 'કન્સાઇ મેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામા આવે છે

આ ઉપરાત ખાડ, સુકો મેવો સીમેન્ટ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સયોજીત ખરીદ વેચાણ સઘોને મદદરૂપ થવા તથા મારકેટીગ પ્રોસેસીંગના માર્ગને વેગ આપવા સહકાર આપે છે

# INDUSTRIAL SUPPLIES CORPORATION

SAKINAKA, KURLA ANDHERI ROAD
BOMBAY-70

Phone 67530 Grams "UCANRELY", BOMBAY-70

Manufacturers of :–

- ★ Moulded rubber articles for Automobile industries
- ★ Ebonite parts for chemical and rayon industries
- ★ Rubber lining of m s tanks & vessels of all sizes
- ★ "Sleepmaster" Hot Water rubber bags "Coolwave" Ice bags
- ★ Rubber/Ebonite Rollers

A RELIABLE RUBBER INDUSTRY SERVING THE NATION SINCE TEN YEARS UNDER FULL TECHNICAL SUPERVISION

---



વયમા નાના અને
સુકુમાર હૈયાના બાળકો માટે
ચિત્તાકર્ષક વસ્ત્રો

# ઠાકરસી

ફેબ્રીક્સ

ફેશનમાં સર્વોત્તમ પસંદગી

તેના પર લેબલ છે

*SANFORIZED




ઠાકરસી ગ્રુપ ઓફ મીલ્સ

● ધી હિન્દુસ્તાન સ્પીનીંગ એન્ડ વી. મીલ્સ કંપની લિ.
● ધી ક્રાઉન સ્પીનીંગ એન્ડ મે. કું. કંપની લિ.
● ધી ઈન્ડીયન મેન્યુ. કંપની લિ.

# હંસલા ઊડ્યો કેમ અધીર

ઊડ્યો કેમ અધીર
હંસલા, ઊડ્યો કેમ અધીર ?

માનવતાના મીર હંસલા,
પૃથીવિ કેરા પીર હંસલા,
    ઊડ્યો કેમ અધીર ?

ચિર સમય સંગે રહેવાની
    દઈને અમને ધીર
    હંસલા, ઊડ્યો કેમ અધીર ?

ચેતનના ચમકારે તારા
    ઉજ્જવળ તીરે તીર;
માની શકે નહી મન કે તારુ
    નમે કાળને શિર
    હંસલા, ઊડ્યો કેમ અધીર ?

રગ રગ તારે હે પૂરણ પ્રેમી,
    ખંત ભરેલ ખમીર;
એય તને નવ રોકી શકે
    એવું ન્હોય હેતનું હીર
    હંસલા, ઊડ્યો કેમ અધીર ?

એય વળી ઉર અચરજ મારે,
    તું કુદરતનો હીર;
રોકી શક્યો નહી કેમ હિમાલય,
    કેમ ગંગાનાં નીર ?
    હંસલા, ઊડ્યો કેમ અધીર ?

એક જ ઉત્તર અંતર આપે,
    આતમનો તું અમીર,
ઘસતો બળતો નેહે નિગળતો
    ફક્કડ હતો ફકીર.
    હંસલા, ફક્કડ હતો ફકીર.

સરોદ

# વૈષ્ણવજન



વર્ષ ૩ : : અંક ૪ : જુલાઈ . ૧૯૬૪

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*     *     *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે

લવાજમ
દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ
વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# બાળકોનો અમૂલ દુધાહાર તાજા દૂધમાંથી બનાવવામાં આવે છે.







તાજું અને પૌષ્ટિક દૂધ। અમૂલ દુધાહાર આવા ઉત્તમ દૂધમાંથી બનાવવામાં આવે છે. એશિયાના સૌથી મોટા અને ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારનાં સાધનોથી સુસજ્જ દૂધની ચીજોના ઉત્પાદનકેન્દ્ર—આણંદની અમૂલ ડેરીમાં તે તૈયાર થાય છે. ઉત્તમ કોટિની દૂધની ચીજો બનાવવામાં ઘણા વર્ષોના અનુભવી ને નિપુણ વૈજ્ઞાનિકો અમૂલ દુધાહાર તૈયાર કરવાનું કામ સંભાળે છે. વિટામિનો તેમજ ખનીજ તત્ત્વોથી સમૃદ્ધ અને સુપાચ્ય રૂપમાં ફેરવેલું દૂધ—આ છે અમૂલ દુધાહાર. વિકાસ અને આરોગ્ય માટે આદર્શ. હજારો બાળકો અમૂલ ઉપર આરોગ્યપ્રદ વિકાસ સાધે છે એમાં કોઈ આશ્ચર્ય નથી.




તાજા દૂધમાંથી બનાવેલ અમૂલ દુધાહારમાં ૭ વિટામિનો છે જે આપના બાળક માટે જરૂરી છે —





## પીડ પરાઈ

સત્યાનંદ

ઈરાનના મહાપ્રાણ કવિ શેખ સાદીના 'બોસ્તાં'માં એક વાત આવે છે:

'દમિશ્કમાં એકવાર મોટો દુકાળ પડ્યો. લોકો ટપોટપ ભૂખ્યા મરવા લાગ્યા. પાણી નામની ચીજ અગર જો ક્યાંય પણ જોવા મળતી તો તે માત્ર દુઃખીઓની આંખોમાં! પાંદડાં પડી જવાથી ઝાડ તમામ નાગાબાવા જેવા થઈ ગયા હતા.

એવામાં મને એક મિત્ર મળવા આવ્યો. તેના દિદાર જોઇને જ હું દુઃખી દુઃખી થઇ ગયો. એક જમાનામાં તે શહેરનો ધનવાન—આગેવાન હતો. આજે તેનું શરીર સુકાઇને કેવળ અસ્થિ—પિંજર જેવું જ થઈ ગયું હતું.

મેં તેને પૂછ્યું: 'મારા નેક દોસ્ત, તારા પર એવી કઈ મુશ્કેલી ગુજરી છે કે તું આવો હાલહવાલ થઈ ગયો?'

આ સાંભળતાં જ તે ક્રોધથી રાતોચોળ થઇ ઊઠયો. લાલઘૂમ આંખો મારા સામે ખોડીને તે બોલ્યો: 'અરે પાગલ, તમામ વાત જાણે છે છતાં મને પૂછે છે? અક્કલ ગુમાવી બેઠો છે શું? તને એ પણ ખબર નથી કે મુસીબત હદ વટાવી ચૂકી છે?'

તસલ્લી આપતાં તેને મેં કહ્યું: 'પરંતુ, એ બધાની તને શી આંચ? ઝેર તો માત્ર ત્યાં જ વ્યાપે છે જ્યાં અમૃત નથી હોતું. પણ રોજેરોજની જરૂરીઆતો માટે તું તો એવો ને એવો જ સુરક્ષિત છે!'

મારી આ વાત સાંભળીને ઘણી જ રંજભરી આંખે તેણે મારી સામે જોયું. તે ઘણો જ ખિન્ન જણાતો હતો. મને તો એવું લાગ્યું કે જાણે કોઇ મોટો જ્ઞાની પુરુષ કોઈ અજ્ઞાનના અંધારામાં અટવાતી વ્યક્તિને ન તાકી રહ્યો હોય!

એક લાંબો—ઊંડો શ્વાસ લઇને, જાણે મારા પર રહેમ કરી રહ્યો હોય તેમ કહ્યું, 'મારા અજાણ્યા ભાઈ, અગર કોઇ એક માણસના તમામ મિત્રો દરિયામાં ડૂબી રહ્યા હોય અને તે એકલો જ કિનારે ઊભો ઊભો તેઓને ડૂબતા જોઇ રહ્યો હોય તો તેના નસીબમાં ચેન કેવું? મારો ચહેરો પીળોપચ્ચ થઇ ગયો છે તેનું કારણ મારી પાસે ધન નથી રહ્યું એ નથી, બલ્કે એ છે કે મારા સઘળા પડોશીઓ ભૂખ્યા તરફડી રહ્યા છે. શું તું એ નથી જાણતો કે અક્કલબંધ લોકો તેઓ ગણાય છે જેઓ ન તો પોતે જખમી થવા ચાહે છે કે ન તો બીજાઓને જખમી જોવા ચાહે છે? શું તે તન્દુરસ્ત માણસનું જીવન ક્યારે પણ સુખી થઇ શકે છે જેની જોડનો માણસ બીમાર હોય અને કણસતો હોય? એ જ હાલત મારી છે. જ્યારે હું જોઉં છું કે મારી આસપાસ હાય—હાય મચી રહી છે ત્યારે મારો અમૃતનો કોળિયો ય ઝેર બની જાય છે.'

# "જિપુણું" કુબેરન ચેટ્ટિયાર

ચક્રવર્તી રાજગોપાલાચારી

એનું નામ હતું કુબેરન ચેટ્ટિયાર. ચોખાના ભારે મોટા વેપારી. હર્યુંભર્યું ઘર ભારોભાર ધાર્મિક જીવન પણ હતા પાક્કા કંજૂસ. મુશ્કેલીમાં સગા ભાઈને પણ, દોકડો ન દે! ગામના ભિખારીઓએ પણ એનો ઉંબરો તજ્યો હતો, હા, એનો છોકરો જરા ખર્ચાળ હતો ખરો. પણ એટલે તો એણે પોતાના દીકરાને વેપારમાય ન રહેવા દીધો અને ઘરમાય ન સઘર્યો.

પોતે ખૂબ ચાલાક ને જાણતલ વેપારી. એક રૂપિયાનો માલ ચૌદ આને કેમ ખરીદવો અને તેનો તે જ માલ પાછો વીસ આને કેમ વેચવો એની એને મોટી ફાવટ.

*

આમને આમ એના ત્રીસ વરસ વીતી ગયા. એમા એક દિવસે અચાનક જ એની ગરદન ઉપર સોજો આવ્યો. સોજો તો દિવસે દિવસે માડચો સૂણવા સોજો વધ્યો ને ખતર નાક સ્થિતિએ પહોંચ્યો. કેક શેક કર્યા અને બીજીયે ઘરગથ્થુ દવાઓ અજમાવી પણ કારી ન ફાવી આખરે ડૉક્ટર વૈદ્યનાથ અય્યરને તેડ્યા

ડાક્ટર વૈદ્યનાથ આવ્યા એમની સાથે એમના મદદનીશ ડૉ૦ રામલિંગમને પણ સાથે લેતા આવ્યા ચેટ્ટિયારે જ્યારે બે ડૉકટરને જોયા ત્યારે ખૂબ ગભરાઈ ગયા. પોતાની દીકરીને બોલાવીને પૂછ્યું 'છોડી, આ બે ડૉક્ટરોને કેમ બોલાવ્યા?' એની છોકરી—બિચારી બાળ વિધવા હતી, અને બાપને ઘેર રહીને જ ઘરખટલાનું ધ્યાન રાખતી આ કારણે જમાઈરાજનો વારસો ય તે ચેટ્ટિયારના હાથમાં આવી ગયો હતો! દીકરીએ સમજાવ્યું કે આ ડૉકટરને ખાસ તેડાવ્યા નથી મોટા ડૉક્ટરના મદદનીશ છે, ત્યારે એને થોડી નિરાંત થઈ

ડૉ૦ વૈદ્યનાથ અય્યરે સોજો જોયો—તપાસ્યો અને ચકાસ્યો. પછી નિદાન કરતાં કહ્યું: 'આ દરદમાં બીજી-ત્રીજી દવાઓથી કશો જ ફાયદો થશે નહિ આમ તો ઑપરેશન કરવું પડે તેમ છે.'

'તે, તમારું કહેવું એમ છે કે તમે એના પર ચાકુ ચલાવવા માગો છો?' ચેટ્ટિયારે ડૉકટરને પૂછ્યુ?

'હા, પણ ઑપરેશન હું નહિ કરી શકું. મારા મદદનીશ હાલ જ અમેરિકાથી આવ્યા છે. બાહોશ છે. એ બધુ જ ઠીકઠાક કરી આપશે.'

'ઠીક છે, મારી દીકરી સાથે વાત કરી જુઓ' ચેટ્ટિયારે ડૉક્ટરને કહ્યુ.

નક્કી કરવામા આવ્યુ કે કાલે ઑપરેશન કરવુ અને ક્લોરોફૉર્મ પણ આપવુ.

એ દિવસે રાત્રે કુબેરન ચેટ્ટિયારનો દીકરો સુબ્બૈયા ચેટ્ટિયાર ડૉ૦ રામલિંગમને ઘેર ગયો અને ડૉક્ટર આવતા સુધી લગભગ એક કલાક સુધી રાહ જોતો રહ્યો જ્યારે ડૉક્ટર આવ્યા ત્યારે તેણે તેમને પોતાની અમુક બીમારીની વાત કરી અને એક ઇન્જેકશન પણ લીધુ પછી, ડૉકટરને કહ્યુ 'ડૉક્ટર સાહેબ, મારે આપની સાથે એક ખાસ જરૂરી વાત કરવી છે' પછી તો તેઓ બન્ને એક બંધ ઓરડામા પા કલાક સુધી વાતો કરતા રહ્યા.

'ગભરાવાની કોઈ જરૂર નથી ચેટ્ટિયર સાહેબની ઉમર જરૂર મોટી છે, પણ તેની કાઈ ચિંતા કરવાને અવકાશ નથી જ. ડરવાની જરૂર જ નથી. બધું જ બરાબર થઈ જશે', ડૉ૦ રામલિંગમે કહ્યું.

'પૈસાની બાબતમા તો બેફિકર જ રહેજો. એમની કંજૂસાઈ ધ્યાનમા લેશો નહિ હું અને મારી બહેન આપની ફીની પાઈએ પાઈ ચૂકવી દઈશું. બસ; બાપુજીને આ વાતની ખબર ન પડવી જોઈએ' સુબ્બૈયા ચેટ્ટિયારે કહ્યુ

'અમેરિકામા આ કંજૂસી માટે એક દવા શોધવામાં આવી છે અહીં તો કોઈને ય

તેની ખબર નથી. ઓપરીને સહેજ અમથી ખોલીને એક ગુપ્ત કામ કરી લેવાનું હોય છે. જો આપની ઈચ્છા હોય તો હું તે માટે કોશિશ કરું.' ડૉ૦ રામલિંગમે પૂછયું.

'હું માનતો નથી કે આવો કોઈ ઈલાજ હોઈ શકે....' સુબ્બૈયાએ શંકા પ્રગટ કરી

'ડૉક્ટરોની નવી નવી શોધોના વિષયમાં ભલભલા ડૉક્ટરો ય અજાણ્યા જેવા હોય છે. તો પછી આપને તો ખબર જ ક્યાંથી હોય!'

'ડૉક્ટર સાહેબ, આપ સાચોસાચ જ ગંભીરતાથી વાત કરો છો કે પછી મજાક જ ઉડાવો છો?'

'મજાક નથી, ભાઈ, આ મજાક નથી. આ સાચી વાત છે. આપ કહો તો ઓપરેશન વખતે હું તેની કોશિશ કરું.'

સુબ્બૈયાને ઘણું આશ્ચર્ય થયું: 'શું માણસનો પૂરો સ્વભાવ પણ બદલી શકાય છે ખરો?'

સુબ્બૈયા ફરી બોલ્યો. 'અગર આ ગુપ્ત ઈલાજ સફળ થયો તો ..'

'એમાં આપ શંકા શેની કરો છો? સફળ તો થવાનું જ.' ડૉક્ટર રામલિંગમ્ બોલ્યા.

'તો પછી હુ આપને એક હજાર રૂપિયા ઈનામ દઈશ.' સુબ્બૈયાએ કહ્યું.

*

ઓપરેશન થઈ ગયું. સુબ્બૈયા અને ડૉક્ટર બીજે દિવસે મળ્યા.

'કામ પતી ગયું છે. પરિવર્તન આપને થોડા વખતમાં જ માલૂમ પડશે.' ડૉક્ટર રામલિંગમે કહ્યું. કુબેરન ચેટ્ટિયારને લગભગ એક મહિના સુધી પથારીમા જ આરામ કરવાનો હતો.

જ્યારે કુબેરન ચેટ્ટિયારને એની દીકરીએ આ વાત કરી ત્યારે એની આંખમાંથી આંસુ ઢળી પડયા. 'મે મારી જિંદગી બરબાદ કરી નાખી. દીકરી, તું મારા વતી તિરુપતિમાં બાલાજી શ્રી વેંકટેશની પૂજા કરી આવ.'

જ્યારે એની તબિયત સુધરી ગઈ ત્યારે એણે પોતાના પુત્રને બોલાવ્યો અને તેને કહ્યું: 'દીકરા, અહીં આવ. હવે તારે અલગ રહેવાની કાંઈ પણ જરૂર નથી. મેં અગાઉ ગુસ્સામાં આવીને તને અળગો કરી દીધો હતો.'

ભિખારીઓ ય બધા અચરજ પામી ગયા હતા તેઓ અરસપરસમાં વાતો કરતાં: 'માંદગીમાં જ ચેટ્ટિયારને જ્ઞાન પ્રાપ્ત થઈ ગયુ છે.' દરેક શનિવારે હવે તેને ત્યાં ભિખારીઓની ભીડ જામતી અને તેઓ ખુશખુશાલ ઘેર પાછા વળતા.

*

ચેટ્ટિયારના ગરીબ સગાં—વહાલાંઓને ય ખૂબ આશ્ચર્ય થયું. 'ભાઈ, આવી અજાયબી તો મેં આજ સુધી જોઈ નથી—કે નથી સાંભળી. આખે આખો માણસ જ બદલાઈ ગયો!'

'કુબેરન ધર્માદા નિશાળ, કુબેરન ચેટ્ટિયાર પ્રસૂતિ ગૃહ, કુબેરન નર્સિંગ હોમ, કુબેરન ચેટ્ટિયાર ધર્મશાળા,—માંદગી બાદ એક પછી એક આ સંસ્થાઓ એણે ઊભી કરી...

શહેર આખું આ વાતની જ ચર્ચા કરતું. પણ સાથોસાથ એક બીજું પરિવર્તન પણ થતું રહ્યું હતું. એનો દીકરો સુબ્બૈયા ચેટ્ટિયાર કંજૂસ બનતો જતો હતો.

'આમને આમ સઘળી મિલકત ઉડાવી દેશે તો પછી આપણે શું કરીશું!' ભાઈ—બહેન મોટેભાગે આ વાત જ કર્યા કરતાં. કોઈકોઈ વાર તો ભાઈ-બહેન જઈને આપુજીને એમનો આ ઉડાઉપણું બંધ કરવા સમજાવતાં, લડતા—ભગવાનની માયા ભારે વિચિત્ર હતી!

રામ જાણે, ભગવાનની કૃપાથી કે ડૉ૦ રામલિંગમના ઓપરેશનથી, કુબેરન ચેટ્ટિયાર બદલી જરૂર ગયો હતો પણ તેના નામની આગળ પહેલાં જે 'જિપુણિ' (કંજૂસ) શબ્દ કોઈક કજાડ સજ્જને જોડી દીધો હતો તે તો કુબેરન ચેટ્ટિયારની સાથે જ જોડાયેલો રહ્યો. આટલું બધું દાન-પુણ્ય કે આટ-આટલા ધર્માદા-ખર્ચ છતાંય 'જિપુણિ'નો ઈલકાબમાંથી તેનો છૂટકારો ન જ થયો!

લખાઈ હોય તેવી મહાન પરીકથા છે–સાહસકથા છે માત્ર આપણે તે જોવા માટે જોઈએ આંખ અને સાંભળવા માટે કાન. દુનિયાનું સૌંદર્ય અને જીવન માણવા માટે જોઈએ મુક્ત મન '

આમ ચાચા નેહરુ તેના વહાલા ભૂલકાંઓને આ અદ્ભુત દુનિયાનું ભાન કરાવે છે આ નાનકડી વાતમાં પણ જોઈ શકાય છે કે ચાચા નેહરુ 'સુંદરમ્'ના ઉપાસક હતા–ચાહક હતા–ભોકતા હતા સંત મહાત્માઓ દુનિયાની અદ્ભુત ચીજોને નીરખી ઇશ્વર ઉપર વારી જતા, જ્યારે ચાચા નેહરુ એના વખાણ કરતા નથી થાકતા! તો આપણે કેમ કહી શકીએ કે તેઓ ઇશ્વરને ન માનતા! તેઓ તો મોટા–સાચા આસ્તિક હતા તેઓ જ્યાં ત્યાં ઇશ્વરને યાદ કરીને ઇશ્વરની મહત્તા ન ઘટાડતા પણ તેનો અંતરાત્મા ઇશ્વરી તત્વોથી ભરપૂર હતો

તેઓ બાળકોના અનન્ય ચાહક–બાળકોને જુએ ને ખુશખુશાલ–બાળકો તેઓનુ વિશ્રામસ્થાન ગમે ત્યાં જાય–દેશમાં કે પરદેશમાં–બાળકોને મળવાનો તેઓનો કાર્યક્રમ હોય જ ભારતના બાળકોમાં તેઓ ભાવિ હિંદના–આઝાદ હિંદના–લોકશાહી હિંદના દર્શન કરતા તેઓએ એક જગ્યાએ કહ્યુ છે કે વસુધૈવ કુટુંબકમ્‌ના દર્શનની ઝાંખી બાળકોમાં કરી રહ્યો છુ તેઓ તેની સ્પષ્ટતા કરતા કહે છે કે –

'બાળમેળાને ભેગી કરો નહિ કે એકલા ભારતના બાળકોને પણ જુદા જુદા દેશના બાળકોને ભેગા કરો તેઓના પહેરવેશ જુદા હશે તેઓની રહેણીકરણી જુદી હશે અરે! ભાષા પણ જુદી–એકબીજાને સમજવા માટે ભાષા પણ નથી છતાં પણ તેઓ દોસ્ત બનશે રમશે–ઝઘડશે તેઓના ઝઘડા એક રમત જ હશે તેઓ વર્ગ, વર્ણ રંગથી હજુ નથી રંગાયા હોતા'–એ બાબતમાં તેઓ નિર્દોષ રહે તેમ ચાચા નેહરુ ઇચ્છે છે એટલે તેઓ બાળકોને ચેતવે છે કે, 'વહાલા બાળકો! તમે તમારા વડીલોએ કરેલી વાડાબંધીમાં ન ફસાતા અને તેઓ વર્ગ, વર્ણ, રંગ, અમીર–ગરીબના વાડા બાંધીને રહેલા–દુનિયાને જોતા, પોતેજ ઊભી કરેલી તે જેલમાં કેદી બનતા અને તમે મોટા થાઓ પણ તમાર દિલ આ બાબતમાં વિશાળ મને તમે મારા હિંદના ભાવિ નાગરિક છો તમે મારુ સ્વપ્ન વિશ્વકુટુંબનુ સાચુ પાડજો.'

બાળકો વિશ્વકુટુંબના ઘડવૈયા બને તેની કેટલી ઝંખના! સાધુઓ કહે છે સમ ભૂમિ ગોપાલકી અને ચાચા નેહરુ કહે છે આખુ વિશ્વ મારુ કુટુંબ આ વાત પણ સિદ્ધ કરે છે કે ચાચા નેહરુ આખા વિશ્વને એકરૂપ માનતા એમનામાં ઇશ્વર છે જ તો પછી ચાચા નેહરુ તો એમનાને માટે જ જીવનભર મથ્યા તેઓ બાળકોના સાથમાં પોતાનું પ્રધાનપદું ભૂલી જઈને બાળકોમાં એકરૂપ થઈ જતા–બાળકોની નિર્દોષતાના તેઓ પૂજારી હતા–બાળકોની નિર્દોષતામાં ઇશ્વર સમાએલો જ છે–તેના દર્શન ચાચા નેહરુ કરતા–પુનકિત બનતા આપણા સંત મહાત્માઓ બાળકોમાં ઇશ્વરના દર્શન કરતા ચાચા નેહરુને બાળકો અતિપ્રિય હતા.

તેઓ મેની શરૂઆતમાં (તેમના મૃત્યુ દિન પહેલા) મુંબઈની મુલાકાતે ગયા હતા વિદાય વેળાએ વિમાન ઘર પરથી નીકળતા વિદાય શબ્દો એમણે કહ્યા કે ભગવાનની ઇચ્છા હશે ત્યારે ફરી મુંબઈ આવીશ આ શબ્દો બોલનાર ચાચા નેહરુ નાસ્તિક હોય શકે?

તેઓ પોતાના વસિયતનામામાં લખે છે કે મારા અસ્થિફૂલની એક મુઠ્ઠી ગંગામાં પધરાવજો મારા મુત્યુ અસ્થિફૂલ ગંગાજીમાં પધરાવવામાં આવે એવી મારી ઇચ્છામાં મને પોતાને નિસ્બત છે ત્યાં સુધી કોઈ પણ ધાર્મિક મહત્ત્વ સમાએલુ નથી, હું આ બાબતમાં કોઈ ધાર્મિક લાગણી ધરાવતો નથી હું મારા બાળપણથી જ અલ્હાબાદમાં ગંગા અને જમના નદીઓથી મુગ્ધ બન્યો છુ અને હું જેમ જેમ મોટો થયો તેમ તેમ તેમના તરફનો મારો ભાવ પણ વધુ ગાઢ બનતો ગયો–જેના તરફ ભાવ ગાઢ બને તેના પ્રત્યે ભક્તિભાવ આપોઆપ આવે જ અને એ ભક્તિભાવથી પ્રેરાયને જ તેઓએ લખ્યુ કે મારા અસ્થિફૂલ મુઠ્ઠીભર ગંગામાં પધરાવજો વસિયતનામામાં તો તેઓએ ગંગાજીના વખાણ મુક્ત મને કર્યા છે ભારતની સંસ્કૃતિના મહાન પ્રતીકસમા ચાચા નેહરુ ભારતની સંસ્કૃતિને તેના વસિયતનામામાં પણ નથી ભૂલ્યા

આવા આપણા ચાચા નેહરુ માનવતા, કલ્યાણ અને સત્યમ્ શિવમ્ સુંદરમ્ ને વરેલા હતા. આવા આપણા ચાચા નેહરુનું સાચું તર્પણ ત્યારે જ કર્યું ગણાય કે જ્યારે આપણે તેઓમાં રહેલા ઉપરી ગુણોને આપણામાં ઉતારીએ. સાચી માનવતા અને સત્યમ્ શિવમ્ સુંદરમ્‌ની પ્રતીતી કરતા દેશની સેવામા મનુષ્ય જીવનના ધ્યેયને પામીએ. અને તેઓના સ્મારકરૂપે અનેક બાળમંદિરો, બાળભવનો, બાળક્રિડાંગણો અને અન્ય બાળ પ્રવૃત્તિઓ ભીવે પણ હિંદનું દરેક બાળક ચાચા નેહરુનું જીવંત સ્મારક બની રહે તે માટે માબાપોએ, શિક્ષકોએ અને સમાજે જાગૃત બનવાનું છે. બાળકોમાં ચાચા નેહરુની વિશાળ દૃષ્ટિ આવે—દિલની ઉદારતા અને જે સાચો ધર્મ તે જીવનભર આચરી રહ્યા હતા તે ધર્મપથે બાળકો પળે તો હિંદના ઘેર ઘેર ચાચા નેહરુનું જીવંત સ્મારક બની રહેશે.

## નાખી દીધા જેવી વાત ન કરતા હો તો!

સૌરાષ્ટ્રમાં એકમની રચના અને પ્રજાકીય સરકારની સ્થાપના થયા બાદ, એક વખત રાજકોટ મુકામે કાર્યકરોની એક બેઠક મળી હતી. રાજ્યના મંત્રીઓ પણ આ બેઠકમા હાજર હતા. પ્રજાઘડતરની દૃષ્ટિએ રચનાત્મક પ્રવૃત્તિને વેગવાન બનાવવાની વિચારણા ચાલતી હતી.

'બીજી બધી વાત તો ઠીક પણ દારૂબંધીનું શું? એક દિવસ માટે પણ દેશનો રાજ્યકારભાર મળે તો હું સૌથી પ્રથમ સમગ્ર દેશમાં દારૂબંધી દાખલ કરું એમ કહીને બાપુજીએ દારૂબંધીના મહત્ત્વનો આપણને ખ્યાલ આપેલો. સ્વરાજ મળ્યાને બબ્બે વર્ષ થઈ ગયા છતા આપણે ત્યાં હજી દારૂબંધી કેમ દાખલ કરવામા આવતી નથી?' એક રચનાત્મક કાર્યકરે આવેશપૂર્વક સવાલ કર્યો

રાજ્યનુ આબકારી ખાતું શ્રી શામળદાસભાઈ ગાંધી હસ્તક હતું. એમણે ખુલાસો કર્યો, 'સમગ્ર રાજ્યમા દારૂબંધી દાખલ કરવાનો રાજ્ય સરકારે નિર્ણય તો લઇ જ લીધો છે. પરન્તુ દારૂબંધી દાખલ કરીને આપણે એને સંપૂર્ણ સફળ બનાવવા માગીએ છીએ. એ દૃષ્ટિએ સમગ્ર રાજ્યમાં જે 'મશીનરી' જોઈએ એના અભાવે વિલંબ થઈ રહ્યો છે. થોડા વખતમાં જ દારૂબંધીના અમલ માટે યોગ્ય 'મશીનરી' ગોઠવાઈ ગયે દારૂબંધીનો કાર્યક્રમ દાખલ કરવામા આવશે'

મારી બાજુમાં બેઠેલા, ગામડાના એક વૃદ્ધ આગેવાન આ સાંભળીને ઊભા થઈ બોલી ઉઠ્યા. 'દારૂના કારખાના શરૂ કરવા હોય તો તો 'મશીનરી' જોઇએ એ વાત સમજાય. પણ દારૂના કારખાના અને પીઠા બંધ કરવા માટે તે વળી 'મશીનરી' જોઈતી હશે? આવી નાખી દીધા જેવી વાત ન કરતા હો તો!'

—પ્રવાસી

❁

હજરત અબુ મુહમ્મદ મુર્તઅશી તેર વર્ષ સુધી હમેશાં હજ કરતા હતા. પણ એક દિવસે તેઓ બોલી ઊઠ્યા: 'મેં જે કંઈ કર્યું એ મારા સ્વાર્થ ખાતર હતું.'

લોકોએ કહ્યું: 'હઝરત, આપને એની શી રીતે જાણ થઈ?'

હઝરત અબુએ જવાબ આપતા કહ્યું: 'એક દિવસે મારી વાલિદાએ મને એક ઘડો પાણી ભરી લાવવાનું કહ્યું. મને એ ભારરૂપ લાગ્યું હતું. એ પરથી મને લાગે છે કે મારી આ બધી હજો ફક્ત જાહેરી દેખાવ અને સ્વાર્થ માટે હતી.'

—ભૂપેન્દ્ર ત્રિવેદી

# નિખાલસ એકરાર

**શિવસુંદરમ્**

સમાજસુધારકોના અંગત જીવનમા કોઈ કોઈ વાર એવા નાજુક પ્રશ્નો આવીને ખડા થાય છે કે તેમને જવાબ આપવાનુ પણ ભારે થઈ પડે છે, પરતુ સાચા નીડર અને નિખાલસ સુધારકો એથી ડરતા નથી ને પોતાની પરિસ્થિતિ નિખાલસપણે સ્પષ્ટ કરે છે, અને એથી કરીને લોકોની વધુ ચાહના મેળવે છે

આવો એક પ્રસગ સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રિય સમાજ સુધારક ગોપાલરાવ આગરકરના જીવનમા બન્યો હતો સમાજસુધારણાની પોતાની ઉગ્ર ભાવનાને વ્યક્ત કરતા લેખો શ્રીયુત આગરકર 'સુધારક'ના ઉપનામથી જ લખતા હતા એ ઉપરથી સમાજસુધારણાનુ કામ તેમને કેટલુ પ્રિય હતું તેનો ખ્યાલ આવી રહે છે

વ્યવસાયે તેઓ શિક્ષક હતા પોતાના વિદ્યાર્થીઓને તેઓ નૂતન સમાજના નાગરિક નેખતા, ને તેમને પણ પોતાના સમાજસુધારણાના કાર્યનો ખ્યાલ આપતા વિદ્યાર્થીઓને પણ પોતાના આ પ્રિય શિક્ષક અને તેમના સમાજસુધારણાના કાર્ય માટે ભારે આદર હતો

પરતુ એક વખત તેમના વિદ્યાર્થીઓ પૈકી એક—વેલણકર નામના વિદ્યાર્થીએ શુ જોયુ? પોતાના આ 'સુધારક' કુટુંબના આખાયે કુટુંબને તેણે જોગેશ્વરીના મંદિરમા, કોઈ જૂના જમાનાના ધર્માંધ કુટુબીજનોની જેમ, જોગેશ્વરી દેવી સમક્ષ નાકલીટી તાણતા જોયા તેમ જ તેમના જ કુટુંબની એક સવાસણ સ્ત્રીને મંદિરની દેવી સમક્ષ ખોળો ભરતા જોઈ

વેલણકરે આ વાત શાળામા બધા વિદ્યાર્થીઓ સાથે ચર્ચી આ ઉપરથી સૌ વિદ્યાર્થીઓ અંદર અંદર કહેવા લાગ્યા 'આપણા 'સર'ની સુધારાની બધી વાતો ઉપર ઉપરની છે તેમના સિવાય તેમનુ આખુ યે કુટુબ મંદિરમા આવ્યુ'તું કોઈ ધર્માંધ વ્યક્તિની જેમ, વગર સમજ્યે, એ કુટુંબ દેવી આગળ નાકલીટી તાણતું'તું"

વિદ્યાર્થીઓએ આ વાત આગરકર સમક્ષ રજૂ કરવાનુ નક્કી કર્યું વિદ્યાર્થીઓએ કહ્યુ "આ આખીયે વાત 'સર' સમક્ષ મૂકવી, અને પછી તેમનો ખુલાસો માગવો નહિતર પછી કહેવુ કે આ તો બધી અમને લોકોને ભરમાવનારી વાતો છે"

સૌની વતી વેલણકરે જ વર્ગમા આગરકર સાહેબને ઊભા થઈને પૂછ્યુ "સર, મારે આપને એક પ્રશ્ન પૂછવાનો છે"

"તે પૂછને ભાઈ, મારી ક્યા ના છે?" આગરકરે નિખાલસપણે કહ્યુ

'એમ નહિ સર, મને આપની બીક લાગે છે" વેલણકર બોલ્યો

"અરે મારા નાનકડા મિત્રો, હજુ ત્યારે તમે તમારા આ સુધારક માસ્તરને ઓળખતા નથી હું થોડો જ વાઘ કે સિંહ છુ તે તમને ખાઈ જવાનો છુ? મારો સહેજ પણ ભય નહિ રાખવાનો હું તમને બધાને મારા નાનકડા મિત્રોસમ લેખુ છું" આગરકરે બહુ પ્રેમપૂર્વક પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ પોતાનુ હૈયુ ખોલ્યુ.

એથી પ્રોત્સાહિત થઈને વેલણકરે, પોતે જોયેલી બધી વાત કહી સભળાવી

પોતાના આ નાનકડા મિત્રના મુખેથી આવી 'મોટી' વાત સાભળીને આગરકરને હસવુ આવ્યુ, હસતા હસતા જ તેમણે કહ્યુ 'હા, તે તું આ ઉપરથી શુ કહેવા માગે છે?"

વેલણકરે હિંમત રાખીને કહ્યુ સર આપ તો અમને રોજ ઠોકી ઠોકીને કહો છો કે આપણા સમાજમા ધરમૂળથી સુધારા કરવાની જરૂર છે પેલે દિવસે તમે કહેતા 'તા કે દેવદેવીઓની બાધાઆખડી

બધું ઢોંગ છે. એવી સમાજસુધારણાની ઘણી વાતો તમે અમને કહો છો. આપની આ વાતથી સાવ વિરુદ્ધ આપના કુટુંબીજનોનું વર્તન છે. મેં નજરે જોયું ને, સાહેબ!"

મહારાષ્ટ્રના એ પ્રખર અને પ્રેમાળ સમાજસુધારકે હસતા હસતા કહ્યું: "અરે, મારા ભોળકડા મિત્રો, હજુ તમે મારી વાત પૂરી સમજ્યા નથી. સમાજમા આવા બધા ઢોંગ, દંભ ઊંડા મૂળ ઘાલી ગયા છે, એમ હું તમને રોજ નથી કહેતો? એ શું એક દિવસમા જવાના છે? આપણે સૌએ એ માટે કમર કસવી પડશે, અને બીજું યાદ રાખજો કે હું એટલે મિસ્ટિસ (શ્રીમતી) આગરકર નહિ! શ્રીમતી આગરકરની જગાએ તમારા આ સુધારક માસ્તરને માની લીધા, એ તમારી કસૂર છે."

પોતાના પ્રિય શિક્ષકની આવા નિખાલસ એકરાર ઉપર સૌ વિદ્યાર્થીઓ ખડખડાટ હસી પડ્યા.

---

## 'વાંઢાનું સૂતર'

થોડા દિવસ પહેલા ખાદી ગ્રામોદ્યોગ કમિશન તરફથી એક મિત્ર આપણી સંસ્થાઓને મદદ કરવાની દૃષ્ટિએ વધારાનું સૂતર ખરીદવા આવેલા. આવીને એમણે પૂછ્યું:

'પછી પેલા 'વાંઢા'ના સૂતરનું શું થયું?'

હુ જરાક મૂંઝવણમા પડી ગયો... થોડા સમય પહેલા અમારી સોસાયટીમાં કોઇક ધાર્મિક મહોત્સવમા કુમારિકાના સૂતરની જરૂર પડેલી અને તે મે મેળવી આપેલું. એટલે મારુ મન એ દિશામા કામ કરવા લાગી ગયુ. મનમા કેમેય કરીને મેળ જામે નહિ. કુમારિકાનુ સૂતર તો સમજ્યો, પણ 'વાંઢાનુ સૂતર' અને તે વળી કમિશનને જરૂર પડે તે કેવી રીતે હોઇ શકે? ગોથમ ગોથમ થોડી વાતો થઇ અને હું સમજવાનો પ્રયત્ન કરી રહ્યો હતો એટલામાં આવા સૂતરની લેવડ દેવડની ફાઇલ સંભાળતા ભાઇ બોલ્યા વંડા પાસે વધારાનું સૂતર છે. કદાચ એ અંગેની વાત થતી હશે. પછી તો મને પણ થયું કે અંગ્રેજીમા VANDA લખાઇને ગયું હશે અને એનો ઉચ્ચાર કોઇએ વાંડા તો કોઇએ વાંઢા એવો કર્યો હશે. અને એમ જ 'વાંઢાના સૂતર'ની માગણી આપણા સુધી આવી.

માધ્યમ અંગ્રેજી થાય કે ગુજરાતી તે અંગેના નિશ્ચિત વિચારો હોવા છતાં પણ હું *કોઈ બહુ કડાકુટમા પડું નહિ પરંતુ આ 'વાંઢાના સૂતર' માટે તો* મારા મનમાં અંગ્રેજી (રોમન) લિપિની નબળી કડી તરફ ઘણો રોષ ભરાણો. જો કે આ કંઇ મારો પહેલો અનુભવ નહોતો. કારણ કે એક વેળા સાવરકુંડલા અંગેનો અહેવાલ મોકલેલો તેનું અંગ્રેજીકરણ ને પછી હિન્દીકરણ થયું ત્યારે 'સાવરકુંડલા'નું 'સાવરકુડાળા' થઇ ગયું અને એનાથી ચઢી જાય તેવું 'ગઢડા'નુ 'ગધાડા' થઇ ગયું અને એટલાથી જાણે અંગ્રેજી લિપિને સંતોષ ન થયો હોય તેમ આ છેવટે શિરોમણી રૂપે 'વંડા'નું 'વાંઢા' થયું.

ખેર! અંગ્રેજી લિપિના પ્રતાપે કુમારિકાના સૂતરની સાથે સાથે 'વાઢાના સૂતરને' પણ કાંઇક પ્રતિષ્ઠા તો મળી!

—ચીનુભાઈ ગી૦ શાહ

# નાનો તોય પાણો એ પાણો

પ્રવાસી

આજથી ત્રીસેક વર્ષ પહેલાંનો આ પ્રસંગ છે. બાપુનો થોડા વખત માટે વર્ધાના આશ્રમમાં મુકામ હતો. આશ્રમનું નિર્દોષ અને પવિત્ર વાતાવરણ નિયમિત રીતે ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓથી સદાય ગુંજતું રહેતું. પરંતુ બાપુના મુકામને કારણે, એમની આસપાસ ગુંથાયેલી અનેકવિધ રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિઓથી આશ્રમનું વાતાવરણ વિશેષ ધમધમી ઊઠ્યું હતુ. દરરોજ દેશના કોઈને કોઈ આગેવાન મહત્ત્વની મંત્રણા અર્થે બાપુને મળવા આશ્રમના મહેમાન બન્યા હોય, દેશપરદેશના કોઈ પ્રવાસી બાપુએ બોધેલા નવા અને ક્રાંતિકારી વિચારો ઝીલવા અને સમજવા માટે મુલાકાતે આવી ચડ્યા હોય, બાપુની હાજરીનો લાભ લઈને એમની પાસેથી પ્રેરણા અને માર્ગદર્શન મેળવવાના આશયથી કોઈને કોઈ રાષ્ટ્રવ્યાપી સંસ્થાની બેઠક યોજવામાં આવી હોય, કોઈ ભાવિક શ્રદ્ધાથી બાપુના દર્શને આવ્યા હોય તો કોઈ મુલાકાતીઓ રાખથૂળ જેવા પ્રશ્નો લઈને, બાપુને મળવાનો આગ્રહ સેવતા બેઠા હોય. દેશપરદેશમાંથી ભાતભાતના સમાચારો અને સમસ્યાઓ લઈને આવતા તારટપાલનો પણ પાર નહી. બાપુ આખો દિવસ અનેકવિધ પ્રવૃત્તિઓમાં ગુંથાયેલા હોય એટલે આશ્રમની બહેનો અને બાળાઓ માટે આખા દિવસમાં બાપુને મળવાનું મુશ્કેલ.

દરરોજ સાંજે ફરવા જવાનો બાપુનો નિત્ય ક્રમ. ગમે તેવું કામ અને ગમે તેટલા રોકાણ હોય તો પણ સાંજે ફરવા જવાના નિત્ય ક્રમમાં ફેરફાર ન થાય. દિવસભર અનેક પ્રકારની મહત્ત્વની અને ગંભીર મંત્રણાઓમાં રોકાયેલા અને સંસારની અનેક વિકટ સમસ્યાઓના ઉકેલ માટે મથતા બાપુ સાંજે ફરવા જવા માટે ઊઠે એટલે બધો ભાર ખંખેરીને, હળવા ફૂલ જેવા થઈને નીકળે. દિવસ આખો તો અનેકવિધ પ્રવૃત્તિઓમાં રોકાયેલા બાપુને મળવાનું શક્ય નહીં, પણ ફરવા નીકળે ત્યારે એમને સહેલાઈથી મળી શકાય, એમના સત્સંગનો, જ્ઞાનનો અને વિનોદનો લાભ લઈ શકાય અને બાપુને મળ્યાનો ગર્વ અનુભવી શકાય એ દૃષ્ટિએ આશ્રમની કેટલીક બહેનો અને બાળાઓ પણ મુક્ત હાસ્ય વેરતા બાપુ ફરવા નીકળે ત્યારે ફરવામાં એમની સાથે જોડાઈ જાય.

એક દિવસે સાંજે બાપુ સાથે ફરવા જવા માટે તૈયાર થઈને કેટલીક બાળાઓ એમના નિવાસની બહાર આંગણામાં રાહ જોતી ઊભી હતી. ફરવાનો સમય થયો અને બાપુ બહાર નીકળ્યા. ઓશરીના પગથિયાં ઉતરતાં ઉતરતાં એમની નજર દૂરના એક ખાડા ઉપર ગઈ.

'આ ખાડો કોઈ હેતુપૂર્વક રાખવામાં આવ્યો છે?' બાપુએ બાજુમાં ઊભેલા આશ્રમના એક કાર્યકરને પૂછ્યું.

'ના બાપુ! એ ખાડો પૂરી દેવાનો છે.' કાર્યકરે ખુલાસો કર્યો.

'કઈ રીતે પૂરશો?' બાપુએ પૂછ્યું.

'ખાડો પાણાથી પૂરવો પડે એમ છે. મજૂરો પાસે પાણા મંગાવીને થોડા વખતમાં પૂરાવી દઈશું.' કાર્યકરે જણાવ્યું.

'એટલા માટે મજૂરો રોકવાની જરૂર નથી. ખાડો પૂરવાનો સહેલો ઉપાય છે. આપણે રોજ ફરવા જઈએ છીએ ત્યાં રસ્તાની બન્ને બાજુ પાણા પુષ્કળ પથરાયેલા પડ્યા છે. વળતાં સૌ એકેક બબ્બે પાણા લેતા આવીએ. ત્રણ ચાર દિવસમાં ખાડો પૂરાઈ જશે.' બાપુએ ખાડો પૂરવાનો સહેલો ઉપાય બતાવ્યો.

અને ફરવા માટે સાથે આવવા ઊલેલી બહેનો અને બાળાઓ તરફ જોઇને પૂછયું 'કેમ! બરાબર છે ને?'

'હા બાપુ!' બાળાઓએ ઉત્સાહથી જવાબ આપ્યો.

બાપુ લાકડી લઈને આગળ ચાલ્યા. થોડા આશ્રમવાસીઓ અને બાળાઓ સાથે ચાલ્યાં.

બાપુની ચાલ ખૂબ ઉતાવળી. ભલભલા ય એમની સાથે ચાલી ન શકે ત્યા બાળાઓનું ગજુ શું? બાપુની સાથે ચાલવા માટે એમને તો દોડવું જ પડે. પણ બાપુને પ્રશ્નો પૂછી શકાય, બાપુની વાતો સાંભળી શકાય અને બાપુના મુખેથી વહેતો જ્ઞાનપ્રવાહ ઝીલી શકાય, એ માટે એમની પડખે ચાલવા બાળાઓની અંદર મીઠી હરિફાઇ ચાલી.

નિયત સ્થળે પહોંચ્યા પછી બાપુ અને સાથેના સૌ પાછા ફર્યા. વળતા અર્ધે રસ્તે પહોંચ્યાં ત્યારે બાપુની પડખે ચાલતી એક બાળા એકાએક બોલી ઊઠી 'બાપુ' આપણે પાણકા લેતા તો ભૂલી ગયાં.'

'તું ભૂલી ગઇ હઇશ. હું ભૂલ્યો નથી. હજી આગળ રસ્તાની બન્ને બાજુ જોજે એટલા પાણકા પડયા છે.' બાપુએ ચાલતાં ચાલતાં કહ્યું.

'પણ બાપુ! પાછળ તો મોટા મોટા પત્થર હતા. હવે છે એ તો સાવ નાના નાના પાણકા છે. આ તે કંઇ પાણા કહેવાય?' બીજી બાળાએ સૂર પૂરાવ્યો.

'એમ! ત્યારે લાવ એક નાનકડો પાણો અને ધર તારૂં કપાળ, એટલે તને ખબર પડે કે એ પાણો કહેવાય કે નહીં.' બાપુએ કહ્યું.

'ગમે તેવો નાનકડો પાણો હોય પણ કપાળમાં વાગે તો તો લોહી જ નીકળે ને?' બાળા બોલી ઊઠી.

'નાનો તોય પાણો એ પાણો! નાના પાણકાથી કપાળ ફૂટે તો એનાથી ખાડો કેમ ન પૂરાય?' બાપુએ બાળાઓને નવો પાઠ આપ્યો. અને આટલુ કહીને એમણે તુરત જ રસ્તાની બાજુમાં પથરાયેલા પાણાઓમાંથી એક પાણો ઉપાડી લીધો.

બાળાઓ માટે કશું બોલવાપણું રહ્યું નહીં. સૌએ એકેક બબ્બે પાણા ઉપાડી લીધા.

# સાભાર સ્વીકાર

**શ્રદ્ધા દીપ**: લેખક, પ્રકાશક, ગુણવંતરાય ભટ્ટ; ૧૯૮, કાલબાદેવી રોડ, બીજે માળે, મુંબઈ—૨, પૃષ્ઠ ૯૧, કિ ૨-૦૦.

**શ્રી કૈલાસ—દર્શન**. (પ્રવાસ દૈનદિની) લેખક, પ્રકાશક, નરભેરામ માધવજી સદાવતી; ૧૮, ભગતબાગ, નવા શારદા મંદિર પાસે, અમદાવાદ-૭. પૃષ્ઠ, ૨૦૧; કિ૦ ૫-૦૦.

**જીવતરના જોખ**: લેખક, પિંગળશી મેઘાણંદ ગઢવી, પ્રકાશક; મેરુભા મેઘાણંદ ગઢવી; મુ૦ છત્રાવા [પોરબંદર થઈને]; પૃષ્ઠ, ૧૪૩; કિં૦ ૩-૦૦.

**પંચામૃત**: (ચૌદ હરિકીર્તનો) લેખક, નલિન મ૦ ભટ્ટ. પ્રકાશકો; ઈન્દુમતી ર૦ શાહ, રમણિકલાલ પુ૦ શાહ, લલ્લુભાઈ બલસારા; ગીતાબંધુ, ૨૪, પારિજાત, ૯૫, મરીન ડ્રાઇવ, મુંબઈ-૨; પૃષ્ઠ ૨૦૩; કિ૦ ૬-૦૦

## જયકો પબ્લીશીંગ હાઉસ, મુંબઈ—૧.

**ધી ઓટોબાયગ્રાફી ઓફ એન અનનોન ઈન્ડિયન**: લેખક નીરદ સી૦ ચૌધરી. પૃષ્ઠ; ૫૨૮, કિં૦ ૫-૦૦.

**ફાઉન્ટન ઓફ ઈન્સ્પિરેશન**: લેખક ચિત્રભાનુ; પૃષ્ઠ, ૧૦૪; કિં૦ ૩-૦૦.

**યોર પર્સનાલિટી ઍન્ડ હાઉ ટુ યુઝ ઈટ**: લેખક જોસ્ફી એ૦ કરવી, પૃષ્ઠ, ૧૬૦; કિં૦ ૨-૦૦.

**પ્રિઝન ઍન્ડ ચોકોલેટ કેક**: લેખક નયનતારા સહગલ; પૃષ્ઠ, ૧૯૨; કિં૦ ૨-૫૦.

# મોતની આંખમાં આંસુ....

જહોન ગંથર

જોની મારો પુત્ર હતો તેનો જન્મ પેરિસમા થયો હતો સાત વરસના યુરોપ પ્રવાસ બાદ જ્યારે હું અમેરિકા પાછો આવ્યો ત્યારે તેને 'ડીઅરફીલ્ડ' સ્કૂલમા દાખલ કરવામા આવ્યો

જોની લાંબો અને દુબળો પાતળો હતો, પરતુ તેનુ વ્યક્તિત્વ આકર્ષક હતુ વ્યક્તિત્વ કરતાય તે અધિક આકર્ષક તો એનો સ્વભાવ હતો એણે પોતાના સ્વાર્થની પહેલા હમેશા બીજાઓના હિતનુ ધ્યાન રાખ્યુ અને જીવનભર એ જ કોશિશ કરી કે જાણ્યે યા અજાણ્યે પણ કદી કોઈનું દિલ દુભાવી ન બેસે' જે દિવસે કેન્સર વિશેષજ્ઞ ડાક્ટર પટનમે સ્પષ્ટ શબ્દોમા તેને કેન્સરનો રોગી જાહેર કર્યો તે દિવસે પણ જોની ચિંતિત કે વિચલિત થયો નહોતો તેણે કેવળ એટલુ જ કહ્યુ આ સમાચાર મારા બા-બાપુ માટે કેટલા દુખદાયી નીવડવાના''

૧૯૪૫મા જ્યારે નાતાલની રજામા જોની ડીઅરફીલ્ડ સ્કૂલેથી ઘેર આવ્યો ત્યારે તે ઘણો જ તદુરસ્ત હતો દશ દિવસ સુધી અમે બન્ને સાથે રહ્યા એ દિવસો દરમિયાન જોનીનુ સ્વાસ્થ્ય વધુ સુધર્યું પરતુ માર્ચની રજાઓમા જ્યારે તે પાછો ઘેર આવ્યો ત્યારે પહેલી જ વાર તેના ચહેરા પર જોયુ તો પહેલાની ચમક નહોતી સ્કૂલના કડક અનુશાસન અને અધિક પરિશ્રમ તેની અસ્વસ્થતાનુ કારણ સમજીને મે વિશેષ ધ્યાન આપ્યુ નહિ અમારા કુટુબ ડાક્ટર ટ્રીગરે પણ પૂરી ચકાસણી પછી તેને તદુરસ્ત જ જાહેર કર્યો આ કારણે હું બિલકુલ નિશ્ચિન્ત હતો

એપ્રિલના ત્રીજા અઠવાડિયામા ડીઅરફીલ્ડ સ્કૂલના ડાક્ટરનો એક તાર મને મળ્યો તેમા જોનીની ગરદન પર સોજો આવ્યો છે તેની બાબત લખી હતી મે જોનીને ટેલિફોન પર પૂછ્યુ તો પણ તેણે પોતાની બીમારીને ખૂબ જ સાધારણ જણાવી અને કહ્યુ કે ચિંતાની કોઈ વાત નહોતી હુ ફરી પૂર્ણ આશ્વસ્ત થઇ ગયો પરતુ ૨૫ એપ્રિલે સ્કૂલના ડોક્ટર જોન્સનનો ટેલિફોન આવ્યો કે એક મોટા વિશેષજ્ઞે જોનીને તપાસ્યો હતો અને એમનો અભિપ્રાય હતો કે જોનીની માંદગી ખતરનાક છે આ શબ્દોથી હું ગભરાઇ ઊઠ્યો પરતુ એ પછીની સૂચના સાભળીને તો મારા પગ નીચેની ધરતી જ સરકતી લાગી વિશેષજ્ઞે કહ્યુ હતુ કે જોનીના મસ્તિષ્કમા ગુમડુ થયુ છે

'આ બીમારીમા સહેજ પણ ઢીલ જીવનેય નીવડવાની માટે તત્કાળ જ ઇલાજ શરૂ કરવો જોઇએ' વિશેષજ્ઞે કહ્યુ

સાજે જ હુ મસ્તિષ્ક રોગના સૌથી મોટા વિશેષજ્ઞ ડોક્ટર ટ્રેસી પટનમને મળવા ગયો અને દશ વાગ્યે રાત્રે અમે ડીઅરફીલ્ડ સ્કૂલે પહોચ્યા ત્યા પહોચતા જ મને ખ્યાલ આવી ગયો કે પરિસ્થિતિ ખૂબ જ ખતરનાક છે બન્ને ડાક્ટરોના ચહેરા સાક્ષી પૂરી રહ્યા હતા કે જોનીને કોઈ પણ રીતે બચાવી શકાય તેમ નથી એ લોકોએ સ્પષ્ટ શબ્દોમા મને કહ્યુ તો નહિ પણ એ સમજવામા મને વાર ન લાગી કે બીમારી અસાધ્ય છે

ડોક્ટર પટનમે અવિલબ ઓપરેશન કરવાની સલાહ આપી અને ન્યૂયોર્કની માનસિક અને મસ્તિષ્ક સબધી રોગોની એક હૉસ્પિટલમા જોનીને માટે એક ઓરડો રીઝર્વ કરાવી લીધો પછીના બાર મહિના માટે આ હૉસ્પિટલ અમારા માટે તીર્થસ્થાનથી ય વધારે મહત્ત્વપૂર્ણ થઇ ગઇ પૂરા એક વરસ સુધી—જોનીના મહાપ્રસ્થાનની ઘડી આવી ત્યા સુધી—આ હૉસ્પિટલ અમારી સઘળી આશાઓનુ કેન્દ્ર અને અમારા અવિરત વિશ્વાસનું પ્રતીક હતી અમે જાણતા હતા કે ઈંટ પથ્થરની આ નિષ્પ્રાણ ઇમારત જોનીને જીવનદાન દઈ શકશે નહિ, જે તો થનાર થવાનુ જ છે અને વિધિનુ

વિધાન અમારે સ્વીકારવુ જ પડશે

તારીખ ૨૮ એપ્રિલે જેનીનું ઑપરેશન થયું ૭ કલાક સુધી તે ઑપરેશન થીએટરમા બેહોશ પડયો રહ્યો રાતના નવ વાગ્યે તેને તેના ઓરડામા ભાન આવ્યુ અને મે તેનો ચહેરો ઑપરેશન બાદ પહેલી વાર જ ધ્યાનપૂર્વક જોયો આખો યે ચહેરો સોજાને કારણે ફૂલી ગયો હતો, આખો બધ હતી જાણે નિષ્પ્રાણ હોય – એવુ માથુ સફેદ પટા પીડીથી ઢકાયેલુ હતુ

અગિયારમા દિવસે તેનામા હરવા ફરવાની શક્તિ આવી ગઈ આ વખતે તેને તેની બીમારીની ભય કરતાનો ખ્યાલ આવી ગયો હતો પરતુ તે જરાપણ ભયભીત થયો નહિ એ અબોધ ચહેરા પર સદૈવ ખીલી ઊઠતું પુષ્પસદશ સ્મીત રચમાત્ર પણ ક્ષીણ થયુ નહોતુ રોજ સવારે જ્યારે હુ ચિંતિત સ્વરે પૂછતો, 'જેની, કેમ છે તબિયત?' તો તેના પ્રબળ હોઠ સર ન જાણે ક્યાથી પણ આનદાતિરેક ઉભરાઇ જતો અને આખોમા અજય આશાની જ્યોતિ ચમ કાવતો તે કહેતો 'એકદમ સારુ બાપુ!' કેટલીક વાર તો હુ તેની અનિર્વચ વિનોદપ્રિયતા અને નિતનૂતન પ્રસન્નતાથી હુ જાતે જ સશયમા પડી જતો કે આને કેન્સર થાય જ કેવી રીતે? આને કેસર ક્યારે ય પણ ન થઇ શકે!

મને અને ફ્રાસિસ (જેનીની માતા, જે મારાથી જુદી રહેતી હતી)ને પણ આશા હતી કે આપરેશન બાદ, ધીરે ધીરે તેનો ઘાવ રુઝાઇ જશે અને તે ફરી સ્વસ્થ થઇ જશે પણ ડૉક્ટરોના ચીના પડી ગયેલા ચહેરા વારવાર અમારા વિશ્વાસની જડ પર જ આઘાત કરતા હતા મને પણ ક્યારેક ક્યારેક અમગળની કલ્પના થતી હતી પરતું મે સપનામા પણ એવુ તો નહોતુ જ માન્યુ કે જેનીને દંનિશાના મોટામા મોટા વિશેષજ્ઞ પણ બચાવી નહિ શકે આખરે એક દિવસે, વિકરાળ સત્ય વિશાળ મો ફાડીને સામે આવી ગયુ અને ડૉક્ટર પટનમે મને કહ્યુ કે જેની સ્થાયીરૂપે નરવો થાય એવો સભવ નથી તેના માથાનું ગુમડુ ઘસવાને બદલે વધી જ રહ્યુ હતુ તે માટે ડૉક્ટરોએ ઑપરેશન પછી ઘાવને ઉઘાડો જ રાખ્યો હતો, જેથી કેન્સર અદર ફેલાવાને બદલે બહાર નીકળી આવે. ઘાવને જો સીવી દેવામા આવે તો તો જેનીનુ મૃત્યુ એક જ મહિનામા નિશ્ચિત હતુ

ત્રણ અઠવાડિયા પછી ડૉક્ટરોએ એક્સ રેનો ઉપચાર પણ બધ કરી દીધો અને હુ તેને લઇને ફ્રાંસિસને ઘેર–મેડિસન ચાલ્યો ગયો ત્યા તેના પ્રિય પુસ્તકો, રેકાર્ડ પ્રયોગનો રાસાયણિક સામાન અને તેણે જાતે જ બનાવેલી એક નૌકા હતી ફ્રાસિસનુ મકાન દરિયા કાંઠે હતુ અને જેનીને દરિયાકાંઠે રેતીમા પડયા રહેવાનુ ખૂબ જ ગમતુ.

હુ દરેક અઠવાડિયે તેને મળવા માટે મેડિસન જતો અને ત્યા પહોચ્યુ કે તરત તેનો પહેલો પ્રશ્ન એ જ હોય કે 'આપે હવે આપની ચોપડીના કેટલા પ્રકરણો લખ્યા?' એ દિવસોમા 'ઇનિ સાઇડ અમે રિકા' નામનુ પુસ્તક લખી રહ્યો હતો તેની પ્રેસ નકલ આક્ટોબર સુધીમા પ્રકાશકને આપી દેવાની હતી પુસ્તક હજી તો માડ અરધે જ આવ્યુ હતુ – ઘણું કામ બાકી હતુ, સમય ઓછો હતો એ કારણે હુ પોતે આ સબધમા ચિતત હતો જેનીને આટલી કઠણ બીમારીમા પણ પોતાની તબિયત કરતા ય તે, મારી ચિતા અધિક હતી એને એ પણ ખબર પડી ગઇ હતી કે તેના ઇલાજ માટે હુ ગજા ઉપર વટ ખરચ કરતો હતો તેથી તે કોઇ કોઈ વાર કહી દેતો 'પિતાજી આપ આટલો બધો પૈસો શા વાસ્તે બરબાદ કરી રહ્યા છો? મારામા જીવિત રહેવાની લગન છે એટલે હુ ઉપચાર વિના સારો થઇ જવાનો'

પણ તે સારો થઇ શક્યો નહિ અગર બે ચાર દિવસ સુધી તેની સ્થિતિમા કોઇ સુધારો રહેતો, તો અમને મોટી મોટી આશાઓ બધાવા લાગતી પરતુ બીજે જ દિવસે હાલત પાછી બગડવા લાગતી અને અમારી આશાઓના મહેલ એકાએક તૂટી પડતા

મસ્તિષ્કના કોમળ જ્ઞાન તતુઓની સુરક્ષા માટે ડૉક્ટર પટનમે માથાની ચામડી જે સ્થળે ખૂલી મૂકી હતી ત્યા ધીરે ધીરે બહારની બાજુએ, ટેનિસના દડાના આકાર–વિસ્તારનુ એક ગુમડુ થયુ એ ઘાતક ગુમડાને કારણે — જે હકીકતમા કેન્સરનુ નવુ રૂપ હતુ — જેનીની દષ્ટિ કમજોર થવા લાગી અને ગે-

ચાર ફૂટ દૂરની ચીજો ઓળખવામાં પણ તેને મુશ્કેલી પડવા લાગી.

સત્તરમી જુલાઈની રાતે ફ્રાંસિસે મેડિસનથી મને ટેલિફોન કર્યો કે જોનીનું ગુમડું ફૂટી ગયું છે. કેન્સરનું ગુમડું ફૂટવું એ તો આમે ય ખતરનાક છે જ, વળી મેડિસનમાં કોઈ કુશળ ચિકિત્સક નહોતો, તેથી અમે તેને ન્યૂયોર્ક લઇ ગયા, જ્યાં માન્ટ્રીલના પ્રસિદ્ધ વિશેષજ્ઞ ડૉક્ટર પેનફીલ્ડે તેને તપાસ્યો. ચકાસણી વખતે અમારા કુટુંબ-ડૉક્ટર ટ્રીગર અને કેન્સર-વિશેષજ્ઞ ડૉ૦ પટનમ પણ સાથે હતા. મને ઘણી આશા હતી કે સંભવત: અગાઉના ડૉક્ટરો રોગનું નિદાન ન કરી શક્યા હોય અને જોનીને ડૉક્ટર પેનફીલ્ડની કુશળ ચિકિત્સાથી આરામ થઇ જાય. પરંતુ ડૉ૦ પેનફીલ્ડે એક વાક્ય કહીને મારો સંશય અને આશા પણ દૂર કરી નાખ્યાં: 'જોનીને અસાધ્ય કેન્સર છે, ભગવાન આપને દુર્દૈવ સહન કરવાની શક્તિ આપો।'

જ્યારે કેન્સરના સૌથી મોટા વિશેષજ્ઞે જોનીનો રોગ અસાધ્ય ઠેરાવી દીધો, ત્યારે તો પછી અમારા માટે હતોત્સાહ થઇ જવું સ્વાભાવિક હતું. પરંતુ તેથી અમારા પ્રયત્નોમાં કોઇ શિથિલતા આવી નહિ. અમારી સઘળી આશા એક આ વિશ્વાસ પર આધારિત હતી કે અગર કોઈ પણ રીતે ડૉક્ટરો જોનીને થોડાએક અઠવાડિયા કે મહિનોમાસ જીવાડી શકે તો સંભવ છે કે એ દરમિયાન વિશેષજ્ઞ કેન્સરની કોઈ અચૂક દવા શોધી કાઢે અને તે વડે જોનીને ઠીક થઇ જાય.

આ અરસામાં જ ફ્રાંસિસે 'ન્યૂયોર્ક ટાઇમ્સ'માં એ સમાચાર વાંચ્યા કે કેન્સરનું ગુમડું 'મસ્ટર્ડ ગેસ'ની મદદથી બરાબર સારું થઇ જાય છે. મસ્ટર્ડ ગેસ એટલો તો ઝેરી હોય છે કે તંદુરસ્ત કે પૂર્ણવયસ્ક વ્યક્તિને પણ તે બે મિનિટમાં મારી નાખી શકે છે, તે કારણે અમે એ ચિકિત્સા માટે સંમત ન થયા. પરંતુ એક વિશ્વ-વિખ્યાત ડૉક્ટરે અમને તેના પક્ષમાં અભિપ્રાય આપ્યો અને કહ્યું કે મસ્ટર્ડ ગેસથી કેવળ કેન્સર આક્રાંત શીરાઓ જ નષ્ટ થશે અને જોનીની વિચારશક્તિને કશો જ ધક્કો નહિ પહોંચે. ચોવીસ કલાકમાં તેને મસ્ટર્ડ ગેસના ઇન્જેક્શન દેવામાં આવ્યા અને તેની હાલત અસાધારણ સુધરવા લાગી. તે વગર ટેકે ચાલવા લાગ્યો અને કમજોરી ધીરે ધીરે દૂર થઇ ગઈ. અમારા આનંદનો તો પાર ન રહ્યો.

ડૉક્ટરોની સલાહથી ફરી એકવાર અમે જોનીને ઘેર લઇ આવ્યા. ઘેર પહોંચતાં વેંત જ તેણે પોતાની આસપાસ ચોપડીઓના ઢેરના ઢેર સજાવ્યા અને વાંચવામાં જ જીવ-પ્રાણે જોડાયો. તેના હેડમાસ્ટર મિસ્ટર બોયડન એક બીજા શિક્ષક સાથે એક દિવસે જોનીની તબિયત જોવા આવ્યા. એ બંનેને જોતાં વેંત જોનીનો કરમાયેલો ચહેરો ખીલી ઊઠ્યો અને તે એટલા ઉત્સાહમાં સ્કૂલ, સહવિદ્યાર્થીઓ અને પોતાના પાઠ્ય પુસ્તકો વિશે વાતો કરવા લાગ્યો, જાણે આવતી કાલે જ તેને પરીક્ષામાં બેસવાનું ન હોય!

સ્કૂલની કેટલાએ મહિનાની અનુપસ્થિતિની પૂર્તિ કરવા માટે જોની ઘણો જ વ્યગ્ર હતો, તે કારણે મેં બે શિક્ષકો તેને ઘર પર ભણાવવા આવે તેની વ્યવસ્થા ગોઠવી આપી. તેને ખબર હતી કે ડીઅરફીલ્ડ પહોંચવાનું આ વર્ષે તો શક્ય નહિ થાય, તેથી તે હૉસ્પિટલમાં પણ પરીક્ષાની તૈયારી કરતો હતો. કેટલાક મહિનાઓ પછી જ્યારે તેણે નિયમિત વિદ્યાર્થીઓની પેઠે પરીક્ષા આપી તો તેને વિશેષ યોગ્યતા સાથે સફળતા મળી. પરંતુ તે પછી તરત જ તેની તબિયત વળી પાછી બગડવા લાગી અને ગુમડાંની આસપાસની ચામડી (જે માથાને ઢાંકી રાખતી) ફાટવા લાગી. તાવ પણ વધતો ચાલ્યો અને સ્થિતિ ગંભીર થઇ રહી હતી.

તે જ દિવસે જોનીના હેડમાસ્તરે ફોન પર સૂચના આપી કે સ્કૂલનો પદવીદાનસમારોહ હાલમાં જ થવાનો છે. અગર જોની ડૉક્ટરોની સંમતિથી તેમાં હાજર રહી શકે તો તેમને ઘણી જ ભારે પ્રસન્નતા થશે. જોનીની સફળતાના આ સમાચારથી અમે બન્ને રડી પડ્યાં. અમે જાણતાં હતાં કે તેના વિદ્યાર્થી જીવનની આ અંતિમ સફળતા છે. સત્તાવીસમી મેના રોજ અમે બંને જોનીને લઇને ડીઅરફીલ્ડ પહોંચ્યાં. પદવી વિતરણ વખતે તેણે અન્ય વિદ્યાર્થીઓ સાથે હરોળમાં ઊભા રહેવાનો આગ્રહ સેવ્યો. તેની કમ-

જેરી જાણતાં છતા અમે 'ના' ન કહી શકયા. કોણ જાણે, તેના જીવનની કદાચ એ જ અંતિમ ઇચ્છા હોય!

જ્યારે હેડમાસ્તરે તેનું નામ જાહેર કર્યું, ત્યારે જેમી ધીરે ધીરે મંચ તરફ આગળ વધ્યો. એના હાથપગ, એનું આખુંય શરીર કંપી રહ્યું હતું; પરંતુ અદમ્ય ઇચ્છાશક્તિના જોરે તે આગળ વધતો રહ્યો. તેણે પ્રમાણપત્ર લીધું ત્યારે ઉપસ્થિત વિદ્યાર્થીઓએ જોર જોરથી તાળીઓ પાડી!

ડૉક્ટરોની સલાહથી અમે તેને એક દિવસ મેડિસન પાછો લઈ આવ્યા. જૂનની સત્તાવીસમીએ અચાનક તેની સ્મરણશક્તિ વળી નષ્ટ થઇ ગઇ—આ વખતે સદાને માટે. તેની આંખો ભારે હતી અને તે પીળો પડી ગયો હતો. ન જાણે કઇ પ્રેરણા મને મારા મનમાં પેસીને કહી રહી હતી કે અંતિમ ઘડી જલદી આવી રહી છે. જેનીને પણ કદાચ મોતનો આભાસ થઈ ગયો હતો, અલબત્ત, તે તેને શબ્દમાં વ્યક્ત કરતો નહોતો. બપોરે તેને એક ઉલટી થઇ અને તે બેભાન થઇ ગયો. મે ડૉક્ટર ટ્રીગરને બોલાવ્યા, પરંતુ તેમણે સ્પષ્ટ કહી દીધું કે આ વખતે કોઈ દવા ઉપયોગી થવાની નથી. જેનીના પ્રાણ નીકળવાને થોડીક મિનિટની જ વાર હતી.

એમ્બ્યુલન્સમાં રાખી અમે તેને સૌથી નજીકની હૉસ્પિટલમા ઑક્સિજન માટે લઇ ગયા. પથારી પર સુવાડીને તેને ઑક્સિજન આપવામાં આવ્યો, પરંતુ તેની ચેતના ફરી પાછી ન વળી. બેભાન અવસ્થામાં જ એક પડખે સૂતેલા જેનીનો પ્રાણ નીકળી ગયો. મરતી વેળાએ તેને મોતનો ડર ન હતો. તેને તો એ ખબર પણ નહોતી કે મોત આવી રહ્યું છે.

જેની મારો દીકરો હતો અને હું તેને બેહદ ચાહતો હતો. તેના મૃત્યુથી મને ઘણો જ શોક થયો, પરંતુ શોકમાં હું એકાકી નહોતો. જેનીના મૃત્યુથી તેના મિત્રો, સહવિદ્યાર્થીઓ, પડોશીઓ, શિક્ષકો, અને તેના ચિકિત્સકોને પણ ઘણું જ દુઃખ પહોંચ્યું અને સૌએ તેના અદમ્ય સાહસની પ્રશંસા કરી. ડૉક્ટર પટનમે પોતાના સહાનુભૂતિના પત્રમાં લખ્યુ: 'જેનીએ ઘણી જ વીરતાથી સંઘર્ષ કર્યો હતો તેનું શરીર નાશ પામ્યું છે, પરંતુ મને વિશ્વાસ છે કે તેનો અજય આત્મા સદાય જીવિત રહેશે.'

---

## ત્રણ સંયમ

એક વખત મોગલ બાદશાહ હુમાયુ, બહેરામખાં સાથે, મોગલ સામ્રાજ્યની જાહોજલાલીની વાતો કરવા લાગ્યા.

હુમાયુ ખૂબ જ ઉત્સાહ પૂર્વક બોલતા હતા. પરંતુ બહેરામખાં પોતાની આંખો બંધ કરીને એક ચિત્તે શિષ્ટતાપૂર્વક બેઠા હતા.

આ જોઈ હુમાયુએ તેને પૂછ્યું:

'હું તમારી સાથે વાતો કરું છું ત્યારે તમે તો આંખો બંધ કરીને જાણે સ્વપ્નમાં તલ્લીન બની ગયા છો!'

બહેરમખાંએ વિવેક અને શાંતિથી જવાબ આપ્યો.

'જહાંપનાહ!' મેં મારા પૂર્વજો પાસેથી સાંભળ્યું હતું કે, મનુષ્યે ત્રણ અવસરો પર, ત્રણ વસ્તુઓનો સંયમ રાખવો જોઈએ.

'એક તો બાદશાહની સામે આંખોનો સંયમ રાખવો, એટલે કે વિનમ્ર રહેવું જોઇએ.

'બીજું, સંત–સાધુ કે ફકીરોની સામે પોતાના મન પર પૂરો અધિકાર રાખવો જોઇએ.

'અને ત્રીજું, વિદ્વાનોની સામે વાણીનો સંયમ રાખવો જોઇએ. પરંતુ આપની પાસે તો આ ત્રણે ગુણ છે. એટલે કે, આપ બાદશાહ, સંત અને વિદ્વાન ત્રણે છો. આથી હું એ નિર્ણય કરી શકતો નથી કે, હું આપની સામે કઇ કઇ વાતનો સંયમ રાખું!'

— નાથુભાઈ જાદવ

# પરદુઃખભંજન

નાથુભાઈ જાદવ

રવિવારનો દિવસ હતો. જાપાનના મુખ્ય નગર ટોકિયોના એક ગિરજાઘરમાં ટકોરા પડી રહ્યા હતાઃ સેંકડો નરનારી ગિરજાઘરમાં પ્રાર્થના કરવા આવી રહ્યાં હતાં.

રવિવારની રજાનો આનંદ અને પ્રાર્થનાની નિર્મળ ભાવના સાથે પ્રભુપ્રેમી નરનારી હસતે મોંએ આસન લઈ રહ્યાં હતાં.

સમય થતાં ઉચ્ચ આસને બિરાજેલા પાદરીએ પ્રાર્થના શરૂ કરી સૌ પ્રભુસ્મરણમાં તલ્લીન બન્યાં.

પ્રાર્થના પૂરી થતાં જ એક યુવાન ઝડપ ભેર ગિરજાઘરમાં દાખલ થયો. એની પાછળ એક યુવતી ધીમા પગલે શાંત ચિત્તે આવી રહી હતી. પેલા યુવાને, ઉચ્ચ આસને બિરાજેલા પાદરીને નમ્ર ભાવે પૂછ્યું:

'અમે લગ્નના પવિત્ર બંધનથી બંધાવા માગીએ છીએ. આપ તે માટે અમોને મદદ કરી શકશો?'

પાદરી ઘડીભર તે યુવાન સામે જોઈ રહ્યો. એટલામા પેલી સુદર લજ્જાશીલ યુવતી ત્યાં આવી પહોંચી. તેણીએ નમન કર્યું.

યુવક-યુવતીની અન્યોન્ય સંમતિ અને નમ્ર સ્વભાવથી ખુશ થઈ, પાદરીએ લગ્નવિધિ કરવાની તૈયારી બતવી 'અને તે જ સમયે ગિરજાઘરમાં હાજર રહેલાં અનેક સ્ત્રી-પુરુષોની હાજરીમાં પાદરીએ લગ્નવિધિ આરંભ્યો

પ્રભુતામાં પગલાં માડી, ગિરજાઘરમાથી આશીર્વાદ મેળવી નવદંપતિ એક ઘોડાગાડીમાં બેસી ઘેર જવા નીકળ્યાં.

નવવધુના અંતરમા અનેક આશાઓ અને અભિલાષાઓ હતી. લગ્નજીવનનાં મધુરાં સુખો તેના મનમા આકાર લઈ રહ્યાં હતા. તે આજે પતિગૃહે જઈ રહી હતી.

'પતિગૃહ કેવું હશે? સાસુ-સસરા, નણંદ-દિયર તેનું કેવા સ્નેહ અને મમતાથી સ્વાગત કરશે?'

આવી અનેક કલ્પના તેના મનમાં રમી રહી હતી

પરંતુ આ શું? ગાડી તો શહેરની બહાર જઈ રહી છે. અને સાથે જ ગાડીએ એક ગંદી ગલીમાં વળાંક લીધો. જ્યાં દલિત, પછાત લોકોનો વાસ હતો.

આ જોઈ નવવધુ અકળાવા લાગી. પરંતુ તે કશું બોલી ન શકી. આખરે ગાડી એક ઝૂંપડી આગળ આવીને અટકી. આ હતું પોતાનું પતિગૃહ!

ગાડી આવતાં આજુબાજુનાં લોકો કુતૂહલતાથી જોવા લાગ્યાં. આ ગંદા અને ચીંથરેહાલ લોકોને જોતાં જ પત્ની સમસમી રહી. તેનાં મધુરાં સ્વપ્નો છિન્નભિન્ન થઈ ગયાં.

શહેરની ગંદામાં ગંદી વસતિમાં પોતાના પતિની આ ઝૂંપડી હતી. એનું સ્વાગત કરવા માટે લંગડાં-લૂલાં, કોઢી, રોગી, અશક્ત અને ચોર-લુચ્ચાઓ સિવાય કોઈ ન હતું.

પોતાના પતિને સૌ લોકો વંદન કરતાં હતાં. સૌ તેને જોઈ ઘેલાં થઈ રહ્યાં હતાં. પરંતુ કલાકો પહેલાં મનમાં કલ્પેલાં સુખ અને આપ્તજનોના મધુર મિલનની અભિલાષા, વિલીન થઈ ગયાં. તે પોતાના ભાગ્યને દોષ દેવા લાગી અને આ બધું જોઈ એ નવવધુના મનમાં અનેક પ્રશ્નો થવા લાગ્યા.

'શું આ છે મારા પતિનાં કુટુંબીજનો? શું મારે આ લોકોની સાથે જ રહેવું પડશે?... આ છે મારા દંપતિજીવનની શરૂઆત?'

આમ વિચાર-વર્તુળમાં અટવાતી નવયૌવના પોતાના ક્ષીણ થતાં કાલ્પનિક સુખોના મનોમન પસ્તાવો કરી રહી.

નરવશ, વિચારશીલ ઊભેલી પત્નીને જોઈ, પતિએ આછું હાસ્ય વેરતાં હાથ પકડ્યો. અને ઝૂંપડીમાં આવવા જણાવ્યું.

૧૦ ફૂટની સમચોરસ ઝૂંપડીમાં પ્રવેશતાં પત્નીનો કેમે કરી પગ નહોતો ઉપડતો. પણ તેને તરત પતિના આદેશનું ભાન થયું.

ઝૂંપડીમાં પગ મૂકતાં જ કોઈ વિચિત્ર પ્રકારની દુર્ગંધથી જાણે માથું ફાટી જવા લાગ્યું. અરે! આ શું?

ખૂણામાં સાદડી પર એક વૃદ્ધનો દેહ પડ્યો હતો. એના શરીરમાંથી લોહી—પરુ વહી રહ્યાં હતાં. આ જોતા જ તેણીને કમકમા આવી ગયાં.

પોતાના પતિને આવેલા જોતા જ તે વૃદ્ધ આર્દ્રભાવે હાથ જોડી ઊભો થવા લાગ્યો. પણ પતિએ એને પાસે જઈ સુવડાવી દીધો. પાસે પડેલા માટીના ઘડામાંથી પાણી પાયું. અને વહાલથી રોગીના માથે હાથ ફેરવી શાંત રહેવા કહ્યું.

તીવ્ર દુર્ગંધ અને કરુણ દૃશ્યથી નવવધુને ચક્કર આવવા લાગ્યાં. તેનું માથું પતિના ખભે ઢળી પડ્યું. તે બોલી:

'કૃપા કરી મને બહાર લઈ જાવ. મને અહીં મુંઝવણ થાય છે.'

બહાર નીકળી થોડે દૂર એકાંતમાં પતિ-પત્ની બેઠાં. પત્નીની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. આ જોઈ પતિ બોલ્યો.

'હું સમજું છું કે, આ બધું તમારા માટે અસહ્ય છે. માનવીના સુખોની અવહેલના થાય ત્યારે આવું જ બને છે. પણ આપણે આપણાં સુખને ઓળખીએ તે પહેલાં પારકાનાં દુઃખને ઓળખીએ તો કેવું સારું! પારકાનું દુઃખ જ આપણું સુખ છે! દીન-દુઃખીની સેવા, અસહાય અને દલિતો પ્રત્યેની સહાનુભૂતિ જ સાચો જનકલ્યાણનો માર્ગ છે!

'તમે મારા ધર્મપત્નીનાં રૂપમાં આવ્યાં છો. અનેક સુખની આશાઓ લઈ પધી હશે. પણ મારી પાસે એ બધું ક્યાં? મારા જીવનના આદર્શો કદાચ તમોને નહીં ગમે.

'આ ગંદી ગલીઓ, આ દલિત-ગરીબ અને કંગાળ લોકોનો સંપર્ક, તમને ઘૃણા ઉપજાવતાં હશે પણ એ જ મારા સાચા સાથીદાર છે. આ દરિદ્રનારાયણોની સેવા કરવી એ જ મારો જીવનમંત્ર છે. આ ગંદી વસતિ અને દલિતોનો ઉદ્ધાર કરવો એ જ મારું મુખ્ય ધ્યેય છે.

'શું તમે મને આ કાર્યમાં મદદરૂપ બની શકશો? મેં એ જ આશાએ તમારી સાથે લગ્ન કર્યું છે!'

—પતિની વાત સાંભળી પત્ની ગદ્‌ગદ બની ગઈ. જનસેવાનો મંત્ર લઈને પરહિતકારી કાર્યો કરનાર પતિપ્રત્યે તેને માન ઉપજ્યું. તે પોતાના પતિના ચરણમાં ઢળી પડી.

બસ, તે દિવસથી પતિ-પત્ની બન્નેએ સાથે મળીને બેવડા વેગથી કાર્ય ઉપાડ્યું. આ પરોપકારી યુગલે જાપાનની ગંદી ગલીઓને સ્વચ્છ બનાવવા માટે અથાગ પ્રયત્નો આદર્યા.

ચોર, શરાબી, જુગારીઓના દિલમાં સ્થાન મેળવી, તેમને સાચા માર્ગે વાળવા ઉપદેશો આપી, તેઓના જીવનમાં પરિવર્તન આણવા માંડ્યાં.

પતિતા, વેશ્યા અને દુરાચારી સ્ત્રીઓને પોતાની ઝૂંપડીમાં સ્થાન આપી, તેમનામાં સુસંસ્કારો અને સાચા આદર્શોનું સિંચન કર્યું. રોગી, અપંગ અને અસહાયને પોતાનાં કુટુંબીજનો માની, તેમની સેવાચાકરી કરી, તેમને નવું જીવન આપ્યું.

પતિના આદર્શો સાથે પરદુઃખભંજન કાર્યો કરનાર એ આદર્શ પત્નીનું નામ હતું શ્રીમતિ સ્પિંગ. અને એના આદર્શઘેલા પરગજુ પતિનું નામ હતું 'ટોયોહિકો કાગાવા.'

કાગાવાના હૃદયમાં ગરીબો પ્રત્યે એટલો પ્રેમ અને આત્મીયતા હતાં કે, કૉલેજજીવનમાં જ તેમણે પોતાની બધી માલમિલકત ત્યજીને આ દલિતોની ગંદી ગલીઓમાં વાસ કર્યો. પોતાના હાથે જ તેમણે દસ ફૂટ સમચોરસ ઝૂંપડી બાંધી હતી. અને એમાં રહીને તેમણે પંદર વર્ષ સુધી એકધારી સેવા કરી.

તેઓએ પોતાના અથાગ પરિશ્રમ વડે, જાપાનનાં છ મોટા શહેરોની ગંદી વસતીને સુધારી આબાદ બનાવી. સ્વચ્છ, સુઘડ અને તંદુરસ્ત સ્ત્રી—પુરુષોને જોતાં તેમનું હૈયું હાથ હાથ ઉછળતું.

કાગાવાએ રોગી—અપંગોની સેવામાં પોતાની જાતનીયે દરકાર ન રાખી. રોગીઓના સંસર્ગમાં રહેતા કાગાવાને ઘણા ચેપી રોગો લાગ્યા હતા.

ભરયુવાનીમાં તેમને ફેફસાં, હૃદય અને પેટના રોગો લાગુ પડયા હતા. વળી રોગીઓની સેવામાં તેમને પોતાની આંખોની રોશની પણ ગુમાવી હતી.

આમ છતાં પણ આ ભેખધારી પુરુષ સેવા કરવામાં પાછા ન પડયા. તેમણે મજૂરો અને શ્રમજીવીઓ માટે લડત ઉપાડી. અને તે માટે અનેક પુસ્તકો લખ્યાં. આથી પ્રજામાં નવું ચેતન આવ્યું અને ભારે આંદોલન જાગ્યું. જેના ફળ સ્વરૂપે જાપાનની સરકારને સુધારાનો કાયદો ઘડવો પડયો.

કાગાવાએ ઉચ્ચ પદને હંમેશાં ઠોકર મારી. અને માત્ર પ્રજાની વચ્ચે જ રહીને કાર્ય કર્યું. આથી આખા જાપાનની જનતાના હૃદયમાં માનભર્યું સ્થાન મેળવ્યું.

આજે પણ જાપાનના લોકો તેમને 'મહર્ષિ કાગાવા'ના નામે યાદ કરી તેમના સદ્કાર્યોને વખાણે છે.

---

## મફત પાઠયપુસ્તક!

સત્તાવન વર્ષ પહેલાંની વાત છે.

એ વર્ષે મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમાં એક તેજસ્વી વિદ્યાર્થી ભણતો હતો.

એ વખતે એ વિદ્યાર્થીને ગણિતશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, પ્રાણીશાસ્ત્ર, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન—આ વિષયો પૈકી કોઈપણ વિષયને મુખ્ય વિષય તરીકે લેવાનો હતો. આમા કયો વિષય લેવો એની મીઠી મૂંઝવણ એ વિદ્યાર્થી અનુભવી રહ્યો હતો; કેમકે આ બધા વિષયો પ્રત્યે તેને એકસરખો રસ હતો.

ત્યા એ મીઠી મૂંઝવણનો સ્વાભાવિક ઉકેલ થઇ જાય, એવી ઘટના બની. એ જ વર્ષે આ વિદ્યાર્થીનો એક નિકટનો મિત્ર એ પરીક્ષામાં ઉત્તીર્ણ થયો હતો તત્ત્વજ્ઞાનનો વિષય લઈ એ ઉત્તીર્ણ થયો હતો. તેણે આ વિદ્યાર્થીને કહ્યું: 'અરે ભાઈ, બીજી પંચાતમાં પડ્યા વગર, તત્ત્વજ્ઞાનનો વિષય જ પસંદ કરી લે ને! એ માટે તારે પાઠયપુસ્તકો પણ ખરીદવાં નહિ પડે. મારા બધાં પુસ્તકો તારે ચાલશે?'

કૉલેજમાં મોંઘાદાટ પુસ્તકો ખરીદવાની જવાબદારી આ રીતે બચતી હતી, એટલે એ તેજસ્વી વિદ્યાર્થીએ આગળપાછળનો કોઇપણ જાતનો વિચાર કર્યા વગર મિત્રની સલાહ માનીને તત્ત્વજ્ઞાનનો વિષય સ્વીકારી લીધો—માત્ર પાઠયપુસ્તકો મફતમાં મળ્યા એટલા જ કારણે!

પછી તો એ તેજસ્વી વિદ્યાર્થી તત્ત્વજ્ઞાનનો વિષય સારી પેઠે ભણ્યો; ને ઊંચા માર્કે પાસ થયો.

આ વિદ્યાર્થીનું નામ રાધાકૃષ્ણન્.

પછી તો તત્ત્વજ્ઞાનના વિષયમાં તે એટલો ઊંડો ઊતર્યો કે તેનો તે પ્રખર વિદ્વાન બન્યો.

તત્ત્વજ્ઞાનના એ પ્રખર વિદ્વાન તે જ આજના ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્; આપણા વિદ્વાન રાષ્ટ્રપતિ!

—શિવસુંદરમ્



# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૰ નગીનદાસ પારેખ

## ૯૨ મુશ્કેલ અને સહેલું

૨૪ ચૈત્ર, ૧૩૧૫

સાધનાનાં બે અંગ છે. એક, પકડી રાખવું અને બીજું, છોડી દેવું. એક બાબતમાં સખત થવું અને બીજી બાબતમાં સહજ થવું.

વહાણ ચાલે છે એનાં બે અંગ છે. એક સુકાન, અને બીજું સઢ. સુકાન ખૂબ સખત રીતે પકડી રાખવું જોઈએ. ધ્રુવના તારા તરફ નિશાન સ્થિર રાખીને સીધો રસ્તો પકડીને ચાલવું જોઈએ. એ માટે દિશા જાણવાની જરૂર છે, નક્ષત્રોનો પરિચય હોવો જોઈએ, ક્યાં જોખમ છે, ક્યાં સગવડ છે એ બધું હમેશાં મન દઈને સમજ્યા વગર ચાલીએ તો ન ચાલે. એ માટે રાતદિવસ સક્રિય સાવચેતી અને દૃઢતા જરૂરની છે. એ માટે જ્ઞાન અને શક્તિ આવશ્યક છે.

બીજું એક કામ તે અનુકૂળ પવનમાં વહાણને સોંપી દેવું. વહાણને જેટલા સઢ હોય તે બધાને એવી રીતે ખોલીને ગોઠવવા કે પવનનો પૂરેપૂરો લાભ મળે.

આધ્યાત્મિક સાધનામાં પણ એમ જ છે. એક બાજુથી જેમ પોતાના જ્ઞાનને વિશુદ્ધ અને શક્તિને સક્રિય રાખવી જોઈએ તેમ બીજી બાજુથી ઈશ્વરની ઇચ્છા આગળ પોતાની જાતને સંપૂર્ણપણે સમર્પણ કરી દેવી જોઈએ. તેમની સાથેના સંબંધમાં બિલકુલ સહજ થઈ જવું જોઈએ.

પોતાને નિયમને માર્ગે દૃઢપણે પકડી રાખવાની સાધના ઘણી જગ્યાએ જોવા મળે છે, પરંતુ પોતાની જાતને ઈશ્વરના હાથમાં સોંપી દેવાની સાધના બહુ ઓછી જોવા મળે છે. આ બાબતમાં પણ માણસની જાણે અમુક કૃપણતા રહેલી છે. તે પોતાની જાતને પોતાના હાથમાં રાખવા ઇચ્છે છે, છોડવા ઇચ્છતો નથી. કોઈ કઠોર વ્રતમાં તેને રોજ રોજ પોતાની શક્તિનો પરિચય મળે છે. રોજ રોજ તે હિસાબ કરીને જોઈ શકે છે કે નિયમ દૃઢ રાખીને આટલું ચાલી શકાયું. એમાં તેને એક વિશેષ પ્રકારનો અભિમાનનો આનંદ મળે છે.

પોતાના જીવનને ઈશ્વર આગળ સમર્પણ કરી દેવાનો અર્થ એવો નથી કે, હું જે કરું છું તે બધું જ ઈશ્વર કરે છે એમ માનવું. કામ કરું હું, છતાં લઉં નામ ઈશ્વરનું, અને જવાબદારી નાખું તેને માથે—એવું વિચિત્ર પરિણામ ન આવવું જોઈએ.

ઈશ્વરના પવન આગળ જીવનને બરાબર વ્યવસ્થિત કરીને ગોઠવી રાખવું પડશે. એ પવનને બરાબર માનીને ચાલવું પડશે. સૂતી પડીને તેને ટાળીને ચાલીએ ન ચાલે. તેના

આહ્વાનને તેની પ્રેરણાને પૂરેપૂરી ઝીલવા માટે જીવન પ્રત્યેક ક્ષણે પોતાને ફેલાવી રાખે એમ થવું જોઈએ. 'શી ઇચ્છા છે પ્રભુ, શી આજ્ઞા છે' એ પ્રશ્નને જાગ્રત રાખી જીવન સદા તૈયાર રહે જે શ્રેય હોય તે જ તેને સહજ ભાવે ચલાવે અને ઠેઠ સુધી તેને લઈ જાય.

જાનામિ ધર્મં ન ચ મે પ્રવૃત્તિઃ
જાનામ્યધર્મં ન ચ મે નિવૃત્તિઃ,
ત્વયા હૃષીકેશ હૃદિસ્થિતેન
યથા નિયુક્તોઽસ્મિ તથા કરોમિ।

એ શ્લોકનો અર્થ એવો નથી કે હું ધર્મને માર્ગે ચાલું કે અધર્મને માર્ગે ચાલું, તું મને જે માર્ગે ચલાવે છે તે માર્ગે હું તો ચાલુ છું. એનો અર્થ એ છે કે મારી સહજ વૃત્તિ ઉપર જ જો હું ભાર દઉં છું તો તે મને ધર્મને માર્ગે લઈ જતી નથી, અધર્મમાંથી મને પાછો વાળતી નથી, માટે હે પ્રભુ, મેં એવું નક્કી કર્યું છે કે તને જ મારે હૃદયમાં રાખવો, અને તું મને જે માર્ગે ચલાવે તે માર્ગે મારે ચાલવું. સ્વાર્થ મને જે માર્ગે ચલાવવા માગે તે માર્ગે હું ચાલીશ નહિ, અહંકાર મને જે માર્ગેથી પાછો વાળવા ઇચ્છે તે માર્ગેથી હું પાછો વળીશ નહિ.

આથી તેને હૃદયમાં સ્થાપીને તેના હાથમાં પોતાનો ભાર સોંપી દેવો, એ જ એક આપણી ઇચ્છાશક્તિની સદાની સાધના હો.

આમ કરવું હોય તો શરૂઆતમાં અહંકારને તેના ઉચ્ચાસન ઉપરથી છેક નીચે ઉતારી પાડવો જોઈએ. દુનિયાનાં સર્વકોઈની સાથે સમાન થા, બધાની પાછળ આવીને ઊભો રહે, સૌની નીચે જઈને બેસ, તેમાં કંઈ નુકસાન નથી. તારી દીનતા ઈશ્વરના પ્રસાદથી પરિપૂર્ણ બની જાઓ, તારી નમ્રતા સુમધુર અમૃતફલના ભારથી સાર્થક બનો. હમેશાં ઝઘડો કરીને પોતાને માટે એ જરા જેટલી અલાયદી જગ્યા સાચવી રાખવાની શી જરૂર છે, એની કિંમત કેટલી? જગતના સર્વકોઈની સાથે સમાન બનીને બેસવામાં શરમાઈશ નહિ—ત્યાં જ ઈશ્વર બેઠેલો છે. જ્યાં બધા કરતાં ઊંચા રહેવા માટે તું એકલો બેઠેલો છે ત્યાં તેમને માટે સ્થાન બહુ સાંકડું છે.

જ્યાં સુધી તેમની આગળ આત્મસમર્પણ કરશે નહિ ત્યાં સુધી તારાં સુખદુઃખ તારી હારજીત સતત તને ચલાયમાન કર્યા કરશે, તને ભટકાવ્યા કરશે. પ્રત્યેકનો પૂરો આઘાત તારે ખાવો પડશે. જ્યારે તેના સઢને તેનો પવન લાગશે ત્યારે તરંગો તો એવા ને એવા જ ઊછળતા હશે પણ તું સડસડાટ ચાલ્યો જશે. ત્યારે એ તરંગ આનંદના તરંગ હશે. ત્યારે પ્રત્યેક તરંગ તને કેવળ નમસ્કાર કરતો રહેશે અને એ વાતની જ સાખ પૂરશે કે તેં ઈશ્વરને આત્મસમર્પણ કર્યું છે.

એટલે હું કહેતો હતો કે જીવનયાત્રાની સાધનામાં પોતાની શક્તિને ગમે એટલી લડાવીએ તેમ છતાં ઈશ્વરના સદા વહેતા અનુકૂળ દક્ષિણ વાયુ આગળ બધા સઢોને એકદમ પૂરેપૂરા ખોલી દેવાનું ન ભૂલીએ, તો સારું.

## ૯૩ નમસ્તેઽસ્તુ

૨૧ ચૈત્ર, ૧૩૧૫

કોઈ વેલ ગોળ ગોળ આંકડીઓ વડે પોતાના આધારને વીંટી વળે છે, કોઈ વેલ સીધાં મૂળિયાં વડે આધારને મજબૂત રીતે પકડી રાખે છે, તો કોઈ વેલ પોતાના આખા દેહ વડે જ અચલ બનને ઘેરી લે છે.

આપણે પણ જે સંબંધો વડે ઈશ્વરને પકડીએ છીએ તે બધા એક જાતના નથી હોતા. આપણે તેને પિતાભાવે પણ ભજી શકીએ, પ્રભુભાવે પણ ભજી શકીએ, અને મિત્રભાવે પણ ભજી શકીએ. જગતમાં જેટલી જાતના સંબંધોથી આપણે પોતાને બાંધીએ છીએ તે બધાના મૂળમાં ઈશ્વર જ રહેલો છે. જે રસવડે તે તે સંબંધો પુષ્ટ થાય છે તે રસ ઈશ્વરનો જ

છે એટલે બધા જ સબધો તેને લાગુ પડી શકે છે, બધી જ જાતના ભાવે માણસ તેને પામી શકે છે

બધા સંબધોમાં પહેલો સંબધ એ પિતાપુત્રનો સંબંધ છે.

પિતા ગમે એવો મોટો હોય અને પુત્ર ગમે એવો નાનો હોય, બને વચ્ચે શક્તિનો ગમે એટલો તફાવત હોય, તોયે બને વચ્ચે ઊંડું ઐક્ય રહેલું હોય છે. એ ઐક્યને જોરે જ આટલો અમથો છોકરો તેના આવડા મોટા બાપને મેળવી શકે છે.

ઈશ્વરને પણ જો આપણે મેળવવા ઇચ્છતા હોઈએ તો તેને કોઈ એક સબધ મારફતે જ મેળવવો પડશે, નહિ તો તે આપણી આગળ કેવળ એક દર્શનશાસ્ત્રનુ તત્ત્વ અથવા ન્યાય શાસ્ત્રનો સિદ્ધાંત બની જશે, તે આપણો પોતાનો નહિ બની શકે.

ઈશ્વર કઈ આપણી બુદ્ધિનો વિષય નથી તે એના કરતાં ઘણુ વધારે છે; તે આપણો પોતાનો છે તે જો આપણો પોતાનો ન હોત તો જગતમાં કોઈ આપણુ પોતાનુ ન હોત, તો પોતાનું શબ્દનો કઈ અર્થ જ રહેત નહિ તે જેમ વિરાટ સૂર્ય અને આ ક્ષુદ્ર પૃથ્વીને પોતાના કરીને આટઆટલા લાખો યોજનનુ દૂરત્વ મિટાવી દઈને વચમા રહેલો છે, તેમ જ તે પોતે જ એક માણસની સાથેના બીજા માણસના સંબંધરૂપે રહેલો છે નહિ તો એક માણસ અને બીજા માણસ વચ્ચે અતર અનત છે; વચમા જો અનન્ત મિલનનો સેતુ ન હોત તો એ અનત અતર આપણે પાર કરત શી રીતે!

એટલે ઈશ્વર દુરૂહ એવું કોઈ તત્ત્વ નથી, એ આપણો અત્યત પોતાનો છે. બધા પોતાનાઓમાં તે એકમાત્ર ચિરંતન અખંડ પોતાનો છે. ઝાડના ફળને તેણે કેવળ એક સત્યરૂપે ઝાડે નથી લટકાવી મૂકયું, પણ સ્વાદથી, ગંધથી અને શોભાથી તેણે વિશેષરૂપે તેને મારું પોતાનું બનાવ્યું છે. તે પોતે મારો પોતાનો છે એટલે ફળને જાતજાતના રસથી મારું પોતાનું બનાવ્યું છે, નહિ તો ફળ નામના સત્યને હું કોઈ પણ બાજુએથી કોઈ પણ રીતે લગારે પામી જ ન શકત.

પરંતુ આ પોતાપણું કેટલે સુધી જાય છે, કેટલુ ઊંડું હોય છે, તે ઈશ્વરે માણસના સંબંધમા માણસને બતાવ્યું છે—શરીર મન હૃદય સર્વત્ર એનો પ્રવેશ છે; ક્યાય એનો વિચ્છેદ નથી, વિરહ અને મૃત્યુ પણ તેને અલગ કરી શકતા નથી.

એટલા માટે જ માણસોના આ સંબધો દ્વારા આપણે કઈક અંશે સમજી શકીએ છીએ કે, નિખિલ બ્રહ્માંડમા જે સદાસર્વદા આપણો પોતાનો છે તે આપણો શું છે? એને આપણે સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ કહીએ એટલાથી બધું કહેવાઈ જતુ નથી. એના કરતાં ચરમતર અને અંતરતર વાત એ છે કે તું મારો પોતાનો છે, તુ મારી માતા છે, મારો પિતા છે, મારો મિત્ર છે, મારો પ્રભુ છે, મારી વિદ્યા છે, મારું ધન છે, ત્વમેવ સર્વં મમ દેવદેવ। તું મારો છે ને હું તારો છું, તારી અને મારી વચ્ચે આ સબધ છે, એ સબંધ જ મારા સર્વસ્વ કરતા મોટું સત્ય છે, મારા સર્વસ્વ કરતા મોટી સપત્તિ છે. તું મારા મહત્તમ સત્યતમ પોતાના રૂપ છે.

ઈશ્વરની સાથેના આ સબધનો અનુભવ કરવા માટેનો એક મત્ર છે—પિતા નોઽસિ, તું અમારો પિતા છે. જે અનન્ત સત્ય છે, તેને આપણુ પોતાનું સત્ય બનાવવાનો આ એક મત્ર છે, તું અમારો પિતા છે.

હુ નાનો છુ, તું બ્રહ્મ છે, તેમ છતાં તારી અને મારી વચ્ચે સબધ છે, તુ પિતા છે. હુ અબોધ છુ, તું અનંત જ્ઞાનરૂપ છે, તેમ છતા તારી અને મારી વચ્ચે સંબધ છે, તું પિતા છે.

આ જે સંબંધ, એ સબંધને લીધે તારી અને મારી વચ્ચે વિશેષભાવે અવરજવર રહે

છે, તારી અને મારી વચ્ચે વિશેષભાવે લેણ-દેણ ચાલે છે. એ સંબંધને હું પૂરેપૂરા જ્ઞાન સાથે, પૂરેપૂરા બળ સાથે વળગી રહું, એવી મારી ઇચ્છા છે. એટલે મારી પ્રાર્થના એ છે કે પિતા નોબોધિ, તું પિતા છે એ જ્ઞાન મને આપ. તુ તો—પિતા નોઽસિ, પિતા છે; પણ માત્ર હોય એટલું પૂરતું નથી—પિતા નોબોધિ, તું મારો પિતા છે એ જ્ઞાન મને આપ.

મારા ચૈતન્ય અને બુદ્ધિના બળથી હું જે કંઈ જ્ઞાન પામું છું તે બધું જ તેની પાસેથી પામું છું—ધિયો યો નઃ પ્રચોદયાત્, જે આપણી ધીશક્તિઓને પ્રેરે છે, જે વિશ્વ બ્રહ્માંડને અખંડ એક રૂપે રાખી રહ્યો છે, તેમના સિવાય કોઈ પણ જ્ઞાન બીજે કયાંથી મળવાનું હતું! પણ એ સાથોસાથ એ ભાન પણ મળે તો સારું કે એ તે જ આપે છે.

તે જ પિતારૂપે મને જ્ઞાન આપે છે એ ભાન મારા અંતરમાં હોય તો જ હું તેને યથાર્થ ભાવે નમસ્કાર કરી શકું. હું બધું જ તેની પાસેથી લઉં છુ, પામું છું, છતાં તેને નમસ્કાર કરી શકતો નથી, મારું મન સખત જ રહે છે, માથું ઊંચું જ રહે છે. કારણ, તેની સાથેના મારા સંબંધનું મને લેશ પણ ભાન નથી.

એટલે આપણી પ્રાર્થના એ છે કે, નમસ્તેઽસ્તુ. તને અમારા નમસ્કાર હો. એ નમસ્કાર નમ્રતાથી અને આત્મસમર્પણથી પરિપૂર્ણ બનીને તારે ચરણે આવે. મારું સમસ્ત જીવન તારા પ્રત્યેના નમસ્કારમાં પરિણમો.

તારી સાથે મારો સંબંધ જ એ છે કે, તુ મને આપે અને હુ નમસ્કારમાં નીચો નમીને તે ગ્રહણ કરું. આ નમસ્કાર ખૂબ મધુર છે: એ જલભારથી લચેલા મેઘ જેવો, ફૂલભારથી લચેલી શાખા જેવો રસથી અને મંગલથી પરિપૂર્ણ છે. એ નમસ્કારને લીધે જીવન કલ્યાણથી ભરાઈ જાય છે, સૌંદર્યથી ઊભરાઈ જાય છે. એ નમસ્કાર કેવળ નિબિડ માધુર્ય જ નથી એ પ્રબળ શક્તિ પણ છે. એ જેમ અનાયાસપૂર્વક ગ્રહણ કરે છે અને વહન કરે છે, તેમ ઉદ્ધત અહંકાર કરી શકતો નથી. એનો કોઈ પરાભવ કરી શકે એમ નથી. જીવન એ નમસ્કારને કારણે બધા આઘાત, ક્ષતિ, આફત અને મૃત્યુની ઉપર પણ સહેજે વિજય મેળવે છે. એ નમસ્કારને લીધે જીવનનો બધો ભાર એક ક્ષણમાં હળવો થઈ જાય છે, પાપ તેના ઉપર થઈને ક્ષણિક રેલની માફક ચાલ્યું જાય છે, તેને ભાંગી નાખી શકતું નથી. એટલા માટે દરરોજ આપણે પ્રાર્થના કરીએ છીએ, નમસ્તેઽસ્તુ. તને મારા નમસ્કાર હો. સુખ આવો કે દુઃખ આવો, નમસ્તેઽસ્તુ. માન આવો કે અપમાન આવો, નમસ્તેઽસ્તુ. તું શીખવે છે એ જાણીને નમસ્તેઽસ્તુ. તું રક્ષણ કરે છે એ જાણીને નમસ્તેઽસ્તુ. તું હરહમેશ મારી પાસે જ છે એ જાણીને નમસ્તેઽસ્તુ. તારા ગૌરવમાં જ મારું એકમાત્ર ગૌરવ છે એ જાણીને નમસ્તેઽસ્તુ. અખંડ બ્રહ્માંડનો અનંતકાલનો અધીશ્વર તું જ પિતા નોઽસિ એ જાણીને નમસ્તેઽસ્તુ નમસ્તેઽસ્તુ. વિષયને જ આશ્રય માનવાનું મિટાવી દે, નમસ્તેઽસ્તુ. સંસારને પ્રબળ માનવાનું મિટાવી દે, નમસ્તેઽસ્તુ. મને પોતાને જ મોટો માનવાનુ મિટાવી દે, નમસ્તેઽસ્તુ. તને જ યથાર્થરૂપે નમસ્કાર કરી સદાને માટે પરિત્રાણ પામું એમ કર.



મારી મળાય છે તે

# બિલાડી

સં० સુધીર ગાંધી

પ્રિય ભાઈ અશોક,

તારી 'પુશી' કેમ છે? તને આ લાગતા જ પ્રશ્નથી આશ્ચર્ય થશે પણ વાત એમ છે કે હમણાં જ મેં 'પુશી'ઓ વિશે એક લેખ વાંચ્યો તારો 'પુશી' પ્રેમ જાણું અને તેથી જ થયું કે બિલાડીઓ વિશેની એ સઘળી માહિતી તને મોકલું તને સધિયારો મળશે કે 'પુશી'નો ચાહક તું જ એકલો નથી

પ્રથમ તો તને એક કથા કહી દઉં ઈસ્લામના પ્રવર્તક મહમ્મદ સાહેબ પાસે એક સફેદ બિલાડી હતી એનું નામ હતું મુએઝા તે એમને ખૂબ જ પ્રિય હતી એક દિવસે મહમ્મદ સાહેબ ધ્યાનમગ્ન બેઠા હતા નમાજવેળા થઈ આવી અઝાન સાંભળીને જ તેઓ ઊઠયા–ઊઠતા જાય છે ત્યાં એમનું ધ્યાન મુએઝા પર ગયું તે એમણે ઓઢેલા કપડા પર જ નિશ્ચિંત થઈને સૂઈ રહી હતી એક બાજુ નમાજ અને બીજી બાજુ મુએઝાની ઊંઘ! ઘણી જ વાર પછી આખરે મહમ્મદ સાહેબે કપડાના જેટલા ભાગ પર મુએઝા સૂતી હતી તેટલો ભાગ ફાડી નાખ્યો અને ખુદ નમાજ પઢવા ચાલ્યા ગયા

અને પછી તો બિલાડી પ્રત્યેની મહમ્મદ સાહેબની આ અનુરક્તિ ઈસ્લામી દેશોમાં અનેક રૂપે અનેક વરસોથી શ્રદ્ધાપૂર્વક માનવામાં આવી છે ઇજિપ્તમાં તો એક જમાનામાં બિલાડીની હત્યા કરનારને ફાંસીની સજા ફરમાવવામાં આવી હતી આ ઉપરથી જોઈ શકાય છે કે મિસ્રના લોકો બિલાડીને ખૂબ આદર પૂર્વક રાખતા અગર કેઈ બિલાડીનું મોત વિદેશમાં થઈ જાય તો તેનું શબ પાછું મિસ્ર લાવવામાં આવતું અને નાઈલના તટ પર બૂબારતસના કબરસ્તાનમાં તેને દફનાવાતું જેના ઘરમાં બિલાડી મરતી તેણે સખત શોક પાળવો પડતો

અશોક, તું જોઈ શકીશ કે માશીનો આદર કેટલો છે! ઈરાન અને મિસ્ર વચ્ચે એકવાર યુદ્ધ થયું ઈરાનવાળાઓએ પોતાની સેનાની આગળની હરોળમાં બિલાડીઓની એક હરોળ જ ઊભી કરી દીધી. પરિણામ એમની ગણતરી મુજબ જ આવ્યું. મિસ્રવાળાઓએ બિલાડીની હત્યાથી ડરી જઈને હથિયાર જ ન ઉપાડ્યા અને પરાજય સ્વીકારી લીધો!

૧૩મી સદીમાં મિસ્રમાં એક પાદશાહ અલ–દુહર–બેબર્સ કરીને થઈ ગયા એમણે કૈરોની મસ્જિદની બાજુમાં આવેલો પોતાનો બગીચો જ બિલાડીઓના નામે લખી આપ્યો એ બાગનું નામ જ 'બિલાડીઓનો બાગ' પડી ગયું એમના પછી જે જે બાદશાહો આવ્યા તેમણે પણ એ નામ અને કામ ચાલુ રાખ્યું રોજ રોજ નમાજ વખતે આસપાસની સેંકડો બિલાડીઓ એ બગીચામાં રોજ મળતી, ત્યાં એમને અનેક પ્રકારના ભોજનો મળતાં

ભાઈ તને બીજીય એક મજાની વાત કરવાની છે અરબ લોકોમાં બિલાડીના જન્મ સંબંધી એક ઘણી જ મજાની વાત પ્રચલિત છે એકવાર જ્યારે પૃથ્વી ઉપર ઉંદરો ખૂબ વધી પડ્યા ત્યારે ઈશ્વરે સિંહને છીંક ખાવાનો હુકમ કર્યો સિંહે છીંક ખાધી ત્યારે તેના નાકમાંથી બિલાડીઓ નીકળી પડી! બસ, ત્યારથી ઉંદરડાઓ ડરીને દરમાં પેસી ગયા!!

આ ઇસ્લામી પરંપરાનો પ્રભાવ ખ્રિસ્તીઓ પર પણ પડ્યો છે જો કે બાઈબલમાં બિલાડીનો ઉલ્લેખ ક્યાંય પણ આવતો નથી પરંતુ અદનના ઉદ્યાન પછીનું ચિત્રણ નિરૂપતી વેળા એક ખ્રિસ્તી કલાકારે જાનવરોને 'આર્ક' છોડીને જતા દર્શાવ્યા છે પશુઓની એ હરોળમાં સૌથી આગળ બિલાડી છે એક ચિત્રકારે તો પોતાના ચિત્રમાં આદમ અને હવાના પગ આગળ બિલાડીને બેસાડી છે એક અન્ય ચિત્રકારે અદનના બગીચામાં મનુષ્યની પ્રથમ

સૃષ્ટિનું ચિત્ર બતાવતી વખતે એક બિલાડી પણ દોરી છે!

આનો અર્થ એ નથી જ કે ખ્રિસ્તીઓમાં મુસ્લિમોની જેમ બિલાડી પૂજ્ય છે. ઘણા વખત સુધી ખ્રિસ્તીઓએ બિલાડીને જાદૂ-ટોણા કરનાર પશુ તરીકે જ જોઈ છે. અને તેને જ્યાં પણ ભાળે ત્યાં જ મારી નાખતા હતા. પરંતુ બ્રિટનવાસી કાળી બિલાડીને શુભ માનતા. એમનો વિશ્વાસ હતો કે જો કોઈ કામ માટે જતી વખતે કાળી બિલાડી આડી ઉતરે તો તે કાર્ય અવશ્ય સફળ થવાનું જ. હિન્દુઓની ધારણા આથી ઊલટી જ છે.

માન્યતાઓની આ વિપરીતતાએ વરસો પૂર્વે એક કમાલ પ્રસંગ સર્જ્યો હતો તેની યાદ આવે છે. ગાંધીજી જ્યારે 'કેબિનેટ મિશન' સાથે વાટાઘાટો કરવા જઈ રહ્યા હતા ત્યારે એક કાળી બિલાડી એમના આડી ઉતરી. ભારતના વર્તમાનપત્રોએ આને અપશુકન લેખ્યું. એ વાટાઘાટો પડી ભાંગી, એટલે તે નિષ્ફળતાને અપશુકન લેખવામાં આવી. પરંતુ ઇંગ્લાંડમાં વર્તમાનપત્રોએ તેને શુભ શુકન માન્યું હતું. અને આમેય, તેઓ માટે વાટાઘાટની નિષ્ફળતા જ શુભ હતી—તેઓનું રાજ્ય થોડો વધારે વખત ભારતમાં ટકી ગયું!

ઉદરખાઉ ચીનાઓની વાત હવે સાંભળો. ચીની સાહિત્યમાં બિલાડીના ભારે મનોરંજક ઉલ્લેખો પણ સદીમાં મળે છે અને મોટે ભાગે ચીનથી જ બિલાડી જાપાન ગઇ છે. જાપાનમાં બિલાડી એટલી તો મોંઘી અને મહત્ત્વપૂર્ણ સમજવામાં આવે છે કે માત્ર રાજ-કુટુંબ જ બિલાડી પાળી શકે છે. પણ ચીનમાં બિલાડીનો ઉપયોગ આર્થિક હિત માટે જ થતો હતો. ત્યાં ઉંદરડાઓ રેશમના કાંતેલા દોરા કાપી ખાતા. ઉંદરડાઓથી રેશમનું રક્ષણ કરવા માટે લોકો બિલાડીઓ પાળવા લાગ્યા. સમય જતા ચીનાઓમાં એવો વિશ્વાસ જ બેસી ગયો કે બિલાડીનું ચિત્ર માત્ર જ ઘરમાં રાખવાથી ઉંદરો ઘરમાં આવતા નથી. તેથી, જો કોઇ પણ ઘરમાં જુઓ, કાં તો બિલાડી પાળેલી હશે, અથવા તો બિલાડીનું ચિત્ર ઘરમાં હશે!

બિલાડીઓનાય પ્રકાર હોય છે. તારી પુશી સુંદર છે, પણ સુંદરતમ તો સીઆમી બિલાડી જ. સીઆમની બિલાડીઓ દુનિયાની બિલાડીઓમાં સૌથી વધારે સુંદર માનવામાં આવે છે. તેની વિશેષતા એ છે કે નાની હોય ત્યારે તો તે સફેદ હોય છે પણ મોટી થતી જાય તેમ તેમ તેમનો તેનો રંગ ભૂરો થતો જાય છે. દુનિયાભરમાં આ બિલાડીઓની એટલી મોટી માંગ હોય છે કે આજે સીઆમ કરતાં ય તે વધારે સીઆમી બિલાડીઓ અન્ય દેશોમાં જોવા મળે છે. સીઆમમાં આ બિલાડીઓનો વેપાર નવોસવો નથી. સૌથી પહેલાં ઈ૦ સ૦ ૧૮૮૪મા સીઆમની બિલાડીઓ બ્રિટન ગઈ અને ૧૮૯૫માં અમેરિકા! અને, આજે તો હોલીવુડના લગભગ સઘળા જ નામી-અનામી કળાકારો પાસે સીઆમી બિલાડીઓ જ છે-તેની કિંમત પાંચસોથી માંડીને પાંચ હજાર સુધીની હોય છે. આ કારણે જ સીઆ-મમાં, અમેરિકાના 'તેલશાહો' અને 'પોલાદ રાજા'ઓની જેમ સીઆમમાં બિલાડીઓનો વેપાર કરીને બનેલા લક્ષાધિપતિઓની પરંપરા છે.

હવે તને ઇંગ્લંડની 'પુશી'ની વાત કરું. અજાયબ જેવી એક બીજી વાત છે. ઇંગ્લંડમાં ડિટેકટિવ કૂતરાઓની જેમ બિલાડીઓને પણ સર-કારી નોકરી આપવામાં આવે છે. લંડનમાં 'રુફસ' નામની એક બિલાડી કાયદા પ્રમાણેની 'સિવિલ સર્વન્ટ' છે. આ હોદ્દા પર રુફસની નિમણુક પહેલી જ નથી. તેની અગાઉ પણ ૧૫ બિલાડીઓ નિયુક્ત થઈ ચૂકી છે. રુફસનું કામ છે ટ્રેઝરી બિલ્ડિંગની ગલીઓમાં ટહેલવાનું અને ઉંદરોને મારી ખાવાનું —જેથી ઉંદરો નોટોના બંડલો પર પોતાના દાંત ન અજમાવે...આ કામગીરી માટે રુફસને રોજના રૂપિયા અઢી મળતા. મોંઘવારી આવી, ને રુફસે કરામત કરી. એક દિવસે ખૂબ ઠીમ પડ્યું. તે ટ્રેઝરીના મુખ્ય અધિકારીની સગડી પાસે જઇને પેટ સેકવા લાગી. પેલા અધિકારી એ વેળા બજેટ બનાવી રહ્યા હતા. તેઓ રુફસના આ આચરણ-માંથી થોડું વિશેષ પણ સમજી શકયા. નવા બજે-ટમાં એમણે રુફસને માટે પગાર વધારો ઉમેરી લીધો! એ અધિકારીને આશ્ચર્ય પણ થયું કે રુફસ

જ્ઞાનનો પરમ અર્થ શો? જ્ઞાની કહે છે: 'હે નાથ! આ વિશ્વમાં તું જ એકલો કરતા કારવતા છે. હું તારા હાથનું સાવ નાનું ઓજાર છું. મારું કહેતાં કંઇ નથી. આ બધુંય તારું જ છે. મારું પંડ, મારું કુટુંબ, મારી સંપત્તિ, મારા સદ્‌ગુણો બધુંય તારું જ તારું છે.' *

કોઇ ચોર અંધારા ઓરડામાં દાખલ થઇને તેમાં પડેલી વસ્તુઓને ફંફોળે છે. તેનો હાથ એકાદ મેજ ઉપર પડે છે અને તે કહે છે: 'આ નહિ.' તે આગળ વધી એકાદ ખુરશી પાસે આવે છે અને કહે છે: 'આ નહિ' આમ ઇસકોતરા (ગલ્લા) ઉપર હાથ પડતાં સુધી તે શોધ ચાલુ રાખે છે. અંતે તે મનમાં બોલી ઊઠે છે: 'એ અહીં છે.' આ સ્થળે તેની તપાસ પૂરી થાય છે. બ્રહ્મની શોધ આ પ્રકારની છે. *

મારા અનુભવની વાત છે કે મનનચિંતન દ્વારા પ્રાપ્ત થતું જ્ઞાન એક પ્રકારનું હોય છે; સમાધિ દ્વારા મળતું જ્ઞાન બીજા પ્રકારનું હોય છે; અને પ્રત્યક્ષ દર્શનના સાક્ષાત્કારથી પ્રગટતું જ્ઞાન વળી એથી સાવ નિરાળું હોય છે. *

જ્ઞાન એકતામાં પ્રેરે છે. અજ્ઞાન અનેકતામાં. *

જ્ઞાનયોગી કહે છે: 'હું તે છું.' પરંતુ જ્યાં સુધી મનુષ્યને દેહાત્મબુદ્ધિ રહે છે ત્યાં સુધી આ અસ્મિતા હાનિકારક છે. તેથી મનુષ્યની પ્રગતિ થતી નથી પણ અધોગતિ થાય છે. આવો મનુષ્ય પોતાને અને જગતને છેતરે છે. *

બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરનારાની સંખ્યા અતિ અલ્પ હોય છે. ગીતા કહે છે: 'સહસ્ર મનુષ્યોમાં કોઇક જ સિદ્ધિને માટે યત્ન કરે છે. અને આવા યત્ન કરતા સિદ્ધોમાં પણ મને તત્ત્વત: જાણનારા તો વિરલ જ હોય છે. *

જ્યાં સુધી પરમાત્મા બહાર અને અતિ દૂર લાગે છે ત્યાં સુધી અજ્ઞાન છે. જ્યારે ભીતરમાં આત્માની અનુભૂતિ થાય ત્યારે જ સત્ય જ્ઞાન પ્રગટ્યું ગણાય. *

---

## અને શયતાન ખુશી થયો....

શયતાને પરિષદ ભરી હતી. તેણે પોતાના એક શાગિર્દને પ્રશ્ન કર્યો: 'આજે તેં શું પરાક્રમ દેખાડ્યું?' ચેલાએ જવાબ આપ્યો:

'આજે તો મેં બહુ મોટું કામ કર્યું છે. એક નમાઝી માણસને પૂરો શરાબી બનાવી દીધો છે.'

શયતાને કહ્યું: 'તેં મામૂલી કામ કર્યું છે.'

બીજા શાગિર્દને પૂછ્યું. તો એણે જવાબ આપ્યો:

'મેં એક છોકરાને પૈસાની લાલચ જગાડી એના બાપનું એના જ હાથે ખૂન કરાવ્યું છે.' શૈતાને કહ્યું: 'તેં પણ કંઇ ખાસ મોટું કામ કર્યું નથી.' પછી શયતાને ત્રીજા શાગિર્દને પ્રશ્ન કર્યો. જવાબમાં શાગિર્દે કહ્યું: 'સાહેબ, મેં એક રોઝાદારને બહેકાવી એનો રોઝો તોડી નખાવ્યો.' આ સાંભળીને શયતાન ખૂબ ક્રોધે ભરાયો તેણે ગુસ્સેથી કહ્યું: 'તમે બધા બેવકૂફ છો. સારું કામ કર્યું એની જ તમને ખબર નથી.' ખુણામાં ચુપકીદી ધારણ કરી બેઠેલા ચોથા શાગિર્દને શયતાને ગુસ્સામાં પ્રશ્ન કર્યો: 'એના તેં કયું પરાક્રમ કર્યું!'

જવાબ મળ્યો: 'સાહેબ, મારા હાથે તો કંઇ ખાસ કામ થયું નથી. મને કહેતાંય શરમ આવે છે કારણ કે નિશાળે જતા એક બાળકને બહેકાવીને મેં તેને બગીચામાં રમવા મોકલી દીધો.'

આ સાંભળી શયતાને અત્યંત હર્ષ અનુભવ્યો. ખુશીના આવેશમાં એણે શાગિર્દની પીઠ થાબડી કહ્યું: 'શાબાશ, તારું જ કામ સૌથી મોટું છે. કારણ શિક્ષણથી દૂર રહેનારા હમેશાં આપણાં ચક્કરમાં ફસાયેલાં રહેશે. તેઓ આપણાં કાર્યોને આવકારશે, તેના પર અમલ કરશે.' —ભૂપેન્દ્ર ત્રિવેદી

# વિશ્વમાંગલ્યની મહામુદ્રા

રામનારાયણ ના૦ પાઠક

જગતના સર્વ રાષ્ટ્રોને પોતાની મુદ્રા હોય છે. રાષ્ટ્રનુ પ્રતીક, ચિહ્ન હોય છે જેમ કે ભારતે અશોકચક્ર અને સિંહની ત્રિમૂર્તિ, રશિયાએ હથોડો ને દાતરડી એમ જુદા જુદા પ્રતીકની મુદ્રા નક્કી કરેલી છે.

પણ આજે વિશ્વઐક્યની ભાવના સર્વત્ર ફેલાયેલી છે અને વિશ્વમાનવીની કલ્પના સાકાર બનતી જાય છે તેવે મંગલ પ્રસંગે વિશ્વમાંગલ્યની મૂર્તિ, જગત સમસ્તની મહામુદ્રા નિશ્ચિત કરવી હોય તો તેનુ પ્રતીક શુ?

આપણા પુરાણોમા, કોઈ એક અનામી ભક્ત કવિએ એની સુંદર કલ્પના આપેલી છે મૂળ તો એ શ્રી વ્યાસ ભગવાનની જ કલ્પના છે સમસ્ત બ્રહ્માડ લય પામે તો પણ જે મૂર્તિ અજર અમર, અવિનાશી રહે એ અનાદિ, અનંત ત્રિભુવનના કારણરૂપ છતા, ત્રિભુવનની વાત્સલ્યમૂર્તિ વટવૃક્ષના પાંદડામા પોતાના ચરણનો અંગૂઠો ચૂસતા એવા બાલમુકુન્દ, એ જ મહાકાળે સર્વસ્વરૂપે, સર્વજીવનની ધ્યાનમૂર્તિ એવી ભવ્ય અનોખી કલ્પના પુરાણકારોએ કરેલી છે

એ પ્રાચીન કવિને આ મૂર્તિનુ ધ્યાન કરતા વિચાર સ્ફુર્યો કે પરમકૃપાળુ પરમાત્મા પોતાના મુખમા અંગૂઠો લઈને તેનુ પાન શાથી કરતા હશે? એ લોકકવિને પોતાને જ તેનો પ્રત્યુત્તર મળ્યો એ તેણે એક સુંદર, હૃદયસ્પર્શી શ્લોકમા ગૂંથી લીધો પોતે જ પ્રશ્ન કરે છે અને પોતે જ જવાબ વાળે છે

વિહાય પીયૂષ રસં મુનીશ્વરા,
મમાઙ્ઘ્રિ રાજીવરસં પિબન્તિ કિમ્।
ઇતિ સ્વપાદામ્બુજપાન કૌતુકી
સ ગોપબાલ શ્રિયમાતનોતુ વ ॥

મહામુનિવરો અમૃતરસનુ પાન તજીને, મારા ચરણકમળનુ પાન કરવા શાથી તલસતા હશે? એવા કુતૂહલનુ નિવારણ કરવા પોતાના ચરણાંગુષ્ઠને મુખમા લઈ ચૂસતા એ બાલમુકુન્દ વિશ્વમાંગલ્યની મૂર્તિ બનો!

પરમ સ્વાત્ત્વિક, પરમ મંગલ, વાત્સલ્યધામ, કરુણામય, નિર્દોષ અને નિર્વિકાર, નિરામય, નિરહંકારી, નિર્વૈર, નિર્મળ, પ્રેમમૂર્તિ એવા બાલમુકુન્દની અપૂર્વ, અદ્ભુત, અલૌકિક કલ્પના એ આર્યસંસ્કૃતિનો સાર છે માનવજીવનનુ એ મંગલાયતન છે. માનવતાનુ વિશ્રામસ્થાન છે.

શ્રીમદ્ભાગવત એક પવિત્ર, પ્રેરણાદાયી લોકકાવ્ય છે તેનો દશમસ્કંધ એ તો શ્રીકૃષ્ણ પરમાત્માની બાળલીલાનુ અપૂર્વ કાવ્ય છે. જગત્સાહિત્યમા તેનો જોટો નથી. માણસ જ્યારે અતિ સ્વાર્થ, અતિ ઈર્ષ્યા અતિ દ્વેષ, અતિ વૈર, અતિ મમતા અને અતિ આસક્તિમા ઘેરાય ત્યારે તેમાથી મુક્ત થવાનુ ઉત્તમ સાધન, ખાસ કરીને આ કલિયુગમા પોતાના માતૃસ્વરૂપનુ ધ્યાન ધરવુ એ છે. અને એમાથી માણસે પરમાત્માનુ બાલસ્વરૂપનુ ધ્યાન લાવી શકે પોતે બાળક બન્યા વિના – એટલી અનાસક્તિ, નિર્વિકારતા, નિઃસ્વાર્થતા, નિર્મળતા પ્રાપ્ત કર્યા વિના ઈશ્વરના બાલસ્વરૂપનું ધ્યાન ધરવાની ધારણા થવી દુર્લભ છે વીર બનીને વીરની પૂજા થઇ શકે, દેવ બનીને દેવની પૂજા થઇ શકે 'દેવો ભૂત્વા દેવં યજેત' એ કહેવતની પેઠે બાળક બનીને જ બાલમુકુન્દનુ ધ્યાન ધરી શકાય અને પછી કેવો અદ્ભુત આનંદ આવે? એમાથી રમની છોળો ઊડે.

ભક્તકવિ નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણ પરમાત્માની બાળલીલા ગાઈને જીવન ધન્ય બનાવ્યુ છે ગિરનારની તળેટીમા એ ના નરસિંહ મહેતા એ ગર્જના સાંભળે છે, જૂનાગઢના પોતાના નાનકડા ચોરાના આંગણામા બેઠેલા ભક્ત અષાઢ માસના પ્રથમ દિવસે મેઘડંબર નિહાળે છે અને તેમાથી કલ્પનસૃષ્ટિ સમક્ષ યમુનાનો સુંદર કિનારો અને એ વટવૃક્ષ એ મધુવન અને એ કનૈયો આવીને ઊભા રહે છે, અને બાળતનુ કવિહૃદય

ઉઘડતા કમળની પેઠે ખીલી ઊઠે છે; હાથમાં કરતાલ લઇને એ આનંદથી ગાવા લાગે છે:

"મોહૂલો ગાજે ને માધવ નાચે
રૂમઝૂમ બાજે પાયે ઘુઘરડી."

બે લીટીમાં તો આપણી સમક્ષ શ્રીકૃષ્ણપરમાત્માનું બાલસ્વરૂપ નાચવા લાગે છે અને આપણને જગતના સર્વ પરિતાપ અને પ્રપંચમાંથી મુક્ત કરી કોઈ આનંદની ભૂમિકા પર લઇ જાય છે. ઇન્દ્રિય ભોગ્ય કે બુદ્ધિગમ્ય કોઇ સુખ એની તોલે આવી શકતું નથી. ભક્તકવિ આગળ વધે છે અને સારું ગોકુળ ગામ, ગોપીજનનું વૃંદ એમની સાથે ભળે છે:

"તાલ પખાજ વજાડે ગોપી
કૃષ્ણ વગાડે વેણુ વાંસલડી."

અને મધુવનની વનરાઈનાં પક્ષીઓ ભક્તના સૂરમાં સૂર મેળવે છે:

"દાદુર, મોર, બપૈયા બોલે,
મધુરીશી બોલે પેલી કોયલડી"

એક જ લીટીમાં કૃષ્ણ કનૈયાનો સુંદર પોશાક વર્ણવે છે:

"પહેરણ ચરણાં ને ચીર ગુંદરડી,
ઓઢણ આછી લોમલડી."

અને કવિને એ વટવૃક્ષ, એ યમુના, એ વૃંદાવન શ્રીકૃષ્ણ ચરિત્રથી ધન્ય લાગે છે:

"ધન્ય બંસીવટ, ધન્ય યમુના તટ,
ધન્ય વૃંદાવન અવતાર રે."

અંતિમ કડીમાં અતિશય નમ્રતા સાથે કવિ પોતાને આવી ભક્તિ પ્રાપ્ત થઈ અને પરમાત્માના બાલસ્વરૂપના ગુણ ગાવાની પ્રેરણા થઇ એ વાતને ઇશ્વરની કૃપા ગણે છે:

"ધન્ય નરસૈયાની જીભલડીને,
જેણે ગાયો રાગ મલ્હાર રે-"

જે બાલમુકુન્દનું વર્ણન લોકો કરે છે તે બાલ સ્વરૂપ દરેકના ઘરમાં પુત્ર રૂપે રમે છે. આપણા નિત્યના વ્યવહારમાં આપણે તેને નીરખી શકતા નથી. તેને ગોદમાં લઈ જીવનનો સાચો લહાવો લઈ શકતા નથી. દરેકના ઘરમાં ઇશ્વરનાં સ્વરૂપ જેવાં બાળકો કુદરતે આપેલા છે. તેના પ્રત્યેનો વાત્સલ્ય ભાવ પણ આપેલો છે, છતાં આજના મહા જંજાળી જમાનામાં એ વસ્તુ વિસરાઇ ગઇ છે કવિઓ તે સજીવન કરે છે. શ્રી નરસિંહ મહેતાએ કૃષ્ણની બાળલીલા ગાઈ છે તેમના પછીના ગુજરાતી કવિ ભાલણે શ્રીરામની બાળલીલા ગાઇ છે, તે અપૂર્વ છે. શ્રી રામચંદ્રજીના બાળપણની અદ્ભુત લીલાનું આવું સુંદર વર્ણન આપણે ત્યાં બહુ પ્રચલિત નથી. ઉત્તર હિંદુસ્તાનમાં સંત તુલસીદાસજીએ રામજીની બાલલીલા પોતાની ભક્તિરસ ભીની, ભાવવાહી શૈલીમાં ગાઇ છે. કવિ ભાલણે ઘરઘરમાં રમતા બાળારામનું સુરેખ ચિત્ર પોતાની રામલીલામાં દોર્યું છે. તેમનાં કેટલાંક કાવ્યો જોતા તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે અને આપણા ઘરમાં રમતા રામના સ્વરૂપ પ્રત્યે આપણું મન ઢળે છે જ આપણું પોતાનું ઘર અયોધ્યા બને છે, અને આપણા પોતાનાં જ બાળકોમાં રામજીના દર્શન થાય છે. એવી અદ્ભુત, રસિક અને હૃદયગમ કવિની વાણી છે.

શ્રીરામ ભાંખડભરિયાં રીંખતા થાય છે, પછી ડગડગ પગલા મૂકે છે, એક એક વસ્તુ માટે રઢ લે છે અને વસ્તુનો સામાન્ય ઉપયોગ ન જાણતા બાળકની પેઠે એનો જુદો જ ઉપયોગ કરી માતપિતાને આનંદ ઉપજાવે છે. કવિ ભાલણનાં દોરેલાં શબ્દચિત્રો તેની કાવ્યકલાના નમૂના રૂપે જોઇએ:

રામ રંગે રીએ, કૌશલ્યા કુમાર,
રામ રંગે રીએ—ટેક.
છમ છબ કરતા છેડા પલાળે,
પાણીડાં ઢોળે,
ચંચળ, ચતુરા હૃદયે ચાંપી,
બેસાડે ખોળે—રામ૦
કર ગ્રહી લાવે કૌશલ્યા,
મહેલે પડશાળે,
ગોત્રજમાનો ઘૃતદીવડો,
તે મૂઠીમાં ઝાલે—રામ૦
દીવડો ગેંતાવી કૌશલ્યા,
મણિ કરમાં આલે,

મણિ લઈને મુખમાં મેલે,
દેવ નહે ભાળે—રામ૦

સુમિત્રા લાવે શેલડી,
તે બાળકને ભાવે,
કટકા લઈ કેરાણું મૂકે,
પાળી લઈ આવે—રામ૦

અતિ આકળી થઈ માતા,
લઈ બારણીએ બેસે,
રાયતણા મસ્તાના મદ્‌ગળ,
વચ્ચે જઈ પેસે—રામ૦

આ તે અડપલા કુવર આપણા,
કહો દિન કયમ જાશે?
ભાલણ પ્રભુ રઘુનાથજીને,
બાંધે પ્રેમતણે પાશે—રામ૦

અને રામજી ઊભા રહેતા શીખ્યા, ડગના માંડતા થયા ત્યાર, દશરથ લાડ લડાવે છે

દેવ ડગલા ભરે,
પ્રભુ પગલા ભરે. ટેક.

ડગમગ કરતાં ડગલાં ભરતા,
રમતા રાજકુમાર,
લડથડતા સિંહાસન પકડે,
બીતા અપરંપાર—દેવ૦

સિંહાસન મુકાવે રાજા,
છૂટા રમાવે હસ્ત,
ઘર ઘર મૂંઝે, કાંઈ નવ સૂઝે,
ઝાલી રહે છે વસ્ત—દેવ૦

આફણીએ વળી ઊભા થાએ,
અચાનક બેસે,
વશિષ્ઠ કહે શું વર્ણવું,
નારાયણ નર વેશે—દેવ૦

સખા સહિત સોહાતા ચાલે,
જ્યમ મહાલે માતંગ,
ભાલણ પ્રભુ રઘુનાથ મારો,
સદા રહે સતસંગ—દેવ૦

એકવાર કૌશલ્યા માતા રામજીને કેડે બેસાડી રમાડવા ચાલ્યાં. રાણી કૈકેયી અને સુમિત્રા સાથે વાતે વળગતાં રામ કેડેથી ક્યારે ઉતરી ગયા તેની કંઈ સુધ રહી નહીં અને પછી રઘવાયા બની શોધવા લાગ્યાઃ

બાઈ કોઇ બતાવો મને રામ લાલા; ટેક.

હું તો શોધી વળી
સઘળા બાળા—બાઈ૦

મે તો કેડેથી ઊતાર્યો,
કશું કામ પડયું,
મારી નજર ચૂકીને,
રૂડું રતન રડયું—બાઈ૦

આહાં ઊઠો અનુચર,
પાણી પીજો પછી,
બાઈ, બ્રહ્માંડે વિચર્યો
એ તો ખચાખચી—બાઈ૦

મુનિ વશિષ્ઠ વર્ણવે,
વેદનો વિચાર,
બાઈ રોમ રોમ રામ રમે
સકળ સંસાર—બાઈ૦

રાજા રાતા તાતા થાએ,
કરજો સરજૂમા શોધ,
ભાલણ પ્રભુ રઘુનાથ ભરાણા,
કૌશલ્યાની ગોદ—બાઈ૦

સરખેસરખા સખા મિત્રો સાથે રમવા જેવડા રામ થયા એટલે માતા કૌશલ્યાએ સારાં કપડા પહેરાવી રમવા મોકલ્યા એકવાર સુંદર ઝૂલડી સીવડાવી, પ્રેમથી પહેરાવી રામને માથમા લઈ બચી ભરી ઓવારણા લીધા

ઝળકતી શી ઝૂલડી પહેરાવી
માતા કરે ચુંબન,
ભાલણ પ્રભુ રઘુનાથ મારા ને,
સોંપું તન, મન, ધન—

પણ રામજીને રમવા ગયા ને પૂરી પાચ ક્ષણ પણ ન થઈ ત્યા તો માતા કૌશલ્યાને કાને એમના રડવાનો અવાજ સંભળાયો. શેરીમા રમવા ગયેલા

પોતાના વહાલા બાળકના રડવાનો અવાજ સાંભળી કઇ માતા બહાવરી ન બને? અને નવરાવી ધોવરાવી, નવાં લુગડાં પહેરાવી રમવા મોકલેલા બાળકની ચિંતા દરેક માતાને સરખી જ હોય છે. ખાતાં, પીતાં, કામ કરતાં એનું મન તો બાળકમાં જ હોય છે. માતા કૌશલ્યા દોડીને રામ પાસે પહોંચ્યાં, જુએ તો રામજી આળોટે છે અને રડે છે. એમની નવી નકોર ઝૂલડી ખોવાઇ ગઈ છે તેને સારુ રડે છે.

ઝૂલડી ક્યાંય વિસારી,
ઝૂલડી ક્યાય વિસારી?
તમે કહો રઘુના રામા,
છો સતતના સુખધામાં—ઝૂલડી.

જુગતે પે'રાવી ઝૂલડી,
મૈયા ગઈ નિજધામ,
અનુચર એક ઉમાતો આવ્યો,
ઝૂલડી શોધે રામ—ઝૂલડી.

આગળ પાછળ હીરા જડીઆ,
વચ્ચે માણેક મોતી,
કરમાં લીધો દીવડો ને હીરે
કૌશલ્યા જોતી—ઝૂલડી.

સોના કેરી સોય મંગાવું,
રૂપા કેરા ધાગા,
એ ઝૂલડી શીવવાને,
નવ લખ દરજી લાગ્યા—ઝૂલડી

સમજાવ્યો સમજે નહીં શામો,
કહ્યું ન માને કાહો,
રોઈ રોઈને જુલમ કરે,
કોઈને જડી જ હોય તો આલો—ઝૂલડી.

છાના રહીને કહે રાઘવજી,
જોડીને બે હાથ,
રાજહંસને મેં ઉડાડી,
ઊડી ગયો આકાશ—ઝૂલડી.

ગિરિગહ્વર, ગુફાઓ જોઇ,
જોયાં ઝાડે ઝાડ,
વશિષ્ઠનો શિષ્ય લાવ્યો ઝૂલડી,
રામે છોડી રાડ—ઝૂલડી.

મુખડું જોઇને માતા કહે છે,
અકલિત આ કુમાર,
બાલક પ્રભુ રઘુનાથ મારો
મુક્તિનો દાતાર—ઝૂલડી.

પોતે જ રાજહંસને ઝૂલડી ઓઢાડી અને પોતે જ પાછા રડવા લાગ્યા! માતા કૌશલ્યા શોધીને થાક્યા ત્યારે ધીમે રહીને કહે છે 'એ તો મેં રાજહંસને ઓઢાડેલી.' પછી દશરથ રાજાએ વનવગડા, ગિરિગુફાઓ ને ઝાડે ઝાડની તપાસ કરાવી ત્યારે વશિષ્ટનો શિષ્ય પોતાના આશ્રમના ઉપવનમાંથી લઇ આવ્યો, પછી જ રામજીએ 'રાડ' મૂકી.

શ્રીમદ્ ભાગવતમાં કરેલી ગોપબાલની સ્તુતિથી આ લેખ પૂરો કરીએ:

નૌમીડ્ય તેડભ્ર વપુષે તડિદંબરાય,
ગુંજાવતંસ પરિપિચ્છલ સન્મુખાય।
વન્યસ્રજે કવલવેત્ર વિષાણ વેણુ,
લક્ષ્મીશ્રિયે મૃદુપદે, પશુપાંગજાય॥

મેઘશ્યામ સુંદર દેહવાળા, વીજળી જેવા પીતવસ્ત્રધારી, ચણોઠીનાં આભૂષણો ધારણ કરનારા, મોર પિચ્છથી શોભતા, વનમાળાથી દીપતા, બંસીધર ગોપબાલને નમસ્કાર.

## આર્ય સન્નારી

અંગત જીવનમાં લોકમાન્ય ટિળક મહારાજ બહુ રમૂજી માનવી હતા.

એક વખત કોઈએ તેમને પૂછ્યું: 'મહારાજ, સારો વર (પુરુષ) મેળવવા માત્ર કુમારિકાઓ (સ્ત્રીઓ) જ ગોરીવ્રત કેમ કરે છે? સારી કન્યા (સ્ત્રી) મેળવવા પુરુષો કેમ એવું કોઈ વ્રત કરતા નથી?'

'ભાઈ, તમે કેમ ભૂલો છો!' ટિળક મહારાજે ધીરે રહીને કહ્યું: 'એકેએક ભારતીય સ્ત્રી સારી જ હોય છે; પ્રત્યેક ભારતીય સ્ત્રી આર્ય સન્નારી હોય છે. સારા ખોટાપણાનો સવાલ તો માત્ર પુરુષોમાં જ ઉદ્ભવે છે. એટલે પુરુષોએ એવું વ્રત કરવાની શી જરૂર?'

—શિવસુંદરમ

સ્વર્ગ-પ્રવેશ

# હવે તમને ઓળખ્યા

અમૃત મોદી

એક હતા સંત મહાત્મા. બુદ્ધિશાળી યે બહુ. અને દાનધર્મી પણ એટલા જ. રોજ જપ-તપ, ધ્યાન ધારણ કર્યા કરે. એમ કરતાં કરતાં એક દિવસ એમના જીવનની જ્યોત બુઝાઇ ગઈ એ રામશરણ થયા. એમનો આત્મા સ્વર્ગમાં પહોંચ્યો. પણ આ શું? જુએ છે તો સ્વર્ગનો દરવાજો બંધ!

અંદર યમરાજ વિરાજ્યા હતા. બહાર દરવાજાનો ખડખડાટ સાંભળીને એમણે પૂછયું: 'કોણ છે બહાર?' 'પરમાત્મા, એ તો હુ છું. આપ દરવાજો ખોલાવો. મને અંદર આવવા દો.' પણ અંદરથી યમરાજે દરવાજો તો ખોલાવ્યો નહીં, માત્ર એટલુ કહ્યું: 'તમે હમણાં સ્વર્ગમાં આવી શકશો નહીં.'

'પણ, કેમ મહારાજ? હું કેમ સ્વર્ગમાં નહીં આવી શકું? મેં પૃથ્વી પર આટ-આટલાં દાનધર્મ કર્યાં છે; જપ તપ કર્યાં છે, મેં કેટલી બધી ભક્તિ કરી છે! તોયે મને અંદર આવવાનો અધિકાર નહીં? એમ કેમ? આ તો ઘોર અન્યાય છે.' પૃથ્વીલોકના એ મહાત્માએ યમરાજ આગળ રાવ ખાધી.

પણ યમરાજે તો રોકડું પરખાવ્યું, 'તમારે હજુ પૃથ્વીલોકમાં પાછા જઈને જ્ઞાન મેળવવાની જરૂર છે, જ્ઞાન પ્રાપ્ત કરીને પછી આવજો. હજુ સ્વર્ગ પ્રવેશની વાર છે'

મહાત્મા તો ખિન્ન મને પૃથ્વી પર પાછા ફર્યા. પાછા લખચોરાશીની ઘટમાળમાં એ પડ્યા. ફરી બીજો અવતાર લીધો વળી દાન પુણ્ય કરવા માંડ્યા. રોજ મંદિરે જાય. દેવ દર્શન કરે. પૂજા પાઠ કરે. સત્ સાહિત્યનું સેવન કરે અને સંત મહાત્માઓના સાન્નિધ્યમાં રહે. એમ કરતાં કરતાં આવરદા પૂરો કર્યો. 'આ વખતે તો બહુ સંતોની સાથે રહ્યો છું. મરતી વખતે મનમાં હતું, હવે તો હું સ્વર્ગમાં જવાને લાયક થયો છું.'

પણ સ્વર્ગના દરવાજે તો ફરી પાછું એમ જ થયું. દરવાજો પહેલાંની જેમ જ બંધ હતો! એમણે તો ખટખટાવ્યો દરવાજો. યમદેવે પૂછયું, 'બહાર કોણ છે?' જવાબ આવ્યો, 'હું છું. આ બીજી વાર આવ્યો છું. આ વખતે તો મેં સત-સાહિત્ય અને સંત-સમાગમ ખૂબ કરીને, બહુ જ્ઞાન મેળવ્યુ છે. હવે તો મારું સ્થાન અહીં સ્વર્ગમાં જ હોવું જોઈએ.'

પણ યમરાજ ન હાલ્યા ન ચાલ્યા. એમણે તો આસને બેઠાં બેઠાં જ સંભળાવી દીધું, 'તમે હજુ પણ સ્વર્ગમાં આવી શકતા નથી. પાછા જાઓ. અને હજુ દુનિયા પરના સહુ જીવોની સાથે જીવો. સાથે રહો. અને ઉત્તમ જ્ઞાન મેળવીને આવો. સાચું જ્ઞાન મળે ત્યારે જ અંદર આવી શકશો. સત્ય અને પરમ જ્ઞાનની પ્રાપ્તિ થાય તો એ પ્રમાણે જીવન જીવીને આવશો, ત્યારે સ્વર્ગમાં તમારે માટે સ્થાન હશે.'

સંત મહાત્મા ભારે હૈયે ને ખિન્ન મને પાછા પૃથ્વી પર આવ્યા. આ વેળા તે ખૂબ જાગૃત હતા. મોક્ષની ઝંખના અતિ તીવ્ર હતી. કર્મના લેપથી મુક્તિ 'ન લેપાય તે માટે જાગરૂક હતા. વર્ષો સુધી તપશ્ચર્યા કરી. ઉત્તમ જ્ઞાન મેળવ્યું. હવે તેમને આત્મદર્શન થયું. 'અત્યારસુધી 'હું-હું'ના જાળામા હું અટવાઈ રહ્યો. હું આવો દાન-ધર્મી! હું આવો પુણ્યશાળી! મેં આવાં તપ કર્યાં! મેં આટ-આટલા જપ કર્યા! મેં આટ-આટલા સંતનો સમાગમ કર્યો! હું આટલા સાધુ-સંતોની સંગાથે રહ્યો! આટ આટલા ગ્રંથો મેં વાંચ્યા! એવા 'હું-હું'ના કોચલામાં જ અટવાઈ રહ્યો.' પણ સત્યજ્ઞાન શું છે, તે હવે સમ-

પોતાના વહાલા બાળકના રડવાનો અવાજ સાંભળી કઇ માતા બહાવરી ન બને? અને નવરાવી ધોવરાવી, નવા લુગડાં પહેરાવી રમવા મોકલતેના બાળકની ચિંતા દરેક માતાને સરખી જ હોય છે ખાતા, પીતા, કામ કરતા એનું મન તો બાળકમાં જ હોય છે. માતા કૌશલ્યા દોડીને રામ પાસે પહોંચ્યા, જુએ તો રામજી આળોટે છે અને રડે છે. એમની નવી નકોર ઝૂલડી ખોવાઇ ગઈ છે તેને સારૂ રડે છે.

ઝૂલડી ક્યાંય વિસારી,
ઝૂલડી ક્યાંય વિસારી?
તમે કહો રઘુબા રામા,
છો સતતણા સુખધામાં--ઝૂલડી.

જુગતે પોંશવી ઝૂલડી,
ગૈયા ગઇ નિજધામ,
અનુચર એક ઉમાતો આવ્યો,
ઝૂલડી શોધે રામ--ઝૂલડી

આગળ પાછળ હીરા જડીઆ,
વચ્ચે માણેક મોતી,
કરમાં લીધો દીવડો ને હીંડે
કૌશલ્યા જોતી--ઝૂલડી.

સોના કેરી સોય મગાવું,
રૂપા કેરા ધાગા,
એ ઝૂલડી શીવવાને,
નવ લખ દરજી લાગ્યા--ઝૂલડી

સમજાવ્યો સમજે નહીં શાનો,
કહ્યું ન માને કાહો,
રોઇ રોઇને જુલમ કરે,
કોઇને જડી જ હોય તો આલો--ઝૂલડી.

શાના રહીને કહે રાઘવજી,
જોડીને બે હાથ,
રાજહંસને મેં હોરાડી,
ઊડી ગયો આકાશ--ઝૂલડી.

ગિરિગહ્વર, ગુફાઓ જોઇ,
જોયાં ઝાડે ઝાડ,
વશિષ્ઠનો શિષ્ય લાવ્યો ઝૂલડી,
રામે છોડી રાડ--ઝૂલડી.

મુખડું જોઇને માતા કહે છે,
અકલિત આ કુમાર,
બાલણે પ્રભુ રઘુનાથ મારો
મુક્તિનો દાતાર--ઝૂલડી.

પોતે જ રાજહંસને ઝૂલણી ઓઢાડી અને પોતે જ પાછા રડવા લાગ્યા! માતા કૌશલ્યા શોધીને થાક્યા ત્યારે ધીમે રહીને કહે છે 'એ તો મેં રાજહંસને ઓઢાડી.' પછી દશરથ રાજાએ વનવગડા, ગિરિગુફાઓ ને ઝાડે ઝાડની તપાસ કરાવી ત્યારે વશિષ્ટનો શિષ્ય પોતાના આશ્રમના ઉપવનમાંથી લઇ આવ્યો, પછી જ રામજીએ 'રાડ' મૂકી.

શ્રીમદ્ ભાગવતમાં કરેલી ગોપબાલની સ્તુતિથી આ લેખ પૂરો કરીએઃ

નૌમીડ્ય તેડભ્ર વપુષે તડિદમ્બરાય,
ગુઞ્જાવતંસ પરિપિચ્છલ સન્મુખાય।
વન્યસ્રજે કવલવેત્ર વિષાણ વેણુ,
લક્ષ્મીશ્રિયે મૃદુપદે, પશુપાંગ જાય॥

મેઘશ્યામ સુંદર દેહવાળા, વીજળી જેવા પીતવસ્ત્રધારી, ચણોઠીના આભૂષણો ધારણ કરનારા, મોરપિચ્છથી શોભતા, વનમાળાથી દીપતા, બંસીધર ગોપલાલને નમસ્કાર.

---

## આર્ય સન્નારી

અગંત જીવનમાં લોકમાન્ય ટિળક મહારાજ બહુ રમુજી માનવી હતા.

એક વખત કોઇએ તેમને પૂછ્યુંઃ 'મહારાજ, સારો વર (પુરુષ) મેળવવા માત્ર કુમારિકાઓ (સ્ત્રીઓ) જ ગૌરીવ્રત કેમ કરે છે? સારી કન્યા (સ્ત્રી) મેળવવા પુરુષો કેમ એવું કોઇ વ્રત કરતા નથી?'

'ભાઇ, તમે કેમ ભૂલો છો?' ટિળક મહારાજે ધીરે રહીને કહ્યુંઃ 'એકેએક ભારતીય સ્ત્રી સારી જ હોય છે; પ્રત્યેક ભારતીય સ્ત્રી આર્ય સન્નારી હોય છે. સારા ખોટાપણાનો સવાલ તો માત્ર પુરુષોમાં જ ઉદ્ભવે છે. એટલે પુરુષોએ એવું વ્રત કરવાની શી જરૂર?' —શિવશંકરમ

# હવે તમને ઓળખ્યા

અમૃત મોદી

એક હતા સંત મહાત્મા. બુદ્ધિશાળી યે બહુ. અને દાનધર્મી પણ એટલા જ. રોજ જપ-તપ, ધ્યાન ધારણ કર્યા કરે. એમ કરતા કરતાં એક દિવસ એમના જીવનની જ્યોત બુઝાઇ ગઈ એ રામશરણ થયા. એમનો આત્મા સ્વર્ગમાં પહોંચ્યો. પણ આ શું? જુએ છે તો સ્વર્ગનો દરવાજો બંધ!

અંદર યમરાજ વિરાજ્યા હતા. બહાર દરવાજાનો ખડખડાટ સાંભળીને એમણે પૂછયું: 'કોણ છે બહાર?' 'પરમાત્મા, એ તો હુ છુ. આપ દરવાજો ખોલાવો. મને અંદર આવવા દો.' પણ અંદરથી યમરાજે દરવાજો તો ખોલાવ્યો નહીં, માત્ર એટલુ કહ્યું: 'તમે હમણાં સ્વર્ગમાં આવી શકશો નહીં.'

'પણ, કેમ મહારાજ? હું કેમ સ્વર્ગમાં નહીં આવી શકું? મે પૃથ્વી પર આટ-આટલાં દાનધર્મ કર્યાં છે; જપતપ કર્યાં છે, મે કેટલી બધી ભક્તિ કરી છે! તોયે મને અંદર આવવાનો અધિકાર નહીં? એમ કેમ? આ તો ઘોર અન્યાય છે.' પૃથ્વીલોકના એ મહાત્માએ યમરાજ આગળ ધા નાખી.

પણ યમરાજે તો રોકડું પરખાવ્યું, 'તમારે હજુ પૃથ્વીલોકમાં પાછા જઈને જ્ઞાન મેળવવાની જરૂર છે, જ્ઞાન પ્રાપ્ત કરીને પછી આવજો હજુ સ્વર્ગ પ્રવેશની વાર છે '

મહાત્મા તો ખિન્ન મને પૃથ્વી પર પાછા ફર્યા. પાછા લખચોરાશીની ઘટમાળમા એ પડ્યા. ફરી બીજો અવતાર લીધો વળી દાન પુણ્ય કરવા માંડ્યા. રોજ મંદિરે જાય. દેવ દર્શન કરે. પૂજા પાઠ કરે. સત્ સાહિત્યનું સેવન કરે અને સંત મહાત્માઓના સાન્નિધ્યમાં રહે. એમ કરતા કરતાં આવરદા પૂરો કર્યો. 'આ વખતે તો બહુ સંતોની સાથે રહ્યો છુ. મરતી વખતે મનમાં હતું, હવે તો હુ સ્વર્ગમાં જવાને લાયક થયો છું.'

પણ સ્વર્ગના દરવાજે તો ફરી પાછું એમ જ થયુ દરવાજો પહેલાંની જેમ જ બંધ હતો! એમણે તો ખટખટાવ્યો દરવાજો. યમદેવે પૂછ્યું, 'બહાર કોણ છે?' જવાબ આવ્યો, 'હુ છું. આ બીજી વાર આવ્યો છું. આ વખતે તો મેં સત સાહિત્ય અને સંત-સમાગમ ખૂબ કરીને, બહુ જ્ઞાન મેળવ્યુ છે. હવે તો મારું સ્થાન અહીં સ્વર્ગમાં જ હોવું જોઈએ.'

પણ યમરાજ ન હાલ્યા ન ચાલ્યા. એમણે તો આસને બેઠાં બેઠા જ સંભળાવી દીધું, 'તમે હજુ પણ સ્વર્ગમાં આવી શકતા નથી. પાછા જાઓ. અને હજુ દુનિયા પરના સહુ જીવોની સાથે જીવો સાથે રહો. અને ઉત્તમ જ્ઞાન મેળવીને આવો. સાચું જ્ઞાન મળે ત્યારે, જ અંદર આવી શકશો. સત્ય અને પરમ જ્ઞાનની પ્રાપ્તિ થાય તો એ પ્રમાણે જીવન જીવીને આવશો, ત્યારે સ્વર્ગમાં તમારે માટે સ્થાન હશે.'

સત મહાત્મા ભારે હૈયે ને ખિન્ન મને પાછા પૃથ્વી પર આવ્યા. આ વેળા તે ખૂબ જાગૃત હતા. મોક્ષની ઝંખના અતિ તીવ્ર હતી. કર્મના લેપથી મુક્તિ 'ન લેપાય તે માટે જાગરૂક હતા. વર્ષો સુધી તપશ્ચર્યા કરી. ઉત્તમ જ્ઞાન મેળવ્યું. હવે તેમને આત્મદર્શન થયું. 'અત્યારસુધી 'હુ-હુ'ના જાળામા હું અટવઈ રહ્યો હું આવો દાન-ધર્મી! હુ આવો પુણ્યશાળી! મેં આવાં તપ કર્યા! મે આટ-આટલા જપ કર્યા! મેં આટ-આટલા સંતનો સમાગમ કર્યો! હું આટલા સાધુ-સંતોની સંગાથે રહ્યો! આટ આટલા ગ્રંથો મેં વાંચ્યા! એવા 'હું-હુ'ના કોચલામાં જ અટવાઈ રહ્યો.' પણ સત્યજ્ઞાન શું છે, તે હવે સમ-

જાયું. 'અહંકારના નાનાં-મોટાં પડળ ભેદીને મનુષ્ય બાળ-સુલભ નિર્દોષભાવે જીવન જીવે તો જ એ જીવ્યો.'

એમને હવે અનુભવ થવા લાગ્યો કે ઈશ્વર તો ઘરઘરમાં વ્યાપેલો છે. સહુ સાથે હળી-મળીને પ્રેમથી રહેવામાં પરમાત્મા સાથેની એકતા અનુભવાય છે. અને તો જ 'હું-હું' નો અહંભાવ જાય છે

વર્ષો વીત્યા. અને આખરે એમની જીવન-જ્યોતિ બુઝાઈ. સ્વર્ગને પંથે એ પળવળ્યા. સ્વર્ગના દરવાજે પહોંચીને એમણે દરવાજો ઠેલ્યો. અંદરથી યમરાજે પૂછયું, 'કોણ છે?'

વિનમ્ર બની એમણે કહ્યું, 'મહારાજ, આપનો બાળ બારણે આવ્યો છે. આપનો જ અંશ આપનાથી વિખૂટો પડેલો આપને મળવા આવ્યો છે. પરમાત્મા! આપ પોતે જ છો.'

ત્યારે ખટાક્ લઈને દરવાજો ઊઘડયો. ને અંદરથી આવકાર આપતાં યમરાજે કહ્યું, 'આવો, બેસો! હવે તમને ઓળખી શકયો.'

---

# ઈષ્ટ અને શ્રેયકર ધર્મ

પ્રાચીન કાળમા ઈરાનમા ઈસપ નામનો એક મહાન જ્ઞાની થઇ ગયો. તે હતો તો ગુલામ પણ તેનો માલિક ઘણો સંસ્કારી અને મિલનસાર સ્વભાવનો માણસ હતો એથી શહેરના પ્રતિષ્ઠિત માણસો આવતા જતા ઈસપની સાથે જ્ઞાનચર્ચા કરતા. એક વખત તેમણે ઈસપને પૂછ્યુ કે 'સંસારમા સૌથી ખરાબ ચીજ કઇ છે?' ઇસપે કહ્યુ - 'સૌથી ખરાબ ચીજ માણુસની પોતાની જીભ છે. એની વાણી છે.'

લોકોએ શકા કરી કે જીભ (વાણી) ખરાબ શી રીતે કહેવાય? ત્યારે ઇસપે કહ્યું કે 'માણુસની જીભથી જ્યારે દુઃખદાયક શબ્દો બોલાય છે ત્યારે એમાથી મારામારી, લડાઇ, ટંટાફિસાદ અને ભારે મોટા સમરાગણો એમાથી સર્જાય છે ને એના વડે સમાજ અને સંસારમાં અનર્થ આવી ચડે છે; એટલે જ માણુસની વાચા એ ખરાબમા ખરાબ ચીજ છે.'

થોડા દિવસ પછી એ આવનારા ગૃહસ્થોએ ફરી ઇસપને પૂછ્યું કે: 'સસારમા ઉત્તમ વસ્તુ કઇ?' ઇસપે કહ્યુ 'માણુસની જીભ છે.' લોકોને આ જવાબ સાભળી નવાઇ થઇ તેમણે જ થોડા દિવસ પહેલા તો જીભને (ભાષા-વાણી) ખરાબમા ખરાબ કહી હતી અને તે આજે તેને સારામા સારી કઇ રીતે કહે છે? એટલે ઇસપે સમજાવ્યું. 'સામો માણુસ પ્રસન્ન થાય, અને સુખ ઉપજે એવા શબ્દોનો ઉચ્ચાર વાચાથી (જીભથી) થાય તો પરસ્પર પ્રેમ થાય છે. પ્રેમપૂર્ણ સંભાષણુથી સ્નેહમા વૃદ્ધિ થાય છે. અને ઝઘડા મટે છે. આથી જ સંતસજ્જનોએ ઉપદેશ આપ્યો છે કે ન્યાય, નીતિ અને ધર્મથી ચાલો એથી ધર્મની અને સુખની વૃદ્ધિ થશે માટે જ મે માણુસની વાણી (જીભ)ને ઉત્તમ વસ્તુ તરીકે બતાવેલી એ જીભથી જ બીજાનું ભલુ થાય છે. એનો અર્થ એ કે, ઇન્દ્રિયોનો દુરુપયોગ કરવાથી દુઃખ અને સદ્દુપયોગ કરવાથી સુખ મળે છે. એથી પોતાની ઇન્દ્રિયો અને શક્તિઓનો ઉપયોગ જગતના કલ્યાણ માટે કરવો એ જ આપણો ધર્મ છે. એ જ આપણું કર્તવ્ય છે. અને એ જ ઈષ્ટ અને શ્રેયકર છે.

માણુસ જ્યારે પોતાની શક્તિઓનો સદ્દુપયોગ કરે છે ત્યારે સમાજમાં સુખ થાય છે અને દુરુપયોગ કરે ત્યારે અનર્થ પેદા થાય છે.

—પૃથ્વીસિંહ ઝાલા

---

**જીવનનો આનંદ**

જો આપણને બીજાની મુશ્કેલી દૂર કરવામાં આનંદનો અનુભવ ન થાય, તો પછી જીવનનો આનંદ જ કયા રહ્યો?

—જ્યોર્જ ઇલિયટ

# ગ્રંથાવલોકન

**કાચી માટીનું કોડિયું**: લે૦ શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ; પ્ર૦ શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ; મૂલ્ય રૂા. ૯-૦૦.

ચીની આક્રમણ સામેના સંરક્ષણ મોરચે પોતાનું ઉત્તમ સમર્પી દેતાં અને રાષ્ટ્રીયતાના એ યજ્ઞમાં નવો અવતાર પણ પામતાં ગામડાનાં કેસર-નંદુ-સોમેશ્વર-મંગો અને શહેરની વંદના જેવાં પાત્રોની આસપાસ રચાયેલી આ નવલકથા ભાવનાશીલ વસ્તુ, સુરેખ પાત્રાલેખન અને કાચી માટીનાં કોડિયાં જેવાં સાધારણ માણસ પણ આંતરસત્ત્વે અથવા અનુકૂળ સંજોગ થતાં સમાજમાં પ્રકાશ પ્રસારી શકે છે એ દૃષ્ટિ રજૂ કરે છે. લેખકની રાષ્ટ્રપ્રેમની પ્રબલ લાગણી અને માનવમાત્રમાંના શુભમાંની શ્રદ્ધા અહીં તરત નજરે પડે છે.

નવલકથાનું સાદ્યન્ત પ્રેરક-ધારક પાત્ર છે કેસર. પત્ની, માતા અને ગાંધીયુગની ભાવનાઓ છતી બૈતાવતી માંગલ્યમયી-ત્યાગમૂર્તિ નારી તરીકે કેસર આશ્રિત નંદુને સ્વત્વથી શોભતી નંદિતામાં ફેરવે છે, અસહકાર યુદ્ધમાં બધું ન્યોચ્છાવર કર્યા પછી આઝાદી આવતાં અવગણનોના ડંખથી હતાશ પતિ પ્રીતમને ગામડે પાછો લઈ તેને અને ઘરને દૃઢ કરે છે, પુત્ર સોમેશ્વરને દેશયજ્ઞમાં હસતે મોંએ ઝંપલાવા દે છે, ગુંડા મંગાને કથીરમાંથી કુંદન બનેલો જોઈને પુત્રવધૂ રૂપે ધારેલી નંદિતાનો હાથ તેને જ સોંપી રાજી થાય છે અને શહીદ સોમેશ્વરનું દિલ જીતી ચૂકેલી વંદનાને આવકારી ગામડાના સેવાકાર્યમાં તેનેય જોડી શકે છે. કેસર પછીનું આકર્ષક પાત્ર છે વંદના. તેજસ્વી, સ્વત્વની ખુમારીથી પ્રાણવંત અને પ્રેમપંથમાં નિઃશેષ હોમાતી સન્નિષ્ઠ યુવતી વંદના કેસર કરતાંય વધુ સ્વાભાવિક જણાય તો નવાઈ નહીં. નંદુ કેસરની છાયાથી થોડી બહાર આવે છે ત્યારથી જ ધ્યાન ખેંચે છે. પ્રમાણમાં સોમેશ્વર કે પ્રીતમ કે મંગા જેવાં પુરુષપાત્રો અસરકારક રીતે ઉપસાવાયાં નથી. સોમેશ્વર, ડૉ. ઘોષ અને હૉસ્પિટલમાંનો મંગો ઠીક લક્ષ ખેંચે ખરા.

સૈનિક હૉસ્પિટલમાંની પરિચારિકા નંદિતાની મનોમંથનની ક્ષણો કે વંદના-નંદિતાના મિલનનો પ્રસંગ કે પછી નંદુની રક્ષા માટે ઝૂઝતી કેસરનું ચિત્રણ, જેવા અંશો નવલકથાના આકર્ષક અંશો હોવા છતાં પાત્રાલેખનની ફાવટને મુકાબલે 'કાચી માટીનું કોડિયું' પ્રસંગગૂંથણીમાં વ્યસ્ત-શિથિલ તેમ જ પ્રસંગરજૂઆતમાં વાચ્યતાપ્રધાન અને અસ્વાભાવિક જણાય છે. સંવાદતત્ત્વમાં ધાર્યો ક્યારેક જ નીકળે છે; એકંદરે તે અતિશય અને અવાસ્તવિક નીવડતા અનુભવાય છે. વર્ણનપરત્વે લેખક સભાન ભભક તરફ આકર્ષાતા જણાય છે. ભાષા-લખાવટમાં આવી જતા આડમ્બરને ભૂલીએ, તોયે તેમાં કંઈક વધુ જણાતી અશુદ્ધિ યા કચાશ તો અવશ્ય વિક્ષેપકર થાય છે. 'નિર્વીર્યતા', 'શાંત્વન', 'શૌર્યતા', માથુંના અર્થમાં 'કપોલ', અનુસ્વાર પ્રયોગ જરૂરી હોય તેનો અભાવ, 'હવે જાઉં? મારા માર્ગમાંથી?' જેવો વિરામચિહ્નોનો દૂષિત પ્રયોગ, "ત્યારે તો એણે મને પડકારતો હોય તેમ બોલ્યો" જેવી અશુદ્ધ વાક્યરચના, 'પ્રિતમ'ની જોડણી આદિ તરત યાદ આવતી ક્ષતિઓ છે. આકર્ષક સૂચક શીર્ષક, પાત્રનિરૂપણની સફળ શક્તિ, વસ્તુપસંદગીમાંય ઉચિત જમાબાજુ અને કલમની પ્રેરણા થતી જીવનદૃષ્ટિની ભાવનાશીલતા લેખકની એવી આશાસ્પદ મૂડી છે, કે લખાવટની કલા પરનો કંઈક વધુ કાબૂ માત્ર કાળજીનો જ વિષય બની રહે. નવલકથાની આકૃતિને સુદૃઢ-સંગઠિત અને સૂચક બનાવવા પૂરતો સંયમ પણ આવા લેખક પાસે અપેક્ષિત હોય જ. સરહદના મોરચાના ચિત્રને લેખકે કંઈક વિશેષ જીવન્તતા અર્પી હોત તો?

આમ છતાં 'કાચી માટીનું કોડિયું' કેસર-નંદુ-વંદના-સોમેશ્વર-મંગો અને ગૌણ તોયે લક્ષપાત્ર

ડૉ. ઘોષ જેવાં પાત્રોની ઠીકઠીક સફળ રજૂઆતથી, રાષ્ટ્રીયતા અને માનવમાંગલ્યની સમર્પણશીલતાની ભાવનાથી અને સાંપ્રત વાતાવરણના વાર્તામાંના પ્રયોગથી આવકારપાત્ર નવલકથા બને એમ છે. —હ૦

**ઉરસંવેદના :** દલપત રવજીભાઈ વસાણી 'શોભન'. પ્રકા૦ સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર. પૃ૦ ૧૫૨. કિ૦ ૩—૦૦.

આ નવકવિ શ્રી 'શોભન'નો 'ગીતો, કાવ્યો, ગઝલો અને ભજનો'નો સંગ્રહ છે." શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'ની પ્રસ્તાવના આ સંગ્રહ સાથે જોડેલી છે. વિવિધ વિષયો પરની આ પ્રકીર્ણ રચનાઓ પ્રગટ કરવામાં એક જાતની ઉત્સાહજન્ય ઉતાવળ થઈ છે એમ અમને જણાય છે. કવિતાનું માધ્યમ કપરું છે અને પ્રત્યેક અભિવ્યક્તિ કવિતા બની શકતી નથી બલ્કે કવિતાઈ રચનાઓ ભાષા અને વિચારની દૃષ્ટિએ હાસ્યાસ્પદ અને એવું પણ બને છે. ઊર્મિ, લાગણી કે સંવેદનાનું સમાર્જન અને અભિવ્યક્તિ પરત્વે સંયમનો અભાવ કવિના સર્જનમાં સદાયે નિષ્ફળતા અપાવે છે. પદ્યમાં, પદ્યની લઢણે લખેલી—છાપેલી—ગાયેલી રચનાઓ કવિતાકૃતિ કેમ કહી શકાય? શ્રી 'દર્શક'ને શ્રી 'શોભન'ની કૃતિઓમાં 'સહૃદયતાના સીમાડા... વિસ્તરેલા છે' એવું દર્શન થયું છે પણ અમે આ કૃતિઓથી એકંદર નિરાશ થયા છીએ અને પૂંઠા પર શ્રી 'શોભન' તરફથી 'કવીની આગામી કૃતિઓ'ની યાદીમાં કાવ્ય શિર્ષક દોરી જે યાદી આપીને એક જાતની ધમકી આપી છે તેમાં તેઓ બને તેટલી દયાનો વિસ્તાર કરે તેમ અમે વિનંતી કરીએ છીએ. સાથે જ 'પ્રૂફવાંચન'માં 'સંયોગવશાત્' રહેલી ભૂલો પણ ભડકામણી છે એમ નોંધવા રજા લઈએ છીએ.

**ચરણવંદના :** ફૂલ, પ્રકા૦ શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી. કિ૦ ૨—૫૦. પૃ૦ ૮૨.

અહીં ૫૭ પદ્યગંધી ગદ્યખંડક પત્રો ૨૬૮ થયા છે. સાધક પત્રલેખકનું ઋજુ, ભાવુક અને નિર્મળ હૃદય માતાજીના પરમ પવિત્ર પ્રેમ અને આશીર્વાદ પ્રાર્થે છે અને પામે છે એ મુખ્યત્વે આ પત્રોનો ઉપક્રમ કે વિષય છે. સાધક આ પત્રોને 'પ્રાર્થના' પત્રો ગણે છે તે સર્વથા ઉચિત છે. અમે આ સુંદર પુસ્તકને હાર્દિક આવકાર આપીએ છીએ અને સાધકને માતાજી તરફથી મળેલ આશીર્વચન ટાંકી વિરમીએ છીએ:

બધી સાચી અભીપ્સાઓ આ રીતે પૂર્ણ થાય છે.

**શ્રી કૈલાસદર્શન :** લે૦ નરભેરામ સદાવ્રતી: પ્રકા૦ એ જ. અમદાવાદ, પૃ૦ ૨૦૪, કિ૦ ૫—૦૦.

અરબી ભાષાના એક પ્રાચીન સાહિત્યાચાર્યે સફરનામું અસલ ક્યારે કહી શકાય તે માટેની કસોટીના માપદંડ લેખે ત્રણ બાબત સૂચવી છે. એક તો એ કે સફરનામું વાંચનારને સફર કરનાર લેખક જેટલો જ, બલ્કે તેથી ય અદકો આનંદ અને અનુભવ મળવો જોઈએ બીજું તે એ કે પ્રવાસીની નજરમાંથી પ્રવાસસ્થળની એક પણ રસિક વસ-વિગત કે સ્થળ—સ્થિતિ છટકી ન જાય તેની તેણે હરદમ તકેદારી રાખવી જોઈએ. તથા એ ય કાળજી રાખવી જોઈએ કે કંટાળો ઉપજાવે તેવું કે બિનજરૂરી કશું તેમાં શામિલ ન થવા પામે. અને આ શરતો આસાનીથી અદા કરવામાં દિલચસ્પ, જિગરજાનની છાંટવાળી ઉત્સાહી અને ચિત્રાત્મક બાનો હોય એ ત્રીજી શરત છે.

આ જૂનો ગજ લઈને શ્રી સદાવ્રતીની આ સફર નોંધો મૂલવવાની જરૂર નથી, પણ આ પુસ્તક વાંચતાં અને વાંચ્યા પછી જે વિચારો આવ્યા તેની પાછળ આ અરબી ધોરણ યાદ આવ્યું અને લાગ્યું કે સાહિત્યસિદ્ધાંતોની સાપેક્ષતાની ભીતર કશુંક નિરપેક્ષ પણ હશે કે? અમદાવાદની 'પરિભ્રમણ' નામની પર્વતખેડુ સંસ્થાની ટુકડી સાથે પત્રકાર શ્રી સદાવ્રતી પણ હિમાલયના પ્રવાસે ગયા અને તે દરમિયાન તેમણે મુંબઈના એક ગુજરાતી દૈનિક માટે હપ્તાવાર મોકલેલી નોંધોનું ડાયરીરૂપ પ્રવાસવર્ણન આ પુસ્તકમાં મળે છે.

શ્રી સદાવ્રતીની ભાષા અને નિરૂપણશક્તિ રસિક તેમજ રોચક છે. તેમની વર્ણનરીતિ સરળ અને રસાળ છે. તેમની સંવેદનાનું ફલક વિશાળ છે અને તેમના વ્યક્તિત્વની સંસ્કારિતા પણ કવચિત-ક્યારેક આ પ્રવાસનોંધમાં તરી આવે છે. આ રસિક અને સુવાચ્ય પ્રવાસવર્ણન આપવા માટે શ્રી સદાવ્રતીને અભિનંદન. પુસ્તકમાંની અનુપમ સુંદર છબીઓ—ખાસ તો શ્રી ભારદ્વાજની—એ પુસ્તકની સમૃદ્ધિમાં ઉમેરો કર્યો છે તેની પણ નોંધ લેવી ઘટે. —જો૦

# શુભેચ્છાઓ સાથે....

મારા વ્હાલા બાળકો! મને તમારી સાથે આ આપણી સુંદર દુનિયાની, વિધવિધ રંગી ફૂલોની, ઝાડોની, પંખીઓની, પ્રાણીઓની, તારાઓની, પર્વતોની, હીમપ્રવાહોની અને બીજી અદ્ભુત વસ્તુઓ જે આપણી આજુબાજુ પડેલી છે તે વિષે વાતો કરવી ખૂબ ગમે આ બધુ સૃષ્ટિ સૌંદર્ય આપણી આજુબાજુ વેરાએલુ પડયુ છે છતા અમે મોટેરાઓ તે સૌંદર્યને ભૂલીને ઓફિસના કામમા મગ્ના રહીએ છીએ અને માનીએ છીએ કે અમે બહુ મહત્ત્વનુ કાર્ય કરી રહ્યા છીએ

હું આશા રાખુ કે તમે જરા વધારે બુદ્ધિશાળી બનજો અને આ સૌંદર્ય અને જીવન જે તમારી આજુબાજુ પથરાએલુ છે તે પ્રત્યે તમારા કાન અને આંખ ખુલ્લા રાખજો તમે ફૂલોને નામથી અને પંખીઓને તેના અવાજથી ઓળખી શકો છો? તેની સાથે અને કુદરતની દરેક વસ્તુઓ સાથે દોસ્તી બાંધવી બહુ સહેલી છે માત્ર તમારી પાસે જોઇએ તેઓ પ્રત્યે લાગણી અને મિત્રતા તમે જૂના વખતની પરીકથાઓ અને વાર્તાઓ વાંચી હશે પણ તમને ખબર છે? દુનિયા પોતે જ કોઇ દિવસ ન લખાઇ હોય તેવી મહાન પરીકથા છે—સાહસકથા છે માત્ર આપણે તે જોવા માટે જોઇએ આંખ અને સાંભળવા માટે કાન દુનિયાનુ સૌંદર્ય અને જીવન માણવા માટે જોઇએ મુક્ત મન

—જવાહરલાલ નેહરુ

## ધી મેટ્રો વુડ એન્ડ એન્જી૦ વર્કસ

## પ્રા૦ લિ૦ કલોલ

# શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

રતિફીન નંબર ૭૦૪

રજીસ્ટ્રેશન નંબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'

તા ૧૮-૯-'૫૬ તા ૨૦-૬-'૬૩

સભાસદ સંખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૧ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂા ૦ ૭' લાખ |
| અનામત ભંડોળ | રૂા ૦ ૨૮ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦ ૩૮ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-

આ સંઘ મારફત સંયોજીત સહકારી મંડળીઓ ઘાસ, પેટ્રોલ, બી, [illegible] આદિ બીયારણ જંતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે

આ ઉપરાત નિયંત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાંડ, સીમેન્ટ લોખંડ વિગેરે વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે તેમજ સુકો મેવા, લવીંગ ખજુર વિ૦ પુરા પાડવામા આવે છે

# શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરગન

સ્થાપના તા ૦૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ક

રજીસ્ટર નંબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા ૦ ૯૫ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી આડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનુ કાર્ય-સંઘ સંચાલિત ઓઇલ મિલ દ્વારા-કરવામા આવે છે

## સૌના સુખ દુઃખની સાથી.......

# રાજકોટ નાગરિક સહકારી બેંક

બેંકની અનેકવિધ સેવાઓનાં લાભ મેળવનાર
સભ્યોમાંથી વીણેલી એક કહાણી.......

## "....તો શું થાત!"

શરણાઈના સૂર ગૂંજતા હતા...

મંડપ મહેમાનોથી ઉભરાતો હતો.

મારુ હૈયું હોંશથી ભરાઈ રહ્યું હતું. મારી નજર સામે ભૂતકાળના દૃશ્યો તાજા થતા હતાં....

હું સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયો તે અગાઉ સાતેક વર્ષ પહેલાંની આ વાત છે.

આજે કન્યા બની પતિગૃહે જનારી મારી લાડકી મંજુ માંદગીના બિછાને પડી હતી. ડોક્ટરોની વીઝીટ, મોંઘીદાટ દવાઓ અને એથી યે મોંઘા ફળફળાદિ, એક બાજુ ટૂંકો પગાર, બીજી બાજુ કુટુંબની જવાબદારી અને ત્રીજી બાજુ કમર તોડી નાખે એવી માંદગી.

મેં કોઈ દિવસ આવતી કાલનો વિચાર કર્યો ન હતો. અને તેનું પરિણામ હું ભોગવતો હતો. ક્યારેક થતું-રખે, મંજુનો જીવનદીપ ઓલવાઈ તો તેમાં જવાબદારી કેટલી?

ખરેખરી ભીંસ વખતે મારી જ કચેરીમાં કામ કરતા એક સાથીએ માર્ગ સુઝાડ્યો. હું નાગરિક બેંકમાં ગયો અને રસ્તો કાઢવા વિનંતી કરી.

બેંકે મારા પગારથી પાંચ ગણી રકમની લોન આપી. મંજુને જીવનદાન મળ્યું અને મને બોધપાઠ મળ્યો.

તે દિવસથી મેં ફરજીયાત બચત કરવી શરૂ કરી. દર મહિને હું ૧૫ રૂ. ભરતો થયો અને એ જ રીતે ક્યારેક ઘરખર્ચની રકમમાંથી બચાવીને સાડા ચાર ટકા વ્યાજ આપતા સ્પેશ્યલ સેવીંગ્ઝ ખાતામાં રકમો જમા કરાવતો.

આજે મારે કોઈ ચિંતા નથી. મંજુના લગ્ન સુખરૂપ ઉજવાશે અને મારા ઘરની પ્રતિષ્ઠા પણ સચવાશે...

ક્યારેક વિચાર આવે છે કે નાગરિક બેંકનો સભ્ય ન થયો હોત તો?

વેપારી, ઉદ્યોગપતિ, કારીગર અને નોકરિયાત
સૌ કોઈના માટે અમારાં દ્વાર ખુલ્લાં છે.

વિગત માટે મળો યા લખો

# રાજકોટ નાગરિક સહકારી બેંક લિ૦

નાગરિક ભવન
રાજકોટ

જ૦.હ૦ અંતાણી
મેનેજીંગ ડીરેક્ટર

# શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના જિ જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'

તા ૩૦–૩–'૫૮ તા ૩૧–૧૨–'૬૭

સભાસદ સંખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા ૦૮૭ લાખ |
| અનામત ફંડ | રૂા ૦૦૮ લાખ |
| અન્યફંડ | રૂા ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામાં આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરા પાડવામાં આવે છે

લોખંડ સીમેન્ટ પતરા ખજૂર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે

# શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

હારમદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર ૨૧૯

સ્થાપના તા ૨૪–૬–'૫૯ ઓડીટ વર્ગ 'બ'

રજીસ્ટ્રેશન નંબર ૩૧૭૫ તા ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા ૫.૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦–૩૫ | |
| સરકારશ્રીનું ૦–૨૫ | રૂા ૦૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા ૦૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા ૦.૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઇન્મેન્ટ એજન્સી' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામાં આવે છે

આ ઉપરાંત ખાંડ, સુકો મેવો, સળીઆ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા માર્કેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪.... | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... ... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .... .... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... .... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦–૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ ૩ : અંક ૫ : : ઓગસ્ટ : ૧૯૬૪

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિનેથી ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી જૂનાગઢ**

ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના જિ. જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'ખ'
તા ૩૦-૩-'૫૯ તા ૩૧ ૧૨-'૬૨

સભાસદ સંખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૫ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા ૦ ૯૭ લાખ |
| અનામત ફંડ | રૂા ૦ ૦૮ લાખ |
| અન્યફંડ | રૂા ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામા આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરા પાડવામા આવે છે,

લોખંડ સીમેન્ટ પતરા, પેન્જર, સૂકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર . ૨૧૯

સ્થાપના તા. ૨૪-૬-'૫૯ ઓડીટ વર્ગ: 'બ'
રજીસ્ટ્રેશન નંબર. ૩૧૨૫ તા. ૩૧-૧૨-'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦-૩૫ | |
| સરકારશ્રીનું ૦-૨૫ | રૂા. ૦ ૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા ૦ ૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા ૦ ૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઈન્મેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામા આવે છે

આ ઉપરાંત ખાંડ, સૂકો મેવો, સ્ટીલ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા મારકેટીંગ પ્રવૃત્તિના કાર્યને વેગ આપવા સહકાર આપે છે.





## મહાયુદ્ધોનું કારણ

સત્‌યુગમાં માણસ માણસ વચ્ચે હોડ નહોતી. સૌને પોતપોતાની સ્થિતિમાં સંતોષ મળી રહેતો. ખાવાપીવાનું મેળવવામાં કશી જ આપદા વેઠવી પડતી નહોતી. પણ આ સામટી છાકમછોળ છતાં ય અમુક માણસો જીભડીના ગુલામ બની ગયા ને જરૂરીઆતથી વધુ ખાવા લાગ્યા. પરિણામે એ લોકોનાં શરીરમાં બીનજરૂરી ચરબી વધી પડી. અને આ બધાય માણસો છેવટે કામચોર થયા. આળસ ઘર કરી બેઠી. બહુખાઉ લોકો આળસુ બન્યા.

આળસુ માણસ તો આરામપ્રિય જ હોય ને? આ આળસુઓને સઘળાં સુખો સંઘરી ભોગવવાની વાસના જાગી. સંઘરાની વૃત્તિથી ભૌતિક ચીજવસ્તુઓ પ્રત્યે મમતા અને લોભ જાગ્યો. અને લોભ પોતાની તુષ્ટિ ખાતર સારા—માઠા રીત—રસ્તાનો કોઈ પણ ભેદ સમજતો નથી, વિવેક રાખતો નથી. તેથી, લોભે અસત્યને જન્મ આપ્યો. અને અસત્યનું પરિણામ અંતે તો ભય, શોક, તૃષ્ણા, ઉદ્વેગ, હિંસા વગેરે ઘાતક પ્રવૃત્તિઓમાં જ આવે ને? વળી આ પ્રવૃત્તિઓ કોઈ એક કે બે માણસો પૂરતી જ મર્યાદિત રહેતી નથી. વ્યક્તિથી આગળ વધીને આ પ્રવૃત્તિઓ દેશ અને જગતના બીમાડાને આખે આખા આંબી લે છે. અને ત્યારે આખા ય સંસારની આંતર-બાહ્ય હાલત મારા-તારાની વૃત્તિમાં સંડોવાય છે. મારા-તારાની વૃત્તિથી ભાગલા પડે છે. અને સંહારક ભાવો સળગી ઊઠે છે. પછી તે કુદરતી નિયમ પ્રમાણે આવા ભાવોના જ નમૂના હોય તેવા નેતાઓ ફાટી નીકળે છે. આ નેતાઓ પોતપોતાના રાષ્ટ્રોની લગામ હાથ કરે છે. અને અહીંયાં જ મહાયુદ્ધનું ક્ષેત્ર તૈયાર થાય છે. કારણ કે સત્યથી પ્રેરિત પ્રવૃત્તિઓ જેમ પોતાની આસપાસ સહયોગ, સાહચર્ય અને મૈત્રી જન્માવે છે, તેમ અસત્યથી પ્રેરિત પ્રવૃત્તિઓ ઘૃણા, હાનિ, વેર, હિંસા વગેરે ઝેરોનો જ પ્રસાર કરે છે. આ ઝેરો સામસામાં ટકરાય છે અને ત્યારે સંઘર્ષ પેદા થાય છે. અને આ સંઘર્ષ દુનિયા આખીને ભરખી જનારા મહાયુદ્ધની જ્વાળા બનીને જ શાન્ત થાય છે.

(ચરક સંહિતા, શરીર સ્થાન ઉપરથી)

એક દૃષ્ટિપાત

# નેહરુજીની બીમારી

રઘુનાથસિંહજી

અ૰ ભા૰ કોંગ્રેસની પાર્લામેન્ટરી બોર્ડના મંત્રી અને ખ્યાતનામ કાર્યકર્તા શ્રી રઘુનાથસિંહજીનો આ લેખ દિલ્હીની 'આયુર્વેદ મહાસમ્મેલન પત્રિકા' (જુલાઈ, ૧૯૬૪)માંથી તરજૂમો કરાવીને સાભાર પ્રસ્તુત કરીએ છીએ.

કાયા માટી છે. માટીમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ તેની રચના કરે છે, વૃદ્ધિ કરે છે અને તેમાં વિકાર ઉત્પન્ન કરે છે. પછી માટીમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ તેનો ઉપચાર કરે છે. તેને ઔષધિ કહેવાય છે. વાત વિચિત્ર લાગે છે. માટીમાંથી બનેલો મનુષ્ય, માટીમાંથી બનેલી ચીજો ખાવા લાગે છે તેનો ભોગ કરે છે.

કાયા ગોરી હોય કે કાળી, સુંદર હોય કે કુરૂપ, વનસ્પતિઓ ભેદભાવ કર્યા વિના તેના પર એક સરખી જેવી જ અસર કરે છે. આ સમદૃષ્ટિ મનુષ્ય શીખી શક્યો નથી, પરંતુ વનસ્પતિઓ ઔષધિના રૂપમાં તે મમજી ચૂકી છે. તેમાં ભેદ નથી. પણ આપણે તેમાં ભેદ ઊભા કરી દીધા છે. આયુર્વેદિક, યૂનાની, એલોપથી, હોમિયોપથી, આદિ વર્ગોમાં તેનાં ફાંટા પાડી નાખીને આપણા માટે વર્ગસંઘર્ષ પેદા કરી લીધો છે. કાયાદોષના નિદાનમાં, તેના ઉપચારમાં, આ વર્ગસંઘર્ષે વિશેષ ભાગ લીધો છે. મનુષ્ય આ વર્ગસંઘર્ષનો શિકાર બનતો રહ્યો છે.

આવી કંઈક વાતો પંડિત જવાહરલાલજી સાથે પણ થઈ. તેઓ કહ્યા કરતા: 'હું પાશ્ચાત્ય વિચારોથી પ્રભાવિત છું પ્રાચ્ય મને વળગેલો છે.' સૈકાઓ જૂનાં સંસ્કારો બ્રાહ્મણ ભાવનાને ક્યારેક જગાડી દે છે. મારા સંસ્કાર કાશીના પુરાતન સંસ્કાર હતા. તે મને એવી જ રીતે ન છોડી શક્યા જેવી રીતે પંડિત જવાહરલાલને ન છોડી શક્યા આ પ્રતીચ્ય વિચારો.

એમને માટે કાશી સંતોની નગરી હોવા છતાં પણ વિશ્વની આદર્શ નગરી હતી. અને મારા માટે કાશીના કંકર શંકર સમાન હતા. પંડિતજી હિન્દુ હતા. એમને હિન્દુ વિચારો સાથે પ્રેમ હતો. ભગવદ્ગીતા વાંચતા હતા. મહાત્માજીને લીધે એમનામાં એ સંસ્કારો ઉત્પન્ન થઈ ગયા હતા કે જેને ભારતીય સંસ્કાર કહે છે. અંતિમકાળ લગી આ સંસ્કારો એમના રહ્યા. એમની વાણી અચાનક ૨૭ મેના રોજ લગભગ સાત વાગ્યે લોપ પામી. અન્યથા પોતાના પિતા પંડિત મોતીલાલજીની જેમ પોતાના અંતિમ શ્વાસ સાથે તેઓ રામનામ અથવા ગાયત્રી મંત્રનું ઉચ્ચારણ અવશ્ય કરતે.

## રોગનો પ્રથમ સંકેત

વાત મેં કાયાની ઊઠાવી હતી. ભુવનેશ્વર જવા અગાઉ સંસદભવનના મધ્યખંડમાં કોંગ્રેસ પાર્ટીની મિટિંગ હતી. પંડિતજી કયાંકથી હવાઈજહાજ દ્વારા સીધા આવ્યા હતા. હું હંમેશાં એમની ડાબી બાજુએ બેસતો. એમણે કહ્યું: 'કાનમાં રૂ પેસી ગયું છે.' મેં કાન જોયો. તેમાં રૂ નહોતું. મેં દીવાસળીની પેટીમાંથી એક સળી કાઢીને એમના કાનમાં નાખી, રૂ ક્યાંયે નહોતું. એમાંથી થોડું લોહી નીકળ્યું, ખરું. મેં કૂંપડું લપેટીને, એમને બતાવીને કહ્યું: 'આપ જાતે જ કાઢી જુઓ.' તેઓ કાઢવા લાગ્યા. સભાની કાર્યવાહી ચાલતી રહી. અંત સુધી એમને એ જ શક હતો કે કાનમાં કશું ફસાયું છે. કાન ભારે લાગતો હતો. તે એમના બીમારીનો આરંભ હતો. તેનું પ્રમાણ મને આયુર્વેદમાં મળ્યું.

ભુવનેશ્વરમાં નેહરુજીની બીમારીના સંબંધમાં ભાતભાતના સમાચારો મળતા રહ્યા. ભુવનેશ્વર સુધીની મુસાફરી એમણે હવાઈજહાજ તથા હેલીકોપ્ટરથી કરી હતી. કોંગ્રેસ 'મહાસમિતિનું' અધિવેશન જે દિવસે શરૂ થયું, તે દિવસે તેઓ અધિવેશનમાં હાજર રહ્યા. તે દિવસે તેઓ મને થોડા થાકેલા લાગ્યા. આંખો જરા ભારે લાગતી હતી. સવારે એમની બીમારીના સમાચાર મળ્યા. શું બીમારી હતી તે બાબત કોઈનું કશું કહેવામાં આવ્યું નહિ. એમને જોવા કોઈ જઈ શકતું નહિ. શ્રી મોરારજી દેસાઈ સાથે વાતો થઈ. તેઓ એમને જોઈ આવ્યા હતા. જવાહરલાલજી જાતે ઊઠી શકતા.

નહોતા. એમની ડાબી આંખ અને મુખ પર શિથિલતાના લક્ષણ હતા. તેઓ ઊઠીને ચાલી શકતા નહોતા. એમની બીમારીના સંબંધમાં અનેક ધારણાઓ બનાવવામાં આવી હતી. મેં એમને દિલ્હીમાં પૂછ્યું કે કેમ કરતાં ભુવનેશ્વરમાં એમના પર બીમારીનો હુમલો થયો હતો. એમણે કહ્યું: 'હું રાતે સૂતો હતો..સવારે ઊઠવા ગયો તો મારાથી ઊઠી શકાયું નહિ. કમજોરી જણાવા લાગી. ડાબી બાજુ શિથિલતાનો અનુભવ થયો.'

મેં પંડિતજીને કાશીના વૈદ્યો પાસે તપાસાવ્યા હતા. વૈદ્યોએ ભુવનેશ્વરમાં એમનો ઉપચાર કરનારા ડૉક્ટરોની પ્રશંસા કરી હતી. ભુવનેશ્વરમાં જો એમનો ઉપચાર બરાબર ન થયો હોત તો તેઓ સંભવતઃ દિલ્હી પાછા આવી શકત જ નહિ.

દિલ્હીમાં આવ્યા કે એમને મળવાનું બધા માટે બંધ કરવામાં આવ્યું. ૫ ફેબ્રુઆરી ૧૯૬૪ના રોજ હું એમને મળ્યો. પ્રશ્ન એ હતો કે એમની ગેરહાજરીમાં કોંગ્રેસ પાર્લામેન્ટરી પાર્ટીના બે ઉપનેતાઓ પૈકી કોણ અધ્યક્ષપદ લે. સાથોસાથ કેટલીક રાજનીતિક બાબતો પર પણ વાતચીત કરવાની હતી. મેં એમને કહ્યું: 'આયુર્વેદ અનુસાર ઔષધિ લેવી જોઈએ. વૃદ્ધાવસ્થામાં શરીર પર પ્રયોગ કરવા એ બરાબર નથી. અનુભૂત (નીવડેલી) ઔષધિઓનું સેવન શ્રેયસ્કર રહેશે.' ભારતના સારા વૈદ્યો તથા ડૉક્ટરો એમની સેવા માટે તત્પર હતા. એમને સઘળું પ્રાપ્ત હતું. મારી સલાહ એમને જરા કમજોર લાગશે એવો વિચાર મેં કર્યો, પરંતુ ઉચિત વાત કહેવામાં અચકાવું ન જોઈએ. તેથી એમને કહ્યું: 'કાશીના વૈદ્યોનું ઔષધ આપે કરવું જોઈએ' થોડો વખત તેઓ વિચારતા રહ્યા. મેં કાશીના સત્યનારાયણ શાસ્ત્રીનું નામ આપ્યું. પંડિતજીએ કહ્યું કે એ વૃદ્ધ થઈ ગયા છે. એમને કષ્ટ આપવું ઉચિત ન કહેવાય વાત વાતમાં ચાલતા પૂરી થઈ ગઈ.

એમણે મને પૂછ્યું કે એમને શું થયું છે. મેં જવાબ આપ્યો કે વામાંગ શિથિલ થઈ ગયું છે. પક્ષાઘાતનો હુમલો થયો છે એમ એમને કહેવાનું મેં ઉચિત ન માન્યું. તેઓ સ્મિત કરતાં બોલ્યા: 'હું બીમાર નથી.' મેં કહ્યું: 'આ રોગનો રોગી પોતાને બીમાર માનતો નથી. એ પણ શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે.' એમણે કહ્યું: 'વારુ, જોઈશું.'

આગામી ૬ ફેબ્રુઆરીના રોજ એમના નિવાસસ્થાન પર કોંગ્રેસ પાર્ટીની મિટિંગ રાખવામાં આવી હતી. મેં હમીને કહ્યું: 'આપ ભુવનેશ્વરના આક્રમણથી બચી ગયા. જો સંસદભવનમાં આપ આવત તો અમે સંજોગો માટે મીઠાઈ અને નાસ્તાનો પ્રબંધ કરત.' એમણે હમીને કહ્યું: 'પ્રબંધ કરવામાં આવશે. કેટલા લોકો હશે?' મેં કહ્યું: '૫૩૭ સભ્યો છે.' પ્રધાનમંત્રીના નિવાસસ્થાન પર જ મિટિંગ થઈ અને મીઠાઈ તથા ચા સભ્યોને મળ્યાં. એ દિવસે એમની આંખો જોઈને મને મૃત્યુનું પૂર્વ લક્ષણ જણાયું. હું ગભરાયો.

મેં કાશીના વૈદ્ય શ્રી રામેશ્વરદત્ત શાસ્ત્રી તથા શ્રી શિવકુમાર શાસ્ત્રીનો સંપર્ક સાધ્યો. શ્રી સત્યનારાયણ શાસ્ત્રી દિલ્હી આવવાને ઉદ્યત ન થયા. એમને મળવા સ્વર્ગીય મહામના પં. મદનમોહન માલવીયના પૌત્ર તથા સ્વ. ગોવિન્દ માલવીયના પુત્ર શ્રી ગિરિધર માલવીયને મોકલ્યા. એમણે કહ્યું કે જો પં. જવાહરલાલજી કાશી આવે અથવા ક્યાંય જતાં-આવતાં બનારસના ઍરપોર્ટ પર આવી જાય તો તેઓ જઈને એમને તપાસી શકે છે. એ સંભવિત હતું નહિ. હું જાતે સત્યનારાયણ શાસ્ત્રીને ત્યાં ગયો અને એમને દિલ્હી આવવાને નિવેદન કર્યું, પરંતુ તેઓ કાશીની બહાર નીકળવાને ઉદ્યત થઈ શક્યા નહિ. એટલે શ્રી સત્યનારાયણ શાસ્ત્રીને દિલ્હી લાવવાનો વિચાર તજી દેવો પડયો.

## વૈદ્યોની સલાહ

૧૦મી ફેબ્રુઆરીના રોજ સંસદનું ઉદ્ઘાટન હતું. પંડિતજી આવ્યા. તેઓ પગ ઘસતા ચાલતા હતા. મને ઘણું દુઃખ થયું. મેં કાશીના શ્રી રાજેશ્વર શાસ્ત્રીજીને પૂછ્યું કે આ બીમારીમાં પથ્ય શું કર્યું છે. શ્રી રાજેશ્વર શાસ્ત્રીએ અત્યંત સહાનુભૂતિનો પરિચય આપ્યો. થોડા અધ્યયન બાદ ભટ્ટા ભરતા, સહિંજન તથા જંગલી કબૂતરનો શેરવો

ખાવાનો અભિપ્રાય આપ્યો ચૈત્ર મહિનામાં મઠા, એટલે કે રીંગણું ખાવાનું વર્જિત ગણ્યું છે તે સવાલ થયો. પરંતુ રીંગણાનું સંસ્કૃત નામ છે 'વાતિંગન.' તે વાતનાશક છે. શેકાવાથી તેનો દોષ નાશ પામે છે. પક્ષાઘાતમા તે ઉપયોગી સિદ્ધ થાય છે. મેં શ્રીમતી ઇન્દિરા ગાંધીને પત્ર લખ્યો કે ઓછામા ઓછું આ ચીજોનો તો ખાવામાં ઉમેરો કરવો જોઈએ. જવાબ મળ્યો કે ડૉકટર લોકોની સલાહ પ્રમાણે કામ થઈ રહ્યુ છે, તેથી તેઓ જ નક્કી કરશે. મને કંઈ સારું ન લાગ્યુ.

હું નેહરુજીને ફરી પાછો મળ્યો. એમને કહ્યું કે પથ્ય આયુર્વેદ અનુસાર લેવાનું રાખો. એલોપથીમા પથ્ય પર ખાસ કોઈ ભાર મૂકતું નથી. એમણે કહ્યું કે તેતરનો શીરવો ખાવાનું કહેવામા આવ્યું છે. મેં કહ્યુ: 'તેતર પણ પક્ષી છે, પરતુ જંગની કાળું કબૂતર તેનાથી શ્રેષ્ઠ રહેશે. આપને શી આપત્તિ છે. આપ વૈદ્યોને બતાવી તો જુઓ ' એમણે કહ્યુ: 'અગર બતાવી પણ લઈએ તેથી તે પછી શુ થવાનું છે?' મેં કહ્યું 'આપ દવા કરતા નહિ બતાવવામાં શી હરકત છે!' એમને સંકોચ થતો હતો. બતાવ્યા પછી દવા ન કરવાનો વિચાર કદાચ એમને સારો લાગતો નહોતો.

૧૮મી ડિસેમ્બરીએ કાશી વિશ્વવિદ્યાલયની અર્થ-સમિતિની મિટિંગ દિલ્હીમા હતી. હુ એનો સભ્ય હતો. મિટિંગમાં વિશ્વવિદ્યાલયના કુલપતિ શ્રી ભગવતી, રજિસ્ટ્રાર શ્રી દર તથા કોષાધ્યક્ષ બાબૂ જ્યોતિભૂષણજી આવ્યા હતા. મે એ લોકોની સલાહ માગી કે કયા વૈદ્યોને પંડિતજીની તબિયત તપાસવા માટે બોલવવા જોઈએ. વિચારોની આપ લે કર્યા બાદ નક્કી કરવામા આવ્યું કે રાજેશ્વરદત્ત શાસ્ત્રી અને શિવકુમાર શાસ્ત્રીને બોલાવવા ઉચિત ગણાય.

શ્રી માલવીય શરૂથી જ શિવકુમાર શાસ્ત્રીને બતાવવાના પક્ષના હતા એ પરિવાર દ્વારા પક્ષાઘાત અને વાયુરોગનો ઇલાજ થતો આવ્યો છે. એમની ખ્યાતિ પણ આ વિષયમા જ છે. મેં માલવીયજીને ફોન કર્યો કે શિવકુમાર શાસ્ત્રીને લઈને દિલ્હી આવવાને તૈયાર રહે. રજિસ્ટ્રારને કહ્યુ કે તેઓ ફોન મળે કે તરત હવાઈજહાજ કે ટ્રેન દ્વારા શ્રી રાજેશ્વર શાસ્ત્રીને રવાના કરે.

૨૩મી ફેબ્રુઆરીના રોજ સવારે ૮-૩૦નો સમય મેં વૈદ્યોને બતાવવા માટે નક્કી કરી લીધો. નાડી બતાવવા અગાઉ પંડિતજી કશું ખાય નહિ એ પણ કહી દીધું. પંડિતજીએ કેવળ દૂધ વગરની ચાનો એક પ્યાલો પીધો અને બેઠા રહ્યા. હું સર્વ શ્રી રાજેશ્વર શાસ્ત્રી, શિવકુમાર શાસ્ત્રી, ગિરધર માલવીયની સાથે પંડિતજીને ત્યાં પહોચ્યો. મેં વૈદ્યોને કહી રાખ્યું હતુ કે તેઓ પંડિતજીને દવા ખાવા માટે આગ્રહ ન કરે. એમને કેવળ જોઈને પોતાનો અભિપ્રાય આપી દેવાની જ વાત હતી.

## આયુર્વેદિક ઉપચાર

પંડિતજીને ચાલીસ મિનિટ સુધી તપાસવામાં આવ્યા. આયુર્વેદના શ્લોક વાચ્યા પછી પ્રત્યેક પંક્તિનો અનુવાદ એમની પાસે કરવામાં આવતો હતો અમારા લોકો સિવાય બીજું ત્યાં કોઈ નહોતું. રોગના આક્રમણનું તાત્કાલિક કારણ આયુર્વેદ અનુસાર દ્રુતગામી યાન (ઝડપથી ચાલતુ વાહન)મા મુસાફરી અને તેની પડેલી અસર હતું. આ વાત કાયક બરાબર છે. પહેલી વાર કાનમાં જે 'સેન-સેશન' થયું તે વાયુયાન-યાત્રા પછી થયું હતું. બીજીવાર ભુવનેશ્વરમા વાયુયાન-હેલીકોપ્ટરની યાત્રા પછી અને અન્તિમ (ત્રીજી) વાર દેહરાદૂનની હેલીકોપ્ટર અને વાયુયાન યાત્રા પછી થયું. શરીર ક્યારે શુ સહન કરી શકે છે, કહેવુ કઠણ છે. નીચે પ્રમાણેનો તેનો નુસખો લખવામાં આવ્યો.

નિદાન—વાતશોણિતોપપત્તે-વ્યાકુલત્વામાંગલ-ધુતાશિરોરુકાજુષ્ટઃ વૃક્ષોપસર્ગોમયઃ ॥

ઔષધિ: ૧, રસાયણ યોગરાજ ગુગ્ગુલ, ૨ વટી, ૧ માસા = ૨ માત્રા. ૨, પ્રાત: રાસ્નાસપ્તક કવાથ, ૨ તોલા, સાજે દૂધ સાથે. ૩, અશ્વગંધારિષ્ટ, મોટા ૧ ચમચો. પાણી સાથે, બે વખત, ભોજન બાદ. ૪, મહાનારાયણ અથવા મહામાશ તેલનું માલિશ પૂરા શરીરમા દરરોજ એકવાર. ૫, શેકવાની દવા: પ્રસારિણીની પાંદડી, મેનડીની પાંદડી, રેવંદ

ચીની, સૈંધા નમક તથા મહુઆની પાંદડી અથવા મહુવા પ્રત્યેક એક તોલો. ૭ કિલો પાણીમાં ઉકાળીને સાડા ચાર કિલો રહે ત્યારે એમાં કપડું ભીંજવીને અને પછી નીચોવીને અંગ પર શેક કરવો. રોજ સવારે ૧૫ મિનિટ. દરરાત્રે ઉકાળાનો નુસખો નીચે પ્રમાણે છે: ગુડચી (ગિલોય), અમલતાસના ગુદા, દેવદારુ, એરંડમૂળ તથા પુનર્નવા પ્રત્યેક ૩ માશા. મેવડીનું સંસ્કૃત નામ નિગુણ્ડી છે. અરબી ભાષામાં અમાલૂ અથવા મિંધવાર કહેવાય છે. એને નિસિધાં પણ કહે છે. પ્રસારિણીને ઐંઠિયા હિન્દીમાં પરસન અને બંગાળીમાં ગન્ધાલી કહેવાય છે. સાથેસાથ પથ્ય પણ બતાવવામાં આવ્યું હતું કે ભોજન શું કરવું ભોજનમાં ભાત, દાળ, દહીં, ખટાશ વર્જિત ગણવામાં આવ્યા. ભાત ખાવાની ઇચ્છા થાય તો લાલ અથવા સાઠીનો ભાત ખાવનું કહેવામાં આવ્યું.

સમાચાર એજન્સીઓએ વર્તમાનપત્રોમાં સમાચારો મોકલ્યા કે વૈદ્યોએ નેહરુજીને તપાસ્યા છે અને પોતાનો અભિપ્રાય આપ્યો છે. એમણે ઉપચાર કરનારા ડૉક્ટરોના વખાણ કર્યાં. સમાચાર મોકલી દેવામાં આવ્યાં. રાત્રિના ૧૦ વાગ્યે લગભગ સમાચાર એજન્સીઓને પ્રધાનમંત્રીભવનથી આદેશ આપવામાં આવ્યો કે સમાચાર રદ કરવામાં આવે આ સમાચાર ન છાપવામાં આવે. પૃચ્છા કરી તો કહેવામાં આવ્યું કે વૈદ્ય લોકો પોતાનું મહત્ત્વ વધારવા માટે અડી આવ્યા હતા. પરંતુ વિદેશ સમાચાર એજન્સીઓ સમાચાર મોકલી ચૂકી હતી. સાંજે પ્રસિદ્ધ થતા વર્તમાનપત્રોમાં પણ આ સમાચાર છપાઇ ચૂક્યા હતા. સવારના વર્તમાનપત્રોમાં આ સમાચાર ન છપાયાં. આમના પ્રત્યેનો આ વ્યવહાર બરાબર નહોતો.

નેહરુજીને ત્યાંથી તુરખાની નોંધ ડૉક્ટરોને ત્યાં મોકલવામાં આવી. મેં આ સંબંધમાં વધુ જિજ્ઞાસા કરવાનું છોડી દીધું. પંડિતજીએ એક દિવસે મને કહ્યું કે એમણે પથ્ય લેવાનું શરૂ કર્યું છે, થોડો લાભ છે. જો તેલ મળે તો માલિશ પણ કરાવે.

હું કાશી ગયો. મહાનારાયણ તેલમાં ૪૧ પશુઓનું માંસ આવે છે. મહામાષમાં એક પશુનું માંસ હોય છે. નારાયણ તેલ નિરામિષ હોય છે. નારાયણ તેલ, શેકની દવા તથા પીવાના ઉકાળાની દવા તથા તેમાં ઉમેરવાના સઘળા ઔષધોનાં ચૂર્ણ નામો લખીને સાથે લાવ્યો. પંડિતજીને બધું આપ્યું. માલિશનું તેલ પંડિતજીએ ચોળવાનું આરંભ કરી દીધો. શેકની દવામાં પ્રસારિણીની પાંદડી નહોતો લાવ્યો. દિલ્હીમાં તે લીલી મળી આવે છે તેથી તે સાથે નહોતો લાવ્યો.

મહાનારાયણ તેલ લગાડવાનું પંડિતજીએ પસંદ કર્યું. સાત દિવસ પછી પંડિતજીએ કહ્યું કે તેલથી આરામ જણાય છે. શેકની દવા કરવાની પણ ઇચ્છા છે. મેં કાશી વિશ્વવિદ્યાલયથી પ્રસારિણીની પાંદડી વિમાનમાં મંગાવી આપી. પાણીમાં ઉકાળીને શેકનો આરંભ કરી દેવામાં આવ્યો.

## પંડિતજીને આરામ

એક અઠવાડિયા પછી નેહરુજીએ કહ્યું કે ઘણો આરામ છે. બહારનું એમનું શરીર સારું લાગવા માંડ્યું. ખાવાની દવા તેઓ લેવા માગતા નહોતા. મેં પણ તે માટે આગ્રહ ન કર્યો. શ્રી રાજેશ્વરદત્ત શાસ્ત્રીએ લખ્યું કે પ્રસારિણીની લીલી પાંદડીની પકોડી ખાવામાં આવે તો ઠીક રહેશે. પંડિતજીને પૂછી જોયું. એમણે મંગાવવાનું કહ્યું. હું વિમાન દ્વારા કાશી ગયો અને પાંદડી લઇને આવ્યો. એમને ત્યાં મોકલી આપી. પ્રશ્ન એ પેદા થયો કે તેલ લગાવ્યા બાદ શેક કરવો કે શેક કર્યા પછી તેલનું માલિશ કરવું. પ્રમાણ માટે શોધ શરૂ થઈ. શ્રી રાજેશ્વર શાસ્ત્રીએ ચક્રદત્તના આધાર પર પ્રમાણ લખી જણાવ્યું કે આ બીમારીમાં તેલના માલિશ પછી શેક કરવો જોઇએ. એ વાતનું આશ્ચર્ય થયું કે આયુર્વેદ શાસ્ત્રીઓ કેટલા વિસ્તારમાં ઉતરીને બધું લખી ગયા છે. લખ્યું કે પાંદડી રેફ્રિજરેટરમાં રાખવામાં આવે જેથી લીલી રહે. ત્રણ દિવસ પછી પંડિતજીની મુલાકાત થઈ. એમણે કહ્યું તમારો પત્ર આવ્યો છે. તેને ડૉક્ટરો પાસે તપાસ માટે મોકલી આપ્યો છે. મને આ કાંઇ સારું ન લાગ્યું. એમને એટલું જ કહ્યું કે જો આપ ઔષધિ ખાઓ તો સારી વાત

છે મને ખબર હતી કે એમના ગુર્દા બરાબર કામ કરતા નથી અને હૃદયની મહાધમનીનુ કામ પણ બરાબર નહોતુ. એક વાર વિચાર થયો હતો કે એક કૃત્રિમ હૃદય દ્વારા એમના હૃદયનું ઓપરેશન કરીને મહાધમની ઠીક કરવામા આવે. પરતુ વિશેષજ્ઞોનો-મુખ્યત્વે અમેરિકન ડોકટરોનો અભિપ્રાય એવો હતો કે કદાચ સફળતાની શક્યતા ૬૦ તથા ૪૦ ટકા છે. જોખમ જોઇને વિચાર છોડવામાં આ યો આયુર્વેદ શાસ્ત્ર પૂર્ણ હોવા છતા પણ મેં ખટકો રાખવા ખાતર ખાવાની ઔષધિઓ લેવા માટે આગ્રહ કરવાનુ છાડી દીધુ.

મુંબઇ જવા અગાઉ નેહરુજીએ કહ્યુ કે શેકની દવા ખલાસ થઇ ગઇ છે અને તથા તેલ લેવા આવજો 'હુ મુબઇથી વળતો કાશી ગયો શ્રી રાજેશ્વર શાસ્ત્રીએ મહાભાશ તેલ બનાવી આપ્યુ હતુ મેં તે નેહરુજીને મોકલી આપ્યુ દેહરાદૂન જવા અગાઉ બે દિવસ પહેલા, સભવત, ૨૧ મેના રોજ હુ શેકની દવા લઇને એમની પાસે ગયો એમની છેલ્લી મુલાકાત લીધી શેકની દવા એમને આપી સ્વાસ્થ્યની વાત ચાલી મે એમને કહ્યુ 'ઓછામાં ઓછી સાત દિવસ સુધી તો આપે ઔષધિ ખાવી જોઇએ' એમણે કહ્યુ 'ઠીક છે, પણ એને પહેલા તો ડોકટરો તપાસશે' મે કહ્યુ 'ઔષધિઓ શાસ્ત્રીય છે આપના શરીર પર પ્રયોગ ન થવો જોઇએ અનુભૂત ઔષધિઓનો પ્રયોગ જ ઉત્તમ રહેશે' એમણે કહ્યુ કે દેહરાદૂનમા તેઓ માલિશ તથા શેક નહિ કરાવે. જુલાઇમા કોમનવેલ્થ કોન્ફરન્સમા જશે મે નિવેદન કર્યુ કે એક બોટલ તેલ માલિશ શિવકુમાર શાસ્ત્રીના સ્વર્ગીય પિતાએ તૈયાર કરેલુ મુકયુ છે. તે હુ લેતો આવીશ, આપને ૨૦ મેની પાર્લામેન્ટરી કોંગ્રેસ પાર્ટીની કાર્યકારિણી વેળા આપી દઇશ.

## જીવનનો અંત

૨૭મી મે ના રોજ સવારે નન્દાજીએ ફોન કર્યો કે પંડિતજી બીમાર છે અને મિટિંગમા ભાગ લઇ શકશે નહિ તેઓ લઇને હું પાર્લામેન્ટ આવ્યો. તે પછી જ રહ્યુ બે વાગ્યે એમનુ અવસાન થઇ ગયુ. હૃદયની મહાધમનીમાથી પ્રાત કાળથી રક્તસ્રાવ થવો શરૂ થયો તેઓ જ્યારે દાઢી કરતા હતા ત્યારે એમણે કહ્યું કે કમરમાં ડાબી બાજુ દર્દ થઇ રહ્યુ છે તેઓ બેઠા પછી ઊઠયા નહિ ડોક્ટરોનુ કહેવુ થયુ કે મહાધમની ફાટી ગઇ હતી. લોહી હૃદયમા જવાને બદલે પેટમા જવા લાગ્યુ. શ્રીમતી ઇન્દિરા ગાધીએ પોતાના પિતાના શરીરમા પોતાનુ લોહી આપ્યુ. સતાન ઋણમાથી ઉઋણ થવાનો પ્રયાસ કર્યો પિતા અને પુત્રીનુ રૂપ એકાકાર થયુ. પરતુ સતાનનો પોતાના પિતા પ્રત્યેનો તે અતિમ ત્યાગ સફળ ન થયો. પેટ ફૂલતુ રહ્યુ અને અતે એ જ મૃત્યુનું કારણ થયુ એમના દેહાન્તનુ મૂળ આ કારણ હતુ પક્ષાઘાતનો હુમલો નહિ એને રોકવામા આયુર્વેદિક ઉપચાર સમર્થ થયો હતો. એમનામાં શક્તિ આવી ગઈ હતી. તેઓ કામ કરવા લાગ્યા હતા હૃદયની દવા, ગુર્દાની દવા તથા કોઇ પ્રકારની ખાવાની દવા પોતાના ડોકટરોની સલાહથી તેઓ અત લગી ન લઇ શક્યા

---

## પથ્યનું મહત્ત્વ

આયુર્વેદ, રોગના ઉપચારને બે પ્રકારમા વહેંચે છે પથ્ય અને ઔષધ પથ્યના પણ બે વિભાગ પાડી શકાય. આહાર અને વિહાર પથ્ય વિશે કહ્યુ છે:

પથ્યે સતિ ગદાર્તસ્ય કિમૌષધનિષેવણૈ ।
પથ્યેઽસતિ ગદાર્તસ્ય કિમૌષધનિષેવણૈ ॥

પથ્ય પાળનાર રોગીને ઔષધનુ સેવન કરવાની જરૂર જ શી છે? કારણ કે, પથ્ય પાળવામાં ન આવે તો પછી ઔષધનું સેવન કરવાની જરૂર શી છે? કારણ કે, પથ્ય વિનાની માત્ર ઔષધિથી વ્યાધિ મટી શકતો નથી.

# કવિની મુલાકાતે

**સોમરસેટ મોમ**

માનાર્હ વ્યક્તિઓમા રસ લેવાનું મને પ્રથમથી જ પસંદ નથી. જનતાનાં 'સામાન્ય' સ્તરથી જેનો વર્ગ ઊંચો છે એવા લોકોમા હળવામળવાની ઝંખનાથી હું હેરાન થયો નથી આવુ માન પામવાનો કોઇ પ્રસંગ આવે, તો, અવિનય ન ગણાય તેવી કોઈ તરકીબ શોધી, પ્રસંગને ટાળું છું તેથી મારા મિત્ર ડિયેગો ટોરેએ મહાન કવિ સાન્તા એન્ના સાથેની મુલાકાતની શક્યતા બતાવી ત્યારે પણ મે સંપૂર્ણ વિવેકથી તે વાત ટાળી

ડોન ફ્રેન્સિસ્કો દ સાન્તા એન્ના સ્પેનના ભવ્ય ભૂતકાળના અવશેષરૂપ એક માત્ર જીવંત કવિ હતા. તેમનુ મસ્ત અને રંગીનું જીવન લોકોની જબાને ચડેલ બાયરનને ભૂલાવે તેવી એમની સ્વસ્તિ જીવનની વિડમના વચ્ચે, તેમની કાવ્યધારા રીમઝીમ વહેતી જ રહી અને શ્રોતાઓને મંત્રમુગ્ધ કરતી ગઈ તેમના સમકાલીનોમા કોઇ હરીફ ડોન ફ્રેન્સિસ્કોની કીર્તિને ઝાંખી પાડી શક્યો નહી મે પોતે ૨૩ વર્ષની ઉમરે તેમની કવિતાં પ્રથમ વાર વાચી ત્યારે નાની નૌકા તે જ્યારે જુવાન હતા ત્યારે પ્રશંસકોનું જૂથ તેમની પાછળ ફરતુ, અને તેમના કાવ્યનુ ગૂંજન કરતુ કવિ પોતે બેનમૂન અને ઘણા રમતિયાળ દેખાવે પણ મોહક ખરા. એટલે પ્રેમીનો પાઠ ભજવવાનુ ઘણું ગમે કોઈ રાધિકા માટેનો તેમનો તલસાટ સૌ કોઈ જાણતાં, અને પ્રેમની બળતરા તેમની કવિતામા વહેવા લાગતી

પણ આ બધુ સંભારણું ભૂતકાળની વાત થઇ– ૨૫ વર્ષ પહેલાની વાત આજે તો કવિ એકાંતમા ધ્યાનમગ્ન સ્થિતિમા રહેતા હશે જે ગામમા તેમનો વાસ હતો ત્યા અચાનક જ મારે જવાનુ થયુ માત્ર આકસ્મિક' અને તેથી જ મારા મિત્ર ડિયેગો ટોરોએ મુલાકાત ગોઠવી આપવાનુ માથે લીધુ

વિશેષમા મારા મિત્રે મને એમ પણ કહ્યું કે આ નાનકડા ગામમાં તેમને મળવા ઘણા સાહિત્યકારો, વિદ્વાનો, અને કવિઓ આવે છે, તેમની સાથે તેઓ પ્રેમથી વાતો કરે છે. યુવાનીમા જે જાદુઈ ભૂરકી તેમની વાણીમા હતી તે આજે પણ છે

'કવિ આજે કેવા લાગે છે–દેખાવમાં?' મે પૂછ્યું.

'ઘણા જ ભવ્ય!'

'તેમનો કોઇ ફોટોગ્રાફ જોવા મળે?'

'હુ ઇચ્છુ કે મારી પાસે એકાદ પ્રિન્ટ હોત', પરંતુ કવિએ ૩૫ વર્ષ પછી કોઈ પણ ફોટોગ્રાફરને ચાંસ આપ્યો નથી તેમની ઇચ્છા હતી કે ભવિષ્યની પ્રજા તેમને એક યુવાન તરીકે જ ઓળખે '

કોઇને આમા કવિનુ અહમ્ લાગે પણ તેમના જ મોહક વ્યક્તિત્વ ઉપર લોકો વારી જતાં, તેનો બુઢાપા દ્વારા થતો પડકાર અને પરાજય, અને એ સત્ય વસ્તુનો સહજ સ્વીકાર કરી લેવા જેટલી હિંમત બતાવવી એ કેટલુ દુઃખદ છે તે સૌ જાણે છે મારા મિત્રને, મેં આભાર માનતા કહ્યુ

'કવિની મુલાકાત કરતા, તેમના કાવ્યો હું ફરીથી વાચી જઇશ કદાચ આ ઉમરે એક અજાણ વ્યક્તિને મળવાનું તેમને તકલીફરૂપ લાગે '

પરંતુ બીજે દિવસે સવારે મારા ઉપર એક ચિઠ્ઠી આવી પડી ત્યારે મારા અચંબાનો પાર ન રહ્યો કવિએ સામેથી જ મને મળવાની ઈચ્છા દર્શાવી હતી. અને હું ગામમા આવ્યો છુ એવા ખબર મારા મિત્ર ડિયેગોએ તેમને આપ્યા હતા' મુલાકાતનો સમય બીજે દિવસે અગિયાર વાગ્યાનો આપ્યો હતો હવે તો ગયા સિવાય છૂટકો જ નહતો બીજે દિવસે આપેલ ઠેકાણું શોધતો હુ કવિના મુકામે સમયસર પહોંચી ગયો

મકાનની બહાર પથ્થરનો દરવાજો હતો અને તેના ઉપરનુ શિલ્પ સમૃદ્ધ ભૂતકાળની ચાડી ખાતુ

હતું. અહીંથી જ પૂર્વ અમેરિકા ગયા, અને ત્યાંથી સમૃદ્ધિ લાવ્યા, તે જિંદગીના છેલ્લા વર્ષોમાં અહીં પાછરી. બારણા ઉપરની ટોકરી મેં એક વાર વગાડી – થોડી વારે બીજી વાર. હું પોતે જ ઘંટડીનું મકાનમાં રણકતી સાંભળી રહ્યો. જ્યારે ત્રીજી વાર વગાડી ત્યારે એક દેહ ધીમેથી આવીને બારણું ખોલ્યું અને પૂછ્યું :

'તમારે કોનું કામ છે?'

કાળી આંખો, ઝાંખું મોઢું અને ખખડી ગયેલો દેહ – બાઇને જોતાં જ મને થયું કે, તે કવિનું ધ્યાન રાખતી હશે. મેં મારું કાર્ડ આપતાં કહ્યું :

'મારે તમારા માલિક સાથે મુલાકાત છે – અગિયાર વાગે.'

મને પરસાળમાં બેસવાનું કહી, તે ઉપરને માળે ચાલી ગઇ. હું એકલો પડ્યો. અહીં જો કે ઠંડક સારી હતી – કેમ કે બહાર તડકામાંથી આવતો હતો. ધીમે ધીમે હું ચોતરફ નિરીક્ષણ કરવા લાગ્યો. બોતળિયાના 'ટાઇલ્સ' એકબે ઠેકાણે સાવ તૂટેલા હતા; ભીંત ઉપરનો રંગ ઝૂમાઇ ગયો હતો એટલું જ નહીં પ્લાસ્ટર પણ અમુક જગાએ ઊખડી પડ્યું હતું; છત ઉપરનું લાકડું ખવાઈ ગયું હતું, અને તેમાંથી ભૂકી ક્યારેક નીચે ખરતી હતી. પ્રથમ દૃષ્ટિએ અહીં ગરીબાઇ ડોકિયાં કરતી હતી. કવિ, યુવાવસ્થામાં ઘણું કમાતા અને ઘણું ખરચતા. કદાચ અત્યારે તેમની સ્થિતિ સારી નહીં હોય. મેજ ઉપર છાપા પડ્યા હતા તે વાંચવા લીધા તો પંદર દિવસ પહેલાના! દીવાલ ઉપર એક બે જૂના ચિત્રો લટકતા હતા. હું ત્યાં રાખેલી ખુરશી ઉપર બેસી ગયો અને વિચારના વમળે ચડ્યો – 'પુરુષ બળવાન નથી – સમય બળવાન છે!'

એક વખતના મશહૂર કવિ ડોન કેસ્ટિલો – જેની જાહોજલાલી એક રાજા મહારાજાની સમૃદ્ધિને પણ ઝાંખી પાડે અને એ જ કવિ અત્યારે...

ખેર, આ વાતાવરણ પણ યોગ્ય જ છે. શૈશવ – યૌવન – અને વાર્ધક્ય. તેમાં કોઇથી ફેરફાર થઇ શકે નહીં. જેવું કવિનું વાર્ધક્ય, તેવું જ આસપાસનું વાતાવરણ. જીવનનો શેષ ભાગ, એક શાંત અને ભૂતકાળની ભવ્યતાને રજ કરતા ખંડેરમાં જ પસાર થાય, એથી વિશેષ, આવા મહાન કવિના આત્માને આનંદિત કોણ કરી શકે? મને લાગે છે આવું વાતાવરણ પસંદ કરવામાં કવિની રસવૃત્તિએ બેશક ભાગ ભજવ્યો હશે. કવિનો આખો ભૂતકાળ મારી આંખ સમક્ષ ચલચિત્રની જેમ રજૂ થયો અને જીવંત પાત્રોની ભૂતાવળ આકાર લઈ રહી.

મેં સળગાવેલી સિગારેટ પૂરી થવા આવી હતી. અગિયાર ક્યારનો થઇ ગયા હતા. કવિને આવતાં કેમ વાર લાગી! મારી બેચેની વધી પડી. એટલામાં જ દાદર ઉપરથી કોઇના ઉતરવાનો અવાજ સાંભળ્યો અને મારા હૃદયના ધબકારા અનેકગણા વધી ગયા. જે મહાન પુરુષને મળવા હું ઝંખતો હતો તે સદેહે મારી તરફ આવી રહ્યા હતા!

તેમનો દેહ પાતળો અને ઊંચો હતો; ચામડીનો રંગ તાંબા જેવો; મુલાયમ બરફ જેવા સફેદ વાળ; મોટી ભ્રમરો અને નીચે ચમકતી આંખો, નાક ગરુડ જેવું અને હોઠ સખત રીતે બીડેલા. આ ઉંમરે પણ તેમની આંખોમાં બાળકના જેટલો ચળકાટ જોઈ મને આશ્ચર્ય થયું. કવિ તાકાતથી મારું માપ કરતા હોય તેમ સ્થિર દૃષ્ટિથી મારી તરફ જોઈ રહ્યા. તેમના એક હાથમાં મેં આપેલું કાર્ડ હતું. કોઇ શિલ્પીએ કંડારેલ મૂર્તિ હોય તેમ કવિ મારી સામે આવી ટટ્ટાર અને સ્થિર ઊભા.

હું મનોમન તેમની પ્રતિભાને વંદના કરતો રહ્યો. ખરેખર, અમર કવિ હો, તો આવા જ હોજો – કેટલી સૌમ્યતા, સ્થિરતા અને ધૈર્ય! અચાનક મને ખ્યાલ આવ્યો કે હું એક મહાન કવિના સાન્નિધ્યમાં હતો અને શિષ્ટાચાર તરીકે જે શબ્દો મારે બોલવાના હતા અને હું ગોખી લાવ્યો હતો, તેનું સ્મરણ લીધું :

'હું આજે મારી જાતને ધન્ય માનું છું. મારા જેવા પરદેશીને મુલાકાત આપી તેથી મારું બહુમાન થયું સમજું છું!'

તેમની આંખોની તેજસ્વિતામાંથી કુતૂહલ અને રમૂજનો પ્રવાહ બહાર નીકળીને તેમના હોઠ ઉપર આવીને વળાંક લીધો!

'વહાલા મિત્ર, હું તો અહીંનો સ્થાનિક વેપારી છું – તમારી ભૂલ થઇ લાગે છે. કવિ તો બાજુના ઘરમાં રહે છે!'

[અનુ૦ 'શિવપ્રકાશ']

# આત્માનો વિજય

મૅક્સિમ ગોર્કી

એક પરાધીન દેશ ઉપર ઇજમન રાજા શાસન ચલાવતો હતો એક દિવસે અનુચરોએ આવી રાજાને કહ્યું કે નગરવાસીઓમા એક એવો વિચિત્ર મનુષ્ય છે, જે નથી કોઇની સાથે વાત કરતો—નથી કોઇ સવાલના જવાબ આપતો રાજાને આ સાભળી ભારે આશ્ચર્ય થયુ, તેણે હુકમ કર્યો

'જાવ એને મારી સમક્ષ હાજર કરો'

સૈનિકોએ જુવાનને રાજા સમક્ષ હાજર કર્યો તેની પાસે જે કાઇ હતુ તે લઇ લેવામા આવ્યુ પછી રાજાએ વક્રોક્તિથી પૂછ્યુ 'હાલમા તમે શુ કરી રહ્યા છો?'

તેણે શાતિથી જવાબ આપ્યો 'હુ કાઇ જ કરતો નથી હા એક વાત છે હુ એક પ્રયોગ કરી રહ્યો છુ અને તેમા વિજય મેળવવાની અભિલાષા સેવુ છુ'

રાજા ઇજમને આવેશભર્યા શબ્દોથી પૂછ્યુ 'પ્રયોગ? વિજય?'

એટલી જ શાતિથી આગતુકે કહ્યુ જી નામદાર! અન્યાયનો સામનો કરી મનુષ્યે વિજય મેળવવો જ રહ્યો!'

હવે રાજાના સ્વરમા ક્રોધની માત્રા ઉમેરાઇ

કોની સામે જય? કોની સામે સ્પર્ધા? આ બધો મિથ્યા બકવાટ હુ સાભળવા માગતો નથી'

'હુ આપને ઉદ્દેશીને કહેતો નથી વળી એ અધિકાર મારા એકલાનો પણ નથી'

'તો પછી આ બધાનો અર્થ શો?'

'આત્મા ઉપર વિજય નામદાર!'

'પણ હમણા તો અન્યાયની વાત થઇ તેનુ શુ છે?'

તે જ વાત કરુ છુ—પ્રતિરોધ એ ફરજ બને છે'

રાજા વિચારોને ચકડોળે ચડ્યો જો કે તેણે પોતાના રાજ્યમા વિદ્રોહીઓને જડમૂળથી ઉખેડી નાખ્યા હતા તો અહી એક એવી જ વ્યક્તિ મૌજૂદ હતી તેની સુષુપ્તતામા દઢતા હતી રાજાએ ફરીથી પૂછ્યુ:

'બોલો તમારી શી ઇચ્છા છે? શુ જોઇએ!'

'કાઇ જ નહી'

ત્યારે એનો અર્થ એ કે ઇચ્છા બદલાતી રહે છે થોડાક વખત પહેલા જુદી વાત હતી—હવે જુદી વાત બોલો છો—આ બધુ પરિવર્તન'

'જી હા! કારણ મનુષ્યનું મન ચચળ છે—તેના મનનો વિકાસ એ જ પરિવર્તનના મૂળમા છે'

ઇજમનને લાગ્યુ કે જરૂર આ વ્યક્તિ કાઇક છુપાવે છે શાતિપ્રિય હોવા છતા, તે વિદ્રોહ કરી શકે છે અને પ્રજામા આવા લોકો વધતા જાય તો રાજ્ય કારોબાર કેમ ચાલશે? નોકરોને બોલાવી રાજાએ આજ્ઞા કરી 'આ માણસને અહીથી લઇ જાવ તેની પાસે રોજ અશ્વશાળા સાફ કરાવો.'

તે યુવાન હોશથી આ ગદુ કાર્ય કરવા લાગ્યો તેની ધીરજ અને સહિષ્ણુતા જોઇ રાજા આશ્ચર્ય પામ્યો થોડા દિવસો બાદ વધુ ગદુ કાર્ય તેને સોપવામા આવ્યુ તે પણ તેણે શાતિથી અને પ્રેમથી કર્યું આ જોઇ રાજાનુ હૃદય કરુણાથી આર્દ્ર બન્યુ તેની પરીક્ષા પૂરી થયે રાજાએ તેને કહ્યુ

'મને તારા ઉપર વિશ્વાસ છે તારા દેશવાસીઓની મદદ માટે સત્યનો પ્રચાર કર'

પછી તે સત્યનો પ્રચાર કરવા લાગી ગયો સારાયે દેશમાં તેની ગણના એક મહાત્મા તરીકે થવા લાગી લોકો તેનો પડ્યો બોલ ઝીલી તેના દેશના સીઓ તેનુ જ અનુકરણ કરતા હતા કોઇ કોઇને રોકતુ નહી અને ટોકતુ નહી લોકોએ જીવનમાથી વાસનાનો ત્યાગ કરી દીધો હતો કેમકે તે યુવાનના

ઉપદેશ આ પ્રકારનો હતો.

થોડો સમય વીત્યાબાદ ઇજમને જોયું કે ચારે તરફ ગંભીર શાંતિ છે. તેને નવાઇ લાગી:

'જરૂર આ શાંતિ-તોફાન પહેલાંની શાંતિ લાગે છે. આ લોકો દગો દેવા ઇચ્છે છે કે શું?'

એટલામાં આખા દેશમાં તીડનો ઉપદ્રવ ફેલાયો. લોકો શાંતિથી ઉપદ્રવ સહન કરી રહ્યા. કોઇએ તીડનો નાશ કર્યો નહીં. રાજાએ નોકરોને બોલાવી આજ્ઞા કરી:

'તીડને દૂર કરો-તીડનો નાશ કરો!'

નોકરોએ કહ્યું: 'અમે તીડને દૂર કરી શકતા નથી-મારી શકતા નથી!'

રાજાએ ગુસ્સે થઇ કહ્યું: 'મારો હુકમ નહી માને તેનો શિરચ્છેદ થશે!'

નોકરોએ કહ્યું: 'જેવી આપ નામદારની ઇચ્છા!'

હવે બધા કાર્યો આવી જ રીતે થવા લાગ્યા જ્યારે ઇજમને કઇપણ ડર બતાવતો ત્યારે એક જ ઉત્તર મળતો:

'જેવી આપ નામદારની મરજી!'

રાજ્યનું કાર્ય એક પછી એક સ્થગિત થવા લાગ્યું. લોકોની કાર્યશક્તિનો લોપ થઇ ગયો. ઇજમન, આ અસહકાર અને ગ્લાનિથી કંટાળી ગયો. તે વિચારી રહ્યો:

'અહા' પહેલા કેવા સુખથી દિવસો પસાર થતા હતા! પ્રજા વિદ્રોહ કરતી ત્યારે શાસન ચલાવી તેને વશ કરાતી! સૈન્ય મોકલીને લડાઇ પણ ખેલવાની જરૂરિયાત ઊભી થતી. હવે તો જ્યાં જુઓ ત્યાં અસહકાર અને ગ્લાનિ! આ પ્રજાનું શું થશે!

ઇજમને બીજો માર્ગ યોજ્યો. એક જણની પાસે જઇ, કાનમાં ખોટું ખોટું કહ્યું: 'લોકો! દેશ પર શત્રુઓ ધસી આવ્યા છે! યુદ્ધ સિવાય બીજો ઉપાય નથી.'

સાંભળનારે શાંતિથી કહ્યું: 'ભગવાન જેવડો ધણી છે-દેશની રક્ષા એ કરશે! અમે શું કરી શકીએ!'

ઇજમને ધૈર્ય ગુમાવી, ધોરો પાડી કહ્યું:

'અરે ભીરુ-બેઠા થાવ. તમારામાં પ્રતિકાર કરવાની શક્તિ છે કે નહીં?'

પેલો યુવાન જે ઘણો બળવાન હતો તે બેદરકારપણે કહ્યું: 'પ્રતિરોધ કરવાની કોઇ આવશ્યકતા નથી. પ્રભુ અમારો બચાવ કરશે!'

ઇજમન ધૈર્ય રાખી શક્યો નહીં. પાગલની જેમ બૂમો પાડવા લાગ્યો:

'કઇક તો કરો! ભાગવો કરો-ખૂન કરો ઇચ્છામાં આવે તે કરો-હુ આડે આવીશ નહીં!'

પણ કોઇએ કાંઇ જ કર્યું નહીં.

અને આવી રીતે સમસ્ત શક્તિશાલિત ધીરે ધીરે કાળના મુખમાં હોમાતી ગઇ. ઇજમને નૈરાશ્ય, અને દુઃખથી ત્રાસી પ્રાણ ત્યાગ કર્યો સમસ્ત પ્રજાએ આત્માનું ખૂન તેણે જ કર્યું હતું. મૃત્યુ સમયના છેલ્લા શબ્દો સાંભળનાર કોઇ જ ન હોતું-જનહીન નિરાટ શૂન્યતાને સંબોધીને કહ્યું હતું:

'શક્તિ વગરનો ઉન્માદ યોગ્ય નથી: નિષ્ક્રિ અનુષ્ઠાનમાં સંયમની આવશ્યકતા છે, અને તેથ વિજયની શક્તિ વધે છે.'

ભાવાનુવાદ: એમ. જે. ગુજરીવાળા

## ગુલામની નિશાની

માંડલેની જેલમાથી છૂટીને ટિળક મહારાજ તાજેતરમા પોતાના ઘેર આવ્યા હતા એવામા એક દિવસ તેઓ પોતાના મિત્રજીના અભ્યાસખંડમાં ફરતાં ફરતાં જઇ ચડયા. અભ્યાસખંડની એક ખીંટી પર એક સાહેબટોપી—હેટ લટકતી તેમણે જોઇ. ભારતને ગુલામની બેડીમાં જકડનાર સત્તાધીશ અંગ્રેજોના પ્રતીક સમી 'હેટ' ટિળક મહારાજને પોતાના ઘરમાં દીઠી પણ ગમી નહિ. તેમણે તરત જ એ હેટને બારી બહાર ફેંકી દેતાં કહ્યું: 'અરે, સારા ઘરમાં આ ગુલામીની નિશાની.' —શિવસુંદરમ

# તમારું બાળક, તમારી સમસ્યા

અનંત વ્યાસ 'સ્મિત'

શિશુપાલન સંબંધી આપણા દેશમાં હજી ઘણું અજ્ઞાન પ્રવર્તી રહેલું છે. મોટા ભાગના મા-બાપોને તો એ સંબંધી સુદ્ધાંય જ્ઞાન નથી. માત્ર અભણ અને અજ્ઞાન મા-બાપો માટે જ આવું બને છે એમ નહીં; કેળવાયેલાં ગણાતા શિક્ષિત કુટુંબોમાં પણ બાળકના ઉછેર, સંસ્કાર, ચારિત્ર્ય અને કેળવણી બાબતમાં ઘણી વાર ઘોર અજ્ઞાનતા કે દુર્લક્ષ જોવા મળે છે. ઘણા મા-બાપો તો પોતાનાં સંતાનોના ચારિત્ર્ય ઘડતર, સંસ્કાર, કેળવણી અને તેનામાં રહેલી શક્તિઓના વિકાસ અંગે કશું નક્કરપણે વિચારતા જ નથી. ઘણાને તો તેમાં કશું વિચારવા જેવું જ જણાતું નથી. બાળકને જન્મ આપવો, જન્મ આપ્યા પછી તેના કપડાં, ખોરાક અને શક્તિ મુજબ શાળા-કોલેજનું શિક્ષણ અપાવવું; બસ આટલી બાબતોમાં જ ઘણા મા-બાપો બાળક પ્રત્યેની પોતાની ફરજ પૂરી થયેલી સમજે છે.

પરંતુ મા-બાપોની બાળક પ્રત્યેની ફરજો આટલી સામાન્ય નથી. આજના બાળકો આવતી કાલના દેશના ભાગ્યવિધાતાઓ છે. આવતી કાલના રાષ્ટ્ર-નાયકો છે. બચપણથી જ જો તેનામાં સારા સંસ્કાર, સુચારિત્ર્ય અને યોગ્ય કેળવણીનું સિંચન કરવામાં નહીં આવે તો આવતી કાલનું રાષ્ટ્ર તેના હીનભાગ્ય માટે આજના વડિલોને જ જવાબદાર લેખશે. બાળકને જન્મ આપવો સહેલું છે, પણ યોગ્ય મા-બાપ બનવું સહેલું નથી. મા-બાપ તરીકેની ફરજ ઘણી ગંભીર છે. તેના પ્રત્યે દુર્લક્ષ સેવવું પોસાય તેમ નથી. એવી રીતે દુર્લક્ષ સેવનારા મા-બાપો પોતાના સંતાનોના, સમાજના અને દેશના ગુનેગાર બને છે. તેમના શિરે સંતાનદ્રોહ, સમાજદ્રોહ, દેશદ્રોહ અને પરિણામે ધર્મદ્રોહ જેવા મહાભયંકર પાતકો લાગે છે.

સામાન્ય રીતે તો દરેક મા-બાપ પોતાના સંતાનને ઉન્નતિના ઉચ્ચતમ શિખરે બેઠેલું જોવા ઇચ્છતા હોય છે. પોતાનું સંતાન મોટું થઇને મહાન દેશનેતા બને, સફળ કલાકાર બને, ઉચ્ચ અમલદાર બને, જગતભરમાં તેની કીર્તિ છવાઇ જાય, સમાજમાં ચારે તરફ માન-મરતબો ભોગવે; આવી આવી અનેક કલ્પનાઓ તેઓ રચતા હોય છે. સામાન્ય મજૂર પણ પોતાનું બાળક તો મિલનો મેનેજર બને કે કોઇ સારા હોદ્દા પર બેસીને 'સાહેબગીરી' ભોગવે, એવી ઇચ્છાઓ સેવતો હોય છે. કોઇનેય પોતાનું બાળક માંદલું, નિર્બળ, ડરપોક, શક્તિહીન, દુર્ગુણોથી ભરેલું અને નમાલું બને એવી ઇચ્છા હોતી નથી.

પરંતુ પોતાનું બાળક મહાન બને, ગુણવાન અને સંસ્કારી બને એવી કલ્પનાઓ કરવા માત્રથી જ કશું વળતું નથી. એ તો શેખચલ્લીની મૂર્ખ કલ્પના જેવું જ ગણાય. કોઇ ખેડૂત પોતાના વિશાળ ખેતરના શેઢે બેઠો બેઠો માત્ર કલ્પનાઓ જ કરે કે, આ ખેતરમાં ઘઉંનું સારી જાતનું બી વાવ્યું હોય, પૂરતો વરસાદ પડે, ખેતર ઘઉંના છોડથી હરિયાળું બની જાય, ઘઉંની ડૂંડીઓ પવનના ઝૂલે ઝૂલતી હોય, સારામાં સારો પાક ઊતરે, પૈસા સારા આવે, બસ પછી તો લીલાલહેર થઇ રહે...' કેવી મૂર્ખ કલ્પના લાગે છે! માત્ર કલ્પના કરવાથી જ ઘઉં ઉગતા નથી અને પાક મળતો નથી. એ માટે તો પ્રયત્ન કરવા જોઇએ ખેતરમાંથી ઝાડી-ઝાંખરા ખોદી કાઢવા જોઇએ, ખેતર ખેડવું જોઇએ, તેમાં પૂરતું ખાતર નાખવું જોઇએ, પછી તેમાં સારી જાતનું બી લાવીને વાવવું જોઇએ, પૂરતું પાણી આપવું જોઇએ. ઘઉં ઊગી જાય પછી પણ ખેડૂતનું કામ પૂરું થતું નથી. ઘઉંના છોડની સાથે ઊગી નીકળેલું ઘાસ કાઢી નાખવું જોઇએ, છોડમાં જીવાત ન લાગે તે જોતા રહેવું જોઇએ. કોઇ ઢોર ખેતરમાં ઘૂસીને પાકનો નાશ ન કરી જાય તે માટે સંભાળ રાખવી જોઇએ અને ત્યારે જ સારો પાક મેળવી શકાય.

અસર બાળક પર ન પડે તેની ખૂબ જ કાળજી અને જાગૃતિ રાખવા માંડી.

બાળક જન્મે છે ત્યારે તે કોઈ આવી સારી કે ખરાબ પ્રવૃત્તિઓ લઈને જન્મતું નથી. એ બધું તો તે ધીરે ધીરે પોતાની આસપાસના વાતાવરણમાંથી અને બીજા વડિલો અને નજીકના માણસો દ્વારા જ શીખે છે. કોઈ એક બાળક અચાનક ખરાબ શબ્દો બોલતા શીખી જાય ત્યારે આપણને આશ્ચર્ય થાય છે. પણ તે એવા ખરાબ શબ્દો ક્યાંથી શીખ્યું તે જો ધ્યાન દઈને શોધી લઈએ તો પછી તેને નીવારવા માટે પણ આપણે યોગ્ય માર્ગ કાઢી શકીએ છીએ.

ઘણા પૈસાદાર કુટુંબોમાં નાના બાળકો આયા કે નોકર-ચાકરના હાથમાં જ ઉછરે છે. બાળકોને કોઈ આયા કે નોકરના હાથમાં મૂકતા પહેલાં તે આયા કે નોકર સંસ્કારી છે કે નહી તેની પૂરતી તપાસ કરી લેવી જોઈએ. અણઘડ અને અસંસ્કારી તથા ચારિત્ર્યહીન આયા કે નોકરના હાથમાં ઉછરે બાળક ઉછરે તે પછી સંસ્કારી અને ચારિત્રવાન ક્યાંથી બને? શેઠ-શેઠાણીની ગેરહાજરીમાં નોકરો અને આયાઓ ગમે તેમ વર્તતા હોય, અશ્લિલ શબ્દ પ્રયોગો કરતા હોય, બીડીઓ ફૂંકતા હોય અને એ બધું નવું નવું શીખવાની જિજ્ઞાસાવાળા બાળકના કુમળા માનસ પર અંકાઈ જાય અને તે પણ એવું જ વર્તન કરવા લાગે તો તેમાં નવાઈ જેવું કશું જ નથી. બાળકોની જંજાળ(?)માંથી છૂટીને મુક્તપણે હરીફરી શકાય તે માટે પોતાના સંતાનોને આયા કે નોકરના હાથમાં સોંપતા પહેલાં દરેક મા-બાપે આ બાબત પર ગંભીરપણે વિચાર કરવાની જરૂર છે. નહીં તો એ બાળક આગળ જતા કોઈ ભયંકર દુર્ગુણી અને ચારિત્રહીન બને તો તેમા દોષ એ બાળકનો નહીં પણ બાળકને જંજાળ સમજનારા તેના મા-બાપોના શિરે જ આવવાનો.

શેરીમા રમવા જતા બાળકને પણ ખરાબ દુર્ગુણી બાળકોનો સંગ ન લાગે તે માટે મા-બાપે સતત કાળજી રાખવી જોઈએ. નહીં તો 'સંગ તેવો રંગ' કહેવત તો યાદ છે ને?

ઇતિહાસની એક કથા છે. એક ક્ષત્રિય રાજા પોતાની યુવાન પત્ની સાથે પ્રેમ વ્યવહાર કરવા ગયો. પણ યુવાન હતાય આદર્શ અને સંસ્કારી એ ક્ષત્રિયાણીનું બાળક બાજુમાં જે ઘોડિયામા જાગતું સતું હતું. તેણે પતિને કહ્યું, 'બાળક જાગે છે, કંઈક તો મર્યાદા રાખો!' ક્ષત્રિય યુવાનને એટલા નાનકડાં અબૂધ બાળકની કોઈ મર્યાદા રાખવા જેવું ન લાગ્યુ. તેણે કહ્યું: 'હવે આટલું નાનું બાળક શું સમજે છે? એ તો હજી ઘોડિયામા પડયું છે! સ્ત્રી-પુરુષ, પતિ-પત્નીના સંબંધોને તેને ક્યાંથી ખ્યાલ હોય?' અને આમ કહી તેણે પત્નીને એક ચુંબન લઈ લીધું. પ્રથમ નજરે તો આ વાત સામાન્ય જ લાગે. ઘણા મા-બાપોને મન આ વાત સામાન્ય જ લાગશે. પરંતુ એ આદર્શ માતા ક્ષત્રિયાણીને એ વાત સામાન્ય નહીં પણ અસહ્ય લાગી. અત્યારે આ બાળક નાનું છે પણ તે મોટું થાય અને ત્યારે અત્યારે જોયેલો વ્યવહાર તેના માનસમા ઉપસી આવે, ત્યારે તે બાળક પોતાના માટે કેવી કલ્પના કરે? તે પોતાની માને અવિવેકી અને અસંયમી જ માની બેસે. અને આટલા વિચારે જ એ ક્ષત્રિયાણીના હૈયામા તોફાન મચાવી દીધું. પોતાના જ પુત્ર સમક્ષ અસંયમી અને અવિવેકી બની રહેવું તેને કપરું લાગ્યું અને તેણે આત્મહત્યા કરી લીધી.

બાળક નાનું છે, તે કશું સમજતું નથી માટે તેની હાજરીમાં ગમે તેમ વર્તવું, ગમે તેવા ચેનચાળા કરવા, અને તેથી કશું નુકસાન નથી એમ સમજનારા એક ભયંકર ભૂલ કરી રહેલા છે. બાળકને એટલું બધું અજ્ઞાન સમજી ન લેશો. હા, બચપણમા તેને સારાસારનો ખ્યાલ હોતો નથી અને તેથી તે તુલનાત્મક બુદ્ધિ વડે તેના નજર સમક્ષ આવતા પ્રસંગોને બુદ્ધિ કસોટી પર કસી શકે નહીં. પણ તેણે જોયેલા પ્રસંગની છાપ તો તેના માનસ પર પડી જાય છે મોટી ઉંમરે બાળપણના એ અનુભવોને જ્યારે તપાસે છે ત્યારે તેને તેના વડિલોના એ બધા અમર્યાદ અને અસયમી વર્તન માટે બેચેન બનાવે છે. મા-બાપ કે વડિલો પ્રત્યેના તેના મનમા ઓટ પણ કદાચ આવી જાય. ઘણી વાર સરખેસરખી ઉંમરના બાળકો ઘર ઘરની રમત રમતા હોય છે ત્યારે તેમના ઘરમાંથી વડિલોના વર્તનની ચોખ્ખી

છાપ બાળકોની એ રમતમા, બાળકોના એકબીજાના વ્યવહારમા દેખાઈ આવે છે.

દરેક મા-બાપે પોતાના બાળકથી ચેતતા રહેવાનુ છે તમારી કોઈ પણ કુટેવ કોઈ પણ દુર્ગુણ બાળક સમક્ષ ન આવે તે માટે સતત કાળજી, અને જાગૃતિ રાખવા જોઈએ નહીં તો આમના દુર્ગુણોની અસર બાળક પર પડ્યા વિના નહી રહે બાળક પોતાના દસ વરસની ઉમરના ગાળામા જે કાંઈ શીખે છે તે બાકીની ઉમરમા એટલી ઝડપે શીખતુ પણ નથી એક પાશ્ચાત્ય શિક્ષણશાસ્ત્રી પાસે, એક સ્ત્રીએ આવીને પૂછ્યુ "સાહેબ! મારે મારા બાળકનુ શિક્ષણ ક્યારથી શરૂ કરાવવુ?"

શિક્ષણશાસ્ત્રીએ પૂછ્યુ 'તમારુ બાળક ક્યારે જન્મ્યુ?'

પેલી સ્ત્રી કહે "અરે સાહેબ! અત્યારે તેની પાચ વર્ષની તો ઉમર છે!"

શિક્ષણશાસ્ત્રીએ કહ્યુ 'મેડમ તેના શિક્ષણ કાળના કીમતી પાચ વર્ષ તો તમે વ્યર્થ ગુમાવી દીધા છે!'

ખરેખર બાળકનો શિક્ષાકાળ તો જન્મથી જ શરૂ થઇ જાય છે પોતાની આસપાસ રહેતા માણસો, ઘરનું વાતાવરણ એ બધામાથી બાળક ઘણું ઘણુ શીખે છે માટે જ બાળક સમક્ષ એવુ કોઇ ખરાબ તત્વ આવી ન જાય કે જેને તે ગ્રહણ કરી લે તે માટે તમારે કાળજી રાખવી પડશે ઘરમા તમને ખરાબ શબ્દો બોલવાની ટેવ હશે કે શેરીમા કોઈ એવા ખરાબ શબ્દો બોલાતા હોય અને તે બાળકના કાને સાભળવામા આવી જાય તો બાળક તેને તરત જ અપનાવી લેશે સારાસારનો વિચાર કરવા જેટલી તેની બુદ્ધિશક્તિ પરિપક્વ બની હોતી નથી. જિજ્ઞાસા અને અનુકરણ કરવાની વૃત્તિને કારણે જ તેની સામે જે કાંઈ આવે તેને તે બેધડક અપનાવી લે છે માટે જ તમારી ખરાબ ટેવો, ખરાબ વર્તન દુર્ગુણો, ઝઘડાઓ વગેરે બાળક સમક્ષ ન આવશો તમારે તમારા બાળકનુ ભવિષ્ય ઉજ્જવળ બનાવવુ હોય, તો તમારા દુર્ગુણોની કાળી છાયા તેના પર પડવા ન દેશો તમે તમારી જાતને જ સુધારો અને તમારું બાળક સુધર્યુ છે તેમ માનો

રામતનુ લાહિડીનું નામ તો તમે સાભળ્યુ જ હશે એક દિવસ લાહિડીજીનો નાનકડો પુત્ર ખૂબ રડી રહ્યો હતો બાળકને શાત રાખવા નોકરાણી ઘણી કોશિશ કરતી હતી પણ બાળક શાત થતો નહોતો આખરે નોકરાણીએ તેને મીઠાઈની લાલચ બતાવતા કહ્યુ 'જો ભાઈ! તુ શાત થઈ જા તો હુ તને મીઠાઈ લાવી આપુ' મીઠાઈની લાલચે બાળક શાત થઇ ગયો રામતનુ લાહિડી આ બધુ ચૂપચાપ જોઈ રહ્યા હતા તેમણે નોકરાણીને બોલાવીને પૈસા આપતા કહ્યુ 'જા અત્યારે જ મીઠાઈ લાવીને બાળકને આપી દે' નોકરાણી કહે 'શેઠ! એ તો બાળકને શાત કરવા માટે મીઠાઈનુ બહાનું આપ્યુ હતુ ખરેખર તેને મીઠાઈ આપવાની વાત નથી' રામતનુ લાહિડીએ ગંભીર બનીને કહ્યુ 'બહેન! દુઃખ એ જ વાતનુ છે આપણે બાળકને વચનો આપીએ અને પછી તે પાળીએ નહી તો બાળક પર તેની કેવી ખરાબ અસર થાય? બાળકને આમ છેતરવાથી તો આપણા પરનો તેનો વિશ્વાસ ઊઠી જાય, અને તે પણ એમ જ માને કે, સ્વાર્થ માટે વચન આપી શકાય પણ સ્વાર્થ પૂરો થયે વચન ન પાળીએ તો ચાલી શકે આવુ માની બેઠેલો બાળક મોટો થાય ત્યારે તે પણ ખોટાબોલો, બેવચની અને સ્વાર્થી બને' નોકરાણી શરમાઈ ગઇ તેણે એ જ વખતે મીઠાઇ લાવીને બાળકને આપી

વાત આમ તો નાની છે પણ બાળકના માનસ પર કેવી ભયકર છાપ મૂકી જનારી છે! તમે પણ તમારા બાળકને શાત પાડવા માટે આવી યુક્તિ પ્રયુક્તિઓ બહાનાઓનો આશરો લેતા હો તો ધ્યાને રાખજો કે તમે જ તમારા બાળકને ખોટાબોલો બેવચની અને સ્વાર્થી બનાવી રહ્યા છો

ઘણી વાર બાળકો માટે લેવાતી વધારે પડતી કાળજી અને લાડ પ્યાર પણ બાળકના જીવનમાં ભયકર વિષ ફેલાવી જાય છે પોતાનું બાળક શેરીમા રમવા જાય તો તેને વાગી બેસે, દાદર પર ચડતા-ઉતરતા પડી જાય આવા આવા કાલ્પનિક ભય અને

તેના રક્ષણ માટેની વધુ પડતી બીનજરૂરી કાળજી, બાળકને નમાલું અને ડરપોક બનાવે છે. શેરીમાં રમવા જતા બાળકને તમે, 'બહાર રમવા જઈશ નહીં, હાથ-પગ ભાંગી બેસે' કહો છો. તે દાદર પર ચડવા જશે કે તરત જ તમને તેના પડી જવાની બીક લાગશે એટલે તેને અટકાવશો, 'દાદર એકલા ન ચડાય પડી જવાય.' આવા આવા પડી જવાના અને વાગી જવાના ભયે બાળક આપમેળે દાદર ચડતા અચકાશે. વધુ પડતા લાડને કારણે તમે તેને તેનું પોતાનું કામ પણ કરવા ન દેતા તમે પોતે કરી આપતા હશો કે નોકરો દ્વારા કરાવતા હશો. તે બહાર જાય તો પણ તેની આંગળીએ કોઈ નોકરને મોકલશો. આમ દરપળે, દર જગ્યાએ, દરેક નાની નાની બાબતોમાં પણ તમને બાળક માટે ભય જણાયા કરશે તો પરિણામે તમે બાળકને કોઈ કામ જાતે કરવા દેવાના નહીં, અને તેનું પરિણામ ખતરનાક આવશે. તમારી કાળજી બાળક માટે શાપરૂપ બનશે. તમારા ખોટા લાડ-પ્યાર બાળકના જીવનમાં ઝેર રેડશે. વાગી જવાના ભયે શેરીમાં રમવા જવા ન દેવો, પડી જવાના ભયે દાદર પર ચડવા-ઉતરવા ન દેવો. ઈજા થવાના ભયે ઝાડ પર ચડવા ન દેવો. તેનાં બધાં જ કામો તમે જ કરી આપો. દરેક બાબતમાં તમારી મદદ જ તેને મળતી રહે તો એ બાળકના મનમાં ધીરે ધીરે અસલામતીની ભાવના પ્રગટશે તેને દરેક બાબતમાં ભય જ જણાશે. કોઈ પણ કાર્ય તે સ્વતંત્ર રીતે કરી શકશે નહીં. પોતાના દરેક કામમાં તે પારકાની મદદ જ શોધતું રહેશે. પરિણામે એ બાળક મોટું થશે ત્યારે પણ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી કોઈ કામ હાથ પર નહીં લે, તેનામાં સાહસ અને હિંમતનો સંપૂર્ણ અભાવ જ રહેશે. અને જ્યારે આવું બને ત્યારે તમે કકળાટ કરશો કે, 'આ છોકરો તો સાવ નમાલો જ રહ્યો.' પણ બાળકની આ નિર્બળતા માટે જવાબદાર તમે જ છો. તમારી વધુ પડતી બીનજરૂરી કાળજી અને લાડ-પ્યાર તમારા બાળકને પાંગળો અને નિર્બળ બનાવી મૂકે છે. બાળકને ભયથી બચાવવું એ તમારી ફરજ ખરી પણ તમારો કાલ્પનિક ભયનો હાઉ તમારા બાળક માટે ભયંકર બને છે. બાળકને શેરીમાં છૂટથી રમવા દો, મિત્રો સાથે આનંદથી ખેલવા-કૂદવા દો. રમતમાં કદાચ થોડીઘણી ઈજા તેને થશે તો એકાદ-બે દિવસમાં આરામ થઈ જશે. પણ તેનું મન જ માંદલું અને ભયથી ફફડતું રહેશે તો તેનો ઈલાજ સહેલાઈથી થઈ શકશે નહીં. સદાય ભયથી ફફડતો રહેતો અને દરેક કાર્યમાં બીજાની મદદ અને આધાર શોધતો રહેતો બાળક નિર્બળ અને પાંગળો બની જશે, અને આગળ જતાં તેના જીવનના વિકાસમાં એ વસ્તુ જ ભયંકર દિવાલ બનીને આડી આવશે. શેરીમાં બાળકો સાથે રમવાથી બાળકમાં સહકારની ભાવના ખીલે છે. સાહસ અને નીડરતા કેળવાય છે. મુશ્કેલીઓ આવે તો તેમાંથી પસાર નીકળવા તે ઉપાયો યોજશે અને તેની બુદ્ધિ ખીલશે. વિચાર કરવાની શક્તિ અને લાભ-ગેરલાભ સમજવાની શક્તિ તેનામાં આવશે. મુશ્કેલી માણસનું ઘડતર કરે છે. નાની નાની મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવાનું તમારા બાળકના શિરે છોડો, એટલું જ નહીં પણ મુશ્કેલીના સમયે તેમાંથી પાર નીકળવા માટે તેને સ્વયં પ્રયત્ન કરવા દો. એથી તેની બુદ્ધિશક્તિ ખીલશે. મગજ કાર્યરત રહેશે. જ્યાં બાળક અટવાઈ જાય ત્યાં તમે તેને મદદ કરી શકો છો પણ તેનું બધું જ કામ કરી આપીને તેને નમાલો અને પાંગળો બનાવી ન દેશો.

બાળક કોઈ દુર્ગુણો તરફ વળી જાય ત્યારે પણ તેને દુર્ગુણોમાંથી મુક્ત કરવા ધાક-ધમકી કે માર મારવા જેવા ઉપાયો ન લેશો. એથી બાળક સુધરશે નહીં. તેમ જ માત્ર ઉપદેશો આપવાથી પણ કશું વળતું નથી માટે બાળકને ધીરે ધીરે વહાલથી તે દુર્ગુણોના ગેરલાભ સમજાવો અને સાથે સાથે તેને બીજા સદ્ગુણ તરફ દોરી જાઓ. એક સામાન્ય દાખલો આપું. જેમ કે કોઈ બાળક ચા પીએ છે તો તેને ચા છોડવા માટે ધમકાવવું નકામું છે. માત્ર ઉપદેશ આપવાથી પણ તે ચા છોડવા રાજીખુશીથી તૈયાર નહીં થાય, પણ પ્રથમ તો ચાથી થતાં નુકસાનનો તેને ખ્યાલ આપો અને સાથે સાથે જ ચાને બદલે દૂધમાં રહેલાં ગુણો તેને સમજાવો અને તેને ચાને બદલે દૂધ આપો. બાળક તરત જ ચાને બદલે દૂધ સ્વીકારી લેશે. એક બીજી વાત કહું, બાળક પાસેથી આપણે કોઈ વસ્તુ લેવી છે પણ તે એમને



# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

## ૯૪ મંત્રનું બંધન

૨૭ ચૈત્ર, ૧૩૧૫

વીણાનો કોઈ તાર પીતળનો તો કોઈ તાર લોઢાનો, કોઈ તાર જાડો તો કોઈ તાર પાતળો, કોઈ તાર મધ્યમ સૂરે બાંધવાનો તો કોઈ તાર પંચમે. પણ બાંધવો તો પડે જ, તારમાથી કોઈ એક વિશુદ્ધ સૂર પ્રગટાવવો પડે, નહિ તો બધું નકામું જાય.

જગતમા ઈશ્વરની સાથે આપણો કોઈક વિશેષ સંબંધ સ્થાપવો જોઈએ કોઈ એક વિશેષ સૂર જગાડવો જોઈએ.

સૂર્ય ચંદ્ર તારા ઓષધિ વનસ્પતિ બધાંએ જ આ વિશાળ વિશ્વસંગીતમા પોતાનો કોઈ ને કોઈ વિશેષ સૂર ભેળવેલો છે માણસના જીવને પણ શું આ ચિરસંગીત સંગીતમાં ભળવું નહિ જોઈએ?

પણ હજી આ જીવનને તારની પેઠે બાધ્યું નથી એમાં હજી કોઈ ગીતનો આવિર્ભાવ થયો નથી આ જીવન સૂત્રમાથી વિચ્છિન્ન થઈ ગયેલી જાતજાતની તુચ્છતાઓમા વ્યર્થ બની રહ્યુ છે. ગમે તેમ કરીને એના કોઈ એક નિત્ય સૂરને ધ્રુવ બનાવવો પડશે.

તાર બાંધવો શી રીતે?

ઈશ્વરની વીણામાં બાધવાના અનેક સંબંધો છે, તેમાંથી પોતાના મનને અનુરૂપ કોઈ એક સબધ નક્કી કરી લેવો જોઈશે.

મંત્ર એ બાધવાનો એક ઉપાય છે મંત્રને અવલંબીને આપણે મનના વિષયને મનની સાથે હું બાધી રાખીએ છીએ એ વીણાની ખીંટી જેવો છે. તારને ખેંચેલો રાખે છે, ઢીલો પડવા દેતો નથી.

લગ્ન વખતે સ્ત્રીપુરુષના વસ્ત્રને ગાંઠ વાળી દે છે, તેની સાથે મંત્ર ભણે છે. એ મંત્ર મનમાં પણ ગાંઠ વાળ્યા કરે છે.

ઈશ્વરની સાથે આપણે જે ગાઠ બાધવાની જરૂર છે તેમા મંત્ર મદદ કરે છે. એ મત્રને અવલબીને આપણે તેની સાથે કોઈ એક સબંધ પાકો કરી લઈશું.

એવો જ એક મત્ર છે—પિતા નોઽસિ.

એ સૂરે જીવનને બાધીશુ તો બધા વિચારમા અને કર્મમાં એક વિશેષ રાગિણી વાગી ઊઠશે. હુ તેનો પુત્ર છું એ વાત જ મૂર્ત બનીને મારી બધી જ બાબતોમા એ જ વાતને પ્રગટ કરશે કે હુ તેનો પુત્ર છુ.

આજે હું કશું જ પ્રગટ નથી કરતો. ખાઉં છું, કામ કરું છું, આરામ કરું છું, એટલું જ. પરંતુ અનન્ત કાળમાં અનન્ત જગતમાં મારા પિતા રહેલા છે એનું કોઈ ચિહ્ન જ પ્રગટ થતું નથી. અનન્તની સાથે આજે પણ મારો કોઈ ગાંઠ ક્યાંય બધાયો નથી.

એ મત્રને આધારે મારા જીવનના તાર

આજે ખર્ચાવા દો. આહારમાં અને વિહારમાં, શયનમાં અને સ્વપ્નમાં એ મંત્ર મારા મનમાં વારંવાર ગાજતો રહો, પિતા નોઽસિ. જગતમાં મારા પિતા છે એ વાત બધાને જાણવા દો, એ વાત કોઈથી પણ અજાણી ન રહો.

ભગવાન ઈસુ આ સૂર જગતમાં વગાડી ગયા છે. તેમના જીવનના તાર એટલા તો સારી રીતે બાંધેલા હતા કે જીવલેણ યંત્રણાના દુઃસહ આઘાતમાં પણ તે તાર લગારે બેસૂરા બોલ્યા નહોતા—માત્ર એટલું જ બોલ્યા હતા, પિતા નોઽસિ.

તેઓ જે સૂરનો આદર્શ રજૂ કરી ગયા છે, તે સાચા આદર્શની સાથે અત્યંત મહેનત લઈને મેળવીને તાર બાંધવા જોઈશે, જેથી ફરી વિચાર ન કરવો પડે, જેથી સુખમાં દુઃખમા કે પ્રલોભનમાં આપોઆપ જ તે ગાઈ ઊઠે, પિતા નોઽસિ.

હે પિતા, હું તમારો પુત્ર છું એ સૂર બરાબર પ્રગટ કરવો એ કંઈ નાનીસૂની વાત નથી. કારણ, આત્મા વૈ જાયતે પુત્ર । પુત્ર એ પિતાનો જ આવિર્ભાવ છે. સંતાનમાં પિતા પોતે જ સંતત થાય છે—લંબાય છે. તમારી અપાપવિદ્ધ આનંદમય પારપૂર્ણતાને જો વ્યક્ત ન કરી શકું તો આ સૂર વાગશે નહિ કે, પિતા નોઽસિ.

એટલે આ જ મારી હરહમેશની અંતરની પ્રાર્થના હો, પિતા નો બોધિ, નમસ્તેઽસ્તુ.

## ૯૫ પ્રાણ અને પ્રેમ

૨૮ ચૈત્ર, ૧૩૧૫

પિતા નોઽસિ એ મંત્રને આપણે જીવનમાં સ્વીકારીશું. કોની પાસેથી સ્વીકારીશું? જે પિતા છે તેની પાસેથી જ સ્વીકારીશું. તેમને કહીશું, તમે પિતા છો, એ વાત તમે જ અમને સમજાવો મારા જીવનનાં આખા ઇતિહાસ મારફતે બધાં સુખદુઃખ મારફતે સમજાવો.

પિતાની સાથેનો આપણો જે સંબંધ છે તે કંઈ ઊભો કરેલો સંબંધ નથી. રાજાની સાથે પ્રજાની, શેઠની સાથે નોકરની એક પ્રકારની પરસ્પર સમજૂતી હોય છે, તે સમજૂતી ઉપર જ તેમનો સંબંધ રચાયેલો હોય છે. પરંતુ પિતાની સાથે પુત્રનો સંબંધ બહારનો નથી, એ તો એકદમ પહેલામાં પહેલો—આદિતમ સંબંધ છે. એ સંબંધ જ પુત્રના અસ્તિત્વના મૂળમાં રહેલો છે. એટલે એ ઊંડો આત્મીય સંબંધ કોઈ બાહ્ય અનુષ્ઠાન કે કોઈ ક્રિયાકાંડ વડે સચવાતો નથી, ફક્ત ભક્તિ વડે અને ભક્તિજનિત કર્મ વડે જ એ સંબંધને સ્વીકારવો પડે છે.

પિતાની સાથે પુત્રનો મૂળ સંબંધ શામાં રહે છે? પ્રાણમાં. પિતાના પ્રાણ જ પુત્રમાં સંચારિત થયા હોય છે.

કેનોપનિષદમાં પ્રશ્ન પૂછેલો છે — કેન પ્રાણઃ પ્રથમઃ પ્રૈતિયુક્ત? પ્રાણને કોના તરફથી પ્રથમ પ્રૈતિ (Energy) મળેલી છે? આ પ્રશ્નમાં જ એનો ઉત્તર છુપો રહેલો છે, જે મહાપ્રાણ છે તેના તરફથી.

જગતમાં કોઈ પણ પ્રાણ કોઈ એક સંકીર્ણ સીમામાં પોતામાં પોતે પુરાઈ રહેલો નથી. આખા જગતના પ્રાણ સાથે તેને સંબંધ છે. મારા આ શરીરમાં જે પ્રાણની ચેષ્ટા ચાલે છે, તે કંઈ ફક્ત આ શરીરની જ નથી. વિશ્વવ્યાપી આકર્ષણ વિકર્ષણ, વિશ્વવ્યાપી રાસાયણિક શક્તિ, જલ, વાયુ, પ્રકાશ અને ગરમી એ બધાંએ એને અખિલ વિશ્વના પ્રાણ સાથે જોડી દીધેલો છે. વિશ્વના પ્રત્યેક અણુપરમાણુમા પણ જે અવિશ્રામ ચેષ્ટા ચાલ્યા કરે છે, મારા આ શરીરની ચેષ્ટા પણ તે વિરાટ પ્રાણની જ એક માત્રા છે. એટલે જ ઉપનિષદમાં કહ્યું છે કે યદિદં કિંચ જગત્ સર્વં પ્રાણ એજતિ નિઃસૃતમ્, વિશ્વમા આ જે કંઈ ચાલે છે, તે બધું જ પ્રાણમાંથી નીકળીને પ્રાણમાં જ સ્પંદિત થાય છે. એ પ્રાણનું સ્પંદન દૂરમાં

દૂરના નક્ષત્રોની પેઠે જ મારા હૃદયમા પણ ચાલી રહ્યુ છે, બરાબર એ જ સૂરમા અને એ જ તાલમા

પ્રાણ કેવળ શરીરના જ નથી મનના પણ પ્રાણ છે મનમા પણ ચેષ્ટા છે મન ચાલે છે, મન વધે છે મનમા પણ ઘડભાજ અને પરિવર્તન ચાલ્યા કરે છે એ સ્પદિત તરગિત મન કદી પણ માગી આ જરા જેટલી વાડમા પુરાઈ રહેલુ હોતુ નથી પેલા નાચતા પ્રાણની સાથે જ હાથ પકડીને આખા વિશ્વમા તે આદોલિત થતુ હોય છે, નહિ તો હુ તેને કેમે કર્યો પામી શકત નહિ મન મારફતે હુ આખા જગતના મન સાથે જોડાયેલો છુ એટલે તે સર્વત્ર જઈ શકે છે નહિ તો મારા આ એકલા બહિષ્કૃત ઘરમા આધરુ મન ફક્ત મારા જ અધકારાગારમા પડયુ પડયુ રાત દિવસ રડયા કરત

મારા મન અને પ્રાણ અવિચ્છિન્નભાવે વિશ્વ મારફતે તે અનન્ત ઝરણુ સાથે જોડાયેલા છે ક્ષણે ક્ષણે હુ ત્યાથી પ્રાણ ચૈતન્ય અને ધીશક્તિ મેળવતો રહુ છુ આ વાત કેવળ વિજ્ઞાન દ્વારા જાણીએ એટલુ બસ નથી એને જ્યારે ભક્તિ વડે સમજીશું ત્યારે પેલો મત્ર સાર્થક થશે, ॐ પિતા નોઽસિ મારા પ્રાણમા વિશ્વપ્રાણ, મારા મનમા વિશ્વમન રહેલુ છે એમ કહેવાથી આ આવડી મોટી વાત પૂરેપૂરી સમજાતી નથી, એને બહાર જ બેસાડી મૂકયા જેવુ થાય છે મારા પ્રાણની અદર પિતાના પ્રાણ, મારા મનની અદર પિતાનુ મન રહેલુ છે એ વાત પોતા પાસે સારી રીતે બોલાવવી પડશે

પિતા તરફથી આપણા તરફ માત્ર પ્રાણ વહ્યા કરે છે એમ નહિ, તેમના તરફથી આપણા તરફ પ્રેમ અવિશ્રામ સચારિત થયા કરે છે આપણી અદર ફક્ત એક ગતિ છે, ચેષ્ટા છે, એમ નહિ, આનદ પણ છે આપણે કેવળ જીવીએ છીએ, કામ કરીએ છીએ એટલુ જ નહિ, આપણને રસ પડે છે આપણા જોવામા સાભળવામા, આહારમા વિહારમા, કામમા કાજમા, માણસો સાથેના નાનાવિધ સબધોમા અનેક પ્રકારના સુખ અને અનેક પ્રકારનો પ્રેમ રહેલા છે

એ રસ કયાંથી આવે છે? એ રસ શુ આપણી પોતાની અદર અલગ રહેલો છે? એ શુ ફક્ત મારા આ એક નાના કારખાનાના ભોયરાના અધારામા તૈયાર થાય છે?

એમ નથી વિશ્વભુવનમા સૌ કોઈને પરિપૂર્ણ કરીને ઈશ્વર આનદ પામે છે જળમા સ્થળમા અને આકાશમા તે આનદમય વ્યાપેલો છે પોતાના એ આનદને એ પ્રેમને તે સતત મોકલ્યા કરે છે, એટલે જ મને જીવવામા આનદ પડે છે કામ કરવામા આનદ પડે છે, જાણવામા આનદ પડે છે, માણસો સાથેના જાતજાતના સબધોમા આનદ પડે છે તેના જ પ્રેમના તરગો મને સતત સ્પર્શે છે, આઘાત કરે છે, સચેતન બનાવે છે

આ જે રાતદિવસ એ ભૂમાનો પ્રેમ નાનાવિધ વર્ણમા ગધમા અને ગીતમા, નાનાવિધ સ્નેહમા સખ્યમા અને શ્રદ્ધામા જુવાળના વેગની પેઠે આપણી અદર ધસી આવે છે, એના ભાનથી પરિપૂર્ણ થઈને આપણે બોલીએ તો સારુ—ॐ પિતા નોઽસિ તે સતત આપણને પ્રાણથી અને પ્રેમથી ભરી દે છે, એ અનુભવ આપણે ખોઈ ન બેસીએ તો સારુ એ અનુભૂતિ જેમને મન અત્યત ઉજ્જ્વળ હતી તેમણે જ કહેલુ છે, કોહ્યેવાન્યાત્ કઃ પ્રાણ્યાત્ યદેષ આકાશ આનન્દો ન સ્યાત્। એષો હ્યેવાનન્દયાતિ। કોણ કશી શરીરની અથવા પ્રાણની ચેષ્ટા કરત આકાશમા જો આનદ ના હોત એ આનદ જ સૌને આનદ આપે છે



કેન્સરરોગીઓની વહારે

# નવયુગના વૈષ્ણવજનો

ડૉ૰ કુસુમબહેન દેસાઈ

પ્રિય બહેન,

થોડા મહિનાની વાત પર, 'વૈષ્ણવજન'ના એક અંકમા મારો લેખ વાચીને, તે માંહેની કેન્સર-રોગ વિષયક નોધો અને સંદર્ભોને, તેં અપૂરતા, સંદિગ્ધ તેમ જ નિરાશા જન્માવનારા ગણાવેલા, અને તે વિષય પર એક આખો લેખ ઉઘરાવેલો. એ પછી મહિનાઓ વહી ગયા પણ હું તારી ઉઘરાણી ચૂકવી શકી નથી. એ ઋણમાંથી યથાશક્ય મુક્ત થવાના ઇરાદાથી નહિ, પણ માણસજાતની જાનિસાર વૃત્તિના ઉજ્જ્વળ ઉદાહરણની વાતના સંદર્ભમાં કેન્સર સામેના મોરચાની થોડીક હકીકતો તારી સમક્ષ રજૂ કરું છું. દુનિયાનો રથ આવા ઉદારચરિત મરજીવાઓના બળ જ ચાલે છે ને! નવયુગના વૈષ્ણવજનો!!

અમેરિકામાં ચાલી રહેલી કેન્સર અંગેની શોધ ખોળ પ્રવૃત્તિની મેં વાત કરી હતી. કેન્સર અસાધ્ય વ્યાધિ લેખાય છે અને તેને નાથવાની મહાપ્રવૃત્તિ સ્લોઅન-કેટેરીંગ ઇન્સ્ટીટ્યુટ તરફથી ન્યૂયોર્ક સીટી ખાતે ચાલી રહી છે. આ સંશોધન પ્રોજેક્ટમાં પ્રયોગો માટે પ્રાણીઓની જેમ જ માણસોની પણ જરૂર પડે છે, અને તેથી સંશોધક નિષ્ણાતોએ એક જાહેર-ખબર દ્વારા આહ્વાન આપીને લોકોને પોતાની જાત પ્રયોગ માટે અર્પણ કરવાની અપીલ કરી. આ મહાન પ્રયોગની સમજૂતી આપતી પ્રતિકામાં સ્પષ્ટ લખ્યું હતું કે પ્રયોગ-અભ્યાસ-રીતિ એ જાતની રહેશે કે, પ્રથમ તો કેન્સરના રોગીના જીવિત કોષો (સેલ્સ) પ્રયોગ માટે જાત અર્પણ કરનાર માણસના શરીરમાં સોય વાટે દાખલ કરવામા આવશે. બીજું, કોઈ પણ જાતનો બદલો જાત હોમનારને માટે ઠરાવવામાં આવ્યો નથી. અપીલમા માત્ર એટલું જ મથમ બાબામા કહ્યું હતું કે આ શોધપ્રવૃત્તિ વિજ્ઞાનની કેન્સર સામેની લડાઈ પરત્વે કશીક નવી, ઉપયોગી અને મહત્ત્વની બાબતો બહાર આણશે એવી આશા સેવવામાં આવે છે.

અમેરિકાના ઓહીઓ સ્ટેટના જેલખાનામાં આ અપીલ છાપવા માટે મોકલાઈ. છાપવાનું કામ હતું કેદી ફ્રેન્ક જેન્ટ્રીના હસ્તક. ફ્રેન્ક હતો બેન્ક લૂટારો. ઓહીઓ સ્ટેટના કોલમ્બસ ખાતેના કેદખાનામાં તે હતો. ફ્રેન્ક જેલના અઠવાડિક સમાચાર પત્રનો લીનો-ટાઈપ ઓપરેટર હતો. તેની પાસે કમ્પોઝીંગ માટે આ અપીલ આવી. તેણે તે વારંવાર વાંચી. જાનનું જોખમ. પોતાના નીરોગી શરીરમાં કેન્સરના જીવિત કોષો ઇન્જેક્શનથી દાખલ કરાવવાની વાત હતી. તેણે પોતાના હાથ મસળ્યા. તે વિચારવા લાગ્યો. કેન્સર, કોને કોને કેન્સર હતું અને તેઓ કેવી રીતે મૃત્યુ પામ્યા. તેના ખભા ટટાર થઈ ગયા. તેણે કમ્પોઝ કરેલું મેટર બાજુએ મૂક્યું અને એક પીળા બટકણો કાગળિયો ઉપાડીને લખ્યું: 'જેલના વૉર્ડન સાહેબ, હું કેન્સર શોધ માટે સૌ પ્રથમ મારું નામ નોંધાવું છું!'

અને આમ ને આમ શોધ માટે જાન નોંધાવનારાઓની યાદી વધતી જ ચાલી. મુખ્ય સંશોધક ડૉ. ચેસ્ટર એમ. સાઉથામ નોંધે છે કે: આશાવાદની પરાકાષ્ઠાવાળી પળોએ અમે એમ માનેલું કે બહુ બહુ તો આટલી નૈતિક અને શારીરિક તાકાત બતાવનાર પચ્ચીસ માણસો નીકળશે. પણ જૂન ૧૪, ૧૯૫૬ના રોજ જ્યારે ડૉ. સાઉથામ અને તેમના સાથીદાર ડૉ. એલીસ મૂરે કોલમ્બસ કેદખાના પર ત્રણ પૈકીના પ્રથમ ઇન્જેક્શન પ્રયોગ વાસ્તે ગયા, ત્યારે પચ્ચીસ નહિ પણ એકસો ત્રીસ વસવાટીઓ આતુરતાથી તેઓની રાહ જોઈ રહ્યા હતા. તબીબી સંશોધનના ઇતિહાસના એક સૌથી વધુ મહત્ત્વના અને શકવર્તી પ્રયોગમાં પોતાનો ફાળો આપવા આ સૌની તમન્ના હતી.

પેલા લેખમાં મેં જણાવ્યું હતું તેમ, અમેરિકામાં દર ચાર માણસે એક માણસ કેન્સરનો રોગી થાય છે. મોટા ભાગનું કેન્સર-સંશોધન: રોગ,

તેનાં કારણો અને તેના ભોગ બનેલાઓ પર જ કેન્દ્રિત થયેલું છે. ઓહીઓ કેદખાનાવાળી સંશોધનની મંડળીનો પ્રશ્ન તો એ હતો કે ચાર પૈકી, આપણા ત્રણ માણસોને કેન્સર શાથી થતું નથી?

આ કાંઈ નાની સૂની વાત ન હતી પ્રયોગશાળામાંના જનાવરો અને માણસોમાં પણ કેન્સરનો પ્રતિકાર કરવાની શક્તિ સારા પ્રમાણમા રહેલી છે એમ તો કેટલીક શોધોએ પુરવાર કરેલું જ હતું. વિજ્ઞાનવિદો જો હવે એ પુરાવ આપી શકે કે એ પ્રાકૃતિક (યા કુદરતી) પ્રતિકાર શક્તિ કઈ પેરે કામ કરે છે અને સહાયક કરાય છે, તેને કઈ રીતે જાગતી રાખવામા આવે છે અને ખૂટતી હોય ત્યા નવેસરથી કેમ પ્રાપ્ત કરી શકાય છે તો જગ જીત્યા ગણાય. આ વાતનો વૈજ્ઞાનિક જવાબ મેળવવા માટે આ સંશોધકો બે જાતના વ્યક્તિ સમૂહો પર કેન્સર કોષના ઈન્જેકશનોની અસરો ચકાસવા ઇચ્છતા હતા. એક એવો વ્યક્તિસમૂહ કે જેની કેન્સર રોગ પ્રતિકાર શક્તિ નહિવત હતી—એટલે કે તે કેન્સરના રોગીઓનો જ સમૂહ હતો. બીજો વ્યક્તિસમૂહ તદુરસ્ત અને સ્વસ્થ લોકોનો હતો.

સલોઅન-કેટરીંગ ઇન્સ્ટીટયુટ એ અસલ તો ન્યૂયોર્ક સીટીમા આવેલી મેમોરિયલ સેન્ટર ફોર કેન્સર એન્ડ એલાઇડ ડીઝીઝની સંશોધન શાખા છે. તેના અધ્યક્ષ છે ડો. સી. પી. રહોડ્ઝ. મેમોરિયલ સેન્ટરના દરદીઓ પણ પોતાની જાત પર પ્રયોગો કરાવવા તલપાપડ હતા. જેઓ કેન્સરના ખૂબ છેલ્લી સ્ટેજના દરદીઓ હોય અને જેમના બચવાની આશા જ છોડી દેવામાં આવી હોય એવા સત્તર સ્ત્રી પુરુષ દરદીઓ પસંદ કરવામાં આવ્યા હતા.

પરંતુ ડો. રહોડ્ઝ, ડો. સાઉથામ અને ડો. મૂરેને પોતાના તંદુરસ્ત હાથમાં કેન્સર રોગથી ખાચોખીચ ભરેલી સોઇઓ લેવા કયા અજાણિયા મળવાના હતા? અને તેથી જ જાણે, લાંબી સજાઓ ભોગવી રહેલા અને પ્રયોગગાળા દરમિયાન સ્થળાંતર ન કરનારા ઓહીઓ જેલના સ્વયંસેવકો પસંદ કરાયા હતા. વળી ઓહીઓ સ્ટેટ યુનિવર્સિટી પ્રયોગશાળાનો લાભ પણ લઇ શકાય તેમ હતો. ઓહીઓ યુનિવર્સિટીની તમીમી સંશોધન શાખાનો અધ્યક્ષ ડો. ચાર્લ્સ એ. ડોઆન તરફથી પણ આ અભ્યાસ-સંશોધનમાં સહકાર માંગ્યો.

ઓહીઓ જેલમાં એકસો વીસ વ્યક્તિઓ પોતાની જાત પર પ્રયોગો કરાવવા તૈયાર થઇ હતી. તે પૈકી પ્રથમ ઇન્જેકશનો આપવા માટે બાવનને પસંદ કરવામાં આવ્યા. ત્રેવીસથી માંડીને સત્તાવન વરસ સુધીની ઉમરની વ્યક્તિઓ આમાં હતી. તેઓમાં નવ જન્મટીપવાળા અને બાકીના સરેરાશ અઢાર વરસની સજાવાળા હતા. અરધો-અરધ પરીણિત હતા.

તને જાણીને આશ્ચર્ય થશે કે, જ્યારે પ્રયોગની પ્રથમ જાહેરાત કરવામાં આવી ત્યારે પ્રોટેસ્ટ જર્મનીના એક છાપાએ તો 'કસાઈનું કામ' 'નિર્દય ઘાતકીઓ' એવા શબ્દોએ આ પ્રવૃત્તિને પોંખી હતી. કોનેક્ટીકટના એક વૈજ્ઞાનિકે 'માનવમદતાની ખરાબી' આ પ્રવૃત્તિમા જોઇ. પરંતુ કેદીઓએ પોતે જે પત્રો લખ્યા હતા તેમા તો નીચેનું બયાન જ હતું:

એકે લખેલું 'મારા બાપુજી કેન્સરનો ભોગ બન્યા હતા. કેન્સર-સુધાર બાબામા હું સહેજે ઉપયોગી થાઉં તો તે મારા માટે આશીર્વાદરૂપ છે. આભાર.'

બીજાએ જાહેર કર્યું હતું: 'ઘેર મારી બહેનને કેન્સર છે. ડોકટરોએ કહ્યું છે કે હવે તે કોઇ દિવસ પાછી સુધરવાની નથી. શકય હોય તે મરતાં હું ઉપયોગી થવા ચાહું છું.'

નવમા વરસની કેદ ભોગવી રહેલા એક હત્યારીએ પૂરા આત્મસમ્માનપૂર્વક કહ્યું: 'હું આ જેલની હોસ્પિટલનો ઓર્ડરલી છું. કેન્સરગ્રસ્ત લોકોને અહીં આવતા મેં જોયા છે, મેં તેમની સારવાર કરી છે. તેઓ વણસે તેની યાતનાય મેં જોઇ છે... મેં એ લોકોને મરણ પામતાંય જોયા છે. તું સમજી શકીશ કે, આવા-આટલા અનુભવો પછી પોતાની જાતને પ્રયોગો માટે સોંપનારમાં કેટલાં વેનાં ને કેટલું હૈરત જરૂરી છે. પણ, બીજી જાનના કારણે આપનારાઓની ફુરબાની થી પણ વાકેફ કરવા ચાહું છું. ઘણા લાંબા વિચાર અને ખાસ્સી લાંબી પ્રાર્થનાઓને અંતે હું

આ નિર્ણય પર પહોંચ્યો છું.' એકે ખૂની તુ આ બયાન છે, તેણે ઉમેર્યું હતું: 'આટલા વખત સુધી માનવજાતને હું કશાયે ખપનો નહોતો. હું કશુંક સારું કરી છૂટવા ચાહું છું.'

બહેને, પછી તો ઇન્જેકશનનો દિવસ આવી લાગ્યો કે સ્વયંસેવકો ડૉ. સાઉથામની ઓફિસ પાસે હરોળબંધ ઊભા રહી ગયા. ઘણાંઓએ કબૂલ કર્યું કે અમે ગભરાઈ ગયા હતા, પણ એકેય છટકી ભાગ્યો નહિ. તેઓના હાથની ચામડી પર સ્પિરિટ ચોળતી વેળા ડૉકટરે પ્રત્યેક સાથે વાતો કરી. પછી સોઇ ઘોચી, પ્લન્જર દબાવ્યું, ચામડી-મારફતે ખારા પાણીના થોડાંક ટીપાંમાં ત્રણ કરોડ જેટલા જીવતાં કેન્સરના ઝેરી કોશો દાખલ કર્યા. બધાય થઇને સાત જુદી જુદી જાતના કોષોનો ઉપયોગ કરવામા આવ્યો હતો. પ્રત્યેક પ્રકારના કોષના ગુણધર્મો જાણી લેવામાં આવ્યા હતા. પ્રશ્ન હવે એ રહેતો હતો કે આ કોષો સ્વસ્થ માણસના શરીરમા જઇને શી પ્રક્રિયા કરે છે?

ઇન્જેકશનનો ચટકો જાતે તો સ્હે-જ અમસ્થો હતો, સામાન્ય ઇન્જેકશન જેટલો જ. પણ થોડાક દિવસોમાં જ ઇન્જેકશનવાળા હાથ કઠણ, દુ ખતા, બળતરાવાળા અને ગરમાગુરમ થઇ ગયા. ઇન્જેકશનની જગ્યાએ નાના પાકા ફોલ્લાઓ જણાયા. એક કે બેએ ઇંચ લાંબાઇ-ટરની એ ફોલ્લીઓ થવા લાગી. ડૉ. સાઉથામ અને ઇન્જેકશન લેનારી વ્યક્તિઓ ચિંતા-વ્યથામા અરધી અરધી થઇ ગઇ. અને છેલ્લે ફોલ્લાઓ કાપીને માઇક્રોસ્કોપ નીચે 'બીઓપ્સી' પદ્ધતિથી તપાસવાની પળ આવી પહોચી.

ડૉ. સાઉથામ વર્ણવે છે· અમારી નિરાંત-લાગણીનો આપ ખ્યાલ કરી શકશો. જ્યારે 'બીઓપ્સી'એ બેધડક સ્પષ્ટ રીતે સમજાવી આપ્યું કે ફોલ્લા અને બીજાં વેદનાના લક્ષણો રોગ પ્રસારના સૂચક નહોતાં, તેનો ઉદ્ભવ તો માણસની પ્રાકૃતિક પ્રતિકાર શક્તિની પ્રક્રિયામાંથી થયો હતો.

મેં તને કહ્યું કે ત્રણ કરોડ કેન્સરના જીવિત કોષો હાથમા ઇન્જેકશન વાટે દાખલ કરવામા આવ્યા હતા. હવે માઇક્રોસ્કોપની પદ્ધતિએ જોવામાં આવ્યું તો માલૂમ પડયું કે પ્રત્યેક હાથમાં અગણિત કરોડની સંખ્યામાં શ્વેત રક્ત કોષો—તેને Leucocytes કહેવામાં આવે છે—ઇન્જેકશનના સ્થળે એકઠા થયેલા હતા અને તેણે કેન્સર-કોષોના શરીર પ્રવેશનો આકરો પ્રતિકાર અને સામનો કરેલો હતો. મોટા Scavenger નામનાં કોષો, જેને મેક્રોફેઇઝ કહેવામાં આવે છે—તેઓ પણ લડાઇમા જોડાયાં હતા. ઇન્જેકશનના સ્થળે થયેલા વધુ પડતા સોજા અને બીજા ચિહ્નો તો રક્તકણો જામી જવાને લીધે જણાતાં હતા. ઇન્જેકશન લીધેલાઓના લગભગ તમામ કિસ્સાઓમાં, આ જાતની સંરક્ષણ-જમાવટોને કારણે આક્રમક કેન્સર કોષોનો બે અઠવાડિયામાં જ નાશ થઇ ગયો હતો. બાકીના કિસ્સાઓમાં કેન્સર કોષોનો નાશ થવામાં સમય વધારે ગયો એટલું જ, પણ તમામ કેદીઓમાં દાખલ કરાયેલાં કેન્સર-કોષોનો સંપૂર્ણ નાશ એક મહિના કરતાં ય ઓછા સમયમાં થઇ ગયો હતો.

આ જ સાત પ્રકારના કેન્સર-કોષો જ્યારે કેન્સરના દરદીઓમાં દાખલ કરવામા આવ્યા ત્યારે ઉપરના પરિણામની સરખામણીમા તેનું પરિણામ ચોંકાવનારૂં આવ્યું. આ દરદીઓને નામનો જ સોજો આવ્યો, કેટલાકને તો મુદ્દલ આવ્યો જ નહિ. બહેન, આ ઉપરથી હવે તું સમજી શકીશ કે Leucocytes યા Macrophages ની સંરક્ષક છાવણીઓનો જ આ શરીરોમાં અભાવ હતો. આ લોકોના હાથ પર ઇન્જેકશનની જગ્યાએ જે ફોલ્લાઓ ઉપસીને જામ્યા તે કેન્સર-કોષોનો વિજય અને વૃદ્ધિકરણ સૂચવતા હતા. ભત્તર કેન્સરના દરદીઓ પૈકી માત્ર બે દરદીઓમા જ મૂકવામાં આવેલા કોષોને ખાસ્સો લાંબો સમય વૃદ્ધિ પામવામાં લાગ્યો હતો.

એટલે, તું સમજી શકીશ કે, અંકે સારવાત એ છે કે તંદુરસ્ત વ્યક્તિમાં મૂકવામાં આવેલા કેન્સર કોષો તે વ્યક્તિમાં પ્રતિકાર શક્તિ હોવાને લીધે નાશ પામે છે, ફાલતા નથી. નબળી અને દરદી વ્યક્તિ બહુ પ્રતિકાર કરી શકતી નથી, પરિણામે આ કોષો વિફરી નીવડે છે.

આ હકીકતના બયાન પરથી હવે તેરીને ઉઠે આવે એવો કોઇ સવાલ હોય તો તે આ છે: આ

પ્રાકૃતિક મુક્તિની શક્તિને કોઈ રીતે પણ કેળવી—મેળવી બનાવી શકાય ખરી કે? આ સવાલનો જવાબ આપવાને ઔહાઈઓ કેદખાનાના સ્વયંસેવકો—જેઓ હવે પછી સંખ્યામાં સિત્તેર જેટલા થયા હતા—એ પોતાની જાત પર કેન્સર કોષોના બીજી એક વધુ વાર ઇન્જેકશનો લીધા

બીજી વેળાના ઇન્જેકશનો વખતે પણ પ્રત્યેક મૂળ સ્વયંસેવકને તે તે પ્રકારનું જ ઇન્જેકશન આપવામાં આવ્યું હતું જે પહેલી વખતે તેને અપાયું હતું. આ વેળાએ તેઓની કુદરતી પ્રતિકાર શક્તિએ કીનરો વધુ તાત્કાલિક જવાબ આપ્યો અને કેન્સર કોષોને તરત જ હણી કાઢ્યા. ત્રીજી વખતે પ્રત્યેક સ્વયંસેવકને જુદી જ જાતના કેન્સર કોષો મૂકી આપવામાં આવ્યા. તેનું પરિણામ પહેલી વખતના ઇન્જેકશનો કરતા વધુ તાત્કાલિક હતું પણ એક જ પ્રકારના કોષો આપવામાં આવ્યા હતા ત્યારે હતું તેટલું સત્વર કે ત્વરિત નહોતું

તો સવાલ એ છે કે—તો પછી કેન્સરના દરદીમાં કઈ ખાસ સંરક્ષણ પ્રક્રિયાની ખામી છે? એનો જવાબ હવે તો આવું પ્રયોગોએ પુરવાર કર્યું છે કે કેન્સરના રોગીઓ અને કેદખાનાના સ્વયંસેવકો બેઉમાં Leucocytes અને Macrophages તો લગભગ સરખી માત્રામાં જ હતા. બીજા પ્રયોગોએ એ પણ સૂચવ્યું છે કે કેન્સરનો દરદી પણ શરીરની પ્રતિકાર શક્તિ પેદા કરવામાં તો હમેશ જેમ જ સમર્થ હોય છે પણ કોઈક કારણને લીધે આ પ્રતિકાર કરનારા કોષો આક્રમણને ખાળવા માટે એકઠા મળી શકતા નથી. એક પછી એક લઈને, શક્ય તમામ સમજૂતીઓ ચકાસી જોવામાં આવી હતી, પણ તેનું પરિણામ નકારાત્મક હતું. ૧૯૫૭ના આરંભના મહિનામાં ડૉ સાઉધામે કેવલેન્ડની વેસ્ટર્ન રીઝર્વ યુનિવર્સિટીની મુસાફરી કરી ડૉ લુઇસ પીલેમેર પાસે કસોટી—ચકાસણી કરાવવા માટે તેઓ નમૂનાઓ સાથે લઈ ગયા હતા

આ કસોટીઓ લીધા પછી થોડા મહિનાઓમાં જ ડૉ લુઇસ પીલેમેરનું અવસાન થયું. તેઓ જ પ્રોપરડીન (Properdin) ના શોધક હતા Properdin એ લોહીમાંના એક એવા મહત્વનો પદાર્થ છે. તે સંખ્યાબંધ રોગો સામેનો આપણો કુદરતી પ્રતિકાર સ્થાપવામાં જવાબદાર છે 'Properdin' શબ્દ લેટિનના બે શબ્દો ઉપરથી, હિબ્રૂ ભાષા 'છ' જેનો શબ્દાર્થ છે : 'વિનાશની પ્રસ્તાવના' Properdin જાતે આક્રમક રોગ કોષો ઉપર હુમલો કરતું નથી, પરંતુ તે કેટલીક ગુંચવણભરી પરિસ્થિતિમાં જ લોહીના અન્ય રસાયણો સાથે આક્રમકનો નાશ કરવાને જોડાય છે

ડૉ પીલેમેરની લેબોરેટરીમાં ડૉ સાઉધામવાળા પ્રત્યેક લોહી-નમૂનાની ચકાસણી કરવામાં આવી. દરેક શીશી પર નંબરના લેબલો લગાડવામાં આવ્યા હતા. રહેતે રહેતે સંશોધનની વિગતો એકઠી થવા લાગી જ્યારે ડૉ. સાઉધામે શોધની વિગતો ચાર્ટમાં દાખલ કરી—પ્રત્યેક નમૂનાનું મૂળ સ્વરૂપ શોધ્યું. પરિણામ ચોંકાવનારું હતું Properdin ઉચ્ચ-માત્રાઓ ધરાવતો પ્રત્યેક લોહી-નમૂનો કેદી સ્વયંસેવકના લોહીનો જ હતો. Properdin વિનાનો અથવા અલ્પતમ માત્રામાં Properdin ધરાવતા લોહીનમૂનાઓ કેન્સર-રોગીઓના હતા મુદ્દો એ છે કે પ્રત્યેક સમૂહની વ્યક્તિ-વ્યક્તિના નમૂનાઓમાં પણ ભેદ હતો—અને એ નોંધપાત્ર વાત હતી ઉદાહરણ તરીકે એ પણ જોઈ શકાયું કે પેલા બે દરદીઓ જેમના શરીરમાં રોગ-કોષો પ્રવેશ મેળવી શક્યા નહોતા તેના લોહી-નમૂનામાં મુકાબલે Properdin ની માત્રા અધિક હતી વળી ઔહાઈઓ જેલના એક કેદી-સ્વયંસેવકના શરીરે કેન્સર કોષોનો નાશ કરવામાં સૌથી વધારે વખત લીધેલો હતો તેના લોહી નમૂનામાં Properdin ઓછામાં ઓછી માત્રામાં હતું ડૉ સાઉધામ આ પ્રયોગોના પરિણામો વિષે કહે છે કે મે કોઈપણ પ્રયોગના આટલા સ્પષ્ટ પરિણામો ક્વચિત જ અનુભવ્યા છે

અલબત્ત, તેઓ સજાગ છે કે Properdin ની ઓછી માત્રા એ ખરાબીનું પરિણામ હોઈ શકે—રોગો આપનાર તત્ત્વ નહિ આ બાબત પર પ્રકાશ પાડવા માટે હવે આગળ સંશોધન થઈ રહ્યું છે કમભાગ્યે શુદ્ધ Properdin ઘણું જ ઓછું મળી શકે છે

બહેન, આ તો મે તને મેદાન યુદ્ધના એક જ મોરચાનો ખ્યાલ આપ્યો. હકીકતે તો આજે આખું ચન્દ્રજાગૃક વિશ્વ–ખાસ તો અમેરિકા–તમામે સર્વો ધર્મો અને વૈજ્ઞાનિકો આવર્ત કેન્સર સામે રણમેદાને પડયું છે તજજ્ઞો અનેક મોરચાઓ સભાળી રહ્યા છે અમેરિકન કેન્સર સોસાયટીના પ્રમુખે આ યુદ્ધના નવા વ્યૂહનુ વર્ણન કરતા સુચક રીતે જ જણાવ્યુ છે જે અનેકવિધ સશોધન પ્રવૃત્તિઓ અમે નાણા કીય મદદથી ઉત્તેજીએ છીએ તેમા હવે પછી અમારો હેતુ કેન્સરથી રક્ષણ પામવાની પ્રક્રિયાનો અભ્યાસ, એ છે વળી, આ રક્ષણ પ્રક્રિયા કેમ કાર્યક્ષમ અને બલવત્તર બને તે જોવાનો પણ છે.

તો, હવે, આ અગમિક પત્ર પૂરો કરું? તને તો ૩૦ મે '૬૪ સાહિત્યની સ્વાદુ–સ્વાદુ વાતોનો રસ ક્યાં પણ હતો તારા કટાળાની હું પણ નવટાણી ચૂકયો હશે ખરું મારી જાત જુદી છે અને તો હજી બીજા નવા નવા ઇન્જેકશનો મેળવવા તનપાપડ એવા ઓહીઓ કે ઓનો જ વિચાર આવ્યા કરે છે 'અનમર્ત, આ પ્રયોગો લાગા ચાલશે પણ આખરે પને તે જરૂર ઠરાવી આપશે કે ઇન્જેકશનોથી કેન્સરનો પ્રતિકાર થઈ શકે છે ખરો?

એ, તુને આટલી માહિતીથી મતોષ થયુ તો ય ઘણું

તારી બહેન
કૈકુમ

---

# પ્રેમ અને સૌંદર્ય

અને એક દિવસે અચાનક તોલ્સ્ટોયે મને પેલો સવાલ પૂછી જ લીધો જે માટે હું સદૈવ ભયભીત રહેતો, 'ગોર્કી, તમે ભગવાનના અસ્તિત્વમા આસ્થા કેમ રાખતા નથી?'

'આસ્થા કેમ રાખુ? મારુ હૃદય નથી માનતુ, લિયો નિકોલાયવિચ'

'તદ્દન જૂઠ્ઠુ. તમે આસ્તિક સિવાય બીજુ કશુ હોઈ શકો જ નહિ તમારો સ્વભાવ જ એવો છે ભગવાન વિના તમારી પ્રવૃત્તિમાં ચેતના જ પેદા થઈ શકે નહિ તો! નાસ્તિક રહેવાની તો તમારી જીદ છે—આ દુનિયાનો નકશો તમારી કલ્પના પ્રમાણેનો બનાવવા તમે ચાહો છો, પણ એ તમારી કલ્પના અનુસાર કેવી રીતે થઈ શકે? તમારી ઇચ્છા એ જ આ દુનિયાની એકમાત્ર ઇચ્છા નથી—બીજાઓ પણ છે ને? જ્યા સુધી હુ સમજ્યો છુ, તમે એક એવા માણસ છો, જે આ સસારની અનેક ચીજોને ચાહો છો—પ્રેમ કરો છો અને પ્રેમનુ બીજુ નામ છે આસ્થા અથવા આસ્તિકતા. પ્રેમ સકીર્ણ હોય છે અને આસ્તિકતા વિસ્તૃત તમે તમારા પ્રેમમા થોડી સ્થિરતા ઉમેરો પછી તમારો પ્રેમ આપોઆપ આસ્તિકતામા વ્યક્ત થઈ જશે પ્રેમનુ સર્વોચ્ચ રૂપ જ આસ્થા છે.

'જે લોકો ભગવાનમા આસ્થા નથી રાખતા, તેઓ ક્યારેય પણ અને ક્યાય પણ પ્રેમ કરી શકતા નથી- તેમના પ્રેમમાં સ્થિરતાનો આનદ આવી શકતો નથી—સ્થિરતા અથવા એકાગ્રતા જ પ્રેમનો આનદ છે હુ જાણુ છુ કે તમે સૌંદર્યના પ્રેમી છો પરંતુ આખરે સૌંદર્ય એ શી વસ્તુ છે? સૌથી પૂર્ણ સૌંદર્ય તો ઈશ્વરનુ જ છે ને!'

'બોલો, ગોર્કી, શુ જવાબ દો છો તમે?' જાદુગરની પરમ–મોહિનીવાળી વાણીમા તેઓ પૂછવા લાગ્યા

હુ શો જવાબ આપુ? મૌન એમના પ્રદીપ્ત નેત્રોને અપલક જોઈ જ રહ્યો હતો અને અતર્મન કહી રહ્યો હતો—આ વ્યક્તિ માણસ નથી, ઈશ્વર–જેવો જ લાગે છે'

[મેક્સિમ ગોર્કીની ડાયરીનુ એક પાનુ]

# દેહની નશ્વરતા, આત્માની અમરતા

મીરા ભટ્ટ

વિનોબાના વિદ્યાર્થીકાળની આ વાત છે "'હું' આ નાશ પામનારો ક્ષુદ્ર દેહ નથી બલ્કે એ પરમજ્યોતિ પરમાત્માનો એક અંશ છુ—દેહની ક્ષુદ્રતા અને આત્માની અમરતાનો ગીતાસંદેશ વિનોબાને ગળથૂથીમાથી જ પીવા મળ્યો હતો કહેતા હતા કે છ વર્ષની ઉમરે એ 'જ્ઞાનેશ્વરી' ઉથલાવી ગયા હતા પણ ગીતાને વાચવી, ગીતાને રટવી, ગીતાને સમજવી એક વાત છે અને ગીતાને પચાવવી તે બીજી વાત છે, વિનોબાના જીવનમાં ગીતા કેવી પચી ગઈ છે આત્મસાત્ થઈ ગઈ છે તેની પ્રતીતિ તેમના આ જીવનપ્રસંગોમાથી થશે

વિનોબાજી કહે છે કે મારી આ પદયાત્રા ૧૩ વર્ષથી નથી ચાલતી, નાનપણથી જ ચાલે છે ખૂબ રખડવાની, ખૂબ ડુંગરાઓ ખુદવાની ટેવ ત્રણ-ચાર મિત્રોને લઈને નીકળી પડે ખુલ્લા આકાશની તળે જ્ઞાનચર્ચાઓ ચાલે ઘોત્રેજી અને ગોપાળરાવ કાળે વિનોબાજીના બાળમિત્ર સાથે ભણે, સાથે જ્ઞાનચર્ચાઓ કરે, સાથે ફરે એક દિવસે ત્રણે જણા સાંજે ફરવા ગયા હતા ફરતા ફરતા ઘણે દૂર નિકળી ગયા રેલવેના પાટા ઉપર ચાલતા ચાલતા વાતોની દુનિયામા પડયા હતા વાતોના રંગમાને રંગમા રેલવે પુલ ઉપર આવવા માડયા લગભગ અડધે આવ્યા હશે અને દૂરથી આગગાડીની સિસોટીનો અવાજ અને પાટા ઉપર ધમધમ અવાજ સંભળાવા લાગ્યો અને ત્રણે જણા ધરતી ઉપર ઉતર્યા જોયુ તો આજુબાજુ ક્યાય સુરકવા જેટલી જગ્યા ન મળે અને નીચે ઊંડી, પહોળી નદી વધુ વિચારવાનો વખત ન હતો પાછું જવાય તેમ નહોતુ અને ત્રણેએ દોડવા માંડયુ. વિનોબાજી તો નાનપણથી જ નબળાં છતાય શરીરમા હતી તેટલી તાકાત એકઠી કરીને દોડવા માડયુ. પણ રેલવેના પાટિયા અને તેમાય પુલ ઉપર દોડવાનુ. સહેજ તોતળો ચૂકયા તો પાટિયાની અંદર પાછળથી કાળદૂત ધમધમતો આવતો હતો ઘોત્રેજી અને ગોપાળરાવ આગળ હતા અને પુલ પાર કરી પાટા નીચે ઉતરી ગયા અને હાફતા હાફતા ધડકતા હૈયે આવતી ભયંકર ક્ષણોની વાટ જોવા માડયા હૃદય ધડકતુ હતુ, પાટા ઉપરથી ધમધમ અવાજ આવતો હતો હૃદયના ધબકારા વધતા ચાલ્યા, પાટા ઉપરનો થડકારો પણ વધતો ચાલ્યો એક ક્ષણ, બે ક્ષણ અને દોડતા દોડતા આવતા વિનાયકને બન્ને જણાએ હાથથી ખેચી લીધો અને ધમધમાટ કરતુ ઘોડાપૂર પાછળથી ધસમસતુ આવીને વહી ગયુ પણ એ કટોકટીની ક્ષણોમા, જીવન અને મૃત્યુની એ આખરી ભીંસમાથી પસાર થતી વેળાએ વિનાયક પાનેથી મિત્રોએ શુ સાભળ્યુ? એક પગની ચૂક અને મોત વીંટાઈ પડવાનુ હતુ, શરીરના ભુકે ભૂકા ઉડવાના હતા તેવી કપરી પળોમા, દોડતા આવતા વિનાયકને હાથ પકડી ખેચી લેતા મિત્રોએ વિનાયકના મોઢેથી તુકારામનો અભંગ સાભળ્યો વિનાયકના મોઢેથી 'હુ આ ક્ષુદ્ર દેહ નથી તથા 'તત્ત્વમસિ'નુ વિશ્લેષણ તો મિત્રોએ ઘણીવાર સાભળ્યુ હતુ પરતુ વિનાયક દ્વારા જીવતી ગીતાને જોવાનુ સદ્-ભાગ્ય મિત્રોને સાપડયુ નહોતુ ધર્મગ્રથોને કેટલા પચાવ્યા છે તેનો પરચો તો પગ નીચે રેલો આવે ત્યારે જ ખબર પડે ઠંડે કલેજે, જીવનની સો ટકાની સલામતીમા તુકારામના અભંગ ઘણા, પાસેથી સાભળવા મળે પણ આના મોઢે તો મરણઆગણે પણ 'અરે અરે

મરી ગયો...બચાવો'ને બદલે ભગવદ્દસ્મરણ કરાવતા અભંગો ! 'યૂં ભી વાહવાહ હૈ ઔર યું ભી વાહવાહ હૈ' ઈશ્વરને જીવાડવો હોય તો જીવાડે, મારવો હોય તો મારે. પુરુષાર્થ જીવનનો સો ટકાનો પણ ધણીનું ધાર્યું જે કંઈ થાય તેમાં હૈયાનો સો ટચનો હકાર ભણતો રણકો.

આજે પણ ધોત્રેજી એ પ્રસંગ કહેતા કહે છે કે આજે પણ એ પ્રસંગ યાદ કરતા જાન હાથમાં લઈને અમારું એ દોડવું, વિનોબાને હાથ ખેંચીને પકડી લેવા, ગાડીનું ધસમસતું આવવું અને એ બધાંયની વચમાં વિનોબાની અભંગનો ગણગણાટ !...બધું નજર સામે તરવરે છે.

ગીતા માતાનો એ લાડકવાયો આજે પણ ગીતાને વધુ ને વધુ જીવનમાં આચરતો ચાલ્યો જાય છે, ચાલ્યો જ જાય છે !

*

દેહની નશ્વરતા અને આત્માની અમરતાની પ્રતીતિ કરાવતો બીજો પ્રસંગ કેમ ભૂલાશે ?

વિનાયક 'વિનોબા'નું બિરુદ પામીને બાપુના આશ્રમમાં રહેતા થયા છે. અમદાવાદનો સત્યાગ્રહ આશ્રમ સાબરનીને કાંઠે વસેલો છે. સાબરને કાંઠે સ્વરાજના લડવૈયાઓની આકરી સાધના ચાલે છે. બાપુના ચરણોમાં હિમાલયને પામેલા વિનોબાની પણ કર્મ, જ્ઞાન અને ભક્તિની અખંડ સાધના ચાલે છે.

એક દિવસે, સવારે સાબરમતીમાં વિનોબા નાહી રહ્યા છે. નહાતા નહાતા વિનોબા થોડા આગળ વધતા જાય છે અને એકાએક વિનોબા એક પ્રવાહના વેગમાં તણાવા માંડે છે. ધરતી પરથી પગ ખસતા વાસ્તવિકતાને વિનોબા પારખી લે છે. તરતા આવડતું નથી, કિનારા પરનો કોઈ માણસ આવીને બચાવી શકે તેમ નથી, ઝડપભેર ધસતા પ્રવાહમાં મૂઠીભર હાડચામ ક્યાંય શોધ્યો શોધાય તેમ નથી. કિનારા પરના લોકોની નજર જાય છે. લોકો બૂમો પાડે છે, 'વિનોબા ડૂબે છે, કોઈ બચાવો, બચાવો...' ત્યારે પાણીમાં ખેંચાતો, મૃત્યુના મોંમાં ધકેલાતો એક નરપુંગવ 'મને બચાવો, બચાવો' ની બૂમ ન પાડતાં મોટેથી કહે છે, 'બાપુને કહેજો કે વિનોબા જાય છે. આત્મા અમર છે, દેહ નશ્વર છે. આત્મા અમર છે, દેહ નશ્વર છે...' દેહ તણાતો જાય છે પણ 'મેરે તો મુખ રામનામ, દૂસરો ન કોઈ' આત્મા અમર છે, દેહ નશ્વર છે''

સદ્ભાગ્યે, તણાતાં તણાતાં વચમાં એક નાનકડી ટેકરી અથડાઈ ગઈ અને તણાતો દેહ ટેકરી પર અટકી ગયો. કાળદૂત ફરી એક વાર કાનમાં ગણગણીને વહી ગયો. પણ અહીં તો ન મૃત્યુનો ડર છે, ન જીવનની લોલુપતા છે. 'યૂં ભી વાહવાહ હૈ ઔર યું ભી વાહવાહ હૈ....' સાબરકાંઠે ઊભેલા, ડરેલા આશ્રમવાસીઓએ જોયું, સાંભળ્યું કે ટેકરી પર અટકી ગયેલું શરીર એક માત્ર વેદવચન બોલી રહ્યું છે, 'દેહ નશ્વર છે, આત્મા અમર છે'

*

એક વધુ પ્રસંગ, મૃત્યુના ભયને જીતી લેનાર, દેહાસક્તિના કણકણને બાળી નાંખનાર ઈશ્વરના એક મહાભક્તના જીવનની ડાળીએ ખીલેલું નિર્ભયતાનું, અનાસક્તિનું, સૌરભ પમરાવતું સુંદર ફૂલ !

આશ્રમવાસી વિનોબા હવે ભારતયાત્રી બન્યો છે. થોડાનો મટી સૌનો 'બાબી' બન્યો છે. ગામે ગામે પગપાળો ફરે છે અને લોકક્રાંતિની અહાલેક જગાવી દીવડે દીવો ચેતવે છે.

ઉત્તર પ્રદેશની યાત્રા. ૧૯૫૨-૫૩નું વર્ષ. ગામેગામેથી લોક આ ભૂમિ વહેંચનાર બાબાના દર્શને થોકે થોકે ઉમટી'ય છે. સંતની વાણી સુણી, સૌ પોતપોતાની શક્તિ મુજબ યજ્ઞમાં આહુતિ આપે છે અને બાબા આગળ વધે છે.

એક સમી સાંજ. પ્રાર્થનાસભા પૂરી થઈ

છે. 'ગીતાપ્રવચનો' પર હસ્તાક્ષર પણ પૂરાં થયા છે. ફાનસના આછા અજવાળે બાબા કંઈક વાંચી રહ્યા છે. અંતેવાસીઓ વાળુ કરવા માટે દૂર ગયા છે. બાબા એકલા છે. એક નવજુવાન, હાંફળોફાંફળો ઓરડામાં પ્રવેશે છે, થરથર કાયા કંપે છે, ખૂબ ઉશ્કેરાટમાં છે. વાણી થોથવાય છે તો ય ધ્રુજતો ધ્રુજતો વિનોબાને કહે છે, 'અરે વિનોબા, તમે સાંભળી લેજો. ભૂદાનનું કામ તો ઉપાડયું છે પણ યાદ રાખજો, જે ગત ગાંધીની થઈ, તે તમારી ન થાય....' આટલું કહ્યું ન કહ્યું ને જાણે પાછળ કાળ પડયો હોય તેમ તે ભાગ્યો. વિનોબા એના કથનનો મર્મ પકડતા ઊભાં થયાં અને નાસતા નવજુવાનને કહેવા લાગ્યા, 'અરે ભાઈ, ઊભો તો રહે. તારામાં રહેલા રામના મને દર્શન કરવા દે. તું આવ્યો. ના જઈશ ઊભો રહે....'

કોણ ઊભું રહે? નાસનાર નાસી ગયો. ફરી પાછું સુમસામ! કોઈને કશી ખબર પડી નહીં....બે ત્રણ દિવસ પછી વિનોબાએ ખુદ યાત્રીદળને ઘટનાની વાત કરી...બધાં ગમ ખાઈ ગયાં કે કંઈ અનિચ્છનીય થયું હોત તો?

પણ એને તો સંયુક્તાક્ષરને પણ ઉકેલવો હતો! રાવણમાં છુપાયેલા રામના દર્શન કરવા હતા! એને મન એ સહજ જ હતું કારણ એણે તો ગીતાના મર્મને પકડયો છે, 'દેહ નશ્વર છે, આત્મા અમર છે.'

---

## પોતાની "મર્યાદાનું" ભાન

કોઈ પણ ક્ષેત્રમાં સન્નિષ્ઠાથી કામ કરી શકાય છે, અને એવી સન્નિષ્ઠા સાથે કામ કરનાર વ્યક્તિ આદરપાત્ર બને છે.

એવું એક ઉજ્જવળ ઉદાહરણ મહારાષ્ટ્રિય રંગભૂમિના એક સુપ્રસિદ્ધ નટ ભાગીરાવ ફાલ્હટકરના જીવનમાં જોવા મળે છે.

જ્યારે વીસ વર્ષની પોતાની ઉંમરે આ નટે યૌવનના ઉંબરમાં પ્રવેશ કર્યો ત્યારે તેનું લાવણ્ય, બાંધો, માર્દવ અને અવાજ કોઈ એક કામનાગી યુવતી સરખા હતાં અને પોતાની એ કુદરતી બક્ષીસને જોઈને આ નટ હંમેશા સ્ત્રી-ભૂમિકા ભજવતો હતો. એ જમાનામાં આ નટ સ્ત્રી-ભૂમિકામાં અજબ શોભી ઊઠતો હતો, અને પ્રેક્ષકો તેના પર પ્રશંસાના પુષ્પો વેરતા થાકતા નહોતા.

'કિર્લોસ્કર મંડળી' નામની નાટક-કંપની તેમની માલીકીની હતી અને એ કંપનીના જ નાટકોમાં તેઓ ઝળકી ઊઠેલા.

આમ કામ કરતા કરતા આ નટને ત્રીસ વર્ષ થવા આવ્યાં, ને કાળે કરીને તેમના પર કોઈ તરુણીની જે કોમળતા હતી તેમાં કમી દેખાવા લાગી એવી કમી દેખાતા જ આ નટે પોતાની સ્ત્રી-ભૂમિકા બંધ કરી દીધી; કેમકે એ ભૂમિકા માટે તેઓ હવે યોગ્ય રહ્યા નથી, એવી તેમને દૃઢ પ્રતીતિ થઈ ચૂકી હતી. તેમના ચાહકોએ તેમને એ સ્થિતિમાં પણ એ ભૂમિકાઓ ફરી ભજવવા વારંવાર વિનંતી કરી, પરંતુ તેઓ એકના બે થયા નહિ. નાટયકલા પ્રત્યેની તેમની આવી સન્નિષ્ઠા ખરેખર માન ઊપજાવે તેવી હતી. એ ભૂમિકા માટે તેમણે બહારના અન્ય કલાકારને રૂા ૫૦૦) સુધીના પગારની પણ જાહેરાત કરી. એટલું જ નહિ, ભજવવું તો બરાબર ભજવવું નહિતર પછી કંપની બંધ કરી દેવી ત્યાં સુધી તેમણે તૈયારી બતાવી.

મિત્રોની વિનંતીને માન આપીને તેમણે કંપની તો બંધ ન કરી, પરંતુ જે સ્ત્રી-ભૂમિકા માટે હવે તેઓ યોગ્ય રહ્યા નહોતા, તે તો તેમણે ફરી કદી ન ભજવી તે ન જ ભજવી. —શિવશંકરમ

રેખાચિત્ર

# રાજમોહિની

રતિભાઈ ગોધિયા

જગતમાં પ્રવાસ અને પ્રવાસીઓની મહત્તા તથા મહાનતાના વર્ણનો ઇતિહાસના પાને નોંધાયેલા છે. જેમાં એવાં મહાન પ્રવાસીઓએ કેટલાયે ઇતિહાસો સર્જ્યા છે અને કેટલીયે સંસ્કૃતિઓના જોડાણ કર્યા છે.

શ્રી વિનોબાજી આ દેશના એવા જ એક મહાન પ્રવાસી છે. છેલ્લા ૧૩-૧૪ વર્ષથી તેઓ સતત ભારતમાં પગપાળા ઘૂમી રહ્યા છે. અને આજે દેશનો એક પણ પ્રાંત એવો નથી કે જ્યાં તેઓ પહોંચ્યા નથી. તેઓની આ અખંડ પદયાત્રા મધ્ય પ્રદેશમાં ચાલતી હતી ત્યારે તેઓને મળેલા ગ્રામદાનોના દર્શને જવાનું બન્યું ત્યારે ત્યાં એક અજબ પ્રભાવશાળી સ્ત્રીના કર્તવ્ય અને વ્યક્તિત્વને નિહાળવાનું સદ્‌ભાગ્ય અમને મળ્યું.

મધ્ય પ્રદેશના દૂર જંગલ વિસ્તારમાં આવેલાં સરગુજા જિલ્લાના મુખ્ય મથક અંબિકાપુર અમારે પહોંચવાનું હતું. બંગાળની સરહદ નજીક આવેલા મધ્ય પ્રદેશના રાયગઢ સ્ટેશને અમે ઊતર્યા અને ત્યાંથી ૧૨૫ માઈલનો મોટર પ્રવાસ કરી—કારણ કે એ જ એક માત્ર રસ્તો ત્યાં પહોંચવાનો છે ટ્રેઇન હજુ ત્યાં પહોંચી નથી—અમે અંબિકાપુર પહોંચ્યા. ત્યાં સુધીમાં અમારા કાન પર એક જ નામ અવાર નવાર આવ્યા કર્યું. રાજમોહિની, રાજમોહિની, રાજમોહિની.

આ નામની સાથે ભાતભાતની દંતકથા પણ સંભળાતી હતી. તેથી તેમને મળવા જવાને મન ઉત્સુક બન્યું અને લાંબા પ્રવાસથી થાકીને અંબિકાપુર પહોંચ્યા હતા છતાં બીજે દિવસે અમે એ ચમત્કારિક વ્યક્તિને મળવા ૫૦ માઈલનો જંગલ પ્રવાસ કરવા તૈયાર થઈ ગયા.

નદી, નાળાં, કોતરો અને ઊંચી પહાડીઓના ભયંકર વળાંકો કાપતાં કાપતાં અમે રાજમોહિની દેવીને ગામ 'ગોવિંદપુર' પહોંચ્યા ત્યારે બપોરનો એક વાગ્યો હતો અને મધ્ય પ્રદેશના આકરા તાપથી ધરતી ક્યાંય પગ મૂકવા દેતી નહોતી.

અમારી જીપ ઊભી રહી અને અમને કહેવામાં આવ્યું 'યહી હૈ રાજમોહિની દેવીકા આશ્રમ.' અમે જોયું કે બહુ જ સાદા અને નાના નાના કેટલાક મકાનોના બનેલા એ સ્થળને બહુ જ મોટું ફળિયું હતું જે અરધું કુદરતી પથ્થરનું અને અરધું છાણથી લીંપેલી છોથી શોભતું હતું.

ખરા બપોરની નિરવ શાંતિમાં એકાંત જેવા એ આશ્રમમાં રાજમોહિની દેવીના જમાઈએ અમારું સ્વાગત કર્યું અને એક નાની એવી ઓસરીવાળા મકાનમાં અમને બેસવાની વ્યવસ્થા કરી આપી. અમારા માટે ભોજનની તૈયારીમાં પડયા. એક કલાક પછી અમે જમવા ઊઠ્યા ત્યાં સુધીમાં જેને માટે અમે આટલો લાંબો પંથ કાપ્યો હતો તે રાજમોહિની દેવીનાં દર્શન હજુ થયાં નહોતાં. પણ અમે જમીને આવ્યાં કે તુરત અમને એ સેવામૂર્તિ મળવા આવી. જેની અમે આતુરતા પૂર્વક રાહ જોતા હતા. તેમને પ્રત્યક્ષ જોયાં ત્યારે મનમાંથી કેટલાય ભ્રમ દૂર થઈ ગયા. આદીવાસીઓ પર પ્રભુત્વ ભોગવતી એ સ્ત્રી આટલી સાદી અને સરળ હશે તેવું તો નહોતું જ ધાર્યું!

મધ્ય પ્રદેશના સરગુજા જિલ્લાની આદીવાસી સ્ત્રીઓ પોતાના પોષાકમાં પોલકું પહેરતી નથી. અને પેનીથી સારી રીતે ઊંચો એવો માત્ર સાડલો જ પહેરે છે. કદ ઇંચ કે

તેથી પણ ઓછા પનાંના જાડા પાંચ વારના આ સાડલામાં—એક જ કપડામાં—તે પોતાના દેહને ઘણી જ અદબથી અને મર્યાદાથી ઢાંકે છે. ચાર કે પાંચ કપડાં પહેરીને પણ પોતાના દેહ પ્રદર્શનને રોકી ન શકતી શહેરી સ્ત્રીની વેશભુષાની પ્રથા અને ઓછાં કપડાંમાં પણ દેહને પૂર્ણ મર્યાદામાં રાખવાની આ પ્રથા એ બન્નેમાંથી કયું સારું અને કયું ખરાબ તેની વિચારગર્તામા આપણને નાંખી દે છે!

એ પ્રમાણે પોલકું પહેર્યા વગરની અને ખૂબ જ જાડી સાડીમાં પોતાના દેહને પૂર્ણ મર્યાદામાં ઢાકતી ૫૦ વર્ષની આસપાસની એ ટટ્ટાર અને જાજરમાન સ્ત્રી અમારી સામે આવીને બેઠી ત્યારે પ્રથમ તેણે જે કહ્યું તેથી અમારું મન ભરાઈ ગયું.

તેણે કહ્યું : 'હમ તો જંગલ કે રહેને વાલે હૈ ઔર મૈં કુછ પઢી લીખી નહીં હું. જો આપકી સાથ અચ્છી તરહસે બાત કરુ.'

એ કલાક સુધી આમ સ્વરાજની, આદી વાસી લોકોની, અને અન્ય કેટલીય વાતોનો જેની સાથે વિચાર વિનિમય થયો તે સ્ત્રીનો પરિચય આવો છે.

અભણ અને અજ્ઞાન આદીવાસી કુટુંબમાં જન્મેલી રાજમોહિનીનું યોગ્ય ઉંમરે એક આદીવાસી ખેડૂત સાથે લગ્ન થયું, પરંતુ એક જ વર્ષમાં તેના પર કુદરતે દુઃખનું વાદળું ઉતાર્યું. કોઇક રોગથી તેના આખા શરીરે ગુમડાં ફૂટી નીકળ્યાં અને શરીર લગભગ સડી ગયું. આથી તેના પતિએ પોતાના ઘરમાથી રજા દઇ દીધી અને રાજમોહિની પોતાનાં મા-બાપને ત્યાં જઈને રહી.

કેટલીક સારવારને કારણે રાજમોહિનીનો રોગ એક વર્ષે કાબૂમાં આવ્યો અને બે વર્ષની અંદર તો પોતે પહેલાના જેવી જ સ્વસ્થ અને તંદુરસ્ત થઇ ગઈ. એટલે પછી કુટુંબના રિવાજ પ્રમાણે કુટુંબે ફરી તેના લગ્નનો વિચાર કર્યો અને એક બીજા ખેડૂત સાથે તેનું ફરીવાર લગ્ન થયું.

એક તો આદીવાસી અને તેમાં પાછી આર્થિક મુશ્કેલીઓ એટલે સંસાર મુશ્કેલી ભર્યો તો હતો જ. તેમાં વળી આ નવા લગ્નથી એક પછી એક એમ સાત સંતાનોની તે માતા બની. એટલે આ મોટા કુટુંબની જવાબદારી પણ તેના પર આવી પડી. દુઃખના દિવસો તો હતા જ તેમાં દુષ્કાળ પડ્યો. એટલે રાજમોહિની દેવીના મન પર એક સતત ચિંતા રહેવા માંડી અને અવારનવાર તેનો વિચાર કર્યા કરતાં કે, ભગવાન વરસાદ પણ વરસાવતો નથી અને બીજું કામ પણ નથી તો મારા બાળકોનુ હું ભરણપોષણ કેવી રીતે કરીશ?

આવા દિવસોની અંદર એક વખતે ગામની ૮-૧૦ બહેનો સાથે તે જંગલમાં કઈક ખાવાનું મળે તે શોધવા ગઈ. જંગલમાં ગયેલી બહેનો ખોરાકની શોધમાં સૌ જુદે જુદે માર્ગે નીકળી ગઈ એમ કરતાં બપોર થયો ત્યારે રાજમોહિની દેવીએ જોયું તો તેને ઘણી જ થોડીક વનસ્પતિ મળી છે કે જેનું ઘરના બધાંને માટે પૂરતું શાક પણ ન બની શકે. આથી તે રસ્તામા એક નદી પર બેસીને ખૂબ ચિંતાથી એ વિચાર કરવા લાગી કે હવે શું થશે? આટલુ શાક હું કોને ખવરાવીશ? આ ભગવાન અમારા ઉપર કેમ આટલો નારાજ છે કે તે વરસાદ પણ વરસાવતો નથી અને કંઈક ખાવાનું પણ આપતો નથી.

આવો વિચાર કરતી તે બેઠી હતી તેવામાં તેને કંઈક અવાજ સંભળાયો. અને તેણે પાછળ જોયું તો એક સફેદ વસ્ત્રધારી પુરુષ તેની નજીકથી પસાર થતો હતો. અચાનક અને ન ધારેલી રીતે આ દૃશ્ય તેની સામે પડતાં રાજમોહિની ઊભી થઈ અને પેલા પુરુષ પાછળ ચાલવા માંડી, એટલે

પુરુષે પાછળ જોઈને કહ્યું: 'તમે શા માટે મારી પાછળ આવો છો?'

રાજમોહિની બોલી: 'આ ભગવાન વરસાદ મોકલતો નથી. એટલે મારાં બાલબચ્ચાંનું ભરણપોષણ કેમ કરવું તેની ચિંતા થાય છે તો તમે કંઈક રસ્તો બતાવો.'

પુરુષ બોલ્યો: 'તેમાં હું શું કરું?'

રાજમોહિની જવાબમાં બોલી કે, 'મને લાગે છે કે તમે કંઈક રસ્તો બતાવી શકશો.'

પુરુષ બોલ્યો: 'તેમાં હું શું કરું મને તેમાં કંઈ સમજ ન પડે.'

અને એટલુ બોલીને પોતે ચાલવા માંડ્યો. પણ રાજમોહિનીએ તેને છોડ્યો નહિ અને પોતે તેની પાછળ પાછળ ચાલવા લાગી. એટલે ફરી પાછો પુરુષ ઊભો રહ્યો અને કહેવા લાગ્યો કે, 'તમે આવી રીતે મારી પાછળ ન આવો.' પણ રાજમોહિની દેવી ન માની એટલે એ અજાણ્યા પુરુષે કહ્યું કે હું આવતે મંગળવારે તમને મળીશ ત્યારે રસ્તો બતાવીશ.

રાજમોહિનીને સંતોષ થયો અને તે પાછી વળી. પણ તેને તુરત જ ખ્યાલ આવ્યો કે મંગળવારે આ જંગલમાં તમે કયે સ્થળે મળશો તે પુછવાનું તો હું ભૂલી જ ગઈ. એટલે તેણે તુરત આ બાબત પૂછવા માટે પાછળ જોયું તો પેલો અજાણ્યો પુરુષ ત્યાં તેને ન દેખાયો.

આ બનાવે તેનામાં શ્રદ્ધા અને શંકા ઊભી કરી અને તે મંગળવારની રાહ જોવા લાગી.

મંગળવાર આવ્યો ત્યારે તે ફરી જંગલમાં પેલી નદીના કાંઠે કે જ્યાં તેને અજાણ્યો પુરુષ મળ્યો હતો ત્યાં પહોંચી પણ ત્યાં પેલા પુરુષનો ભેટો થયો નહીં એટલે તે પાછી તે જંગલમાં કેટલેક સ્થળે તેને શોધવા માટે રખડી. પણ ક્યાંય પેલા પુરુષને તે શોધી શકી નહીં અને ફરી પાછી પેલા નદીના કાંઠે આવીને બેઠી અને વિચાર કરવા લાગી કે હવે હું કોને જઈને પૂછું કે આ અમારા દુઃખનો ક્યારે અંત આવશે.

આવે વખતે તેને એક અવાજ સંભળાયો અથવા તો મનમાં કંઈક પ્રેરણા થઈ કે પેલા પુરુષે તેને એવી સલાહ આપી કે તારાં આદીવાસી ભાઈ-બહેનોમાંથી દારૂ અને માંસ છોડાવવાનું કામ તું કર અને તો જ ઈશ્વર તારા પર રાજી થશે અને વરસાદ વરસાવશે.

આટલી પ્રેરણા કે અગમવાણી લઈને તે ઘેર પહોંચી અને પછી તેને વિચાર આવ્યો કે ચાલો ભગવાનને વરસાદ માટે પ્રાર્થના કરું એટલે તેણે આજુબાજુના ઘરોમાંથી બહેનોને બોલાવી અને વરસાદ માટે પ્રાર્થના કરવા ત્યાંનું એક પારંપરિક ગીત સહુ સ્ત્રીઓએ ગાવા માંડ્યું.

દંતકથા એમ કહે છે કે એ ગીત શરૂ થયું ત્યારે આકાશમાં એક પણ વાદળ નહોતું, પણ ગીત પૂરું થવા આવ્યું ત્યારે ખબર નહિં ક્યાંથી વાદળાં ચડી આવ્યાં અને ધોધમાર વરસાદ પડ્યો. આ દૃશ્યને પરિણામે લોકોમાં એકદમ હવા ફેલાઈ ગઈ અને રાજમોહિનીને ત્યાં આદીવાસીઓના ટોળેટોળાં ઊભરાવા લાગ્યાં.

આ રીતે એક સામાન્ય નારી દેવી બની ગઈ. અને તેની આસપાસ દંતકથાઓ ગુંથાવા લાગી, પણ રાજમોહિનીએ તેનો કદી લાભ ન લીધો અને તેણે તો એક જ સૂત્ર કહેવાનું રાખ્યું. 'દારૂ અને માંસ છોડો તો ભગવાન રાજી થશે અને આપણું દુઃખ ઓછું થશે.'

આ સુત્રે સરગુજા જિલ્લાના આદીવાસીઓમાં અજબનો ચમત્કાર કર્યો અને ગામના ગામ દારૂ અને માંસ છોડવા લાગ્યા અને પોતાની પ્રતિજ્ઞાઓ રાજમોહિની દેવીના ચરણે ધરવા લાગ્યા. આખા પ્રદેશમા ઝડપથી

રાજમોહિનીનો પ્રભાવ વધવા માંડ્યો. અને તેના અસંખ્ય અનુયાયીઓ ઊભા થવા લાગ્યા.

દશ દશ, વીસ વીસ હજાર માણસો રાજમોહિનીના બોલાવવાથી ભેગા થવા માંડ્યા, તે જોઈને સરકારી અમલદારો મુઝાયા અને સરકારને ભભેરણી કરી કે આ એક જાતનું વિદ્રોહી સંગઠન છે. અને તેનું ધ્યેય સરકારને ઉથલાવવાનું છે. આવી ભંભેરણીને કારણે એક વખત જ્યારે રાજમોહિનીના પ્રમુખસ્થાને હજારો આદીવાસીઓ ભેગા થયા હતા ત્યારે તેને વિખેરવા સરકારે બળ વાપર્યું અને તેમાં ત્રણ માણસોએ જાન ગુમાવ્યો.

રાજમોહિનીના આ વર્ચસ્વ અને પ્રભુત્વને યોગ્ય દિશામાં વાળવા માટે શુભ પ્રસંગ આવી ચડ્યો, અને વિનોબાજીની પદયાત્રા મધ્યપ્રદેશમાં ગોઠવાઈ. આ પદયાત્રા અને ત્યારબાદ પાંચ છ મહિના મહાન્ લોકસેવક બાબા રાઘવદાસ સાથે રાજમોહિની સતત એ પ્રદેશમાં ફર્યાં તેણે તેની આખી કાર્ય દિશા ફેરવી નાખી.

રાજમોહિની દેવીમાં અનાયાસે, અકસ્માત, કે કોઈ દૈવી પ્રેરણાથી પોતાના દેશ બાંધવોની સેવા કરવાની ભાવના અને નિષ્ઠા જાગ્યા હતા તે એક હકીકત હતી અને આ ભાવનાનો તે પોતાની બુદ્ધિ શક્તિ અને સૂઝ પ્રમાણે ઉપયોગ કરતી હતી—આ ભાવનાને સાચું પોષણ પૂ૦ વિનોબાજી અને બાબા રાઘવદાસ પાસેથી મળ્યું અને રાજમોહિની ગ્રામદાનના કામમાં લાગી ગઈ.

બાબા રાઘવદાસ સાથેના ૫-૬ મહિનાના પગપાળા ભ્રમણે-સત્સંગે-અને અનુભવે તેમને સૂત્રાત્મક ભાષામાં વાત કરવામાંથી ૧૫ થી ૨૦ મિનિટ પ્રવચન આપવા સુધીની શક્તિ આપી છે અને આજે ગામડે ગામડે ફરી ગ્રામદાન ઝુંબેશ ચલાવી રહ્યાં છે. આ ઝુંબેશ દ્વારા તેમણે એકસોથી વધુ ગ્રામદાન મેળવ્યાં છે.

રાજમોહિનીના સાત સંતાનોમાંથી ચાર સંતાનો હયાત છે અને તેમને તે પોતાની સાથે જ રાખે છે—ને એક જાહેર વ્યક્તિ બની ગઈ પછી પોતાના પતિ સાથે રહેવાનું છોડી દીધું છે અને પોતાના આશ્રમમાં રહે છે—આમ છતાં તે પોતાના પતિનું ધ્યાન રાખે છે અને અવારનવાર તેમને મળી આવે છે.

કેટલીક દંતકથાઓને બાદ કરી લઈએ તો પણ આ આખી કથા ચમત્કારિક અને આશ્ચર્ય પમાડનારી તો છે જ. એક અભણ, અજ્ઞાન આદીવાસી ગરીબીમાં જીવતી સાત બાળકોની માતાને લાંબી ઉંમરે કશા અભ્યાસ કે ચિંતન વગર પોતાની પ્રજાની સેવા કરવાની તમન્ના કેવી રીતે, અને ક્યાંથી જાગી?

દંભરહિત, સાદી અને સરળ એ સેવા-મૂર્તિની અમે વિદાય લીધી ત્યારે તેણે નમ્રતાથી કહ્યું, 'હમ તો જંગલમેં રહતે હૈં—હમારા ખ્યાલ કરના ઔર ફિરસે આનેકી કૃપા કરના.'

* * *

## હૂંફ

આજના એક મશહૂર શિલ્પી જુવાનીમાં પેરિસમાં કલાનો અભ્યાસ કરતા. એનું નામ છે ગુસ્ઝન તોરગ્વમ. ઘણાખરા વિદ્યાર્થીઓની માફક અભ્યાસના ખર્ચને પહોંચી શકવામાં તેને પણ ખૂબ જ તકલીફ પડતી. શિયાળામાં તેનાં કાર્ય-ખંડમાં ઉંખાથી ટાઢી સુસવાટા મારે! પણ તાપવાની સગડીમાં નાખવાનું બળતણ ગુસ્ઝન પાસે હોય તો ને! પણ તે બુદ્ધિશાળી જીવે એક કીમિયો કર્યો. સગડીની અંદર એક મીણબત્તી સળગાવીને તેણે મૂકી પછી સગડીની બારી આગળ લાલ કાગળ ચોડી દીધો. અંદરથી આવતો મીણબત્તીનો પ્રકાશ લાલ કાગળમાંથી ગળાઈને તાપણાના ગુલાબી અગ્નિ જેવો આભાસ એવો તો ઊભો કરતો કે જરા પણ તકલીફ વગર એ 'આભાસ'ની 'હૂંફ'માં કલાકાર પોતાની સાધના ચાલુ રાખી શકતો.

# ગ્રંથાવલોકન

**પ્રીઝન ઍન્ડ ચૉકલેટ કેક: લે૰ નયનતારા સહગલ; જયકો પ્રકાશન, મુંબઈ; પૃ૰ ૧૯૨; કિ૰ ૨-૫૰.**

• આ એક ઘણું જ સરસ પુસ્તક છે. એક તો એની લખાવટ ઘણી જ સરળ, સચોટ અને માર્મિક છે તે કારણે. બીજું, લેખિકાના ભાવુક, ઋજુ, રસિક અને વિનમ્રપૂર્ણ વ્યક્તિત્વનો અહીં પ્રભાવક અને પ્રેરક પરિચય સાંપડે છે, તે માટે. ત્રીજું, આ આત્મકથાત્મક સંસ્મરણ લેખનમાં ક્યાંય જ મિથ્યા આડંબર નથી કે ખોટી ધામધૂમ નથી, સીધો હૃદયનો પ્રવાહ અહીં ઝીલાયો છે, તેથી. આમ થવું કેટલું કપરું છે એ તો સૌ જાણે છે પોતાની, પોતાના કુટુંબની અને સંપત્-સિદ્ધિની વાત કરવા બેસતું જાતે જ લપટાણી પ્રકૃતિ છે, અને તેમાંય અહીં આ સંસ્મરણો તો યશસ્વી નેહરુ કુટુંબને કેન્દ્રમાં રાખીને રચાયાં છે ત્યારે તો તે વધુ કપરું થઈ પડે. પણ અહીં એવું કશું જ નથી થયું.

મૂળ રત્નાગીરી (મહારાષ્ટ્ર)ના બામ્બુલી ગામના પંડિત સીતારામ લંડન જઈને બૅરિસ્ટર થઈ આવી કાઠિયાવાડમાં સ્થાયી થયા. તેમના પુત્ર રણજિત પણ બૅરિસ્ટર થઈ આવ્યા. મહારાષ્ટ્રની વિદ્યામાં સૌરાષ્ટ્રની સજ્જનતાનો ઉમેરો થયો અને સંસ્કૃત-અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ અને કાયદાના મહારથી રણજિતનું વ્યક્તિત્વ ખીલી ઊઠ્યું.

ઉત્તર પ્રદેશમાં અલ્લાહાબાદ ખાતે ધનવાન દેશ-સેવક બૅરિસ્ટર મોતીલાલ નેહરુની પુત્રી સરૂપકુમારી (લગ્ન પછી જેનું નામ વિજયાલક્ષ્મી થયું) સાથે રણજિત પંડિતનું લગ્ન થયું. રણજિત પંડિતે શ્રુ૰ પી૰ વામ સ્વીકાર્યો. આ દંપતીની પુત્રીઓ—નયનતારા, ચંદ્રલેખા અને રીટા—પૈકી મોટી દીકરી નયનતારાએ આલેખેલાં સંસ્મરણોનું આ પુસ્તક છે.

ચાર વરસની કુમળી નયનતારા અલ્લાહાબાદમાં મામાના ઘર આનંદભવન ખાતે બગીચામાં ફૂલછડી તોડતી હતી ત્યારે તેની બાએ તેને કાનમાં કહ્યું કે ફૂલછડી બાપુને જઈને આપજે. ઉપર દીવાનખાનામાં મહાત્માજી અને બીજા નેતાઓ બેઠા હતા. નયનતારા સમજી હતી કે ફૂલ પપ્પાને આપવાનાં છે. તેણે જઈને ફૂલ પપ્પાને ધરી દીધાં. વિજયાલક્ષ્મીએ કહ્યું કે ફૂલ બાપુને આપવાનાં છે, આપ. મહેંદ નકિયાને અડેલીને બેઠેલા બાપુ ભણી જોઈને ચાર વરસની નયનતારા કહે છે કે ના, એમને હું ફૂલ નહિ આપું, મને એ ગમતા નથી, તે કદરૂપા છે! બાપુ તેના વાંસામાં હળવો ધબ્બો મારે છે, હસી પડે છે. આ પ્રસંગથી આરંભાયેલી આ સંસ્મરણમાળા મહાત્માજીના અવસાન આગળ આવીને અટકે છે. અમેરિકામાં ભણીને આવેલી લેખિકાને 'મામુ' જવાહરલાલજી બાપુ પાસે લઈ જાય છે. લેખિકા બાપુના ચરણ વંદે છે અને બાપુ તેની સામે હાસ્ય વેરે છે અને વાંસામાં ધબ્બો મારે છે.

પણ આ બે પ્રસંગો વચ્ચેના સમયગાળા દરમિયાન તો ગંગા-જમનાનાં કેટલાંયે નીર જઈને સાગરમાં સમાયાં હશે! દેશમાં ને દુનિયામાં કેટલી વીતી ચૂકી હશે! નયનતારા પોતાની આસપાસ જે ગુજરી તેનું હૃદયંગમ વર્ણન આપે છે. સાહિત્ય-શોખી, ખડતલ અને આનંદી મિજાજના રણજિત, તેમનો પુત્રી પ્રેમ, તેમની 'ખાદી' ખાતેની જાયદાદ, તેમની શિક્ષણ વિશેની ચિંતા, જેલમાં તેમના અનુભવો અને દેશની ઉથલપાથલ દરમિયાન કુટુંબની કેવળ અ-ઘર સ્થિતિને કારણે બાળકોનું શિક્ષણ કયાંક બગડે નહિ તે માટે તેમને અમેરિકા મોકલવાનો નિર્ણય, પોતે જેલમાં, બીજું વિશ્વયુદ્ધ તોળાઈ રહ્યું છે, અને પુત્રીઓ રજા લેવા જેલ મુલાકાતે આવે છે ત્યારનું સમ્મેલન અને પુત્રી અમેરિકા છે તે દરમિયાન જ જેલમાંથી છૂટ્યા બાદ તેમનું અવસાન થાય છે તે પ્રસંગ. પુસ્તકનો આ પ્રથમ કાંડ છે.

વિજયાલક્ષ્મી, આનંદભવન, આનંદભવનનો પરિવાર, નોકર-ચાકર, 'મામુ' જવાહરલાલ, આનંદભવનના નામી-અનામી મુલાકાતીઓ—બસ, વાંચ્યે જાઓ. અહીં સંઘરાયેલી સામગ્રી માત્ર રસિક અને રોચક જ નથી, અવશ્ય છે. ગાંધીજીને જનરલ

સ્મટ્સ સાથે દક્ષિણ આફ્રિકામાં કામ પડ્યું હતું. યુનોમાં વિજયાલક્ષ્મી હિંદીપ્રતિનિધિ લેખે દક્ષિણ આફ્રિકા સામેની રજૂઆત કરવા ગયાં ત્યારે બાપુએ તેમને કહ્યું હતું કે જનરલ સ્મટ્સના આશીર્વાદ માગજો. ફીલ્ડ માર્શલ સ્મટ્સ સામેની વિજયાલક્ષ્મીની રજૂઆત પૂરી થઈ, સ્મટ્સે પગે લાગી લીધું, પછી વિજયાલક્ષ્મીએ જનરલને મહાત્માજીએ આશીર્વાદ માગવાનું કહ્યું હતું તે વાત જણાવી! સ્મટ્સ કહે, દીકરી, આશિષ છે. તું જીતીશ, પણ તે વિજય કાલો-કાલો લાગશે. મતદાન થાય તે અગાઉ તો સ્મટ્સ સ્વદેશ ચાલ્યા ગયા હતા. મતદાન થયું, ભારતની દરખાસ્ત પસાર થઈ, પણ સ્મટ્સના પયગંબરી શબ્દોય સાચા ઠર્યા!

'૩૦–૩૫ના વરસોમાં યુ૦પીના પ્રધાન બનેલાં વિજયાલક્ષ્મીને ટિફિન આપવા સચિવાલય ગયેલી કૉન્વેન્ટમાં ભણતી નયનતારા મહામોટી ઇમારતમાં આપેલી ચૉકલેટની ઉપરનું રેપર ફેંકવા કચરાપેટી શોધે છે, એય નહોતી! તેણે મૂકવા માટે ગોવિન્દ વલ્લભ પંત, મુખ્યમંત્રીને વિનતી કરી તે પ્રસંગ અને અમેરિકામાં ચિક્કાર બસમાં પ્રવાસ કરતી જવાહરલાલની ભાણેજીની સામે બેઠેલા નેવી સૈનિકો એમની-મજાક એક પરિચિત અમેરિકન છોકરી કહે છે, આ કોણ છે, ખબર? આ છે પ્રાઇમમિનિસ્ટર નેહરુની ભાણેજી! આંખ મીચકારીને પેલો નેવી-સૈનિક કહે છે, એમ તો આનેય તું ક્યાં ઓળખે છે, પ્રમુખ હેરી ટ્રુમેન આનો બાપ છે! આવા પ્રસંગોની તો હારમાળા છે.

આ અને આવી અનેક અણજાણી કે ઓછી જાહેર વાતો માટે, લેખિકાના અમેરિકા વસવાટ અને અભ્યાસનું ચિત્ર મેળવવા માટે અને સૌથી તો મહાત્માજી, જવાહરલાલ અને વિજયાલક્ષ્મીના વૈયક્તિક અને નજીકના દર્શન માટે તેમ જ રાષ્ટ્રીય ચળવળની માહિતી માટે આ પુસ્તક જ વાંચવું રહ્યું.

મૂળ લંડનની પ્રકાશક પેઢીએ ૧૯૫૪માં પ્રગટ કરેલ આ પુસ્તકની ભારતીય આવૃત્તિ કાઢીને જયકો પ્રકાશન સંસ્થાએ ભારે મોટી સેવા કરી છે. —કે૦

**આરોહણ:** લે૦ સાકિન કેશવાણી; મુખ્ય વિક્રેતા, સુરાલય કિતાબમાલા, ભાવનગર; મૂલ્ય, રૂા. ૧–૫૦.

પ્રા. શ્રી અનંતરાય મ૦ રાવળ તથા શ્રી વિજયરાય ક૦ વૈદ્યના આવકાર-આશીર્વાદ સાથે પ્રગટ થતો ૯૨ ગઝલો-મુક્તકો-ગીતોનો, ઉપરણાના શિખાઉ ચિત્ર તથા કેટલીક જાહેરાતોને લીધે દેખાવે અનાકર્ષક લાગતો આ સંગ્રહ આપણા એક આશાસ્પદ યુવાન ગઝલકારનું પ્રથમ પ્રકાશન છે.

દુઃખોને બદનામ ન થવા દેવા 'મલકના દોર કેરું આવરણ રાખે' આવતા આ શાયર 'કિરણ પાછાં ધરી દઉં સૂર્યને, જો આરતી આપે' જેવી કલ્પક તરંગી, તો ક્યારેક 'આ સ્વપ્નને લીધે જ જમાનામાં જીવું છું' જેવી મીઠી ખુમારી બતાવે છે. 'ખુશ્બૂ કહો ક્યાં ફૂલની જાગીર હોય છે?' અથવા 'આલમની કોઈ ચીજ અમારે ખપની ના' પંક્તિ ને ખ્યાતિબિંદુ હો યા શરાબબિંદુ, જેવી આકર્ષક બાનછટા સાથે 'ગગન ઊંચે ને ઊંચે જાય છે મુજ ઉડ્ડયન સાથે' જેવી બાલપનના પણ સાકિન દાખવે છે જ; પરંતુ પ્રણયભાવ રજૂ કરવામાં શાયર મનોહર અદા વધુ દાખવતા જણાશે. 'ખરી જાતું પાંદું સુંદર ગગન છોડી મિનારાને, તમારી આંખના મોઘમ ઇશારા ક્યાં જઈ પહોંચ્યા?' કે 'પાલવ મહીં પવનને લપાવવાની તક મળી, મુજને મળ્યો ન લાભ' મુકદ્દરની વાત છે' જેવી ઉક્તિઓ કવિની નાજુક વિશિષ્ટતા નીવડે છે.

'પાત્રતા', 'જીવું છું', 'અકસીર હોય છે,' 'મનીષા' 'પાગર્યા કરે છે', 'બિરહાવની ભારે પડી', 'વૈશાખની સેજ', 'મુકદ્દરની વાત છે' કે 'નિર્માણને પથે' જેવી રચનાઓ ધ્યાનપાત્ર છે. ક્યારેક આરંભ જ જોરદાર થાય છે અને ઠીક ઠીક સંખ્યામાં પ્રસ્તુર કથનભાવ-વિચારની સીધી અભિવ્યક્તિની શિથિલતાવાળી રચનાઓ પણ છે. 'જીવનનું સમર્થન કરવા', 'જિંદગીમાં તું હજી કંઈક વધારો કરજે', 'હજારો દિલનું એકીકરણ', 'બહારો એટલે...યૌવન એટલે'—જેવી પદ્યનેય ભાગ્યે ન્યાય કરે તેવી આની પણ કવિકલમની ધાર પાંખી પાડે છે. રદીફ–કાફિયાની કૃત્રિમ પરંપરા, 'પ્રધ્યાન' કે અનુસ્વાર અભાવ જેવી લેખનક્ષતિઓ અને પ્રતીક-વર્ણવિન્યાસાદિની રૂઢ મર્યાદિતતા 'આરોહણ'ના કવિને ચેતવે તેવી ગણાય. આ સંગ્રહને ચાળીને રજૂ કરાયો હોત તો ઇષ્ટ હતું.

'સાકિન, બિરાજો લોકહૃદયો કેરા તખ્ત પર' એવું આપણેય ઇચ્છીશું. એની રીત, એનો માર્ગ 'આરોહણ'ના શાયરની દૃષ્ટિ બહાર ન જ હોઈ શકે. —હ૦

# પરિભ્રમણ

આશુતોષ

## જૂનું દરદ, નવો હકીમ

દરદ જેમ જૂનું થાય છે તેમ હઠીલું થતું જાય છે. અન્નના પ્રશ્નમાં, તેમજ ભાવબધારાની બાબતમાં એવું જ બન્યું છે. ઉકેલ ધારવા જેટલો સરળ નથી, પણ જટીલ આંટીઘૂંટીવાળો છે, અને પ્રત્યેક વર્ષ વહી જવા સાથે, ગૂંચમાં ઉમેરો થાય છે. રાજેન્દ્રબાબુ, મુનશીજી, રફી સાહેબ, જૈન, પાટીલ, સરદારજી એમ સૌ કમર કસી ગયા છે. મુશ્કેલી તો ત્યાં છે કે પ્રજાનો એક ઘણો જ અનુભવી અને દેશના ખૂણેખૂણામાં વ્યાપેલો વર્ગ આમાં સ્થાપિત હિત ધરાવે છે, અને સરકાર એક ઠેકાણે સાંધે, તો તેર ઠેકાણે તે તોડી શકે છે. સુબ્રહ્મણ્યમ્ પાસે ઈલાજ હશે તો પણ તેમણે અખૂટ ધીરજ રાખવી પડશે; સમય લાગશે; નિદાનમાં ફેરફાર કરવો પડશે.

## અનાજ, આદત અને ભાવો

દેશવાસીઓની સ્થિતપ્રજ્ઞતા ઘણીવાર આપણને દ્વિધામાં મૂકી દે છે, એમ થાય છે કે આ નબળાઈ છે કે આપણા દેશમાં વ્યાપેલો રોગ? દેશના એક ભાગમાં હજારો લોકોના મૃત્યુ ભૂખમરાને કારણે થાય તો આ સમાચાર બીજા ભાગમાં વર્તમાનપત્રોની કટારોમાં વાંચતાં કોઈ વ્યથા અનુભવતું નથી.

આજે ભાવોની ઊંચી સપાટીના પ્રશ્ને તેમજ અનાજના ભાવોના પ્રશ્ને, સરકાર અને વેપારીઓ વચ્ચે ઠંડું યુદ્ધ જામી પડ્યું છે શા માટે લોકોએ માત્ર પ્રેક્ષક બની, ગમે તે સ્થિતિમાં મૂકાવાની લાચારી સહન કરવી જોઈએ? ખાંડ, ગોળ કે ચોખા મેળવવા આગલી રાતથી બીજા દિવસની બપોર સુધી કતારોમાં રાહ જોવાનો હઠયોગ જરૂરી છે? વેપારીઓનો એક એવો વર્ગ ફાલીફૂલી રહ્યો છે જે સંગ્રહખોરી કરે છે, કૃત્રિમ અછત ઊભી કરે છે, અને લોકોનાં જીવન સાથે રમત રમી સરકારને હંફાવે છે.

લોકોએ આદત બદલવાની જરૂર છે. ગોળ ન મળે તો થોડો વખત તેને તિલાંજલિ આપી દેવી. તેલના ભાવ આસમાને જાય, તો કેવળ બાફેલાં શાકભાજીથી ચલાવી લેવું મુશ્કેલ નથી. ખાવાપીવાની આદતમાં ફેરફાર કરવાથી, જે પ્રશ્નો સરકાર હલ કરી શકતી નથી તે આપોઆપ ઉકેલાઈ જશે. લોકશાહીમાં સરકારને અનેક મર્યાદાઓ વચ્ચે કામ કરવું પડે છે. લોકોએ વેપારીઓને એટલી ખાત્રી કરાવી આપવાની જરૂર છે કે સંગ્રહખોરીનો કાળાબજારનો માલ, માત્ર ઈયળ અને જીવાત ખાશે–કોઈ તે ખરીદશે નહીં.

## પહેલો સગો પાડોશી

પડોશીઓ સાથે ભારતના સંબંધો સંતોષકારક નથી—નેપાળ, પાકીસ્તાન, બરમા, સિયામ, ઇન્ડોનેશિયા, ચીન અને સિલોન: આ પરિસ્થિતિ દુઃખદ છે એટલે હવે પછી જે પરદેશ-નીતિ આગળ ધપાવવાની રહેશે તેમાં આ બાબતોનો નિવેડો જરૂરી છે. આથી વિદેશ પ્રધાન તરીકે શ્રી. સ્વર્ણસિંગની પસંદગીમાં શાસ્ત્રીજીએ દીર્ઘદૃષ્ટિ વાપરી છે. આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે ભારતની શાન ઊંચી છે. પરંતુ જે થોડી નિષ્ફળતા ઉપરોક્ત દેશો સાથેના વ્યવહારમાં મળી છે તેને માટે સરદારજી પાસે બહોળો અનુભવ અને પંડિતજીની પ્રેરણા બન્ને છે, તો સુધારાની આશા અસ્થાને નથી.

## પંચાયતો આગળ આવે

ગામડું રાષ્ટ્રજીવનમાં કેન્દ્રસ્થાને રહે તેવી ગાંધીજીની અભિલાષા, પંચાયતરાજ સ્થપાતાં અને સત્તાનું વિકેન્દ્રીકરણ થતાં, મૂર્ત બની છે. હવે સવાલ એ છે ગ્રામપંચાયતોએ જવાબદારી ક્યાં સુધી લેવી? ગામડાનું હીર આજે શહેર ચૂસી લે છે અને બાકી રહે છે નિષ્પ્રાણ ગ્રામ્ય ખોળિયું! ત્યારે, ગામડાંએ પોતાની પ્રતિષ્ઠા સ્થાપવી જ રહી. આને માટે દરેક પંચાયતે પોતાના ગામડાંઓમાં આકર્ષણ ઊભું કરવું પડશે. ખેડૂત પાસે હજુ પણ રાષ્ટ્રની સમૃદ્ધિની ચાવી છે, અને તે ધારે તો

શકે છે? દરેક ગામ નિર્ણય કરે કે પોતાની, તેમજ આજુબાજુના ગામડાંની ભૂમિમાંથી જે કાંઈ ઉપજે, તે જીલ્લાના સહકારી મંડળી દ્વારા, દેશને આપશે તો, ગામડાંનો ખેડૂત શહેરી દલાલોની અને શાહુકારોની નાગચૂડમાંથી મુક્તિ મેળવશે. દરેક ગામડાને તેની વિશિષ્ટતા હોય છે તેનો ખ્યાલ રાખી વિકાસ કાર્યક્રમ ઘડાય, રસ્તાઓથી સાંકળાય, વ્યવહાર અને ટપાલથી જોડાય, વીજળીથી પ્રકાશિત થાય, કેળવણી અને અક્ષરજ્ઞાન અપાય તો ગામડાની રોનક બદલે અને શહેરી જીવડો, નવીનતાની ખાતર, પણ ગામડામાં આવતો થાય અને એ પૈસા વેરતો જાય ગ્રામપંચાયતો ગામડામાં આકર્ષણ પૂરે તો શહેરીકરણનો પ્રવાહ અટકે.

## કાળની ખંજરી

ત્રણ ઘટનાઓનું મહત્ત્વ બાજતી બદલાતી દુનિયામાં શ્યામ રંગની બાગ પુકારે છે. રાષ્ટ્રસંઘ પરિષદમાં આ વર્ષે કાળા રંગનું પ્રતિનિધિત્વ મોખરે રહ્યું અને તેનો અવાજ વિશેષ સંભળાયો તે સૂચક એંધાણી છે. કેટલાક લોકો રાષ્ટ્રસંઘ પરિષદની છેલ્લી યાદીમાં ભારત-પાકના પ્રશ્નોના ઉલ્લેખને મોટો બનાવ ગણી; વાવટોળ ઊભો કરે છે, તેઓ મહત્ત્વની વાત ભૂલી જાય છે કે બરમામાંથી, પહેરેલે કપડે ભારતવાસીઓની થતી હકાલપટ્ટી પચાવી લીધા પછી, માત્ર યાદીના શબ્દો ઉપર રાષ્ટ્રનું ગૌરવ સ્થાપી શકાય નહી. વાળ ખંખેરીને ઊભા થતા આફ્રિકાના સિંહને પરિષદમાં એ કોઈએ જોયો.

ભારતના ઉપ-પ્રમુખ ડૉ૦ ઝાકીર હુસેનની ઉત્તર આફ્રિકાના ટ્યુનીસ, મોરોકો અને અલ્જીરિયાની યાત્રા એટલા માટે મહત્ત્વની છે કે ભારતના પગ તળેથી જે રેતી સરી રહી છે, તે સરકતી હોય, તો, એક દુર્ભાગ્યની શરૂઆત ગણાય. પરંતુ આ રાષ્ટ્રોમાં પ્રવર્તતી ભારત માટેની દુર્ભાવનાનું ડૉ૦ હુસેને સમર્થન કર્યું છે તે અત્યારે તો આશ્વાસન પ્રેરે છે.

આફ્રિકન એકતા પરિષદ (OAU) કેરો ખાતે તાજેતરમાં મળી, અને એની પૂર્ણાહુતિ પ્રસંગે આરબ જગતના વડા નાસરે ગોરાની વડાઈ શક્તિનો નિર્દેશ કર્યો તેનું મહત્ત્વ સમજવું અઘરું નથી. અહીં જે કાંઈ થયું, અને ઘાનાના એન્ક્રુમાહ સામે પ્રેસિડેન્ટ ન્યેરેરે ચેતવણી આપવા ઊભા થયા, તે આફ્રિકન રાજ્યોની પ્રૌઢ બુદ્ધિમત્તા દર્શાવે છે. પરંતુ નેહરુની વિદાય પછી, પ્રગતિશાળી ખંડોનો તખ્તો કેરો ખાતે રચાય છે અને આરબ દુનિયાના તારણહાર, અંધારિયા ખંડના ધ્રુવતારક બની શકે એવો આડકતરો નિર્દેશ, ફીલ્ડ માર્શલ અમરની વાણીમાંથી મળી રહે છે; કેમકે લડાયક તાકાતમાં, નાસરે બોલવા કરતા કરી બતાવવું અસરકારક માન્યું છે.

## શયતાન હસે છે

કોઈ શુભ કાર્યના આરંભ વેળાએ શયતાનની હાજરી, પ્રચ્છન્નરૂપે પણ, અવશ્ય હોય છે જુલાઈની ત્રીજી તારીખે અમેરિકી પ્રમુખ જોન્સને, કાળાવર્ણના લોકોને, સમાન નાગરિક હક્કો આપતા ખરડા ઉપર સહી કરી ત્યારે પણ સેતાનના મુખપર મલકાટ પથરાયો હશે. કેમકે ત્યાર પછીથી હબસીઓ ઉપર અત્યાચારો અને ખૂની હુમલાની પરંપરા ચાલી છે અને રંગભેદને પોષતા અમુક પ્રાંતોમાં ભારેનો અગ્નિ ભભૂકી રહ્યો છે. સર્જાતા ઇતિહાસમાં, આ ખરડાનું મુલ્યાંકન થવું બાકી છે. માનવતાના ઇતિહાસમાં civil Rights Bill સુવર્ણાક્ષરે અંકિત થશે.

## પ્રગલ્ભ લોકશાહી

આગામી નવેમ્બર માસમાં થનારી અમેરિકન પ્રમુખની ચૂંટણીની તૈયારીઓ શરૂ થઇ ચૂકી છે. જુલાઈની અધવચમાં સાન્ફ્રાન્સિસ્કો રાજ્યના કાઉ પેલેસ ખાતે રિપબ્લીકન પક્ષના અધિવેશનમાં સેની ગોલ્ડવોટર વિજયી બન્યા છે તેના પ્રત્યાઘાતો વિચિત્ર પડ્યા છે. હવે ઓગસ્ટની ૨૪મી તારીખે ન્યૂજર્સી રાજ્યના એટલાન્ટિક સીટી ખાતે ડેમોક્રેટોનું અધિવેશન મળશે-તેમાં અત્યારના પ્રમુખ જોન્સન શક્ય ઉમેદવાર છે. ઉપ-પ્રમુખની ચૂંટણી પણ વિશેષ મહત્ત્વની બનશે કેમકે અસાધારણ સંજોગોમાં તેણે પ્રમુખ બનવાનું હોય છે.

અમેરિકાની પ્રજા શાણી છે. મતનો ઉપયોગ



[અનુસંધાન પૂઠાં પાન-૩

## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ટેલિફોન નબર ૨૦૪

રજીસ્ટ્રેશન નબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'

તા ૧૮-૯-'૫૬ તા ૨૦-૬-૬૩

સભાસદ સખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભડોળ | રૂા ૧ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભડોળ | રૂા ૦ ૭૯ લાખ |
| અનામત ભડોળ | રૂા ૦ ૨૮ લાખ |
| અન્ય ભડોળ | રૂા ૦ ૩૮ લાખ |

સઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી –

આ સઘ મારફત સયોજીત સહકારી મડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર બીયારણુ જતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે

આ ઉપરાત નિયત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાંડ સીમેન્ટ લોખડ વિગેરે વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે તેમજ સુકો મેવો, લવીગ ખજૂર વિ૦ પૂરા પાડવામાં આવે છે .

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરસન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ 'ક

રજીસ્ટર નબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભડોળ રૂા ૦૬૧ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સઘ લિ૦ ના સહકારથી ખાડ, વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનુ કાર્ય–સઘ સચાલિત ઓઈલ મિલ દ્વારા–કરવામા આવે છે

કેમ કરવો, તે કોઈની પાસે શિખવાની તેને જરૂર નથી. વળી ત્યાં જે કોઈ પ્રમુખ તરીકે ચૂંટાઈ આવે, તે હોદ્દા ઉપર આવ્યા પછી રાષ્ટ્રનું હિત જ નજર સમક્ષ રાખે છે. ભારતમાં જે લોકો એમ માને છે કે ગોલ્ડવોટર પ્રમુખ તરીકે આવશે તો દુનિયા પાતાળમાં જશે તેમને અમેરિકન લોકશાહીનો અભ્યાસ નથી. ત્યાં આગળ રાષ્ટ્ર પ્રથમ રહે છે— વ્યક્તિ પછી; આપણે જાણવા જેવું કાંઈ હોય તો એટલું જ.

## વિરલ વાનપ્રસ્થાશ્રમ

૧૯૦૧થી લાગલાગટ ૧૯૬૪ સુધી બ્રિટનની આમસભાના સભ્ય રહ્યા પછી, વયોવૃદ્ધ બનેલા શ્રી. ચર્ચીલ વાનપ્રસ્થ સ્વીકારે છે, તેનાથી જગતના એક મહાન પુરુષની સક્રિય કારકિર્દીનો અંત આવે છે. સર વિન્સ્ટન શરીર ચાલ્યું ત્યાં સુધી, પૈડાવાળી ખુરશીમાં બેસીને પણ, તેમને પ્રિય આમસભામાં અવશ્ય હાજરી આપતા રહ્યા. છેવટે, બે કલાક બેસવાનું પણ અશક્ય લાગ્યું ત્યારે ૨૮મી જુલાઈએ બ્રિટિશ લોકશાહીના મંદિર સમી આમસભાના અધ્યક્ષની ખુરશીને વંદના કરી છેવટની વિદાય લીધી. બીજે દિવસે, તમામ પક્ષોની અનુમતિથી, તેમની સેવાને અને જીવનભરની રાષ્ટ્રભક્તિને અંજલિ આપતો ઠરાવ ઘડી કાઢવામાં આવ્યો અને સર એલેક, વીલ્સન જેવા ઉચ્ચતમ પ્રતિનિધિઓનું મંડળ, શ્રી ચર્ચીલના નિવાસસ્થાને જઈ, દેશવાસીઓની અંજલિની તેમને જાણ કરશે. અને પ્રભુને પ્રાર્થના કરશે 'શતં જીવ શરદ:'

## રેન્જર–૭

ચન્દ્રમામાં ડોશી રેંટિયો કાંતતી હોય એવું રેન્જર–૭ તરફથી મોકલાયેલી ચાર હજાર ઉપરની કોઈ તસ્વીરમાં દેખાયું નથી. દસ ફૂટ લાંબા અને ૮૦૬ રતલ વજન ધરાવતા અમેરિકન રેન્જર–૭ની પ્રામાણિકતા, કાર્યદક્ષતા અને આત્મવિલોપન માટે આપણી પૃથ્વીના વૈજ્ઞાનિકો જે પ્રશંસા વેરે છે તે યથાયોગ્ય તો છે જ. પૃથ્વી ઉપરના યંત્રોથી આટલે દૂર રેન્જર–૭ના યંત્રોને વશવર્તી રાખવા અને ધારેલી ચોકસાઈથી કામ લેવું તે આખી પ્રક્રિયા હેરત પમાડે છે. સાધ્ય કરતાં સિદ્ધિ મહત્ત્વની બની રહે છે.

તાજેતરમાં ભારતની ટ્રોમ્બેખાતેની અણુપ્રયોગશાળાની સિદ્ધિઓનાં ભારોભાર વખાણ થયા હતા. પરંતુ આ વિષયની સરખામણીમાં હવે રેન્જર–૭ને નજર સમક્ષ રાખવાની પરિસ્થિતિ નિર્માણ થઈ છે.

## ચિનગારી

અગ્નિ–એશિયામાં હંમેશા ભારેલો અગ્નિ ભભૂકી રહ્યો છે. વીયેટનામ જેવડા ભૌગોલિક દૃષ્ટિએ મહત્ત્વ ધરાવતા સ્થાનમાં પગદંડો જમાવવાની મહાસત્તાઓની વૃત્તિએ ત્યાં શાંતિને સ્થિર થવા દીધી નથી. બલકે એક પછી એક તણખા ઝરતા રહ્યા છે. તાજેતરના 'મેડોક્સ' ડીસ્ટ્રોયરના બનાવે અને ત્યાર પછી અમેરિકી પ્રમુખે છોડેલા હુકમોને કારણે, ક્યારે ભડકો થઈ પડે તે કહેવાય નહીં, એમ લાગે છે, અને ત્યારે દિલ દુભાય છે—કે આજે નેહરુ હોત તો! શાંતિના કાર્યને આગળ ધપાવવા જાણે સૌની ઇચ્છા મરી ચૂકી છે.

## ભગવો લહેરે

ભીતર ભગવો લહેરે રે,
મારા હરિવરની લ્હેરે.

જીવતે જીવ ખડકી ચિતા જલાવી
ને હોમ્યાં અંગે અંગ;
જ્યાં જોઉં ત્યાં ઝળહળે હવે
ગુપત ગેરુ રંગ:
દુનિયાને સબ ટેરે રે—
મારા હરિવરની લ્હેરે.

કાળનો એક કબાડી ઊભો
હાટવાટે વિકરાળ;
કોઈ ધ્રૂજે, કોઈ મૂસકે, હું તો
તાળી દઉં તત્કાળ:
ઈ તો ખોટુકડો ખખેરે રે—
મારા હરિવરની લ્હેરે.

અમી વરસે મેહુલા જ્યારે
ભીતર હોય ભસમ,
ભડકામાં મેં તો ભાળ્યું, વીરા!
લીલું લીલું છમ:
હું હેરું, કોઈ હેરે રે—
મારા હરિવરની લ્હેરે.

મકરન્દ

# વિશ્વમાનવ



સ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મુખપત્ર
પ્ટેમ્બર ૧૯૬૪

# વૈષ્ણવજન



વર્ષ ૩ • અંક ૬ • સપ્ટેમ્બર : ૧૯૬૪

અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ આફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવુ અંક સિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવુ નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ ધર્મ શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજુ હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

પ્રસિદ્ધ થયેલી સામગ્રીનો ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે


લવાજમ
દેશમાં (વરસનુ) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ
વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
ફોન નં. ૮૮


પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ


....પરંતુ દેના બેંક ના
સેવિંગ્ઝ કાઉન્ટર પર
આપે ખોટી નહી થવું પડે —
દેના બેંક
સેવિંગ્ઝ એકાઉન્ટ-વ્યાજ ૩ ટકા
દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિમિટેડ
રજીસ્ટર્ડ ઓફિસ દેવકરણ નાનજી બિલ્ડીંગ્ઝ,
૧૭,હોર્નિમેન સર્કલ મુંબઈ ૧



## હરિનાં ઘેલાં

મકરંદ દવે

સંત ફ્રાન્સિસના કલેજાના ટુકડા સમો એક શિષ્ય હતો. નામ જ્યુનીપર. બીજાનું દુઃખદળદર જોઈ ન શકે. પોતાનું બધું ય લૂટાવી દે-અને કાયાને ઘસી નાખે ત્યારે તેને જંપ વળે. ભારે ભોળિયો ને ભાવઘેલો. સંત ક્લેર એને 'ભગવાનનું રમકડું' કહેતાં. કાંઇક ઊંધું ચત્તું ન કરી આવે તો એ જ્યુનીપર નહીં. પણ સંત ફ્રાન્સિસ પછી આશ્રમમાં ઓલિયા આદમીને બદલે વહેવારુ જગડાહ્યાનું રાજ બેઠું. એકમાત્ર ભગવાન પર ભરોસો રાખી જીવનારા હાંસીને પાત્ર બન્યા. આશ્રમના નિયમોનું ચૂસ્ત પાલન કરનાર પ્રભુના ચુનંદા સેવકો કહેવાયા ઘંટ વાગે ત્યારે ઊઠવું, પ્રાર્થનાની કસરત કરવી, ખીચડું ખાઈ લેવું, સેવાનું ફારસ કરવુ ને ઘંટ વાગે ત્યારે ઘોંટાઈ જવું—એમાં ઇસુપ્રભુનાં પગલાં આવી જતાં. સંત ફ્રાન્સિસનું સેવાધામ બાવાની બેરેક બની ગયું. પણ આવી પલટનમાં જ્યુનીપર જેવાનો કયાંથી મેળ બેસે? ડગલે ને પગલે તેનાથી કાંઇ ને કાંઈ ભૂલ થઈ જતી. અને ઉપરી અધિકારીનો ઠપકો ખાવો પડતો. જ્યુનીપર તો પોતાનો જ વાક જોનારો, એટલે માથું નીચું કરી સાંભળી લેતો.

આશ્રમના અધિકારીઓએ નિયમ કર્યો હતો કે કોઈએ પોતાની કોઈ પણ ચીજ ગરીબોને આપી ન દેવી. સંત ફ્રાન્સિસ બે હાથે બધું ય લૂંટાવી દેતા હતા તે દિવસો પૂરા થયા હતા. હવે તો માલિકીનું માળખું બંધાયું હતું. દરેક ચીજ પ્રભુની છે ને પ્રભુનાં મેલાંઘેલાં બાળકોની છે એ હકીકત કોણ માને! જ્યુનીપર જેવાને તો અંગ ઉપરના કપડાં પણ ગરીબોને આપી દેવાની મનાઈ હતી. આવું ગાંડપણ કેમ ચલાવી લેવાય? પણ જેના હૈયામાં ઘેલછા ઘર કરી ગઈ હોય એ રોકયો કેમ રહે? એકવાર એક ભિખારીએ લાંબો હાથ કર્યો. જ્યુનીપર પાસે કાંઇ નહોતું. તેણે કહ્યું:

'જો, ભાઈ! મારા ઉપરીએ મને આ કફની ઉતારી આપવાની મના ફરમાવી છે. પણ તું મારી પાસેથી આચકી લઇશ તો હું ના નહીં પાડું.'

અને ભિખારીએ તરત જ કફની ઉતારી લીધી. જ્યુનીપરે પોતાના ઉપરીને ઘણું ય કહ્યું કે તેણે નિયમનું બરાબર પાલન કર્યું છે, પોતાને હાથે કફની નથી આપી અને ઇસુ પ્રભુ નારાજ થાય એવું કાંઈ નથી કર્યું. પણ આવી સીધી વાતે ય સમજે કોણ? જ્યુનીપરને આકરો ઠપકો ખાવો પડયો.

આમ સંત ફ્રાન્સિસની સાથે ફરનાર સાધુનું નવા સાધુઓની વચ્ચે અપમાન થતું.

બીજા કોઈને હાડોહાડ લાગી જાય એવા વેણ જ્યુનીપર નરમાશથી સાંભળી લેતો. કારણ કે અહંકારને તો તે ઓગાળીને પી ગયો હતો. પણ પારકી પીડા જોઈ હૈયું હાથ ન રહે ત્યાં એ કરે શું? આ ભોળિયો રાજા ઉપરી અધિકારીને રાજી રાખવા મથતો એમ તો તે રાતાપીળા થઈ જતા.

આવું જ એક બીજીવાર બનેલું. રાબેતા મુજબ, જ્યુનીપરે આશ્રમની માલિકીની ચીજ કોઈ મુફલિસને આપી દીધી હશે. અધિકારી જ્યુનીપરને ખૂબ ધખ્યા. તેમનો અવાજ ફાટી ગયો. ગળુ દુઃખી આવ્યું. જ્યુનીપરને આથી બહુ લાગી આવ્યું. પોતાના અપમાનની તો તેને કાંઈ પડી નહોતી. અધિકારીના દુઃખતા ગળાનો ઈલાજ કરવા એનું મન બેચેન બની ગયું. સાંજે એ ગામમાં ગયો. માંડ માગીભીખી લોટ, ગોળ, ઘી લઈ આવ્યો. મઠમાં આવતાં મોડુ થઈ ગયુ. પણ જ્યુનીપરે પોતાને હાથે શીરો બનાવ્યો. અને અધિકારીના ઓરડા પાસે આવ્યો.

રાત પડી ગઇ હતી. આશ્રમના નિયમ મુજબ દીવાબત્તી ઠારી અધિકારી પોતાના ઓરડામાં સૂતા હતા. ત્યા જ્યુનીપરે બારણુ ખખડાવ્યું અધિકારીએ બારણું ઉઘાડી જોયું તો સામે ઊભો હતો જ્યુનીપર. તેના એક હાથમાં મીણબત્તી હતી, બીજા હાથમાં ઊનાઊના લસલસતા શીરાનું શકોરું. જ્યુનીપરે કહ્યું:

'બાબા, આપ જ્યારે મને મારા વાંક માટે વઢતા હતા ત્યારે આપનુ ગળુ ઘોઘરૂં થઈ ગયું હતું. આપને ગળામા ખૂબ પીડા થઇ હશે. એટલે એના ઉપાય માટે હુ આ શીરો બનાવીને લઇ આવ્યો છું.'

અધિકારી તો ઉલટા વધુ ચિડાઇ ગયા. તેમણે જ્યુનીપરને ચાલ્યા જવા ફરમાવ્યું. પણ જ્યુનીપર જેનું નામ, દયાને એમ દેશવટો દે તો થઇ રહ્યું ને! અધિકારી એને ધમકાવતા ગયા તેમ જ્યુનીપર એને વધુ બોલી ગળું ખરાબ ન કરતાં શીરો ખાવાની કાકલૂદી કરતો રહ્યો. શીરો ખાવા માટે એણે અધિકારીને ફરી ફરી વિનવ્યા. છેવટે અધિકારી માનશે જ નહીં એમ લાગ્યું એટલે જ્યુનીપરે ભોળેભાવે કહ્યું:

'તો બાબા, એટલું કરો. આ મીણબત્તી આપ ઝાલી રાખો ને હું શીરો ખાઈ જાઉં. કાંઇ નાખી થોડો દેવાશે?'

જ્યુનીપરની સરળતા અધિકારીના મક્કમ મનને વીંધી ગઈ. એ તરત જ નીચે બેસી ગયા. અને જ્યુનીપરની સાથે શીરો ખાવા લાગ્યા. મમતાળુ માની જેમ જ્યુનીપરે એના મોંમાં કોળિયા મૂકયા.

જ્યુનીપરની આવી જ કોઇ ઘેલછા વિષે સંત ફ્રાન્સિસ પાસે ફરિયાદ કરવામાં આવેલ ત્યારે તેમણે એટલુ જ કહ્યું હતુ: 'અરે! જ્યુનીપર જેવાનું મારે એક જંગલ હોત તો!' મીરાની વાણી જાણે જ્યુનીપરમાં જીવતી થઇ હતી:

'ઘેલાં રે અમે હરિનાં ઘેલાં,
બાઈ, મુંને ઘેલાંમાં ગુણ લાધ્યો.'



# પરિભ્રમણ

આશુતોષ

## વિશ્વકવિ તુલસી

ચૌદમી ઓગસ્ટે દેશે તુલસી જયતી ઊજવી તેમના પદમા, પચશીલની ભાવના, એ જમાનામા પણ વણાઈ ગઇ હતી

**'તુલસી ઈસ સંસારમેં ભાતભાત કે લોગ; સબસે હિલમિલ ચાલીયે, નદી નાવ સંજોગ '**

વાલ્મીકિની બીજી આવૃત્તિસમા સત તુલસીદાસ પ્રાચીનકાળમાથી આમજનતામા 'રામચરિતમાનસ' દ્વારા રજૂ થાય છે કોઇ વાદ કે પથ તેમને ખપતો નથી તેમની કવિતામાથી કરોડો ભારતવાસીઓને સાસ્કૃતિક ચેતનાની પ્રેરકશક્તિ સાપડે છે તેમનુ દૃષ્ટિફલક સારાયે વિશ્વને આવરી લે છે તુલસીદાસ યુરોપમા જન્મ્યા હોત તો હોમર કે સેક્સપિયર જેટલી વિશ્વનામના અચૂક મેળવી હોત સાદા વિચારને સાદી રીતે મૂકતા, તેઓ મનુષ્ય હૃદયના તારને મૂળમાથી હચમચાવી મૂકે છે

**'તુલસી હાય ગરીબકી કબી ન ખાલી જાય; મૂઆ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય'**

## એકલો જાને રે

ભારતીય સસ્કૃતિની માડણી સાધુસતોની મગલમય વાણી અને આધ્યાત્મિકતા ઉપર થયેલી છે આજે પણ મોટા ભાગનુ લોકમાનસ ધર્મની પ્રણાલિકા છોડવા તૈયાર નથી રામનવમી શિવરાત્રી, જન્માષ્ટમી મહાવીરજયતી કે નવરાત્રિ ઉપર લોકોમા સ્વાભાવિક જ ઉત્સાહ પ્રગટે છે જાહેરાત કરવાની જરૂર પડતી નથી નદાજીએ સાધુસમાજની સેવા માટે જે નવી દિશા ચીધી છે તેની પાછળ મજબૂત માનસિક ભૂમિકા રહેલી છે

સદાચાર સમિતિની હામી જ્યારે થઇ રહી છે ત્યારે જગતમા અનિષ્ટો સામે ઝઝૂમતા કોઈ વિરલ એકદંડિયા વીરની યાદ આવી જાય છે આવો એક ઝળહળતો દાખલો દૃષ્ટિસમક્ષ છે જ–ભૂદાન પ્રવૃત્તિના પિતા વિનોબાજીનો એટલે નદાજીનો નબર બીજો આવે છે તેમની વાત સાચી છે અને તે સફળ થવી જ જોઇએ ભ્રષ્ટાચારમા જે નાનકડા વર્ગને નહો મળે છે તેને પેટનો દુખાવો લાગુ પડયો છે સરકારની કે પક્ષની મજૂરી મળે કે ન મળે, નદાજીનો પથ એકલવીરનો છે

## નેયવેલી

ચોમાસાની અનિયમિતતા તથા ઉનાળામા પાણીની તગીને લીધે હાઇડ્રો–મથક વીજળી શક્તિની માગને મદ્રાસ રાજ્યમા પહોચી શકતા નથી ત્યારે ઉપલબ્ધ લિગ્નાઇટ ખનીજનો ઉપયોગ એક ખુદાઇ દેન સમાન નીવડયો છે ભારતના એક મોટા રાજ્યની, એક જ મોટામા મોટી બહુલક્ષી યોજનાનુ મગળાચરણ આજથી સાત વર્ષ પૂર્વે થયેલુ અને તેનો પ્રથમ તબક્કો ગયા માસની શરૂમા પૂરો થયો નેયવેલીના વિદ્યુતમથકથી આ રાજ્યની વીજળી પૂરવઠાની ૪૦ ટકા જરૂરિયાત સતોષાય છે આ હકીકત યોજનાના કદની સાક્ષી પૂરે છે અત્યારે આ વિદ્યુતમથકની શક્તિ ૨૫૦ મેગા વોલ્ટ છે, જે તબક્કાવાર વધારીને ૩૦૦ સુધી લઇ જવામા આવશે ક્રુશ્ચોવ પોતે આ યોજનામા રસ લઈ રહ્યા છે તે હિંદ–સોવિયેટ ભાગીદારીની આ વિશાળકાય યોજનાની સફળતા માટેની તત્પરતા બતાવે છે લિગ્નાઇટથી વીજળી ઉત્પન્ન કરવા ઉપરાત, રાસાયણિક ખાતર, કાર્બન તથા લિગ્નાઇટનુ બળતણ પૂરો પાડતો બીજો તબક્કો એમદ વર્ષમા શરૂ થયે એક લાખ બાવન હજાર ટન 'યુરિયા' ઉત્પન્ન કરશે, જે વિશ્વનો રેકર્ડ હશે વળી આ યોજનામા આમ જનતાને સસ્તુ બળતણ પૂરી પાડતી ચાર લાખ ટન ઈટો વ્યાપારી ધોરણે મળી શકશે તદુપરાત નાના મોટા સેકડો આનુસગિક ઉદ્યોગો અસ્તિત્વમા

આવશે જેનાથી એક દુર્ગમ પ્રદેશ મદ્રાસ રાજ્યની કામધેનુ બની રહેશે.

### સા વિદ્યા યા વિમુક્તયે

કેળવણીના ક્ષેત્રમાં સિદ્ધિ બતાવવી સહેલી નથી, કેમ કે એ આમાંમાં ફળ આવતાં વાર લાગે છે કોઇ પણ નવતર પ્રયોગના પરિણામો આ ક્ષેત્રમાં પાંચ, દસ કે પંદર વર્ષ જાણવા મળે એટલે સૂચિત ફેરફાર ભાવિ પેઢીને અદશ્ય રીતે દૂરગામી અમર કરી જાય છે. શિક્ષણપ્રધાન ચાગલા આ ક્ષેત્રમાં જે મૌલિકતા દાખવી રહ્યા છે તે પ્રવર્તમાન છતાં આવકારદાયક તો છે જ. ૧૦ ડી૦ એસ૦ કોઠારીના વડપણ નીચે કેળવણી પંચની રચના કરી તેમણે એક આવશ્યક અને સ્તુત્ય પગલું ભર્યું છે. આ પંચનો અહેવાલ તૈયાર થતા હજુ સમય લાગશે; દરમ્યાન ચોથી પંચવર્ષીય યોજનાનો ખરડો તૈયાર થઈ ગયો હશે તેમાં તેની ભલામણો આમેજ નહી થઈ શકે તો કમનસીબી ગણાશે. ભારત જેવડા વિશાળ પરંતુ કેળવણીમા પછાત દેશ માટે આ બાબતની અગ્રતા અપાતી નથી તે દુઃખદ છે વિદ્વાનો અને વિશેષજ્ઞોની ઓછપ બહુ સાલે છે. ભવિષ્યની પેઢીની નીતિમત્તાનો પાયો સુદૃઢપણે નખાય તો, દેશને ભાવિ માટે એક સમર્થ નેતાગણ અને સંસ્કૃતિના મશાલચીઓ મળી શકે.

શ્રી. ચાગલાની તાજેતરની રશિયાની મુલાકાતથી કેળવણીક્ષેત્રને લાભ થયો છે આપણે ત્યા ઊભી થનારી પંદર એન્જિનિયરીંગ કોલેજોમાંથી સાતની જવાબદારી રશિયાએ સ્વીકારી છે; તદુપરાત માધ્યમિક કક્ષાએ વિજ્ઞાનના વર્ગોમાં સાધનોની ઊણપ મોટા પાયા ઉપર પૂરી પાડવા તૈયારી બતાવી છે. તેમજ યુનો ખાતેના એક નિષ્ણાત ડૉ૦ થમોવસ્કીની સેવાઓ ભારતના કેળવણી પંચને અઢાર માસ સુધી ઉપલબ્ધ બને તેવી ગોઠવણ પણ થઇ છે. યુનેસ્કોના આશ્રય નીચે વિવિધ કાર્યક્રમો તો ચાલુ જ છે. જ્ઞાનને કોઈ મર્યાદા કે સીમાડા હોતા નથી. જ્યાંથી અને જ્યારે જેટલું મળે તે પચાવી લેવું એમાં જ રાષ્ટ્રની ઉન્નતિની ચાવી રહેલી છે.

### બોલતી શહાદત

જેમની કરપીણ હત્યાએ આખાયે સાંસ્કૃતિક જગતને જબ્બર આંચકો આપ્યો તે વીર પેટ્રીસ લુમુમ્બાની શહીદી કોંગોમાં પ્રભાવ પાડી રહી છે. ચાર કરોડ પૌંડના ખર્ચે યુનોનું શાંતિદળ હમણા સુધી ત્યા રહ્યું અને વિદાય લીધી ત્યારે ખ્યાતનામ મોઇસ શોમ્બેના હાથમા સત્તાની લગામ આપી. લુમુમ્બા તરફી એક મોટું જૂથ શોમ્બે સામે બળવો કરી કર્યું છે અને દેશનો ⅔ ભાગ કબજે કરી બેઠું છે. પ્રથમની માફક જ પશ્ચિમી રાજ્યો શોમ્બેના પક્ષમાં છે; નૈતિક અને ભૌતિક મદદ આપે પણ ખરા. આફ્રિકાના રાજ્યોમાં શોમ્બે એટલા અળખામણા થઇ પડયા છે કે કેરો ખાતેની પરિષદમાં કોંગોના પ્રમુખ કાસાવુબુ હાજર રહી શકયા નહોતા. લુમુમ્બાનું ખૂન પ્રજા ભૂલી નથી અને શોમ્બેની નેતાગીરી સ્વીકારવા પણ તૈયાર નથી. પરિસ્થિતિ આંતરવિગ્રહ કરતા જરાપણ સારી નથી.

### તણખા

અગ્નિ-એશિયાની ચિનગારી પછી તણખા ઝરતાં રહ્યા છે. ગુરુને પગલે ચેલાઓની કૂદાકૂદ વધી પડી છે અને તુર્કીએ સાઇપ્રસ ઉપર તથા ઇન્ડોનેશિયાએ મલેશિયા ઉપર બળનું પ્રદર્શન કરી બતાવ્યું છે કાલે કોણ શું કરશે તે હવે કહી શકાય તેવું રહ્યું નથી .સાઇપ્રસમાં તો તુર્કી તથા ગ્રીસ બંને નાટોના સભ્યો સામસામા આવી ગયા છે. અને રશિયાએ પણ સાઇપ્રસને લશ્કરી મદદનું વચન આપી પરિસ્થિતિમાં ગૂંચવાડો કર્યો છે. સાઇપ્રસમા યુનોનું શાંતિદળ તો છે જ અને ભારતના જનરલ થિમય્યા તેના વડા છે. પાકીસ્તાન તુર્કીનો પક્ષ લઇ તેમને બદનામ કરવા અવળો પ્રચાર કરી રહ્યું છે.

### વિદેશયાત્રા

ડૉ૦ રાધાકૃષ્ણન્ સપ્ટેમ્બર માસમાં રશિયાની મુલાકાતે જનાર છે એ બનાવ મોટી અગત્યતા ધારણ કરશે. તેમની અમેરિકા તેમજ બ્રિટનની મુલાકાતે એ અસાધારણ પરિણામો આવ્યા હતા અને સ્વ૦ કેનેડીએ હિંદની ગાઢ મૈત્રીમા અમેરિકાનું હિત જોયું હતું. આજે જ્યારે નેહરુ નથી ત્યારે રશિયાથી સારી રીતે વાકેફગાર આપણા વિદ્વાન રાષ્ટ્રપતિ દેશની આબરૂમા ચાર ચાંદ લગાવશે. સંરક્ષણ

અનુસંધાન પુઠા પાન ૩)

# રામરોટી

પ્રકાશ ગજ્જર

પારુ એક રૂપિયો આપતાં બોલી: 'લો ભાઈ, આ તમારા પૈસા! આ રામના પૈસા છે એમાંથી રામરોટી લેજો. લેજો એકલા ન ખાતા...' અને એ રામરોટીએ કેવો ચમત્કાર સર્જ્યો........

એનાં વસ્ત્ર અને જીવન બેયના લીરા ઊડી રહ્યા હતા. આંખમાં અનોખી ચમક હતી એય વીલાવાની તૈયારી કરતી હતી. ભૂખના દુઃખે એ ત્રાગી ગયો હતો. કામ મેળવવાના અથાગ પ્રયત્નો કરીને નિષ્ફળ થઈને હારીને એ હતાશ થયો હતો. ભિખનો વિચાર કરતાં એ શરમથી બેવડ વળી ગયો. એક આખું ડૂસકું નંખાઈ ગયું. પણ ભૂખે શરમને ઢાળી દીધી. ને જાણે કોઈ પાપ કરતો હોય એમ એના મોંમાંથી શબ્દો નીકળ્યા: 'બાબુજી, એ બેનજી! મને ખાવાનું અપાવો!' વિશ્વભરના દલિતોની વેદના વાચારૂપે બહાર પડતી હોય એમ એના થીજેલા ગળામાંથી મહામહેનતે આટલા શબ્દો બહાર આવ્યા.

બાબુજીએ એના તરફ એવી આંખે જોયું કે એ બિચારો ડઘાઈ જ ગયો. આજ પહેલી જ વાર પોતાની વાગ્દત્તા સાથે એ બહાર નીકળ્યો હતો. થોડી જ વારમાં ભોજન લઈને દરિયા કિનારે ફરવા જવાની એની યોજના હતી. આવા રસિક સમયે એને ભિખારીનો લંબાયેલો હાથ અને આજીજીના શબ્દ ના ગમ્યા. એણે ફરી એકવાર ગુસ્સાભરી નજરે એના તરફ જોયું એ નજરને વાળી લેતી હોય તેમ પેલી બહેન બોલી: 'તુષાર, એટલી વારમાં બધું ભૂલી ગયા કે? બાપુજી કહેતા કે બધું જ ઈશ્વરનું છે ત્યાગીને ભોગવવું. વહેંચીને ખાવું. રામના ખેતરમાં રામનાં પંખેરુ જ ચણે ને! રામનું એક માણસ ભૂખ્યું છે એમ નજરે જુઓ પછી ખાવાનું ભાવે કેમ?' એણે એવી તો શીતળ આંખે તુષારબાબુ તરફ જોયું કે આનો શો જવાબ આપવો એ જ એમને ન સૂઝ્યું. તોય એ બોલ્યા તો ખરા જ:

'પારુ, તારી ભાવનાને સમજું છું. પણ આ રીતે ભિખારીઓને ટેવ જ નથી. તે આશ્રમી શિક્ષણ લીધેલું, ને પાછો તારે સત્સંગ વધારે કરવા જોઈએ. આને આપવા હોય તો આપ બે પાંચ રૂપિયા. પણ એમ કેટલાને આપીશ?'

'એનો સવાલ જ નથી. અનુકૂળ હોય તો મદદ કરવી. નહીં તો એના માટે પ્રાર્થના તો જરૂર કરી શકાય. એને પ્રેરણા અને ઉત્સાહના બે શબ્દો તો કહેવાય ને?'–કહીને પારુ પેલા માણસ તરફ વળી ને એને પર્સમાંથી કાઢીને એક રૂપિયો આપતા બોલી: 'લો ભાઈ આ તમારા પૈસા! ખરેખર એ તમારા જ છે. એમાંથી ખાણું ખાજો ને કોઈકને ખવડાવજો. આ રામના પૈસા છે. એમાંથી રામરોટી લેજો. એકલા ન ખાતાં વહેંચીને ખાજો. ને જુઓ, અકળાશો નહીં, મૂંઝાશો નહીં. રામને નજર સામે રાખજો. રામની રોટી કદી ખૂટતી નથી, એ વાત યાદ રાખજો. શ્રદ્ધા કદી ઓસરવા ન દેતા.'

પારુ અને તુષાર જવા લાગ્યાં. હાથમાં આવેલા એક રૂપિયાને જોતો ને અંતરને મળેલી લાખ રૂપિયાની વાતને અંદર ઉતારવાનો પ્રયત્ન કરતો પેલો ચીંથરેહાલ માણસ પણ ચાલવા લાગ્યો. હવે એના પગમાં –ખાસ તો હૈયામાં–જોર આવ્યું હતું. બે ઘડી તો એને થયું કે આઠ આના અત્યારે વાપરવા ને બાકીના કાલે. વળી પાછો વિચાર આવ્યો કે રામની રોટી એકલા તો ના જ ખવાય. એને એક આધેડ ભિખારી યાદ આવ્યો. સીધો જ એ એની પાસે પહોંચી ગયો. ને કહ્યું:

'ચાલો, ખાવા આવવું છે કે?'

'મશ્કરી શું કરવા કરો છો?'

'તમે ચાલો તો ખરા.' કહીને એ બેય જણા ઉપડ્યા. એ દિવસે એ નાની લોજમાં એણે ખુમારીથી જે ઑર્ડર આપ્યા છે! ખાવાનું પૂરું થયા પહેલાં પેલા વૃદ્ધ ભિખારીએ બે રોટલી કાગળમાં વીંટવા માંડી. એ જોઈને આ જુવાને પૂછ્યું:

'કેમ ભાઈ, કાલ માટે કે?'

'ના રે ના, તમે રામરોટીની વાત હમણાં ના કરી કે? હવે મારાથી પણ એકલા ના ખવાય. પેલી ગલીના છેડે એક છોકરો છાપાં વેચે છે. એ બિચારો ભૂખ્યો છે. એના માટે લઈ લઉં છું.'

'તો તો હું પણ એના માટે થોડી બચાવું,' કહીને એણે પણ બે રોટલી વીંટી લીધી. વળતી વખતે એણે વૃદ્ધને કહ્યું: કાકા, હવે ગભરાવાની જરૂર નથી. આપણે રામરોટી ખાધી. એક દેવીએ મને એ આપી છે. કાલની વાત કાલ. આજની ચિન્તા નહીં. તમે કામ શોધવા ઉપડી જાઓ. ને

પેલા છોકરાને રોટી આપીને હું પણ જાઉં. આજ, કાલ, પરમ દિવસ... એક દિવસ તો કામ મળશે જ.'

એ પેલા છાપાવાળા ટીણિયા પાસે પહોંચી ગયો. એનું ચીમળાયેલું મોં આંસુથી ખરડાયેલું હતું. એના તરફ હાથ લંબાવીને એને રોટી આપતાં એણે કહ્યું:

'એય ટીણા! લે આ રોટલી. પેલી પાણીની ચકલી પાસે જઇને ખાઇ લે. આ રામની રોટી છે. એકલો ખાતો નહીં. બીજા કોઇકને આપજે. તું ખાઇ લે ત્યાં સુધી તારાં છાપાં વેચી આપું.' એમ કહીને પહાડી અવાજે એણે છાપા વેચવા માંડ્યા. થોડી વારમા દસ નકલો ઉપડી ગઇ.

પેલો ટીણિયો હાથમા રોટલી લઇને ચકલી પાસે ખાવા ગયો. એને એક દૂબળો કૂતરો યાદ આવ્યો. એ પાસે જ ખૂણામાં કણસતો પડ્યો હતો. એક રોટલી એને આપી. ત્રણ પોતે ખાધી. ઉત્સાહમાં આવીને એ છાપાં વેચવા ગયો. વેચાયેલાં છાપાંના પૈસા એના હાથમાં મૂકતા જુવાન બોલ્યો: 'જો ટીણા! તેં રામરોટી ખાધી છે. તું ગભરાતો નહીં. હિંમત રાખજે. બધું બરાબર થશે.'

એ નાના ટીણિયામા ચેતનાની ચિનગારી મૂકીને એ કામની શોધમા ઉપડી ગયો. ચારેક ઠેકાણે નકાર મળ્યો. પણ એ હતાશ ન થયો. એને શ્રદ્ધા હતી કે 'મેં રામરોટી ખાધી છે, કોઇકને ખવડાવી છે, હવે બધું બરાબર જ થશે.'

ફરતો ફરતો એ પેલી ગલીના નાકે આવ્યો ત્યારે પેલો છોકરો ત્યાં નહોતો. કૂતરો આજીજીભરી નજરે એના તરફ જોઇ રહ્યો હતો. એ એની પાસે જઇને બેઠો. ગળે હાથ ફેરવે છે ત્યાં જ લાંબા વાળની નીચે એને ચામડાના પટ્ટાનો સ્પર્શ થયો. એના ઉપર એ કૂતરાના માલિકનું નામ અને સરનામું હતું.

એ જાણતો હતો કે કૂતરો માણસની બોલી ન સમજે તોય એણે કહ્યું. 'મારા દોસ્ત! તારો સારો દિવસ આવી ગયો. તુ મુંઝાઇશ નહી. આજ હું તારા શેઠને ત્યા તને મૂકી આવીશ. હવે બધું બરાબર જ થશે. કેમ ના થાય? તે રામરોટી ખાધી છે.' એણે કૂતરાને થાબડ્યો. એક નવા દોસ્તના અંતરની ઉષ્માના ભાવને એ કૂતરો સમજી ગયો. ઘણીવાર માણસો ન સમજે એવી વાત પશુઓ નથી સમજી જતા?

એણે કૂતરાને પોતાના ખભે ઉપાડ્યો. ત્રણ માઇલ ચાલીને શહેરના સામા છેડે એણે પેલું સરનામું શોધી કાઢ્યું. કૂતરાને ખભે જ રાખીને એણે બંગલાના બાગનો દરવાજો ઉઘાડ્યો. પૂર્વપરિચિત જગા જોતાં જ કૂતરો ઉછળી પડ્યો. એના ઉત્સાહપૂર્વક ભસવાનો અવાજ સાંભળીને બંગલાના મુખ્ય દ્વારમાંથી બધાં જ બહાર આવ્યાં. એમના હાથ ઉપરથી 'લાગ્યું' કે એ બધાં જમવા બેઠાં હતાં, ને અચાનક ઊઠીને આવ્યાં હતાં.

'અરે ટોમી, ટોમી, આપણો ટોમી! બિચારો કેવો થઇ ગયો છે! એને નવડાવો, ખાવાનું આપો!' ઘરનાં બધાં જ માણસો એકી સાથે બોલી ઊઠ્યા.

'આ કૂતરો તું લાવ્યો, કેમ?' તિરસ્કારથી ઘરના વડીલે પેલા જુવાનને પૂછ્યું.

'હા, જી.' એણે નમ્રતાથી જવાબ આપ્યો

'કૂતરો કેટલાય દિવસથી ખોવાયો હતો. છેવટે થાકીને કાલે મેં જાહેર ખબર આપી. ઇનામની લાલચે તું જ ઉપાડી ગયેલો, કેમ? કાલ પચીસ રૂપિયાના ઇનામની જાહેરખબર આપી એટલે લઇ આવ્યો, ખરું ને? લે તારું ઇનામ, ને ચાલતી પકડ.' કહીને એમણે પચીસ રૂપિયા એના તરફ ફેંક્યા.

'શેઠ! કંઇક ભૂલ થાય છે. મેં જાહેરખબર વાંચી જ નથી. ઇનામ મારે લેવુ પણ નથી. એક ઠેકાણે આ કૂતરાને મેં આજે જોયો. એ રીબાતો હતો. હું એની પાસે બેઠો. ત્યા આપનું સરનામું જોયું. એટલે અહીં પહોંચાડવા એને ખભે ઊંચકીને લાવ્યો. સાહેબ, મારે આપના ઇનામની જરૂર નથી. મેં ચોરી કરી નથી સાહેબ, મે રામરોટી ખાધી છે, મારાથી એવું ન થાય.'

શેઠને પોતાની ભૂલ સમજાઇ, ઉતાવળ માટે પસ્તાવો પણ થયો. એમને રામરોટીની વાતમાં રસ પડ્યો. એમણે આખી વાત સાંભળી, ને આશ્ચર્યમાં ડૂબી ગયા. ત્યાં જ એક સ્ત્રી અને પુરુષ ત્યાં આવ્યાં. એ તુષાર, પારુ હતા! પેલા જુવાન તો એમના પગમાં જ પડી ગયો - 'બહેન! આપની રામરોટી તો અજબની નીકળી.'

પેલા શેઠ તુષારના પિતાજી હતા! બધી વાત જાણીને સહુના આશ્ચર્યનો પાર ન રહ્યો. શેઠે એને કહ્યું: 'જુવાન! તારી ભાવના, શ્રદ્ધા અને નિષ્ઠા જોઇને હું ખુશ થયો છું. કાલે સવારે તારા મિત્રોને લઇને અહીં આવજે. તને ને તારા સાથીદારોને કામ મળી રહેશે. પણ આજનું શું? રામરોટી એકલા તો ના ખવાય. કેમ, દીકરી?' એમણે પારુને કહ્યું. પુત્રવધુ શરમાઇ ગઇ. એ જુવાન, શેઠ, તુષાર, પારુ અને બધા જ સઘળા જમવા માટે બેઠાં ત્યારે રામરોટીના અમૃતમય સ્વાદનો વિચાર કરતો પેલો જુવાન મનોમન અચરજ પામીને ભગવાનને વંદી રહ્યો હતો, ત્યારે ત્યાં એકેય આંખ કોરી નહોતી.

# માળાનો મોટો મણકો

નાથુભાઈ જાદવ

**માળાના બધા મણકા ફેરવતાં, મોટો મણકો આવે ત્યારે જપ પૂરો થયો ગણાય. આ મોટા મણકાનું નામ 'સુમેરુ.' અને ભક્તોની માળામાં 'સુમેરુ' કોણ? ખબર છે તમને? નથી ખબર? તો આ વાંચો.**

માળા તો બધાએ જોઇ હશે!

મોતીની માળા, હીરાની માળા, તુલસીની માળા, ફૂલની માળા વગેરે જાતજાતની માળા. આવી માળાઓ લોકો ડોકમાં પહેરે. એમાં તુલસીની માળા તો જપ કરવાના ય કામમાં આવે. લોકો મનમાં ભગવાનનું નામ લે અને માળાનો મણકો ફેરવે. આથી આ માળાનું બીજું નામ ભક્તમાળા.

ભક્તમાળામાં બધા મણકા સરખા હોય. પણ એક મણકો સૌથી મોટો આવે. માળાના બધા મણકા ફેરવતાં, મોટો મણકો આવે ત્યારે એક જપ પૂરો થયો ગણાય. આ મોટા મણકાનું નામ 'સુમેરુ.' સુમેરુ મોટો એટલે એનું સ્થાન પણ મોટું.

આ સુમેરુ મણકો કોને કહેવાય? એની એક જાણવા જેવી વાત છે.

હજારો વર્ષ પહેલાં નાભાદાસ નામના એક સંત થઇ ગયા. તે ભગવાનના સાચા ભક્ત. લોકોમાં ખૂબ જાણીતા થયા હતા.

તેમને એક દિવસ ભક્તમાળા બનાવવાનો વિચાર આવ્યો. તેમણે વિચાર્યું, કે ભગવાનનું નામ ભજવાનો આ એક સરળ ઉપાય છે. માળાથી જપ થાય, અને મનને શાંતિ મળે.

એમણે માળા બનાવવી શરૂ કરી. ભક્ત-માળા એટલે ભક્તોની માળા. એ ભક્તોના નામની હોવી જોઈએ. એટલે દરેક ભક્તોના નામથી મણકા પરોવ્યા, છેવટે મોટો મણકો 'સુમેરુ' પરોવવાનો વખત આવ્યો. નાભાદાસ વિચારમાં પડ્યા.

'સુમેરુ' મણકો એટલે મોટો મણકો. એનું સ્થાન શ્રેષ્ઠ. એ સ્થાન કોને આપવું? ભક્તોમાં જે શ્રેષ્ઠ હોય તેને જ અપાય ને!

તો ભક્તોમાં શ્રેષ્ઠ કોણ? ખૂબ યાદ કર્યું. પણ કોઇ ન જડયું. અંતે તેઓ શ્રેષ્ઠ ભક્તની શોધમાં નીકળ્યા.

દિવસોના દિવસો અને મહિનાઓના મહિના વીત્યા, પણ કોઈ એવો ભક્ત ન મળ્યો, કે જે બધા ભક્તોમાં શ્રેષ્ઠ હોય.

હવે શું થાય? માળા અધૂરી રહી.

પણ એક દિવસની વાત. નાભાદાસે ભંડારો કર્યો. ભંડારો એટલે મોટો જમણવાર. સાધુ-સંતો ભેળા થાય. પ્રભુનું સ્મરણ કરે અને જમીને સૌનું કલ્યાણ ઈચ્છે.

નાભાદાસે સૌ સાધુ—સંતોને નિમંત્રણ પાઠવ્યાં. દૂર દૂર સુધી બધાંને નોતર્યા. કેટલા-કને તો જાતે નિમંત્રણ આપવા નીકળ્યા. આમ એક પછી એક બધાને નિમંત્રણ આપીને છેવટે તુલસીદાસને ઘેર ગયા. તે વખતે તુલ-સીદાસ પૂજામાં બેઠા હતા. તે એકચિત્તે પ્રભુનું સ્મરણ કરતા હતા.

સ્મરણ કરવામાં તેમને શરીરનું પણ ભાન ન હતું. તેથી નાભાદાસ આવ્યાની પણ ખબર ન રહી.

નાભાદાસ ઘણી વાર સુધી રાહ જોતા બેઠા. પણ તુલસીદાસ ધ્યાનમાંથી ન જાગ્યા, આથી નાભાદાસને બહુ જ ખોટું લાગ્યું. અને મનમાં જુદું વિચાર્યું, કે, 'આ તો અવિવેકી ને ઢોંગી છે, અભિમાની છે, ભગવાનને ભજવાનો ખોટો ડોળ કરે છે. મારા જેવો સંત એના બારણે આવ્યો, અને સ્વાગત કરવાનું તો ઠીક, પણ બોલાવવાનો પણ વિવેક નહીં!...એ ભક્તોમાં બેસવાને પણ લાયક નથી.'

આમ ક્રોધ કરી નાભાદાસ ચાલ્યા ગયા.

નક્કી કરેલા દિવસે ભંડારો શરૂ થયો.

સાધુ-સંતોની ભીડ જામી, નાના મોટા સૌ સંત-ભકતો જમવા બેઠા. પણ તુલસીદાસ જ નહીં.

ભંડારો પૂરો થયો. સૌ જમીને ચાલવા લાગ્યા. પણ આ શું? આ કોણ ફરે છે? એંઠાં પતરાળાં પર શું વીણે છે?

નાભાદાસે જોયું તો, એક માણસ સંતોના એંઠાં પતરાળા પરથી દાણા વીણીને ખાય છે! અરે, આ કેટલું ખોટું ગણાય!

પણ એ માણસને જોતાં જ નાભાદાસ આશ્ચર્યમા પડી ગયા.

'અરે! આ તો તુલસીદાસ! એ ક્યારે આવ્યા? અને એંઠું શા માટે ખાય છે?' તે ઝટ તુલસીદાસ પાસે ગયા અને બોલ્યા:

'આ શું કરો છો? એંઠું તે ખવાતું હશે?' તુલસીદાસે જવાબ આપ્યો:

'મે સાંભળ્યું કે આપ મારે ત્યાં પધાર્યા હતા. પણ તે વખતે હું પ્રભુના ધ્યાનમા હતો. જેથી મને આપના આગમનનું ધ્યાન ન રહ્યું.

'આ વાતની મને ખબર થતા, મને ઘણો પસ્તાવો થયો. આપ જેવા મોટા સંત, મારા જેવા મામૂલી માણસને ત્યા પધાર્યા અને હું આપનું સ્વાગત પણ ન કરી શક્યો! હું કેટલો ભાગ્યહીન ગણાઉ? આથી હુ સૌ સંતોના દર્શન કરવા દોડતો આવ્યો. પણ કમનસીબે ભંડારો સમાપ્ત થયો હતો. સૌ વિખરાઈ રહ્યા હતા. મને થયું, મે અમૂલ્ય લહાવો ગુમાવ્યો.

'પરંતુ સંતોના જમેલા એંઠાં પતરાળાં જોઇ મારુ મન ન રહ્યું. સંત એટલે પ્રભુના ભકત. પ્રભુભકત એ પ્રભુ સમાન જ ગણાય. પ્રભુને આરોગતા જે વધે તે પ્રસાદ ગણાય. એથી સંતોના એઠાં પતરાળાંનું અન્ન મારે મન મોટો પ્રસાદ છે.

'એવો પ્રસાદ કોના ભાગ્યમાં હોય!' આટલું બોલી તુલસીદાસ ગદ્‌ગદ થઈ ગયા.

તુલસીદાસની મધુરવાણી સાંભળી નાભાદાસ નો ગુસ્સો ઊતરી ગયો. તે મનમાં બોલ્યા:

'કેટલો વિવેક, કેટલી નમ્રતા! અને પ્રભુ પ્રત્યેની કેટલી ઉચ્ચ ભાવના! વિવેક અને નમ્રતા એ મહાનતાના ગુણ છે. શ્રદ્ધા અને ભક્તિ સાચા સંતમાં જ હોય. ખરેખર, મહાનતાના ગુણ તુલસીદાસમાં જ છે!'

નાભાદાસને વહાલ ઉપજ્યું તે તુલસીદાસ ને તે જ સમયે ભેટી પડયા. અને બોલી ઊઠયા.

'મારો ભકતમાળાનો 'સુમેરુ' મળી ગયો. હવે મારી અધૂરી માળા પૂરી થશે.'

બસ, તે દિવસથી માળાનો મોટો મણકો તુલસીદાસના નામનો ગણાય છે.

આ પછી તો તુલસીદાસ મોટા સંત ગણાવા લાગ્યા. તેમણે 'રામચરિતમાનસ' અને 'રામાયણ' જેવા મોટા ગ્રંથો લખ્યા, જે આજે પણ ઘેરઘેર વંચાય છે.

---

**હું કેવો કદરૂપો છું!**

મહાત્મા ગાંધીનું દિલ્હીમાંનું ભંગી કોલોની ખાતેનું નિવાસસ્થાન સૌ મુલાકાતીઓ માટે ખુલ્લું રહેતું. એક વાર હું હાથમાં એમનો એક ફોટોગ્રાફ લઈને તે પર એમનો ઓટોગ્રાફ લેવા ગયો. એમના મુલાકાતીઓની ધારામાં સહેજ ચોરી પડયો કે તરત મેં એમને પેલા ફોટા પર ઓટોગ્રાફ આપવા પ્રાર્થના કરી.

એમણે ફોટોગ્રાફ હાથમાં લીધો અને પછી ખડખડાટ હસી પડયા. મારી ખાત્રી હતી કે ફોટો સુંદર અને આબેહુબ છે. મે તેથી જ પૂછ્યું: 'આપ શાથી હસી પડ્યા?'

'આ સુંદર ફોટોગ્રાફ છે.' એમણે મને આશ્વાસન આપ્યું, 'ફકત વાત એવી છે કે કોઈક કોઈક વાર, હું ભૂલી જાઉં છું કે હું કેવો કદરૂપો છું!' —શાન્તા શમરાવ

# જીવલેણ ઘુજારી

સરોદ

ઑપરેશન ખૂબ સફળતાપૂર્વક ચાલતું હતું. મર્મ ભાગ ખુલ્લો થઈ ગયો હતો. ડૉક્ટરે છરીનો છેડો અડાડ્યો ને હાથ સહેજ ધ્રુજી ઊઠયો. ખલાસ! અને એક નિર્દોષ છોકરી, ઊંડો શ્વાસ લઈ ચાલી ગઈ!

શા માટે આ ધ્રુજારી? અને આખરે પરિણામ......???

ચારે તરફ લીલી વનરાઈ ઝૂકી રહી છે. આ વનસ્પતિના લીલા વનમાં સંતાકુકડી રમતી સરિતા વહે છે. આ સરિતાના કાંઠે છે ભગતજીની જગ્યા.

બહુ પુરાણી જગ્યા છે. છેલ્લા પાંચસો વરસમાં 'લેને કો હરિનામ હૈ ઔર દેને કો અન્નદાન'ને પરમ ધર્મ માનનારા ઘણા ઓલિયા થઇ ગયા. એવા જ એક ઓલિયાએ વતની વચાળે આ સ્થાનક સ્થાપ્યું છે. તે જગ્યાનું મહાત્મ્ય વધતું વધતું અત્યારે તીર્થસ્થાનની કક્ષાએ પહોંચેલ છે. રોજ પચીશ પચાશ યાત્રાળુઓ આવે છે ને જાય છે.

જગ્યામાં એક ડેલો છે. અંદર વિશાળ ચોગાન–તે ચોગાનના એક છેડે શિવમંદિર છે. ચોગાનના બાજુના છેડે ઓસરી ઉતાર ઓરડા છે. ત્યાં યાત્રાળુઓ રહે છે. તેની સામી બાજુ ગૌશાળા છે. તેમાં પચાશ સાઠ ગાયો કાયમ રહે છે અને સુંદર લાલન પાલન પામે છે. જગ્યાના મહંત છે ફક્કડ બાવા. શુદ્ધ બ્રહ્મચર્યથી ચહેરો દેદિપ્યમાન છે. ઉંમર હશે સાઠેક વર્ષની. શ્વેત જટામાં સોહામણા લાગે છે. પડછંદ કાયા જોનારને તરત નમન કરવા પ્રેરે છે.

આ તો ભગતજીની જગ્યા છે. ચાહે સો આવે ને ચાહે સો જાય. તેમાં એક દિવસ હજામત વધી ગઇ છે અને કાયા લથડી ગઈ છે તેવો આધેડ વયનો માણસ જગ્યાના દરવાજે આવી ઊભો રહ્યો. ભગવાનનું ધામ છે ત્યાં સૌને સરખો આવકાર છે. જગ્યાના માણસે તેને આવકાર આપ્યો. તે આધેડ વયનો માણસ ડેલામાં આવ્યો, પણ પગ લડથડે છે.

'ક્યાં રેવું?' જગ્યાના માણસે પૂછ્યું.

'રહેવું તો બહુ છેટે.' પેલા માણસે જવાબ આપ્યો.

જવાબ પરથી સંસ્કારી માણસ લાગે છે. કપડાં ફાટી ગયાં છે, પણ પોત પરથી કીમતી હશે તેમ દેખાય છે.

જગ્યાના માણસે કુતૂહલવશ થઇ ફરી પૂછ્યું, 'છેટાવા' પણ ગામનું નામ તો હશે ને?'

આધેડ માણસે જવાબ ન આપ્યો.

ફરી જગ્યાના માણસે પૂછ્યું, "શું નામ?"

જવાબ મળ્યો, 'હતું તે ગયું, પણ મને દાસ કહેશો તો ચાલશે.'

જગ્યાના માણસને સંતોષ ન થયો. તેણે મહંતને જાણ કરી. મહંત આવ્યા ને જોતાં વેંત કળી ગયા કે આવેલ માણસ ખૂબ ભૂખ્યો ને ખૂબ થાકેલો છે. રામરામનો વિવેક કરી તેણે ગરમ પાણી મૂકાવ્યું ને જમવાની તૈયારી કરાવી. નિરાંતે વાત કરશું તેમ કહી મહંતે તેને નાવા ધોવા ને ખાવા માટે એકલો મૂક્યો. આધેડ માણસ જેને આપણે હવે દાસ કહેશું તે નાહી ધોઇ ખાઈને આડે પડખે થયો ને ઘસઘસાટ ઊંઘી ગયો.

તે જાગ્યો ત્યારે સાયં આરતીનો સમય થયો હતો. મોઢું ધોઇ તે મંદિરમાં ગયો અને આરતી થયા પછી જગ્યાના માણસો ભજન ગાતા હતા તેમાં સાથ દેવા લાગ્યો. તેણે પોતે પણ એક ભજન ગાયું. તેનો કેળવાયેલો અને મીઠો અવાજ સાંભળી બધાને થયું કે, કોઇ સારો માણસ આફતનો માર્યો આવેલ છે. તેને કોઇએ તેના જીવન વિષેના પ્રશ્નો પૂછીને ન છેડયો.

બીજા દિવસના સવારથી તો દાસ જગ્યાના કામમાં ગૂંથાઈ ગયો. ગાયની માવજત વિષે તો તે તદ્દન અજાણ્યો લાગ્યો, પણ મારફતી કરવી, બધું વ્યવસ્થાસર ગોઠવવું, મહેમાનોની સરભરા કરવી વિગેરે બાબતમાં તેની નિપુણતા છાની ન રહી. થોડા વખતમાં તે ગાયોની સારસંભાળ રાખવાનું પણ શીખી ગયો. અધૂરામાં પૂરું, રસોઇમાં પણ તેનું ધ્યાન પડવા લાગ્યું. બધાને થયું કે જગ્યામાં એક સારા માણસનો ઉમેરો થયો. દાસના મનમાં શું હશે તે તેના વર્તન પરથી કોઇ કળી શકે તેમ ન હતું. પણ

તેને ય કાંઈ તેહમણું હશે, નહિતર આમ જગ્યાના પાસે બંધાય નહીં તેમ સહુને લાગ્યું.

આમ મહિનાઓ વીત્યા. દાસ હવે જગ્યાનો એક ભાગ જ બની ગયા. પણ તે કેવાંથી આવ્યા, શું કરતા હતા, તે કોઈ જાણતું ન હતું, એ બધું એક બંધ કિતાબ જેવું જ રહ્યું. હા, એક હકીકત બધાનું ધ્યાન દોરતી કે તે કયારેક બહુ જ ઉદાસ થઈ જતા ને પોતા નિઃશ્વાસ નાખતા. એક નિરીક્ષણ શક્તિવાળા આગંતુકે આ બાબતમાં એટલે સુધી કહેલ કે તે જ્યારે કોઈ યાત્રાળુની નાની બાળકીને જોતા ત્યારે વધારે ગમગીન થઈ જતા. મદનને આ વાત કરતાં તેણે એટલું જ કહેલ કે હોય, ઘર સાંભરી આવતું હશે.

એવામાં એક દિવસ યાત્રાળુનો સંઘ આવ્યો તેમાં એક સાત આઠ વર્ષની સોનેરી વાળવાળી, વાદળી રંગની આંખોવાળી અને બદામના આકારના ચહેરાવાળી બાલિકા હતી. નામ હતું કિશોરી. તેને જોઈને કે પછી કોઈ બીજા કારણસર પણ દાસ આજે સવિશેષ ઉદાસ હતા. યાત્રાળુઓ તેમના ઉતારામાં સ્થિર થઈ નદીએ નહાવા ગયા. ને પછી નાહી ધોઈને મંદિરમાં પૂજા કરવા બેઠા. કિશોરીનો કોઈને ખ્યાલ ન રહ્યો. ત્યાં દૂરથી આવતી મોટરનો અવાજ સંભળાયો ને તે પછી તુરત કિશોરીની ચીસ અને અથડાવાનો અવાજ. આ અવાજ સાંભળતાં વેંત જગ્યાના તમામ માણસો, યાત્રાળુઓ અને દાસ ડેલા તરફ દોડયા. દાસ પહેલો હતો. ડેલાની બહાર જતાં શું થયું તે બાબત કોઈને કાંઈ પૂછવા જેવું ન હતું. એક બાજુ મોટર ઊભી હતી અને તેનાથી થોડે દૂર મોટરની હડફેટમાં આવી ગયેલ કિશોરી પડી હતી. તેના માથામાંથી લોહી વહી જતું હતું. કિશોરીની મા ચિત્કાર કરતી કિશોરી પાસે દોડી જઈ તેને ઉપાડવા કરતી હતી ત્યાં દાસે કહ્યું, 'તમે રહેવા દો. હું તેને અંદર લાવીશ.'

દાસના અવાજમાં આજ્ઞાનો રણકો હતો. બધા ચૂપચાપ ઊભા રહી ગયા. દાસે કિશોરી પાસે ઘૂંટણિયે બેસી તેના હાથ પગ અને બધાં અંગ હળવે હળવે હલાવી જોયાં. પછી તેને હળવેથી ઉપાડી યાત્રાળુના ઉતારે જવા બદલે જગ્યાના ઑફિસરૂમમાં તેને લાવ્યો. ત્યાં ટેબલ જેવું હતું તેના પર કિશોરીને તેણે સુવાડી.

પછી તેણે મદનને કહ્યું, 'જલદી ગરમ પાણી તૈયાર કરાવો. કાતર, છરી કે એવાં જે કોઈ હથિયાર હોય તે લાવો, બાકી કોઈ સર્જન હોય તો તેને બોલાવવા મોકલો. તુરત ઓપરેશન નહીં થાય તો કિશોરી બચશે નહીં.'

મહંતે ગરમ પાણી તથા તાત્કાલિક ઉપચારનાં સાધનો હાજર કરવા જગ્યાના માણસો તથા યાત્રાળુઓને સૂચના આપી દાસને કહ્યું, 'અહીંથી પાસેનું શહેર જ આઠ માઈલ દૂર છે. મોટર તો મોકલું છું પણ ધૂળિયે રસ્તે જતાં આવતાં એકાદ કલાક નીકળી જશે. ત્યાં સુધીમાં તમને જો કોઈ ઉપચાર સૂઝતો હોય તો તમે કરો.'

કિશોરીની માએ પણ હાથ જોડી કહ્યું, 'દાસભાઈ, તમારી હથોટી કહે છે કે તમે આ કામ કર્યું છે. કૃપા કરી મારી દીકરીને બચાવો.'

દાસે કશો જવાબ ન આપ્યો. તેનું આખું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું હતું. તેના હાથ કંપવા થયો હોય તેમ ધ્રૂજતા હતા. કંપ અટકાવવા તે થોડી થોડી વારે હાથ મસળ્યા કરતો હતો. ટેબલ પર કિશોરી બેભાન પડી હતી. ભારે વેદનામાં હોય તેમ તેની મુખમુદ્રા પરથી લાગતું હતું.

ત્યાં ગરમ પાણી અને તાત્કાલિક ઉપચારનાં સાધનોની પેટી આવી. છરી, કાતર, વગેરે ગરમ પાણીમાં બોળી દાસે પોતાના હાથ બરાબર ધોયા. પછી હાથમાં હથિયાર લીધાં કે ચમત્કાર થયો હોય તેમ તેનામાં સ્થિરતા આવી. કંપ ચાલ્યો ગયો અને તે છરી અને કાતર જેવા હથિયારથી ઝખમને ચોકખો કરતો ગયો, ઊંડે હાડકા સુધી સાફસૂફી કરી અને જ્યાં ઝખમને લઈ દબાણ હતું તે દબાણ તેણે દૂર કર્યું. પછી પેટીમાંની દવાઓ લગાડી પાટો બાંધી દીધો. બધા આ બધો વખત ઘડીક કિશોરી તરફ અને ઘડીક દાસ તરફ જોઈ રહ્યા હતા. સહુના મનમાં કુતૂહલ ઉત્પન્ન થયેલ કે જગ્યાના ટહેલપાસ

કરનાર આ છે કોણ!

કિશોરીની માએ દામને પૂછ્યું, 'કેમ લાગે છે? ભાઈ!'

દામે કહ્યું, 'પ્રભુની કૃપા તો વાંધો નહીં આવે.'

કિશોરીના મુખ પરની તંગ રેખાઓ ઓસરી ગઈ હતી. તેની આંખ હજી બંધ હતી, પણ ચહેરો વ્યથારહિત લાગતો હતો. દામના ચહેરા પર પણ માનસિક દબાણથી મળેલ મુક્તિ સ્પષ્ટ દેખાતી હતી.

દરમ્યાન સર્જનને બોલાવવા મોટર રવાના થઈ હતી, તે પાછી આવી અને તેમાંથી નામાંકિત સર્જન શાહ ઊતર્યા. તેની નજર દામ ઉપર પડી કે તે બોલી ઊઠ્યા, 'અરે ડૉક્ટર ત્રિપાઠી, તમે અહીં ક્યાંથી?'

દામે તેને કહ્યું, 'તે વાત પછી પહેલાં કિશોરીને જુઓ.'

ડૉક્ટર શાહે કિશોરીની નાડ જોઈ, પાટો જોયો ને પછી કહ્યું, 'આ તો ધમધમાટ ચાલે છે. ડૉક્ટર ત્રિપાઠી હોય પછી શું કહેવું!'

'સારું ત્યારે તો.' દામે કહ્યું

પછી તેણે કિશોરીને નડેલ અકસ્માત અને પોતે કરેલ ઑપરેશનની વાત કરી. ડૉક્ટર શાહ કાતર અને છરી જેવા હથિયારથી કરેલ ઑપરેશનની વિગત જાણી આશ્ચર્ય ચકિત બની ગયા. વચમાં 'અદ્ભુત, ખરેખર અદ્ભુત' તેમ ઉદ્ગાર કરતા હતા. ડૉક્ટર શાહની દવાની પેટીમાંથી જોઈતું ઇન્જેક્શન કાઢી દામે તે કિશોરીના બાવડે દીધું. પછી કિશોરીની માતા તરફ ફરી તેણે કહ્યું, 'કિશોરીને જરા ઠીક લાગે ભાનમાં આવે ત્યારે થોડી થોડી લીલા નાળિયેરનું પાણી આપજો. માથામાં ફૂટ થઈ છે એમ જ માનજો. હવે કશી ફિકર નથી.'

કિશોરીની માની આંખો આંસુથી ડબડબી ગઈ. ત્યાં પોતાની હાજરી સમજાવવા સૂચવતા હોય તેમ ડૉક્ટર શાહે દામનો હાથ પકડી કહ્યું, 'પણ એ તો કહો કે તમે અહીં ક્યાંથી? કેટલાય વખતથી તમારી શોધ ચાલે છે તે જાણો છો ને?'

'એમ!' ખોટું આશ્ચર્ય દેખાડતાં દામે કહ્યું.

'એમ નહીં ચાલે. કહો, આટલો બધો વખત ક્યાં ગુમ થઈ ગયેલ અને શા કારણથી?'

'આપણે મહંત સાહેબની મેડીએ બેસી નિરાંતે વાત કરીએ તો!'

'હા, હા. મેડી પર જ ચાલો. ચા પાણીનો પણ બંદોબસ્ત કરું' મહંતે કહ્યું.

બન્ને ડૉક્ટરો અને મહંત મેડી પર ગયા. ત્યાં ડૉક્ટર શાહે કહ્યું, મહંત સાહેબ, આ મુંબઈના ઘણા જાણીતા સર્જન છે. અહીં ક્યાંથી આવી ચડ્યા!'

મહંતે કહ્યું, 'એ તો સર્જન સાહેબ પોતે કહે ત્યારે ખબર પડે.'

ડૉક્ટર ત્રિપાઠીએ કહ્યું, 'મહંત સાહેબ, આપને ખુલાસો આપવો તે મારી ફરજ છે. વાત બહુ લાંબી છે પણ ટૂંકમાં કહું.

'મારી સર્જન તરીકેની નામના હતી તે વાત ખરી. એક પછી એક ઑપરેશન સફળ થતાં ગયાં અને આ સફળતાથી મારો ખ્યાલ બંધાઈ ગયો કે હું નિષ્ફળ જાઉં જ નહીં. ડૉક્ટર શાહ જાણે છે કે ઑપરેશન વખતે સર્જનના મન પર કેટલું દબાણ રહે છે. હું આ દબાણ ઘટાડવા વ્હિસ્કી પીતો. જેમ મારા ઑપરેશનની સંખ્યા વધતી ગઈ તેમ મારા પેગની સંખ્યા પણ. મને ત્યારે સ્વપ્નું પણ નહીં કે આની મારા જીવન પર શી અસર થશે.

'કોઈ કોઈ વાર હું લખતો હોઉં ત્યારે મારો હાથ ધ્રૂજી ઊઠતો અને હલી જતો. ત્યારે જ હું ચેતી ગયો હોત તો! પણ તે ચિંતા મટાડવા હું વધારે વ્હિસ્કી પીતો. ઑપરેશન વખતે તો મારો હાથ સ્થિર જ રહે તેવો મને ગર્વ હતો.

'તેમાં એક દિવસ આ કિશોરી જેવડી જ છોકરીનું નાજુક ઑપરેશન કરવાનું મારે આવ્યું. કેવી મોહક એ છોકરી હતી! નામ પણ યાદ. ઓહ! ઑપરેશન ખૂબ સફળતાપૂર્વક ચાલતું હતું. મર્મ ભાગ ખૂલ્લો થઈ ગયો હતો. મેં છરીનો છેલ્લો આંચકો કે મારો હાથ સહેજ હલી ગયો. ભગવાન!

તે છોકરી એક ઊંડો શ્વાસ ભરી ચાલી ગઈ. મારા સાથી ડૉકટરો પણ વારંવાર મારા સામે જોઈ નીચું જોઈ ગયા. તે મારી ભ્રમણા પણ હોય. પણ તે પળથી મારી જાત પરનો મારો વિશ્વાસ ઊડી ગયો. મને થયું કે હવે હું કયારેય નાનું સરખું ઓપરેશન પણ નહીં કરી શકું.

હું મારા ફ્લેટ પર ગયો. હું પહેલી ધ્રુજારીએ ચેતી ગયો હોત તો! વ્હિસ્કીથી વેગળો રહી હું આ બનાવ નિવારી શકયો હોત, એ વિચારે હું બેબાકળો બની ગયો. મેં આ બધું ભૂલવા ખૂબ વ્હિસ્કી પીધી. પણ બધું વ્યર્થ. હું તે રાતે સૂઈ ન શકયો. બીજું ઑપરેશન કરવા મારી હિંમત ચાલે તેમ ન હતું. કોઈપણ વસ્તુ પકડતાં વેંત મારા હાથ ધ્રૂજવા લાગતા. વહેલી સવારે હું પહેરેલા કપડે ભેર ઘરેથી નીકળી ગયો. કરું પણ શું? ડૉકટર તરીકેની મારી નામના અને ઓપરેશન માટેના દર્દીઓની હાર-માળા. બહારથી રાતી ગણ જેવો હું શું બાનું દાઢી છટકી શકું?'

દાસ તેની વાતમાં જરાક થોભ્યો. મહંત અને ડૉકટર શાહ તેના તરફ એકી ટશે જોઈ રહ્યા હતા. દાસે ડૉકટર શાહને ઉદ્દેશી વાત આગળ ચલાવી

'ડૉકટર, તમે જાણો છો કે મારે પૈસાનું લફરું નથી. પરાઈ સારવાર સાથે જ મેં લગ્ન કરી લીધેલ. ઑપરેશન બાદ સાજા સારા થતા દર્દીઓ જોઈ મને જે આનંદ થતો તે કેવી રીતે કહું? ત્યાં આ બનાવે મને પ્રેમપાત્ર વિહોણો બનાવી દીધો. જાણે કે આ ભરી ભરી દુનિયામાં હું ખોવાઈ ગયો. અહીંથી ત્યાં ભટકતો ભટકતો આ જગ્યામાં આવ્યો. અહીં રહ્યો. પરાઈ સેવામાં કેવું સુખ છે, તેનો ફરી અનુભવ થયો. હવે તો આ જ મારું ઘર છે.'

'પણ હવે તો તમારે પાછું આવવું જોઈશે. કેટલાય દર્દીને તમારી સેવાની જરૂર છે.' ડૉકટર શાહે કહ્યું.

'ના રે ભાઈ, આ જગ્યાનો મારા પર મહા ઉપકાર છે. મારા જીવનને ધરમૂળથી હલાવી દેતી જીવલેણ ધ્રુજારીમાંથી મને મુક્ત કર્યો. તેમાય આજના બનાવે તો મારામાં ફરી આત્મવિશ્વાસ જાગ્યો છે. જાણે હું હાલકડોલક હતો તે ફરી સ્થિર થયો છું.'

'પણ તમારી સર્જન તરીકેની આવડત–'

'આવડત! તે તો હું ગુમાવી બેઠેલ. તે પાછી અપાવનાર આ જગ્યા. હું તો આ જગ્યાનો ટેલિયો છું. મારાથી આ જગ્યા હવે છોડાય નહીં'

'મહંત સાહેબ, આપ જ હવે આને સમજાવો.' ડૉકટર શાહે મહંત તરફ ફરીને કહ્યું. 'આના જેવા સર્જન હિંદુસ્તાનમાં કેટલા?'

મહંત થોડો સમય વિચારમાં પડી ગયા હોય તેમ મુંગા રહ્યા. પછી તેણે દાસને કહ્યું, 'ડૉકટર સાહેબ, તમારું સ્થાન દર્દીઓ વચ્ચે છે. જાઓ ને તમારું કામ ફરી સંભાળો.'

'પણ... '

'મારી આજ્ઞા છે, દાસ.' મહંતે દાસનો વાંધો વચ્ચે જ અટકાવી કહ્યું.

દાસના મોઢા પર વ્યગ્રતા દેખાણી. તે કંઈક બોલવા જતો હતો, પણ જાણે કે પ્રયત્નપૂર્વક મૂંગો રહ્યો.

મહંતે તેને ફરી કહ્યું, 'તમારી અકળામણ હું જાણું છું. પણ એક ધ્રુજારીએ જીવન હારી બેસે તેને મર્દ કોણ કહેશે? તમારી ધ્રુજારી તો હવે કાયમ માટે ગઈ સમજો, સિવાય કે ફરી દારૂ...'

'અરે મહંત સાહેબ, એનો તો ઓછાયો ય હું લઉં ખરો?'

'ત્યારે જાઓ. મારા આશીર્વાદ છે કે તમારી આજની સ્થિરતા કાયમ રહેશે.'

દાસ મહંતના ચરણમાં ઢળી પડ્યો.

એકાદ કલાક પછી જ્યારે દાસે ડૉકટર શાહની મોટરમાં જવા જગ્યાની વિદાય લીધી ત્યારે જગ્યાના તમામ માણસો અને યાત્રાળુઓ તેને વળાવવા આવેલ. ગૌશાળાની ગાયોએ પણ પોતાને મીટ માંડી નિરખી લીધો હોય તેમ દાસને લાગ્યું. તે મોટરમાં બેસવા જતો હતો ત્યાં તેની નજર કિશોરી પર પડી. સફેદ પાટાને લઈ જાણે તે વધારે સોહામણી લાગતી હતી. દાસે તેને તેડી લીધી. તેના શરીરમાં જગ્યા છોડવાના વિષાદ સાથે એક આછો કંપ ભળી ગયો. પણ પેલી જીવલેણ ધ્રુજારી કરતાં કેટલો જુદો હતો આ આનંદકંપ!

# મોંનવીની કુશળતા !

ગિરિજાશંકર કે૦ વ્યાસ

'કુશળ માનવી કોને કહેવો ?' એ પ્રશ્નને સંપૂર્ણપણે સમજાવતો સ્વામી શ્રી સહજાનંદના ઉપદેશનો એક અનન્ય પ્રસંગ.

'કોને કુશળ કહેવો ?' એ પ્રશ્ન સહજાનંદ સ્વામી સમક્ષ થોડાએક ભક્તોએ રજૂ કર્યો.

પ્રશ્ન સાંભળી સહજાનંદ સ્વામી હસ્યા; અને પછી શાંતિથી બોલ્યા: 'સવજીભાઇ જેવાને.'

સવજીભાઈ સહજાનંદ સ્વામીના અનન્ય ભક્તો માહેના એક હતા. તેમના વિશે સહજાનંદ સ્વામી અવારનવાર ઉલ્લેખ કરતા.

'પણ સવજીભાઇ તો સંસારી અને વ્યવહારી છે.' એક ભક્તે નમ્રભાવે જણાવ્યું.

'અને છતાં તે જેવા કુશળ છે તેવા બીજા કોઈ નથી.' સહજાનંદ સ્વામીએ તેટલી જ ગંભીરતાથી જણાવ્યું !

સહુ ભક્તોને નવાઈ લાગી. કેટલાક તો સાધુ હતા અને સહજાનંદ સ્વામી સાથે વિરક્ત જીવન ગાળી રહ્યા હતા, કેટલાક વ્યવહારી અને સંસારી હતા છતાં સ્વામીજી પાસે અવારનવાર આવી તેમના સત્સંગનો લાભ લેતા. જ્યારે સવજીભાઇ તો પ્રસંગે જ આવતા. છતા સ્વામીજી સવજીભાઈના વખાણ કરતાં થાકતાં જ નહિ ! સહુ ભક્તોને નવાઇ લાગી.

ભક્તો અંદરોઅંદર ગણગણવા માંડ્યા, 'સ્વામીજીને સવજીભાઇ આટલા બધા વહાલા કેમ ?' અને એ પ્રશ્નનાં તોડમાં પછી તો સહુ કોઇને જેમ સૂઝ્યું અને સુઝ્યું તેમ જણાવવા માંડ્યા. કેટલાક કહે : એ તો વરણાગીઓ વેપારી છે એટલે સ્વામીજી જેમ કહે તેમ વર્તે છે એટલે સ્વામીજીનો માનીતો છે.' કેટલાક કહે 'તે તો રાજામહારાજાનો ગોઠિયો છે એટલે સ્વામીજીની સગવડના પૂરી રીતે સાચવી જાણે છે એટલે વહાલો જણાય છે' અને કેટલાક તો વળી એવો પણ અભિપ્રાય આપી દીધો 'તે તો લુચ્ચો-શઠ-છે એટલે સમય જોઇ ઘા કરી જાણે છે !'

આ બધા તુક્કાઓ અને તરંગો છેવટે સ્વામીજી પાસે પહોંચ્યા. આ સાંભળી સ્વામીજી મનમાં મલક્યા, તેમણે નિશ્ચય કર્યો, 'આ બધા ભક્તોને પ્રત્યક્ષ પદાર્થપાઠ આપવો પડશે.'

આ વખતે સવજીભાઈ કચ્છમા દીવાન હતા. ત્યાં પણ દીવાનપણું સંભાળતાં તે ધર્મપરાયણ જીવન ગાળતા હતા. કચ્છના રાવને પણ પોતાના જીવન-વ્યવહારનો લાભ આપી સ્વામીજીની શીખ અનુસાર સમજૂતી આપી પ્રજાને સંપૂર્ણપણે સુખી રાખી ધર્મ અને નીતિન્યાય અનુસાર રાજ્ય કરવા, અવારનવાર સૂચના સલાહ આપતા હતા.

એક વખતે સહજાનંદ સ્વામીનો મુકામ સરધારમા હતો. આ વખતે સવજીભાઇને કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં રાજ્યકારભારને પ્રસંગે તથા કચ્છના યુવરાજના સગપણના કામ પ્રસંગે આવવાનું થયું. સવજીભાઇ સગપણના કામ પ્રસંગે જતાં પહેલાં સરધાર થઇને સ્વામીજીનાં દર્શન કરીને ઘડીભર જે સત્સંગનો લાભ મળી શકે તે લેવા ઇચ્છતા હતા. તેથી તે પોતાની સાથેના માણસોને રસ્તામાં–રાજકોટમાં–રોકાવાનું કહી પોતે સરધાર આવ્યા અને સ્વામીજીને પ્રણિપાત કરી રહ્યા.

સહુ ભક્તોને જાણ થઇ કે સવજીભાઈ તો કચ્છના યુવરાજના સગપણના કાર્ય માટે જાય છે અને વચ્ચે ખાસ સ્વામીજીના દર્શન કરવા જ આવ્યા છે. સહુ બધા સાથે મળી સહજાનંદ સ્વામી સાથે સત્સંગ કરવા લાગ્યા. સત્સંગ પૂરો થતાં સ્વામીજીએ સવજીભાઇને તે રાત્રિ ત્યાં રોકાઈ જવા કહ્યું.

સગપણ જેવા ત્વરિત પ્રસંગે જવાનું હતું વળી તેમના સાથેના માણસો પણ રાજકોટ તેમની રાહ જોઈ રહ્યા હતા છતાં સ્વામીજીની આજ્ઞા થતાં 'ભલે' એટલું કહી સવજીભાઈ તો ત્યાં જ રાત રોકાવા કબૂલ થયા.

ત્યાં વળી સ્વામીજીએ વાર્તામાંને વાતમાં સવજીભાઇને કહ્યું: 'સવજીભાઈ ! હવે તો ખૂબ રજવાડા જોયા. જરાક આત્માના રાજ્યનો પણ કારભાર ચલાવવા તૈયારી કરો !'

'આપ કહો તે પ્રમાણે કરવા તૈયાર છું પ્રભુ' હાથ જોડી સવજીભાઈ વિનમ્રભાવે બોલ્યા.

'તો પછી સારા કામમાં ઢીલ શી? બોલાવો વાણંદને અને દાઢી મૂછ ઉતરાવી ભગવાં પહેરી લો' સ્વામીજી શાંતિથી બોલ્યા.

'બહુ સારું મહારાજ'' કહી સવજીભાઈએ તો વાણંદને બોલાવવા માણસ મોકલ્યો. બીજા ભક્તજનો આ જોઈ રહ્યા. સહુને થયું કે સવજીભાઈ તો યુવરાજના સગપણના કામે જતા રસ્તામાં સ્વામીજીને મળવા જ ફક્ત આવ્યા હતા. તે સ્વામીજીની આજ્ઞા પ્રમાણે રાત રોકાવા કબૂલ થયા એ તો ઠીક, પણ આ તો ભાઈ સ્વામીજીને સારું લગાડવા દાઢી મૂછ પણ ઉતારવા બેઠા છે!

એટલામાં તો વાણંદ આવી ગયો ને સવજીભાઈએ તો દાઢી મૂછ ઉતરાવી માથે ફક્ત શીખા રાખી બાકીના ભાગમાં ખાસ્સો મઝાનો ટકો કરાવી લીધો અને પછી તો નાહી ધોઈ ભગવાં કપડાં પહેરી સ્વામીજીનાં ચરણમાં નમી રહ્યા.

બધા ભક્તો તો આ તમાશો જાણે કે થતો હોય તેમ દિગ્મૂઢ બની જોઈ રહ્યા! આ બાજુ સવજીભાઈ તો જાણે પોતે રાજની નોકરી છોડી કેવળ સાધુ જ છે તેમ નિર્વિકાર અને પ્રભુભજન કિર્તન કરવા માંડ્યા.

બીજે દિવસે સવારે તો કચ્છના રાવનો માણસ—ઘોડેસ્વાર—આવી પહોંચ્યો ને ખબર આપ્યા કે કચ્છના રાવ પોતે જરૂરી કામે રાજકોટ આવી ગયા છે ને ત્યાં તે સવજીભાઈની રાહ જોઈ રહ્યા છે! સવજીભાઈએ તો સહજાનંદ સ્વામી તરફ ફક્ત હાથ જોડી આજ્ઞા મળવાની રાહ જોઈ રહ્યા. ત્યાં તો સ્વામીજી હસીને બોલ્યા. સવજીભાઈ! એમાં શી રાહ જોવાની હોય? સારાં કામમાં ઢીલ શી?'

આ સાંભળી સવજીભાઈએ પાછાં ભગવાં કપડાં ઉતારી પોતાના કારભારી તરીકેના કપડાં પહેરી લીધાં અને સ્વામીજીની ચરણરજ લઈ ઘોડેસ્વાર સાથે ચાલતા થવા માંડ્યા ત્યાં તો સ્વામીજી હસીને બોલ્યા.

'અરે પણ સવજીભાઈ! આ તમે તમારા કારભારીનાં કપડાં તો પહેરી લીધાં ને માથે પાઘડી પણ પહેરી છતાં મૂછ ઉતારી નાખી છે તેથી તમારા યુવરાજના સગપણના શુભ કામ અંગે રાવને ખરાબ તો નહિ લાગે?'

'અરે પ્રભુ! એમાં એનો ઉત્તર પણ ત્યાં પ્રસંગ જોઈ આપી દઈશ.'

'શો ઉત્તર આપશો?' સહજાનંદ સ્વામી તો સવજીભાઈને પૂરા પીછાણતા હતા છતાં ભક્તોને પ્રત્યક્ષ પદાર્થપાઠ આપવાનો હતો તેથી તે જવાબ સવજીભાઈના મુખેથી જ સાંભળવા માંગે તે હેતુથી પૂછી રહ્યા.

''અરે પ્રભુ! એ તો કહું દેખામાં આવશે કે યુવરાજ માટે કચ્છના રાવને પોતાને જાતે આવવું પડ્યું એવા ભગીરથ કાર્યને સાંગોપાંગ ઉતારવા માટે મેં તો પ્રતિજ્ઞા લીધી છે કે કામ પૂરે પૂરું પાર ન પડે તેટલા વખત સુધી મારે દાઢી મૂછ ન રાખવાં'' હસીને સવજીભાઈ બોલ્યા.

આ સાંભળી સહજાનંદ સ્વામી તો ખડખડાટ હસી પડ્યા ને 'શાબાશ! સવજીભાઈ! તમે ખરા કુશળ છો'' એટલું કહી તેમને જવાની રજા આપી.

સવજીભાઈ તો પછી સ્વામીજીને નમીને ઘોડેસ્વાર સાથે ચાલ્યા ગયા.

બધા ભક્તો જે આ બધું જોઈ સાંભળી રહ્યા હતા તેમના પ્રતિ સહજાનંદ સ્વામી તો જોતા જોતા મંદ મંદ હસી રહ્યા હતા જાણે તેમને પોતે સમજાવી રહ્યા ન હોય કે 'હવે તો તમને ખાત્રી થઈને કે સવજીભાઈ જેટલા કુશળ છે તેટલા તમે કોઈ નથી. ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમદ્ ભગવદ્ગીતામાં જે ઉપદેશ આપ્યો છે કે યોગઃ કર્મસુ કૌશલમ્. તે આનું નામ. પ્રસંગ રંગ જોઈ તે પ્રમાણે બરાબર પાલન કરે તે જ ખરો કુશળ માનવો! શ્રદ્ધાપૂર્વક અનન્ય ભાવે જે તે પ્રસંગ રંગના કાર્યમાં ઓતપ્રોત બની તે પાર પાડે તે જ સાચો કુશળ માનવો!'

અને તે પછી તો આ પ્રશ્નનું સમાધાન થઈ જતાં સહુ ભક્તો સહજાનંદ સ્વામીના સત્સંગ કાર્યમાં ઓતપ્રોત બનવા પ્રયાસ કરવા લાગ્યા.

ત્યજાએલી કમલાને ફરી પરણવા માબાપથી માંડીને બધાંએ રાજીપો બતાવ્યો છતાં કમલાએ મક્કમતાથી કહી દીધું: 'કદિ પણ નહીં... લગ્નને દિવસે તેમણે મારા ગળામાં પહેરાવ્યું હતું તે જ મંગળસૂત્ર મેં પહેર્યું છે. હું તેની પત્ની છું અને તેમાં કોઇ જ ફેરફાર થઇ શકશે નહીં.'

અને છેવટે પોતાના પતિ સાથે ફરીવાર લગ્ન કર્યાં. કેવી રીતે ?

# મંગલસૂત્ર

ચક્રવર્તિ રાજગોપાલાચારી

એનું નામ રામભદ્રન પાડયું હતું. જ્યારે એ વધુ અભ્યાસ માટે ઈંગ્લાન્ડ ગયો ત્યારે તેણે તેના નામનું અંગ્રેજીકરણ કરવાનું નક્કી કર્યું અને ત્યાર પછીથી પોતાને ભદ્રન કહેવરાવવાનું પસંદ કર્યું. એના પિતાજીએ એને એનું ભણતર પૂરું કરવા જેટલું નાણું મોકલેલું પણ ભદ્રને પૈસો કેડાડવામાં પાછું વાળીને ન જોયું, પરીક્ષામાં ય તેણે ભલીવાર ન કરી. આ કારણે દેશ પાછા જવામાં તેને શરમ આવી અને તેણે કોઇ એક કારખાનામાં નોકરી મેળવી લીધી. તે ઈંગ્લાન્ડવાસી બન્યો.

ફેકટરીનું કામ તે સારી રીતે કરવા લાગ્યો. પણ કમભાગ્યે તે દારૂની લતે ચડી ગયો અને જેટલું કમાય એટલું બધું ય દારૂમાં હોમવા લાગ્યો.

રામભદ્રનના રૂઢિચુસ્ત પિતાજીએ, દીકરો વિદેશ જાય તે પહેલા જ છોકરાનું લગ્ન લીધેલું તેની પોતાની ગરીબ બહેનની દીકરી જ વહુ હતી અને રામભદ્રન પણ લગ્નના વિચારથી ખાસ કાંઇ વિરુદ્ધ ન હતો. બધું રંગેચંગે ઊકલી ગયું. વહુ એક આદર્શ છોકરી હતી. તે સુંદર અને માયાળુ સ્વભાવની હતી.

ઈંગ્લાન્ડમાં ભદ્રન એક છોકરીના પ્રેમમાં પડયો. એ છોકરી, બીજી ઘણી છોકરીઓની સાથે પેલી ફેકટરીમાં જ નોકરી કરતી હતી. દેશ પાછા જવું જ નથી એવી તેણે ગાંઠ વાળી લીધી અને પોતે જેને ચાહતો હતો તે છોકરી સાથે લગ્ન કરી લેવાનું નક્કી કર્યું. તેણે લગ્ન માટે દરખાસ્ત મૂકી અને પેલી પણ તેની સાથે જોડાવા રાજી હતી

ભદ્રન ખ્રિસ્તી થયો. તેણે તેની ભારતીય પત્નીને પત્ર લખ્યો અને પોતાનું તેની સાથેનું લગ્ન રદ કરવાની વ્યવસ્થા કરી. પછી તે ઇસાબેલને પરણ્યો આ પ્રકારનું ધર્માન્તર કાંઇ નવી નવાઇનું નહોતું. કશા જ કારણ વગર પણ જ્યારે ખ્રિસ્તી ધર્મ અંગી કાર કરેલ વ્યક્તિ પોતાનું આગલું લગ્ન રદ કરવા ઇચ્છે ત્યારે ધર્મ પ્રચારકો પોતાના વટલેલાને મદદ કરવા કાયદો પસાર કરાવીને જ બેઠા હતા.

ઇસાબેલ સાલસ સ્ત્રી હતી. સ્ત્રીનું હૃદય દુનિયા આખીમાં સરખું હોય છે. દેશ કે જાતિના સીમાડા પર તે આધાર રાખતું નથી. તે તેના પતિને ચાહતી હતી ભદ્રન ઉપર તેનો પ્રભાવ ઘણો હતો. તેણે ભદ્રનની દારૂની લત છોડાવી. એ મોટો ચમત્કાર જ કહેવાય, પણ ઇસાબેલ તે કરી શકી—તે સિદ્ધિ તે મેળવી શકી તે કાંઇ સરળ કામ નહોતું, પણ ઇસાબેલમાં ઇચ્છાશક્તિ અને સમજાવટની કુનેહ હતી. ભદ્રન આ માટે પણ તેનો ઘણો જ ઋણી હતો અને તે તેને વધુ ને વધુ ચાહવા લાગ્યો.

ભદ્રનના પિતાજીએ જ્યારે ભદ્રનની બધી કામગીરી વિશે જાણ્યું ત્યારે તેઓ ધૂંવાપૂંવા થઇ ગયા. તેમણે મનોમન કહી દીધું 'એ મારો દીકરો નથી.'

ભદ્રનના પિતાજીનું નામ પદ્મનાભ આયંગર હતું. ભદ્રનને ચાર વરસનો મૂકીને જ તેની જનેતા સ્વર્ગ સંચરી હતી. ત્રણ વરસ પછી પદ્મનાભ આયંગર ફરી પરણ્યા હતા. તેમના મિત્ર રામકૃષ્ણ ઐયરની ખાસ મનામણીથી જ પદ્મનાભ ભદ્રનને વિદેશ મોકલવા તૈયાર થયા હતા. પદ્મનાભ આયંગરને પુત્રના યશસ્વી ભવિષ્ય માટે ઘણી ઊંચી આશાઓ હતી. વિદેશ મોકલ્યો ત્યારે ભદ્રનની ઉંમર માંડ વીસ વરસની હતી. તેના પિતાજીએ તેના ભણતર પાછળ અઢળક પૈસો ખરચ્યો હતો. જ્યારે પોતાના પુત્રે એમને આમ સઘળી બાબતોમાં નામોશી કર્યો ત્યારે તેઓ રાતાપીળા થઈ જાય એમાં નવાઇ નહોતી. એણે માયાળુ સ્વભાવની વહુને તજી દીધી હતી, અને આ વહુ એમની ભાણેજ પણ હતી. એ બધા ઉપર, જાણે લટકામાં, તેણે ધર્મ તજી દીધો હતો. એક સ્ત્રીના પ્રેમમાં પડવાના બેશરમ કૃત્ય બદલ તેણે ધરમ જેવો ધરમ તજી દીધો હતો. આયંગરનો

ગુસ્સો વધતો વધતો ઊંડા ધિક્કારમાં પરિણમ્યો.

પદ્મનાભ આયંગરની બીજી પત્નીને રામભદ્રની બહુ માયા હતી. તે તેનો પોતાનો પેટ જણ્યો જ માનતી ને લાલનપાલન કરતી. રામભદ્રનને ય આ પ્રત્યે ઘણો જ ઊંડો આદર અને પ્રેમ હતો. તે તેને 'નાની મા' કહેતો, એ બંને વચ્ચેનો આ માયા-બંધ, એ દિવસોમાં, આયંગરને મન આનંદનું મૂળ હતો. પણ હવે જ્યારે તેનો ગુસ્સો ધિક્કાર કક્ષાએ પહોંચ્યો હતો ત્યારે એ જ સઘળો આનંદ ઘનીભૂત ક્રોધ થઇ પડ્યો. કોઇ એકાદ વાર જ તે પોતાના સાવકા-દીકરાની કાંઇ વાત કાઢતી કે તરત જ તેને બે-ત્રણ સાંભળવી પડતી. એમને શાંત પાડવાના બાઇજીના પ્રયાસો ગુસ્સાને સંકોરનારા જ નીવડતા. એક ગભરુ છોકરીનું જીવન પાયમાલ કરવાનો ગુન્હો તેમને કદી પણ માફ ન કરી શકાય તેવો લાગતો.

કેટલાક વરસો વીતી ગયા. પદ્મનાભ આયંગરે પોતાની મિલકતના બે ભાગ પાડી દીધા. એક ભાગ એમણે વહુને આપ્યો અને બીજો હિસ્સો પુત્ર-વધૂ માટે રાખ્યો. પોતે શ્રીરંગમના પવિત્ર શહેરમાં ગયા અને નાનું મકાન લઇ રહેવા લાગ્યા. જીવનના શેષ વરસો તેઓ ઇશ્વરઆરાધનામાં ખરચવા ઇચ્છતા હતા. એમણે કોઇ એક છોકરાને દત્તક લેવાની શક્યતા ય નાણી જોઇ. મૃત્યુ પછી પોતાને અગ્નિદાહ દઈ શકે તેવા લાયક છોકરાના અભાવે એમણે દત્તક-પુત્રનો વિચાર માંડી વાળ્યો.

પદ્મનાભ આયંગરના મિત્ર રામકૃષ્ણ અય્યર કોલેજમાં પ્રોફેસર હતા. એમણે પણ પોતાનો છોકરો રામભદ્રન જોડે ઇગ્લાન્ડ મોકલેલો. હવે તો તે આઈ૦ સી૦ એસ૦ ઑફિસર હતો. આ છોકરો-મુથ્થુ, રામભદ્રનનો લંગોટિયો દોસ્ત હતો. તેને પોતાના મિત્ર પર ગુજરેલી આપત્તિઓનું દુઃખ હતું. તેના મન પર ઘણા વખત સુધી તેનો ભાર રહ્યો. દેશ પાછા આવ્યા બાદ થોડા વખતમાં જ તે એક નિર્ણય પર આવ્યો. તેને લાગ્યું કે તેના પિતાજી જ એક રીતે તો રામભદ્રનના વિદેશગમન માટે જવાબદાર હતા. જો તેમણે છોકરાને વિદેશ મોકલવાની સલાહ ન આપી હોત તો આયંગર કુટુંબ ઉપર આટલી કદી ન ગુજરત. મુથ્થુનું હૃદય રામભદ્રનની વિવાહિતા અને હવે વિરહિત પાગલ પત્નીનો વિચાર કરતાં દ્રવી ઊઠતું.

મુથ્થુના પિતા લગનનો વિચાર મુથ્થુ આગળ ઘણી વાર મૂકતા. દરવખતે, 'હવે એની કાંઇ ઉતાવળ નથી' એમ કહીને મુથ્થુ તે વાત ઉડાવી દેતો. હવે તે એકત્રીસ વરસનો થયો હતો. એક દિવસે તેણે પોતાના નિર્ણયની જાણ પિતાજીને કરી. રામકૃષ્ણ ઐયર ચમકી જ ઊઠ્યા. મુથ્થુએ કહ્યું હતુંઃ 'પિતાજી, આપને જાણ છે ને, રામભદ્રનને લીધે પેલી છોકરીની જિંદગી પાયમાલ થઇ ગઇ છે! મેં તેની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે.'

થોડા વખત સુધી તો પિતાજી કશું જ ન બોલી શક્યા. આવી અવહેવારુ અને રિવાજ બહારની દરખાસ્તથી તેઓ ગભરાઈ ઊઠ્યા પણ પછીથી, હળવે હળવે તેમનું હૃદય પીગળ્યું. તેઓ કબૂલ થયા. તેમણે કહ્યું: 'મુથ્થુ મને વાંધો નથી. પણ, પદ્મનાભ આયંગર અને એમના કુટુંબીજનો આ વાત સ્વીકારશે ખરા કે!'

થોડા દિવસો બાદ આ બાબતમાં પદ્મનાભ આયંગરને નાણી જોવામાં આવ્યા. ધાર્યું હતું તેમ જ થયું. તેમણે કહ્યું: 'મેં આવું તો કોઇ દિવસ સાંભળ્યું સુદ્ધા નથી. તેવુ ન બની શકે.'

પાછળથી પદ્મનાભ આયંગરના મનમાં આ વિચાર ઘોળાયા કર્યો. આખરે તેમણે મુથ્થુની દરખાસ્તનો ફરી વિચાર આરંભ્યો. વિચિત્ર છે, પણ આખરે રામભદ્રન તરફના ગુસ્સાને કારણે તેમણે આ વાત સ્વીકારી લીધી. શા માટે નહિ? પદ્મનાભ આયંગરે વિચાર્યું, 'એક રીતે તો મારા પુત્રના આ છોકરી પ્રત્યેના દ્રોહમાંથી આ રીતે છૂટી શકાય.'

એક મહિના પછી તે આ સૂચના લઇને પોતાની બહેન પાસે ગયા. 'સારી વાત છે કે રસ્તો એની જ સૂઝી ગયો છે. આપણા કુટુંબ પર આવેલી અપકીર્તિ આ લગ્ન વડે ધોવાઇ જશે. હવે તો જમાનો ય બદલાયો છે. રૂઢિના રાંદવાં હવે તો છોડવા પડવાના. રીતરિવાજો પશ્ચિમની અસર તળે હવે તો આવવા લાગ્યા છે. આપણે તેની ફીકર ન કરવી હવે. કમલા આનંદ-ચેનથી જીવી શકે એવી તક હવે છે જ, તો

પછી આપણે તેને ઠુકરાવવી ન જોઈએ. મુથ્થુ સારો છોકરો છે. મોભાવાળી જગ્યાએ છે, આગળ જતાં] ય તેના માટે મોટી આશાઓ રાખી શકાય. ઉંમર પણ બન્નેની મળતી જ ગણાય. આ એક નવો સંબંધ બંધાશે. મુથ્થુએ પોતાની રીતે જ મારા દીકરાની કમલા પ્રત્યેની 'વર્તણૂકનું સાટું' લેવાનું શોધી આપ્યું છે. આ એની મારે માટે મદદ કહી શકાય. મારી સલાહ છે કે તું આ દરખાસ્ત સ્વીકારી લે.' કમલાની બાને ય લાગ્યું કે પદ્મનાભની વાત બરાબર છે.

મુથ્થુ ઘણો જ રાજી થઈ ગયો. સઘળાં જ નડતરો દૂર થયાં હતાં. તેણે પદ્મનાભ આયંગરને પૂછ્યું: 'આપે કમલાને વાત કરી જોઈ છે?'

'તે તો જરૂર સંમત થવાની' આનંદમાં ડૂબી ગયેલા આયંગર બોલતા હતા. 'જ્યારે અમે બધાએ મળીને તેના માટે નક્કી કર્યું છે. ત્યારે તે તેમાં વાંધો નહિ જ લે. વળી તમે તો તેને લગભગ નરકાગારની સ્થિતિમાંથી ઉગારી લેવા આગળ થયા છો તે તેને નસીબદાર ગણશે.'

કમલાએ મક્કમતાથી કહી દીધું: 'કદી પણ નહિ. કોઈ કાળે પણ તે શક્ય નહિ બને. મારા પતિ હયાત છે ત્યાં લગી હું બીજા પતિનો વિચાર સુદ્ધાં ન જ કરું. એ બીજે લગ્ન કરી શકે છે. પણ મારે મને તેનું કશું નથી. લગનને દિવસે તેમણે મારા ગળામાં પહેરાવ્યું હતું તે જ મંગળસૂત્ર મેં પહેર્યું છે. હું તેની પત્ની છું અને તેમાં કોઈ જ ફેરફાર થઈ શકે નહિ.'

રામકૃષ્ણ ઐયર અને પદ્મનાભ આયંગરે કમલાને સમજાવવા અને મનાવવા લાખવાનાં કર્યાં. પણ તે વૃથા. મુથ્થુને હાર કબૂલ કરવી પડી. બન્ને કુટુંબો નારાજ નારાજ થઈ ગયાં. પણ એક વ્યક્તિ આ બધાં જ થી ભારી રાજી થઈ હતી...તે હતી આયંગરની નવી પત્ની કમલાની દૃઢતાની તે સ્તુતિ કરતી હતી.

'મારું જીવન ખરાબે ચડ્યું છે. ઇસાએ મને બચાવ્યો અને જીવતાં નરકાગારમાંથી કાઢીને માણસ બનાવ્યો. અને હવે ગઈ કાલે તે હૉસ્પિટાલમાં મૃત્યુ પામી છે. મારા ક્રુદ્ધ પિતાના શાપને લીધે હું આટલી કમનસીબીમાં આવી પડ્યો છું. હું પાપી છું અને પ્રભુએ મને સજા કરી છે.' રામભદ્રનને પોતાના 'નાની મા'ને લખ્યું હતું. તે એકલી ઉપર જ અવારનવાર રામભદ્રનના કાગળો આવતા. તેણે પત્ર પદ્મનાભ આયંગરને બતાવ્યો. તેમણે તે વાંચ્યો. ભદ્રને વધારે ય લખ્યું હતું: 'વિનવું છું કે કમલાને મુથ્થુની દરખાસ્ત સ્વીકારવા સમજાવો. મારી એકમાત્ર એ જ દિલની ઇચ્છા છે અને પ્રાર્થના છે. તેને કહેજો કે મારા તેને હૃદયપૂર્વકના આશિષ છે.

આટલા વરસથી કઠોર થઈ ગયેલું પદ્મનાભ આયંગરનું હૃદય પીગળ્યું. વરસોથી સાચવી રાખેલો એમનો ગુસ્સો ઓસરવા લાગ્યો.

એક દિવસે કમલા એમની પાસે વિચિત્ર પ્રકારની વિનંતી કરવા આવી: 'મામા, મારે પરદેશ જવું છે. મને તે માટેની સગવડ કરી આપો. દયા જગાડે તેવી આ અરજ હતી પદ્મનાભ આયંગર આર્દ્ર થઈ ગયા હતા. 'દીકરી, ત્યારે ત્યાં શા માટે જવું છે? હજી તને પેલા વહેલાનો મોહ નથી છૂટ્યો?'

'મામા, દયા કરો. ભગવાને મને વચન આપ્યું છે. તેઓ તે પાળશે.' કમલાએ આજીજી કરી. તેણે બોલ્યા કર્યું: 'મારે જવું પડે તેમ જ છે. કોઈ પણ હિસાબે હું તેમને મનાવી લઈશ. મારે રામભદ્રન સાથે જ રહેવાનું છે.' તેણે પૂરું કર્યું.

મુથ્થુ અને કમલા લંડન પહોંચી ગયાં. તેઓ રામભદ્રનને મળ્યા. એ એક ઘણી જ સૂક્ષ્મ પળ હતી.

'મારા જેવા પાપી માટે હજીયે તારા હૃદયમાં સ્થાન છે?' રામભદ્રને પૂછ્યું. કમલા તેના પગ પકડીને બેસી ગઈ. તેની આંખમાંથી આંસુ સરી રહ્યાં. તેણે તેને હળવેથી હાથ ઝાલીને બેઠી કરી. તેણે તેને ઇસાબેલનો ફોટો બતાવ્યો અને તેની વિષે લાંબો વખત બોલ્યા કર્યું. 'જ્યારે હું મોતના દરવાજે પહોંચ્યો હતો ત્યારે તે દૈવી સ્વરૂપે પ્રગટી અને મને બચાવ્યો. કમલાએ ફોટો ઝાલ્યો અને તેને નમન કર્યું.

વરસ પછી વિદેશમાં જ કમલા અને રામભદ્રનનું લગ્ન થયું, આ નવા દફતરી લગ્નનો સાક્ષી મુથ્થુ હતો. પદ્મનાભ આયંગરે તેમને આશીર્વાદ મોકલાવ્યા.

અને રામભદ્રન કમલા સાથે સ્વદેશ પાછો ફર્યો.

# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર

અનુ૦ નગીનદાસ પારેખ



## ૯૬ ભય અને આનંદ

૨૬ ચૈત્ર, ૧૩૧૫

ૐ પિતા નોઽસિ એ મન્ત્રમા બે ભાવોનો સમન્વય છે. એક તરફથી પિતા સાથે પુત્રનું સામ્ય છે. પુત્રમાં પિતાએ પોતાની જાતને જ પ્રગટ કરી છે

બીજી તરફથી પિતા મોટા છે, પુત્ર નાનો છે.

એક તરફ અભેદનુ ગૌરવ અને બીજી તરફ ભેદની પ્રણુતિ પિતા સાથેના અભેદને કારણે આપણે આનંદ કરી શકીએ, પણ બડાઈ ન કરી શકીએ. મારી જ્યા મર્યાદા હોય ત્યા મારે માથું નમાવવુ જ પડે.

પણ આ નમવામાં અપમાન નથી કારણ, ઈશ્વર માત્ર મારાથી મોટા જ નથી મારા પોતાના છે, મારા પિતા છે. તે મોટા છે પણ મારા છે. હુ નાનો છું પણ તેમનો છુ. તેમને પ્રણામ કરવામા હુ મારા મોટા 'હુ'ને જ પ્રણામ કરું છું એમાં બહારનો કોઈ ધોચ પરોણો[*] નથી—જબરદસ્તી નથી. જે મોટામાં હું રહેલો છું, જે મોટામાં જ પરિપૂર્ણ સાર્થ-કેલા છે, તેને પ્રણામ કરવા એ જ એક સ્વાભાવિક પ્રણામ છે. એ પ્રણામ કશું મેળવવા માટે નથી, કશુ આપવા માટે નથી, કોઈ ભયથી કરેલા નથી, બળજબરીએ કરેલા નથી એ તો મારા જ અનન્ત ગૌરવની અનુભૂતિ આગળ પ્રણામ છે. એ પ્રણામનું મહત્ત્વ સમજીને જ પ્રાર્થના કરવામા આવેલી છે કે નમસ્તેઽસ્તુ, તારા પ્રત્યેના મારા નમસ્કાર સાચા બનો.

ઈશ્વરનો પિતા નોઽસિ કહીને સ્વીકાર કરીએ એટલે તેમની સાથેના આપણા સંબંધમાં અમુક મર્યાદા સચવાય છે. ઈશ્વરની બાબતમા કેવળ પ્રેમરસથી છાકટા બનવાની જે એક ઉચ્છૃંખલ ભાનભૂલી વૃત્તિ હોય છે તે આપણા ઉપર આક્રમણ કરી શકતી નથી. સંભ્રમને કારણે આપણા આનંદને ગાભીર્ય પ્રાપ્ત થાય છે, અચચલ ગૌરવ પ્રાપ્ત થાય છે.

પ્રાચીન વેદે બધા માનવ સબધોમા કેવળ આ પિતાના સબંધને જ ઈશ્વરમા વિશેષરૂપે અનુભવ્યો છે. માતાના સંબધને સુધ્ધા ત્યા સ્થાન આપેલુ નથી.

કારણ, માતાના સંબંધમા પણ એક બાજુ જેમ ઓછો ઓછો છે, તેમ બીજી બાજુ સંપૂર્ણતાનો અભાવ છે.

માતા સંતાનનુ સુખ જુએ છે, આરામ જુએ છે; તેની ભૂખ મટાડે છે, તેના શોકમા સાન્ત્વન આપે છે, તેની માંદગીમાં શુશ્રૂષા કરે છે. આ બધામાં જ સંતાનની તાત્કાલિક જરૂરિયાત પૂરી પાડવાની દૃષ્ટિ રહેલી છે.

પિતાની દૃષ્ટિ સંતાનના આખા જીવનના વિશાળ ક્ષેત્ર ઉપર હોય છે. તેનું આખું જીવન સમગ્રપણે સાર્થક થાય એમ તે ઇચ્છતા હોય છે. એટલા માટે જ સંતાનનું સુખ અને આરામ એ જ તેમની નજરમાં સર્વસ્વ નથી હોતાં. એટલા માટે તે સંતાનને દુઃખ પણ દે છે. તેને શિસ્તમાં રાખે છે, તેને કોઈ વસ્તુથી વંચિત રાખે છે, તે નિયમનું ઉલ્લંઘન કરીને ભ્રષ્ટ ન થાય એ વિષે તે સદા સાવધ રહે છે.

અર્થાત્ પિતામાં માતાનો સ્નેહ છે પણ તે સ્નેહ સંકુચિત સીમામાં પુરાયેલો ન હોવાને લીધે તે બહુ પ્રગટપણે નજરે ચડતો નથી, અને તેની સાથે મનફાવે તેવી રમત કરી શકાતી નથી.

એટલા માટે પિતાને નમસ્કાર કરતી વખતે કહ્યું છે કે, નમઃ શમ્ભવાય ચ મયોભવાય ચ; જે સુખકર છે તેને નમસ્કાર, જે કલ્યાણકર છે તેને નમસ્કાર.

પિતા કેવળ આપણા સુખની તૈયારી નથી કરતા, આપણું મંગલ પણ કરે છે એટલા માટે સુખમાં પણ તેમને નમસ્કાર હો, દુઃખમાં પણ તેમને નમસ્કાર હો. એમાં જ પિતાની પૂર્ણતા છે; તે દુઃખ આપે છે.

ઉપનિષદમાં એક તરફ કહેલું છે કે આનન્દાદ્ધયેવ ખલ્વિમાનિ ભૂતાનિ જાયન્તે. આનંદમાંથી બધું જન્મેલું છે તો વળી બીજી તરફ એમ કહેલું છે કે ભયાદસ્યાગ્નિસ્તપતિ ભયાત્તપતિ સૂર્યઃ। એના ભયથી અગ્નિ બળે છે, એના ભયથી સૂર્ય તાપ આપે છે.

એનો આનંદ ઉચ્છૃંખલ આનંદ નથી, તેમાં એક અમોઘ નિયમનું શાસન રહેલું છે. અનન્ત દેશમાં અને અનન્ત કાળમાં ક્યાંય એક કણ પણ લગારે ચસકી શકતો નથી. એ અમોઘ નિયમ એ જ ભય એની આગળ સહેજ પણ ચાલાકી ચાલતી નથી, તે ક્યાંય કોઈને પણ લગારે છૂટ આપતો નથી.

યદિદં કિંચ જગત્ સર્વં પ્રાણ એજતિ નિઃસૃતં મહદ્ભયં વજ્રમુદ્યતમ્। આ જે કાંઈ જગત છે તે બધું જ પ્રાણમાંથી નીકળીને પ્રાણમાં જ કંપિત થાય છે—એ જે પ્રાણ, જેમાંથી બધું ઉદ્ભવ્યું છે અને જેમાં બધું ચાલે છે તે કેવો છે?—નો કે તે ઉદ્યત વજ્ર જેવો મહાભયંકર છે. એટલા માટે જ તો બધું ચાલે છે—નહિ તો વિશ્વવ્યવસ્થા ઉન્મત્તના પ્રલાપની પેઠે અત્યંત ભયંકર બની જાત. આપણા પિતા ભયાનાં ભયં ભીષણં ભીષણાનામ્ છે. એ ભયને લીધે જ અનાદિકાળથી સર્વત્ર બધાંની સીમા બરાબર સચવાય છે, સર્વત્ર બધાનું પ્રમાણ જળવાય છે.

આપણી પણ જે ચાલવાની બાજુ છે, શું વાણીમા કે શું વ્યવહારમા, તે બાજુએ પિતા ઊભેલા છે—મહદ્ભયં વજ્રમુદ્યતમ્। એ બાજુ કોઈ મીનમેખ નથી, કોઈ ભૂલની ક્ષમા નથી, કોઈ પાપની માફી નથી

એટલે આપણે જ્યારે કહીએ છીએ કે પિતા નોઽસિ, ત્યારે એમા આપણો કોઈ હકદાવો નથી હોતો, ઉન્મત્તતાની કોઈ છૂટ નથી હોતી. અત્યંત સંયત આત્મસંવૃત વિનમ્ર નમસ્કાર હોય છે. જે કહે છે કે પિતા નોઽસિ, તે તેની સામે 'શાન્તોદાન્ત ઉપરતસ્તિતિક્ષુઃ સમાહિતઃ' થઈને ઊભો રહે છે. તે પોતાની જાતને એકેએક નજીવા અધૈર્યથી અને નજીવી આત્મવિસ્મૃતિથી બચાવીને ચાલતો હોય છે.

---

શું આ વિચિત્ર નથી લાગતું? વિજ્ઞાન મોટા યંત્રો અને કારખાનાઓની મદદથી કશું પરફ્યૂમ કે વસ્ત્ર વણી આપે તો આપણે 'અદ્ભુત' બોલી ઊઠીશું ને નાચીશું. નાના જૂના અમથા કણમાંથી કુદરત ધરતીની પેટાળમાંથી કશું ઊગાડે તો તેને આપણે શાન્તિથી રાતેના મુજબનું ગણીશું। —'ક્રીશ્ચન ક્રોનિકલ'

# એકલીઆનો આધાર

ઈન્દુકુમાર જે૦ જોશી

[માણસ તદ્દન એકલો પડી જાય ત્યારે તેનો સાથી કોણ બને છે? માનવીના સગાવહાલાં, સંપત્તિ બધું હોય તો પણ મનવીના મનની એકલતા કોણ ઓછી કરે છે? આ પ્રશ્નનો જવાબ છે, પ્રાર્થના. જગતના દરેક મહાન સંત મહંતે જીવનમાં પ્રાર્થનાના મહત્ત્વ પર ભાર મૂક્યો છે. ધર્મ અને પ્રાર્થનાના સંસ્કારો એક વાર પડ્યા પછી માણસ ગમે તેવા મુશ્કેલ સંજોગોમાંથી પણ ઉગરી જાય છે. આ સાથેના લેખમાં અમેરિકાના એક મુક્કાબાજ ખેલાડી બાર્ની રોસના જીવનની આંતરિક આંધીઓ તથા ઉત્કટ ધર્મના સંસ્કારો દ્વારા તેનો ઉકેલ શોધ્યો તેની રજૂઆત કરી છે.]

અમેરિકાના શીકાગો શહેરના પછાત અને ગરીબ લત્તામાં બાર્ની રોસ નામનો છોકરો પોતાના માતા પિતા અને અન્ય ૭ ભાઈ-બહેનો સાથે રહેતો હતો. બાર્નીના પિતા કરિયાણાની હાટડી ચલાવતા અને તેની મા રોજ ૧૮ કલાક વૈતરું કરીને જેમ તેમ પોતાનું પૂરું કરતા હતા.

એક દિવસ અચાનક જ વહેલી સવારે બાર્નીના પિતાએ દૂકાન ખોલી ને થોડી જ વારમાં શીખાઉ ડાકુઓએ તેના પર ગોળી ચલાવીને આ કુટુંબને નિરાધાર કરી દીધું. આ આઘાત ખરેખર અસહ્ય હતો પણ આખરે તો તેમાંથી સૌએ માર્ગ કાઢવો રહ્યો. બાર્નીની માતા અને નાના ભાઈબહેનો રડી શક્યા પણ બાર્નીને આંસુ ન જ આવ્યા. તે મનમાં ને મનમાં શોષાઈ રહ્યો.

બાર્નીના પિતા જીવતા હતા ત્યારે દરરોજ નિયમિતપણે પ્રાર્થના અને ભજન કરતા અને પોતાના બાળકો પાસે પણ ફરજિયાતપણે કરાવતા.

યહૂદીઓના બધા જ ધાર્મિક તહેવારો અને ઉત્સવો પૂરા કર્મકાંડ સાથે તેઓ ઉજવતા અને ધર્મથી વિરુદ્ધનું આચરણ કોઈ કરે તો તેને અતિ કડક શિક્ષા પણ થતી. ગરીબીમાં ઉછરતા બાળકોને કોઈ વાર માત્ર પાઉંનો ટુકડો પાણી સાથે ગળે ઉતારવો પડતો પણ તેમના પિતા એક વાત કાયમ કહેતા—ઇસુની દશ આજ્ઞાઓ—ટેન કમાન્ડમેન્ટસ—જીવનમાં પાળશો તો કદિ દુઃખી નહીં થાઓ અને સંકટમાં હશો તો પણ ઇશ્વર તમારી સહાયમાં જ છે એમ લાગશે. ધર્મ છે તો જ જીવન છે.

બાર્નીના પિતા એમ માનતા કે આજે જગતમાં મારામારી, ઝઘડા, લડાઈ વગેરે થાય છે તેનું કારણ એ છે કે ધર્મનો લોપ થયો છે અને માણસો નાસ્તિક થતા જાય છે. સ્વપ્નામાં પણ કોઈને મારીએ તો એ હિંસા ગણાય એમ તેઓ કહેતા. બાર્ની અને તેનું કુટુંબ શીકાગોના સૌથી વધુ ગુના ખોર લત્તામાં રહેતું તેથી બાર્ની કોઈ કોઈ વાર રેંકડી કે દુકાનમાંથી નાની નાની વસ્તુઓ તફડાવી લાવતો પરંતુ એ પછી તેનું હૃદય હંમેશા ડંખતું. તેને થતું કે પોતે પેલી દશમાંની કોઈ એક આજ્ઞાનો ભંગ કર્યો છે.

એક વાર બાર્નીએ કેટલાક છોકરાઓની જોડે રહીને મોજાની ચોરી કરી. દુકાનદારને ખબર પડી અને તેણે બાર્નીના બાપુજીને વાત કરી. બસ આવી બન્યું. તેના બાપે ચાબુક વડે માર્યો, સાત દિ' સુધી ઘરમાં પૂરી રાખ્યો અને પછી સાતેય દિવસ ઉપદેશ દીધો— આપણાથી ધર્મ વિરુદ્ધ ન જ વરતાય.

બાર્નીના બાપુના અવસાન પછી એક પછી એક મુશ્કેલી આવવા લાગી. પૈસા ન હોવાને કારણે સૌથી નાના ત્રણ ભાઈબહેનોને બાલાશ્રમમાં મૂકયા. દુકાન વેચી નાખી અને બાર્ની તથા તેનો ભાઈ નાના મોટા કામ કરીને માં મેં છેડા ભેગા કરવા લાગ્યા. બાર્નીને માટે આ બધો બોજો અસહ્ય થવા લાગ્યો. તેને જગત ક્રૂરહૃદય અને નિર્દયી લાગવા માંડયું. તેને થયું કે દુનિયામાં ઇશ્વરનું અસ્તિત્વ જ નથી. માણસાઈ મરી પરવારી છે અને કોઈ કોઈનું રહ્યું નથી અને કોઈનું વેર વાળવું જ જોઈએ. પોતાના મનમાં સમસમતા બાર્નીએ પછી શારીરિક તાકાત કેળવવા માંડી. આખા સમાજ પર તો પોતે વેર વાળી શકે તેમ ન હતો, પરંતુ તેણે મુક્કાબાજી

શીખીને મનની દાઝ બહાર કાઢવાનો રસ્તો જાણ્યે અજાણ્યે પણ પકડી લીધો.

એણે શાળાએ જવાનું છોડી દીધું. રવિવારે અને અન્ય ધાર્મિક તહેવારોને દિવસે દેવળમાં પ્રાર્થના કરવા જવાનું પણ માંડી વાળ્યું અને કોઈ પણ પ્રકારના અંકુશો કે શિસ્ત સામે તેનું મન બંડ પોકારવા લાગ્યું. એના ધર્મગુરુ રસ્તામાં મળ્યા અને બાર્નીને પૂછ્યું, 'કેમ દેખાતો નથી.' 'મને ભગવાનમાં હવે લેશ માત્ર શ્રદ્ધા રહી નથી.' બાર્નીએ તોછડાઈથી જવાબ આપ્યો.

'મારી વાત તો સાંભળ, ઈશ્વર વિશે જરા....' ધર્મગુરુ આટલું બોલ્યા ત્યાં તો બાર્ની દોડતો દોડતો ક્યાંય અલોપ થઈ ગયો.

આમ તે ઈશ્વરથી દૂર દૂર થતો ચાલ્યો. પછી તે ધીમે ધીમે જુગાર રમતો થયો. ઘેર આવીને તે કહેતો કે મને સિનેમાના ડોરકીપરની નોકરી મળી છે. એ રીતે જૂઠું બોલીને પોતાના કુટુંબીઓના પાલનપોષણમાં તે મદદગાર થવા લાગ્યો.

બાર્નીનું જીવન આમ પલટો લેવા લાગ્યું. કોઈ પણ ભોગે સમાજ પર વેર વાળવું એ જ જાણે કે એનું ધ્યેય બની ગયું અને આખરે તે એના લત્તાના અઠંગ ઉઠાવગીર, ગુંડાટોળીના વડા પાસે પહોંચી ગયો અને પોતાને એ ટોળકીમાં ભેળવવાની માગણી કરી. પેલા ગુંડા સરદારે એને કહ્યું કે ભલે હું બધા જ અવળા ધંધા કરતો હોઉં પણ ધર્મનિષ્ઠ માણસોના છોકરાને ઉંધે માર્ગે નહીં ચડાવું. તારા પિતા મોટા ઈશ્વર ભક્ત હતા અને તેથી તું અહીંથી ચાલ્યો જા. આ રવાડે તારે ચડવા જેવું નથી.

બાર્નીના જીવનમાં એક રીતે આ સારો બનાવ હતો ને હવે રીતસરનું બોક્સીંગ—મુક્કાબાજી શીખવા લાગ્યો અને ધીમે ધીમે તેની નામના વધવા લાગી. એ જમાનામાં કેટલીક કંપનીઓ આવા ધંધાદારી મુક્કાબાજોની હરીફાઈ ગોઠવતી અને જે કંઈ કમાણી થાય તેમાંથી ભાગ પાડી લેતી. બાર્ની એવી એક મંડળીમાં જોડાયો. પણ પૂરા પૈસા મળતા ન હતા તેથી વળી પાછું મન જુગાર કે ગુંડાગીરી તરફ વળતું.

પરંતુ ગમે તે કારણે તે એ માર્ગે જઈ શકતો નહીં. જાણે કે એના પિતાની આકૃતિ બાર્ની સામે ખડી થતી, દશ આજ્ઞાઓ તરફ આંગળી ચીંધીને કહેતી, દીકરા આ આજ્ઞાઓનો ભંગ ન કરીશ.

બાર્ની જે મુક્કાબાજી જંગમાં ઉતરતો તેમાં અચૂક જીતી જતો કારણ કે વીજળી જેવી ઝડપથી અને ચિત્તાની ચપળતાથી કામ લેતો. બાકી તેનામાં વૈજ્ઞાનિક રમતની કોઈ આવડત ન હતી. પોતાને જે કંઈ ઇનામ મળતાં—ચાંદ વગેરે તે વેંચી આવતો અને બને તેટલી વધુ રકમ તે પોતાની વિધવા માને પહોંચાડતો. એના આ સાહસની તે કોઈને ખબર પડવા દેતો નહીં. પણ પછીથી એક દિ' તેની માને ખબર પડી કે દીકરો મુક્કાબાજીમાં નિષ્ણાત થવા લાગ્યો છે અને તેના રોષનો પાર ન રહ્યો. તેણે કહ્યું, 'બાર્ની, તેં તારા બાપના નામને બટ્ટો લગાડ્યો છે. તારા બાપે તને શું શીખવ્યું હતું? આપણો ધર્મ શું છે અને તું કયે મારગે છો? તારે મારામારી કરવી છે ખરું ને? હું તને ચોખ્ખી ના ફરમાવું છું, ખબરદાર!'

આટલું કહીને બાર્નીની મા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. બાર્નીએ કહ્યું, 'મારા નાનાં ભાઈબહેનોને અનાથાશ્રમમાંથી બહાર લાવવાં હોય અને ઘેર ઉછેરવાં હોય તો વધુ પૈસા કમાવા જોઈએ.' અને પોતાને મુક્કાબાજી સિવાય વધુ કમાણી મળે તેમ ન હતું. પરંતુ બાર્નીની માતા આવી કોઈ વાત સાંભળવા તૈયાર ન હતી. આખરે ઘણી મથામણ અને મનામણાં પછી બાર્નીની માએ તેને લડવા જવાની છૂટ આપી.

શીકાગોમાં સારી નામના પ્રાપ્ત કર્યા બાદ બાર્ની આગળ વધ્યો. ન્યુયોર્કમા એક બોક્સીંગ ટુર્નામેન્ટમાં તેને રમવા જવાની તક મળી. છાપાંઓમાં તેના ફોટા પ્રગટ થયા, મુલાકાતના અહેવાલો પ્રગટ થયા અને તે 'મોટો માણસ' બનવા લાગ્યો. તેનાં નાનાં ભાઈ બહેનોએ આ સિદ્ધિના સમાચાર વાંચ્યા અને ખુશ થયાં પણ હજી બાર્ની પાસે એટલી રકમ એકઠી નહોતી થઈ કે તે એ ભાંડરડાંઓને પોતાને ઘેર લાવી શકે.

વધુ પૈસા મળવા લાગ્યા અને બાર્ની તેને ઉડાવવા લાગ્યો. મોડી રાત સુધીના ઉજાગરા, દારૂ, નાચ વગેરેમાં તેનો સમય વીતવા લાગ્યો અને પછી મુક્કાબાજીની સ્પર્ધાઓમાં તે હારવા લાગ્યો. આ તકે તેના મેનેજરોએ બાર્નીને વાર્યો અને સીધે રસ્તે લાવ્યા. બાર્નીની મા પણ રોજ પ્રાર્થના કરીને પોતાના દીકરાનું ભલું વાંછતી.

રે-મીનર નામના એક મોટા મુક્કાબાજ સામે બાર્ની સ્પર્ધામાં ઉતર્યો અને એને તેણે સજ્જડ હાર આપી આ વિજયની સાથે લક્ષ્મી પણ આવી. તેમણે નવું મકાન ભાડે રાખ્યું, ભાઈબહેનોને અનાથાશ્રમમાંથી બોલાવી લીધાં અને સૌ મોજથી રહેવા લાગ્યાં. પરંતુ બાર્નીના મનને હજી પણ શાંતિ વળતી ન હતી. સમાજ પ્રત્યેની તેની ઘૃણા અને કડવાશ હજી સુધી ઘટી ન હતી. તેના દિલને કોઈ છાને ખૂણેથી અવાજ આવતો હતો, 'કંઈક ખોટું તો નથી થતું ને!' અને માયલાનો અવાજ ધીમે ધીમે જોરદાર થવા લાગ્યો. બાર્નીએ પોતાના પિતાના વખતના જૂનાં ધાર્મિક પુસ્તકો વાંચવાનું શરૂ કર્યું અને શહેરનાં પુસ્તકાલયમાંથી પણ ધર્મ, નીતિ અને સદાચારના પુસ્તકો લાવીને વાંચી નાખ્યા. ખ્રિસ્તી અને યહુદી ધર્મનાં પુસ્તકો જોયા પછી બાર્નીએ ઇસ્લામ, બૌદ્ધ અને હિન્દુ ધર્મના પુસ્તકો પણ જોયાં. બાર્નીને નવાઈ તો એ લાગી કે જગતના બધા જ ધર્મો લગભગ એક સરખો જ ઉપદેશ આપતા હતા. બાર્ની જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ તેને ધર્મની વધુ ને વધુ જરૂરત જણાવા લાગી. તેને એમ પણ થયું કે જગતમાં જે કંઈ બને છે તેની પાછળ ઇશ્વરનો જરૂર કંઇ સંકેત હોય છે. અને આ પ્રકારના વિચારોએ બાર્નીના મનને અદ્‌ભુત શાંતિ આપી.

અને ફરી એક વાર તે પોતાના જૂના દેવળમાં પ્રાર્થના કરવા જઈ પહોંચ્યો. પેલા ધર્મગુરુએ એનો વાંસો થાબડ્યો. પછી બાર્નીએ પ્રાર્થના કરી અને ભજન ગાયું, એક પણ શબ્દની ભૂલ વિના. અને બધા લોકો પર તેના આ કૃત્યની સુંદર છાપ પડી.

બાર્નીની મુક્કાબાજીની હરીફાઇઓ ચાલુ હતી. એક હરીફાઈમાં તેને ખર્ચ કાઢતાં ૩૫ હજાર ડોલર—૧ લાખ ૭૫ હજાર રૂપિયા મળ્યા. આ પછી તો તેને ઉપરાઉપર વિજય મળવા લાગ્યા અને નાણાંની છોળ ઉડવા લાગી. પૈસાની કિંમત તેના મનમાંથી હટવા લાગી. મંડ્યો વેડફવા. ભવિષ્ય માટે કંઈક બચત કરી જોઈએ એ વાત એક વખતનો ગરીબ જુવાન ભૂલી ગયો. દરમિયાન તેણે લગ્ન કરી લીધાં હતા.

ધીમે ધીમે તે રેઈસકોર્સ પર જઈને ઘોડા ઉપર શરત લગાવવા માંડ્યો. કોઈ વાર જીતે અને મોટે ભાગે હારે. પણ મુક્કાબાજીની આવક અપરંપાર હતી એટલે જુગારમાં ખેંચાતી રકમની તેને પરવા ન હતી. પરંતુ આખરે તો તેને પૈસાની તંગી વરતાવા લાગી અને એને પહોંચી વળવા માટે તે વધુ ને વધુ હરીફાઈઓ યોજવા લાગ્યો. આખરે એક હરીફાઈમાં તેને જબ્બર માર પડ્યો. તેના પગ ધ્રુજતા રહ્યા, સ્નાયુઓ કામ ન કરે અને હરીફ મંડ્યો તો મુક્કાઓનો વરસાદ વરસાવવા. બાર્ની અંતે હાર્યો. આ વખતે તેની ઉંમર માત્ર ૨૮ વર્ષની હતી પણ વધુ પડતા કામને કારણે તે રમત માટે હવે નકામો બની ગયો હતો.

પોતાની મૂડી તેમ જ સસરાની મદદથી તેણે શરાબની દુકાન ખોલી. અને ધંધો ચાલવા લાગ્યો. પણ ૧૯૨૯માં જે મહાન આર્થિક કટોકટી અમેરિકામાં આવી તેનો ભોગ બાર્ની પણ બની ગયો. દુકાનમાં ખોટ ગઈ. શરાબનો ધંધો મોડી રાત સુધી ચાલે એટલે તેની પત્નીએ પણ કંટાળીને છૂટાછેડા લઇ લીધા. આ રીતે એક વખતના મુક્કાબાજ ચેમ્પીઅનના જીવનમાં ફરી પડતી આવી.

આ પછી થોડા વર્ષો વિત્યાં. તે કેથી નામની એક નટીના પરિચયમાં આવ્યો અને બંનેની મૈત્રી લગ્નમાં પરિણમી દરમ્યાન પોતાનો ધંધો ફરી ચાલવા લાગ્યો હતો અને સંસાર પણ સારો ચાલતો હતો. દરમિયાન બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. બાર્ની નૌકાદળમાં મુક્કાબાજી શીખવનાર તરીકે જોડાયો.

બાર્નીને જાપાન સામે લડવા જતી ટુકડી સાથે મોકલવામાં આવ્યો. પેસિફિક સાગરના ટાપુઓમાં મેલેરીઆ અને બીજા રોગચાળાને કારણે બાર્નીનું શરીર નંખાઇ ગયું. મરડો, ઊલટી, તાવ, શરદી, આધાશીશીએ એક સામટી તેની ઉપર ચડાઇ કરી.

અને આ રોગમાંથી રાહત આપવા માટે તેને લશ્કરી ડૉકટરે ઘેનની દવા આપી. મોર્ફીઆ લીધા પછી તેને આરામ થયો.

આ પછી તેની ટુકડી ન્યુઝીલેન્ડ ગઈ. ત્યાં પણ મોર્ફીઆની સારવાર ચાલુ રહી અને ધીમે ધીમે તેને ઘેનની દવાનું બંધાણ થવા લાગ્યું. આ પછી જ્યારે તે લશ્કરમાંથી છૂટીને પાછો આવ્યો ત્યારે મોર્ફીઆનો બંધાણી બની ચૂક્યો હતો પરંતુ પોતાની પત્નીને તે આ વાત કહી શક્યો નહીં. ફરી પાછો એનો ભયનો સળવળવા માંડ્યો. પોતે ક્યે મોઢે પોતાની માતા અને ભાઈબહેનોને વાત કરે કે તેને આવું ભયંકર બંધાણ થઈ ગયું છે અને એની પણ માત્રા રોજ રોજ વધી રહી છે.

આથી તે કાળા ચશ્મા પહેરીને તથા જુદા જુદા વેશ પલટા કરીને ડૉકટરો પાસે જતો અને અફીણના ઈન્જેકશન લેતો. પૈસા તો તેની પત્ની પાસેથી મળતા તેમ જ પોતાનો ધંધો પણ ઠીક ઠીક ચાલતો, તેનો ભાઈ શરાબની દુકાન સંભાળતો અને સારી એવી રકમ મોકલતો. વળી બાર્નીએ જે રીતે મુક્કાબાજીની ચેમ્પીઅનશીપ મેળવી હતી તે રીતે એક ફિલ્મ કંપનીએ તેની જીવનકથા સારી એવી રકમ માટે ખરીદવાનું નક્કી કર્યું હતું.

આમ તેની આર્થિક ચિંતા ઘટી હતી તો પણ બીજી બાજુથી અફીણનાં ઈંજેકશનો નાણાં તાણી જતાં હતા. અને હવે તો દાણચોરીથી આવી ઘેનની દવા વેચનારાનો પણ તેને ભેટો થઈ ગયો હતો. બાર્નીનું બંધાણ વધતું જતું હતું તેમ તેમ પેલા લોહી તરસ્યા ધંધાદારીઓ ભાવ વધારતા જતા હતા. અને એક દિવસ એવો પણ આવ્યો કે જ્યારે બાર્નીએ દર અઠવાડિયે વાજબી ભાવ કરતા ૫૦૦–૫૦૦ રૂપિયા વધુ દઈને ઈંજેકશનો મેળવવાનું શરૂ કર્યું. એક જણાએ તો બાર્નીને કહી દીધું કે તમારાં જેવા નૂરવા હાથમાં આવે ત્યારે અમારા ભાવ ચારગણા વધી જાય છે. અને તમારું નામ બહાર પડી જશે તો તમારો મોભો અને મોટાઈ બધુય ચાલ્યુ જશે.

જ્યારે બાર્નીને લાગ્યું કે આ રીતે પોતાની પત્ની સાથે વધુ વખત રહેવાથી કદાચ ભાંડો ફૂટી જશે ત્યારે તે થોડા વખત પૂરતો ન્યુયોર્ક રહેવા ગયો અને એક પેઢીના પ્રચાર અધિકારી તરીકે કામ કરવા લાગ્યો. બે વર્ષ સુધી તે પોતાની પત્નીથી અલગ રહ્યો અને કેથીએ ઘણી આજીજી કરી તો પણ એક યા બીજું બહાનું બતાવીને બાર્નીએ સાથે રહેવાનું ટાળ્યા કર્યું કારણ કે તેને ડર હતો કે રખેને પકડાઈ જવાય. અને કંટાળીને છેવટે તેની પત્નીએ છૂટાછેડા માટેની અરજી અદાલતમાં કરી દીધી.

બાર્નીને પોતાની પત્નીનાં આ પગલાંથી આઘાત લાગ્યો. તેને થયું કે ઘેનના બંધાણે જ આ સ્થિતિ પેદા કરી છે તેથી મારે તેને છોડી દેવું જોઈએ. એક વાર બંધાણ અને એય તે આવા ભયંકર કેફનું બંધાણ વળગ્યા પછી તેમાંથી છૂટવું કેટલું મુશ્કેલ છે તે તો તેનો બંધાણી જ જાણી શકે. બાર્નીએ મનમાં નિશ્ચય કર્યો કે બંધાણ છોડી દેવું.

એક મોટા ભોજન સમારંભમાં ભાગ લેવાનું તેને આમંત્રણ મળ્યું. પોતે ગયો. ઈન્જેકશન લીધેલું નહીં તથા માથું ભમે, પગ પાણી પાણી થાય અને કોઈ રીતે ચેન ન પડે. જમતા જમતા તે બે વાર ઊઠ્યો અને ઊલટી કરી આવ્યો. માંડ બે કોળીઆ અન્ન પેટમાં ગયું પછી બેચાર શબ્દોમાં પોતાનું કથન પૂરું કરી તે કાર્યક્રમની અધવચ્ચે જ ઘેર ચાલ્યો ગયો. મોર્ફીઆ વિના તેને ચેન પડતું ન હતું અને મોડી રાતે ગમે તેમ મેળવ્યા પછી તે લઈને બાર્ની નિરાંતે સૂતો.

પરંતુ બાર્નીના દિલમાં હવે મંથન શરૂ થયું હતું. પત્ની અને કુટુંબને છોડવા કે બંધાણને? હિંમત એકઠી કરી તે એક ડૉકટરને મળ્યો અને પોતાના મિત્રને બંધાણ લાગુ પડ્યું છે તો શું કરવું એ બાબત તેની સલાહ લીધી. ડૉકટરે કહ્યું કે મને ખબર છે તમારો મિત્ર કોણ છે એ. પણ તમે હવે સીધા જ સરકારી દવાખાનામાં દાખલ થઈ જાઓ અને કેફી દવાનું બંધાણ છૂટે એ માટેની સારવાર શરૂ કરો.

તમારા જેવા આબરૂદાર માણસ આ ઝંઝટમાં ફસાયા છે અને મનોબળ કેળવીને કેફ છોડે છે એ સમાચાર જગત ભલે વાંચે. ઘણા સારા કુટુંબના

માણસો ભૂલથી એક વાર આ લતમાં ફસાયા પછી છૂટવા મથતા હોય છે તેમને પણ નૈતિક હિંમત મળશે.

બાર્નીને આ વાત ગળે ઊતરી ગઈ પણ તેનો અમલ કરતાં તેને ચાર પાંચ અઠવાડિયા લાગી ગયા. દરમિયાન એક દિવસે તેણે છાપું વાંચ્યું કે તેની પત્નીને કામચલાઉ ધોરણે છૂટાછેડા મળી ગયા હતા. તેને થયું કે હવે મારા બંધાણની જગતને જાણ થાય તો વાંધો નહી.

..અને તે હિંમતભેર સરકારી દવાખાને ગયો. ડૉક્ટરને કહ્યું, મારું નામ બાર્ની રોસ—બૉક્સીંગ ચૅમ્પીઅન. હું મોર્ફીઆનો બંધાણી છું, મને તેમાથી છોડાવો.

આવા મોટા માણસના બંધાણના સમાચાર રેડિયો અને છાપાં દ્વારા આખા અમેરિકામા ફેલાઈ ગયા. તેની પત્નીએ દવાખાનામા ટેલિફોન કર્યો, બાર્ની તે મને આ વાત કેમ ન કરી?

બીજે દિવસે તે ખાસ વિમાનમા ઊડીને તેને મળવા આવી. બાર્નીએ પોતાની હાલતની વાત કરી અને કહ્યું, કેથી તું છૂટાછેડા ન લે મારી જિંદગી કેદમાં બરબાદ થઇ હતી પણ તેમાથી બહાર આવવા હું હવે કોશિશ કરું છું ત્યારે તારો આધાર ન હોય તો હું કેમ જીવી શકીશ! પરંતુ તેની પત્ની એકની બે ન થઈ। તેણે કહ્યું, આખરે તો તું બંધાણી ને! તારો શો ભરોસો? આમ છતા એક વરસ પછી આપણા આખરી છૂટાછેડા થશે ત્યા સુધી તું શું કરે છે? સુધરે છે કે નહીં તે હું જોઈશ.

દવાખાનામા બીજે દિવસે ખાસ ડૉક્ટર મળ્યા અને બાર્નીએ હળવેથી પૂછ્યું, બંધાણના આ રોગમાંથી કેટલાક લોકો સાજા થાય છે? ડૉક્ટર કહે, તમે સમજુ માણસ છો એટલે સાચુ કહું તો બહુ ઓછા માણસો સાજા થાય છે. જો ખરેખર મનોબળ હોય તો કદાચ સાજો બહાર આવે.

અને સારવાર શરૂ થઇ. એ વૉર્ડમા રોજ ઓછા ઓછા ડોઝમાં મોર્ફીઆ દેવામાં આવતું હતું જેથી બંધાણીને ટાઢીઆ ન ધ્રુસકવા પડે. દશ દિવસ પછી એ માત્રા તદ્દન બંધ કરી દેવામા આવે. જે લોકો આ પ્રકારની સારવાર લઈ શકે અને મનોબળ કેળવી શકે તે ખરેખર સાજો થઈ જાય.

દવાની માત્રા ઘટવા લાગી તેમ તેમ દિવસ આખો બાર્નીનું ડીલ તૂટવા લાગ્યું. પસીનો ચાલ્યો જાય, હાથ પગના સાંધા કળવાઇ જવા લાગ્યા, પછી તો ભૂખ પણ મરી ગઇ. ચાર દિવસ સુધી તે કશું ખાઇ ન શક્યો માત્ર કૉફી ગળે ઊતરી. પાંચમે દિવસે તેણે મોર્ફીઆ લેવાની ના પાડી.

રોજના પાંચથી ૭ મોટા ડોઝ લેનાર બંધાણી ચોથે દિવસે સાવ બંધાણ બંધ કરે એટલે શરીર અને મનની એવી વિચિત્ર દશા થાય કે વાત ન પૂછો. બાર્નીને ચક્કર ચડવા લાગ્યા, તેને ધેનમાં ધોળે દિવસે તારા દેખાવા લાગ્યા. આંખો સામે જાત જાતના દીવાસ્વપ્નો દેખાય. પોતે આગની ખાઇ પર બેઠો હોય, હાથે ને પગે સરપ વીંટાઇને જીભના લબકારા લેતા હોય અને ભૂતાવળ આંટા મારતા હોય. આ બધું તે જોતો જાય.

પછી તો બાર્નીનું મગજ સાવ ભેર મારી ગયું. તે પોતાની કોટડીમા આમતેમ દોડીને માથાં અફળાવવા લાગ્યો. એમ કરતાં સાંજ પડી ગઈ અને બીજા ડૉક્ટરે બાર્નીને આવીને કહ્યું, તમે એકદમ ડોઝ બંધ કર્યા તેનું આ પરિણામ છે જોઇએ તો થોડું મોર્ફીઆ આપું. પણ વળી પાછો બાર્નીનો આતમરામ જાગ્યો. અત્યંત દયાજનક માનસિક અને શારીરિક હાલત વચ્ચે પણ તે બોલ્યો, મરી જાઉં તો ભલે પણ બંધાણ નથી કરવું એ નિશ્ચય છે. મને ઈશ્વર સહાય કરશે.

અને આખી રાત બાર્નીની હાલત ખૂબ જ ભયંકર બની ગઈ. ચકરી આવે, કળતર થાય, પેટમાં વાયુના ગોળા ચડે, અને અત્યંત થાક બાદ એકાદું ઝોલું આવી જાય. અને મધરાત બાદ એને તાવ ચડ્યો. કપડા શરીરને અડે તે ન ગમે. બાર્નીએ કપડાં કાઢી નાખ્યા, ચાદરો ફેંકી દીધી અને ટાઢક મેળવવા તે ભોંય પર આળોટવા લાગ્યો. વહેલી સવારે ૩ વાગે બાર્ની ઊઠ્યો પણ ત્યારે એનું જાણે કે સાવ ચસકી ગયું હતું. તેને થયું આના કરતા મરી જવું શું ખોટું? તેણે અસ્રો લીધો અને ગળા પર કાપ મૂકવા જાય છે ત્યાં કોઇએ તેનો હાથ ઝાલી

લીધો. એક વૃદ્ધ બંધાણીએ તેને કહ્યું, બાની આમ જીવનથી હારી જવાય નહીં. તારા જેવા જુવાન માટે તો જિંદગીમાં ઘણી આશાઓ છે. તું હિંમત રાખ.

અને આખરે પેલો બુઢ્ઢો માણસ બાનીને એક બાજુ લઈ ગયો અને તેને સુવડાવી દીધો. આશરે એર-સાડાચાર વાગે બાનીને નિંદર આવી. આટલા વરસમાં તેને પહેલી વાર ઘેન વગરની કુદરતી ઊંઘ ચડી. તે જાગ્યો ત્યારે સૂરજનારાયણ ખૂબ ઊંચા ચડી ગયા હતા પરંતુ તેનું માથું હજી ય ભમતું હતું અને શરીરની બધી શક્તિ હણાઈ ગઈ હતી. અને છતાં કોઈ કુદરતી તાકાત એના મનમાં એકઠી થવા લાગી હતી. તેને લાગતું હતું કે હવે તે બંધાણ છોડીને જઈ શકશે.

આમ માથાનો દુખાવો, ઊલટી, કળતર, માનસિક ભ્રમણાઓ અને વચ્ચે વચ્ચે થોડી જાગૃતિ તથા ચેતનાની હાલતમાં બાનીએ સાત દિવસ વિતાવ્યા. આઠમે દિવસે તે ખરેખર ભાનમા આવતો હોય એમ બાનીને લાગ્યું. તેને ખબર પડી કે પોતે આ પ્રકારની યાતના અને કસોટીમાંથી પાર આવશે કે નહીં તે જોવા દવાખાનાના દરદીઓ અને ડોકટરો વગેરે આતુર હતા.

આ પછી ત્રણેક માસ સુધી તે દવાખાનામાં રહ્યો અને તે બંધાણની પકડમાંથી છૂટીને બહાર નીકળ્યો. તે સીધો જ પોતાની પત્ની કેથીને મળ્યો. પણ કેથીએ છૂટાછેડાની વાતને હજી પકડી રાખી હતી.

છેવટે તેની પત્નીને ખાતરી થઈ કે બાનીએ ખરેખર બંધાણ મૂકી દીધું છે ત્યારે તેણે છૂટાછેડાનો કેસ પાછો ખેંચી લીધો. અને તેઓ ફરી પરણ્યા. બાનીએ હસતાં હસતાં કહ્યું, એકની એક બાઈને બીજી વાર પરણવું તે જિંદગીનો લહાવો છે ને?

બાનીએ કહ્યું છે કે સેંકડે પાંચ ટકા માણસો માંડ આવા ઝેરી બંધાણમાંથી છૂટી શકે છે તો પછી હું કેમ છૂટી શક્યો? એનો જવાબ એ છે કે મેં દૃઢ મનોબળ કેળવ્યું હતું. ઉપરાંત મારી પત્નીનો પ્રેમ પણ મારે માટે આશાતંતુ બની ગયો હતો. અને છેલ્લી તથા સૌથી મહત્ત્વની વાત એ છે કે માણસે પોતાના ધર્મ અને ઈશ્વરમાં અડગ વિશ્વાસ રાખવો જોઈએ. આખરે તો ઈશ્વર જ સૌને ઉગારે છે.

## એ ચેપી છે!

ફરજનું ભાન માણસને એમ માનવાને પ્રેરે છે કે—ભલે તે સતત ખોં ખોં કર્યા કરતો હોય, તેનું નાક ભલે બંધાઈ ગયું હોય, તેનો ચહેરો ચડતા તાવની અસરથી ભલે રાતોચોળ થતો ચાલ્યો હોય, તોયે—તેણે ઑફિસે જવું જ જોઈએ. કામે ચડવું જ જોઈએ. ઘેર પત્ની વીનવે છે કે આજનો દિવસ આરામ કરો, દિવસભર મારી ચાકરી લ્યો, ઑફિસના વડા-શેઠ પણ કહેવરાવે છે કે બધું બરાબર ચાલે છે, ચાલશે. ખાસ કોઈ મહત્ત્વ બાબત કરવાની રહેતી નથી અને તમારા વગર પણ કામકાજ તો બરાબર રાબેતા મુજબ જ ચાલવાનું છે.

ફરજનું ભાન માણસને, અપાયેલી આ સલાહ અવગણવાની ફરજ પાડે છે. એ એને એમ પણ મનાવે છે કે તે પોતાની પત્ની તેમ જ શેઠથી વધારે ડહાપણવાળો છે. અને એ જ એની પેલી માન્યતા કહાવે છે કે તેના વગર બધું કામ રઝળી પડશે.

એ તેની ખોટી માન્યતાને ઉત્તેજન આપે છે કે દિવસ ચડતો જશે તેમ તેમ તેને સારું થવા લાગશે. એ તેના મનમાં એવો ખોટો ભ્રમ પણ પેદા કરે છે કે તેનો આતમ-ભોગ 'ફરજ' ચીજથી જ અજાત એવી નવી પેઢીને પ્રેરણાદાયી નીવડશે.

ફરજના ભાનના જોરે જ તે તૈયાર થાય છે અને પેઢી ભણી પ્રયાણ કરે છે. તેઓ 'સાંજે વહેલો આવી જઈશ' એટલી જ બાંધછોડ કરે છે.

ફરજનું ભાન એને ટબલલગો કરે છે અને ટબલ એનો કેડો મૂકતું નથી—અંતઃકરણને છેતર્યા વિના તેઓ મંડી પડે છે—ઑફિસના બીજા બધાને પણ શરદી ન થાય ત્યાં લગી....

# લોકસેવકોનાં પગારભથ્થાં

સિદ્ધરાજ ઢઢ્ઢા

લોકસભાએ એક કાયદો પસાર કર્યો છે. આ કાયદા અનુસાર પાર્લમેન્ટના સભ્યોને મળતા માસિક પગાર અને ભથ્થામાં તેમ જ સગવડોમાં વધારો કરવાનું નક્કી થયું છે. આજ સુધી પાર્લમેન્ટના સભ્યને માસિક રૂપીઆ ૪૦૦ અને તે ઉપરાંત (જેટલા દિવસ લોકસભા અથવા રાજસભામાં હાજરી આપે તે દિવસો માટે) રૂપીઆ ૨૧ રોજના હિસાબે ભથ્થું મળતું આવ્યું છે. આજે સભ્યોના ભથ્થા માટે વરસનો કુલ ૨૭ લાખ રૂપીઆ ખરચ થાય છે, એટલે કે લોકસભા અને રાજ્યસભા બંનેના થઈને કુલ ૭૫૦ સભ્યો માટે દરેક સભ્ય દીઠ વરસ દિવસે રૂપીઆ ૩,૬૦૦ અથવા માસિક રૂપીઆ ૩૦૦ ખર્ચ આવે છે. આ રીતે આજે દરેક સભ્ય કુલ કરીને લગભગ રૂપીઆ ૭૦૦ મહિને દિવસે નગદ લે છે. ઉપરાંતમા તેને હિન્દુસ્તાનભરમાં ગમે ત્યા જવા માટે ફર્સ્ટ ક્લાસનો પાસ પણ રેલવેમા મળે છે.

પગાર, ભથ્થા વગેરેનું નવુ ધોરણ હવે જે આ કાયદાથી દાખલ થયું છે તે પ્રમાણે સભ્યોને રૂપીઆ ૪૦૦ને બદલે રૂપીઆ ૫૦૦ માસિક પગાર અને રોજના ભથ્થા તરીકે રૂપીઆ ૨૧ને બદલે રૂપીઆ ૩૧ મળશે. એટલે કે દરેક સભ્યને પગારમા એક ચતુર્થાંશ અથવા રૂપીઆ ૧૦૦ અને ભથ્થામાં અરધો એટલે કે રૂપીઆ ૧૫૦ માસિક આમ સઘળું મેળવીને લગભગ રૂપીઆ ૨૫૦ વધારે મળવા લાગશે. આ સિવાય, પ્રવાસ માટે, આજ સુધી રેલવેની જ સગવડ હતી, પણ હવે જેઓનું ઘર દિલ્હીથી ૭૦૦ કીલોમીટરથી વધારે દૂર હોય એમને અમુક ફેરા વિમાનથી મુસાફરી કરવાની પણ છૂટ રહેશે.

વાત સાચી છે કે છેલા કેટલાક વખતથી ચીજેચીજમા મોંઘવારી વધી ગઈ છે અને તેની અસર સૌ કોઇ ઉપર પડી છે. એ પણ સાચું છે કે લોકોનું કામ કરનારાઓને ય બૈરા–છોકરા–કુટુંબના–ભરણપોષણ માટે જોઈતી રકમ મળવી જોઇએ. જેઓ લોકોના કામમા પડયા છે તેમને એવા જ સાર્વજનિક કામકાજ માટે ઠેકઠેકાણે જવુ પડે છે અને તેમને રેલવે તેમ જ વિમાનમાં મફત મુસાફરી કરવાની સગવડ મળે તે પણ વ્યાજબી છે. આમ માનતા હોવાથી અમે આ વિષય પર પૂરી સહાનુભૂતિથી વિચાર કર્યો છે. અને અમને જરૂર એમ લાગે છે કે પાર્લમેન્ટના સભ્યોએ પોતાના પગાર અને ભથ્થામા વધારો કરવાનો જે નિર્ણય લીધો છે તે કોઇ પણ રીતે ઉચિત નથી, ન્યાયસંગત નથી.

સરકારી આકડાઓ અનુસાર આ દેશના નાગરિકની સરેરાશ આવક વરસ દિવસે રૂપીઆ ત્રણસોની છે, મહિનાની રૂપીઆ ૨૫થી ય ઓછી છે. પણ આ સરેરાશમાં તવંગર–ગરીબ બધાય આવી જાય છે. એ વાત બધા જ સ્વીકારે છે કે દેશની કુલ વસતીમાથી બે તૃતિયાંશથી ય વધારે લોકોની આવક ઉપર બતાવેલા રૂપીઆ માસિકની સરેરાશથી ય ઓછી છે. હમણા થોડા મહિના પહેલાં લોકસભામાં જ એ બાબત ઉપર ભારે દુઃખ અને ખેદ વ્યક્ત કરવામાં આવ્યો હતો કે આ દેશની મોટા ભાગની વ્યક્તિઓ દિવસમા ફક્ત સાડાત્રણ આનાની જ કમાણી કરે છે, એટલે કે મહિનાની રૂપીઆ સાડા ૭!

જે દેશમાં આવી સ્થિતિ હોય, જે દેશમાં કરોડો લોકોને બે ટંક ભરપેટ ખાવાનું ન મળતું હોય, તે દેશની જનતાના પ્રતિનિધિ—અને તે પણ એવા પ્રતિનિધિ, જેઓએ સમાજવાદના ધ્યેયની ઘોષણા કરી છે અને તેને માન્ય રાખ્યો છે—તેઓ પોતાને માટે માસિક રૂપીઆ ૭૦૦નો પગાર ઓછો અને અપૂરતો માની લઇને મહિને રૂપીઆ ૨૫૦નો એમાં ઉમેરો કરી લે, એને શું કહેવું?

થોડા મહિના પહેલાં જ ભુવનેશ્વરમાં સત્તાપરના પક્ષનું વાર્ષિક અધિવેશન ભરાયું હતું. તેમાં લોક-

શાહી સમાજવાદ ઉપર ભારે જોરશોરપૂર્વક ચર્ચાઓ ચાલેલી. એ અધિવેશનમાં હાજર રહેલ દરેક પ્રતિનિધિ એકબીજાથી વધી વધીને સમાજવાદની વાતો કરતો હતો. ભુવનેશ્વરની વાતોમાં, ત્યાંનાં નિર્ણયોમા સાચે જ જો કાંઈ પણ સચ્ચાઇ અને પ્રમાનદારી હોત તો થવું તો એ જોઈતું હતું કે ગરીબ જનતાના પ્રતિનિધિઓ પોતાના પગાર અને ભથ્થામાં, ભલેને પ્રતીક જેવો-થોડો પણ ઘટાડો કરે. દિવસે ને દિવસે વધતી જતી મોંઘવારીના માર્યા કરોડો લોકોના જીવન અસહ્ય થઇ ગયાં છે અને લોકો હેરાન-પરેશાન છે. જનતાના પ્રતિનિધિઓ કે રાજ્યકર્તાઓ વધતાં જતા ભાવો રોકી શકતા નથી કે નથી તો સામાન્ય જનતાની આવકમાં વધારો કરી શકતા. ઉલટું, રોજંદા નતનવા ટેક્સ અને બોજા જનતા પર નાખ્યે જ જાય છે-એમ કહીને કે આવતી કાલના સારા જીવન માટે અને સુખને ખાતર આજે ત્યાગ કરવાની ને પેટે પાટા બાંધવાની આવશ્યકતા છે. એક બાજુ લોકોનું મોઢું બંધ કરી દેવા સારુ ત્યાગનો ઉપદેશ દેવો અને બીજી બાજુ જનતા પાસેથી પ્રાપ્ત થયેલા કાયદા બનાવવાના અધિકારનો ઉપયોગ કરી લઇને પોતાની ખુદની આવક કલમના એકી ઝાટકે રૂપીઆ ૭૦૦ માસિકથી વધારીને મહિનાની રૂપીઆ ૧,૦૦૦ કરી નાખવી, એ સમાજવાદની કઈ પરિભાષામાં આવે છે એ અમારી તો સમજની જ બહાર છે. આ અરસામાં જો ગરીબગુરબાંની આવકમાં ય થોડોઘણો વધારો કરવામાં ને એમને કામકાજ આપવામાં સરકાર કે કાયદો સફળ થયા હોત તો કદાચ પોતાના પગાર-ભથ્થાં વધારવામાં કાંઈક ઔચિત્ય હોત.

પણ હકીકત તો એ છે કે સરકારની નીતિ અને યોજનાને કારણે આઝાદી પછી આ છેલ્લા પંદર વરસો દરમિયાન ગરીબની ગરીબી ઉત્તરોત્તર વધતી જ ચાલી છે અને પૈસાદારોના ખજાના વધારે ને વધારે તર થતા રહ્યા છે. અબજો રૂપીઆના ખર્ચ કરીને વરસો સુધી રાષ્ટ્રની અપાર શક્તિ લગાડવા તથા લાંબી ચોડી યોજનાઓ ચાલુ કર્યા છતાં ય તે ગરીબની ગરીબાઇ વધતી જાય અને પાર્લમેન્ટના સભ્યો કાયદો પસાર કરીને થોડી અમથી મિનિટોમા જ પોતાનાં પગાર-ભથ્થાં મહિને રૂપીઆ ૭૫૦થી વધારીને મહિનાના ૧,૦૦૦ કરી લે એ જ શું સમાજવાદ—અને તે પણ 'લોકશાહી સમાજવાદ'—લાવવાનો રસ્તો છે? આનો અર્થ એમ કરવો અનુચિત ગણાશે કે સમાજવાદના સોગનો માત્ર દગા-ફટકા માટે જ છે? લોકોના મોં સીવી દેવા માટે જ છે?

પાર્લમેન્ટના સભ્યોએ પોતાનાં પગાર-ભથ્થાંમાં જે રીતે વધારો કરી લીધો અને એના સમર્થનમાં જે દલીલો આગળ ધરી એ આ આખાએ પ્રકરણનો આથીયે વધુ દુઃખદ ભાગ છે. એ બધાં પરથી જનતાના આ પ્રતિનિધિઓની વાસ્તવિક મનોવૃત્તિનો પરિચય મળે છે. સામાન્ય રીતે પાર્લમેન્ટમાં સઘળા કાયદાની પહેલ સરકાર તરફથી જ થતી હોય છે; પણ પોતાનું મોઢું સંતાડવા માટે પગાર-ભથ્થાં-વધારવાનો આ કાયદો સરકાર તરફથી ન રાખવામાં આવ્યો—'ગૈર-સરકારી' ધોરણે તેનો મુસદો પાર્લમેન્ટમાં પેશ કરવામાં આવ્યો. પાર્લમેન્ટરી સેક્રેટરીએ ભારે સફાઇ બતાવતાં ઘોષણા કરી કે એમણે પોતાના સાથી મંત્રીઓને આ કાયદા માટે મત ન દેવાની ભલામણ કરી છે. સામાન્ય રીતે ગૈરસરકારી ઠરાવ કે કાયદો ભાગ્યે જ કોઇ વાર પાર્લમેન્ટમાં પસાર થઈ શકતો હોય છે, પણ આ કાયદો માત્ર ૯૦ મિનિટમાં જ પાસ થઇ ગયો! આ અશોભનીય ઉતાવળ અને આ બધા નાટકની જરૂર શી? તે શું સૂચવે છે? એ વાતને જાહેર કરે છે કે ખુદ કાયદો બનાવનારાઓ જ એ વાત માનતા હતા કે તેઓ જે કંઇ કરી રહ્યા છે તે શોભાસ્પદ કે ઉચિત નથી.

કોંગ્રેસ પાર્લમેન્ટરી બોર્ડના મંત્રી શ્રી રઘુનાથસિંહે કાયદાનો મુસદો પાર્લમેન્ટ સમક્ષ રજૂ કરતાં કહ્યું હતું કે હિન્દુસ્તાનમાં મળવાના છે તે પગાર-ભથ્થાં પણ બીજા સઘળા દેશોથી ઓછાં છે. પણ આ દલીલ કરતી વેળાએ કદાચ એમને એ યાદ નહિ રહ્યું હોય કે હિન્દુસ્તાન અન્ય સઘળા દેશોથી જાજો ગરીબ છે. જ્યાં કરોડો લોકોને ૨૦ પૈસા ય દિવસના ન મળતા હોય, ત્યાં રૂપીઆ ૨૫ પણ પોતાના માટે ઓછા માનવામાં આવે અને તેને વધારવા માટે બીજા દેશો સાથે તુલના કરવામાં આવે, ગરીબોનો ઉપહાસ નથી તો પછી આ બીજું છે શું?

તો એમના પગાર-ભથ્થામાં વધારો જરૂરી છે શ્રી રઘુનાથસિંહને જો દેશના કરોડો લોકોની નિષ્ઠા અને ઈમાનદારીનો પણ થોડોક ખ્યાલ હોત તો સારું હતું! આ દેશના ગરીબોએ આજે પણ એમના અધિક ને અધિક શોષણ છતાં, પોતાની ઈમાનદારી પોતાના આ 'પ્રતિનિધિ'ઓથી તો વધુ કાયમ રાખી છે

કેન્દ્રીય પાર્લમેન્ટે પગાર-ભથ્થા વધારવાનો જે નિર્ણય લીધો છે તેથી પ્રાન્તોના ધારાસભ્યોનો રસ્તો સાફ થઈ ગયો છે હમણાં રાજસ્થાન વિધાનસભાના સભ્યોનો પગાર ૨૫૦થી વધારીને ત્રણસો રૂપિયા મહિનાના કરી આપ્યા છે અને રાજ્ય સરકાર દ્વારા ચાલુ પગાર મળ્યું છે એટલું જ નહિ, સરકારી હોસ્પિટલો વગેરેમાં સભ્યોને મફતની અને મોંઘી ઈલાજ ઉપચાર વગેરેની સુવિધા એમનાં કુટુંબીઓને પણ આપવાનું કાયદાએ ઠરાવ્યું છે આ રીતે જૂના જમાનાના વિશિષ્ટ વર્ગોને સ્થાને નવા વર્ગોના નિર્માણને સમાજવાદ સાથે શો સંબંધ છે એ ગંભીરતાપૂર્વક વિચારવાની વાત છે સમાજવાદનો આદર્શ ઠરાવો અને ભાષણોથી જનતા સામે મૂકવો અને કામકાજ બરાબર તેથી ઊલટાં જ કરવાં, આથી કરીને જનતાનો વિશ્વાસ દિવસે દિવસે ઊઠતો જાય છે, પરિણામે નોકરશાહી માટે ખતરો ઊભો થઈ રહ્યો છે

— 'ભૂદાનયજ્ઞ' (હિન્દી)

## પ્રધાનોનું વર્તન

મહાસભાના પ્રધાનો કેવું વર્તન રાખશે? એમના મુખી મહાસભાના પ્રમુખ તો ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે ત્યારે તેઓ શું પહેલા વર્ગમાં મુસાફરી કરશે? મહાસભાના પ્રમુખ જાડી ખાદીનું ધોતિયું, પહેરણ ને જાકીટ પહેરીને સંતોષ માને છે છતાં પ્રધાનોને શું પશ્ચિમી ઢબના કપડાં પહેરવા ને પશ્ચિમની ઢબે ખરચ કરવા જોઈશે કે? મહાસભાવાદીઓએ કડક સાદાઈથી રહેવાની તાલીમ લીધેલી છે એ સાદાઈ આ પ્રધાનો તેમના પ્રાંતોના વહીવટમાં દાખલ કરે એવી આશા રાષ્ટ્ર એમની પાસેથી રાખશે એ સાદાઈની એમને શરમ ન આવવી જોઈએ, તેઓ તેમાં ગૌરવ માને આપણે જગતની ગરીબમાં ગરીબ પ્રજા છીએ, અને આપણે ત્યાં કરોડો માણસો અડધો ભૂખમરો વેઠે છે એવા દેશના પ્રતિનિધિઓથી પોતાને ચૂંટનાર મતદારોના જીવનની જોડે જેનો કશો જ મેળ ન હોય એવી ઢબે ને એવી રહેણીએ રહેવાય જ નહીં વિજેતા અને રાજકર્તા તરીકે આવનાર અંગ્રેજોએ જે રહેણીનું ધોરણ દાખલ કર્યું તેમાં જિતાયેલા અસહાય લોકોનો બિલકુલ વિચાર કર્યો ન હતો પ્રધાનો ફક્ત જો ગવર્નરો અને સિવિલ સર્વિસવાળાઓની નકલ કરવી છોડી દેશે તો એટલાથી જ તેઓ એમના અને મહાસભાના માનસ વચ્ચે જે દેખાતો ભેદ રહેલો છે તેનું સ્પષ્ટ દર્શન કરાવી શકશે ખરેખર એમની ને આપણી વચ્ચે કશી ભાગીદારી હોઈ જ ન શકે રાક્ષસ અને વેંતિયા વચ્ચે કદી ભાગીદારી હોઈ શકે ખરી કે?

મહાસભાના પ્રધાનો જો તેમને ૧૯૨૦થી વારસામાં મળેલી સાદાઈ અને કરકસર કાયમ રાખશે તો તેઓ હજારો રૂપિયા બચાવશે, ગરીબોના દિલમાં આશા પેદા કરશે, અને સંભવ છે કે, સરકારી નોકરોની ઢબછબ પણ બદલાવશે મારે એ તો બતાવવાની જરૂર ભાગ્યે જ હોય કે સાદાઈનો અર્થ એ નથી કે મેલાઘેલા રહેવું સાદાઈમાં જે સુંદરતા ને કળા રહેલી છે તે ગાંડીને આંખે વળગે એવી હોય છે સ્વચ્છ, સુઘડ ને ગૌરવશીલ રહેવાને સારુ પૈસા બેસતા નથી, આડંબર તથા દબદબો અને અશિષ્ટતા એ ઘણી વાર એક જ અર્થના શબ્દો થઈ પડે છે

—ગાંધીજી

# પ્રાર્થના—એક ઔષધિ

શિવપ્રકાશ

વનુકાકા આમ તો મારા વડીલ થાય છે છતાં અવારનવાર મારી સંભાળ રાખે છે અને કુશળની પૂછપરછ કરે છે તેથી એકજાતની હૂંફ મને રહે છે. ઘણા દિવસની ગેરહાજરી પછી એક દિવસ તેઓ અચાનક આવ્યા અને મને ધમકાવ્યો :

"તને કોઈ દિવસ એમ થાય છે કે કાકાની ખબર પૂછું? ઈશ્વરનો ઉપકાર માન કે તારી કુશળ-ખબર પૂછવા જીવતો છું!"

"તમે તો કાકા રાતી રાયણ જેવા—અસલનું શરીર છે-અમારી જેમ ડાલ્ડા-મેઈડ નથી!"

"જો, સાંભળ! માંડ જીવતો રહ્યો છું. થોડા દિવસ પહેલાં રાત્રે સૂતો હતો; હાથે કાંઈક કરડી ગયું. મેં બીજે દિવસે ગણકાર્યું નહીં-જો કે જરા બળતરા થઈ. ત્રીજે દિવસે સોજો ચડી ગયો અને તાવ પણ આવ્યો. ડૉક્ટર પાસે ઈન્જેક્શન પણ લીધું. દુઃખાવો વધતો ચાલ્યો—ટેમ્પરેચર વધવા લાગ્યું. શરીરમાં ઝેર ફેલાવા માંડ્યું. ડૉક્ટરની દવા ચાલુ હતી.

"ઘરનાં સૌ મૂંઝાયા. ભગવાનને મારી જાત સોંપી દીધી. સાંજે બેભાન થઈ ગયો—ડૉક્ટરની દોડધામ થઈ પડી. સવાર સુધી બેભાન રહ્યો. સવારે કાંઈક ભાન આવ્યું. જોયું તો સૌ મારી આસપાસ કુંડાળું વળી બેઠાં હતાં. જીવનદીપ બૂઝાઈ જશે કે શું એવી તેમને બીક હતી. મેં આંખ ઉઘાડી એટલે સૌમાં જીવ આવ્યો. મેં પૂછ્યું :

'કેમ બધા બેઠા છો?'

'તમને ઠીક નહોતું એટલે!'

'કેટલા વાગ્યા છે?'

'સવારના છ!'

"ત્યારે મને ખ્યાલ આવ્યો કે આખી રાતનો ઉજાગરો સૌએ મારા ખાતર કર્યો હતો. મેં કહ્યું :

'હવે તમે સૌ આરામ કરો: હું ભયમુક્ત છું' અને થયું પણ તેમજ. હું બચી ગયો!"

"તમને શાથી લાગ્યું કે તમે ભયમુક્ત છો?" મેં, કુતૂહલ થતાં પૂછ્યું.

"મેં મારી જાત ઈશ્વરને સોંપી દીધી અને હું ભાનમાં આવ્યો એટલે ખાત્રી થઈ ગઈ કે તે દયાળુ હવે બચાવી લેશે!"

વનુકાકાની આ વાત ઉપર મેં ઘણો વિચાર કર્યો. વાત સાચી હતી. માણસ માંદો પડે છે અને ખાટલાવશ થાય છે ત્યારે સૌથી વિશેષ ઈશ્વરાભિમુખ બને છે. તેનું અહમ્ ઓગળી જાય છે; પોતે અમર નથી પણ મૃત્યુના મોંમાં છે એ ખ્યાલમાત્રથી તેનો અહંકાર નાશ પામે છે અને દવાદારૂ ચાલુ હોય તો પણ તે ઈશ્વરને પ્રાર્થના કરતો હોય છે:

"હે દેવ! આમાંથી બચીશ તો તને નહીં ભૂલું! તારું અહોનિશ ભજન કરીશ અને સત્કાર્યો કરીશ!"

જો કે આ મનોદશા 'સુખમાં સાંભરે સોની અને દુઃખમાં સાંભરે રામ' જેવી જ છે. ધર્મનું અવલંબન મનુષ્યમાં એવી શ્રદ્ધા પ્રેરે છે જેનો સહારો વિકટ પરિસ્થિતિમાં ઔષધિની ગરજ સારે છે. ધર્મગ્રંથમાં એટલા માટે જ કહ્યું છે કે મૃત્યુએ ગરદન પકડી છે એમ માનીને જ ધર્મનું આચરણ કરવું. ઈશ્વરની પ્રાર્થના કરવાથી માનસિક શાતા અનુભવાય છે. જે કામ દવા નથી કરતી, તે ઈશ્વરમાં આસ્થા કરી આપે છે.

અમેરિકન મેડિકલ એસોસીએશન (AMA) વિશ્વની અગ્રણી ચિકિત્સા-સંસ્થા છે. દર્દના નિદાન અને સંશોધનમાં તે એટલો રસ

લે છે કે કેટલાક દરદીઓની ધાર્મિક શ્રદ્ધાના ચમત્કારે તેમને અચંબામાં મૂકી દીધા છે તેમણે નિરીક્ષણ દરમ્યાન જોયું કે એક જ રોગના, એક જ સરખી ચિકિત્સા પામતા બે દરદીમાંથી એક જીવી શકે છે-બીજાનું મૃત્યુ થાય છે. કારણ એટલું જ કે જીવનાર દરદીને ઈશ્વરમાં શ્રદ્ધા છે અને પ્રાર્થનાનું ફળ તેને મળે છે. આ ઉપરથી Medicine and Religion નામનો નવો વિભાગ ચિકિત્સા માટે શરૂ કર્યો છે. આમાં ધર્મગુરુની મદદ લેવામાં આવે છે. જે દરદી એમ માનતો હોય છે કે શ્રી હરિ સઘળું સારું કરશે તેનો હવાલો ધર્મગુરુને કરવામાં આવે છે. દરદીની માનસિક પ્રક્રિયામાં ધર્મગુરુની હાજરી આશ્ચર્યજનક પલટો લાવે છે. આનું કારણ શું?

ડૉક્ટરોએ એવી તારવણી કરી છે કે દરદી માંદગી દરમ્યાન માનસિક પ્રત્યાઘાતો અનુભવે છે અને તેની અસર શારીરિક પ્રક્રિયા અને ગ્રન્થિઓ ઉપર થાય છે. ડૉક્ટરથી પણ એક મોટી શક્તિ છે-ઈશ્વર-અને તેને શરણે જવાથી તે દયાળુ ચોક્કસ સારું કરી દેશે આવી શ્રદ્ધા દરદીના માનસને નૈતિક જોમ આપે છે અને તેના શરીરમાં એવા રાસાયણિક દ્રવ્યો ઉદય પામે છે જેનાથી રોગનો પ્રતિકાર કરવાની તેની શક્તિ વધી જાય છે, અને દરદી સાજો થવા માંડે છે. હતાશા અનુભવતા મનુષ્યની પ્રતિકારશક્તિ કમજોર થતી જાય છે અને દવા સફળ થતી નથી. જ્યારે શ્રદ્ધાનું બળ દવાનું પૂરક બળ બની રહે છે આ એક નવીનતર પ્રયોગ છે અને ભારતમાં તેની શક્યતા તપાસવાનો બહોળો અવકાશ છે નાસ્તિકોનું પ્રમાણ આપણે ત્યાં ઓછું છે

આધ્યાત્મિક બળની સરખામણી થઈ શકતી નથી. મુઠ્ઠીભર દેહધારી વિનોબાજી ભારત જેવા વિશાળ દેશને ખૂણેખાંચરે પગપાળા ફરી શકે છે તે શ્રદ્ધાના બળે. તાજેતરની તેમની માંદગી દરમ્યાન દવા લેવાની તેમણે ના પાડી હતી. જો કે બહુ પ્રયત્નો પછી, ૧૫મી ઑગસ્ટ બાદ દવા લેવાનું સ્વીકાર્યું હતું. ગાંધીજીની તેમજ વિનોબાની પ્રાર્થનાસભાઓમાં હાજરી આપવાનો જેમણે અનુભવ કર્યો હશે તેમણે જોયું હશે કે પ્રાર્થનાની મૂક શક્તિ અનેકોને પ્રેરણા આપી રહે છે. રાત્રે સૂતા પહેલા જ તેમજ સવારમાં ઊઠીને ઈશ્વરનું સ્તવન કરનાર માનસિક ઉદ્વેગમાંથી મુક્તિ પામી શાતા અનુભવે છે તે અનુભવ જગતના ખૂણેખૂણામાં અનેક લોકોએ કર્યો છે અને કરે છે.

અત્યાર સુધી ફિલસૂફો જ આ પ્રશ્નની ચર્ચામાં રોકાએલા હતા. પરંતુ હવે ડૉક્ટરોએ આમાં ઝંપલાવ્યું છે. એક ઔષધિ તરીકે પ્રાર્થનાનું મહત્ત્વ સ્વીકારાય તો પણ જગતમાં ચાલતો મિથ્યા વિતંડાવાદ અટકે અને માનવીમાં પ્રસરતું ભૌતિકવાદનું ઝેર થોડે અંશે પણ અંકુશમાં આવે.

---

શાણી સ્ત્રી પુરુષને જે કાંઈ વાત કરે તેમાં ગળપણ ઉમેરે અને પુરુષ જે વાત કરે તે વાતમાંથી કડવાશ બાદ કરે.

—હેલન રોલેન્ડ

જીવવું એટલે કાતિલ કાંટા પરથી મધ ચાટવું એમ મારા દાદાજી હંમેશાં કહેતા. —લુઈસ એટેમાક

ચિંતા છે છીપમાંની રેતી. જરીક હોય તો મોતી બને, પણ ઝાઝી તો જાનવરોને ય હણે.

આજના સૂરજને આવતી કાલના વાદળાઓ તળે મૂકવાની ચેષ્ટા એટલે ચિંતા. *

(ધર્મકથા)

# નિઃશસ્ત્ર પર શસ્ત્રપ્રહાર

શિવસુંદરમ

મહાભારત કાળની વાત છે.

એ કાળે 'વરુણ' કરીને એક વીરપુરુષ થઈ ગયો. વરુણ એક વીર યોદ્ધો હતો; યુદ્ધનાં ઘણાં શસ્ત્રો તે સારી પેઠે ચલાવી જાણતો હતો. પરંતુ યુદ્ધના એક આયુધમાં તેણે ખાસ નિપુણતા મેળવી હતી. યુદ્ધનું એ આયુધ તે ગદા. ગદાના બધા દાવ તે સારી પેઠે અજમાવી જાણતો હતો. તેના જમાનામાં ગદા યુદ્ધમાં તેને કોઈ પહોંચી શકતું નહોતું.

આ ગદાવીર વરુણને એક પુત્ર હતો. તેનું નામ શ્રુતાયુધ. વીર વરુણે પોતાના આ પુત્રને પણ યુદ્ધ-વિદ્યામાં પલોટવા માંડ્યો હતો. અને, શસ્ત્રાસ્ત્રો ચલાવવામાં શ્રુતાયુધ પણ દિવસે દિવસે નિપુણતા મેળવવા લાગ્યો. એ જોઈ તેના પિતાની છાતી ગજ ગજ ફૂલવા લાગી.

પરંતુ પિતાએ જ્યારે જાણ્યું કે શ્રુતાયુધ ગદા ચલાવવામાં પોતાનાથી પણ વધુ નિપુણતા દાખવી રહ્યો છે, ત્યારે તેમના આનંદની અવધિ ન રહી. ગદા-એ તેમનું પોતાનું જ માનીતું આયુધ હતું. 'ગદાવીર' તરીકે તેમની ખ્યાતિ પણ હતી જ. પોતાની આ ગદાવિદ્યાની પરંપરા પોતાનો સુપુત્ર જાળવે એથી ક્યા પિતાને ખુશી ન થાય? પિતા તો એમ જ ઇચ્છે કે પુત્ર ક્યારે પોતાનાથી સવાઇ કરી બતાવે! અને, ખરેખર, શ્રુતાયુધે જ્યારે આ ગદાવિદ્યામાં એવી નિપુણતા બતાવી ત્યારે તો વૃદ્ધ પિતાની–વરુણની પ્રસન્નતાનો કોઇ પાર ન રહ્યો.

એમ કરતાં કરતાં શ્રુતાયુધે ગદા–વિદ્યામાં સિદ્ધિના ઊંચા ઊંચા સોપાનો સર કરવા માંડ્યા; એથી કરીને એ ક્ષેત્રમાં તેની ખ્યાતિ પણ દિનપ્રતિદિન વધવા માંડી. પિતા વરુણ પોતાના આ સુભટ સપૂતની આવી સિદ્ધિ ઝીણવટથી આનંદપૂર્વક નિહાળી રહ્યા હતા. પોતાના પુત્રની આવી યુદ્ધ નિપુણતામાં પિતા પણ પોતાનો નમ્ર ફાળો આપી રહ્યા હતા, પરંતુ પછીથી તો શ્રુતાયુધે ગદા ચલાવવામાં કંઇ મણા રાખી નહિ. પિતાની જેમ તે પણ પોતાના કાળનો અજોડ ગદાવીર ગણાવા લાગ્યો. તેથી કરીને પિતાએ પોતાના પુત્રની યોગ્ય કદર કરવી યોગ્ય ધારી. પિતા વરુણ પાસે એક દિવ્ય ગદા હતી. એ ગદાનો પ્રહાર કદાપિ નિષ્ફળ જતો નહોતો, એવું એ ગદા વિશે વરદાન હતું. એટલા માટે એ ગદા પિતા વરુણને પોતાના જીવથી પણ વધુ પ્રિય હતી. આ ગદા પોતાના સુયોગ્ય પુત્રને ભેટ આપવાનું તેમણે નક્કી કર્યું, આ માટે તેમણે એક ખાસ સમારંભ યોજ્યો. એ સમારંભમાં એ ગદા પુત્રને ભેટ આપતાં પિતા બોલ્યા: 'પ્રિય પુત્ર, જેનો વાર કદાપી નિષ્ફળ જતો નથી એવી આ ગદા હું તને આજે ભેટ આપું છું. તારી ગદા–વિદ્યાથી પ્રસન્ન થઈને હું તને આ આપું છું. પરંતુ હા, એમાં મારી એક શરત છે. એક વીર યોદ્ધાને છાજે એ રીતે જ તારે મારી આ ગદાનો ઉપયોગ કરવાનો રહેશે. બોલ, તને કબૂલ છે ને?'

પોતાના ક્ષેત્રનું પ્રસિદ્ધ સાધન મેળવવાની લાલસા કયા સાધકને ન હોય? એ રીતે શ્રુતાયુધ પણ પોતાના ક્ષેત્રનું આ અજોડ સાધન–દિવ્ય ગદા મેળવવા ઘણા વખતથી આતુર હતો જ. પરંતુ પિતા જીવતા તેમની પાસેથી એ કેવી રીતે મગાય? જ્યારે પોતાની નિપુણતા પર વારી જઈને પિતા જ સામે પગલે એ ગદા આપવા તૈયાર થયા હતા, ત્યારે પુત્રની ખુશી કેવી હોય એની કલ્પના થઇ શકે એમ છે. એટલે, પિતાની શરત-કબૂલતાં પુત્ર બોલ્યો: 'પિતાજી, આપ પણ વીર યોદ્ધા છો. વળી આ ક્ષેત્રમાં મારા એક આચાર્ય પણ આપ છો. એટલે આપના એ આયુધને અયોગ્ય એવું કશું જ વર્તન મારાથી ન જ થઇ શકે. બોલો આપની કઇ શરત છે? એ શરત મુજબ જ હું એ આયુધનો ઉપયોગ કરીશ.'

એટલે, પિતા આગળ બોલ્યા: 'બેટા, મારી આ ગદાનો ઉપયોગ કોઈ નિરપરાધ કે હથિયાર વગરની વ્યક્તિ સામે તું કદાપિ કરીશ નહિ! અને એમ જો

કરીશ તો સમજજે કે આ ગદા તારો કાળ બનીને ઊભી રહેશે પછી તો આ રક્ષક જ તારી ભક્ષક બનીને ઊભી રહેશે ' આ દિવ્ય ગદાના માથે આવુ વરદાન છે '

પુત્ર ઉત્સાહમા ને ઉત્સાહમા આવો કોલ આપી દીધો એટલે પિતાએ સહર્ષ એ ગદા પુત્રના હાથમા મૂકી દીધી

આ પાછળ પિતાનો ઉદ્દેશ હતો આ પુત્ર વિદ્યાના અભિમાનમા આવી જઈને, કદાચ પોતાની શક્તિનો દુરુપયોગ ન કરી બેસે અનેક સમર્થ પિતાઓ પોતાના પુત્ર પાસેથી આવી આશાઓ રાખે છે એવા અનેક ઐતિહાસિક ઉદાહરણો મળી આવે છે

* * *

પછી તો શ્રુતાયુધની શક્તિનુ પૂછવુ જ શુ ? શક્તિ તો હતી જ અને સાધન મળ્યુ એટલે શક્તિનો સર્વાંગીણ વિકાસ થાય એ સ્વાભાવિક છે એ રીતે શ્રુતાયુધ પોતાના જમાનાના એક અજોડ ગદાવીર તરીકે આગળ આવવા લાગ્યો અને એમ કરતા તો એના ક્ષેત્રનો એ એક અજેય યોદ્ધો ગણાવા લાગ્યો

ગદાયુદ્ધમા શ્રુતાયુધની શક્તિના ડંકા ચોમેર બજવા લાગ્યા મહાભારત યુગનો આ મહાવીર પાડવ કૌરવો વચ્ચે ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમા ખેલાયેલ યુદ્ધમા ભાગ લીધા વગર રહે ખરો ? યુદ્ધની રાડ પડે આ રાજપૂત છૂપે ખરો ? તેણે દુર્યોધન પક્ષે રહીને કુરુક્ષેત્રના યુદ્ધમા ઝપલાવ્યુ હતુ

આ મહાયુદ્ધમા એ કાળના સૌ યોદ્ધાઓને પોતાની તાકાત અજમાવવાની અનેરી તક સાપડી હતી એ તક શ્રુતાયુધે તો સુપેરે ઝડપી લીધી હતી તેણે આ યુદ્ધમા અનેક ક્ષેત્રે પોતાની ગદાવિદ્યા અજમાવી હતી એ ગદાવીરે અનેક સમયે પોતાની યુદ્ધકલાનો પરિચય કરાવ્યો હતો શત્રુસૈન્યના ઘણા મહારથી ઓને શિકસ્ત આપીને તે વિજયી બન્યો હતો આમ તે વિજયનો આનદ માણતો હતો છતા એક વાતનો વસવસો તેને હજુ રહી ગયો હતો તે એ કે આ યુદ્ધના નાયક સમા આ સમરભૂમિના શિરમોર સમા અર્જુન સામે હજી તેણે ટક્કર લીધી નહોતી તક મળતાં તે મહારથી અર્જુન સાથે બાથ ભીડવા અતિ આતુર હતો એવી તક તે શોધતો હતો અને એવી તક તેને સાપડી પણ ખરી

બન્યુ એવુ કે આ યુદ્ધમા વીર અર્જુને જયદ્રથનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી પોતાની એ પ્રતિજ્ઞા પાર પાડવા સારુ જ્યા જ્યા જયદ્રથની શક્યતા હોય ત્યા તે તૂટી પડતો—કેમકી જેમ વરુ ઘેટાના ટોળા પર તાટકી પડે તેમ છતા અર્જુનને હજુ એવો લાગ મળતો નહોતો જયદ્રથ તેના હાથ માથી અનેકવાર છટકી ગયા હતો ત્યા તો તેને ભાળ મળી કે જયદ્રથ નજીકમા યુદ્ધ ખેલી રહ્યો હતો એને એ વખતે જયદ્રથ પર સીધુ આક્રમણ લઈ જવાનો સારો લાગ હતો અર્જુન જેવો કુશળ યોદ્ધો આવો લાગ ચૂકે ? તરત જ તેણે પોતાનો રથ જયદ્રથ ભણી દોડાવી મૂક્યો

આ વાતની શ્રુતાયુધને જાણ થઈ પોતાને સારુ તેને આ ખૂબ જ સરસ તક લાગી કેમ કે એથી અર્જુનનો જયદ્રથ—વધનો સકલ્પ અટકી પડશે અને વધુમા પોતાની ગદાવિદ્યાનો પરચો અર્જુન સરખા મહાવીરને કરાવવાનો સુયોગ સાપડશે એટલે તરત જ તે મજબૂત પથ્થરની જેમ કોઈ અડગ યોદ્ધાની જેમ અર્જુનનો રસ્તો રોકીને ઊભો રહ્યો

અર્જુન પણ પૂર જોશમા હતો જયદ્રથવધનો પોતાનો સકલ્પ પાર પાડવાની તક હાથવેતમા હતી અને શ્રુતાયુધ વચમા આવીને ખડો થઈ ગયો ' એથી અર્જુનના વીરત્વનુ પૂછવુ જ શુ ? એનુ વીરત્વ ક્ષાત્ર તેજ બરાબર ઝળકી ઊઠ્યુ તે શ્રુતાયુધ પર તૂટી પડ્યો અર્જુને પ્રથમ તો તેના સારથિને જ મારી નાખ્યો પછી તેના ઘોડા પણ મારી નાખ્યા

પોતાની ગદા પર નિર્ભર રહેનાર શ્રુતાયુધ આથી જરા પણ નિરાશ ન થયો તે રથ ઉપર સમતુલા જાળવીને અર્જુન સાથે લડવા લાગ્યો પરતુ અર્જુન એ અર્જુન હતો એ ગાંડીવધારીએ જોત જોતામા શ્રુતાયુધને ઘાયલ કરી નાખ્યો જો કે એ પહેલા બને યોદ્ધાઓ વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ જામ્યુ હતુ અને એમા શ્રુતાયુધે સહેજમાં મચક આપી નહોતી

અર્જુનના બાણથી ઘવાયેલા શ્રુતાયુધ હિંમત હાર્યો નહોતો, કેમકે તેને પોતાની ગદામા સંપૂર્ણ

# ગ્રંથાવલોકન

પરિતોષ : લે૦ શ્રી જ્યોત્સ્ના હ૦ બૂચ; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂ૦ ૨–૭૫ ન. પૈ.

આપણે ત્યાં રસોઈકળા અને વિજ્ઞાનનાં તાજેતરમાં પ્રગટ થયેલાં પુસ્તકોમાં 'પરિતોષ' દ્વારા શ્રી જ્યોત્સ્નાબહેન બૂચે એક આવકારપાત્ર ઉમેરો કર્યો છે. સત્ત્વાબ્સો ઉપરાત વિવિધ પ્રકારની તેમ જ અવનવી વાનગીઓની સરળ શૈલીમાં સમજૂતી અને તે સાથે રસોઈકળાના પ્રયોજન, મહત્ત્વ, અને તેના વ્યવહાર અંગેની વિચારશીલ માહિતી આપતો 'ભૂમિકા' નામક વિસ્તૃત આમુખ 'પરિતોષ'ની વ્યાપક ઉપયોગિતા સૂચવે તેમ છે.

'ભૂમિકા'નું વાચન સૌ કોઈને રસિક નીવડે તેવું તો છે જ, પણ એમાંના જુદા જુદા મુદ્દાની છણાવટ અને વ્યવહારુ તેમ જ જમાનાને અનુરૂપ સૂચનાઓ ખાસ કરીને નવી ગૃહિણીને માર્ગદર્શક થાય તેવી છે.

રસોડાની સજાવટ, પીરસવાની કળા, કોઠારની દેખભાળ, કે અનાજ મસાલાની સાચવણી જેવા અનેક ઉપયોગી મુદ્દાઓ વિશે લેખિકાએ સરળ શૈલીમા ઉપયોગી માર્ગસૂચન કર્યું છે. રસોઈ દ્વારા માનવસમાજની સંસ્કૃતિની સ્થિતિ, પ્રગતિ અને તે અંગેની નારીની સ્વાભાવિક શક્તિ વિશે 'ભૂમિકા'માં ક્યારેક માર્મિક રીતે તો ક્યારેક પ્રતીતિકર રીતે પણ લેખિકાએ સારી સ્પષ્ટતા કરી છે.

સત્ત્વાબ્સો ઉપરાંત વાનગીઓને રજૂ કરતાં 'પરિતોષ'ના લેખિકાએ તેના જુદા જુદા વિભાગો વિચાર્યા છે. મિષ્ટ વાનગી, ફરસી વાનગી, નાસ્તાની વાનગી, વધેલા અનાજની વાનગી, પ્રાંતપ્રાંતની વાનગી, પ્રસૂતા, બીમાર કે વૃદ્ધજનો માટેની વાનગીઓ; જાતજાતના શાક, ભાતભાતનાં અથાણાં, વડી, પાપડ, મસાલા આદિની આ વિભાગોમાં લેખિકાએ રજૂઆત કરી છે. એ નોંધપાત્ર છે કે લેખિકાનું લક્ષ આજની વિષમ મોંઘવારી અને મધ્યમવર્ગના કુટુંબો પર સતત રહેલું છે. એ વાત 'સીંગના મેસુબ'ની વીગત આપતાં બદામના ભાવ વિશે લેખિકાએ કરેલી ટકોરમાંથી પણ સ્પષ્ટ થાય તેમ છે.

આ વાનગીઓ સમજાવતાં લેખિકાએ પ્રત્યેક વાનગી માટે તેનું વર્ણન, પ્રમાણ, બનાવવાની પદ્ધતિ અને છેલ્લે તે વાનગી સાથે બીજું શું અનુકૂળ થાય તે સમજાવવા 'સંયોજન' એવો ક્રમ અપનાવ્યો છે. આમાં 'સંયોજન'નું અંગ 'પરિતોષ'ની વિશેષતા છે તેમ વ્યાપક રીતે ઉપયોગી પણ છે. જુદા જુદા વિભાગોમાં ચાલુ તેમ જ તદ્દન જ નવી એવી સર્વ વાનગીઓ લેખિકાએ સહેતુક રજૂ કરી જણાય છે. શિક્ષણ લેતી આધુનિક યુવતીઓનો આપણી રસોઈની પરંપરાનો ખ્યાલ તૂટે નહિ, અને તે સાથે જમાનાને અનુકૂળ નવી વાનગીઓનું પણ એને જ્ઞાન મળી રહે એ હેતુ સારી રીતે સચવાયો છે. લેખિકાની ઝીણવટ, વ્યવસ્થિત રજૂઆત અને સરળ શૈલી આમાં સહાયક થાય છે.

'વધેલા અનાજની વાનગી' કે 'નાસ્તાની વાનગી' ના વિભાગો નાની અમથી કે નકામી લાગતી વસ્તુમાંથી પણ સરસ વાનગી કઈ રીતે થાય તે બતાવે છે. પ્રાંતપ્રાંતની વાનગીઓમાં તે તે પ્રાંતની ઘરઘરાઉ વિશિષ્ટ વાનગીઓને જ લેખિકાએ મગજાવી છે એ નોંધપાત્ર છે.

'પરિતોષ'નો 'આવકાર' લખનાર શ્રી વિનોદિનીબહેન નીલકંઠે રંગ નાખવાની વાત ચિંત્ય ગણી લાગે છે. વાનગીઓ એના કુદરતી રંગે સારી કે નહીં' તે રુચિનો સવાલ પણ હશે. લેખિકાએ પોતાના નિવેદનમાં રંગ પ્રમાણસર વાપરવાની નોંધ ઉમેરી છે, એ જોતાં એમ કહી શકાય કે ક્યાં કેવો રંગ નાખવો કે ન નાખવો એ વિશે એમણે પણ રુચિ પર જ આ વાત છોડી છે.

'પરવળની મીઠાઈ'ની પદ્ધતિમાં ખી કાઢવા વિશે કે માવાનું પૂરણ ભરવા વિશે અપાયેલી સમજૂતી કંઈક વધુ સ્પષ્ટ થઈ હોત તો ઈષ્ટ હતું. 'મૂંઠની કઢી'માંના પ્રમાણ વિશે પણ કંઈક ગેરસમજ જણાય

તો નવાઈ નથી'. તેજ નામે 'આવકાર'માં પ્રસ્તાવના લેખિકાએ 'ગીતો' અને 'ઝારો' શબ્દની સ્પષ્ટતા કરવી તો અને કેમ કહી શકાય કે 'પરિતોષ'ના લેખિકાએ આ શબ્દોને વ્યાપક ગણ્યા છે અને એમની એ દૃષ્ટિ યથાર્થ જણાય છે.

આજના આર્થિક અને સામાજિક વિષમ વાતાવરણમાં પણ કુટુંબ, ઘર અને રસોડું ખૂબ જાગૃતિપૂર્વક સાચવવાં, ખીલવવાં જરૂરી છે. 'પરિતોષ' 'રસોડું' અને 'ઘરોબો' અંગેની આપણી જવાબદારીઓને સરળ શૈલીમાં રજૂ કરી વ્યવહારુ માર્ગદર્શન પણ આપે છે. જેના શોખ પરોવવાની કે નવી રસવૃત્તિ દાખવતી યુવતીઓ, ગૃહિણીઓ અને કિશોરીઓ માટે શ્રી જ્યોત્સ્નાબહેનનું આ પુસ્તક પણ ઉપકારક છે. આશા છે આ પુસ્તકની બીજી આવૃત્તિમાં લેખિકા કેટલીક બીજી વિગતો પણ આપણને આપશે.

—ભાનુમતી જાની

સસલાભાઈ સાંકળીઆ-૧, ૨, ૩: લે૦ શ્રી શંકરભાઈ સો૦ તડવી; પ્ર૦ શિશુપુસ્તકાલય, વડોદરા; પહેલા બે ભાગના રૂ. ૦-૫૦, ૦-૫૦ અને ત્રીજાના રૂ. ૦-૭૫.

દરેક પ્રકરણમાં ચતુર સસલા સાંકળિયાની તેમજ તેના એવા જ મિત્રો શાનુ, શિયાળ અને વાંદરાની તેમજ ત્રીજા પુસ્તકના ત્રણ પ્રકરણમાં સસલાભાઈના સસરા ઘરડા સસલાની કેટલીક પરાક્રમ-ટીખળની વાતો અહીં લેખકે સાંકળી આપી છે. નાની વયનાં બાળકોને રમૂજ પડે, તેમનું કુતૂહલ જાગે અને મનોરંજન થાય એ રીતે જુદી જુદી વાતો રજૂ કરવામાં લેખકની સરળ શૈલી ફાવી છે. ભલું કરવાની વૃત્તિ, ચતુરાઈથી રસ્તો કાઢવાની આવડત, કે મીઠી બોલીથી ફાવવાની યુક્તિ જેવું જાણવાજોગ સ્વભાવદર્શન અહીં છે. તે સાથે બગાકાકાના ખેતરની વાતમાં તો માહિતી પણ ઠીક મુકાઈ છે. એ પાસું પુસ્તકોમાં કંઈક વધુ ઉઠાવ પામવું જોઈતું હતું. અસંભવનું કે લુચ્ચાઈનું વાતાવરણ સંયમિત કર્યું હોત તો મનોરંજન ઉપરાંત બાળકોને કંઈક વધુ મળી રહે. લેખકની રજૂ કરવાની ફાવટ આ ત્રણે પુસ્તકોને લોકપ્રિય કરે તેવી જણાઈ. ત્રીજો ભાગ આગળના બે ભાગો સાથે પૂરું અનુસંધાન પામતો નથી છતાં એમાંની વ કથા તો બાળકોને ગમશે જ.

—ર૦

ફાઉન્ટન ઓફ ઇન્સ્પીરેશન: લે૦ ચિત્રભાનુ; પૃ૦ ૧૩૫; કિં૦ ૨-૦૦. પ્ર૦ જૈવો પબ્લિકેશન, મુંબઈ

ડિવાઇન નોલેજ સોસાયટી માટે આ પુસ્તક જૈવો પ્રકાશન સંસ્થાએ પ્રકાશિત કર્યું છે. વરસના બાવન અઠવાડિયા માટે અહીં બાવન મનનમોતી રજૂ કર્યાં છે. પૂર્વાશ્રમના રૂપ રાજેન્દ્ર અને હાલ મુનિ મહારાજશ્રી ચન્દ્રપ્રભસાગર (૧૯૪૨માં એમણે બોગણી મુકામે દીક્ષા લીધેલી. એમના પૂર્વાશ્રમના પિતાજીએ પણ એ વખતે દીક્ષા લીધી અને ચન્દ્રકાંતસાગર મહારાજ નામ ધારણ કર્યું છે) 'ચિત્રભાનુ' એ તો લેખક તરીકેનું ઉપનામ છે. તેઓનું મનન ચિંતન અહીં મળે છે. શ્રી જનક મિસ્ત્રીએ 'ચિત્રભાનુ'ના જીવન અને ચમત્કારો વિશે એક લેખ પ્રસ્તાવના રૂપે જોડ્યો છે, પણ તે વિશે અમારે કશું જ કહેવાનું નથી.

બાવન પાનામાં ચિત્રો અને સામેના બાવન પાનામાં ચિંતનકણિકાઓ અહીં આપી છે. યૌવન, ચરિતાર્થતા, શ્રદ્ધા, સત્ય, ઈચ્છા અને તૃપ્તિ, ચારિત્ર્ય, ચોખ્ખાઈ એ જ ખુદાઈ, આત્મીક જ્ઞાન, આત્મજ્ઞાનનું અજવાળું, અસહિષ્ણુતા, મતનું મૂલ્ય, દર્શન, સંયમની ઢાલ, અજ્ઞાન અંધકાર, મોક્ષ, આનંદનો સ્રોત, હિંમત, વ્યષ્ટિ અને સમષ્ટિ, શાન્તિની શોધ વગેરે વિષય પર મુનિજીને થયેલી પ્રેરણાઓ અંગ્રેજીમાં અહીં એમણે લખેલી છે. જેમાં કેટલીક જાણીતી ને કેટલીક સામાન્ય છે. સાથેના ચિત્રોમાં ખાસ કાંઈ વખાણવા જેવું નથી.

—જો૦



# ભક્તિ

પ્રેમ એટલે શું? હરિનામનું મધુર ઉચ્ચારણ કરતાં સાધક બાહ્ય જગતનું ભાન ભૂલી જાય, એટલુ જ નહિ પણ દરેકને વહાલો એવો પોતાનો દેહ પણ વીસરી જાય તે સ્થિતિને પ્રેમદશા કહે છે. *

પ્રશ્ન : નિષ્ઠાવાન ભક્તને ભગવાનનું કેવું દર્શન થાય છે?

ઉત્તર : વૃન્દાવનની ગોપીઓને શ્રીકૃષ્ણની જગન્નાથ તરીકે ઝાંખી નહોતી થઈ પરંતુ ગોપીનાથનો સાક્ષાત્કાર થયો હતો. આ જ રીતે ભક્ત ભગવાનને નિકટવર્તી પ્રિયતમ તરીકે જુએ છે.

તોતાપુરી (રામકૃષ્ણના ગુરુ) કહેતા : 'પીતળનો લોટો રોજ ન ઉટકવામાં (માંજવામાં) આવે તો તે ઝાંખો પડી જાય છે. તે જ રીતે ઇષ્ટદેવનું પ્રતિદિન ધ્યાન ન ધરાય તો મનુષ્યહૃદય અપવિત્ર બને છે. *

અહલ્યાએ શ્રી રામચંદ્રજીને કહ્યું હતું : હે રામ! મને શૂકરયોનિમાં જન્મ મળે તેની ચિન્તા નથી. કેવળ તમારાં અવિચળ પ્રેમ અને ભક્તિથી મને વંચિત ન રાખશો. *

કોરા કાચ ઉપર કોઈ છબિ ઊઠે નહિ. પણ ઉચિત રસાયણોથી તેનો પૃષ્ઠભાગ રંગવામાં આવે ત્યારે તેની ઉપર છબિ લઈ શકાય છે—જેમ કે ફોટોગ્રાફીમાં તે જ ન્યાયે, ભક્તિ-રસાયનથી રંગાયેલા માનવહૃદય ઉપર પરમાત્માની છબિ ઊઠી આવે છે. *

ઇન્દ્રિયોના વિષયો પ્રતિ જેટલા પ્રમાણમાં આકર્ષણ ઘટે છે તેટલા જ પ્રમાણમાં પ્રભુભક્તિ પ્રતિનું આકર્ષણ વધે છે. *

કોઈ એક ભક્તને તેની કોઈ સંબંધી વ્યકિત પ્રતિ અસાધારણ આકર્ષણ હતું. આથી મનને સ્થિર કરવામાં તે વ્યકિત નિષ્ફળ જતી હતી. શ્રી રામકૃષ્ણે તેને પોતાના સ્નેહભાજન પ્રતિ પ્રભુપ્રતિમાનો ભાવ રાખવાનો અને પ્રભુભાવે તેની સેવા કરવાનો ઉપદેશ કર્યો. *

પ્રભુપ્રીતિને કોઇ કવિએ વાઘની ઉપમા આપી છે. જેમ વાઘ પ્રાણીને ફાડી ખાય છે તેમ ભક્તિ પણ મનુષ્યના કામક્રોધાદિ પ્રબળ શત્રુઓને ફાડી ખાય છે. એકવાર પ્રભુપ્રેમ પૂર્ણપણે જાગ્યો કે કામક્રોધાદિ જેવી દુષ્ટ વૃત્તિઓનો સંપૂર્ણ વિનાશ થાય છે. *

ભગવાન પ્રતિ અહૈતુકી ભક્તિની એક વિશિષ્ટ સ્થિતિ હોય છે. આ દશા પ્રાપ્ત થયા પછી કંઇ મેળવવાનું રહેતું નથી. આ ભક્તિ મેળવીને ધન્યભાગ્ય થયેલો ભકત વદે છે : 'હે પ્રભુ! મારે ધન, માન, આરોગ્ય, સુખ કે બીજું કાંઇ ખપતું નથી. તમારા ચરણકમળ પ્રતિ નિર્મળ અનુરાગ આપો એટલું હું માગું છું. *

અનુરાગના ત્રણ પ્રકારો હોય : સ્વાર્થી, પારસ્પરિક અને શુદ્ધ. સ્વાર્થી અનુરાગ અધમ છે. તે કેવળ પોતાના સુખનો જ વિચાર કરે છે; અને પ્રેમભાજનને સુખ આવે કે દુઃખ તેની પરવા કરતો નથી. પારસ્પારિક અનુરાગમાં પ્રેમી કેવળ પ્રેમભાજનના જ સુખદુઃખનો વિચાર નથી કરતો પણ પોતાની જાતના સુખદુઃખનો ય વિચાર સાથે રાખે છે. શુદ્ધ કે નિઃસ્વાર્થ અનુરાગ સર્વોત્કૃષ્ટ છે. તેમાં પ્રેમી કેવળ પોતાના પ્રેમભાજનનું જ ચિન્તવન કરે છે. *

ભકતનું હૃદય સૂકી દીવાસળી જેવું છે. ઇષ્ટદેવના નામશ્રવણમાત્રથી તેના હૃદયમાં ભક્તિનો અગ્નિ પ્રગટે છે. પણ કામક્રોધાદિમાં લપટાયેલા મનુષ્યનું હૃદય ભીની દીવાસળી જેવું

છે. તેનામાં ઉત્સાહની ઊષ્મા પ્રગટતી નથી. ભલેને તેને અસંખ્યવાર ભગવાનનો ઉપદેશ કર્યા જ કરોને!
*

ભકતનું બળ શામા છે? ભકત ભગવાનનુ બાળક છે અને તેનુ મોટામાં મોટું બળ આંસુ છે.
*

પતંગિયુ એકવાર પ્રકાશ જુએ પછી તે કદી અંધકાર પ્રતિ વળતુ નથી કીડી સાકરના ઢગલામાં મરણશરણ થાય છે પણ પાછા પગલાં ભરતી નથી. તે જ ન્યાયે ઉત્તમ ભકત ત્યાગ દ્વારા પ્રભુને નામે પોતાના જીવનની આહુતિ આપે છે
*

જે સ્ત્રીનો પ્રેમી રાજા છે તે કદી ભિખારીના પ્રેમની પરવા કરતી નથી. તે જ રીતે જે જીવાત્માએ એકવાર પરમાત્માની કૃપાનો આસ્વાદ ચાખ્યો છે તે કદી યે સંસારના ક્ષુદ્ર પદાર્થોની આશા કરતો નથી.
*

બાળકનુ ભોળપણ કેવું મધુર છે? તે બધી ધનસપત્તિને ધૂળ ગણીને ઢીંગલી ગ્રહણ કરે છે. આવુ જ હૃદય નિષ્ઠાવાન ભક્તનુ પણ હોય છે ધનમાનનો ઘા કરીને તે માથા સાટે માધવ મેળવે છે.
*

જેમ તમે ધાધરને ખજવાળો તેમ વધારે ખજવાળ આવે છે. અને તેમાં વધારે મીઠાશ પણ લાગે છે. તે જ રીતે એકવાર ભકત હરિના ગુણાનુવાદ ગાવા માડે પછી કદી તે થાકતો જ નથી. કલાકો સુધી તેમાં જ મગ્ન રહે છે.
*

જો ગાંડા જ થવું છે તો સંસારના પદાર્થો પાંછળ નહિ પણ ગિરિધર ગોપાળની પાછળ ગાડા થાઓને!
*

ભક્તિયોગ એટલે ભક્તિ કે આત્મનિવેદન દ્વારા ઈશ્વરનો સાક્ષાત્કાર. કળિયુગ માટે તે વધારે અનુકૂળ છે, તે યુગધર્મ છે તેથી કર્મક્ષય થાય છે, તે વર્ણ્યજી પ્રાર્થનાનો બોધ કરે છે.
*

લાખોની કિંમતનાં હીરામોતી બજારમાં મળી શકે છે; પણ કૃષ્ણમોતી વહોરનારા કેટલા છે?
*

રાધા અને કૃષ્ણ ઈશ્વરના અવતાર હતા એમ કોઈ માને કે ન માને તે જુદાની વાત નથી. હિન્દુઓ કે ખ્રિસ્તીઓની જેમ પરમાત્માના સાકાર અવતારમા ભલે જેને માનવું હોય તે માને; અથવા તો આધુનિક બ્રહ્મો સમાજની જેમ તે નિરાકારવાદથી પણ ભલે સંતોષાય. કહેવાનું એટલું કે પ્રભુપ્રતિની આ તાલાવેલીની, આ અનુરાગની ઝંખના દરેકમા જાગવી જોઈએ. ઉત્કટ અનુરાગ જ પરમ આવશ્યક વસ્તુ છે.
*

પરમાત્માનું જ્ઞાન અને તેની ભકિત એ બને અંતે એક જ છે. શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ભકિતમાં વસ્તુતઃ કોઈ ભેદ નથી, શુદ્ધ ભકિત જે આદર્શની પ્રાપ્તિ કરાવે છે તે જ પ્રાપ્તિ શુદ્ધ જ્ઞાન વડે પણ થાય છે.
*

પરમાત્માના જ્ઞાનને પુરુષની અને તેની ભકિતને સ્ત્રીની ઉપમા આપી શકાય જ્ઞાનનો પ્રવેશઅધિકાર ભગવાનના અન્તઃપુરના બહારના ભાગ સુધી જ છે. અન્તઃપુરની અંદર ભક્ત સિવાય કોઈને પ્રવેશવાની રજા નથી; કારણ કે અન્તઃપુરમા સ્ત્રી સિવાય કોઈ દાખલ થઈ શકે નહિ.
*

મનુષ્યે પ્રત્યેક જીવ ઉપર પ્રેમ રાખવો જોઈએ કોઈ પારકું માણસ નથી. સર્વે જીવોમાં કેવળ હરિ જ વિલસે છે. તેના વિના કશાનું અસ્તિત્વ જ નથી. કોઈ દિવસ એમ ધારશો મા કે તમારામાં જ સત્ય જ્ઞાન ભર્યું છે અને બીજા બધા અબૂઝ છે.
*

## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ટેલિફોન નબર ૨૦૪

રજીસ્ટ્રેશન નબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'

તા ૧૮-૯-'૫૬ તા ૨૦-૬-'૬૩

સભાસદ સખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભડોળ | રૂા ૧ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભડોળ | રૂા ૦ ૭૬ લાખ |
| અનામત ભડોળ | રૂા ૦ ૨૮ લાખ |
| અન્ય ભડોળ | રૂા ૦ ૩૮ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-

આ સઘ મારફત સયોજીત સહકારી મડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણ જતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે

આ ઉપરાત નિયત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાડ, સીમેન્ટ લોખડ વિગેરે વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે તેમજ સુકો મેવો, લવીંગ ખજૂર વિ૦ પૂરા પાડવામા આવે છે

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરસન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ક

રજીસ્ટર નબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભડોળ રૂા ૦ ૯૫ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સઘ લિ૦ ના સહકારથી ખાડ, વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય-સઘ સચાલિત ઓઈલ મિલ દ્વારા-કરવામા આવે છે

શુભેચ્છાઓ સાથે....

'સુંદર મકાનો, સુંદર ચિત્રો અને સુંદર ગ્રંથો અને જે કંઈ સૌંદર્યવાળી માનવીકૃતિઓ છે તે બધાં સંસ્કૃતિનાં દ્યોતક છે એ વિશે શંકા નથી. પરંતુ જરાયે સ્વાર્થ વિનાનો અને બીજાઓના ભલા માટે બીજા લોકોની સાથે રહીને કાર્ય કરનારો પરગજુ સજ્જન એ બધાં કરતાં યે સંસ્કૃતિને વધારે શોભાવે છે. એકલા જાતે કાર્ય કરવા કરતાં બીજાઓની સાથે સહકારથી કાર્ય કરવું એ વધારે ચઢિયાતું છે, પણ સૌની સાથે મળી સર્વેના હિતને માટે કાર્ય કરવું એ સૌથી શ્રેષ્ઠ છે.

—જવાહરલાલ નેહરુ

# શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના જિ. જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા. ૩૦–૩–'૫૯ તા ૩૧-૧૨-'૬૨

સભાસદ સંખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂ. ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂ. ૦ ૯૭ લાખ |
| અનામત ફંડ | રૂ ૦૦૮ લાખ |
| અન્યફંડ | રૂ ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામાં આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરા પાડવામાં આવે છે.

લોખંડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે.

# શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર : ૨૧૯

સ્થાપના તા. ૨૪–૬–'૫૬ ઓડીટ વર્ગ: 'બ'
રજીસ્ટ્રેશન નંબર: ૩૧૨૫ તા. ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | | |
|---|---|---|
| અધિકૃત શેરભંડોળ | | રૂ ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | | |
| મંડળીનું | ૦–૩૫ | |
| સરકારશ્રીનું | ૦–૨૫ | રૂ. ૦ ૬૦ લાખ |
| અનામત ફંડ | | રૂ. ૦.૧૯ લાખ |
| અન્ય ફંડ | | રૂ ૦.૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઇન્મેન્ટ એજન્સી' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામાં આવે છે.

આ ઉપરાંત ખાંડ, સુકો મેવો, લવીંગ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે.

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા મારકેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે.

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આનંદતા બાપુ—૧ ૨ ૩ ૪ | ૪—૦૦ |
| ગાંધી ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦—૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ ૩ • અંક ૭ • ઑક્ટોબર ૧૯૬૪

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારો માં સમંત છે જ તેમ માનવુ નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

ફોન નં ૮૮

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

૪૮૮ આશ્રમ રોડ
નવરંગપુરા, અમદાવાદ

સહકાર ભવન
ઢેબરભાઇ રોડ રાજકોટ

આપની સેવા માટે તત્પર છે તેને સંપૂર્ણ સાથ આપો ખેત ઉત્પાદનની વૃદ્ધિ કરતા જમીન સુધારણાના નિયત થયેલા કામો માટે સવા સાત ટકાના દરે નાણા મેળવો. આપની જરૂરીયાતનુ આયોજન કરો સમયસર અરજી કરો, જેથી આપની બેન્ક આપની જરૂરીયાતના સમયે ધીરાણ કરે યાદ રાખો જમીન પરના કબજા હક્ક અંગેની પ્રતિતી થયા સિવાય બેન્ક ધીરાણ કરવા શકિતમાન નથી

તાત્કાલીક અને સમયસરના ધીરાણ માટે જમીન પરના હક્ક અંગેના તમામ દસ્તાવેજી પુરાવા માટે હક્કપત્રકની અને પહાણીપત્રકની બાર વર્ષની પ્રમાણિત થયેલ નકલો, જુદા જુદા જમીન ધારા હેઠળ મળેલા કબજા હક્કના પ્રમાણપત્રો, વેચાણ દસ્તાવેજો, જમીન બોજા રહિત હોવાની પ્રતીતિ માટે ભરપાઇ થઇ ગયેલ ગીરોખતો, જમીનનુ એકત્રીકરણ થતા મળેલ પ્રમાણપત્રો વિગેરે દસ્તાવેજો સાથેની સમયસરની માગણી જરૂરી છે લોનનો હેતુસર ઉપયોગ કરી કુટુંબ અને રાષ્ટ્રની આબાદીમા ભાગીદાર બનો હપ્તાની સમયસર વસૂલાત આપી દંડ અને વ્યાજને પાત્ર ન ઠરો

આપની બેન્ક આપના ઉત્કર્ષ માટે જ છે નીતિ નિયમોનુ પાલન થતા જમીન પર લોન મેળવવાનો આપનો હક્ક છે

કુલ ૧૭૧ શાખાઓ દ્વારા બેન્કે અત્યાર સુધીમા નીચે મુજબના હેતુઓ માટે ધીરાણ કરેલ છે

| | | સંખ્યા | રકમ |
|---|---|---|---|
| ૧ | નવા કુવા માટે, | ૫૫ ૪૬ | રૂા ૭ કરોડ, ૨૯ લાખ |
| ૨ | જૂના કુવા સમારવા માટે, | ૧૧૮૦ | રૂા — ૮૬ લાખ |
| ૩ | ઓઈલ એન્જીન તથા મોટર્સ માટે, | ૪૧૧૦૩ | રૂા ૧૩ કરોડ, ૦૧ લાખ |
| ૪ | ટ્રેકટર્સ માટે, | ૧૧૮૭ | રૂા ૧ કરોડ, ૬૯ લાખ |
| ૫ | બંધપાળા માટે, | | રૂા — ૫૪ લાખ |
| ૬ | ખેતર ઉપર મકાન બાંધવા, મશીન રૂમ બાંધવા, ઢોરના છાપરા બાંધવા માટે, | | રૂા ૧ કરોડ, ૪૪ લાખ |
| ૭ | અન્ય હેતુઓ માટે, | | રૂા ૨ કરોડ, ૫૧ લાખ |
| ૮ | કબજાહક્ક મેળવવા માટે | | રૂા ૨ કરોડ ૬૩ લાખ |
| | | કુલ ધીરાણ | રૂા ૨૮ કરોડ, ૯૭ લાખ |

ઉપર પ્રમાણે જુદા જુદા હેતુઓ માટે એકંદર રૂા ૨૮ કરોડ ૯૭ લાખનુ ધીરાણ ખેડૂતભાઇઓને કરેલ છે, જે આયોજન ક્ષેત્રે દેશની મહાન સિદ્ધિ ગણાય

બેન્કની શેર-કેપીટલ રૂા બે કરોડ, છ લાખ ઉપર થવા જાય છે

મગનભાઇ ર પટેલ
ઉપપ્રમુખ

હ૦ હ૦ ત્રિવેદી
આઇ એ એસ (રીટાયર્ડ)
મેનેજીંગ ડીરેકટર

ઉદયભાણસિંહજી
(યુવરાજ સાહેબ ઓફ પોરબંદર)
પ્રમુખ



દેના બેંક
માં
સગીર બચત ખાતું
ખોલાવીને આપનાં બાળકોને
બચતનું મૂલ્ય અને મહત્ત્વ શીખવો.








દસ વર્ષ અને તેની ઉપરની વયનાં બાળકો પોતાને જ નામે તથા પોતાની જ સહીથી ખાતું ખોલવી શકે છે વ્યાજ ૩%
મફત
દેના બેન્કમાં તમે સગીર બચત ખાતું ખોલશો એટલે સિક્કા મૂકવાની એક આકર્ષક ડબી મળશે
દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિમિટેડ
રજિસ્ટર્ડ ઓફિસ દેવકરણ નાનજી બિલ્ડીંગ
૧૭ હોર્નિમેન સર્કલ મુંબઈ-૧
૧૩૦ થી વધુ ઓફિસો અને ૪૦ સેફ ડિપોઝિટ વૉલ્ટ
પ્રવીણચંદ્ર વ. ગાંધી મેનેજિંગ ડિરેક્ટર
DB/G/105

# ઇમામ હસન

સુરેશ

અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ ।
નિર્મમો નિરહંકારઃ સમ દુઃખ સુખઃ ક્ષમી ॥
સંતુષ્ટઃ સતતં યોગી યતાત્મા દૃઢ નિશ્ચયઃ ।
મય્યર્પિતમનોબુદ્ધિર્યો મદ્ભક્તઃ સ મે પ્રિયઃ ॥

૧૨ ભ. ગી. ૧૩-૧૪

ઇતિહાસનું કોઈ કોઈ પાનું માનવજીવનની પરમ જ્યોતવંત પાંખુ ખોલે છે. માનવને માનવ તરીકેનું જીવન જીવવામાં પણ સામર્થ્ય જોઇએ તેવા જમાનામાં આ જ્યોત આતરિક શક્તિની ઉદ્યોતક છે. આવી એક જ્યોત વરસો પહેલાં અરબસ્તાનમા પ્રગટ થયેલ.

મહંમદ પયગંબરના જમાઇ ઇમામ અલીનું અવસાન થયેલ છે. તે પછી પણ મદીના અને તેની આજુબાજુના પ્રદેશમાં ખલિફાની નહીં પણ ઇમામ હસનની આણ વરતે છે.

હસન તે અલીના મોટા પુત્ર. પયગંબરીના વારસાએ તેમને અંતરમુખ કરેલ છે. તલવાર વીંઝી ન શકે તે મરદ નહી, તેવા વાતાવરણમા તે ઇસ્લામના રહસ્યનું મનન કરે છે. હજી ચિંતનદશા છે. તેમા અલીના અકાળ અને અકુદરતી મૃત્યુ બાદ ઇમામનો તાજ તેમના શિર પર આવી પડેલ છે, વગર માગ્યો, વગર ઇચ્છયો. તે ધારણ કર્યા સિવાય છૂટકો નથી. પણ અંતરમાં ગજગ્રાહ જેવું યુદ્ધ ચાલે છે. ઇમામ ઇસ્લામના તો ખલિફા ઇસ્લામના નહી? હજી જવાબ મળે તે પહેલાં તેને સૈન્યના મોખરે ખલિફાના સૈન્ય સામે ઊભું રહેવું પડે છે બન્ને બાજુ નજર ફેંકે છે. જુએ છે તો એક જ ખુદાના બંદા, એક જ પયગંબરના શિષ્યો, એક જ કિતાબથી પ્રેરણા પીનારા; શું આપસમાં આથડી હતા ન હતા થઇ જશે? તેને થાય છે કે આ યુદ્ધ દ્વારા ધર્મ અધર્મના નિર્ણય જેવું ક્યાં છે? સર્વના આશ્ચર્ય વચ્ચે તે તલવાર મ્યાન કરી ખલિફા સાથે સુલેહ કરી મદીના પાછા ફરે છે. તે જ છે ઇસ્લામના સાચા તરફદાર, કુરાનના સાચા પરહેજગાર.

હસનની સચી ઇમામત તેમના તે પછીના જીવનમા ડગલે ને પગલે દેખાય છે. પાક જીવન ગાળનાર આ મહાત્મા પરમેશ્વરમય જીવન ગુજારે છે બે વખત પોતે ભર્યા ભર્યા ઘરની બહાર નીકળી ઘરની તમામ વસ્તુ ગરીબોમાં લુંટાવી દે છે. ત્રણ વખત પોતાની તમામ મિલકતના બે ભાગ કરી એક ભાગ ગરીબોમાં વહેંચી દે છે. આ છે તેમની અપરિગ્રહ માટેની ભાવના, આ છે તેમનો સમાનતા માટેનો આગ્રહ

પણ આ દુનિયામાં નેકીનો પડઘો કાયમ નેકી દ્વારા જ પડતો નથી. ભલો માણસ લાખ ભલુ ચાહે, બૂરો બુરાઇ ત્યજતો નથી. તો ય ભલાએ ભલાઇ ત્યજવાની નથી, એ પાઠ પયગંબરે પોતાના જીવનમાં ડંખ મારનાર વીંછીને બચાવી પૂરો પાડેલ છે. હસનના જીવનના અંતિમ દિવસો તેઓની

અંતરજ્યોત સંપૂર્ણપણે પ્રગટ કરે છે.

ખલિફાને મન રાજ્યોમવરો મોટી વાત છે. તે ઇમામ હસનના મનને કયાંથી જાણી શકે? તેને મન હસન પોતાના અબાધિત અધિકારમાં કાંટા રૂપ છે. તેને હમેશ માટે દૂર કરવાની તમન્ના તેને ચેન લેવા દેતી નથી. તે એક ષડ્યંત્ર રચે છે

કહે છે કે ઘર ફૂટે ઘર જાય. હસનની અર્ધાંગના જ મોહવશ થઇ હસન પર વિષપ્રયોગ કરે છે. કાતિલ ઝેરની અસરથી મૃતપ્રાય પડેલ હસનની શૈયાની આજુબાજુ મદીનાના મોવડી ઊભા છે. તેમા હસનના નાના ભાઇ હુસેન પણ છે.

બધા ફરી ફરીને પૂછે છે, "આપના પર આ કાતિલ વિષપ્રયોગ કોણે કર્યો?"

હસન સહેજ સ્મિત કરી જવાબ આપે છે, "તે નહી કહું. તેનો ફેંસલો આજે ન હોય કયામતને દિવસે સામસામા આવશું ત્યારે તેનો ફેંસલો અમે જ આપસમા કરી લેશું."

"કહો તો ખરા!" મોવડીમંડળ આગ્રહ કરે છે.

જવાબ મળે છે, "કેમ કહું? તમને ન્યાયનો હક કોણે આપ્યો છે? ન્યાયનો હક તો ખુદાએ પોતાના હાથમા રાખ્યો છે કયામતના દિવસે આ ન્યાય થશે. માટે આ જાણવુ રહેવા દો, એ નહીં જીરવાય."

મોવડીમંડળી જાણે છે કે જાણ્યા પછી જીરવવુ દુષ્કર છે. હસન આ રહસ્ય સહિત આંખ મીચે છે.

પણ તેમની બધ આંખ આજે ય કેટલાયના જીવનમા જ્યોત પ્રગટાવે છે. તે જાણે કહે છે કે ધર્મના નામે ઝગડા ન હોય માનવજીવન ત્યારે જ સાર્થક કે જ્યારે તે પરમેશ્વરની ઇબાદતમા રત હોય અને કિલ્વે પરેશાન કરનારને, અરે જાન લેનારને પણ અહીં તો ક્ષમા જ દેવી ઘટે. તેનો ન્યાય કરવાનો અધિકાર માનવને નથી, માત્ર પરમેશ્વરને જ છે

---

## પરોપકાર

જે દેહથી ધર્મ ન થયો, મદદ ન થયો અને પરોપકાર ન થઇ શકયો, તે દેહને ધિક્કાર છે; એવા દેહને પશુ પક્ષી પણ અડતાં નથી.
—અજ્ઞાત

ફળના આગમનથી ઝાડ નમે છે, વર્ષાના નવજળથી ભરેલા વાદળાં ફેલાઇને ઝૂકે છે; સમૃદ્ધિઓના આગમનથી સજ્જન પુરુષ નમ્ર બને છે–પરોપકારીઓના આ સ્વભાવ જ છે
—કવિ કુલગુરુ કાલિદાસ

પરોપકાર માટે કદાચ છળકપટ કરવુ પડે તો તે ક્ષમ્ય છે, તેમાં આત્માની હત્યા થતી નથી.
—પ્રેમચંદજી

પરોપકાર પ્રત્યે પ્રવૃત્ત થતુ જીવન એ જ સાફળ જીવન. —વેદવ્યાસ (બ્રહ્મપુરાણ)

જેમ જેમ કોથળાનું ધન ખાલી થતું જાય તેમ તેમ હૃદયનું ધન ભરાતું જાય છે.
—વિક્ટર હ્યુગો

પરોપકારનું પ્રત્યેક પગલું સ્વર્ગ પ્રત્યેનું પગલું છે, —એચ. ડબલ્યૂ. બીચર

સં૰ હિંમતભાઇ પટેલ

# પરિભ્રમણ

'આશુતોષ'

## આજન્મ શિક્ષક

રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનનો ૭૬મો જન્મદિવસ રાષ્ટ્રે પાચમી સપ્ટેમ્બરે ઊજવ્યો. તેમનું પ્રખર વ્યક્તિત્વ અને પાંડિત્યનું તેજ આપણા વિશાળ રાષ્ટ્રને પ્રચ્છન્ન રીતે અસર કરી જાય છે એટલું જ નહીં, પણ વિદેશોમાં તેઓ જ્યાં જાય છે ત્યાં એટલા જ બહુલ્યથી ઝળકે છે. બોલ્યા વિના કામ કરવાની, અને કરાવવાની તેમની કાબેલિયત અદ્વિતીય છે અને પ્રવચનોના આ યુગમાં તે જુદી તરી આવે છે. નહેરુ પછી, વિદેશનો કોઈ માણસ ભારતના નેતાગણ ઉપર મીટ માંડે છે ત્યારે દેખીતી રીતે જ આપણા વિદ્વાન રાષ્ટ્રપતિ નજરે ચડે છે. તેમનું અનેરું પાંડિત્ય જાણે તેમને ગુરુપદે સ્થાપે છે.

## બહુરૂપી વિઘ્નેશ્વર

કોઈ પણ શુભ કાર્યારંભે મંગલમૂર્તિ ગણપતિને ભારતના મોટાભાગના લોકો ભાવ અને ભક્તિથી પૂજે છે. તેમનું સ્થાન મહારાષ્ટ્રના લોકહૃદયમાં અનોખું છે, અને તેને માટે ગણપતિ મહોત્સવનો લાંબો સમય ફાજલ પાડ્યો છે. ગણેશચતુર્થી આ ઉત્સવની શુભ શરૂઆત. ૧૦ દિવસ પછી વિસર્જન વેળાએ લોક લાગણીની ઉત્કટતા માઝા મૂકે છે. આ તહેવારની ખાસ વિશિષ્ટતા દુંદાળા ગણપતિબાપાના વ્યક્તિત્વની હળવી બાજુ રજૂ કરવાની હોઈ, તેમને બહુરૂપી સ્વરૂપે પ્રકટ થવું પડે છે. કળિયુગમાં આ એક જ દેવ એવા છે જે લોકરંજનાર્થે, જેવો સમય તેવો રંગ ધારણ કરે છે. સ્વાતંત્ર્યની લડત વખતે તેમણે ગાંધીટોપી પહેરી જાણી છે. ચીનો આક્રમણ વેળાએ, સૈનિકનો ગણવેશ ધારણ કર્યો છે અને અત્યારે કાળા નાણાંનું જોર છે ત્યારે સદાચાર સમિતિના સ્વયંસેવક બની શકે છે. સ્થૂળ હોવા છતાં તેમની સ્થિતિસ્થાપકતા નવાઈ પમાડે છે; તેમનો તરવરાટ ઉલ્લેખનીય બની રહે છે. વિઘ્ન હરનાર, વર આપનાર અને દેવોને પ્રિય એવા શ્રી ગણેશને નમસ્કાર હજો.

## વિનાશની તવારીખ

પંજાબ અને દિલ્હી રાજ્યોમાં આ વર્ષે વરસાદના પૂરે ભીષણ વિનાશ વેર્યો. કરુણ વિચિત્રતા એ બની કે પંજાબને બચાવવા દિલ્હીનો, અને દિલ્હીને બચાવવા પંજાબનો ભોગ અનિવાર્ય હતો. જ્યારે પસંદગી કરવાની આખરી ક્ષણ આવી ત્યારે સરકારે દિલ્હીને ભોગે પંજાબને બચાવવા ઢસા બંધ તોડવાનો આદેશ આપ્યો. જે ગાબડું પાડવામાં આવ્યું તે જોતજોતામાં ચારગણું થઈ ગયું અને અણકલ્પ્યાં પાણીમાં દિલ્હી ગરકાવ થયું. જમુના પણ બે કાંઠે હતી અને રાજધાનીની ગટરો ધોધમાર વરસાદથી છલકી ગઈ હતી. પાણીને જવાનો માર્ગ રૂંધાયો. નુકસાનીના બોલતા આંકડા આ રહ્યા: ૩૦ લાખ રૂપિયાની નુકસાની; ૩૫૦૦ મકાનોને મોટું નુકસાન; ૧૮૦૦૦ ઢોરઢાંખર તથા ૨૬૦૦ માણસોનું સ્થળાંતર; વીશહજાર એકરમાં પાકને નુકસાન; ચોપનહજાર એકર જમીન પાણી હેઠળ; આર તો રાહત કેન્દ્રો શરૂ થયાં. બીજા વર્ષ માટે એક વધુ બોધપાઠ— પણ મોંઘેરો.

## સિદ્ધિનાં સોપાન

નેપાળ, અફઘાનિસ્તાન, બર્માની પ્રથમ મુલાકાતે અણધારી સિદ્ધિ મેળવી, લંકાથી પણ શુભેચ્છાનું ભથ્થું બાંધી, સ્વર્ણસિંગ પાકિસ્તાન તરફથી આમંત્રણ મેળવવામાં સફળ થયા છે. કૈરો ખાતેની તટસ્થ રાષ્ટ્રોની પરિષદમાં આગળ પડતો ભાગ લેવાની આપણી તૈયારીઓ દૃષ્ટિગોચર થઈ રહી છે. રશિયાની શ્રી ચવાણ તેમજ રાષ્ટ્રપતિની તાજેતરની મુલાકાતથી ભારતની તટસ્થતા તેમજ બિનજોડાણવાદની નીતિનો અસરકારક પ્રચાર નવેસરથી શરૂ થયો છે. તેમજ પાર્લામેન્ટમાં, ત્રણ માસ જૂની પોતાની સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત સમેટતા વડાપ્રધાન શાસ્ત્રીજીએ જે ચોટદાર રજૂઆત કરી, તેનાથી નિઃશંક નિર્બળતાની છાપ ભૂંસાઈ ગઈ છે, અને નવી સરકાર

પોતાની સિદ્ધિ અને બહુજનહિતાર્થી કાર્યો દ્વારા સ્થિરતાનો પાયો નાખવા કૃતનિશ્ચયી છે તેમ દેખાઇ આવે છે.

## દિલનું જોડાણ

પૂર્વ અને પશ્ચિમ જર્મનીના બે ભાગને જોડતો એક પુલ રચીને હૃદયના તૂટેલા તાર સાંધવાની એક ફળદાયી મંત્રણા ૧૭મી ઓગસ્ટે પૂરી થઇ બેવેરિયાની સરહદે હરબર્ગ નજીક સાને નદી ઉપર આ પુલ બાંધવામાં આવશે મ્યુનિચ-ન્યૂરેનબર્ગ-બર્લિન મોટરમાર્ગ બીજા વિશ્વયુદ્ધમાં નાશ પામ્યા પછી, પહેલી જ વાર ત્યાં પુનર્રચના દ્વશે આમ તો મંત્રણા છેક ૧૯૬૧થી ચાલુ હતી પરંતુ પશ્ચિમ જર્મની પૂર્વને સ્વીકારતુ નથી એટલે સમજુતી સાધવામાં પશ્ચિમનો પ્રતિનિધિ પૂર્વની સાથે બેસે તો તેની માન્યતા સ્વીકારવા જેવુ લાગે છેવટે પશ્ચિમ જર્મની તરફથી સોવિયેટ ઝોન માટેના સલાહકાર ડૉ લિયોપોલ્ડે સહી કરી આ પુલ બાંધવાનો અર્ધ પશ્ચિમ જર્મની આપશે જ્યારે પૂર્વ જર્મની તે તૈયાર કરી આપશે દેશના બે કૃત્રિમ ભાગલા પાડતી દિવાલને તોડવાનું શક્ય નથી ત્યારે એક નાનકડો પુલ બન્ને તરફના લોકોના દિલના તાર ક્યાં સુધી સાંધી શકશે તે જોવાનુ રહે છે

## નિર્ધન સમ્રાટ

તાજેતરમાં ખ્યાતનામ હિંદી કવિ ગજાનન મુક્તિબોધનું લાંબી માંદગી પછી દિલ્હી ખાતે અવસાન થયુ કેટલી હૃદય, વડાપ્રધાન શાસ્ત્રીજીની શુભેચ્છાથી મળી તેમનું દર્દન પરિયા ખાતર જીવનયુદ્ધ ખેલતા યોદ્ધા જેવુ રહ્યુ હતુ પત્રમા કટારો લખીને કાવ્યો રચીને શરૂઆતમા ગુજરાન ચલાવતા ગાંધીવાદી રહ્યે, તેમની કવિતામાં આધુનિકતાના સાથિયા પૂરાયા હતા રહીરહીને અભ્યાસ આગળ વધારી પ્રાધ્યાપક બન્યા જીવનની શરૂઆત પ્રેમ લગ્નથી કરેલી કુટુમ્બ વિસ્તાર પણ ખરો મરણ વખતે ઉંમર માત્ર ૪૭ વર્ષ આ વર્ષના ફેબ્રુઆરીમા પક્ષઘાતનો હુમલો ત્યાર પછી બે માસમા મગજનુ મેનીનજાઇટીસ છેલ્લા દોઢ માસથી બેભાન રહ્યા નૂતનયુગની છાપ તેમની કવિતામા પડે છે અને આધુનિક કવિઓમા તેઓ મોખરે હતા. નિર્ધન સમ્રાટ તરીકે મૃત્યુ પામ્યા 'અંધેરેમે' નામનુ તેમનુ કાવ્ય સુપરિચિત છે

## H M T

બેંગલોર ખાતેની જાહેર ક્ષેત્રની હિંદુસ્તાન મશીન ટુલ ફેક્ટરીએ ૩૧-૩-૬૪ના રોજ પૂરા થતા વર્ષ દરમ્યાન, આઠ કરોડની શેર-મૂડી ઉપર ત્રણ કરોડ રૂપિયાનો ચોખ્ખો નફો બતાવી વિક્રમ સર્જ્યો છે પ્રથમથી જ આ સંસ્થાની કાર્યક્ષમતા અનુકરણીય રહી છે પોતે જ ઘડેલા નકશામાથી ત્રણ બીજી ફેક્ટરીઓ ઊભી થઇ રહી છે એક પંજાબમા પિંજોર ખાતે, બીજી કેરળમા અર્નાકુલમ પાસે અને ત્રીજી હૈદરાબાદમા

આ ઉપરાંત બેંગલોરમા એક ઘડિયાળની ફેક્ટરી તો છે જ જેનુ ઓગસ્ટ ૬૪ના અહેવાલ પ્રમાણે, છેલ્લ ઉત્પાદન પાંચ લાખ ઉપર ઘડિયાળોનુ હતુ, જે તમામનુ વેચાણ થઈ ગયેલ છે દેશની આંતરિક માગ એટલી વિશાળ છે કે નિકાસનો પ્રશ્ન વિચારવા, ઉત્પાદન શક્તિ વધારવી પડે તેમ છે તાજેતરમા એક જર્મન પેઢી સાથે કરારો કરી, ભારતમા પહેલી જ વાર Gear Hobbing મશીન H M T દ્વારા બનશે અને યુરોપ અમેરિકા જેવા આગળ પડતા દેશોમા તેની નિકાસ કરવાનો હક્ક પણ તેને મળશે આપણે ત્યા જાહેર ક્ષેત્રમા ઘણી વિરાટ સંસ્થાઓ ઊભી થઇ છે-અને થતી જાય છે પરંતુ સદ્ધરતાની બાબતમા H M T એ જે શિખર સર કર્યું છે ત્યા સુધી કોઇ પહોંચી શકયુ નથી

## 'નિમ્બસ'

હવામાનના અભ્યાસ અર્થે અમેરિકાએ જે ઉપગ્રહ તરતો મુકયો છે તે પૃથ્વીથી પાંચસો અને છસો માઇલ વચ્ચેની ઊંચાઇએથી નિયમિત પૃથ્વીની સપાટીની છબીઓ પાડીને જે તે મથકે મોકલે છે આવા તેર મથકો વિશ્વભરમા ઊભા કરવામા આવ્યા છે જેમા કોલામાન વેધશાળા આવી જાય છે અમેરિકાની વૈજ્ઞાનિક સંસ્થા તરફથી ખાસ યત્નની

આ વેધશાળાને ભેટ આપવામાં આવી છે. નિમ્બસ દરરોજ બપોરે અગ્નિએશિયા–અરબી સમુદ્ર ઉપરથી પસાર થાય છે અને ચાર ફોટા મોકલે છે. તેનાથી ચોમાસું વાદળોનાં આવરણોનો ખ્યાલ મળી રહે છે, અને હજારો માઇલ દૂરની ઉપયોગી માહિતી પણ તત્કાલ મળી રહે છે. નિમ્બસનું વજન ૮૭૦ રતલ છે અને નાના મોટા ૪૦ હજાર યંત્રો તેમાં ગોઠવેલા છે. પૃથ્વીની પ્રદક્ષિણાની સાથે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વચ્ચે તે સરકતો રહે છે. તેણે મોકલેલી એક છબીમાં સૌરાષ્ટ્રનો કિનારો અને મુંબઇનો ટાપુ જોયા પછી નિમ્બસની ચોકસાઇ વિષે કાંઇ શંકા રહેતી નથી.

## ઉપરાષ્ટ્રપતિ સૌરાષ્ટ્રમાં

શ્રી ઢેબરભાઇના આમંત્રણથી ઉપરાષ્ટ્રપતિ ડૉ ઝાકીરહુસેન સૌરાષ્ટ્રની મુલાકાતે આવી ગયા અને બુનિયાદી તાલિમ કેન્દ્રોની મુલાકાત લીધી જેમા મુખ્યત્વે રાજકોટ, અલિયાબાડા, જામનગર શાપુર, શારદાગ્રામ, અને પોરબંદરનો સમાવેશ થયેલો. સૌરાષ્ટ્રની શિક્ષણ સંસ્થાઓનું સ્તર તેમને સરખામણીએ ઊંચુ લાગ્યું છે. બુનિયાદીક્ષેત્રે આ કદાચ સાચુ હોય પરંતુ કેળવણીના જે બીજા ક્ષેત્રો છે તેમા સૌરાષ્ટ્રનું સ્થાન આગવું હોવા વિષે શંકા રહે છે. ડૉ ઝાકીરહુસેન એક પીઢ અને અનુભવી, શિક્ષણના વિશેષજ્ઞ છે તેથી તેમની યાત્રાનુ ફળ હવે આપણને ચાખવા મળશે

## મેહુલો વેરી થયો

પંજાબ પછી અતિવૃષ્ટિ અને જળરેલનો ભોગ આંધ્રનું મચેરલા બન્યું. કૃષ્ણા નદી પર વિજયપુરી ડેમનાં નાળા તૂટી જતાં મોટી હોનારત સર્જાણી. બત્રીશ કરોડ જેટલી ડાંગરના પાકની નુકસાની થઈ. નાગાર્જુનસાગર યોજનાને થોડોક ફટકો પડયો. ગોદાવરી અને ગંતુર જિલ્લાઓમા વ્યાપક તારાજી સરજાણી. સૌરાષ્ટ્રમાં પણ વલ્લભીપુર પાસે કાળુભાર નદીએ, વિદાય લેતી મેઘરાણીને કુદરતના ખોળામા પલ્ટાવી; તૈયાર પાક સાફ થઇ ગયો–માનવ અને પશુના જીવની હાની થઇ તે વધારામા.

## કાળજીના અભાવે

આન્ધ્રની એક નિશાળના ૩૮ બાળકોનું બપોરનું ભોજન લીધા બાદ મૃત્યુ થતા હાહાકાર મચી ગયો છે. જો કે ભોજન સામગ્રી અમેરિકન સંસ્થા Care-ની ભેટ હોવાથી તેમા કાંઇ દોષ હોવાનું સાબીત થયું નથી. પરંતુ રસોઇઘરમાં કોઇ પ્રતિકૂળ પ્રક્રિયાની, ખાદ્ય સામગ્રી ઉપર અસર થઇ હોય તો તેનાથી કેવું અનિષ્ટ થાય તે આ કિસ્સાથી બહાર આવ્યું છે. જાહેર જીવનમાં કાળજી અને ચોકસાઇની કિંમત જાણવા આ ઘણો જ દુઃખદ અને કમનશીબ બોધપાઠ ગણાય.

## નાસરના દેશમાં

તટસ્થોની પરિષદ 'કેરો' ખાતે ઓકટોબરના પહેલા અઠવાડિયામા ભરાણી તેમા એકસૂત્રતાનુ દર્શન થયુ નહીં. ઇન્ડોનેશિયાના સુકર્ણો હવે આખાબોલા બનતા જાય છે. ટીટો, નાસેર અને શાસ્ત્રી શાંતિમય સહઅસ્તિત્વમા માને છે, પણ સુકર્ણોને આ વાત અશકય લાગે છે. શાસ્ત્રીજીની મુલાકાતથી ભારત અને મિસ્ર નજીક આવ્યા છે. અલિપ્ત રાષ્ટ્રોની પરિષદમા શાસ્ત્રીજીના પ્રવચનથી ભારતનું દ્દષ્ટિબિંદુ સુરેખ રીતે રજૂ થયું છે, અને પંડિત નહેરુએ નિર્ધારીત કરેલી નીતિ અનુસાર વિશ્વશાંતિના ધ્યેયમા આપણે મક્કમ છીએ એ ભાવના, ચીન ખાતે મિશન મોકલી અણુશસ્ત્રો નહી બનાવવા માટે સમજાવવાનુ સૂચન કરવામા આપણે રહી ઢની

## ખાતરનાં કારખાના

અમેરિકાની સહાયથી પાંચ ગંજાવર ખાતર કારખાનાઓ ઊભા કરવા માટેનો એક કાર્યક્રમ વિચારણા હેઠળ છે. ખોરાક અને અન્ન બાબતમા જરૂરિયાત અને લક્ષ્યાંકો તથા સિદ્ધિ વચ્ચે જે ગાળો રહ્યો છે તે જોતા હવે પછીની પંચવર્ષીય યોજનાઓમાં આ બાબત મોખરે રહે તે સ્વાભાવિક છે. કાયમ માટે આપણા જ પગભર થવા પુરુષાર્થ તાકીદનો છે. ભારત જેવડા વિશાળ ખેતીપ્રધાન દેશ માટે, રાસાયણિક કારખાનાઓ લગભગ દરેક રાજ્યમાં જોઇએ. બે કે ચાર કારખાના દેશની માગને પહોંચી વળવા અસમર્થ છે. ખેડૂત જ્યારે વધુ સમૃદ્ધ થશે, અને વધું ખાતર વાપરતો થશે, ત્યારે ખાતરની જરૂરિયાત કૂદકે–ભૂસકે વધની જશે અને તેથી જ આ દિશામા, અત્યારથી જ પગલા લેવાવાં જરૂરી બન્યા છે.

મધુમન્તં યજ્ઞ અથ કૃણુ હિ। [મા નુયજ્ઞ્ન સતકર્મ આજથી શરૂ કર. સતકાર્યનો પ્રારંભ કાલપર ન રાખવો અને જેમા મીઠાશ ન હોય અને કટુતા હોય એવા કાર્યો કદીયે હાથ પર લેવા નહિ.] ઋગ્વેદ ૧-૧૩-૨

## ૧ મૂલ્ય પરિવર્તન

એનીનો સામાન વેચનારી એક મોટી દુકાનમા એક રાત્રે થોડા તોફાની છોકરાઓ પેસી ગયા એમને ચોરી કરવી નહોતી માત્ર તોફાન કરીને બીજા દિવસે સવારે એ દુકાનનો માલિક મુશ્કેલીમા મૂકાઇ જાય એવી ગેરવ્યવસ્થા ઊભી કરવી હતી એમણે તો અંદર જઇને વસ્તુઓ ઉપર જે કિંમત દર્શાવનારી કાગળની કાપલીઓ હતી એ છોડીને અદલબદલ કરી નાખી ડોલની સાત રૂપિયાની કાપલી ટ્રેક્ટરને બાંધી ને ટ્રેક્ટરની સાડાચાર હજારની કાપલી સસ્તી ખરપડીને વળગાડી દીધી એની આઠ આનાની કાપલી ઘાસ કાપવાના મશીને બાંધી ને એના ઉપરથી સાડાત્રણસો રૂપિયાની કાપલી પાણીની નાની ઝારીને બાંધી

બીજે દિવસે સવારે દુકાન ખોલવામા આવી ત્યારે એનો માલિક તો ચકિત જ થઈ ગયો કશુ જ ન ચોરાવાને કારણે દુકાનમા કશુ ખૂટતુ તો નહોતું જ પણ કિંમતસૂચક કાપલીઓની આ અદલબદલને કારણે ભયંકર અવ્યવસ્થા થઇ ગઇ હતી એને હસવુ પણ આવ્યુ, ને દુઃખ પણ થયુ 'કયા સેતાનના બચ્ચાએ આ કામ કર્યું હશે?' એવો વિચાર કરતા કરતા મૂળ કિંમતસૂચિ જોઈ જોઇને એણે કાપલીઓને પોતાના મૂળ સ્થળે બાંધવા માંડી

આપણી દુનિયાની પણ કાંઈક એવી જ હાલત નથી થઈ શુ? વ્યક્તિઓ, વસ્તુઓ, પરિસ્થિતિઓ, પ્રક્રિયાઓ, ભાવનાઓ, આદર્શો અને ગુણ-દુર્ગુણ ઉપરની વિવિધ કાપલીઓ બદલાઇ ગઇ હોય એમ એમના મૂલ્ય સાવ બદલાઇ ગયા છે અહી અન્યને છેતરી શકે એને હોશિયાર ગણવામા આવે છે સરળને મૂર્ખની ઉપમા અપાય છે આદર્શવાદી અક્કલ વગરનો ગણાય છે વ્યવહારિક બુદ્ધિનુ મૂલ્ય વધારે છે સત્ય કરતા અસત્ય વધારે જીતે છે સૌજન્ય કરતા સમૃદ્ધિની શક્તિ વધારે ગણવામા આવે છે ખરે જ, વિશ્વના મૂલ્યોમા કેટલા બધા ફેરફાર થઇ ગયા છે!

કયા સેતાને આ અવ્યવસ્થા કરી નાખી હશે? કોણ એ બધાને વ્યવસ્થિત કરીને સાચા મૂલ્યોની સ્થાપના કરે? આમા આપણે કાંઈ જ ન કરી શકીએ?

—પ્રકાશ ગજ્જર

## ૨ જીવનની સાર્થકતા

એક પવિત્ર સાધુએ થિબેઇડની એક ગુફામા ૭ વર્ષ ગાળ્યા હતા આ સઘળો વખત તેણે ઉપવાસાદિ કઠિન તપ અને પ્રાર્થના તથા સ્તુતિ ઇત્યાદિ સાધના કરવામા તથા ઇશ્વરને પ્રસન્ન કરી સ્વર્ગમા સ્થાન મેળવવા માટે પ્રયત્ન કરવામા ગાળ્યો હતો અંતે તેણે પ્રભુને એવી પ્રાર્થના કરી કે, 'મને મારા કરતા મોટા એવો સંત બતાવો કે જેથી હુ તેનું અનુકરણ કરુ અને પવિત્રતાથી એનાથી પણ ઉત્તમ ભૂમિકા પર ચઢુ ' જે દિવસે તેણે આ પ્રાર્થના કરી હતી તે જ દિવસે રાત્રે એક દેવદૂત તેની પાસે આવ્યો અને બોલ્યો કે, 'જો સદ્ગુણ અને પવિત્રતામા સૌના મુકુટમણિ બનવાની તારી ઇચ્છા હોય તો પેલો મસ્ત બારોટ કે જે કવિતા ગાતો અને ભિક્ષા માગતો ઘેરઘેર હડસેલા ખાય છે તેનુ અનુકરણ કર.' આથી પેલા સાધુને ખૂબ રીસ ચઢી અને તેણે પેલા બારોટને શોધીને પૂછ્યુ કે 'અલ્યા' તે એવા શા કામ કર્યા છે કે ઇશ્વર તારા પર આટલા બધા પ્રસન્ન છે!' તે બારોટે નમન કરી ઉત્તર આપ્યો કે 'પવિત્ર મહાત્મા' મારી મશ્કરી કરો નહિ મે કોઇ સત્કર્મ કર્યા નથી કે મે કોઇ પ્રાર્થના પણ કરી નથી, હુ તો માત્ર કવિતા ગાઇને લોકોને આનંદ આપવા ઘેર ઘેર રખડુ છુ ' સાધુએ આગ્રહ પૂર્વક કહ્યુ કે, 'ના, ના તેં કાંઈક સત્કાર્યો તો કર્યા જ હોવા જોઇએ'' બારોટે પ્રત્યુત્તર વાળ્યો કે, 'ના, મે કાઇ સત્કાર્ય કર્યું હોય એમ હુ જાણતો નથી' સાધુએ પૂછ્યુ, 'પરંતુ તું ભિક્ષુક શી રીતે બન્યો? શુ તે ઉડાઉ બનીને તારા પૈસા ગુમાવી દીધા છે?' બારોટ બોલ્યો 'ના મે એમ કર્યું

નથી. મેં એક ગરીબ સ્ત્રીને દુઃખી ચહેરે આમતેમ હાંફળી-ફાંફળી દોડતી જોઈ. તપાસ કરતાં જણાયું કે તેનો પતિ અને તેનાં સંતાનો દેવું ભરવાને માટે ગુલામ તરીકે વેચાઈ ગયાં હતાં અને બેલિયનના કેટલાક માણસો તેને કબજામાં લેવા ચાહતા હતા કારણ કે તે બહુ ખૂબસૂરત હતી; પરંતુ મેં તેને મારે ઘેર લઈ જઈને બચાવી. મારી પાસે જે કાંઈ મિલકત હતી તે સર્વ તેના કુટુંબનો ઉદ્ધાર કરવાને આપી અને તેને તેના પતિ તથા સંતાનો ભેગી મેળવી આપી. આથી મેં કાંઈ વિશેષ કામ કર્યું નથી.' આ હકીકત સાંભળી તે સાધુની આંખમાંથી દડદડ આંસુ સરી પડ્યાં અને તે બોલી ઉઠ્યો કે, 'મેં તો મારા સમગ્ર જીવનમાં તારા જેટલું પણ કાર્ય કર્યું નથી.' —પૃથ્વીસિંહ ઝાલા

## ૩. દયાનંદ સરસ્વતી

૭ ફૂટ કરતાં વધુ ઊંચો, ભરાવદાર દેહ, ગોરું વદન, મનની મક્કમતા, વેદની અખંડ ઉપાસના અને પ્રચંડ સાધના—આ લક્ષણો સ્વામી દયાનંદજીના જીવનમાં વિશિષ્ટ રંગો પૂરતા.

સ્વામીજીના મૃત્યુ બાદ એમના મંગલ જીવનને આવરી લેતા અનેક પ્રસંગો પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયા છે. અહીં એવો એક અપ્રકટ પ્રસંગ આલેખાયો છે.

દયાનંદ ગુરુની શોધમાં ભટકતા હતા. તિતિક્ષા-વૃત્તિના તેઓ ઉપાસક હતા. દુઃખ અને વેદનાઓને તેઓ હસતે મુખે સહન કરી લેતા. સત્યજ્ઞાનની શોધને માટે દેહ ઢળી જાય તો તેમ કરવા પણ તેઓ તત્પર રહેતા.

ગુરુની શોધમાં નીકળેલા આ દયાનંદને મથુરામાં યમુના નદીના કિનારે એક ગુરુ મળ્યા. તેમનું નામ હતું સ્વામી વીરજાનંદ. વીરજાનંદ પ્રજ્ઞાચક્ષુ હતા. નાનકડી મઢુલી બાંધીને તેઓ યમુના કિનારે રહેતા. દયાનંદ વીરજાનંદ સ્વામી પાસે ગયા. વીરજાનંદે તો સૌ પ્રથમ એમની પ્રત્યે બહુ ધ્યાન ન આપ્યું. પણ કસોટી કરતાં ધીમે ધીમે એમને લાગ્યું કે આ જ દયાનંદ એક સમર્થ શિષ્ય બનવાની શક્તિ ધરાવે છે. એનામાં એવી પ્રજ્ઞા અને પુરુષાર્થનું બળ છે કે એ ધારશે તેવાં દિવ્ય-ભવ્ય કામો કરી શકશે.

દયાનંદ પણ ૪ ફૂટ નાની લાકડાની એક કોટડીમાં ટૂંટિયું વાળીને અડગ સાધના જગાવતા. ૭ ફૂટ કરતાં વધુ મોટી વજ્ર સમાન કાયાને તેઓ સાધનાની ચક્કીમાં પીસતા હતા; અને પીસતાં પીસતાં એક અનોખો જીવનરસ જગતને માટે તૈયાર કરતા હતા.

દયાનંદની ખરી કસોટીની વેળા હવે શરૂ થાય છે.

સ્વામી વીરજાનંદના નાના ભાઈ એમનાં દર્શન કરવા માગતા હતા. પણ તેમને માટે એ કાર્ય અશક્ય હતું. સ્વામીજીની કુટિરમાં જે સંસ્કૃત જાણતું હોય તે જ પ્રવેશી શકે—એવો ત્યાંનો કડક નિયમ હતો. ત્યાં આ નિયમનો ભંગ કરીને પણ એમના નાના ભાઈને વીરજાનંદનાં દર્શન કરવાની ભાવના હતી. આ માટે તે સૌ શિષ્યોને મળ્યા; પણ કોઈ શિષ્યે એમને દર્શન કરાવી આપવાની તૈયારી ન બતાવી. સૌ શિષ્યોએ કહ્યું કે, 'દર્શન કરાવી આપવાની હિંમત તો માત્ર દયાનંદ જ કરી શકે! દયાનંદ રોજ ગુરુજી માટે મટકીમાં પાણી ભરવા જાય છે તે પળે એ કદાચ દર્શન છૂપી રીતે કરાવી શકે!'

નાના ભાઈ દયાનંદને મળ્યા. દયાનંદે દર્શન કરાવી આપવાની હિંમત બતાવી. નિયમના ઉલ્લંઘન માટેની સજાની પણ મનોમન તૈયારી કરી લીધી. ને વીરજાનંદના નાના ભાઈને પોતાની સાથે લીધા.

ધીમેથી કુટિરનું દ્વાર ખોલ્યું. અંદરથી અવાજ આવ્યો: 'કૌન હૈ?' 'મૈં હૂં સ્વામીજી' દયાનંદે કહ્યું. 'અચ્છા, આઓ.' સ્વામીજીએ જણાવ્યું.

દયાનંદે ઇશારો કરીને એમના નાના ભાઈને અંદર આવવા કહ્યું. એમના નાના ભાઈ દૂરથી જ પગે લાગી બનામાના ઝૂંપડીના એક ખૂણામાં બેસી ગયા.

દયાનંદે મટકી મૂકી દીધી, ઉપર ઢાંકણું ઢાંકી દીધું.

ધીમેથી સ્વામી વીરજાનંદે કહ્યું: 'દયાનંદ!' 'હાં, સ્વામીજી!' દયાનંદે કહ્યું. 'ઇધર આઓ.' 'આયા સ્વામીજી.' 'દૂર પડા હુઆ મેરા ડંડા લાવ.' 'લીજીએ, ગુરુજી.' 'લાવ' કહીને સ્વામીએ ડંડો

પડી ગઇ પણ પછી તરત જ સ્વસ્થ થઇને તેણે એ ભેટનો સાભાર અસ્વીકાર કર્યો

મહારાજાએ તેમને સમજાવતાં કહ્યું 'તમે ના પાડશો નહિ હું પકડાઇ જઇશ એ પછી આ માળા પણ જપ્ત જ થવાની છે એના કરતાં તમે જ એ સ્વીકારી લો ને?'

કીર્તિકરે શાંતિથી જવાબ દીધો 'મહારાજ! વકીલાતના ધંધાનું નીતિશાસ્ત્ર ખૂબ કડક છે વકીલ પોતાની ફી તરીકે ધારે તેટલી ફી લઇ શકે છે પણ એનાથી વિશેષ બીજું કંઇ—ગમે તેવી ખાનગી ભેટ—સ્વીકારવી એ વકીલાતની નીતિ વિરુદ્ધ છે ' આમ સાત પેઢીને તારી નાખે એવી મોતીની માળાની ભેટનો સાભાર અસ્વીકાર કરવામાં શ્રીમંતાઇનો વૈભવ હાથવેંતમાં લાવી મૂકનાર માળાને નકારવામાં વાસુદેવ રાવ કીર્તિકરે કેવડી મોટી નિસ્પૃહતા બતાવી હતી '

આપણા વકીલો આ પ્રસંગમાંથી બોધપાઠ લે તો કેવું રૂડું '

—રશ્મિન મહેતા

## માગ્યોદાતા

વરાડના સેવાભાવી શ્રીમંત દાદાસાહેબ ખાપર્ડે એક મોટા દાનવીર હતા તેમની દાનવીરતાની અનેક વાતો વરાડમાં પ્રચલિત છે

એક દિવસ એક પ્રવાસી બ્રાહ્મણ દાદાસાહેબની હજૂરમાં તેઓ પોતાના દીવાનખાનામાં બેઠા હતા ત્યાં આવ્યો ને કહેવા લાગ્યો 'શેઠસાહેબ મારી પાસે પાણી પીવાનો લોટો નથી જો તાંબાનો એક લોટો આપ મને આપી શકો તો આપની મોટી કૃપા '

બ્રાહ્મણને એવો લોટો આપવાના હિસાબે દાદાસાહેબે પોતાના નોકરને હાક મારીને બોલાવ્યો ને કહ્યું 'જા ત્યાં જલદી પાણીનો લોટો લઇ આવ તો '

નોકર એમ સમજ્યો કે શેઠસાહેબને પાણી પીવું હશે પરંતુ તેના હાથમાં બીજું અગત્યનું કામ હોવાથી તેણે મકાનમાં જઇને શેઠાણી (દાદાસાહેબ)ને આ વાત કરી શેઠ સારુ શેઠાણીએ એક ચાંદીના લોટામાં બીજા નોકર દ્વારા પાણી મોકલાવ્યું

ત્રાંબાના લોટાને બદલે ચાંદીનો લોટો આવેલો જોઇ પહેલાં તો દાદાસાહેબ મૂછમાં જરાક હસ્યા થોડીક વાર પોતાનું કામ પતાવીને તેઓ સ્નાન કરવા સારુ ઊઠ્યા

આ બધા વખત દરમિયાન પેલો બ્રાહ્મણ પોતાના તાંબાના લોટા સારુ દાદાસાહેબ પ્રત્યે ગરીબ નજરે જોઇ રહ્યો હતો તેણે ધાર્યું હતું કે હમણાં ત્રાંબાનો લોટો આવશે પરંતુ દાદાસાહેબ ઊઠ્યા, છતાં ત્રાંબાનો લોટો ન આવ્યો એટલે તે અધીર બનીને દાદાસાહેબને કહેવા લાગ્યો 'શેઠસાહેબ, મારી વિનતી પર આપે કંઇ વિચાર ન કર્યો?'

દાદાસાહેબે નવાઇયુક્ત સ્વરે કહ્યું 'કેમ ભાઈ, તમે જળપાત્ર માગ્યું'તું ને? આ ટેબલ પર મૂક્યું છે તે તમારા સારુ જ આવેલ છે ખુશીથી લઇ જાવ અત્યાર સુધી શા સારુ રાહ જોઇ રહ્યા છો?'

પેલો ગરીબ બ્રાહ્મણ તો દાદાસાહેબની દાનવીરતા જોઇને છક્ક થઇ ગયો ચાંદીનો લોટો લઇ, પોતાની જાતને ધન્ય માનતો ચાલતો થયો

— શિવસુંદરમ

# સત્યનો વિજય

પિંગળશી મેઘાણંદ ગઢવી

[સત્યમેવ જયતે નાનૃતમ્ । એ સનાતન સત્ય છે અને ચમનાજીના આ જીવનપ્રસંગમાથી પણ અંતે સત્ય વિજયી બને છે તે જોઈ શકાશે. ઈશ્વરના દરબારમાં સત્યનો ઉદય થવામાં કદાચ વાર લાગે પણ અંધેર તો રહેતું જ નથી.]

જોધપુર મહારાજા જશવંતસિંહજીના સમયમા ઝાલોર પરગણામા ચમનાજી કરીને એક ગામધણી રજપૂત રહે ઘણા જ ખાનદાન માણસ છે રૂવાડે રુવાડે અમીરાત ભરી છે. સજ્જનતાની મૂર્તિસમા ચમનાજીએ કોઈ દિવસ કોઈનું બૂરું ઇચ્છયું નથી. તો પણ તેમને હેરાન કરવા કેટનાક કુટુંબી ભાઈઓ ખોટી ખટપટ કર્યા કરતા. ચમનાજી વારે વારે કહેતા, ભાઈઓ તમે ગમે એટલું કરોને પરંતુ આખર તો સત્યનો વિજય છે.

વિરોધીઓ ચમનાજીને મુસીબતમા મૂકવા માટે જુદા જુદા ઘાટ ઘડતા હોય છે દુર્જનનો સ્વભાવ છે પોતાના પાસા સીધા ન પડે ત્યા સુધી ઝંપીને બેસે નહી. ભર્તૃહરિએ કહ્યુ છે કે:

**મૃગ મચ્છી સજ્જન પુરુષ, રત તૃણ જલ સંતોષ;**
**વ્યાધ ધીમર અરૂ દુરિજન, રખત અકારણ રોષ.**

પારધી મૃગ ઉપર, ધીમર મચ્છી ઉપર અને દુરિજન સજ્જન ઉપર કાંઈ પણ કારણ વિના રોષ રાખે છે એમને મીઠી નજરે જોઈ શકતા નથી. એમની આ મમા ઝેર વરસે છે એનો નાશ કરવા તત્પર બને છે.

ચમનાજીની કેટલીક ખોટી ફરિયાદો મહારાજા પાસે પહોચાડી છે કે, ચમનાજી જેસલમેરના ભટ્ટી રજપૂતોને આશ્રય આપી આપણા રાજમા લૂટફાટ કરાવે છે

ચમનાજીને ત્યા જેસલમેર તરફના સગાંસંબધીઓ આવતાં જતાં એટલે મહારાજાના શકને સમર્થન મળ્યુ છે

ઝાલોર પરગણાના ખાંડપ ગામમા પચાસ હજાર રૂપિયાની ચોરી થઈ છે. એની તપાસ ચાલે છે.

જોધપુર રાજ્યમા એ વખતે એવું ધોરણ હતુ કે જે ગામમા ચોરી થઈ હોય એ ગામેથી રાજના પગીઓ ચોરનું પગેરું જોતા. પગેરું જે ગામમા અટકી જાય તે ગામને ચોર રજૂ કરવો જોઈએ નહિતર ચોરીની રકમ ગામને પૂરી પાડવાની રહેતી.

ખાંડપની ચોરીનું પગેરું ચમનાજીને ગામ આવીને અટકી ગયું એટલે રાજ્યે ચમનાજી ઉપર દબાણ કર્યું કે તમારા ગામમા પગેરું અટકે છે. ચોર લોકો ચોરી કરીને અહી આવેલ છે.

તમારા તરફથી એમને આશ્રય મળે છે, તમે આ ચોરીમા સામેલ છો, ચોરને રજૂ કરો, કા અહીથી પગેરું આપો નહિતર ગામ ખાલસા કરવામા આવશે.

ચમનાજી આ બાબતથી સાવ અજાણ છે કયુ જણાતુ નથી. વરસાદ અને વાવાઝોડાથી પગેરું ભુમાઈ ગયું છે. આગળ ઉપર આવી શકયા નહિ એટલે ચોર આ જ ગામના છે એમ માની રાજ્યે પોલીસ મોકલી ગામનો કબજો સભાળ્યો અને ચમનાજી ઉપર ચોરને આશ્રય આપવાના ગુના બદલ કેસ કર્યો. દોઢેક વરસે ઝાલોરની કોર્ટે ચમનાજીને કસૂરદાર ઠેરવી ગામ ખાલસા કરી રકમ વસુલ કરવાનો ચૂકાદો આપ્યો આ કેસમા ચમનાજી પાસે જે કાંઈ હતું એ બધું ખરચી નાખ્યુ. છેવટ કેસ પણ હારી ગયા અને ઘર ખાલી થઈ ગયુ.

ચમનાજી ત્યારે મુઝવણમા મૂકાણા વિપત્તિનાં વાદળ ઘેરાઈ પડયા. શુ કરવુ, કયા જવુ, કોને કહેવુ, હુ સાવ નિર્દોષ માણસ માર્યો જાઉ છુ, આવો ઇન્સાફ?

ચમનાજીએ સ્નેહી સંબંધીઓ પાસેથી થોડી ઘણી પૈસાની સગવડ કરી ઉપરની કોર્ટમા અપીલ કરી, વરસવજોટ કેસ ચાલ્યો ને ત્યા પણ હારી ગયા. સેસન્સ કોર્ટે નીચલી કોર્ટનો ચૂકાદો માન્ય રાખ્યો.

ચમનાજી માટે હવે એક છેલ્લી હજૂર કોર્ટ બાકી છે ત્યાં પણ અપીલ કરી છે.-હવે તો હેરાન હેરાનના પાટા થઈ ગયા છે. સારામા સારા ગામનો માલિક ભિખારીની દશામા ભટકે છે. જોધપુરની ધર્મશાળામા સાંજે સૂઈ રહે અને દિવસ આખો કોર્ટમા ધોડા ખાય.

એમને એમ. ચાર ચાર વરસ વીતી ગયા ચમનાજી-નાં હાડકાં ને ચામડાં શીકે ગેરટ ભરખી ગઇ છે. પોતા પાસે એક પૈસાની સગવડ નથી તેમ હવે કોઇ આપતું પણ નથી. હારી ગયેલાને કોણ આપે? નમન તો બીજના ચંદ્રને હોય. આવતી કાલથી એમની ઉન્નતિ છે. દુઃખમાં તો મો ટાળો જ મળવાનો.

**સુખમાં ભરે સલામ દુઃખમાં મો ટાળો દિયે,**
**સામે મળતાં શ્યામ રામ ભણે નહિ રાજીયા.**

ચમનાજી-હજૂર કોર્ટના ચૂકાદાની રાહ જુવે છે પણ ત્યા સુધી ખાવું શું? શહેરનો ખર્ચ ક્યાથી કાઢવો. પારાવાર તકલીફ આવી પડી. છેલ્લા ચાર દિવસ થયા એક ટંક ખાવા મળ્યું નથી. પાણી ઉપર દિવસો ખેંચે છે.

એક જૂના ભંડારી સાથે પોતે લેવડ દેવડ કરતા એ નાતે એમની પાસે આવીને થોડા પૈસાની માગણી કરી. ભંડારીએ એક પૈસો આપવાની ના કહી દીધી. ચમનાજી બે હાથ જોડી કરગરે છે. 'એ ભંડારીજી થોડાક પૈસાની મદદ કરો આ છેલ્લો ચૂકાદો છે, મારું સારું થવાનું હશે તો તમે પણ આ સારા કામના ભાગીદાર બનશો ' ભંડારી હા ભણતો નથી છેવટે રાજપૂતનો દીકરો ભંડારીના પગમાં પડ્યો. એ વખતે ભંડારીના બાપજી ત્યા આવ્યા. એમના જૂના ઘરાકની આ દશા જોઇ રૂદામા રામ વસ્યા. ખીસામા હાથ નાખ્યો તો એક સોનામહોર નીકળી ચમનાજીને આપતા કહ્યુ, 'લો હવે ફરીથી આવતા નહી.'

ચમનાજી સોનામહોર ખીસામા નાખી રસ્તે પડ્યા-મહાલની કચેરીએ આવ્યા. ઘણા માણસો કામકાજે આવતા હોય ને ત્યા બેઠા હોય ચમનાજી ને તો આ ઓફિસ જૂની બેઠક જેવી બની ગઇ છે. હાલતા ચાલતાં આવીને ત્યા જ બેસે. આજે પણ સૌની સાથે બેઠા છે એ વખતે ઝાવોર મહાલના ભરણાની રકમ આવી. અવેજમાં બધી સોનામહોર હતી. દફતરીએ ગણતરી કરીને ઉપરી 'અધિકારીને આપી. ત્યાં ફરીને ગણતરી કરતા એક સોનામહોર ઘટી. વિચારમાં પડી ગયો, 'આ કેમ થયું'? એટલી ઘડીમાં જાય કયાં? ઘટે કેમ? કોણ જાણે શું થયું?'

કાંઇ ખબર પડી નહી. દફતરીએ ગાદી તકીઆ ફેરવીને તપાસી જોયું. સોનામહોર મળતી નથી ઓફિસર ખીજાઇ ગયા. ત્રાડ પાડી, 'જાય કયા આટલા જણા વચ્ચેથી. અહીં બેઠા છે એ બધાની જડતી લો. ખીસા કપડાં તપાસો.' હુકમ સાંભળતાં ચમનાજીના ગાઢ તૂટી ગયા પગ હેઠેથી ધરતી ખસવા લાગી. અરે પ્રભુ મારું શું થાશે? ખરચા માટે મેળવેલી સોનામહોર તો ખીસામા પડી છે. એ મારી છે એમ કહું તો અહીં માનવાનું કોણ? હું નિર્દોષ માર્યો જઇશ. અને બીજો કેસ થાશે એમ સમજી જરા આડું અવળું શરીર કરી ખીસામાથી મહોર કાઢીને યુક્તિથી ગાદી નીચે મૂકી દીધી. પોતે જ ગાદી ઉપાડીને જાહેર કર્યું કે સોનામહોર તો આ પડી. રગી આવી હશે. મહોરનો હિસાબ મળી ગયો.

ઓફિસમા બેઠેલા બધા માણસો સમજવા લાગ્યા કે આટલાની વચ્ચેથી ચમનાજીએ શી રીતે લઇ લીધી હશે. કોઇને ખબર પડી નહી સૌ શંકાની દ્દષ્ટિએ જોવા લાગ્યા. નક્કી કરી લીધું કે મહોર તો ચમનાજીએ જ લીધેલી પરંતુ જડતી લેવાનુ થયું એટલે પોતે મૂકી દીધી. આમ સૌએ માની લીધું. ટાણુ થતા સૌ ઊઠીને હાલતા થયા.

કોર્ટની બહાર નીકળી ચમનાજી વિચાર કરે છે કે મારે કયા જવું? આજે માડમાડ મેળવેલી ખરચી પણ આ રીતે ગઇ. હવે જીવવામાં સાર નથી. મારે મારે આપઘાત સિવાય બીજો રસ્તો નથી એવા વિચાર આવતા પીસુરિયાનના ડુંગરમા જઇ શરીરનો નીકાલ કરવા હાલી નીકળ્યા.

ગામની બહાર દૂર દૂર પહોચી ગયા છે. સદ્-ભાગ્યે જોધપુર રાજ્ય કાઉન્સિલના વડા કવિરાજ મુરારીદાનજી અને એક મોટા ઓફિસર ઘોડા પર સ્વારી કરી ફરવા નીકળેલ તે રસ્તામા સામે મળ્યા. ચમનાજીએ પ્રણામ કર્યા. કવિરાજાએ સામે જોયું તો મુખમુદ્રા ઉપર વિચિત્રતા લાગી એટલે પૂછપરછ કરી. ચમનાજી પ્રત્યુત્તર આપી શકયા નહિ. હૃદય ભરાઇ ગયું. કવિરાજાએ આશ્વાસન આપ્યું. વાત જાણવા આગ્રહ કર્યો. ચમનાજીએ બધી હકીકત વીગતથી જાહેર કરી. 'કવિરાજ, બન્ને કોર્ટમાં

ગુનેગાર ઠર્યો છું હવે આપની પાસે છેલ્લો ચૂકાદો છે.'

મુરારીદાનજીને ચમનાજીની વાત ઉપર વિશ્વાસ બેસતાં પાછાવળી પોતાને ઘેર તેડી લાવ્યા. રહેવાની ખાવાપીવાની સગવડ કરી આપી. ને કહ્યું, ચિંતા કરશો નહિ. તમારા કેસની હું તપાસ કરાવું છું.

કવિરાજાએ ચમનાજીના જીવન ચારિત્ર માટે પોતાના ભરોસાના માણસો મોકલી આસપાસના ગામડાંમાંથી ચમનાજીના ગામમાથી ખાનગી બાતમી મેળવી લીધી. ચમનાજી સારામા સારા સરદાર છે એવી માહિતી મળતા કવિરાજાએ હજુર કોર્ટમાં પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે આ માણસ નિર્દોષ છે. એમનો કેસ ફરીને તપાસો. કેસ તપાસવાનું કામ ચાલે છે.

ચમનાજી જમીજુઠીને કોર્ટ તરફ નીકળી જાય. આડા અવળા ધોડા કરે અને મહાલની ઓફિસે આવીને બેસે.

દીવાળી નજીક આવી છે. દફતર પૂજનની તૈયારી માટે મફારનું કામ ચાલે છે. દોત, ખડિયા, કલમો માંઝીને સાફ કરે છે. એક દોતમાથી મોટા પવાલા જેવડો પીત્તળનો ખડિયો માજવા માટે ઉપાડ્યો. અંદર શાહી ભરી છે તે ઠલવવા માટે એક ઠામમાં ઉંધો વાળ્યો ત્યા કટ નેરો અવાજ આવ્યો. અધિકારીએ આ અવાજ સાંભળ્યો પટાવાળાને પૂછ્યુ, 'એ અવાજ શેનો થયો? અંદર શુ પડ્યું? તપાસો.' માણસે શાહીના ઠામમા હાથ નાખ્યો તો સોનામહોર નીકળી. અધિકારી વિચારમાં પડી ગયા. ચારેક મહિના પહેલાનો પ્રસંગ તાજો થયો. શું તે દિવસે મહોર આ ખડિયામા પડી ગઈ હશે? એ આપી છે તો ચમનાજીએ. એમણે પોતાની મહોર આપી હશે! - એમની પાસે હોય ખરી? શું હશે - કાંઈ સમજાતું નથી એમ વિચાર કરે છે ત્યા ચમનાજી ઓફિસમા આવી ચડ્યા. ઓફિસરે પૂછ્યું, 'ચમનાજી પહેલી મહોર માટેની શું હકીકત છે વાત કરો.' ચમનાજીએ વાત કરી કે તે મહોર મેં ભંડારીજી પાસેથી લીધેલી. જડતી થાય તો મારા ખીસામાંથી નીકળવાની જ હતી. એ મહોર મારી છે એમ કહું તો તમે માનવા તૈયાર થાવ? એવી મારી સ્થિતિ નથી એટલે મેં જતી કરીને ગાદી નીચે મૂકી દીધી. અહીંની મહોરનું શું થયું હશે એ તો પ્રભુ જાણે.

ચમનાજીની વાત ઉપરથી અધિકારીએ ભંડારીને મળીને ખાત્રી કરી સોનામહોર ચમનાજીને પાછી આપી પોતે પૂછ્યું 'હાલમાં ક્યા છો?' 'કવિરાજાને ત્યાં રહું છું. તેઓશ્રીએ ફરમાવ્યું છે કે તમારા કેસ માટે હું બનતું કરીશ એ આશ્વાસને બેઠો છું.'

મુરારીદાનજીની જોધપુર રાજ્યમાં મોટી પ્રતિષ્ઠા હતી. પોતે કામના પણ એટલા જ ચોક્કસ હતા. મહારાજા જશવંતસિંહજી એમનું વેણ ઉથાપતા નહી બારોબાર વિશ્વાસ હતો. ચમનાજી કવિરાજાને ત્યાં રહે છે એવું જાણતા અધિકારીએ વિચાર કર્યો કે કવિરાજાએ આશ્વાસન આપ્યું હોય તો પોતે જાહેર કરે એ પ્રમાણે જ થવાનું છે. એટલે પોતે પણ સોનામહોરની હકીકત કવિરાજા ઉપર લખી મોકલી.

આમ ચમનાજીની લાયકાતનું એક પછી એક સમર્થન મળતુ ગયું. કવિરાજા ચોક્કસ જાણી શકયા કે ચમનાજી સાવ નિર્દોષ છે. ખોટી ખટપટનો ભોગ બની ગયા છે. બીજે જ દિવસે ચમનાજીને નિર્દોષ જાહેર કરી ચાર વર્ષની ગામની ઉપજની ચડત એક આંકડે કોર્ટમાથી સુપ્રત કરવાનો ચૂકાદો આપ્યો.

આમ ચમનાજી ચારેક વર્ષ દુખી તો બહુ થયા પરંતુ છેવટે બન્ને આક્ષેપમાથી નિર્દોષ ઠર્યા. પોતે હરવખત કહેતા કે આખરે તો સત્યનો વિજય છે



# વિશ્વકુટુમ્બની વાર્તા

મૂળશંકર ભટ્ટ

એક હતો ડોસો. તેને ચાર દીકરા. ડોસાની અવસ્થા પાકી થઈ એટલે એને થયું કે માલમિલકત છોકરાઓને વહેંચી દઈએ, ને હવે રહ્યાસહ્યા દિવસો વારાફરતી છોકરાઓ સાથે ગાળીએ.

એટલે ડોસો સૌથી મોટા દીકરા ભેગો રહેવા ગયો. શરૂ શરૂમાં તો મોટા દીકરાએ બાપાને સારી પેઠે સાચવ્યા. 'આપણો બાપ છે, તેને તો સારી રીતે ખાવાપીવાનું, પહેરવાઓઢવાનું આપવું જ જોઈએ ને' થોડાંક દિવસો આમ ચાલ્યું. દીકરો બાપાની આમન્યા રાખતો હતો, પણ વખત જતાં મોટા દીકરાને બાપ પર અભાવો થવા લાગ્યો. ને કંઈક ને કંઈક બાને તે બાપ પર ચીડાવા લાગ્યો ને કોઈ વાર તો મોટેથી બૂમો પાડીને તેને ધમકાવવા લાગ્યો.

ડોસાને લાગવા માંડયું કે ઘરમાં હવે તે પરાયા જેવો થઈ પડયો છે. તેનાં ફાટેલાં લૂગડાંને પણ હવે કોઈ થીંગડું કે ટેભા મારી દેતું નથી, તેને કોઈ ભાણે બેસારીને જમવા આપતું નથી. મોટા દીકરાને થવા માંડયું કે આ ડોસો મારે માથે પડયો, અને બાપના મોઢામાં અનાજનો એક કોળિયો જાય તે જોઈને તેનો જીવ કપાવા લાગ્યો.

બાપ હવે શું કરે? તે મોટાને ઘેરથી નીકળીને બીજા છોકરાને ત્યાં ગયો. પણ તેણે જોઈ લીધું કે આ તો ઓલામાંથી ચૂલામાં પડવા જેવું જ થયું છે. તે ખાવા બેસતો ત્યારે તેનો દિકરો ને દિકરાની વહુ આંખો કાતરતાં ને દાઢમાંથી કંઈક એવું બોલતાં કે ડોસાનું ખાધું બળી જાય. વહુ તો તેના ધણીને ડોસાના દેખતાં સંભળાવતી, 'આ આપણે માંડ આપણો વહેવાર ચલાવીએ છીએ, ત્યાં આ બલા ગળે વળગાડી.' ડોસો અહીંથી પણ ધરાઈ ગયો ને ત્રીજા છોકરાને ત્યાં ગયો. ત્રીજો આગલા બેયનું માથું ભાંગે તેવો હતો. તેને ત્યાં તો ડોસો થોડા જ વખતમાં ગળે આવી ગયો, ને છેવટે ચોથા છોકરાને ત્યાં રહેવા ગયો.

ચોથો છોકરો તો આગલા ત્રણેયને સારા કહેવરાવે એવો નીકળ્યો. હવે ડોસો મુંઝાયો. એક છોકરાને ઘેરથી બીજા છોકરાને ત્યાં આંટા મારવા માંડયો. પણ દરેક છોકરાએ તેને બીજાને ઘેર ધકેલવા માંડયો. ચારેય છોકરાઓ અંદરોઅંદર એક બીજાને પોતાની મુશ્કેલીઓ બતાવવા લાગ્યા. એક કહે, 'મારું ઘર સાવ નાનું છે.' બીજો કહે, 'મારે વાંધો નથી પણ મારી ઘરવાળી ના પાડે છે.' ત્રીજો કહે, 'મારે ત્યાં છોકરા ઘણા છે.' ચોથો કહે, 'મારે મારા છોકરાંઓનું ય માંડ પૂરું થાય છે' બધાએ ડોસાને કહ્યું, 'હવે તમને ફાવે ત્યાં જાઓ. અહીં અમારે આંગણે ન આવતા.'

ડોસો બધા છોકરાઓની પાસે રોઈ પડ્યો. ડોસાને કોઈ ઉપાય સૂઝતો નહોતો. એટલે એણે તો નક્કી કર્યું કે હવે છોકરાંઓને મારું જે કરવું હોય તે કરે.

એટલે ચારેય છોકરાઓ ડોસાનું શું કરવું, તે નક્કી કરવા ભેગા થયા. આખરે બધાએ ખૂબ ખૂબ વિચાર કરીને એમ ઠરાવ્યું કે દાદાને નિશાળે ભણવા મોકલવા. ત્યાં તે નિશાળે બાકડા પર બેસી રહેશે ને અહીંથી થોડું ભાતું આપશું તે ખાધા કરશે.

છોકરાઓએ બાપાને આ નિર્ણય જણાવ્યો. ડોસો કહે, 'દિકરાઓ, તમે તે કંઈ વિચાર કરો છો કે નહિ? આ ઉંમરે હવે મને ભણવા મોકલવાનું કહો છો? મને પૂરું આંખે સૂઝતું નથી. ત્યાં હું ચોપડીમાંથી ઝીણા ઝીણા અક્ષરો કયાંથી વાંચી શકું? વળી આખી જિંદગીમાં એક અક્ષર પણ ભણ્યો નથી, તે આ ઉંમરે હવે મને ભણતર ચડે ખરું?'

છોકરાઓએ કહ્યું: 'એ અમે કાંઇ ન જાણીએ. અમે નક્કી કર્યું છે કે તમારે નિશાળે ભણવા જવું. પડખેના શહેરમાં નિશાળ છે, ત્યાં ઊપડો. સાથે અમે ભાતું આપીએ છીએ તે લેતા જાઓ.'

ડોસો તો બિચારો લાચાર થઈને છોકરાઓના કહેવા પ્રમાણે નિશાળે જવા નીકળ્યો. શહેર તરફ જતી સડક ઉપર ચાલ્યો જતો હતો, ત્યાં સામેથી એક મોટા અમીરની ઘોડાગાડી આવતી જોઇને તે સડકને કાંઠે ખસીને ઊભો રહ્યો. પેલી ઘોડાગાડી ઊભી રહી ને અંદર બેઠેલા અમીરે ડોસાને પૂછયું, 'દાદા, આમ કઈ બાજુ જાઓ છો?'

'નિશાળે ભણવા જાઉં છું.'

અમીરને થયું કે ડોસો મારી મશ્કરી કરે છે. પણ ડોસાએ રોતાં રોતાં કહ્યું, 'શું કરું બાપુ? છોકરાઓએ મળીને મને નિશાળે ભણવા જવાનું કહ્યું. હું કોઇને ઘેર પોસાતો નથી બધા મને હડધૂત કરે છે.'

અમીરે કહ્યું, 'બાબા, તમે મુંઝાઓ મા. તમારે નિશાળે જવાની જરૂર નથી. તમને હું મદદ કરીશ, હું કહું એમ કરજો.' એમ કહીને અમીરે પોતાની કેડેથી એક રેશમી લૂગડાની કોથળી કાઢી, ને તેમા કંઇક ભર્યું. ને આખી કોથળી ભરાઇ ગઇ એટલે તેને દોરીથી બરાબર બાંધી, ને એ કોથળી એક મોટી વજનદાર લાકડાની પેટીમાં મૂકીને પેટી બરાબર બંધ કરી દીધી. આ પેટીને ડોસાને આપતાં આપતાં અમીરે કહ્યું, 'આ લો પેટી, ને તમારા છોકરાઓને કહું એમ કહેજો.' પછી અમીરે છોકરાઓને શું કહેવું; એ વિષે વિગતવાર સૂચના આપી.

ડોસો અમીરનો આભાર માનતો માનતો પેટી લઈને પાછો ઘર તરફ વળ્યો. તે છોકરાઓ પાસે પહોંચ્યો. ત્યાં છોકરાઓએ તેને મોટી પેટી માથે લઇને આવતો જોયો. આવી



મોટી પેટી હોય એટલે એમાં કંઈ માલ હોય એ તો નક્કી. છોકરાઓ ને તેની વહુઆરૂઓ ડોસાને ઘેર લાવ્યાં ને ડોસાનો ખજાનો જોવા માટે આતુર થઈ ગયાં. ડોસાને પોતપોતાને ઘેર લઈ જવા માટે ખેંચાખેંચી થવા માંડી. 'બાપા, હાલો, તમે થાકયાપાકયા હશો. ઘેર ખાઈ પીને જરા આરામ કરો.'

ડોસાએ બધા છોકરાઓને માંડીને વાત કરી. 'દીકરાઓ, ઘણાં વરસો પહેલાં હું જુવાન હતો, ત્યારે બે પૈસા રળેલો. મને થયું કે ઘડપણમા કામ આવે-એટલે આ પૈસા કયાંક સાચવીને મૂકી રાખું. કયારે કેવો વખત આવશે, તે કંઈ કહેવાય છે? એટલે મેં આ મૂડી એક પેટીમાં ભરીને જંગલમાં એક ઝાડની નીચે ખાડો ગાળીને પેટી દાટી દીધી. પછી તો એ પેટીની કોઇ જાતની ફિકર મેં કરી જ નહિ. કારણ કે મારે આવા સારા દીકરાઓ હોય, પછી મારે શી ચિંતા હોય? પણ તમે બધાએ ભેગા મળીને મને નિશાળે ભણવા મોકલ્યો, ત્યારે રસ્તે ચાલતાં ચાલતાં આ પેટી મને યાદ આવી. મને થયું કે પેટી સાદ પાડીને બોલાવે છે. હું ઝાડ નીચે ગયો, ને ખોદીને જોયું તો ત્યા પેટી પડી હતી. એ લઈને હું પાછો ફર્યો. હવે મરીશ ત્યાં સુધી મારી પાસે આ પૈસા રાખીશ. મર્યા પછી જે

છોકરો મને જીવતાં પાળશે ને મરતાં બાળશે, તેને આ પેટી આપવાનું કરતો જઈશ બોલો, હવે કોને ત્યા મારુ રહેવાનુ રાખુ ?'

ત્યાં તો છોકરાઓમા બાપાને રાખવા માટે પડાપડી થવા માંડી અને ડોસાને તો હવે વાગફરતી બધા તાણુ કરીને ઘેર લઈ જાય છે ને તેની ખૂબ આસનાવાસના કરે છે ડોસાને સારું સારું ખાવાનું આપવા મંડયા ને તેના શરીર પર હવે ફાટેલુ કપડું પણ દેખાતું નથી

આમ ને આમ ડોસાના પાછલાં વરસો સુખચેનમાં જવા લાગ્યાં. ને વખત થતાં ડોસાનો દેહ પડી ગયો.

તરત જ છોકરાઓમાં પેલી પેટી હાથ કરવા માટેની પડાપડી શરૂ થઇ ગઇ. દરેક છોકરાએ દાવો કર્યો કે મેં ડોસાને જેવા સાચવ્યા છે એવા કોઈએ નથી સાચવ્યા અને એટલે આ મિલકતમાથી મોટો ભાગ મને આપવો જોઈએ. આખરે ચારેય જણાએ ગામના ડાહ્યા માણસોને ન્યાય કરવા બોલાવ્યા. ગામના લોકોએ કહ્યુ કે બધા ભાઈઓએ ડોસાને સરખા જ સાચવ્યા છે એટલે મિલકતના ભાગ સરખા જ પડવા જોઇએ.

છોકરાઓએ બાપનું બારમું ધામધૂમથી ઉજવ્યું. મંદિરમાં ધર્માદો પણ સારી રીતે કર્યો.

આ બધી ધમાલ પતી ને જરાક નિરાંત મળી, એટલે બધાએ ભેગા મળીને હવે પેલી પેટીમાંના ખજાનાની વહેંચણી માટેના વિધિની તૈયારી-કરી. પેટી ખોલી એટલે અંદરથી ઊંચા પ્રકારના રેશમની કોથળી નીકળી. થેલી ખખડાવી તો અંદરથી કાનને મધુર લાગે તેવો રણકાર સંભળાયો. કોથળી પર બાંધેલી દોરી છોડી અને થેલીને થાળમાં ઊંધી કરી ઠાલવી. થાળમાં જોયું તો બધાની આંખે ઘડીક તો ચક્કર આવી ગયાં થાળીમાં કાચના કટકા ચળકતા હતા!

દીકરાઓએ જોયું કે આ તો આપણે ઊલ્લુ બન્યાં, એટલે બધા એકબીજા પર ખીજવા લાગ્યા ને એકબીજાને ભાંડવા લગ્યા. પણ ત્યા એકઠા થયેલા ગામના લોકો તો ખડખડાટ હસી પડયા.

'લો, જુઓ, દીકરાઓએ ઘરડે ઘડપણે બાપને નિશાળે ભણવા મોકલ્યા હતા ડોસાને બિચારાને ઘરડે ઘડપણે ભણતાં વાર તો લાગે, પણ ડોસો જે ભણ્યો, તે ખરેખરું ભણ્યો હોં!'

['કાઠિયું']

## વિનમ્રતા

'રૂરકાયા મિસલ' (રશિયન વિચાર) નામનું સામયિક જે ૧૯મી સદીના અંતમા અને ૨૦મી સદીની શરૂઆતમા પ્રસિદ્ધ થતુ હતુ. તેની કચેરીમા એક દિવસ ઘેટાની ચામડાના કોટમા સજ્જ થયેલો એક વૃદ્ધ પુરુષ હસ્તલખાણ લઇને આવ્યો. લખાણમા સેમ્યોનોવ નામના એક ખેડૂતે લખેલી વાર્તા હતી. કચેરીના મંત્રીએ આ વૃદ્ધ પુરુષને જવાબ માટે બે અઠવાડિયાં બાદ આવવા જણાવ્યું.

બે અઠવાડિયાં પછી એ વૃદ્ધ માણસ ફરી આવ્યો. મંત્રીએ એને બહાર બેસવા કહ્યું અને સંપાદકને ખબર આપી પરંતુ સંપાદક એમના કેટલાક લેખકો સાથે વાતોમા એટલા મશગૂલ થઇ ગયા હતા કે આ વૃદ્ધ પુરુષને ભૂલી જ ગયા!

બે કલાક થઇ ગયા. છેવટે સંપાદક મુલાકાતીઓના ઓરડામાં આવ્યા.

'તમે સેમ્યોનોવ છો?' એમણે પૂછ્યું, 'મેં તમારી વાર્તા...'

અને એ અટકી ગયો. કારણ કે એણે તરત જ જોયું કે એ વૃદ્ધ પુરુષ લિયો ટોલ્સ્ટોય હતા! ટોલ્સ્ટોય તો મુલાકાતની રાહ જોતા એક ખૂણામા શાંતિથી બેઠા હતા. તેઓ એક અજાણ્યા ખેડૂતે લખેલી વાર્તા છપાવવા માટે જ ખાસ આવ્યા હતા!

—હેમકુમાર શેઠ

# ગાંધી વિચારધારા



## પરમેશ્વર

પરમેશ્વરનો સાક્ષાત્કાર કરવો એટલું એક જ જીવનનું યોગ્ય ધ્યેય છે. જીવનના બીજાં બધાં કાર્યો એ ધ્યેયને સિદ્ધ કરવા માટે જ હોવાં જોઈએ.

જે પ્રવૃત્તિઓ એ ધ્યેયને વિરોધી લાગે, તેનું સ્થૂળપણે દેખાનારું ફળ ગમે તેટલું લલચાવનારું અને લાભ આપનારું લાગે, તો પણ એ પ્રવૃત્તિ ત્યાજ્ય સમજવી જોઈએ.

જે પ્રવૃત્તિ એ ધ્યેયના સાધનભૂત લાગે, તે ગમે તેટલી કઠણ, જોખમભરેલી અને સ્થૂળ દષ્ટિએ નુકસાન કરાવનારી લાગે, છતા એ પ્રવૃત્તિ અવશ્ય કરવા યોગ્ય છે.

## સત્ય

સત્ય એ જ પરમેશ્વર—એ સત્યનો પર અથવા ઊંચો અર્થ થયો એના અપર અથવા સાધારણ અર્થમાં સત્ય એટલે સત્ય આગ્રહ, સત્યવિચાર, સત્ય વાણી અને સત્ય કર્મ.

સત્યમાં સત્ એટલે છે એ ધાતુ છે. તે હંમેશા છે અને રહેવાનું. અસત્ય એટલે નથી. તેની હસ્તી જ નથી. તેનો સદા નાશ છે. સત્યનો જ જય છે. જે સત્ય છે તે જ લાંબે હિસાબે હિતકર અથવા ભલું છે. માટે સત્ય અથવા સત્નો અર્થ ભલું પણ થાય છે; અને જે સત્ય આગ્રહ, સત્ય વિચાર, સત્ય વાણી અને સત્ય કર્મ છે, તે જ સદાગ્રહ, સદ્વિચાર, સદ્વાણી અને સત્કર્મ છે.

જે સત્ય અને સનાતન નિયમોથી વિશ્વનું જડ-ચેતન તંત્ર ચાલે છે, તેની અવિશ્રાંત શોધ કરતાં રહેવું, અને તે મુજબ પોતાના જીવનને ઘડતા રહેવું, તથા અસત્યનો સત્યાદિ સાધનો દ્વારા પ્રતિકાર કરવો તે સત્યાગ્રહ છે.

જે વિચાર આપણી રાગદ્વેષ વિનાની, નિષ્પક્ષ પાત, તથા શ્રદ્ધા અને ભક્તિયુક્ત બુદ્ધિને સદાને માટે કે જે સંજોગો જોઈ શકાય તે સંજોગોમા શક્ય તેટલા લાબા સમયને માટે, યોગ્ય અને ન્યાય્ય લાગે તે આપણે માટે સત્ય વિચાર છે

જેવી આપણને માહિતી છે તેવી જ હકીકત, ફરજ આવી પડે ત્યારે, જે વાણી બાબર રજૂ કરે છે, અને એમાથી જુદો ભાસ ઊપજે એ રીતે કાઈ ઓછુ કે વત્તુ કરવાનો પ્રયત્ન કરતી નથી, તે સત્ય વાણી છે

વિચારથી જે સત્ય લાગે તેનુ જ સવિવેક આચરણ તે સત્ય કર્મ છે

પર સત્ય જે પરમેશ્વર, તેને જાણવા માટે અપર સત્ય એ સાધન છે એમ કહો, અથવા સત્ય આગ્રહ સત્ય વિચાર સત્ય વાણી અને સત્ય કર્મની–એટલે અપર સત્યના પાલનની–પૂર્ણ સિદ્ધિ એ જ પરમેશ્વરનો સાક્ષાત્કાર છે એમ કહો સાધકને માટે બનેમા ભેદ નથી

## અહિંસા

સામાન્ય રીતે લોકો સત્ય એટલે સત્યવાણીપણુ એટલો જ સ્થૂળ અર્થ સમજે છે પણ સત્ય વાણીમા સત્યના પાલનનો પૂરો સમાવેશ થતો નથી તેમ સામાન્ય રીતે લોકો બીજા જીવને મારવો નહી એટલો જ અહિંસાનો સ્થૂળ અર્થ કરે છે પણ કેવળ પ્રાણ ન લેવો એટલેથી અહિંસાની સાધના પૂરી થતી નથી

અહિંસા એ માત્ર આચરણનો સ્થૂળ નિયમ નથી પણ એ મનની વૃત્તિ છે જે વૃત્તિમા ક્યાય પણ દ્વેષની ગધસરખી રહે નહી તે અહિંસા

એવી અહિંસા સત્યના જેટલી જ વ્યાપક છે એવી અહિંસાની સિદ્ધિ થયા વિના સત્યની સિદ્ધિ થવી અશક્ય છે માટે સત્ય એ, બીજી રીતે જોઇએ તો, અહિંસાની પરાકાષ્ઠા જ છ પૂર્ણ સત્ય અને પૂર્ણ અહિંસામ ભેદ નથી, છતા, સમજવાની સગવડ માટે સત્યને સાધ્ય અને અહિંસાને સાધન ગણ્યુ છે

આ–સત્ય અને અહિંસા–સિક્કાની બે બાજુ ઓની જેમ એક જ સનાતન વસ્તુની બે બાજુઓ જેવી છે

## બ્રહ્મચર્ય

જેમ અહિંસા વિના સત્યની સિદ્ધિ સભવતી નથી, તેમ બ્રહ્મચર્ય વિના સત્ય તેમ જ અહિંસા બનેની સિદ્ધિ અશક્ય છે

બ્રહ્મચર્ય એટલે બ્રહ્મ અથવા પરમેશ્વરને માર્ગે ચાલવુ તે, એટલે મન તથા ઇન્દ્રિયોને પરમેશ્વરને માર્ગે રાખવા તે

રાગાદિક વિકાર વિના અબ્રહ્મચર્ય એટલે ઇન્દ્રિયપરાયણતા થઈ ન શકે, અને વિકારી મનુષ્ય સત્ય કે અહિંસાનુ પૂર્ણ પાલન કરી ન શકે, એટલે કે, આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ કરી શકે

માટે બ્રહ્મચર્ય એટલે કેવળ વીર્યરક્ષા અથવા કામજય એટલુ જ નહી, પણ એમા બધી જ ઇન્દ્રિયોનો સયમ આવશ્યક છે

પણ લોકવ્યવહારમા બ્રહ્મચર્ય એટલે કામજય એટલો જ અર્થ કરવામા આવે છે આનુ કારણ એ છે કે મનુષ્યને કામજય એ જ વધારેમા વધારે કઠણ ઇન્દ્રિયજય લાગે છે પણ આ અર્થ અધૂરો સમજવો

વસ્તુત જીવનના સુખરૂપ નિર્વાહ માટે અન્ય ઇન્દ્રિયોનો થોડોક પણ ભોગ આવશ્યક થાય છે, પણ કામજયથી અથવા જનનેન્દ્રિયના સપૂર્ણ સયમથી જીવનનિર્વાહ અશક્ય નથી થતો, ઊલટુ વધારે સારી રીતે અને તેજસ્વી થાય છે

આજીવન નૈષ્ઠિક બ્રહ્મચારીને જીવનની પૂર્ણતા અને પરમાનદ પ્રાપ્ત કરવાની જેટલી આશા અને અનુકૂળતા છે, તેટલી અબ્રહ્મચારીને નથી એવા સ્ત્રીપુરુષોના જીવન અવિવાહિત અને વિવાહિત બનેને દીવાદાડી રૂપ છે

## અસ્વાદ

શરીરમા ઘસાઈ જતા તત્ત્વોને પાછા ભરી કાઢવા અને એ રીતે શરીરને કામ કરી શકે એવી સ્થિતિમા

રાખવું—એ માટે આહારની જરૂર છે. તેથી, એ દૃષ્ટિ રાખીને જ જેટલા અને જે જાતના આહારની જરૂર હોય, તેટલો એને તે જાતનો આહાર ઔષધિની માત્રામા લેવો જોઈએ.

એટલે કે, માણસે બની શકે તેટલા અ'પાહારી થવું જોઈએ. સ્વાદ માટે—એટલે કે જીભને ગમે છે એટલા માટે-કશુ ખાવું કે ખોરાકમાં ભેળવવુ અથવા અધિક આહાર કરવો, એ અસ્વાદ વ્રતનો ભગ છે.



## અસ્તેય

પારકાની માલિકીની વસ્તુ ન લેવી એટલો જ અસ્તેયનો અર્થ નથી. પોતાની ગણાતી હોય, પણ પોતાને તેની જરૂર ન હોય, છતાં તેનો ઉપયોગ કરવો, એ પણ ચોરી જ છે. બીજાની વસ્તુ પર દૃષ્ટિ બગાડવી એ માનસિક ચોરી છે. બીજાના વિચાર કે શોધને જાણી લઈ પોતાનાં તરીકે રજૂ કરવાં, એ વિચારની ચોરી છે.

અસ્તેયનું વ્રત પાળનાર પોતાની જરૂરિયાતો ઉત્તરોત્તર ઓછી કરશે. લગભગ આપણે બધાં આપણી હોવી જોઈએ તેના કરતાં આપણી જરૂરિયાતો વધારી મૂકીએ છીએ. આ જગતમાંની ઘણી કંગાળિયત તે કારણે પેદા થઈ છે.

## અપરિગ્રહ

જગતમા જે વિષમતા અને તેમાંથી નિપજતાં દુઃખો જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ સમાજની પરિગ્રહ વધારતા જવાની વૃત્તિ છે. ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ વિચારપૂર્વક અને ઇચ્છાપૂર્વક તેનો ઘટાડો કરવો, એ છે.

## શરીરશ્રમ અથવા જાતમહેનત

પરિશ્રમ વિના જે પદાર્થો ઊપજતા નથી, અને જેના વિના જીવન નભી શકતું નથી, તે માટે જાતમહેનત કર્યા વિના તેનો ઉપભોગ કરીએ, તો જગત પ્રત્યે આપણે ચોર ઠરીએ છીએ.

આવો પરિશ્રમ પારમાર્થિક ભાવે કરવો તેનું નામ યજ્ઞ. પોતે કરેલા પરિશ્રમથી ઉત્પન્ન થયેલા પદાર્થોનો પોતે જ ઉપયોગ કરવાની અભિલાષા રાખે, તો તે સકામ કર્મ કહેવાય: તેવી અભિલાષા વિના, આટલા પદાર્થો જગત માટે ઉત્પન્ન થવા જ જોઈએ એમ સમજી, તે માટે પરિશ્રમ કરે, તે નિષ્કામ કર્મ થાય, અને તે યજ્ઞ છે

કેટલાક પોતાને બૌદ્ધિક શ્રમ કરનારા માને છે અને સમાજમાં બુદ્ધિજીવી તથા શ્રમજીવી એવા ભેદ

પાડી પોતાને શ્રમજીવી કરતા ચડિયાતા ગણે છે બુદ્ધિજીવીઓ પોતાના હળવા બૌદ્ધિક શ્રમનું સામાજિક અને આર્થિક મૂલ્ય પણ શરીરશ્રમના કરતા ઘણુ વધારે આંકે છે જગતમા જે ભારે સામાજિક અને આર્થિક અસમાનતા ઊભી થઈ છે અને જેણે દુનિયામા અનેક પ્રકારનાં દુખો પેદા કર્યા છે, તેનુ મોટુ કારણ આ અનર્થકારી ભેદ છે

આ અનર્થ ટાળવાનો એક ઉપાય તો એ છે કે, જાતમહેનત અથવા શરીરશ્રમના ધર્મને અથવા તો કાયદાને નિરપવાદ ગણવો જોઈએ પુખ્ત વયના અને સશક્ત એવા દરેક માણસે કોઈ ને કોઈ ઉત્પાદક શરીરશ્રમ કરીને આજીવિકા ચલાવવી જોઈએ એવો શ્રમ કરવામા બુદ્ધિનો ઓછો વધારે ઉપયોગ કરવાનો તો હોય જ છે. પોતાના શરીરશ્રમનો અને બુદ્ધિનો ઉપયોગ કમાણી કરવા માટે નહી, પણ લોકોની સેવા માટે કરવામા આવે. ભગવાને માણસને બુદ્ધિ આપી છે તે વટાવી ખાવા માટે નથી આપી, પણ બીજાની સેવામા તેનો સદુપયોગ કરવા માટે આપી છે

બીજો ઉપાય એ છે કે સમાજને આવશ્યક અને કલ્યાણકારી એવા જેટલા ધધા છે તે તમામ ધધામા કમાણીનુ પ્રમાણ લગભગ સમાન અને ન્યાયપુરઃસર હોવુ જોઈએ ખેડૂત વણકર સુથાર લુહાર, કુભાર ચમાર ભગી (જો એનો નોખો ધધો રહે તો શહેરો માટે રહેવાનો સભવ છે) દાક્તર, વકીલ શિક્ષક, સરકારી અમલદાર—એ બધાની રોજી લગભગ સરખી હોય

ત્રીજુ, માણસની સમાજમા આબરૂ અથવા પ્રતિષ્ઠાની આકણી, એ કયો ધધો કરે છે અને તેમાથી એને કેટલી રોજી મળે છે, એ ઉપરથી ન થાય, પણ માણસ કેવી લગનથી અને કેવી સમાજહિતની ભાવનાથી પોતાનો ધધો અથવા પોતાનુ કામ કરે છે તથા પોતે કેવુ જીવન ગાળે છે, એ ઉપરથી થાય

## સ્વદેશી

પોતાનો ખોરાક રાધવો, કપડા ધોવા, મળમૂત્ર સાફ કરવા, વાસણ માજવા, હજામત કરવી, કચરો વાળવો, વગેરે પોતાના રોજના અગત કામો જાતે જ કરવામા અથવા બીજા પાસે કરાવવામા માન કે પ્રતિષ્ઠા છે એવુ સમજી, એ બીજાની પાસે નહી કરાવે પણ પોતાની અશક્તિને પરિણામે, અથવા પ્રેમને પરિણામે, અથવા પોતાના સાથીઓ સાથે ઉપાડેલા કામોમા સગવડની દૃષ્ટિએ નિપજેલા શ્રમવિભાગથી એ એવી સેવા સ્વીકારશે. એમા અમુક કામ મોટુ, અમુક અલ્પ, અમુક કામ કરનાર કેવળ એના કામના પ્રકારને લીધે જ માનને લાયક અને બીજો તુચ્છ, એવા ભાવની ગધ પણ ન હોય.

સ્વદેશી વ્રત નર્યા સ્વદેશાભિમાનના વિચારમાથી ઉપજ્યુ નથી, પણ સમાજ પ્રત્યેના આપણા ધર્મના વિચારમાથી ઉપજે છે સમગ્ર વિશ્વ સાથે બધુત્વની લાગણી માટે આપણો પ્રયત્ન હોય, છતા જે પાડોશીઓ વચ્ચે આપણુ જીવન રાતદિવસ જાય છે અને જેમની અને આપણી વચ્ચે અનેક બાબતોમાં સબધો બધાયેલા છે અને બધાતા રહે છે, તેમની સાથે જ આપણો પહેલો વહેવાર ઘટે છે એવા ધર્મયુક્ત વ્યવહારની અવગણના કરી વિશ્વબધુત્વ સિદ્ધ થઈ શકે નહી, અને કેવળ ડોળ જ થાય

## અભય

જે માણસ પોતાના મનના વિકારો સિવાય બીજી આપત્તિઓનો ડર રાખે છે, તે અહિંસાનુ પાલન નહી કરી શકે આથી દૈવી સપત્તિઓમા અભય એ પહેલો પ્રાપ્ત કરવા જેવો ગુણ છે

મોત, હાડમારીઓ, ધનનાશ મારફાડ, જુલમ અને અત્યાચાર માનહાનિ લોકનિદા, કાલ્પનિક વહેમો, કુટુબકબીલા કે કુટુબીઓને દુખ થશે એ, વગેરે અનેક કારણોથી માણસ, સાધારણ રીતે, ડરતો જ રહે છે ડરનારો માણસ ધર્માધર્મનો ઊડો વિચાર કરવાની હિંમત ન જ કરે એ સત્યને શોધી ન શકે, કે શોધીને તેને વળગી ન શકે આમ એનાથી સત્યનુ પાલન ન થાય

માણસને એક જ ડરવા યોગ્ય વસ્તુ છે પોતાનુ વિકારી ચિત્ત ઈશ્વરનો ડર કહો, અધર્મનો ડર કહો,

કે પોતાના વિકારોરૂપી શત્રુનો ડર કહો, ત્રણે એક જ છે જો વિકારો ન હોય, તો અધર્મ ન થાય અને અધર્મ ન થાય તો 'ઇશ્વરનો ડર' એવો શબ્દપ્રયોગ જ ન સંભવે

## નમ્રતા

પોતે પણ કંઈક છે, પોતામાં કંઈક વિશેષતા છે—એવું શરીર, મન બુદ્ધિ, વિદ્યા, કળા ચતુરાઈ, પવિત્રતા જ્ઞાન, ભક્તિ ઉદારતા, વ્રતપાલન કે ખુદ વિનયાદિક ગુણ વિશે પણ ભાન રહ્યા કરવું અને તેથી પોતાનું અસ્તિત્વ જાણે બોજો ઉપાડીને ચાલતો હોય તેમ, ભારેખમ જણાવું એ અહંકાર છે એ ભાન ઓછામાં ઓછું લાગવું—જેમ આપણા શરીરના નીરોગી અવયવો વિશે હોય છે તેમ—એ શૂન્યવત્ સ્થિતિ અથવા નમ્રતા

આવી નમ્રતા કેળવી શકાતી નથી, પણ અનેક સદ્ગુણો અને વિચારમય જીવનને પરિણામે સ્વભાવમાં ઊંડે છે નમ્ર માણસને એની નમ્રતાનું ભાન પણ હોતું નથી

ઘણી વાર દેખીતી નમ્રતાની પાછળ સૂક્ષ્મ અને તીવ્ર અભિમાન છુપાયેલું હોય છે એ નમ્રતા નથી

પોતાની મર્યાદાઓને સમજવી અને તેમાં જ રહેવું એ પણ નમ્રતાનું આવશ્યક લક્ષણ છે

## વ્રત-પ્રતિજ્ઞા

વ્રત એટલે પોતાને જે આચરણ સત્ય વિચારને અનુસરનારું લાગ્યું હોય તેને અડગપણે વળગી રહેવાની અને તેથી વિરોધી આચરણ કદી ન કરવાની પ્રતિજ્ઞા

એ અડગપણામાં જેટલી ઢીલાશ આવે, તેટલી સત્યની ઓળખાણમાં કચાશ રહેવાની.

હમેશાં સત્યરૂપી પરમાત્મામાં જ સ્થિતિ રહેવા માટે—એટલે કે મનવચન કર્મથી સત્યનિષ્ઠ જ રહેવાય એવી દશાએ પહોંચવા માટે—આવી પ્રતિજ્ઞાઓ આવશ્યક છે

દેખીતું છે કે જે આગ્રહ વિચાર, વાણી કે કર્મ સત્ય હોય તેને જ માટે વ્રત હોઇ શકે અસત્ય આગ્રહ, અસત્ય વિચાર, અસત્ય વાણી કે અસત્ય કર્મ કરવાનું વ્રત ન લઇ શકાય અને લીધું હોય તો તે મૂકી દેવું જોઇએ વ્રતમાં ઊર્ધ્વગમન છે, પરિશ્રમ છે તે અસત્ય કે ભોગાદિમાં ન હોય તેથી ભોગ કરવાનું વ્રત ન હોય

## ઉપાસના-પ્રાર્થના

ઉપાસના એટલે પરમેશ્વરની પાસે બેસવું મોટેરાની પાસે બેસવું એટલે તેરૂપ થવું પરમેશ્વર એટલે સત્ય, તેથી સત્યરૂપ થવું તે ઉપાસના સત્યરૂપ થવાની તીવ્ર ઇચ્છા કરવી, ભગવાનને વિનતી કરવી તે પ્રાર્થના

સત્યરૂપ થવું એટલે નિર્વિકાર થવું નિર્વિકારી થવા સારુ વિકારી વિચારો પણ ન થવા દેવા મન ખાલી ન જ રહે કાં તો વિકારી વિચારો કરે અથવા સત્ય પ્રતિ જાય. રામકૃષ્ણાદિ સત્યની મૂર્તિરૂપ છે તેથી એનું જ સ્મરણ તે નામસ્મરણ આ સ્મરણ હૃદયમાંથી થાય તો સ્મરણ કરનાર તદ્રૂપ થાય જ

ઉપાસના બુદ્ધિનો વિષય નથી પણ શ્રદ્ધાનો છે ઉપાસના કરતાં કરતાં શુદ્ધ થવાય જ—એમ શ્રદ્ધા રાખી નિત્ય કરવી જ જોઇએ જેમ શરીરને અન્નાદિ પોષે છે, તેમ આત્માને ઉપાસના પોષે છે

સત્યરૂપ ઈશ્વર બધામાં વસે છે તેથી જીવમાત્રની સાથે ઐક્ય સાધવું ઘટે છે તેથી ઉપાસના વ્યક્તિગત તેમ જ સામુદાયિક હોય

જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેની સેવા કરવી તેથી નિષ્કામ સેવા પણ ઉપાસના જ ગણાય

## વ્રતોની સાધના

જો આપણે જીવનના રોજના અને સામાન્ય પ્રસંગોમાં વ્રતોની સાધના બરાબર કરી હશે, તો કઠણ અવસરોમાં આપણે જાતે શું કરવું એની ખબર એની મેળે પડી જશે

રોજના અને સામાન્ય પ્રસંગો આવા આવા હોય છે

(૬) અસત્યાચરણના કોઈને ખરાબ માનના હોઈએ છતાં સારો છે એમ બતાવવું, મોટા કે સારા કહેવડાવવાની ઈચ્છાથી પોતામાં ન હોય તેવા ગુણો બતાવવાનો ડોળ કરવો, બોલવામાં અતિશયોક્તિ કરવી, કરેલા દોષ જેની પાસે જણાવવા જોઈએ તેનાથી છુપાવવા, આથી કે ઉપરીના પ્રશ્નને ઉડાવનારા જવાબ આપવા, કહેવા જેવું હોય તે છુપાવવું, વિશ્વાસનો ભંગ કરવો, આપેલું વચન તોડવું, વગેરે

આમ બીજા વ્રતો વિષે પણ સમજવું

[ 'આશ્રમવિચારદોહન' માંથી ]

---

## સાક્ષાત્કાર[1]

એક જુવાન હતો બડો મશ્કરો અને નાસ્તિક જે કોઈ સાધુ સંન્યાસી મળે તેને ઈશ્વર વિષે પૂછે અને પછી દલીલો કરીને તે સાધુ સંન્યાસીઓની ઠેકડી ઉડાડે એક દિવસ જંગલમાં રહેતા એક મહાત્મા વિષે તેણે સાંભળ્યું સ્વભાવ મુજબ એ તો પહોંચ્યો જંગલમાં જઈને સાધુને નમસ્કાર કર્યા

સાધુએ પ્રેમથી એને પોતાની પાસે બેસાડ્યો ને કહ્યું

'બોલો, કેમ આવ્યા છો?'

'મહારાજ, મારે ઈશ્વર વિષે જાણવું છે ઈશ્વર ક્યાં છે?'

'ઈશ્વર બધે જ છે ભાઈ?'

'તો મને કેમ દેખાતો નથી?'

'તમે ભાઈ, ઈશ્વરને પામવા કંઈ પ્રયત્નો કર્યા છે?

'હા, મહારાજ, ઘણીવાર આંખ બંધ કરી છે અને ઘણીવાર આંખ ઉઘાડી રાખીને બેઠો છું પરંતુ મને તો એ ક્યાંય જોવામાં આવતો નથી હે મહારાજ ઈશ્વર છે, એની ખાત્રી શું?'

સાધુ એકાદ ક્ષણ થંભ્યા અને તુરત બાજુમાં પડેલું કઠણ માટીનું એક ઢેફું ઉપાડીને તે જુવાનના માથા પર જોરથી માર્યું જુવાન ચીસ પાડી ઊઠ્યો માથામાં ફૂટ થઈ નહિ પરંતુ મૂઢ મારને કારણે કાળી વેદના ઉપડી જુવાનને સાધુ ઉપર હાડોહાડ લાગી ગઈ એ શહેરમાં ગયો અને દરબારમાં જઈને ફરિયાદ કરી

રાજાએ સાધુને બોલાવ્યા તેઓ આવ્યા એટલે તેમનો આદર સત્કાર કરી નમ્રતાથી રાજાએ પૂછ્યું

'મહારાજ, આપના જેવા મહા તપસ્વીએ આ માણસને કેમ માર્યું? એને બિચારાને દર્દ થાય છે'

'રાજન્ એણે મને કહ્યું કે મારે ઈશ્વરને જોવો છે અને તે છે કે નહિ તેનું પ્રમાણ આપો તમે એને પ્રમાણ આપ્યું હવે . એ જુવાનને કહું છું કે મારે એના દર્દને નજરોનજર જોવું છે જેથી મને ખાત્રી થાય કે દર્દ છે કે નહીં'

બે હાથે માથું પકડીને જુવાન બોલ્યો

'દર્દ તે કાંઈ દેખાતું હશે મહારાજ! એ તો થાય એને ખબર પડે.'

'તો ભાઈ મારા ઈશ્વરનું પણ એવું જ છે એ તો આત્માથી અનુભવાય એવી ચીજ છે 'લાગી' એને જ ખબર પડે'

જુવાનના હૃદયમાં આ સોંસરવું ઉતરી ગયું અને એ ઘડીથી એણે પોતાનું જીવન–વહેણ બદલી નાખ્યું

—ધીરેન્દ્ર જાની

# ગાડું
**શિવપ્રકાશ**

જીવનનાં બદલાતાં મૂલ્યોમાં ભારતીય ગાડું આજે પણ અણનમ ટકી રહ્યું છે તે તેની બનાવટની સદ્ધરતાનો પુરાવો છે પ્રાચીન કાળથી તેનો નિર્દેશ આપણે ત્યાં થતો આવ્યો છે, અને રથ તરીકે, 'કેડિલેક કાર' ને બદલે તેનો ઉપયોગ આર્યદેશના રાજવીઓ, રાજપુત્રો અને સેનાપતિઓએ હંમેશા કર્યો છે. શ્રીકૃષ્ણ ભગવાને, અર્જુનને, ગીતાનો ઉપદેશ, રથમા બેસીને આપ્યો હતો વળી દશરથ રાજા રથમાં બેસીને જતા હતા, ત્યારે પૈડું નીકળી જતા કૈકેયીએ હાથની આગળીનો ભોગ આપી, ટકાવી રાખ્યું હતું અને આટલા સમર્પણના બદલા તરીકે રામનો વનવાસ અને રામાયણની કથાએ વાસ્તવમાં જન્મ લીધો હતો કાલિદાસનો નાયક દુષ્યન્ત રથમાં બેસીને મૃગયા ખેલતાં શકુન્તલાને ભેટી જાય છે. આવી રીતે રથનું સર્વલોગ્ય રૂપાતર ગાડામાં થયું છે, અને અશ્વને ઠેકાણે બળદનો ઉપયોગ કાળક્રમે થતો આવ્યો છે, તેથી તેનું ઐતિહાસિક મહત્વ ઘટતું નથી.

ગાડાનુ નામ સાભળીને ઘણાનું નાકનુ ટેરવું ચડી જવા સંભવ છે પરંતુ ભારત જેવા ખેતી-પ્રધાન દેશમાં, તેણે જે સ્થાન ટકાવી રાખ્યુ છે, તેની પાસે વિજ્ઞાનની સિદ્ધિ ઝાંખી પડે છે કેમકે હરીફાઈના આ જમાનામાં ઝડપના શીઘ્રતાલ સાથે ગાડાએ પોતાની નમ્રતા હોડમાં મૂકીને, અસ્તિત્વને સાબૂત રાખ્યું છે.

હજુ પણ ઉપમા દેવી હોય ત્યારે ગાડાને સૌ યાદ કરે છે જેમકે સસાર ગાડા જેવો છે અને સ્ત્રી તથા પુરુષ તેનાં બે પૈડાં છે – એક પૈડું ન હોય તો ગાડું ચાલે નહીં. ઘણીવાર સ્નેહીમિત્રો મળી જતા આપણે પૂછીએ છીએ:

"કાં ભાઈ, આજકાલ શું ચાલે છે?"

તરત સામો જવાબ મળે છે:

"ગાડું ગબડાવ્યે રાખીએ છીએ, બીજું શું?" આવે વખતે કોઈ મોટર, એન્જિન, કે જેટ એરોપ્લેનને યાદ કરતું નથી.

વાહન તરીકે ગાડાની બરોબરીમાં કોઈ આવી શકે નહીં. તે ગમે તેવા રસ્તા ઉપર ચાલી શકે છે – ખાસ બાંધેલા કે પાકા રસ્તાની તેને જરૂર પડતી નથી. ચોમાસું હોય, શિયાળો હોય કે ઉનાળો, ગાડું તો ગબડયે જ જવાનું. નદી, નાળાં, ખેતર તેને કોઇનો બાધ નથી. નદી ઉપર પુલ હોય તો ઠીક છે, નહીંતર પ્રવાહ ખાસ ઊંડો ન હોય તો, તેમાથી પણ સામેપાર જઇ શકે છે. ગાડાના પૈડાને હવા ભરવાની કે 'પંકચર' થવાની બીક હોતી નથી અને રણગાડીની પેઠે ખરબચડી જમીન ઉપર તે આસાનીથી સરકી શકે છે. બહુ જૂજ પ્રસગે, પૈડાને પાટો બદલવો પડે છે, અથવા નીકળી જાય તો ચડાવવો પડે છે – તે તો, ભારે સરળતાથી લુહાર ચડાવી આપે છે. ગાડાની બનાવટ એવી હોય છે કે તેમાં બીજી કોઇ ભાંગતૂટ થવાની શકયતા રહેતી નથી.

ગાડું એક સ્વતંત્ર એકમ છે ખેડૂત પાને બે બળદની જોડી હોય તો તે એકલો હજારને હંકાવી શકે છે. ગાડાની મદદથી તે ખાતર ગમે ત્યાંથી ખેંચી લાવી શકે છે અને ખેતરમાં પાથરી શકે છે. મજૂરીખર્ચ (Freight) તેને પડતુ નથી. તેજ રીતે, પોતાની પેદાશ દુનિયાંના ગમે તે ભાગમાં, નૂર આપ્યા સિવાય પહોંચાડી શકે છે. મોટર ગાડી કે 'કેરીયર' ને ઊભા-રહેવાની (Parking) જગાનો પ્રશ્ન ઘણી વાર સમસ્યા ઊભી કરે છે. આ બાબતમાં ગાડુ સ્વતંત્ર છે; ગમે ત્યાં, ખૂણે-ખાંચરે-બળદ છોડીને ઊભું રાખી શકાય છે.

તદ્દન અભાવ હોય છે અને જેમનામા અહ કાર છે, તે કદી સાચો લોકસેવક નથી થઇ શકતો આજે વિશેષત શહેરોમા જે સ્થિતિ આપણે જોઇએ છીએ, તેમા સમાજ-સેવા જેવી કોઈ ભાવનાનુ દર્શન જ નથી થતુ એમ તો કહેવાને ખાતર દરેક જણ સમાજ-સેવાનો હિમાયતી હોય છે પણ વાસ્તવમા સમાજ-સેવાનો અર્થ પણ તેઓ જાણતા નથી હોતા એનુ મુખ્ય કારણ એ છે કે, એમની આખો આડે અહ કારનો પડદો પડેલો છે એક શ્રીમત વ્યક્તિ કોઇ ગરીબ માણસની બજારમા વિખરાઈ ગયેલી વસ્તુઓ એકઠી કરવામા સહાયતા નહી કરે પણ પોતાના સમોવડિયા યા તો પોતાનાથી ઊંચા દરજ્જાના કોઈ પણ માણસને તે આવે પ્રસગે સહાયતા કરવાનુ પ્રદર્શન કરશે આ જાતનો દૃષ્ટિકોણ સમાજ-સેવાના મૂળ ઉદ્દેશને આઘાત પહોચાડે છે

સમાજ-સેવાનો સબધ અધ્યાત્મ સાથે છે નિસ્વાર્થભાવે બીજાની સેવા સુશ્રુષા કરવાથી જે આત્મ સતોષ પ્રાપ્ત થાય છે, તે વ્યક્તિનો આધ્યાત્મિક વિકાસ કરે છે એ સ્પષ્ટ છે કે જેઓ ભેદ-ભાવની નીતિ રાખે છે એમના અત કરણની સકીર્ણતા અને તુચ્છતા કદી નથી મટતા અને પૂર્ણ આધ્યાત્મિક ઉન્નતિથી તેઓ સદૈવ વચિત રહે છે એથી જ કહેવામા આવ્યુ છે કે સાચા હૃદયથી ક્ષણ-ભરને માટે પણ કરવામા આવેલ સમાજ-સેવાનું મહત્ત્વ, અનેક સમય સુધી કરવામા આવેલ સમાજ-સેવાથી જરાય ઊતરતુ નથી કારણ કે જેમનાથી જેટલુ શક્ય હતુ તેટલા પ્રમાણમા-અલ્પ યા અધિક સમય સુધી સેવાનુ કામ કર્યું હૃદયની શુદ્ધિ પણ બન્નેમા સમાન રહી આની વિરુદ્ધ કેવળ દભ માટે કરવામા આવતી સમાજ-સેવાનુ કોઈ મૂલ્ય કે મહત્ત્વ નથી, કેમ કે, ત્યા તો ત્યાગ અને પરોપકારની ભાવના-નિસ્વાર્થના માર્ગમાથી હટી જાય છે

એકવાર જર્મનીમા હુ રેલવેના ત્રીજા વર્ગના ડબામા મુસાફરી કરી રહ્યો હતો મારી બાજુમા એક શાતચિત્ત યુવાન બેઠો હતો એની સામેની જ સીટ પર એક ગામડી વૃદ્ધ બેઠો હતો એ વૃદ્ધ પેલા યુવકને એક શહેર સબધે પૂછપરછ કરી કે, એ સ્ટેશન પર ગાડી કેટલા વાગે પહોચે છે યુવકે બતાવ્યુ કે, 'લગભગ રાત્ વેળાએ પહોચશે ' આ સાભળી વૃદ્ધ કઇંક પરેશાન થઈ બોલી ઊઠ્યો, 'ઓહ! ત્યારે તો બહુ મુશ્કેલી પડશે મારો પુત્ર ત્યાં હોસ્પિટલમા બીમાર પડ્યો છે આ પહેલી જ વાર હુ ત્યા જઇ રહ્યો છુ ત્યાના રસ્તા અને ગલીઓથી હુ બિલકુલ અપરિચિત છુ '

પણ વૃદ્ધની વાત પૂરી થાય ત્યા તો યુવક બોલી ઉઠ્યો, એમા ચિતા કરવાની શી જરૂર છે? હુ તમને હોસ્પિટલ સુધી પહોચાડી જઇશ અને પછી બીજી ગાડીમા આગળ જઇશ '

વૃદ્ધનુ હૃદય ગદ્ગદ્ થઇ ગયુ તે યુવક એને માટે વરદાનરૂપ જ હતો કે જે કોઇ પણ જાતના સ્વાર્થ વિના તેની સહાય માટે પોતાની એક ગાડી જતી કરી રહ્યો હતો

મારા જીવન પર દૃષ્ટિપાત કેરુ છુ ત્યારે મારી સમક્ષ એવા સેકડો લોકોના ચહેરા ઊભા થઇ આવે છે કે, જેમણે કોઇને કોઇ સ્વરૂપે મને સહાયતા કરી છે પણ જેમને એ વાતની ખબર સુદ્ધા નથી એ વખતે મને પણ એમની સહાયતાનો અનુભવ નહોતો થયો પણ આજે જોઉ છુ કે, એમના એ નાના નાના કાર્યોએ મને આગળ વધવામા કેટલી બધી સહાય પહોચાડી છે કેવળ હુ જ નહી, દરેક વ્યક્તિ સમાજની ઋણિ છે અને સમાજ-સેવા કરીને જ તે ઋણ-મુક્ત બની શકે છે

મને અહી એક કર્મઠ વ્યક્તિની યાદ આવે છે કે જેણે પોતાના સપૂર્ણ જીવનમા ભોગ વેઠીને એક મહાન સામાજિક કાર્ય કર્યું છે ' એની પત્નીને પ્રસવ-પીડા ઉપડી અને એ પીડાએ એક ખતરનાક રૂપ ધારણ કર્યું આસપાસમા કોઇ પ્રસુતિગૃહ યા ડોકટર-નર્સની વ્યવસ્થા નહોતી પરિણામે એની પત્નીએ તડપી-તડપીને પ્રાણ ત્યાગ કર્યો આવા પત્નીવિયોગથી એના હૃદયને કારમો આઘાત પહોચ્યો અને એણે એક મહાન સકલ્પ કર્યો વિધુર થયા પછી એણે જીવનભર કઠિન પરિશ્રમ કર્યો અને ખૂબ કરકસર કરીને કેટલાક રૂપિયા એકઠા કર્યા અને એક દહાડો એ ગામના લોકોએ જોયુ કે, એ ગામમા

નર્સ-ડૉક્ટર સહિત એક પ્રસૂતાલય સ્થાપિત થઇ ગયુ છે અને સ્થાનિક લોકોનુ એક ટ્રસ્ટ એનું સંચાલન કરી રહ્યુ છે " આમ પોતાના કષ્ટથી એણે બીજાના કષ્ટોનો પણ અનુભવ કર્યો અને એનુ એક સ્થાયી સમાધાન પ્રસ્તુત કર્યું આ પ્રમાણે પોતાના કષ્ટો દ્વારા બીજાના કષ્ટોનો અનુભવ કરીને, એને દૂર કરવા કટિબદ્ધ થઇ શકે છે

કેટલાક હમેશા એ જ ફરિયાદ કરતા હોય છે કે, 'અમારી પાસે ધન નથી નહીતર ચોક્કસ અમે પરોપકારનાં મહાન કામો કરત' મારી સમજ મુજબ આ જાતની દલીલ એકદમ વ્યર્થ છે કારણ કે કેવળ ધનથી જ સમાજ-સેવા થઈ શકે છે તેવુ નથી જીવનમા એવા ઘણા દુ ખી લોકો તમને મળશે કે, જેઓ કેવળ તમારી સહાનુભૂતિના માત્ર બે શબ્દો માટે આતુર રહે છે જો તમે માત્ર બે મીઠા શબ્દોથી એમના દુ ખમા સહાય કરો તો તે પણ ઓછુ નથી એ પણ એક મહાન પરોપકારનુ કામ છે પણ નૈસર્ગિકરૂપે પ્રચુર માત્રામા પ્રાપ્ત થયેલ ધન-પ્રેમ અને ઉદારતા-નો પણ આપણે બીજા ની ભલાઇ માટે ઉપયોગ કરતા અચકાઇએ છીએ આ નિષ્ઠુરતાની ચરમ સીમા છે'

બાહ્ય દષ્ટિએ એવુ લાગે છે કે, સમાજ-સેવાના કાર્યો કરીને આપણે બીજાઓની ભલાઇ કરીએ છીએ, પણ વસ્તુત એ કાર્યો દ્વારા આપણે પણ લાભ મેળવીએ છીએ પ્રેમ અને સદ્દભાવનાથી વર્તવાથી હમેશા પ્રેમ અને સદ્દભાવના જ મળે છે જો માનવ-સમાજ પ્રેમ અને સદ્દભાવનાથી પરિપૂર્ણ બની જાય તો એનો લાભ સૌ કોઈ લેશે અને આ પ્રમાણે આપણે બધા આપણા જીવનમા અધિકાધિક સુખ અને શાંતિ મેળવી શકીશુ આપણુ જીવન સઘર્ષ-સરળ બની જશે એટલે મારુ નમ્ર નિવેદન છે કે, ઘણું બધુ અગર તો મહાન કામો કરવાની ઇચ્છાને ત્યાગી થોડુક પરતુ બરાબર કાળજીપૂર્વક કરો તો પણ તે મહાન પરોપકારનુ કામ ગણાશે એટલુ હમેશા ધ્યાનમા રાખો કે, તમારી જીદગીનો કોઇ એવો સુઅવસર તમે ગૂમાવી ન દો કે, જેને કારણે તમારી સહાયથી બીજાનુ કઈ પણ ભલુ થઈ શકતુ હોય.

અનુ૦ કિશોરચન્દ્ર ભટ્ટ

---

[પ્રેરક પ્રસગો પૃ૦ ૨૩૩થી ચાલુ]
લોકો આવા કેમ હશે? રાજાના હાથમાં કઇ ફૂલ હોય તો શોભે? મરાઠા લોકો કઇ કલારસિક હશે કે નહિ? હાથમા આ લાલ લાલ શુ છે?'

વાતનો ખુલાસો કરતા દીવાને કહ્યુ 'નામદાર એ તો લાલ મરચુ છે! એકવાર એનુ લાલ મરચુ ખાઈ જુઓ તો ખબર પડે! એક સહેજ ખાધુ હોય તો મો બળી ઊઠે! આપણે મરચાનો કટકો પણ મહા પરાણે ખાઈ શકીએ, જ્યારે આ મરાઠાઓ તો આ તીખાતમ મરચા આખાને આખા ઉતારી જાય છે!'

પેલો ચિત્રકાર બાજીરાવ ખાતા હતા એવો લાલ મરચાનો નમૂનો સાથે જ લાવ્યો હતો બાદશાહે તેની અણી સહેજ ખાધી તો તેમનુ મો એવુ બળી ઊઠયુ કે ન પૂછો વાત! આખો લોટો પાણી પી ગયા ત્યારે મો બળતુ માડ મટયુ!

બાદશાહ બોલી ઊઠયા 'શુ આ મરાઠા લોકો આવા આખા ને આખા મરચા ખાઈ જાય છે? આવા તીખાતમ! જરાક ખાતા મારો તો ઘોઘરો બળી ઊઠયો'

પ્રધાન બોલ્યો 'હા નામદાર, એટલે તો તેઓ એ મરચા જેવા તીખાતમ હોય છે!'

બાદશાહ બોલ્યા 'ત્યારે તો આપણા મોળચા મોગલ સૈનિકો આ મરાઠાઓને શી રીતે પહોચી શકશે? આ મરાઠાઓ તો સેતાનની ઓલાદ લાગે છે! આવા સેતાનને બિચારા આપણા સિપાહીઓ કેવી રીતે પહોચી શકશે!'

—શિવ સુદરમ

★

# આશા, તૃષ્ણાના મોહમાં

કલાવતી ખરાદી

[આપણા પુરાણોમાં ભસ્માસુરની વાત આવે છે. શિવ પાસેથી ભસ્મ કરવાનું વરદાન મેળવી ભસ્માસુર શિવને જ બાળી નાખવા તત્પર થાય છે અને ભૂલથી પોતાના માથે હાથ મૂકી દેતા ત્યાંને ત્યાં જ ખાખ થઈ જાય છે. આ પ્રસંગ ઉંદરમાંથી વાઘ બનેલા પ્રાણીનો છે અને એનો અંત પણ એવો જ કરુણ આવે છે.]

સુંદર સરિતાનો કિનારો એના નિર્મળ નીરનો પ્રવાહ દૂર દૂર સુધી વહે છે. સ્નાનથી પાવનકારી અને દર્શનથી મન હરનારી એ નદીના કિનારે એક ઋષિ રહે. વિશાળ વડલો અને એને છાંયડે મજાની પર્ણકુટિ, આંગણામાં ધોળી રૂપાળી ગાય બાંધી છે. જાણે બીજી કામધેનુ જ જોઈ લ્યો.

ઋષિજી નિત્ય પ્રાતઃકાળમાં સ્નાનાદિથી પરવારીને જપતપમાં ધ્યાન ધરે, દેહ અને આત્માની શુદ્ધિ કરે, અને જગતનું કલ્યાણ ઈચ્છે.

સમય મળે તેમા રૂપાળી ગાયને ઘાસ ચારો નીરે, પંપાળીને વહાલ કરે, સમાજના પરિતાપો ઋષિની પર્ણકુટીથી હજારો ગાઉ દૂર હતા. એમને નથી તનની ચિંતા કે મનની અશાંતિ. બસ ઈશ્વરનુ ચિંતન અને આત્મ કલ્યાણ એમનું જીવન છે. વર્ષોની તપશ્ચર્યાથી ઋષિએ સારી સિદ્ધિ મેળવી.

આજે ઋષિને પરવારતાં મોડુ થયું હતું. નદીએથી સ્નાન કરી પાછા ફરી રહ્યા હતા, ત્યાં પગદંડી પર ધબ........દઈને કશુંક પડ્યું!

ઋષિની નજર તે વસ્તુ ઉપર પડી, તે જોતા જ તે બોલી ઉઠયા 'અરે! આ તો ઉંદર છે! બિચારાની કેવી માઠી દશા છે!' હૃદયમા અનુકંપા અનુભવતા ઋષિએ આકાશ તરફ જોયુ. એક સમડી ચક્કર લગાવી રહી હતી. અને છટકેલો શિકાર મેળવવા લાગ શોધી રહી હતી.

બિચારો ઉંદર તરફડતો હતો. તેના શરીરમાંથી લોહી વહેતું હતું. ઋષિને દયા ઉપજી. તેઓ મનોમન બોલ્યા, 'આખરે ઉંદરમાં પણ જીવ છે ને! પ્રાણી માત્ર પર દયા રાખવી એ તો સાધુસંતોનું પરમ કર્તવ્ય છે.'

ઋષિએ ઘાયલ ઉંદરને જાળવીને ઉપાડ્યો અને પર્ણકુટીમાં લઈ ગયા. ઘા ધોઈને વનસ્પતિ, પાંદડાં વગેરે લગાડયાં, થોડા અનાજના દાણા નાખ્યા, અને પાણી પાયું. આથી ઉંદરને શાંતિ થઇ. ઉપચાર અને ખોરકથી ઉંદરમાં જાણે નવો પ્રાણ આવ્યો. હવે તો તે પર્ણકુટીમાં ફરવા લાગ્યો. ઘડીમાં ગાય સાથે તો ઘડીમાં ઋષિના ખોળામા. તે રમતો અને મજા કરતો. આમ ને આમ થોડા દિવસ વિત્યા, પણ ઉંદરને મન નથી ચેન કે નથી આરામ. તેની આંખો તો હંમેશાં ચકળવકળ થયા જ કરતી. ભયભરી દૃષ્ટિથી તે હંમેશા જોયા જ કરે. અને ભાગ્યે જ પર્ણકુટીની બહાર નીકળે.

ઋષિએ આનું કારણ પૂછ્યું:

'ઋષિ બાબા, શું કહું મારા કરમની કઠનાઇ. અહીં બાજુના ઝાડની બખોલમા એક બિલાડો રહે છે. તેની ચળકતી બિહામણી ભૂરી આંખો રોજ મારા ઉપર ત્રાટકેલી જ રહે છે. સમડીના શિકારમાંથી તો બચ્યો, પણ આ બિલાડાના પંજામાંથી છટકવું મુશ્કેલ બનશે. એની રોજ મને ભારે ચિંતા રહે છે.'

ઋષિને ઉંદર પર ભારે હેત હતું. નાનો સરખો જીવ. કેટલું મજાનુ નિર્દોષ પ્રાણી છે! પ્રભુએ એનો પ્રાણ બચાવવા લખ્યું હશે! બાકી આ રીતે મને રસ્તે મળે ક્યાથી અને એનો જીવ બચે શાનો! પ્રભુએ એનો નાનકડો જીવ શા માટે મુંઝવણમાં મૂક્યો હશે!

ઋષિ બોલ્યા, 'હા ભાઈ એ વાત તો સાચી. પણ એનો શો ઉપાય છે? નાના જીવને મોટા જીવથી ડરવું પડે છે. દુનિયામાં શક્તિશાળી પ્રાણી પોતાનાથી નબળા પ્રાણીને પોતાનો શિકાર સમજે છે. પણ ધીરજ અને હિંમતથી કામ લેવું જોઇએ. આપણે જે છીએ તેમાં જ સંતોષ માનવો જોઇએ.'

'ઋષિજી! આપે તો મને જીવતદાન આપ્યું છે.

મને જીવાડયો છે. તો હવે મારું બરાબર જતન થવું જોઇએ. જો હું બિલાડો હોત તો કોઈ વાતની બીક ન રહેત.-આપ મને બિલાડો ન બનાવો? આપ તો યોગ વિદ્યાના જાણકાર છો! ધારો તે કરી શકો છો!-મને બિલાડો બનાવશો તો હુ શાંતિથી જીવી શકીશ. અને આપને મારી જરાય ચિંતા કરવી નહીં પડે.' ઉંદરે નમ્ર ભાવે કહ્યું.

ઋષિ હસતાં હસતાં બોલ્યા—'પ્રભુ જેમાં રાખે તેમ. સંતોષ માનવો જોઈએ.' પણ ઉંદરને ઋષિની વાત ગળે ન ઉતરી. તેણે તો હઠ લીધી. આખરે ઋષિએ તેને યોગ વિદ્યાના પ્રતાપે અંજલિ છાંટીને ઉંદરમાંથી બિલાડો બનાવી દીધો.

બિલાડો થતાં જ તેનામાંથી ભય જતો રહ્યો અને આરામથી બહાર ફરવા લાગ્યો. હવે તેને મન શાંતિ છે. પોતાનો પ્રાણ જાણે સુરક્ષિત છે એવો આત્મ સંતોષ એનામાં આવી ગયો.

પણ એક દિવસ સમી સાંજના સમયે બિલાડો એકાએક બહારથી જીવ લેઇને દોડતો આવ્યો. અને પર્ણકુટીમાં ઋષિના ખોળામાં લપાઇ ગયો.

તેનું આખું શરીર ભયને કારણે થરથર કાંપતું હતુ. આમ અચાનક ભયભીત બનેલા બિલાડાને આવેલો જોઈ ઋષિએ તેને પંપાળીને પૂછ્યુ!

'કેમ ભાઇ આટલો બધો કંપે છે શાને? વળી પાછું શુ દુઃખ આવી પડયું?'

બિલાડાએ કંપતે સ્વરે કહ્યું: 'હું એવું સમજતો હતો કે ઉંદરમાંથી બિલાડો બન્યો. એટલે ભય ટળ્યો. પણ આજે એક શિયાળ મારી પૂંઠે પડયુ. ઘડીમાં ઝાડીમાં તો ઘડીમાં ઝાડ પાછળ સંતાતો, લપાતો હું નાઠો પણ એણે મારો પીઠો ન છોડયો. જેમ તેમ કરીને નજર બચાવી દોડી આવ્યો. એના તીણા નખ જોઇ હજી મારાં રૂંવાડાં કંપે છે!

'ઋષિબાબા! મને એમ થતું કે જો હું શિયાળ હોત તો એનો સામનો કરત. અને એને નસાડત. પણ અફસોસ! હું એક પામર બિલાડો છું! મારે માથે તો શિયાળવાં યમ રૂપે સામે જ રહેવાનાં.

'જો આપની કૃપા મારા પર ઉતરે તો હું આ જીવ સટોસટની પળોમાંથી બચી શકું! મને આપ બિલાડામાથી શિયાળ બનાવો તો કેવું સારું! પ્રભુ આટલી દયા ન કરો.'

ઋષિજી મંદ મંદ હસતા બોલ્યા:

'ભાઇ! દરેક પ્રાણી પોતાનો જીવ બચાવવા, સબળ બનવા કોશિષ કરે છે. સંબળા લોકો નિર્બળ પ્રાણીઓનો સંહાર કરે છે. પણ જેને પોતાનામાં વિશ્વાસ છે. તે કદિ પણ પરાજિત થતો નથી. ધીરજ રાખ, જે છે તેમા સુખ માણ?'

પણ એ બિલાડાને ગળે ઋષિની વાત ન ઉતરી, એણે તો ફરી હઠ પકડી. આખરે ઋષિએ યોગ સિદ્ધિના બળે એને બિલાડામાંથી શિયાળ બનાવી દીધો.

શિયાળ બન્યા પછી તે જંગલમા આરામથી ઘુમવા લાગ્યો. હવે એને કોઈ વાતનો ભય નથી.

જીવન જીવવામાં જાણે આનંદ આવવા લાગ્યો. રાત્રે બીજાં શિયાળવાંની કિકિયારી સાભળે અને તે ઝટ ઊભું થઇ જાય અને દોડવા માંડે.

પણ એક રાત્રે અચાનક ઋષિની આંખ ઉઘડી ગઈ. શિયાળ રડી રહ્યું હતુ. એની આંખ માંથી ચોધાર આંસુ જોઇ ઋષિ એની પાસે ગયા અને પૂછવા લાગ્યા, 'કેમ ભાઇ! વળી પાછું શું દુઃખ ઊભુ થયું!'

શિયાળ તો ઋષિના પગમાં ઢગલો થઇને પડયું. અને ડુસકે ડુસકે રડવા માંડયું. તે બોલ્યું:

'બાપજી! હવે મારે જીવવું નકામું છે. મને શી ખબર કે આ દુનિયામાં વાઘ જેવું મારાથી ય

## ૧. ઉધાર ભૂલી જવું જોઈએ નહીં

નેપોલિયન બોનાપાર્ટ બચપણમા ખૂબ ગરીબ હતો કિંતુ, પોતાના સાહસ, અને પુરુષાર્થથી જતે દિવસે એ ફ્રાન્સનો વિજેતા સમ્રાટ બની શક્યો

સમ્રાટ થયા બાદ, એક દિવસ ફરતો-ફરતો પોતે જ્યા નાનપણમા ભણતો હતો એ ધૂળિયા નિશાળ આગળ આવી પહોચ્યો

સહસા એને કાંઈ સાભરી આવ્યુ અને, પોતાની સાથેના રસાલાના માણુસોને મૂકીને, પોતે એકનો જ એક નાની એવી ઝૂપડી આગળ જઈ ઊભો રહ્યો

ઝૂપડીમા રહેવાવાળી વૃદ્ધા બાઈને પ્રણામ કરીને, એ બોલ્યો

'બુઢ્ઢી મા! ઘણા વરસો પહેલા આ સામેની નિશાળમા એક બોનાપાર્ટ નામનો છોકરો ભણતો હતો તમને એ સાભરે છે?'

બુઢ્ઢી મા બોલી 'હા, હા, બેટા! મને ખૂબ યાદ છે બહુ ભલો છોકરો હતો એ!'

નેપોલિયન બોલ્યો 'મા, એ તમારી આગળથી રોજ-રોજ કાઈને કાઈ ઉધાર ખાવાની ચીજો લીધા કરતો હતો એણે તમારા બધા પૈસા ચૂકવી આપ્યા છે કે ઉધાર-બુધાર રાખી નાસી ગયો છે?'

મા બોલ્યા 'ના, ના ભાઈ! એ કાઈ ઉધાર ખાવાવાળો છોકરો નહી હતો બેટા, એ તો ઉલ્ટાનો પોતાના સાથીઓમાંથી કોઈ પાસે પૈસા ન હોય તો પોતાની પાસેથી ચૂકવી દેતો હતો!'

નેપોલિયન 'બુઢ્ઢી મા! તમે બહુ ઘરડાં થઈ ગયા છો સાથે-સાથે તમારી યાદ દાસ્ત પણ ઘણી નબળી પડી ગઈ છે તમે ઉછીના પૈસા આપીને પાછા લેવાનુ ભૂલી જાવ એ તો જાણે ઠીક છે પરંતુ ઉધાર માલ આપીને, એ પણ ભૂલી જાવ એ ઠીક ના કહેવાય એ છોકરા પાસેથી હજુ તમારે કાઈ પૈસા લેવાના બાકી નીકળે છે આજ આટલા વર્ષો પછી, તમારુ એ ઋણુ વ્યાજ સાથે ફેડવા (ચૂકવવા) સારુ એ છોકરો તમારી પાસે આવ્યો છે લ્યો, મા! સભાળી લ્યો આ થેલી અને, તમારા કઈ દિવસોના ચડી ગયેલા હિસાબના પૈસા ગણી લ્યો!'

આ સાભળી એ વૃદ્ધા-માવડીની આતરડી કેવી ઠરી હશે-એ કલ્પી નેવુ જ રહ્યુ' —ધ્રુવકુમાર

## ૨ મરાઠાની માટી

વીર બાજીરાવ પેશવા (પહેલા)એ મરાઠા સામ્રાજ્યનો ડકો છેક ઉત્તરમા પણ વગાડચો હતો, સારા યે ભારતમા પેશવા અને તેના મરાઠા સૈન્યની ગૌરવગાથા થઈ રહી હતી

દિલ્હીના મોગલ બાદશાહના કાને પણ આ મહાન મરાઠા અને તેના બહાદુર સિપાહીઓની બહાદુરીની વાતો આવવા લાગી હતી આ જોઈ મોગલ બાદશાહને કુતૂહલ થતું હતુ 'એકાએક આ મરાઠા ક્યાથી જાગ્યા? રણક્ષેત્રમા શત્રુ સમક્ષ સહ્યાદ્રિ પહાડના કોઈ કાળમીંઢ પથ્થરની જેમ અડગ ઊભા થઈ રહેનાર આ મરાઠા સૈનિકોનો સરદાર પેશવા બાજીરાવ કેવો હશે? કેવો પોશાક પહેરતો હશે? તેને એક વખત નજરે જોવા જ જોઈશે ઊલટ, એ લાભ ન મળે તો ચિતારાએ તેની દોરેલી છબી તો જોવી જ જોઈશે'

આમ બાદશાહ વિચારતા હતા, ત્યા બીજી જ પળે તેમને વિચાર આવ્યો 'આપણા મોગલ દરબારમા ચિત્રકારોની ક્યા કમી છે? લાવો, એક ચિત્રકારને બાજીરાવ પેશવા પાસે મોકલીએ એ ચિત્રકાર બાજીરાવ પાસે જાય, ને તેને જેવો જુએ તેવી તેની છબી તે ચિતરી લાવે'

તરત જ બાદશાહે દીવાનને પોતાની પાસે બોલાવ્યા, અને પોતાનો વિચાર તેમની આગળ મૂક્યો દીવાને કહ્યું 'નામદાર, આપણા મોગલ ચિત્રકારો તો હવે મુલક મશહૂર બન્યા છે આપની ઇચ્છા મુજબ એક નામચીન ચિત્રકારને તાબડતોબ

એ કામ સારુ મોકલું છું' ચિત્રકારને તાકીદ કરું છું કે વહેલી તકે મળવા પહોંચી જાય, કેમકે, હમણાં બાજીરાવનો મુકામ છે, એવા સમાચાર મળ્યા છે બાજીરાવને તે જલદી જલદી મળે, ને તેમનો જલદી સંપર્ક સાધી, એમનું તેમનું ચિત્ર દોરી લાવે '

'બસ, બસ !' બાદશાહ બોલી ઊઠયા 'મારો કહેવાનો મતલબ તમે બરાબર સમજી ગયા છો '

તરત જ ચિત્રકારને મળવા મોકલવામા આવ્યો. મળવા પહોંચ્યા પછી ચિત્રકારને સમાચાર મળ્યા કે બાજીરાવ તો હમણા પ્રવાસમા છે એટલે ચિત્રકાર બાજીરાવની પાછળ થયો ચિત્રકાર પણ ઉત્સાહી ને ખડતલ હતો તેને પોતાને પણ વીર બાજીરાવને જોવાની ને તેને દૃશ્યદ્ ચિતરવાની ઘણી ખ્વાહેશ હતી કલાકારોને પણ હમેશા વીર પુરુષોના ચિત્ર દોરવાનું મન સ્વાભાવિક થાય છે અને મન હોય તો મળવે જવાય, એમા નવાઇ નથી જોતજોતામા ચિત્રકારને બાજીરાવ મળી ગયા

એક ખેતરના શેઢા પાક વચ્ચે બાજીરાવનો પડાવ હતો, અને એ સ્થળે જ પેશવાનો ચિત્રકારને ભેટો થઈ ગયો ચિત્રકાર કલાકાર હતો તેણે તદ્દન નિખાલસતાથી બાજીરાવને પોતાની ઓળખ આપી ને પોતે શા સારુ અટલી ધરતી ખૂદીને આવ્યો હતો તે પણ કહ્યુ

વીર બાજીરાવ એક કલાપ્રિય માનવી પણ હતા કલાકારના હૃદયને તેઓ પારખી શકતા હતા મોગલ ચિત્રકાર પોતાનુ ચિત્ર દોરવા માટે છેક દિલ્હીથી આવ્યો હતો એ ખ્યાલ રાખી તેમણે ચિત્રકારની વાત તરત ધ્યાનમા લીધી મોગલ ચિત્રકલા માટે તેમને માન પણ હતુ એટલે ચિત્રકારનો ઉત્સાહ તૂટી ન જાય, એ માટે તેમણે કહ્યુ 'ભાઇ, હાલ હુ જે સ્થિતિમા છુ તે જ સ્થિતિમા મારુ ચિત્ર તમે દોરી શકો છો હુ માનુ છુ કે માનવીનુ ચિત્ર તેની સ્વાભાવિક સ્થિતિમા સુદર લાગે છે અમારા મરાઠાઓનુ સ્વાભાવિક જીવન પણ આ જ રીતે વીતે છે '

બાજીરાવ જેવા મહાન યોદ્ધાને આ રીતે બોલતા જોઇ પહેલા તો ચિત્રકારને કાઈક નવાઇ લાગી. અને નવાઇ લાગે તેવુ જ હતુ ને ? એ ઘડીએ બાજીરાવ ઘોડા ઉપર બેઠા હતા એક લીલાછમ ખેતરમાથી જ તેમની સવારી પસાર થતી હતી. તેમના એક હાથમા ખેતરમાથી તાજુ જ તોડેલુ એક લાલ મરચુ હતુ છોડ પર કુદરતી રીતે જ પાકેલુ એ મરચુ હતુ એ સમયે તેમના સૈનિકો શુ કરી રહ્યા હતા ? એ પણ જરા જોવા જેવુ હતુ તેમના કેટલાક સૈનિકો એ લીલાછમ ખેતરમા ફરી વળ્યા હતા ખેતરમા બાજરાનો પાક તૈયાર હતો કણસલામા બાજરાના દાણા મોતીની જેમ ચમકતા હતા કેટલાક સરસ, ભરાવદાર કણસલા સૈનિકો તોડી લાવ્યા હતા ખેતરમા અડખેપડખેથી થોડુક સૂકુ ઘાસ ભેગુ કરીને સૈનિકોએ તાપણુ કર્યું તેમા કણસલા શેકી નાખ્યા અને એ કણસલામાથી ખૂબ જ સરસ એવુ એક કણસલુ તેમણે પોતાના પ્યારા પેશવાને પ્રેમથી આપ્યુ એ કણસલામાથી બાજીરાવ બીજા હાથે તે તાજા તાજા પોકનો આસ્વાદ લઈ રહ્યા હતા '

ચિત્રકારે બાજીરાવને પોતાના ચિત્ર માટે ખાસ પ્રસ્થિતિ (Pose) આપવા વિનતી કરી મસ્ત બાજીરાવે કહ્યુ 'અરે ભાઇ અત્યારની પ્રસ્થિતિ ખોટી છે? મારુ પ્રિય એવુ તીખુતમ લાલચટક મરચુ મારા એક હાથમા છે, ને બીજા હાથમા બાજરીનુ કણસલુ પકડ્યુ છે' બસ, આ રીતે જ મારુ ચિત્ર સારુ ને સ્વાભાવિક આવશે '

ચિત્રકાર પણ રગમા આવી ગયો તેણે આ જ પ્રસ્થિતિમા બાજીરાવનુ સુદર ચિત્ર તૈયાર કરવા માડ્યુ બહુ જ થોડા સમયમા તેણે એ ચિત્ર કરી નાખ્યુ, બાજીરાવ ખરેખર એ ચિત્રમા સજીવ થયા હતા બાજીરાવને પોતાને પણ એ ચિત્ર ગમી ગયુ ચિત્રકારે એ ચિત્રની બીજી નકલ બનાવીને બાજીરાવને ભેટ આપી અસલ ચિત્ર લઇને તે મોગલ શહેનશાહ પાસે પહોંચી ગયો

બાદશાહે બાજીરાવનુ આવુ ચિત્ર જોયુ, ત્યારે તેને નવાઈ લાગી તેણે દીવાનને પૂછ્યુ 'આ મરાઠા

[અનુસધાન પૃ૦ ૨૩૭]

# ગ્રંથાવલોકન

**યોર પર્સનાલિટિ એન્ડ હાવ ટુ યુઝ ઈટ**
**લેખક ડૂકને પૃ૦ ૧૬૦ કિં૦ ૨-૦૦**
જયકો પ્રકાશન, મુબઈ

સ્વપ્નવિદ્યા પારગત અને મનોવિજ્ઞાનના નિષ્ણાત લેખકનુ આ એક ઉપયોગી પુસ્તક છે માનવીય પ્રતિભા વિશે વૈજ્ઞાનિક પદ્ધતિએ શોધ-સશોધન ચલાવી તેઅગે ચોક્કસ પ્રતિપાદનો સ્થાપનાર મનોવિદ્યાવિદોના તારણો અને શિક્ષણની અહી છણાવટ કરવામા આવી છે પ્રતિભા કે વ્યક્તિત્વની વ્યાખ્યા આપીને તેના ગહન માટેના ઈલાજ-ઉપચાર પણ અહી ચર્ચ્યા છે વ્યક્તિત્વની માવજત અને તેના વિકાસ પરત્વે અહી સૂચનો છે માનવ વ્યક્તિત્વની સમજણ પામવા માટેના વૈજ્ઞાનિક પ્રયાસો શરૂ થયા તે અગાઉ મસ્તિષ્કવિદ્યાની બોલબાલાનો સમય હતો, માણસના મસ્તિષ્કના ઘાટ-ઘૂટ પરથી કેટલીએ અટકળો અને કેટલાએ વિધાનો થતા આ ગ્રથમા એ વિશે એક સળગ પ્રકરણમા સુદર સમજણ આપી છે વ્યક્તિત્વ અને સમાજ વિશે પણ એક પ્રકરણ છે. વ્યક્તિત્વની વિવિધ છટાઓ, તેના અનેકવિધ પ્રકારો અને તેની તુલના તથા તેનુ તોલન કરવાની આધુનિક પદ્ધતિઓ વિશે પણ અહી ચર્ચા કરી છે લગ્ન વ્યવહાર અને સમાજ-જીવનમા વ્યક્તિત્વનો ફાળો શો છે તે દર્શાવીને છેવે વ્યક્તિત્વ કેળવવા-મેળવવા માટેનો પણ એક સુવાગ ખડક આપ્યો છે

અદ્યતન મનોવૈજ્ઞાનિકો વ્યક્તિત્વના બારામા જે કઈ કહી શકે તેનુ સળગ બયાન આ પુસ્તકમા આપીને અને તેમા અત્યત ઉપયોગી અને ઉપકારક એવા અશો ઉમેરીને આ પુસ્તકની જે રીતે રચના કરવામા આવી છે તે સ્તુત્ય છે અમે આ પુસ્તક વાચવા માટે સહર્ષ ભલામણ કરીએ છીએ —જો૦

**નાગાનદ:-અનુ૦ શ્રી રમણીકલાલ જ૦ દલાલ, પ્ર૦ ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય અમદાવાદ, મૂલ્ય, રૂા. ૬-૦૦.**

ઈસૂની સાતમી સદીમા થઈ ગયેલ સમ્રાટ શ્રી હર્ષની રચેલી નાટ્યત્રયી પૈકી વીર શૃગાર કરુણ શાન્ત રસથી છવાયેલુ નાટક 'નાગાનદ' શ્રી. રમણીકલાલ જ. દલાલે ૧૯૨૭મા પ્રો૦ બળવતરાય ઠાકોરના પ્રવેશક સહ ગુજરાતીમા ઉતારેલુ. પરતુ ચાલુ વર્ષે પ્રગટ થતુ આ ભાષાન્તર માત્ર 'બીજી આવૃત્તિ' નથી; તેમા ઉપયોગી આમુખ, ટિપ્પણ અને પરિશિષ્ટની પૂર્તિ કરાઈ છે સાહિત્ય રસિકો, વિદ્યાર્થીઓ અને નાટ્ય શોખીનોને સહાયક થાય એવો આ અનુવાદ છે તેથી તે નવે સ્વરૂપે આવકાર યોગ્ય છે મૂળ સસ્કૃત અને ગુજરાતી અનુવાદ સામસામા પાને ગોઠવવાથી તુલનાત્મક વાચન સુગમ નીવડે છે

આ અનુવાદની વિશેષતા લેખકની કલમને ભાષાન્તરને શિષ્ટ છતા પ્રાસાદિક રાખવામા મળેલી સફળતામા છે સવાદોના કેટલાક વ્યવહારુ અશો અનુવાદક જેવી સાહજિકતાથી ગુજરાતી રૂપરગે મૂકી શક્યા છે, એવી જ કુશળતા અને રસિકતાથી મોટા ભાગના શ્લોકોને ય ગુજરાતીમા ઉતારી શક્યા છે પદ્યરચના પરથી ઠીક ઠીક સુઘડ હથોટી ઉપરાત અમનુ કવિહૃદય પણ આવે સ્થળે વરતાશે

પાચ અકોનુ આ નાટક, નાયક જીમૂતવહન અને નાયિકા મલયવતીને સારા ઉપસાવે છે, છતા એનુ લક્ષ્ય તો છે પ્રાણીમાત્ર પ્રત્યે કરુણાથી પ્રેરાઈને અપાતુ સમર્પણ અને અહિસાનો વિજયટકાર નાયકનાયિકાની પ્રણયવાર્તા અને અહિસાપ્રેમી કરુણામૂર્તિ નાયકના નિજથી સમર્પણનુ કથાનક, આ બે કાટા નાટકની ભૂમિ પર મેળવાયા છે માતાપિતાની ભક્તિ, પ્રણય, સખ્ય, ભૂતદયા, પરાર્થે ત્યાગાદી ભાવો નાટકની કથામા પ્રગટ થાય છે પરતુ નાટકની વાર્તા બે કાટાની મેળવણીને પૂર્ણ આકર્ષક કરવામા જેમ અસફળ રહે છે, તેમ નાટકની કલા-રમણીયતાને લેખકનુ વિચારપાસુ અવરોધક થાય છે અનુવાદકે સારી મહેનત લઈ પ્રસ્તાવનામા કર્તા તથા કૃતિ વિશે વીગતો આપી છે પરતુ 'નાગાનદ'ની વિવેચના કઈક વધુ ઝીણવટભરી

અને માર્મિક બની શકી હોત તો ઇષ્ટ હતું. વિદ્યાર્થીવર્ગને સહાયક થવાની ઇચ્છાએ કદાચ એમને એમ કરતાં અટકાવ્યા હોય, તોયે સરવાળે આવા સુંદર અનુવાદના લેખક પાસે એવી અપેક્ષા કેમ ન રહે? અલબત્ત ટિપ્પણાદિથી એની કંઇક ખોટ પૂરવાનો અનુવાદકનો પ્રયત્ન છે.

શ્રીહર્ષના બીજા બે નાટકો 'પ્રિયદર્શન' અને 'રત્નાવલી' પણ સુપ્રસિદ્ધ છે. મૂક સંસ્કૃતપાઠ સ્થલ સંકોચે જતા કરીને ત્રણે કૃતિનો, એક ગ્રંથમાં અનુવાદ શ્રી. દલાલ હવે આપે, તો વિદ્યાર્થીવર્ગને ઉપકારક નીવડે. અનુવાદકની ઘડાયેલી કલમ, તેમની સાહિત્યપ્રિયતા અને તેમનું રસિક કવિત્વ જોતાં આવી સંયુક્ત કૃતિ તેઓ આપે એ ઇષ્ટ પણ છે જ. સ્નાતક કક્ષાએ આ કૃતિઓ વિદ્યાર્થીસમૂહને અભ્યાસમાંય વિશેષ સહાયક નીવડે એ દૃષ્ટિએ લેખક પ્રસ્તાવનાને ય બહુ સમૃદ્ધ કરી શકે.

શ્રી. રમણીકલાલ જ૦ દલાલ ગદ્ય–પદ્યક્ષેત્રે આપણા જૂના જોગી છે. તેમનો આ અનુવાદ તેમની અનૂદિત કૃતિઓમાં ભાત પાડે એવો કહી શકાય. ક્યાંક ક્યાંક મુદ્રણ ક્ષતિઓ જણાય છે; છતા લેખન સમગ્રપણે શુદ્ધ અને રોચક થયું છે. આશા છે, આ અનુવાદ અભ્યાસીઓને ઉપયોગી થશે. —હ૦

**અમારે ખાંચે**:-લે૦ ધીરજલાલ ધ૦ શાહ; પ્ર૦ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂા. ૩–૫૦.

અમદાવાદની પોળોમાંના એક ખાંચામાં રહેતાં મધ્યમ, નીચલા અને સાથે ઉપરના થરના વિવિધ સ્ત્રીપુરુષોનાં શિથિલ ચારિત્ર્ય અને તેમના ઝળકતા જીવનનાં પ્રસંગચિત્રો યા રેખાચિત્રોનું આ કથામાં વાસ્તવિક અને શુભલક્ષી સંકલન કરાયું છે. દક્ષિણ ગુજરાતના સાગરતટના ખોરડી ગામના મનોહર પ્રકૃતિવૈભવની કાવ્યમય ચિત્રણાની પ્રારંભિક પશ્ચાદ્ભૂ પર ઓચિન્તા થયેલા મિત્રો સમક્ષ કહાતી–વંચાતી આપવીતીરૂપે–સંભારણાંની હારમાળારૂપે રજૂ થતા આ પ્રસંગો કેઠ સાતમું પ્રકરણ પૂરું થાય ત્યાં લગી વાંચતાં જરૂર થાય, કે 'આ ઉકરડો શું કામ ઉખેડ્યો?' પણ પછીના ભાગમાં ખાંચામાં પડેલી કસ્તૂરીની કરચો–કણિકાઓ સમાં સોની–સોનારણ–ભીખુભાઇ–નાનીવહુ–ગંગામા જેવા પાત્રો રજૂ કરીને લેખકે કથાની એકવિધતા ટાળી આશયસ્પષ્ટતા પણ સાધી છે. એમ કરતાં કંઇક એકધારી બનેલી રજૂઆત યોગ્ય સાંધણ પામી શકી નથી અને પોલા 'ગંદવાડ'ની વેરાશ પણ ખાસ દૂર થઇ જણાતી નથી. વર્તાના મુખપૃષ્ઠ પર મુખ્ય લક્ષાયેલા પાત્ર ગંગામાનું ચિત્ર છે અને આરંભમાં 'મોટું પેટ' રાખી ખાંચાનું ઢાકણ બનવા જતાં એ સેવાભાવી વત્સલ ઉદાર ગંગામાને ઉપસંહારમાં ભવ્ય વર્ણવવાની લેખકની કાળજી પણ કંઇક સ્પષ્ટ પણ થઇ જાય છે.

લેખકે શહેરનું ફલક લઇને ય ગામડું, આપણી જ્ઞાતિસંસ્થા, આપણા શ્રમંતોથી માંડીને મહેતા–શિક્ષકો સહુમાં પેઠેલા સડાની બદબૂ તરફ ધ્યાન દોર્યું છે. એમાં ચિતાર ત્રીસેક વર્ષો અગાઉનો છતાં આજેય વાસ્તવિક થાય તેવો છે. લેખકનું અવલોકન, એમનો અનુભવ અને એમની કલમની રસાળ ગતિ સળંગ રીતે આ પ્રસંગો–વ્યક્તિઓનાં રેખાચિત્રોને રસપ્રદ બનાવે છે જ; પરંતુ કૃતિસ્વરૂપની મર્યાદા એકવિધતાની હવા જમાવ્યા વિના રહેતી નથી. મીરા–ગંગામા–ઉષાદિના કેટલાક ઉદ્‌ગારો સ્વાભાવિક થયા હોત, કે નિરૂપણમાં ક્યાંક ક્યાંક તરી આવતું વકૃત્વ–ઉદ્‌બોધતા નિબંધનું પાસું પણ પ્રમાણસર સૂચક થયું હોત તો સારું હતું. પાત્રસૃષ્ટિ વિસ્તૃત છતા ઘણાંખરાં પાત્રો સુરેખ અંકાયાં છે અને સામાજિક પ્રશ્નો પરત્વેની લેખકની દૃષ્ટિ સ્વચ્છ સમભાવયુક્ત અને વાસ્તવિક ઉપરાત સ્વસ્થ છે. આ સંભારણાંની સંકલના જેવી કૃતિમાં લેખકની અવલોકન–વર્ણન–ચિંતનશક્તિની જે પ્રતીતિ થાય છે, તે વિચારતાં તેનું સંતર્પક પ્રતિનિધિત્વ દર્શાવતી કોઇ સામાજિક નવલકથાની રાહ આપણે તેમની પાસેથી જોઇએ જ. હ૦

# ગ્લોબ ઇન્ડસ્ટ્રીઝ પ્રાઇવેટ લિ.

* ઉન, સિલ્ક અને રેયોન વેસ્ટના જુદા જુદા બ્લેન્ડ બનાવનાર, તથા એરેક-બ્લેન્કેટમા વપરાતી શોડી-વુલના નિષ્ણાત ઉત્પાદકો
* વિખ્યાત વિદેશી પેઢીના સહકારથી ઇગ્નીશન કોઇલ, વોલ્ટેજ રેગ્યુલેટર, ડીસ્ટ્રીબ્યુટર, વિન્ડશીલ્ડ વાઈપર વિ૦ વીજળી સર જામનુ અદ્યતન ઉત્પાદન કરનાર મેસર્સ ગ્લોબ ઓટો ઇલેક્ટ્રીક્સ લિ૦ ના સોલ સેલીંગ એજન્ટ

| | |
|---|---|
| રજીસ્ટર્ડ ઑફિસ | કારખાનું |
| ક્વીન્સ મેન્શન | સાકી નાકા, વિહાર લેક રોડ |
| ગેટવે ઑફ ઇન્ડિયા | કુર્લા, મુંબઈ—૭૦ |
| મુંબઈ—૧ | ટે૦ ૬૭૬૧૬ |
| ટે૦ ૨૧૨૫૩૨ | |




લાવણ્યમય જીવનના
અદ્યતન આદર્શને
વસ્ત્રોમા મૂર્ત કરે છે

# ઠાકરસી

ફેબ્રીક્સ

હેર નવા સર્વોત્તમ ફેશનો

તેના પર લેબલ છે

SANFORIZED

ઠાકરસી ગ્રુપ ઓફ મીલ્સ
* ધી હિન્દુસ્તાન સ્પીનીંગ એન્ડ વી. મીલ્સ કંપની લિ.
* ધી ક્રાઉન સ્પીનીંગ એન્ડ મેન્યુ. કંપની લિ.
* ધી ઇ. સ્ટ્રન મેન્યુ. કંપની લિ.

# શ્રી જૂનાગઢ-મેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૰

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

રવિઝોન નબર ૨૦૪

રજીસ્ટ્રેશન નબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ

તા ૧૮ ૮-'૫૬ તા ૨૦ ૬-૬૩

સભાસદ સખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભડોળ | રૂા ૧૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભડોળ | રૂા ૦૭૬ લાખ |
| અનામત ભડોળ | રૂા ૦૨૮ લાખ |
| અન્ય ભડોળ | રૂા ૦૮ લાખ |

સઘની વિશિષ્ટ પ્રગતિની કામગીરી –

આ સઘ મરફત સયોજીત સહકારી મડળીઓ દ્વારા ખેડુતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખતર બીયારણ જતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે

આ ઉપરાત નિયત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાડ સીમેન્ટ લોખડ વગેરે વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે તેમજ સુકો મેવો, સીગ ખજૂર વ૦ પૂરા પાડવામા આવે છે

# શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૰

તાલાલા

પ્રમુખ

દેવજી કરમન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ક

રજીસ્ટર નબર ૧૫૬૮ તા ૧૭ ૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભડોળ રૂા ૦૧૧ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સઘ લિ૦ ના સહકારથી ખાડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનુ કાર્ય–સઘ સચાલિત ઓઈલ મિલ દ્વારા–કરવામા આવે છે

# શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના. જિ જૂનાગઢ

પ્રમુખ
હરગોવિંદભાઈ ગ૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'અ'
તા ૩૦–૩–'૫૯ તા ૩૧–૧૨–'૬૨

સભાસદ સંખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૫ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા ૦ ૮૭ લાખ |
| અનામત ફંડ | રૂા ૦ ૦૮ લાખ |
| અન્યફંડ | રૂા ૦ ૦૧ લાખ |



આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાતરનું કાર્ય કરવામા આવે છે

આ ઉપરાત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરા પાડવામા આવે છે

લોખંડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય પણ કરે છે

# શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ
દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર • ૨૧૯

સ્થાપના તા ૨૪–૬–'૫૯ ઓડીટ વર્ગ 'અ'
રજીસ્ટ્રેશન નંબર ૩૧૨૫ તા. ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા ૫.૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦–૩૫ | |
| સરકારશ્રીનું ૦–૨૫ | રૂા ૦.૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા ૦ ૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા ૦ ૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઇન્મેન્ટ એજન્સી' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામા આવે છે

આ ઉપરાત ખાંડ, સુકો મેવો, લવીંગ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા મારકેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા એ સહકાર આપે છે



## દીપોત્સવી-અંક

નવેમ્બરના અંક દીપોત્સવી-અંક તરીકે સુંદરતા અને સમૃદ્ધિ લઈને આવશે.

વૈષ્ણવજન

## કૃપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪.... | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .... .... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .... .... | ૦–૨૦ |
| શ્રીરામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦–૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ. ૩ : : અંક. ૮ : દીપોત્સવી અંક નવેમ્બર : ૧૯૬૪

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુદીમાં અંક ન મળે તો, પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમા હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

### લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમા બાર શિલિંગ.

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ



....પરંતુ દેના બેંકના
સેવિંગ્ઝ કાઉન્ટર પર
આપે ખોટી નહી થવું પડે –
દેના બેંક
સેવિંગ્ઝ એકાઉન્ટ–વ્યાજ ૩ ટકા
દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિમિટેડ
રજીસ્ટર્ડ ઓફિસ: દેવકરણ નાનજી બિલ્ડીંગ્સ,
૧૭,હોર્નિમેન સર્કલ મુંબઈ-૧
ગાંધી મેનેજિંગ ડિરેક્ટર.

# વૈરાગ્યવૃક્ષ



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## ગુણાતીત વાયરો

સરોદ

વીતરાગભયક્રોધા મન્મયા મામુપાશ્રિતાઃ ।
બહવો જ્ઞાનતપસા પૂતા મદ્ભાવમાગતાઃ ॥
૪ ભ. ગી. ૧૦

કપડાં ય ગુણાતીત હોય છે, એ વાત ઝટ ગળે ઊતરે તેવી નથી. પણ આ દુનિયામાં એવી કોઇ ચીજ નથી કે જે ગુણમિશ્રિત ન હોય અને આ દુનિયામાં એવી પણ કોઇ ચીજ નથી કે જે હરિકૃપાથી ગુણાતીત ન થાય. વ્રજની રજ દેખીતી બીજી રજ જેવી જ છે, પણ તેનો મહિમા અનોખો છે. તીર્થસ્થાનનું આ પ્રકારનું માહાત્મ્ય કોણ સમજે છે, કોણ સમજવા પ્રયત્ન કરે છે? તીર્થસ્થાને જઈ પ્રથમ તે સ્થાનની કથા વાંચવી વંચાવવી, તેનું કારણ આ જ છે. પ્રાણપણે જેનો સંગ કરવો છે તે સંગ શેનો છે, તે જાણવું અતિ આવશ્યક ગણાય. પણ હવે એ દૃષ્ટિ રહી નથી અને રહી છે તો વિરલમાં.

સંગ મોટી વાત છે. હરિથી સતત યુક્ત રહે તેને હરિ પોતા સરખો બનાવે છે. આવા હરિના સંગ માટે ઉત્સુક એક હરિભક્ત મોટી ખેપ ખેડી અગતરાઈથી વડતાલ આવેલ છે. મારગની રજે કપડાં રજોટાઈ ગયાં છે, સ્વેદથી લદબદ છે, ક્યાંક ફાટી પણ ગયાં છે. સ્વામીનારાયણના નામની ધૂન લગાવતો આવેલ આ ભક્ત શ્રીજી મહારાજનું દર્શન ઝંખે છે. નાવું, ધોવું, ખાવું, પીવું, બધું વિસારે પડેલ છે. સમગ્ર ચેતન જાણે કે આંખમાં આવી વસેલ છે.

શ્રીજી મહારાજ આ સમયે સભામાં વિરાજમાન છે. દેશ પરદેશના હરિભક્તો વીંટળાઈ વળ્યા છે. ત્યાં આ હરિભક્ત ફાટેલાં અને મેલાં મસોતાં જેવાં કપડાં સાથે સભામાં પ્રવેશે છે. અને મીટ માંડી મહારાજને નીરખે છે. મહારાજના ચરણસ્પર્શ કરવાની તાલાવેલી છે, તે ય ઘડીભર દર્શનસુખમાં શમી જાય છે. પણ પહેલું દર્શનસુખ, પછી સ્પર્શસુખ પણ જોઇએ ને! તે હરિભક્તોમાંથી માર્ગ કરતો આગળ વધે છે. હરિભક્તો તેનાં મેલાં કપડાંથી બચવા ખસે છે. કોઇ નાક આડું કપડું ધરે છે. કોઇ અડધા ઊભા પણ થઈ જાય છે. મહારાજ આ જોઈ હસે છે ને જોરથી કહે છે, 'આવો પરવત ભગત!' પરવત ભગત મહારાજના ચરણમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે. મહારાજ ઊભા થઈ તેને ઉઠાડે છે અને પછી ભાવપૂર્વક ભેટે છે. આખી સભાના આશ્ચર્ય વચ્ચે તેને પોતાની પાસે ચાટ પર બેસાડે છે. હરિભક્તો વિચાર કરે છે કે જેનું મહારાજ આ રીતે સન્માન કરે છે તે મેલો ઘેલો માણસ કોણ છે? મહારાજે તેમની બધી ચેષ્ટા જોઇ છે, તેમનાં મનની વાત પણ કળી લીધી છે.

પરવત ભગતને પાસે બેસાડી શ્રીજી મહારાજ હરિભક્તોને કહે છે, 'હું તમને આજે એક પરમ ભક્તની ઓળખાણ કરાવું. આ છે અગતરાઈના પરવત ભગત. હરિની મૂર્તિનું અખંડ સ્મરણ કરે છે. તેમની લગની તો જૂઓ! ક્યાં અગતરાઇ અને ક્યાં વડતાલ! ત્યાં આટલો લાંબો પથ કાપી થાકને વિસારે પાડી અમારાં દર્શન માટે દોડી આવ્યા છે. આ લગન તેમના રોમે રોમમાં જ નહીં પણ તેમનાં કપડાંના તાણે વાણે વ્યાપી ગઈ છે. તમે તેને મેલા જાણી કપડાં સંકોર્યાં, આઘા ખસી ગયા, અડધા ઊભા થઈ ગયા! હે હરિભક્તો! હું તમને શું કહું? તમે ભારે ખોટ ખાધી છે. પરવત ભગતના ચોરણાનો વાયરો પણ તમને અડી ગયો હોત તો તમારાં અંતઃકરણ શુદ્ધ થઈ જાત એ તો ત્રિગુણાતીત વાયરો છે. પણ ખેર! તમે માત્ર બહારનો દેખાવ જોયો, ભીતરનો ગુણ નહીં.'

હરિભક્તો શરમથી નીચાં મોં કરી ગયા છે પરવત ભગત ઊભા થઈ મહારાજને હાથ જોડી કહે છે, 'મહારાજ! હું તો આ હરિભક્તોની ચરણરજ છું.'

મહારાજ પરવત ભગતને ફરી હેતપૂર્વક ભેટે છે. પછી હરિભક્તોને કહે છે, 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, ભક્તો! આમ ઓછપાઇ ગયે નહીં ચાલે. પરવત ભગતને હેતપ્રીતથી મળો અને ગુણ તીત વાયરા ઝીલો.'

હરિભક્તો પરવત ભગતને ભેટી ભેટીને મળે છે. આખી સભા ઉપર ગુણાતીત વાતાવરણ છવાઇ જાય છે. શ્રીજી મહારાજ અમૃતભરી આંખે આ અનુપમ દૃશ્ય જોઈ રહે છે.

---

## યુવાન્વની ક્ષણે

જુવાની સરખુ બધું જ બસ દેખીતું આમ તો;
પરંતુ વયની અદીઠ તનુ ઇંદના ચાહશી
જવાઈ કરી રેખ તે ફરી જ, જાણુ રૂકે ના કશી,
કશુંક પલટાયું; ના રસ જ પૂર્વ શો જામનો;
વહે રુધિર એ જ, વેગ પણ હોય, ના નૂતન;
ચલંત હજી એ જ અંત્ય ક્ષણ,જે દીધો યૌવને;
પળેપળ શમત બેઉ લહું: ઉષ્ણતા—વેગને;
જલોનું અટકી ગયું કયહીક પર્વ—ઉત્કર્ષણ;

નિહાળી રહું ઓટને નીંતરતી ઉદાસીન હું:
કદી પવન ફર્ફરોથી જળ ઊઠતાં મર્મરી,
ન ઝાળ વડવાનલોની ભ્રમ, ગ્લાનિ રૂંધે ઊભળી;
સુદૂર જતું સ્વપ્ન, શ્રાન્ત નિરખી રહું દીન હું.

સમુદ્રપટ ઓટમાં ય નહિ સાવ ઊર્મિવનો,
નીચે—ઉપર ક્યાંય કિંતુ ખળકો ન ખેંચાણનો.

—ઉશનસ

# પરિભ્રમણ

આશુતોષ

## ટોકિયો ઑલિમ્પિક

દર વર્ષે રમાતી ઑલિમ્પિકમાં છેક ૧૯૨૮થી ૧૯૫૬ સુધી (આઠ વખત) લાગલાગટ ભારતે હોકીમાં વિશ્વવિજેતાપદ સાચવી રાખ્યું હતું. ૧૯૬૦માં રોમ ખાતેની ઑલિમ્પિક રમતોમાં એ પદ પાકિસ્તાને ખૂંચવી લીધું હતું તે આ વખતે ટોકિયામાં પાછું મેળવીને પોતાનું ગૌરવ ભારતે નિઃશંક સ્થાપ્યું છે. ટોકિયો ખાતેની આ વર્ષની રમતોમાં ૯૪ રાષ્ટ્રોના ૭૦૦૦ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. યજમાન દેશ તરીકે જાપાને પોતાના રાષ્ટ્રની પ્રતિષ્ઠામાં, અને પ્રજા તરીકે એશિયાની પ્રજામાં અજોડ ભાત પાડતી કીર્તિમાં વધારો કર્યો છે. આવી રમતોમાં અબજો રૂપિયાનું ખર્ચ થાય છે અને જાપાન સિવાય કોઈએ એશિયામાં પહેલ કરી નથી. ભારતની વાત કરીએ તો હોકીને બાદ કરતાં, રમતોની બીજી કોઈ સ્પર્ધામાં આપણા ખેલાડીઓનું ખમીર ઝળક્યું નથી. જાપાને લગભગ દરેક સ્પર્ધામાં 'એથ્લેટસ' ઊતાર્યા હતા જ્યારે આપણે માટે એક માત્ર 'હોકી' તરણોપાય બની શકે છે તે બાબત ઉપર રાષ્ટ્રની શારીરિક સંપત્તિમાં હિત ધરાવનારાઓએ વિચારવું ઘટે છે. હાર અથવા જીત મહત્ત્વની નથી. ખેલાડી માટે મહત્ત્વનો મુદ્રાલેખ તો તેણે રમગમતમાં ભાગ લેવાનો છે અને ઑલિમ્પિક મહોત્સવ, તેને વિશ્વબંધુત્વના ઓપ સાથે રજૂ કરે છે. ૧૮મી ટોકિયો ઑલિમ્પિકની પૂર્ણાહુતિ એટલી જ ભવ્ય અને દિલચસ્પ હતી. હવે પછીનો મહોત્સવ ૧૯૬૮માં મેક્સિકો ખાતે રમાશે.

## અમેરિકાના ગાંધીનું બહુમાન

ચાલુ વર્ષે શાંતિ માટેનું નોબલ પ્રાઈઝ અમેરિકાના શાંતિપ્રિય હબસી નેતા ડૉ. માર્ટિન લ્યુથર કિંગને ફાળે જાય છે. આવું ઇનામ મેળવનાર ૩૫ વર્ષના ડૉ. કિંગ સૌથી નાના છે. તેમણે રંગભેદ સામેની પોતાની લડતમાં અસાધારણ સંયમ અને સહિષ્ણુતા દર્શાવ્યા છે જે તેમની જાતિમાં અસંભવ લાગે છે તેથી જ તેમને અમેરિકાના ગાંધી કહેવામાં આવે છે. હૃદય પરિવર્તન કરીને સામા પક્ષનું દિલ જીતવાની રીત તેમણે પહેલેથી જ અખત્યાર કરી છે.

રંગભેદના પ્રશ્ન ઉપર જ્યારે લાગણી એકાએક પ્રજ્વળી ઊઠે છે—રમખાણો ફાટી નીકળે અને હિંસાનો આશરો લેવામાં આવે છે ત્યારે શાંતિ અને ઉદારપણાનો માર્ગ ચીંધીને ડૉ. કિંગે તેમના છેલ્લા પુસ્તકમાં કહ્યું છે કે શા માટે થોડો વધુ વખત રાહ જોઈને એક તક સામા પક્ષને ન આપવી? અત્રે એ યાદ રાખવું ઘટે કે રંગભેદના પ્રશ્ન ઉપર જ પ્રમુખ કેનેડીનું ખૂન કરવામાં આવ્યું હતું. ડૉ. માર્ટિન કિંગને નોબલ પારિતોષિક આપીને, સમિતિએ, સત્યમાર્ગે જતા સામાન્ય માનવીનું બહુમાન કર્યું છે.

## ધર્મક્ષેત્રે કુરુક્ષેત્ર

દિવાળીનું પર્વ પૂરું થયું એટલે નહીં પણ દિવાળી અને ફટાકડાનો સંબંધ કંઈક વર્ષોથી બંધાઈ ચૂક્યો છે અને ચીનાઈ ફટાકડાને નાતે, ચીન સાથે ભાવાત્મક ઐક્ય વર્ષો સુધી જાળવ્યું છે; વાત હવે ફટાકડામાંથી, અણુબોમ્બ અને હાઇડ્રોજન બોમ્બ સુધી વણસી ગઈ છે અને તે એક યુદ્ધખોર અને બીનજવાબદાર રાષ્ટ્રના હાથમાં જઈ ચડી છે. તાજેતરમાં ચીની આક્રમણનો દિવસ આપણે ઊજવ્યો ત્યારે ચીને પણ 'એટમ બોમ્બ' ફોડીને વિશ્વના શાંતિચાહક દેશોને તમાચો મારી લીધો છે. ચીનના બોમ્બમાં કાંઈ ભલીવાર નથી એવું કહેનારાઓને, બોમ્બનું, અમેરિકાએ કરેલું પૃથક્કરણ સાંભળીને અરેરાટી છૂટશે; આ કાંઈ કાગળ ઉપરનો વાઘ નથી, એમ ખુદ અમેરિકા કબૂલ કરે છે. તો હવે જે પળ જાય છે તે કિંમતી છે. ધર્મક્ષેત્રે કુરુક્ષેત્ર શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને જે બોધ આપેલો તેને અમલમાં મૂકવાનો સમય ક્યારનો પાકી ગયો ગણાય. અમેરિકા અને રશિયા જેવા અતિ સમર્થ દેશો પણ પશુબળનું

પ્રદર્શન કરવામાં માનતા નથી. ચીન એ એક જ એવું રાષ્ટ્ર છે જે તલવારના જોરે પ્રશ્નો હલ કરવા માગે છે અને ભારતની કમનશીબી એ છે કે તે એનું પડોશી છે.

## વિજયંત

ભારતમાં જ બનેલી પ્રથમ રણગાડીના નામકરણ વિધિ મ.ટે. ૨૪મી ઓક્ટોબરે સંરક્ષણ પ્રધાન શ્રી ચવ્હાણના પ્રમુખપદે એક સમારંભ ગોઠવવામાં આવ્યો હતો અને અવાડી ખાતે બનેલી રણગાડીની ચકાસણી કરવામાં આવી હતી. એકદમ સીધાં ચઢાણ તેમજ પર્વત જેવી ખડકાળ ભૂમિ માટે ઉપયોગી થાય તેવી મધ્યમ કક્ષાની ટેન્ક 'વિજયંત' છે, અને સરખામણી માટે, સાથે મૂકવામાં આવેલી વિદેશની બનાવટોની તે બરોબરી કરી શકે છે. દેશના સંરક્ષણ માટે સ્વાવલંબી બનવાની દિશામાં આ એક મહત્ત્વનું પગલું છે, અને હવે તેના જથ્થાબંધ ઉત્પાદન ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું પડશે.

## સુસ્વાગતમ્

આંતરરાષ્ટ્રિય યુકેરિસ્ટિક કોન્ગ્રેસ (ખ્રિસ્તી ધર્મ પરિષદ) મુંબઈ ખાતે મળી રહી છે તેના આશ્રયે ભારત સરકારે, નામદાર પોપને ભારત પધારવાનું આમંત્રણ આપ્યું છે અને તેમણે સ્વીકાર કર્યો છે તે એક શકવર્તી બનાવ છે.

સામાન્ય રીતે પોપ ઈટાલીની બહાર નીકળતા નથી. વર્તમાન પોપ પોતે ચાલુ વર્ષના જાન્યુઆરીમા જોર્ડન તથા ઇઝરાઈલની મુલાકાત લઇ સર્વ પ્રથમ એ પ્રણાલિકામા ભંગ કર્યો અને ત્યાર પછી સ્વદેશ બહાર બીજી સફર ઇતિહાસમાં ભારતની નોંધાશે. આટલી લાંબી મુસાફરી પણ પોપ ઇતિહાસમાં પહેલી જ વાર કરશે.

પોપ પોલ વિનમ્ર સાધુચરિત, સમન્વયવાદી ધર્મગુરુ છે. તેઓ માને છે કે ખ્રિસ્તી ધર્મે અતડા રહેવાની જરૂર નથી. આ દેશની મુલાકાત ટાણે તેમણે ઇચ્છા દર્શાવી છે કે ભારતની ધર્મપ્રણાલિકા ન લોપાય તે રીતે તેમનું આતિથ્ય થાય તો તેમને વધુ ગમશે. તેમજ તેમની મુલાકાતના સમયમાથી થોડો સમય ગરીબ અને દીનહીન વચ્ચે ગાળવાનું પસંદ કરવામાં ઇશુખ્રિસ્તનો માનવતાવાદી રણકાર તેમણે ગૂંજતો કર્યો છે. માત્ર મુંબઈ નહીં, સારું ભારત તેઓશ્રીનો ભાવભીનો સત્કાર કરશે.

## ન જાણ્યું જાનકીનાથે

રશિયાના રાજકીય તખ્તા ઉપરથી ક્રુશ્ચોવની વિદાય જગત માટે આશ્ચર્યચિહ્ન બની ગઇ છે. ક્રાન્તિના આ દેશમાં નાટકીય ઢબે થતી રાજકીય ઉથલપાથલો કાંઈ સાવ નવી નથી. પરંતુ રશિયા બહારની દુનિયામાં ક્રુશ્ચોવ એટલા લોકપ્રિય થઈ પડ્યા હતા કે સ્વ૦ નેહરુ તેમજ કેનેડી પણ તેમની શાંતિવાદી નીતિના પ્રશંસક હતા. સામ્યવાદી રીતરસમો તેમજ વિચારધારામાં જે આમૂલ ફેરફારો તેમણે અમલી બનાવ્યા તેથી એવી આશા દુનિયામાં બંધાણી કે શાંતિમય સહઅસ્તિત્વવાદ શક્ય છે. ક્યૂબાના મામલા વખતે અણુયુદ્ધ ફાટી નીકળવાની ક્ષણો ગણાતી હતી ત્યારે ક્રુશ્ચોવે પીછેહઠની જે ગુલાંટ મારી તેનાથી જગતના રાષ્ટ્રો અને રાજપુરુષો ચકિત થઈ ગયા હતા અને ચીન ઝંછેડાઈ ઊઠ્યું હતું. જો કે બળ વાપરવા કરતા બળ ન વાપરનાર આ મહાન મુત્સદ્દીને દુનિયાએ વધાવી લીધા હતા. ક્રુશ્ચોવે ઠેઠ સુધી ચીનને કોઠું આપ્યું નહીં, બલ્કે ભારતની મિત્રતા દૃઢ બનાવવા ચીનનો ખોફ પણ વહોર્યો. રશિયાના સામ્યવાદી રૂઢિચુસ્તોમાં તેઓ અપવાદ હતા અને તેમની સમન્વયવાદી નીતિ દુનિયા કદી ભૂલશે નહીં.

## તેર વર્ષના વનવાસ પછી

બ્રિટિશ ચૂંટણીમાં આ વખતે મજૂરપક્ષ નજીવી બહુમતિથી સત્તાસ્થાને આવી શક્યો છે. નવા નેતા શ્રી હેરોલ્ડ વિલ્સનની પ્રતિભા તથા બુદ્ધિમત્તા જગજાહેર છે તેમની મૌલિકતાથી બ્રિટિશ રાજકારણને નવો વળાંક આપી, કાંઈક આગવું પ્રદાન કરી શકે તેવાં ચિહ્નો દૃષ્ટિગોચર થવાં લાગ્યાં છે. જો કે નવી સરકાર પાંખી બહુમતિ મેળવી શકી છે પરંતુ પોતાની સરકારની સ્થિરતા દૃઢિભૂત કરવામાં વિલ્સન સફળ નીવડશે. ખાસ કરીને પ્રોફ્યુમો પ્રકરણથી રૂઢિચુસ્ત સરકારની આબરૂને ભારે આંચકો લાગ્યો હતો અને મેકમિલનની વિદાય પછી, સર એલેક ધીમગુ મારીને આગળ ધપી રહ્યા હતા; જ્યારે શ્રી વિલ્સન માટે મેદાન ચોખ્ખું અને સ્વચ્છ છે. ~

[અનુસંધાન પૃષ્ઠ ૩૦૭મે



## માનવતાનો મેરૂ ગયો

શ્રી ચંપકભાઈ વોરાના જીવનેજુ અંકરમાંતને પરિણામે નિપજેલા અવસાનનો આઘાત શમ્યો નથી ત્યાં બીજે જ દિવસે દુઃખદ સમાચાર જાણવા મળ્યા, કે આદરણીય શ્રી વૈકુંઠભાઈ સ્વધામ સીધાવ્યા કેવળ અંધેરી કે મુંબઈને જ નહી પણ સારાયે ગાંધી જગત અને સહકારી સમાજને અજવાળતો દીપ બુઝાઈ ગયો

આપણા દેશમા સહકારી પ્રવૃત્તિના મંડાણ કરવામા અને એના વિકાસ સાધવામા શ્રી વૈકુંઠભાઈના પિતા શ્રી લલ્લુભાઈ શામળદાસે અસાધારણ ફાળો આપ્યો છે, પિતાની તરફથી મળેલા આ વારસાને શ્રી વૈકુંઠભાઈએ સહકારી સિદ્ધાન્તની એકધારી ઉપાસના કરીને વિકસાવ્યો અને દિપાવ્યો મુંબઈ જેવી નગરીમા સહકારી બેંકની જવાબદારી સંભાળતા સંભાળતા એમનુ દિલ તો પ્રદેશના પછાત ગણાતા વિસ્તારોમા સમાજના નીચલા થરના લોકોના દુઃખથી દાઝતુ હતુ સહકારી પ્રવૃત્તિ દ્વારા એમના જીવનમા નવી આશા, નવી રોશની પ્રગટાવવા એમણે મૂગા મૂગા જે અવિરત પ્રયાસો કર્યા છે એ સહકારી ઇતિહાસનુ સોનેરી પ્રકરણ છે સહકારી પ્રવૃત્તિમા એમની અવિચળ શ્રદ્ધાથી, સહકારી સિદ્ધાન્તો અંગેની એમની સાફ દૃષ્ટિથી, સહકારી સંસ્થાઓના શુદ્ધ અને પ્રમાણિક વહીવટ માટેની એમની ખબરદારીથી અને સહકારી સમાજ અંગેના એમના પ્રેરક દર્શનથી સારાએ ભારતની સહકારી પ્રવૃત્તિના તેઓ આધાર સ્થંભ બની રહ્યા અનેક પૂર્વગ્રહો, આફતો અને મુશ્કેલીઓમાથી માર્ગ કાઢીને આગળ ધપવા મથતી સહકારી પ્રવૃત્તિને શ્રી વૈકુંઠભાઈના અવસાનથી ભારે ફટકો પડ્યો છે

શ્રી વૈકુંઠભાઈ ગાંધીજીના અંતેવાસી તરીકે ભલે કોઈ આશ્રમમા રહ્યા ન હોય પણ અંધેરીના એમના નિવાસમા એમણે સદાયે આશ્રમજીવનની સાધના કરી છે ગાંધીજીના અંતેવાસી તરીકે એમને જગતે ભલે જાણ્યા ન હોય પણ તેઓ દૂર રહ્યા રહ્યા પણ ગાંધીજીની વધુમા વધુ નજીક હતા એમણે ભલે સત્યના કાર્યક્રમમા ભલે પોતાની સેવા આપી ન હોય પણ મુંબઈમા રહ્યા રહ્યા એમણે ખાદીજગતની જે નિષ્ઠાપૂર્વક સેવા કરી છે એ અજોડ છે. ગ્રામોદ્યોગ કે ગ્રામસેવા માટે એમણે ભલે કોઈ ગામડામા બેસી જીવનને ધૂણી ધખાવી ન હોય પણ અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘના પ્રારંભકાળથી જ એની સાથે ઘનિષ્ઠ સંબંધોથી સંકળાયેલા રહીને ગ્રામોદ્યોગનુ શાસ્ત્ર નિર્માણ કરવામા અને ગ્રામોદ્યોગના કાર્યક્રમને વ્યવહારૂ રૂપ આપવામા એમણે જે ફાળો આપ્યો છે એ અદ્ભુત છે

ગાંધીજીના સિદ્ધાન્તોને, ગાંધીજીના દર્શનને, ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને કેવળ સમજવાનો જ નહી પણ જીવનમા આચરવાનો એમનો સતત

પુરુષાર્થ રહ્યો હશે. ખાદી કમિશનના અધ્યક્ષ શ્રી ઢેબરભાઇએ એમને અંજલિ આપતાં બહુ જ સાચું કહ્યું કે ગાંધીજીના આદર્શનું જો કોઇએ અક્ષરશઃ પાલન કર્યું હોય તો તે શ્રી વૈકુન્ઠભાઇએ કર્યું હતું.

નમ્રતા, વિનય, સજ્જનતા, અને નિખાલસતા ઇત્યાદી ગુણોને અવતાર ધારણ કરવાનું મન થયું અને વૈકુન્ઠભાઇ રૂપે એમણે દેહ ધારણ કર્યો એમ કહી શકાય. અજાણ્યા માણસને પણ એમની પાસે અજાણ્યાપણું લાગે નહીં. કોઈ મુંઝાયેલો કાર્યકર કશા પરિચય ન હોય તો પણ રોકટોક વિના એમની પાસે સરળતાથી પહોંચી શકે અને પ્રેરણા તથા બળ મેળવી પ્રસન્ન થઇને પાછો ફરે. કડવું વેણ એમની જીભે કદી બહાર નીકળી શક્યુ નહીં. સદાય સાથે રહેતાં અને કામ કરતા સાથીઓને અને મિત્રોને પણ અકળામણ થાય એટલી હદ સુધીની એમની નમ્રતા. જેવો નિર્મળ એમનો દેહ, એથીયે વિશેષ નિર્મળ એમનું દિલ. કોમળ કાયા અને કોમળ દિલ દ્વારા છતા સિદ્ધાન્ત માટેની એમની અડગતા અને વિચારોની એમની મક્કમતા ભાગ્યે જ બીજે જોવા મળે. પરંતુ આ અડગતા અને મક્કમતા જ સૌજન્યનો જે ઓપ ચડેલો એથી, કોઇને એમની સાચી વાત કડી નથી બલ્કે સૌના તરફથી એમને આદર અને માન જ મળતાં રહ્યાં છે. શ્રી વૈકુન્ઠભાઇ માટે કોઇના પણ દિલમાં વિરોધ કે દુઃખ હોય એવું જોયુ નથી. એમને અંજલિ આપતા શ્રી શાંતિભાઇ શાહે ખરું કહ્યું કે અજાતશત્રુની વાતો તો ઘણી સાંભળી છે, પણ અજાતશત્રુને નજરે નિહાળવાનો લાભ મળ્યો હોય તો એ શ્રી વૈકુન્ઠભાઇ હતા. તેઓ સાચા અજાતશત્રુ હતા.

સુગઇના ધમાલિયા જીવન વચ્ચે પણ તેઓ શાન્તિથી અને નિરાંતથી એમની પળેપળ રચનાત્મક દૃષ્ટિએ સમાજના ઘડતર કાર્યમાં અર્પી રહ્યા હતા. રાજ્યશાસનમાં આવી રચનાત્મક દૃષ્ટિ આવશ્યક અને અનિવાર્ય લેખીને એમને શ્રી ખેર સાહેબના પ્રધાનમંડળમાં જોડાવા માટે ચૂંટણી લડવાનું કહેવામાં આવ્યું. પણ શ્રી વૈકુન્ઠભાઇ રાજકારણનો જીવ નહોતા. એમને પોતાની અનિચ્છા અને અશક્તિ દર્શાવ્યા. અંતે શ્રી ખેર સાહેબે બાપુની સહાયતા લીધી. શ્રી વૈકુન્ઠભાઇએ બાપુનો આદેશ માથે ચડાવ્યો. મુંબઇ રાજ્યના નાણાં પ્રધાન તરીકે એમણે રાજ્યશાસનમાં પાડેલી નવી કેડીઓ કદી ભૂંસાશે નહીં.

ખાદી ગ્રામોદ્યોગ ઇત્યાદિ રચનાત્મક કાર્યક્રમે દેશને જાગૃત અને સંગઠિત કરવામાં મહત્વનો ફાળો આપ્યો છે. આઝાદી હાંસલ કર્યા પછી રાષ્ટ્રના નવઘડતરમાં, સમાજની નવરચનામાં આ કાર્યક્રમને વિશેષ મહત્ત્વનું સ્થાન હોવું જોઇએ એ આશયથી કેન્દ્ર સરકારે ખાદી અને ગ્રામોદ્યોગ બોર્ડની રચના કરી. વહીવટી માળખામાં રહીને ખાદી ગ્રામોદ્યોગના રચનાત્મક કાર્યક્રમને વિકસાવવો અને વિસ્તારવો એ લોઢાના ચણા ચાવવા જેવી વાત હતી. શ્રી વૈકુન્ઠભાઇને ફાળે આ બોર્ડના અધ્યક્ષ તરીકેની જવાબદારી આવી. એમની સિદ્ધાન્તનિષ્ઠા, વ્યવહારદક્ષતા અને નમ્રતા સાથેના કુશળતાને કારણે બોર્ડ દ્વારા દેશભરનાં ખાદી અને ગ્રામોદ્યોગનો ઝડપી અને અસાધારણ વિકાસ સાધી શકાયો છે.

ખાદી ગ્રામોદ્યોગ બોર્ડના અધ્યક્ષસ્થાનેથી નિવૃત્ત થયા પછી પણ ખાદી અને ગ્રામોદ્યોગ બોર્ડની તેમજ અન્ય રચનાત્મક પ્રવૃત્તિઓને એમની અવિરત સેવા મળતી રહી. જીવનના અંત સુધી આ કર્મયોગીનો યોગ ચાલુ રહ્યો.

શ્રી વૈકુન્ઠભાઇ પોતાનું જીવન તો ધન્ય ધન્ય બનાવી ગયા. પરન્તુ એમના અવસાનથી કેવળ મહારાષ્ટ્ર કે ગુજરાતને જ નહીં પણ સારાએ દેશને ભારે મોટી ખોટ પડી છે. 'માનવધર્મ'ના મહાન ઉપાસકે આપણી વિદાય લીધી છે. ગાંધીયુગનો એક આધાર સ્થંભ તૂટી પડ્યો છે. પરન્તુ માનવતાના મેરુ સમા શ્રી વૈકુન્ઠભાઇ આપણે માટે જીવનનો ઉજળો આદર્શ મૂકી ગયા છે. એમના જીવનને સમજવાનો અને અનુસરવાનો પ્રયત્ન કરીએ એ જ એમને આપણી સાચી અંજલિ લેખાય. પ્રભુ એમના આત્માને શાન્તિ અર્પો.

## વીર યોદ્ધો વિદાય થયો

વર્તમાનપત્રમાં "શ્રી ચંપકભાઇ ચેરાનું દુઃખદ અવસાન" એવું મથાળું વાંચીને આકરો આઘાત

અનુભવ્યો. યમરાજ કદાચ ભૂલા પડીને બારણું ખખડાવે તો પણ હાથમાં લીધેલા લોકહિતના કાર્યો પૂરાં ન થાય ત્યાં સુધી મને ફુરસદ નથી, એમ કહીને મોતને પાછું વાળે એવી ખુમારીથી અને ધગશથી રાત દિવસ સેવા કાર્યમાં રચ્યાપચ્યા રહેનાર શ્રી ચંપકભાઈ આમ અચાનક કેમ ચાલી નીકળ્યા એનું આશ્ચર્ય સમતું નથી.

પણ મહાભારતનો ઇતિહાસ કહે છે કે કુરુક્ષેત્રના મેદાન ઉપર જેમનો મુકાબલો ભારે પડતો એવા સુભટોને મહાત કરવા અંતે પ્રપંચનો આશરો લેવો પડતો. સ્વાતંત્ર્ય સંગ્રામના સૈનિક તરીકે વેઠવી પડેલી અનેક યાતનાઓને પરિણામે આવી પડેલ ક્ષય જેવી, એ વખતે લેખાતી જીવલેણ બિમારીને પણ ન ગાંઠનાર શ્રી ચંપકભાઈને પથારીમાં પછાડવાની તો યમરાજની હિંમત ચાલે એમ નહોતી. એટલે એમણે પણ શ્રી ચંપકભાઈને પોતાની ઝપટમાં લેવા માટે અંતે પ્રપંચનો જ આશરો લીધો. તા. ૨૬મીએ શ્રી ચંપકભાઈ રાજકોટમાં અગત્યની એક બેઠકમાં હાજરી આપીને નિરાંતે ઘેર જઈ રહ્યા હતા, વચ્ચે જ એમની રીક્ષાને અકસ્માત નડ્યો. ઘેર જઈ રહેલા ચંપકભાઈને બેભાન અવસ્થામાં હોસ્પિટલ લઈ જવા પડ્યા. અકસ્માત જીવલેણ નીવડ્યો અને તા. ૨૭મીએ બપોરે શ્રી ચંપકભાઈ 'મારે સૂઈ જવું છે.' એવા અંતિમ શબ્દો બોલીને થોડી વારે જ, ચીર નિદ્રામાં પોઢી ગયા.

૧૯૩૦માં બાપુએ આદરેલા સ્વાતંત્ર્ય સંગ્રામમાં હોમાવાની દેશના જુવાનોને હાકલ પડી. દેશકાજે ખપી જવાની તમન્નાથી અનેક જુવાનો સત્યાગ્રહ સંગ્રામમાં સૈનિક તરીકે જોડાયા. નસેનસમાં સ્વાતંત્ર્ય માટે મરી ખૂટવાની ભાવનાવાળા ચંપકભાઈ નિશાળની પાટલી પકડીને થોડા બેસી રહે? એમણે પણ જંગમાં ઝૂકાવ્યું. કેટલાકે જુવાનોએ ધારણ કરેલો સૈનિક વેશ સમય જતાં છોડવા માંડ્યો. પણ શ્રી ચંપકભાઈએ ધારણ કરેલો સૈનિકનો વેશ જીવનના અંત સુધી જાળવી જાણ્યો. સ્વાતંત્ર્ય સંગ્રામમાં એમણે ખુમારી અને ખમીરનો પરિચય દેખાડ્યો. ૧૯૪૨ના આખરી સંગ્રામમાં તો સત્યાગ્રહના સૈનિકોની આકરી કસોટી હતી. પણ શ્રી ચંપકભાઈ પાછી પાની કરવાના પાઠ શીખ્યા જ નહોતા. સંગ્રામનો મોરચો મોળો પડે ત્યારે શ્રી ચંપકભાઈ એમના શુભેચ્છ સાથીઓને લઈને ગ્રામસેવાના કાર્યમાં ગુંથાઈ જતા.

૧૯૪૭માં દેશ સ્વાધીન થયો. રાજકીય આઝાદી હાંસલ થઈ. પરન્તુ જ્યાં સુધી આર્થિક અને સામાજિક આઝાદી હાંસલ ન થાય ત્યાં સુધી સાચા સૈનિકોને મન તો સ્વાતંત્ર્ય સંગ્રામ ચાલુ જ હતો. સંગ્રામ ચાલુ હોય ત્યાં સુધી સૈનિક આયુધ છોડી શકે નહીં. રાજકીય આઝાદી મળતાંની સાથે જ શ્રી ચંપકભાઈ આયુધ ઉતાર્યા વિના આર્થિક અને સામાજિક દૃષ્ટિએ આઝાદી હાંસલ કરવાના કાર્યમાં સૈનિકની અદાથી કામે લાગી ગયા.

સહકારી પ્રવૃત્તિ એ શ્રી ચંપકભાઈને મન મહત્ત્વની સાધના હતી. સહકારી પ્રવૃત્તિમાં આવી પડતી નાની મોટી અનેક મુશ્કેલીઓનો ઝનૂનપૂર્વક સામનો કરીને માર્ગ કાઢવાની એમની પાસે અનોખી કળા હતી. 'સહકાર' પત્ર દ્વારા એમણે સહકારી સમાજની ભારે ઉપકારક સેવા બજાવી છે.

રાજકારણ એમને મન સાધ્ય નહીં પણ સાધન હતું. રાજકોટની શહેર સુધરાઈમાં એમણે સભ્ય તરીકે અને પ્રમુખ તરીકે જે સેવા આપી છે, એ એનો પુરાવો છે. શહેર સુધરાઈ એ એમને, મન સત્તા કે મોભાની સાહબીનું સ્થાન નહીં પણ લોકોના કલ્યાણ માટે અને શહેરના વિકાસ માટે અસરકારક અને પવિત્ર સંસ્થા હતી. રાજકોટ શહેર સુધરાઈ દ્વારા એમણે રાજકોટના વિકાસમાં તો લાંબા સમય સુધી ભૂંસાય નહીં એવો મહત્ત્વનો ફાળો આપ્યો જ છે પરન્તુ સાથે સાથે સ્થાનિક સ્વરાજના ક્ષેત્રે પણ કિંમતી સેવા નોંધાવી છે.

પત્રકારિત્વ અને સાહિત્યની પણ એમણે જીવનભર નિષ્ઠાપૂર્વક ઉપાસના કરી છે. જીવનમાં વણાયેલી રચનાત્મક દૃષ્ટિને કારણે એમણે પત્રકારિત્વ અને સાહિત્યના ક્ષેત્રમાં પણ નવી ભાત પાડી છે.

છેલ્લા કેટલાક વર્ષોથી રાજકોટ એ શ્રી ચંપકભાઈનું કાર્યક્ષેત્ર બની રહ્યું જણાતું હતું. પરન્તુ એમના વિચારો અને કાર્યોનો પ્રભાવ તો સારાએ

સૌરાષ્ટ્રમાં પથરાતો રહ્યો છે. એમના અવસાનથી કેવળ રાજકોટને જ નહીં પણ સારાય સૌરાષ્ટ્રના જાહેર જીવનને ન પૂરાય એવી વસમી ખોટ પડી છે.

શ્રી ચંપકભાઈના અવસાનથી આપણે દેશની મુક્તિ કાજે સાઈયે જીવન હોડમાં મૂકીને સંગ્રામ ખેલનારા વીર યોદ્ધો, લોકહિત કાજે ભેખ ધારણ કરેલો સાચો ત્યાગી, અખૂટ શ્રદ્ધા સાથે રચનાત્મક પ્રવૃત્તિને વરેલ નિષ્ઠાવાન કાર્યકર, અનેક યુવાનોના જીવનમાં જોમ, ઉત્સાહ અને પ્રેરણા સિંચનાર આગેવાન, અને જનતાની યાતના તથા દુઃખને પોતાનાં ગણી એના નિવારણ અર્થે પોતાની કાયા ઘસી નાખનાર વીરલ સેવક ગુમાવ્યો છે.

શ્રી ચંપકભાઈએ સૈનિકની અદાથી અને ત્યાગની ખુમારીથી જીવન જીવી જાણ્યું, જીવન સાર્થક કરી જાણ્યું. 'મારે સૂઈ જવું છે.' એવા અંતિમ શબ્દો સાથે એમણે મૃત્યુને પણ વધાવી જાણ્યું. એમનું જીવન અને એમનું કાર્ય નવી પેઢીને પ્રેરણા અને બળ સિંચ્યા કરશે. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો.

---

## ગમે છે છૂટથી ફરવું

નથી મારી કને મારું ય પણ કોઈ સ્મરણ સાકી;
ગઇ છે શૂન્યમાં પલટાઈ મારી સાંભરણ સાકી.
નથી મળતું જીવનમાં રોજ અંગૂરી ઝરણ સાકી;
મને પણ થાય છે પીધા કરું હું આમરણ સાકી.
અભર જો હું છું તો ક્યાં તું નથી અંબરાભરણ સાકી;
તું બેઠા હું સ્વીકારું અન્યનું શાને શરણ સાકી
જગા થોડી ઘણીયે ત્યાં અપાવી ના શકે મુજને?
નથી હું ચાહતો ચક્ષુઓ—ચાહું છું ચરણ સાકી
દિસે છે દૂરથી જે પારદર્શક કાચના જેવી;
એ કીકી પણ અનોખી ધાતુનું છે આવરણ સાકી.
ખુલ્લા મેદાનમાં એને ગમે છે છૂટથી ફરવું;
કે આ હૈયું ય મારું છે હકીકતમાં હરણ સાકી.
નહીં તો મેઘધનુમાં હોય ના આવા સરસ રંગો
મને લાગે છે એ તારું જ છે કંઠાભરણ સાકી
અંજપો આંખમાં જોઈ નવાઇ, કેમ લાગે છે!
નહીં જો હું કરું તો કોણ કરશે જાગરણ સાકી!
દીવાલો, ટેકવી મસ્તક સદા નિંદર કરી લે છે..
દીવાનાઓ કને હોતું નથી કૈ પાંગરણ સાકી.
રહ્યું છે મુજ પર અજમાવી જીવન એ રીત ખોટી છે;
નહી એ રીતથી થાએ કદી મારું મરણ સાકી.
સુરાહી ટીકી ટીકી ક્યારની નિરખે છે 'ઘાયલ'ને
કરીજાએ નહી એ ક્યાંક, શાયરનું હરણ સાકી

—ઘાયલ

# મિલન



[ત્રણેક વર્ષ ઉપર જૂનાગઢમા ગુજરાતના ખ્યાત નામ કવિ રૂસ્વા મઝલૂમીનુ આગમન થયુ અને મિલન સસ્થાનુ બીજ વવાયુ આજે આ સસ્થા પાગરતી થયેલ છે જૂના નવા કવિઓના સત્વશીલ કાવ્યોના ફૂલ તેના પર મહોરેલ છે તેની ફોરમના આસ્વાદ માટે દર પખવાડિયે સાહિત્યરસિકો ભેળા મળે છે સસ્થા મુશાયરા યોજી આ ફોરમની લહાણુ પણ કરે છે જૂનાગઢ વેરાવળ અને માગરોળમા આ રીતે મુશાયરા યોજાયેલ છે અને તે સફળ ગયા છે વિશેષમા બહારગામના કોઈ સાહિત્યકાર જૂનાગઢ આવે છે તો આ સસ્થા તેને અચૂક આમત્રે છે અને તેની પાસેથી પ્રેરણા અને માર્ગદર્શન મેળવવા પ્રયત્નશીલ રહે છે બગીચાનુ મૂલ્ય તેના ફૂલોની ફોરમ પર છે આવી સસ્થાનુ મૂલ્ય તે સસ્થા દ્વારા પ્રેરણા પામેલ કવિઓની કાવ્યકૃતિઓ પર છે અહીં મિલન દ્વારા મહોરેલ થોડીક કાવ્યકૃતિઓ રજૂ કરેલ છે ગુજરાતમા આવી અન્ય મસ્થાઓ હશે. તે સસ્થા સકલિત કવિઓની કૃતિઓ મોકલશે તો 'વૈષ્ણવજન' તે સહર્ષ છાપશે. ગુજરાતને મહેકતુ રાખનાર આવી સસ્થાઓનુ મૂલ્ય અમારે મન ઘણુ છે ]

## રહી છે ફિકર મને

ઊડી ગઈ છે લઇને તમારી નજર મને;
માનુ તમારો પાડ જો આપો ખબર મને.
વેરાનીઓને દોસ્ત, હુ જાણી શકુ નહી,
જાણુ શુ હુ આ ઘર અને જાણે છે ઘર મને
રોઈ રહ્યો છુ એટલે હુ એની યાદમા,
મોતીથી કમ નથી કદી અશ્રુની સર મને
એ તો ગયા ને લેતા ગયા સર્વ રોનકો,
લાગે છે સૂમસામ હવે મારુ ઘર મને
અલગારી કૈક એવી તબીયત મળી ગઈ,
ભેટી પડી વસતમહી પાનખર મને.
સાવી રહી છે એને સદા ખોટ હસની,
ઝખી રહ્યું છે વર્ષો થયા માનસર મને
દુખિયાં દિલોનો માત્ર દિલાસો બની રહુ,
'રૂસ્વા' હમેશ એ જ રહી છે ફિકર મને

—રૂસ્વા મઝલૂમી

## વાર વાર કેમ ?

આવે છે યાદ નામ એનુ વાર વાર કેમ ?
કાયમ છે દૂર દૂર છતા ઇન્તેજાર કેમ ?
કાયમ રહી જો જાય ચમનમા તો ના નથી,
કિંતુ રહે છે બે ઘડી આવી બહાર કેમ ?
મ્હેફિલમા આજ કેમ શમા થરથરી રહી ?
કોઇને બાળી આજ કરે છે વિચાર કેમ ?
બાકી રહ્યુ છે શુ હવે, એ તો જરા કહો,
જખમો કરી કરી ને પછી સારવાર કેમ ?
લાગે છે આ જ લેખ વિધિના ફરી ગયા,
નહિતર જીવનના ક્રમમા આવા ફેરફાર કેમ ?
કો'દી 'શરર' એ યાદ તો કરતા હશે જરૂર,
એનો નહી તો દિલ ઉપર કાણુ ધરાર કેમ ?

—શરર લાખાણી

## સતત ચાલતા રહો

જીવન છે દોડધામ, સતત ચાલતા રહો
મૃત્યુ નથી મુકામ, સતત ચાલતા રહો

કોને ખબર છે, કેટલી લાંબી સફર હશે!
લીધા વગર વિરામ સતત ચાલતા રહો.
મંઝિલ છે દૂર દૂર ને, મારગ અજાણ્યું છે,
જોજો ન વીતે શામ, સતત ચાલતા રહો

જાવું છે એની પાસ તો બસ એક છે શરત,
છોડી બધો દમામ સતત ચાલતા રહો.
ઓળખ છે શું અધૂરી કે ઘરની ખબર નથી?
પૂછીને નામ ઠામ સતત ચાલતા રહો

થઇને પ્રફુલ્લ શું તમે ગમગીન થઇ ગયા!
હૈયે ધરીને હામ સતત ચાલતા રહો
—પ્રફુલ્લ નાણાવટી

## મનના મલોખા

ઉર શું ઉતારો જેને મનવી અનોખા,
મનના મલોખા આ છે મનના મલોખા

નિષ્પદ નિરંખી નેને
ચગળો છો ચિંત્ત જેને,
તરક તણખલાના ઊડે ખાલી ખોખા
મનના મલોખા આ છે મનના મલોખા

હૃદયે રમે છે ન્યારો
ઘટમાળને ઘડનારો,
પરખી લો એને તો ચખ થાય ચોક્ખા
મનના મલોખા આ છે મનના મલોખા

અતિ છે વિકટ આ રસ્તો,
ડગ દિયે એને ડસતો
કહે છે સરોદ, ધરવા કોઈના ન ધોખા
મનના મલોખા આ છે મનના મલોખા
—સરોદ

## સહારા માન્ય નથી

આ ધૂળ ધરાની વ્હાલી છે,
અંબરના તારા માન્ય નથી,
મઝધારમા અમને રહેવા દો,
એ તુચ્છ કિનારા માન્ય નથી

લાગે છે રૂપાળી અમને ખિઝાં,
કાયમની બહારે શું કરવી?
કાંટા ય ગમે, હંમેશ ફૂલોની સાથ
ગુઝારા માન્ય નથી

છે મોત સુધી આ મારી મજલ,
ત્યા સાથી શુ, સથવારા શુ?
આ પથ, ફનાને પથ, અમોને
કોઇ સહારા માન્ય નથી

એના જ થકી તો જીવુ છુ,
ના કેમ ગમે દિલના દર્દો?
છે સુખ તો ક્ષણિક, ઝાકળબિંદુના
ક્ષુદ્ર ઝગારા માન્ય નથી

જે દિવસે ગાતું ગીત ગઝલ
હૈયુ મુજ થઈ જાશે મૂગુ,
બસ, એ જ સમય હુ કહેવાનો,
અમને જ અમારા માન્ય નથી
—વિપિન કિકાણી

## છલકતાં જામ દેખાશે

પ્રણયનો કેફ પણ કેવો!
ચડયે ગુલફામ દેખાશે,
હશે બરબાદીઓ, વીટળાઇને
અભિરામ દેખાશે

તમારી સાદગીની વાત શી!
ઓવારણા લઇ લઉ,
ભલે ચૂંદડી ઢળ્યા
સુંદર સજેલી શામ દેખાશે

મને સાકીએ મયખાનામા
અગ્રસ્થાન આપ્યુ છે,
હરેક શીશા ઉપર મારું
લખેલુ નામ દેખાશે

બસ એની વ્હાલસોઈ એક
નજર કાયાકલ્પ સમજો,
બગડતા કામ પણ માનો
સુધરતા કામ દેખાશે

હવે 'બરબાદ' ચાલો એક
આગે મયકદે જઈએ,
સુરાહી બોલતી જોશુ,
છલકતા જામ દેખાશે
—બરબાદ

## હૃદયગાણું દબાયું ના

નથી એકે ય પળ એવી,
જીવન વાદળથી છાયું ના,
નથી પળ એવી કે એ
સામે મારાથી થવાયું ના.

જગત મારી મહોબતને
ગણે છે ભૂલ કારણ કે
વફાનું નામ લઈ ને
બેવફા મુજથી થવાયું ના.

સૂણ્યું છે મેં, બધાનાં
બંધનો તું તોડનારો છે;
નડયાં શું બંધનો તુજન
કે તારાથી અવાયું ના ?

વહેવા આંખ કેરો આશરો
લેવો પડયો એમે;
હૃદય જેવા હૃદયમાં
દર્દનું ઝરણું સમાયું ના.

ગઝલમાં આપમેળે વ્યક્ત
એ હર વખ્ત થઇ જાતું;
દબાવ્યું ખૂબ મેં તો યે
હૃદયગાણું દબાયું ના.

—ગોવિંદ મહેતી

## અભિસાર

પ્રિયે, આવો મારા કવિતસદને મંગલ પદે.
પ્રતીક્ષાના ગાઢા વિમલતમ-રંગો કર ધરી
અહીં આશાઓએ મધુજીવનનાં સ્વપ્ન ચિતરી
પૂરી છે રંગોળી મુજ સદનદ્વારે જ, વરદે!

અહીં ભક્તિ કેરું અવિરત ઝૂલે તોરણ રૂડું,
સજી છે દીવાલો પ્રણય કિરણે ને નયનમાં
જલે શ્રદ્ધાદીવો, મુજ હૃદયનું આસન મૃદુ
બિછાવી બેઠો છુ, તદપિ ઢીલ કાં આગમનમાં?

તમે આવો ન્હેં કાં? ઊણપ કંઈ આરાધન વિષે?
તમારી મૂર્તિનું નિશદિન તણું પૂજન અને
થતું શ્વાસે શ્વાસે તમ રટણ શું નિષ્ફળ જશે?
તમોને ઝંખું હું પ્રતિ પળ પ્રિયે, એ જ ભૂલ ને!

નહીં આવો તો યે સતત અભિસારે રહીશ હું;
તમારાં સ્વપ્નોને યુગ યુગ સુધી યે ચહીશ હું.

—આશ્લેષ ત્રિવેદી

## ફનાના રાહ ઉપર

હળવે હળવે પગલાં પડતાં
બેહોશ ફનાના રાહ ઉપર;
દિલ પ્હેલેથી શું પ્હોંચી ગયુ
નિજ દર્દતણી દરગાહ ઉપર!

આ કેવી કરામત છે વલ્લાહ!
આ કેવી કુદરત છે તૌબા!
વીતે છે જીવન, તો વીતે છે
કોઇ અશ્રુ ઉપર, કોઈ આહ ઉપર.

આ તારા નથી પ્રોજ્વલ કિંતુ
મુસકાન ગહેન છે ગેબ તણી;
આ કોણ મૂકે છે અંગારા
અમ દિલના જલતા દાહ ઉપર?

છે મયથી મને નિસ્બત એ ખરૂં;
પણ-નિસ્બત એ બેહદ તો નથી;
હું લાખ નિછાવર જામ કરું
સાકીની એક નિગાહ ઉપર.

ચાલે છે અનાદિથી કિસ્સો
તમ રૂપ અને અમ પ્રેમ તણો;
કાં નાહક ગુસ્સો ઠાલવો છો
દિલ શા નિર્દોષ ગવાહ ઉપર!

અબ એ તો અવસ્થા મારી નથી;
કોઇ લુત્ફ મને હો ગુનાહોથી;
તમ પ્રેમની પારાશીશી બને
મને નાઝ છે એવા ગુનાહ ઉપર.

ગાફિલ બનવાનું પુણ્ય ફળ્યું,
તરવાનું સાધન સ્હેલ મળ્યું;
દુનિયા છે તરંગોનો દરિયો,
તરતો રહું છું હું પ્રવાહ ઉપર.

—ગાફિલ

# મહાન પુરુષોનું બચપણ

શિવકુમાર

જ્યારે એ આઠ–નવ વર્ષનો હતો, ત્યારે એક દિવસ સુલાયમ પથારી ત્યજી, નીચે કઠણ જમીન પર સૂઈ ગયો.

ઠંડીના દિવસ હતા; લાદી પણ બરફ જેવી ઠંડીગાર હતી. છતાં, એ જમીન પર કશું પાથર્યા વિના સૂઈ રહ્યો.

સહસા માએ એને જગાડી પૂછ્યું :

'બેટા, આમ ભોંય પર કેમ સૂઈ ગયો છે! ઉઠ, પથારીમાં સૂઈ જા?'

એ બોલ્યો : 'મા! "જેને સંસારની સેવા કરવાની છે, એને દુઃખ વેઠવું પડતું હોય છે"– એવું મેં એક ચોપડીમાં વાંચ્યું હતું. આથી હું અભ્યાસ (મહાવરો) કરી રહ્યો છું, મા! આટલા માટે તો ભગવાન શંકર કૈલાસ પર્વતના સતત હિમ જેવા શિખર પર સૂઈ રહે છે!'

મા બિચારી શું જવાબ આપે? –

સાંભળી સડક જ થઈ ગઈ!

મનોમન રાજી થઈ અને દુઃખી પણ. ગુસ્સો ય (કદાચ) આવ્યો, અને દયા (વાત્સલ્ય) પણ!

પુત્રપ્રેમ અને માતૃપ્રેમ વચ્ચે જાણે અટવાઈ ગઈ. 'પુત્રને વારે (અટકાવે) વા પ્રોત્સાહિત કરે?!

*

એક દિવસ એ (છોકરો) સાંજના ઘરે પાછો આવ્યો નહિ.

મા બાપ ભાઈભાંડુ સવે ચિંતા કરવા લાગ્યા; અહિંતહિં ખોજવા લાગ્યા.

—પણ, પત્તો લાગ્યો નહિ.

એક દિવસ સહુએ જોયું કે, એ છોકરો થાકેલ-પાકેલ, વિખરાયેલ બાલ, મેલાં કપડાં પહેરેલ અવધૂત સી હાલતમાં ઘરે પાછો ફર્યો છે.

વિહ્વળ અને બહાવરી માએ મીઠડાં લેતાં પૂછ્યું :

'તું ક્યાં ચાલ્યો ગયો'તો? કહીને તો જવું'તું?'

એણે કહ્યું : 'જ્યાં હું ગયો'તો, ત્યાં જવાની રજા તું મને નહિ દેત. એટલે વિના પૂછ્યે જ ચાલ્યો ગયો'તો.'

માએ ધકધક થાતી પોતાની છાતીએ હાથ રાખી, મહાપરાણે આંખમાંના ઝળઝળિયાંને ખાળી રાખતે પૂછ્યું :

'આખર, તું ગયો ક્યાં'તો?'

એણે કહ્યું : 'મા, પાસેના ગામમાં એટલા જોરથી કોલેરા ફેલાયો હતો કે, લોક જીવતા બીમારોને ત્યજી ત્યજીને ગામ છોડી ભાગી ગયા. હું એ અનાથ-બીમારો–જેઓ તડપી તડપી જાન દઈ રહ્યા'તાં, તેઓની સેવા કરી રહ્યો હતો.'

—જાણે સાધારણ શી વાત કરી રહ્યો ના હોય એમ છોકરાએ જરાય અહોભાવ દાખવ્યા વિના સહજભાવે ઉત્તર આપ્યો.

—સાંભળી મા તો છળી જ ગઈ. ફફડી મરી. છાતીએ હાથ મૂકી હબકી ગઈ. 'હાય, મા!'

છોકરાને લઈ ક્યાંય સુધી છાતી સરસો ચાંપી દીધો. દિલ તો ધડક ધડક જોરથી ધબકી રહ્યું હતું!

જતે દિવસે આ છોકરો મોટો થયો ત્યારે, સંસારે–જગતે–એને પિછાણ્યો.

હિંદુસ્તાનના દેશભક્તોએ એને કહેતા સાંભળ્યા :

'તુમ મુઝે ખૂન દો, મૈં તુમકો આઝાદી દૂંગા'

(તમે મને લોહી દો. હું તમને આઝાદી હાંસલ કરાવી આપીશ.)

હવે તો તમે ઓળખી ગયા જ હશો!

એ હતા–નેતાજી સુભાષચંદ્ર બોઝ.

# રામાયણની લંકા

ભાઈલાલભાઈ ઘાભાઈ પટેલ

વાલ્મિકી રામાયણનો તલસ્પર્શી અભ્યાસ કરનારા અનેક વિદ્વાનો અને વિચારકોને એક વાતની ખાતરી તો જરૂર થાય છે કે, અત્યારની લંકા (સિલોન) એ રામાયણમાં વર્ણવેલી લંકા નથી.

રામાયણમાં વર્ણવેલો સેતુ બંધ, ઉત્તર-દક્ષિણ દિશાઓમાં બંધાયો હતો. અત્યારનો હિંદુસ્તાન અને લંકા વચ્ચેનો બતાવાતો 'સેતુ' જે ખરેખર કુદરતી ખડકો છે, તે પૂર્વ-પશ્ચિમ દિશાઓમાં છે.

રામાયણમાં 'લંકા નગરી' એ ત્રિકુટ (ત્રણ શિખરવાળા) પર્વત પર વસેલું નાનું નગર હતું, 'લંકા' એ નગરનું નામ હતું. ત્રિકુટ પર્વતની સાથે 'સુવેલ પર્વત' હતો, જે ઉપર શ્રી રામચન્દ્રજીના લશ્કરે પડાવ નાંખ્યો હતો. આ બે પર્વતોની આસપાસ પાણી આવેલું હતું.

હાલની લંકા (સિંહલદ્વીપ) એ તો એક વિશાળ બેટ છે. એના સમુદ્ર કિનારે ત્રણ શિખરોવાળો કોઈ પર્વત જણાતો નથી. હનુમાનજી લંકામાં પ્રવેશવા તૈયાર થયા ત્યારે મહેન્દ્ર પર્વત ઉપરથી એણે સાગરમાં ભૂસકો માર્યો હતો. ત્યાંથી તરતા તરતા ત્રિકુટ પર્વત ઉપર આવી ગયા હતા. તે પર્વત પર પહોંચ્યા બાદ હનુમાનજીએ લંકામાં પ્રવેશ કર્યો હતો.

હાલના ભારતના લંકા (સિલોનના)ની નજીકના સમુદ્ર કિનારે મહેન્દ્ર પર્વત જેવો કોઈ પર્વત નથી.

લંકા એ સુવર્ણ-સોનાની નગરી હતી, એમ રામાયણ દાખવે છે, મતલબ કે લંકામાં તેમજ એની આજુબાજુના પ્રદેશમાં પુષ્કળ સોનું મળી આવતું હતું. લંકા નગરીમાં સોનાનો સારો સંઘરો થયેલો હતો. અત્યારની લંકા એટલે કે સિંહલદ્વીપમાં સોનાની કોઈ ખાણ નથી.

મહેન્દ્ર પર્વત ઉપર ઊભા રહીને, જટાયુનો મોટો ભાઈ 'સંપાતિ', અંગદ, હનુમાન વગેરે સીતાજીની શોધમાં નીકળેલા વાનરોને કહે છે કે, આ સામે જુઓ!! પેલા ત્રિકુટ પર્વત ઉપર 'લંકા નગરી' વસેલી છે ત્યાં રાવણ રહે છે. શ્રી રામના પત્ની સીતાજીની ભાળ તમને ત્યાંથી જ મળશે.

મહેન્દ્ર પર્વત અને ત્રિકુટ પર્વતની વચ્ચે જે આ સાગર છે, તે સાગરને તરીને તમારે સામે પાર જવું પડશે. વળી આ બીજી બાજુએ ઉત્તર દિશાએ જુઓ! પેલો સામે દેખાય છે, તે 'પ્રસ્રવણ પર્વત' છે. તેમજ સંપાતિએ એ વાત પણ કરી હતી, કે, આ મહેન્દ્ર પર્વતમાં થોડે દૂર એક 'મહેન્દ્ર દ્વાર' છે. તેમાંથી વહેતી નદી ઉપર, પોતાના (સંપાતિના) દીકરાએ ચોમાસાં પહેલાં એક દિવસે મત્સ્ય પકડવા સારુ જાળ નાખી હતી તે વખતે, બે ગધેડાં જોડેલ રથમાં એક કાળો માણસ, એક ગોરી સ્ત્રીને પકડીને લઈને આવતો હતો. એ કાળા માણસના હુકમથી મારા પુત્રને જાળ ઉઠાવી લેવી પડી હતી. આથી તે દિવસ એને ઘેર આવવાનાં મોડું થએલ હતું.

એ કાળો માણસ તે જ 'રાવણ' હોવો જોઈએ. અને પેલી ગોરી સ્ત્રી તે 'સીતાજી' હોવાં જોઈએ. તે લોકો પેલો ગધેડાં જોડેલો રથ લઈને, સાગર ઓળંગીને ત્રિકુટ પર્વત પરની લંકા નગરીમાં ગયા હોવા જોઈએ.

સંપાતિએ કહેલી આ વાતો આપણને રામાયણ દ્વારા ઘણી વગી હકીકતોની માહિતી આપી રહી છે. હિંદુસ્તાનમાં એક એવી ગિરિમાળા છે, જે જૂનકાળ-માં મહેન્દ્ર પર્વતને નામે ઓળખાતી હતી. એ ગિરિ ઉપર ઊભા રહીએ તો એક તરફ ત્રિકુટ પર્વત દેખાય છે અને બીજી બાજુ પર પ્રસ્રવણ પર્વત દેખાય છે.

વાલીને માર્યા પછી, રામચંદ્રજીએ સુગ્રીવને કિષ્કિંધા નગરીની ગાદી પર બેસાડયો એ વખતે જ ચોમાસાંની શરૂઆત થઈ ગઈ હોવાથી કિષ્કિંધાની નજીકમાં આવેલા પ્રસ્રવણ પર્વત ઉપર, ઝૂંપડી બાંધીને રામ, લક્ષ્મણ બેઉ બંધુઓ તેમાં જ રહ્યા હતા.

પ્રસ્રવણ પર્વતથી મેદાન છોડીને બીજા પર્વતની રાંગની બાજુએ જ કિષ્કિંધા નગરી આવેલી હતી. આ પર્વતની રાંગમાં એક 'વીવર' હતું તેમાં થઈને કિષ્કિંધા નગરીમાં જવાતું હતું.

રામચંદ્રજીને લઈને જ્યારે સુગ્રીવ વાલી જોડે

લડવા આવ્યો, ત્યારે સુગ્રીવે આ 'વીવર' આગળથી બૂમ મારી હતી. સુગ્રીવની બૂમનો અવાજ સાંભળીને વાલી, 'વીવર'માં થઈને, જ્યાં સુગ્રીવ ઊભેલો હતો, તે મેદાનમાં આવ્યો હતો. બેઉ ભાઈઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું, તે વખતે રામનાં બાણથી વાલી પડ્યો હતો અને વાલીને તે સ્થળે આવેલી નદીની રેતમાં ચીના ખડકીને તેમાં બાળ્યો હતો. વીવર એટલે પર્વતની રાંગમાં આવેલા દ્વાર (Pass)ની બંને બાજુએ ઉગેલા વૃક્ષોની ડાળીઓ ભેગી થઈને બનેલુ બોગદું (Tunnel).

પંપાસરોવર ઓળંગી જ્યારે રામ લક્ષ્મણ કિનારે આવ્યા ત્યારે ત્યાં ઋષ્યમુખ પર્વતની તળેટીમાં હનુમાન વગેરે વાનરો બેઠેલા હતા અને આ ઋષ્યમુખ પર્વત ઉપર હનુમાન, રામ લક્ષ્મણને લઈ ગયા હતા ત્યાં સુગ્રીવ ડરનો માર્યો તલાવડીમાં ડુબકી મારી બેઠો હતો તેને બોલાવીને કહ્યું કે સુગ્રીવ, તમે ડરો નહિ. આ તો આપણા મિત્રો છે. સુગ્રીવ તલાવડીમાથી બહાર આવ્યો. હનુમાને ત્યાર બાદ પુષ્પથી ભરાઈ પડેલી શાલ વૃક્ષની ડાળીઓ તોડીને રામ લક્ષ્મણ બેઉને એકેક ડાળી બેસવા માટે આપી હતી.

અગ્નિની સાક્ષીએ સુગ્રીવ અને રામ લક્ષ્મણ વચ્ચે એક બીજાને મદદ આપવાની પ્રતિજ્ઞા લેવાઈ. બીજે જ દિવસે સવારમા ઋષ્યમુખ પર્વત ઉપરથી નીકળીને રામ અને સુગ્રીવ, જ્યા વાલી રહેતો હતો તે કિષ્કિંધા નગરી નજીક પહોચી ગયા અને સુગ્રીવે પડકાર કરીને વાલીને બોલાવ્યો હતો.

પહેલે દિવસે તો વાલીના હાથનો માર ખાઈને માંડ માંડ સુગ્રીવ છટકી શક્યો હતો. આ બધું કામ બપોર પહેલા જ પતી ગયું હતું.

આનો અર્થ તો એ થયો કે ઋષ્યમુખ પર્વતથી કિષ્કિંધા નગરી બહુ દૂર ન હતી. બીજે દિવસે સુગ્રીવ ઓળખાઈ આવે તેટલા સારુ એના ગળામાં કરેણનો હાર પહેરાવી તેની જોડે તે જ સ્થળે રામને લઈ ગયા હતા. જ્યારે વાલી અને સુગ્રીવ બાથ બાથ લડી રહ્યા હતા ત્યારે રામે વાલીને તીર માર્યું હતું. વાલીની દહન ક્રિયા તે જ દિવસે થઈ હતી. સુગ્રીવે વાલીની બૈરીનો તથા કિષ્કિંધા નગરીનો કબજો લીધો હતો. તે જ દિવસે રામ અને લક્ષ્મણે પ્રસ્રવણ પર્વત પર રાતવાસો ગાળ્યો હતો.

આ હકીકતમાંથી આપણે અમુક ભૌગોલિક માહિતી તારવી કાઢી શકીએ છીએ. કે, ઋષ્યમુખ પર્વતથી પ્રસ્રવણ પર્વત દોઢેક માઈલને અંતરે નજીકમાં છે. એ પ્રસ્રવણ પર્વતની સામેની બાજુએ જ કિષ્કિંધા નગરી આવેલી છે. આ પ્રસ્રવણ પર્વત સંપાતિએ મહેન્દ્ર પર્વત ઉપરથી અંગદ, હનુમાન વગેરેને દેખાડયો હતો.

પ્રસ્રવણ પર્વત તો અંગદ-હનુમાન વગેરેને જાણીતો હતો. જેથી હનુમાન જ્યારે સીતાજીની ભાળ કાઢી પાછા આવ્યા ત્યારે તેઓ આ માહિતીના આધારે ટૂંકે રસ્તે મહેન્દ્ર પર્વત પરથી માત્ર એક જ દિવસમાં કિષ્કિંધા નગરીમાં પહોંચી ગયા હતા.

આ હકીકતને મળતી બીજી પણ એક માહિતી મળી આવે છે કે, ઋષ્યમુખ પર્વત ઉપર શાલવૃક્ષ હતું. હાલની લંકા, સિલોનમાં શાલ વૃક્ષ બિલકુલ ઊગતા જ નથી. શાલ વૃક્ષો તો ફક્ત વિંધ્યાચળથી લઈને હિમાલય સુધીના જ પ્રદેશમાં ઊગે છે. અત્યારનો મધ્ય પ્રદેશ, ઓરિસ્સા, છોટાનાગપુર, બિહાર વગેરે પ્રદેશોમા શાલ વૃક્ષોના જંગલો છે. નર્મદાની દક્ષિણના કોઈ પણ પ્રદેશમા તે વૃક્ષ થતાં નથી. એટલે રામાયણની લંકાની શોધ કરવી હોય તો, જ્યાં શાલ વૃક્ષો ઊગતા હોય તે પ્રદેશમાં જ કરવી પડશે.

રાવણે સીતાજીને અશોક વાટિકામાં રાખવાની વ્યવસ્થા કરી હતી. એટલે એ રામાયણની લંકાનો પ્રદેશ એવો હોવો જોઈએ કે જ્યા શાલ વૃક્ષ તેમજ અશોક વૃક્ષ બન્ને જાતો ઊગતી હોય. અશોક વૃક્ષ એટલે આસોપાલવ નહિ. અશોક તો કાળિદાસે વર્ણવેલું કે, જેના ઉપર પુષ્પો લાવવા માટે નવોઢા સ્ત્રીઓ અમુક પ્રકારની વિધિ કરતી હતી તે જ અશોક વૃક્ષ.

આ વૃક્ષો ઉપરાંત તે પ્રદેશમાં સોનું નીકળતું હતું એ વાત પણ રામાયણમાંથી મળે છે.

ચોમાસું પૂરું થયા પછી કિષ્કિંધામાથી સુગ્રીવ પોતાનો માણસો સાથે વીવરમાંથી બહાર આવે છે અને પ્રસ્રવણ પર્વતની તળેટીના મેદાનમાં પોતાના માણસોને ભેગાં કરે છે. એ માણસોને જુદી જુદી દિશા-

ઓમા સીતાજીની શોધ માટે રવાના કરે છે.

ઉત્તર પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ ટોળીઓને વિદાય કર્યા પછીથી અંગદની સરદારી નીચે, હનુમાન વગેરેને દક્ષિણ દિશામા જવાની સુગ્રીવ આજ્ઞા આપે છે. એમા પ્રથમ સૂચના એ આપે છે કે તમે હવે, દક્ષિણ દિશામા જાઓ, ત્યા વિંધ્યાચળના હજાર શિખરો છે તે સર્વ શોધી વળો અર્થાત્ જે સ્થળે સુગ્રીવ આ સૂચનાઓ આપે છે તે સ્થળથી દક્ષિણે વિંધ્યાચળના હજાર શિખરો શોધવાના રહ્યા હતા

પ્રસ્રવણ પર્વત એ પણ વિંધ્યાચળના શિખરોની ઉત્તરે આવતો હતો અગર તો એ વિંધ્યાચળનો જ ઉત્તર તરફનો ભાગ હતો આ રીતે ઋષ્યમુખ પર્વત પણ વિંધ્યાચળના ઉત્તર ભાગમા હતો. આ ઋષ્યમુખ પર્વતની અંદર એક તળાવડી પણ હતી, જ્યા શાલ વૃક્ષો ઊગતા હતા કિષ્કિંધા નગરી પણ વિંધ્યાચળની ઉત્તરના પ્રદેશમા હતી

હનુમાન સીતાજીની શોધ કરીને આવ્યા પછીથી રામ લક્ષ્મણની ઇચ્છા પ્રમાણે સુગ્રીવે પોતાનું બધુ વાનર સૈન્ય પ્રસ્રવણ પર્વતની તળેટીમા ભેગુ કર્યું હતુ એ લશ્કર સાથે રામ લક્ષ્મણ નીકળ્યા હતા તે સાંજ પડતા પહેલા મહેન્દ્રદ્વારમાથી પસાર થઈને સાગરને ઉત્તર કાંઠે આવી પહોંચ્યા હતા. જ્યા તે જ રાત્રે વિભીષણ એમને આવી મળ્યો હતો

પ્રસ્રવણ પર્વતથી સમુદ્ર કાંઠા સુધીની મજલ એક દિવસમા પૂરી થઈ હતી સાગરને દક્ષિણ કાંઠે ત્રિકુટ પર્વત અને લંકા નગરી આવેલ હતા

ચોમાસુ બેસવા પહેલા જે વખતે શાલ વૃક્ષ પુષ્પોથી ખીલેલુ હતુ, તે વખતે રાવણ બે ગધેડા જોડેલા રથમા બેસીને લંકા નગરીમાથી નીકળી ત્રિકુટ પર્વત ઉતરી, સાગર ઓળંગીને પંચવટી પહોંચ્યો હતો. જ્યારે રામ સુવર્ણ મૃગનો શિકાર કરવા ગયા લક્ષ્મણ એમની મદદે દોડ્યા ત્યારે રાવણ જે ટેકરી ઉપર સીતાજીની પર્ણકુટી હતી તે ટેકરી પર ચઢીને બળજબરીથી સીતાજીને ઊંચકી નીચે ઘસડી લાવીને પોતાના ગધેડા જોડેલા રથમા મૂક્યા હતા ત્યાથી રામ લક્ષ્મણ ગયેલા તેથી વિરુદ્ધ દિશામા પોતાનો રથ દોડાવી ગયો હતો

માર્ગમા જટાયૂ પક્ષી જોડે યુદ્ધ થયુ હતુ જટાયૂને મરણતોલ ઘાયલ કર્યા પછીથી તે તે પોતાના રથમા બેસવા આવ્યો અને જોયુ કે સીતા ત્યાથી નાસી જતા હતા જેથી દોડીને સીતાજીને પકડી લાવ્યો જટાયૂએ રથને જે નુકસાન કરેલુ હતુ તે સમારી લેવામા આવ્યુ. રથ ચાલુ કર્યો સાંજ પડતાં પહેલા તો પંપા સરોવરમા થઈ ઋષ્યમુખ પર્વત ઉપરથી તે પસાર થયો હતો. ઋષ્યમુખ પર્વતની તળેટીમા તે વખતે સુગ્રીવ, હનુમાન વગેરે બેઠેલા હતા. એમના તરફ સીતાજીએ પોતાના ઝાંઝર વગેરે આભૂષણો ફેંક્યા હતા રાત પડતા તો રાવણ મહેન્દ્રદ્વાર આગળ પહોંચી ગયો હતો એથી સાબિત થાય છે કે રથને જોડેલા ગધેડા બહુ જ મજબૂત અને શક્તિશાળી હોવા જોઈએ રામાયણની કોઈ કોઈ પ્રતમા ગધેડાને બદલે ખચ્ચર શબ્દ વપરાયો છે રથને ગમે તે પ્રાણી જોડેલા હોય છતા રાવણે એ રથને પૂરપાટ દોડાવી મૂક્યો હતો એમ હકીકત રામાયણ કહી જાય છે

મહેન્દ્રદ્વાર ઓળંગીને રાવણ મોડી રાત્રિએ લંકામા પ્રવેશ કરીને સીતાજીને અશોક વાટિકામા મૂક્યા હતા મતલબ કે ચોમાસુ બેસતા પહેલા રાવણે બે વખત આ સાગરને ગધેડાના રથ સાથે ઓળંગ્યો હતો અનુમાન એ રહે છે કે જગ્યા એવી હોવી જોઈએ કે જે માર્ગે ઓછામા ઓછું છીછરું પાણી હોય ચોમાસુ પૂરું થયા પછીથી રામે જ્યારે સુગ્રીવના વાનર સૈન્ય સાથે સાગરના ઉત્તર કાંઠે પડાવ નાખ્યો, ત્યારે સાગર ચાલીને ઓળંગી શકાય એવી હાલત ન હતી પાણી વધારે હતું જેથી નિભાવ બનાવવા માર્ગે સુગ્રીવના વાનર સૈનિકોએ પથ્થરો એકઠા કરી કરીને પાણીમા તેના ઢગલા કર્યા તે "અસંખ્ય અન્ય વાનરો વૃક્ષો કાપી લાવ્યા, આ વૃક્ષોના થડ-ડાળા પેલા પથ્થરોના ઢગલા ઉપર ગોઠવી એક પૂલ-સેતુ બનાવતા ગયા જ્યા જ્યા પાણી ઊંડુ હતું ત્યા ત્યા સેતુ બનાવતા ત્રણ દિવસ લાગ્યા હતા

જ્યા ઓછુ પાણી હતું ત્યાથી પગે ચાલીને સૈન્ય પસાર થયુ હતુ આ રીતે એ સૈન્યને સાગર ઓળંગવામા પાંચ દિવસ લાગ્યા હતા સાગરને દક્ષિણ કિનારે આવ્યા પછી રામચંદ્રજીના લશ્કરે ત્રિકુટ પર્વત નજીક આવેલા 'સુવેલ' પર્વત ઉપર

છાવણી નાખી હતી જ્યાંથી લંકા નગરી ઉપર ચડાઇ કરી હતી

આ સાગર ચોમાસા પહેલા છીછરો હતો ચોમાસા પછી ઊંડો હતો એટલે સેતુ બાંધવાની રામને ફરજ પડેલી હતી આનો અર્થ એક જ થાય કે આ સાગર એ મીઠા પાણીનો મહેરામણ હતો

વડોદરાના એક તળાવને આપણે સુરસાગરનુ નામ આપેલુ છે તો પેના મોટા ઊંચા વિશાળ સરોવરને ભાષણમા સાગર કે સમુદ્ર તરીકે વર્ણવ્યુ હોય તો એમા નવાઇ જેવુ ન ગણાય

ઋષ્યમુખ પર્વત પ્રસ્રવણ પર્વત, કિષ્કિંધા નગરી મહેન્દ્ર પર્વત, મહેન્દ્રદ્વાર આમળ સાગરનો ઉત્તર કિનારો અને સાગરને દક્ષિણ કિનારે ત્રિકુટ પર્વત અને તેની ઉપર વસેલી લંકા નગરી તેમજ મહેન્દ્ર પર્વત ઉપરથી એક બાજુ ત્રિકુટ પર્વત અને બીજી બાજુ પ્રસ્રવણ પર્વત જોઇ શકાય છે એવી મહેન્દ્ર પર્વતની ભૌગોલિક જગા અને આ બધા સ્થળો નજીક નજીકના છે એટલુ જ નહિ પણ અંગદ હનુમાન વગેરે જ્યારે સીતાજીની શોધમા વિંધ્યાચળની ખીણો અને ગિરિમાળાઓ ખુંદતા હતા ત્યારે જ તેઓ મહેન્દ્ર પર્વત ઉપર આવી ચડ્યા હતા એટલે વાલ્મિકી રામાયણના વર્ણન પ્રમાણે ઉપરોક્ત બધા ય સ્થળો વિંધ્યાચળમા આવેલા હતા

વિદ્વાનોના મનમા પ્રશ્ન એ રીતે થાય છે કે, સાગરનુ માપ રામાયણમા ૧૦૦ સો યોજનનુ લખેલ છે એટલે સો યોજનના લગભગ ૮૦૦ માઇલ થાય આ માપ એ કદાચ કવિ કલ્પના હોઇ શકે કે પાછળથી હાલની લંકા પરત્વે બેસતુ કરવા માટે એ સાગરની લંબાઇ વધારે લખાઇ હોવી જોઇએ અગર તો યોજનની લંબાઇના જુદા જુદા અર્થ હોવા જોઇએ ઉદાહરણ તરીકે રામની શક્તિ જોવા માટે સુગ્રીવે એક હાડપિંજર રામચંદ્રજીને ફેંકવા વિનતી કરી રામે એ હાડપિંજર મે(?) યોજન દૂર ફેંક્યુ હતુ

આ બતાવે છે કે આપણે જેમ સમજીએ છીએ તેમ યોજન એટલે ચાર કોશ (૮ માઇલ) નહિ પણ તે અમુક ધનુષ દૂર કે અમુક વાંસ દૂર કે અમુક હાથ દૂર, એવું માપ હોવુ જોઇએ સાગરની લંબાઇ બાબતમા પણ યોજન પરત્વે કંઇક આવો જ અર્થ હોઇ શકે

મુખ્ય બાબત તો એ છે કે ત્રિકુટ પર્વત મહેન્દ્ર પર્વત ઉપરથી નિહાળી શકાતો હતો તેમજ પ્રસ્રવણ પર્વત પણ તે જ સ્થળેથી જોઇ શકાતો હતો એટલે કે જે ચીજ દૃષ્ટિ મર્યાદામા હોય તે ૮૦૦ માઇલ જેટલે લાંબે અંતરે હોઇ શકે નહિ

સંપાતિએ બાતમી આપ્યા પછી હનુમાન કુદકો મારીને સાગરમા પડે છે તેમ જ તે જ દિવસે અંધારૂ થતા પહેલા તે ત્રિકુટ પર્વત પર જઇ પહોંચે છે રાતમા રાવણના મહેલમા અને આખી લંકા નગરીમા સીતાને શોધવા ઘૂમી રહે છે છેવટે અશોક વાટિકામા તેજ રાતે સીતાજીની ભાળ મેળવે છે

સીતાજીએ આપેલી નિશાની સુવર્ણમુદ્રા લઇને હનુમાનજી બીજે જ દિવસે અંગદ વગેરે વાનર સૈનિકોને મહેન્દ્ર પર્વત ઉપર આવીને મળે છે આ કથા બતાવે છે કે સાગરનુ અંતર ૧૦૦ યોજનનુ સંભવી ન શકે

વિભીષણની દેખરેખ નીચે એમને બતાવેલે માર્ગે સેતુબંધ બંધાયો એ સેતુ બાંધવા માટે પથ્થરના ઢગના કરાય એ ઢગ ઉપર વૃક્ષોના કપાએલા ડાળા ડાળીઓ ગોઠવાયા આ ગોઠવણ પૂરી કરવામા ફક્ત ત્રણ દિવસ લાગ્યા હતા આ લાકડા પર થઇને પસાર થતા સૈન્યને ઘણો સમય લાગે, એ સમજાય એવી વાત છે એટલુ છતા પણ રામનુ બધુ લશ્કર ફક્ત બે દિવસમા જ સાગરને ઉત્તર કંઠેથી દક્ષિણ કાંઠે પહોંચી આવી ગયુ સાગરની લંબાઇના માપનો આશરો આ ઉપરથી મળી રહે છે

આ ઉપરાંત એક બીજી વાત પણ વિચારવા જેવી છે લંકા-સિંહલદ્વીપમા કોઇ કોમ પોતાને રાવણવંશી અત્યારે કહેવડાવતી નથી પણ જો સંયુક્ત પ્રાંતનુ એટલે કે હાલના ઉત્તર પ્રદેશનુ ગેઝેટીયર વાચશો તો તેમા લખેલુ છે કે ગોંડ જાતના લોકોનો એક વર્ગ પોતાને અત્યારે રાવણવંશી કહેવડાવે છે જ્યારે ગોંડ લોકોનો એક બીજો વર્ગ પોતાને રાજવંશી તરીકે ઓળખાવે છે તેઓ પોતાને વિભીષણના વંશજ મનાવે છે આ બધા ગોંડ લોકો વિંધ્યવાસી જ છે

ટૂટેરી તારી સાદડી તા
સળવ આ ાણ અટારી
ઘડીમા . અણુચિંતવી
પ્રેરણા, મ્હેકરી ક્યાંક

# પ્રેરક પ્રસંગો

## ૧. રાબિયા

કોઇ પણ સમરે સૂફી સતની વાત નીકળે, ત્યારે રાબિયાનુ નામ સૌથી પ્રથમ હોઠે ચડી આવે મુસ્લિમ-સતોના ઇતિહાસમા રાબિયાનુ સ્થાન અદ્વિતીય છે તે સ્ત્રી-સતોમા જ નહિ પરતુ પુરુષ-સતોમા પણ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે

સતોએ પ્રભુને મેળવવાના ત્રણ પગથિયા ચીધ્યા છે એકલીનતા, બેખુદી આત્મસમર્પણ અને શ્રદ્ધાથી જ જગતનિયતા સાથે તાદાત્મય સધાય છે, એ વાત માત્ર રાબિયા માટે જ નહિ પણ દરેકે દરેક સત માટે સત્ય છે નીચે સૂફી સ્ત્રી-સત રાબિયાના જીવનના ત્રણ પ્રસગો આપ્યા છે

### અ. એકલીનતા

જ્યારે રાબિયા મોટી થઇ, ત્યારે તેના માતા-પિતા મૃત્યુ પામ્યા તે દિવસો દરમિયાન ભયકર દુષ્કાળ પડયો જેમા તેની ત્રણ બહેનો પણ મૃત્યુ પામી રાબિયાને પણ કોઇએ પકડીને ગુલામ બનાવી અને કોઇ નિર્દયીને વેચી નાખી તે રાબિયા પાસે તનતોડ મહેનત-મજૂરી કરાવતો રાબિયા દિવસે રોજુ રાખતી, ખૂબ મહેનત કરતી અને રાતે જ્યારે સૌ સૂઈ જતા ત્યારે એકાતમા બેસીને દર્દભર્યા હૈયે ખુદાને બદગી કરતી

એક દિવસ રાતે ખુદાને ઇબાદત કરતા કરતા ને ડૂસકા ભરતા ભરતા તે બોલતી હતી 'તે મને બીજાની મિનત બનાવી દીધી છે, તેથી દિવસે તારા દરબારમા આવવાની નવરાશ મને નથી મળતી તેની ખિદમતમા લાગી રહુ છુ પરતુ હે મારા મનના માલિક! તુ જાણે છે કે મારી ખ્વાહિશ તો તારી ખિદમત કરવાની છે! તારી દરગાહ મારી આખોની રોશની છે જો મુક્ત હોત તો મારી દીરેરી આ જિદગી તારી ખિદમતમા અને ઇબાદતમા વીતાવત જેવી તારી મરજી!'

પ્રભુઇચ્છાથી રાબિયાના માલિકની આખ ગઇ તેણે જોયુ તો રાબિયા ખુદાને ઇબાદત હતી રાબિયાની ઝભ નહિ પણ તેનુ દિલ રહ્યુ હતુ અને એક દૈવી જ્યોતિ તેના શિર ચમકી રહી હતી તેણે જોયુ કે રાબિયા સાચે પાક હસ્તી છે તેની પાસેથી સેવા લેવી એ ગુનો છે

—ને બીજા દિવસની સવારથી રાબિયા ખિદમત માટે મુક્ત હતી!

### બ બેખુદી અને આત્મસમર્પણ

મુસ્લિમ હોવાથી હજ કરીને મક્કા મદીનાન દર્શન કરવાની ઇચ્છા થવી અત્યત સ્વાભાવિક છે પરતુ રાબિયાએ જ્યા હજ કરવાનો વિચાર કર્યો ત્યા સુધીમા તો તેણે આધ્યાત્મ-લોકમા ઊચુ સ્થાન પ્રાપ્ત કરી લીધુ હતુ.

તેના સમયમા એક બુઝર્ગ સત ઇબ્રાહીમ બીન અદહમ ચૌદ વર્ષની યાત્રા પૂરી કરીને મક્કા પહોચ્યો તે દર પગલે એક નમાજ પઢીને આગળ વધતો, તેથી તેને ત્યા પહોચતા ચૌદ વર્ષ લાગ્યા

—પરતુ જ્યારે તે ત્યા પહોચ્યો, ત્યારે તેને કાબાના દર્શન ન થયા

તેને થયુ કે દુખી થઇને, અટલી મહેનત કરી અને તે નજરેથી ઓઝલ છે! તેને લાગ્યુ કે તેની આખોમા કાઇક ખરાબી હશે! તે પ્રાર્થના કરવા લાગ્યો પ્રભુએ તેને આશ્વાસન દેતા કહ્યુ 'હે ઇબ્રાહીમ! તારી આખોમા કોઇ જાતની ખરાબી નથી કાબા અત્યારે એક બૂઢી ઓરતના સ્વાગત માટે ગયા છે, તેથી તને દર્શન નથી થતા.'

ઇબ્રાહીમને થયુ કે એવી તે કઇ ભાગ્યશાળી-પુણ્યશાળી ઓરત છે કે જેના સ્વાગત માટે ખુદ કાબા ગયા છે? તે વિચારતો હતો, ત્યા જ ...

એક બૂઢી ઔરતને આવતી તેણે જોઈ. તે રાબિયા હતી. તેણે પ્રેમભર્યા શબ્દોમા પૂછ્યું : 'અરે રાબિયા! આ તે કઇ જાતનો શોર તેં જગતમાં મચાવી દીધો છે?'

રાબિયાએ જવાબ વાળ્યો : 'તેં નમાજ પઢીને તારો રસ્તો નક્કી કર્યો. મેં ખુદી અને આત્મ-સમર્પણનો મારો રસ્તો પસંદ કર્યો.'

એક ઘમંડી રસ્તો હતો।

બીજો વિનમ્રતા અને આત્મ-સમર્પણનો માર્ગ હતો।

## ૪. શ્રદ્ધા

એકવાર બે સંત રાબિયાને મળવા આવ્યા. તેઓ ભૂખ્યા હતા. તેમણે વિચાર્યું કે રાબિયાને ત્યાં જે કંઇ મળશે, તે પવિત્ર હશે. રાબિયા પાસે બે રોટલીઓ હતી, તે તેણે તેમની સામે ધરી. હજુ તે બે સંતોએ જમવાની શરૂઆત પણ નહોતી કરી, ત્યાં એક ફકીર આવ્યો. રાબિયાએ તે બન્ને રોટલીઓ ફકીરને આપી દીધી.

થોડીવારે એક દાસી એક થાળીમા કાંઇક જમવાનુ લઇને આવી: ગણી તો તેના અઢાર રોટલીઓ થઇ. રાબિયાએ કહ્યુ કે આ મારા માટે નથી અને તે તેણે પાછી આપી દીધી.

થોડીવારે ફરીથી દાસી આવી. ગણી તો વીસ રોટલીઓ થઈ. રાબિયાએ આનાકાની કર્યા વિના સંતોને તે આપી દીધી

સંતો ભોજન કરતા કરતા મનોમન આ ઘટના પર આશ્ચર્ય પામીને વિચાર કરતા હતા. ભોજન કરીને તેમણે રાબિયાને પૂછ્યું, તો તેણે કહ્યુ :

'જ્યારે તમે આવ્યા, ત્યારે હું જાણતી હતી કે તમે ભૂખ્યા છો, તેથી બે રોટલીઓ પૂરી નહિ થાય. ખુદાએ કુરાનમા કહ્યુ છે કે હું એકને બદલે દસ દઉં છું. તેથી જ્યારે ફકીર આવ્યો, ત્યારે મે તે બે રોટલીઓ ખેરાતમા દઇ દીધી બદલામા મળેલી અઢાર રોટલીઓ ગણતરી પ્રમાણે બરોબર નહોતી. એના બદલામા જ્યારે વીસ રોટલીઓ મળી, ત્યારે જ લીધી, કેમકે તે ખુદાના વચન પ્રમાણેની પ્રાપ્તિ હતી.'

પ્રભુના વચનમાં કેટલી અટલ શ્રદ્ધા!

—હસમુખ રાવળ

## ૨. સાચું જ્ઞાન

એક હતો બાદશાહ.

બાદશાહ નેક હતો; રાજ્ય કારભાર પ્રમાણિકતાથી ચલાવતો હતો.

આ બાદશાહ માટે બીજું બધું ઠીક, પરંતુ તે મકાનોનો ખૂબ શોખીન. તેના પિતા પણ બદશાહ હતા. તેમણે એક મહેલ બનાવ્યો હતો. પરંતુ એમાં એવી સોઇસગવડ નહોતી; એવો ભપકો પણ નહોતો; એમા એવો બાદશાહી ઠાઠ નહોતો. હા, માણસો સુખેથી રહી શકે એવી બધી જ સગવડવાળું એ મકાન તો હતુ જ.

પરંતુ આ નવા બાદશાહને એ મહેલ ન ગમ્યો. એ મહેલ તેણે પાડી નખાવ્યો. અને એ જ જગા પર તેણે પોતાના માટે એક આલીશાન મહેલ બંધાવરાવ્યો એ મહેલનું આયોજન તેણે પોતે કર્યું હતું. બીજા દેશોના બાદશાહોના મહેલો પણ એ આ કામ માટે તે ખાસ જોઇ આવ્યો હતો. એ બધા મહેલોની ખામી ખૂબીઓ જોઇને તેણે પોતાના આ મહેલની રચના કરાવી હતી.

છેલ્લામા છેલ્લી ઢબની આ મહેલમા સગવડો કરવામા આવી હતી. ઉનાળામા શીતળતા મળી રહે, અને શિયાળામા ઉષ્ણતા સાંપડી રહે, એવી એમા સગવડ હતી; ચોમાસાની અગવડ તો એમા રહેનારને પડે જ નહિ બધી ઋતુ માટે મહેલ અનુકૂળ હતો.

બાદશાહને આ મહેલ માટે બહુ ગર્વ હતો. બાદશાહ દિવસે ગમે ત્યાં જાય, પણ રાત તો આ મહેલમા જ ગાળવાનો તે આગ્રહ રાખતો હતો. આ મહેલ છોડીને બીજે રહેવનુ તેને ગમતું નહોતું. તેની દરેક સગવડ આ મહેલમા સચવાતી.

એક વખત આ બાદશાહના શહેરમા એક મહાત્મા આવ્યા. મહાત્મા યુવાન હતા; છતા ખૂબ જ્ઞાની હતા. જેવા જ્ઞાની હતા તેવા જ ત્યાગી હતા; અને જેવા ત્યાગી હતા તેવા વિદ્વાન પણ હતા.

આ મહાત્માના સત્સંગનો લાભ બાદશાહ પણ

લેતા હતા. બાદશાહ પર આ મહાત્માનો ખૂબ જ પ્રભાવ પડ્યો હતો.

મહાત્માને પણ બાદશાહ પર પ્રીતિ બંધાઈ હતી; કેમકે બાદશાહ ખૂબ જ નેકીથી રાજ્યકારોબાર ચલાવતો હતો.

પરંતુ બાદશાહ લૌકિક વૈભવોમાં માનતા હતા; પોતાના મહેલ પ્રત્યે તેમને ખૂબ ઊંડી મમતા હતી; આ બધું મહાત્માના લક્ષમાં ધીરેધીરે આવ્યું હતું.

આ જોઈ મહાત્માને થયું, 'આવા નેક બાદશાહને સાચો ઉપદેશ દેવો જોઈએ; સાચી વાતનું જ્ઞાન કરાવવું જોઈએ. ખોટી મમતા છોડાવવી જોઈએ.'

એક વખત બાદશાહ મહાત્માને પોતાનો પ્યારો મહેલ બતાવવા લઈ ગયો—ખૂબ જ મમતાથી.

મહેલની એક એક સજાવટ, એક એક વૈભવ પ્રત્યે બાદશાહ મહાત્માનું ધ્યાન દોરતા હતા. પરંતુ મહાત્મા તો અન્યમનસ્કની જેમ બધું જોતા, ને સાંભળતા હતા. બધો મહેલ બતાવી રહ્યા પછી બાદશાહ મહાત્માને પોતાના ખાસ દીવાનખાનામાં લઈ ગયો. બાદશાહ સિવાય આ દીવાનખાનામાં કોઈ પ્રવેશી શકતું નથી. દીવાનખાનું એટલું સુંદર હતું કે તે આખા મહેલના નાક સમાન લેખાતું હતું. મહેલમાં પણ બાદશાહ ને અંગત માણસો સિવાય કોઈ પ્રવેશી શકતું નહોતું.

બાદશાહે મહાત્માને ગર્વભેર પૂછ્યું :

'બોલો બાપજી, મહેલ કેવો લાગ્યો?'

મહાત્મા વિચારીને બોલ્યા: 'બાદશાહ મહેલ તો ખરેખર સુંદર છે. પરંતુ મેં સાંભળ્યું છે કે આ મહેલમાં કોઈ પ્રવેશી શકતું નથી એ વાત સાચી છે?'

બાદશાહ બોલ્યા: 'હા. આ મહેલ મારી પ્રિયમાં પ્રિય વસ્તુ છે. બહારના લોકોને આમાં પેસવા દઉં તો એ લોકો બગાડી મૂકે. અરે, મારા આ દીવાનખાનામાં બીજાઓને તો ઠીક, પરંતુ મારી પોતાની બેગમોને પણ પ્રવેશ કરવાની મનાઈ છે.'

મહાત્મા ધીરેથી બોલ્યા: વારુ, આ મહેલમાં આ જગ્યામાં તમારા પહેલાં કોણ રહેતું હતું?'

'મારા પિતા—મરહૂમ બાદશાહ!'

'એ પહેલાં?'

'મારા પિતામહ'

'એ પહેલાં?'

'મારા પ્રપિતામહ!'

'ત્યારે આ તો મહેલ કે મુસાફરખાનું? અને તમે યે આ છોડીને જવાના કે નહિ?'

'તમે ય આ છોડીને જવાના કે નહિ?' બસ મહાત્માના એક સવાલે જ બાદશાહને વિચાર કરતો મૂકી દીધો. એ વાત બાદશાહના હૃદયને અત્યંત સ્પર્શી ગઈ. તેને થઈ ગયું; 'અરે મારી વહાલામાં વહાલી વસ્તુ પણ મારી રહેવાની નથી; આ તો બધી ખુદાઈ મિલ્કત છે; સૌની મિલ્કત છે!'

એ દિવસથી બાદશાહને સાચું જ્ઞાન થયું; પોતાનો એ ભવ્ય મહેલ તેણે પોતાની પ્રજા માટે ખુલ્લો મૂકી દીધો. પોતાની પ્રજાનાં બાળકો માટે તેણે એક મદ્રેસા (શાળા) ખોલી.

અને પોતે એક સીધા સાદા મકાનમાં રહેવા ગયો.

—શિવં સુંદરમ્

## ૩. મુક્ત દ્વારે....

વિનોબાજીના શાળાના દિવસો. તોફાન કરવાની વિનાયકને પણ ટેવ. આજે પણ એમની એ તોફાની ટેવ કદી કદી પ્રગટ થઈ જાય છે. એક વખતે વર્ગમાં એવું જ કંઈ તોફાન કર્યું. તેમના એક શિક્ષક હતા. એમને વિદ્યાર્થીઓને મેથીપાક ચખાડવાની ભારી એવી ટેવ. એક નાની લાકડી રાખતા હતા અને વર્ગના કબાટમાં તાળું લગાવીને તે લાકડીને સાચવી રાખતા. કોઈ છોકરાને આવડે-કરે નહીં ત્યારે કબાટમાંથી લાકડી કાઢી છોકરાઓને પીટતા. વિનાયકથી આ સહ્યું જાય નહીં. એને થાય કે આવડવાને અને મારવાને શું સંબંધ! એ તો પેલાં તાળાની બીજી ચાવી શોધી લાવ્યા અને તાળું ખોલીને લાકડી ફેંકી દીધી. બિચારા સાહેબે, છોકરાઓને મારવા માટે તાળું ખોલી લાકડી શોધવા ફેરાફેર કરી મૂકી પરંતુ લાકડી હોય તો જડે ને! પણ સાહેબે ય જબરા હતા. એક લાકડી ગઈ તો બીજી લાવ્યા. ફરી પાછો

લેતા હતા. બાદશાહ પર આ મહાત્માનો ખૂબ જ પ્રભાવ પડ્યો હતો.

મહાત્માને પણ બાદશાહ પર પ્રીતિ બંધાઈ હતી; કેમકે બાદશાહ ખૂબ જ નેકીથી રાજ્યકારોબાર ચલાવતો હતો.

પરંતુ બાદશાહ ભૌતિક વૈભવોમાં માનતા હતા; પોતાના મહેલ પ્રત્યે તેમને ખૂબ ઊંડી મમતા હતી; આ બધું મહાત્માના લક્ષમાં ધીરેધીરે આવ્યું હતું.

આ જોઈ મહાત્માને થયું. 'આવા નેક બાદશાહને સાચો ઉપદેશ દેવો જોઈએ; સાચી વાતનું જ્ઞાન કરાવવું જોઈએ. ખોટી મમતા છોડાવવી જોઈએ.'

એક વખત બાદશાહ મહાત્માને પોતાનો પ્યારો મહેલ બતાવવા લઈ ગયો-ખૂબ જ મમતાથી.

મહેલની એક એક સગવડ, એક એક વૈભવ પ્રત્યે બાદશાહ મહાત્માનું ધ્યાન દોરતા હતા. પરંતુ મહાત્મા તો અન્યમનસ્કની જેમ બધું જોતા, ને સાંભળતા હતા. બધો મહેલ બતાવી રહ્યા પછી બાદશાહ મહાત્માને પોતાના ખાસ દીવાનખાનામાં લઈ ગયો. બાદશાહ સિવાય આ દીવાનખાનામાં કોઈ પ્રવેશી શકતું નથી. દીવાનખાનું એટલું સુંદર હતું કે તે આખા મહેલના નાક સમાન લેખાતું હતું. મહેલમાં પણ બાદશાહ હતા અંગત માણસો સિવાય કોઈ પ્રવેશી શકતું નહોતું.

બાદશાહે મહાત્માને ગર્વભેર પૂછ્યું :

'બોલો બાપજી, મહેલ કેવો લાગ્યો?'

મહાત્મા વિચારીને બોલ્યા: 'બાદશાહ મહેલ તો ખરેખર સુંદર છે. પરંતુ મેં સાંભળ્યું છે કે આ મહેલમાં કોઈ પ્રવેશી શકતું નથી એ વાત સાચી છે?'

બાદશાહ બોલ્યા : 'હા આ મહેલ મારી પ્રિયમાં પ્રિય વસ્તુ છે. બહારના લોકોને આમાં પેસવા દઉં તો એ લોકો બગાડી મૂકે. અરે, મારા આ દીવાનખાનામાં બીજાઓને તો ઠીક, પરંતુ મારી પોતાની બેગમોને પણ પ્રવેશ કરવાની મનાઈ છે.'

મહાત્મા ધીરે-રહીને બોલ્યા: વારુ, આ મહેલમાં આ જગ્યામાં તમારા પહેલાં કોણ રહેતું હતું?'

'મારા પિતા-મરહૂમ બાદશાહ!'

'એ પહેલાં?'

'મારા પિતામહ'

'એ પહેલાં?'

'મારા પ્રપિતામહ!'

'ત્યારે આ તો મહેલ કે મુસાફરખાનું? અને તમે યે આ છોડીને જવાના કે નહિ?'

'તમે ય આ છોડીને જવાના કે નહિ?' બસ મહાત્માના એક સવાલે જ બાદશાહને વિચાર કરતો મૂકી દીધો. એ વાત બાદશાહના હૃદયને અત્યંત સ્પર્શી ગઈ. તેને થઈ ગયું; 'અરે મારી વહાલામાં વહાલી વસ્તુ પણ મારી રહેવાની નથી; આ તો બધી ખુદાઈ મિલ્કત છે; સૌની મિલ્કત છે!'

એ દિવસથી બાદશાહને સાચું જ્ઞાન થયું; પોતાનો એ ભવ્ય મહેલ તેણે પોતાની પ્રજા માટે ખુલ્લો મૂકી દીધો. પોતાની પ્રજાનાં બાળકો માટે તેણે એક મદ્રેસા (શાળા) ખોલી.

અને પોતે એક સીધા સાદા મકાનમાં રહેવા ગયો.

—શિવસુંદરમ

## ૩. મુક્ત દ્વારે....

વિનોબાજીના શાળાના દિવસો. તોફાન કરવાની વિનાયકને પણ ટેવ. આજે પણ એમની એ તોફાની ટેવ કદી કદી પ્રગટ થઈ જાય છે. એક વખતે વર્ગમાં એવું જ કંઈ તોફાન કર્યું. તેમના એક શિક્ષક હતા. એમને વિદ્યાર્થીઓને મેથીપાક ચખાડવાની સારી એવી ટેવ. એક નાની લાકડી રાખતા હતા અને વર્ગના કબાટમાં તાળું લગાવીને તે લાકડીને સાચવી રાખતા. કોઈ છોકરાને આવડે-કરે નહીં ત્યારે કબાટમાંથી લાકડી કાઢી છોકરાઓને પીટતા. વિનાયકથી આ સહ્યુ જાય નહીં. એને થાય કે આવડવાને અને મારવાને શું સંબંધ? એ તો પેલાં તાળાની બીજી ચાવી શોધી લાવ્યાં અને તાળું ખોલીને લાકડી ફેંકી દીધી. બિચારા સાહેબે, છોકરાઓને મારવા માટે તાળું ખોલી લાકડી શોધવા ફેંદાફેંદ કરી મૂકી પરંતુ લાકડી હોય તો મળે ને? પણ સાહેબે ય જબરા હતા. એક લાકડી જાય તો બીજી લાવ્યા. ફરી પાછા

એક સાચો પ્રેરક પ્રસંગ

# સમાજમાં આ જ રીતે ક્રાંતિ આવતી હોય છે

પ્રવાસી

મેંદરડામાં કેળવણી મંડળ તરફથી વિદ્યામંદિર શરૂ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. આ વિદ્યામંદિર માટે નવું મકાન બાંધવાનું હતું. શારદાગ્રામના સર્જક અને આગેવાન કેળવણીકાર શ્રી મનસુખરામભાઈ જોબનપુત્રાના વરદ હસ્તે વિજયાદશમીના શુભ દિવસે વિદ્યામંદિરની ખાતવિધિ કરવાનો શ્રી રતુભાઈ અદાણીના પ્રમુખસ્થાને સમારંભ યોજવામાં આવ્યો. સભાનું કામકાજ શરૂ થયું. શાળાની કન્યાઓએ સ્વાગત ગીત ગાયું. પ્રસંગને અને સંસ્થાને શુભેચ્છા દર્શાવતા સંદેશાઓ વંચાયા. ત્યાર બાદ કેળવણી મંડળનાં એક મોવડી શ્રી હકમીચંદભાઈ સ્વાગત પ્રવચન માટે ઊભા થયા. 'બહેનો અને ભાઈઓ' એવા સંબોધનથી એમણે શરૂઆત કરી. પણ સભામાં સ્વાગત ગીત માટે બોલાવવામાં આવેલી પાંચેક કન્યાઓ સિવાય કોઈ બહેનો હતાં નહીં, એ જોઈને સૌને થોડું આશ્ચર્ય થયું. પણ શ્રી હકમીચંદભાઈએ જ સૌનું આશ્ચર્ય પારખી જઈને સ્પષ્ટતા કરી, કે સભામાં બહેનો દેખાતા નથી અને છતા મેં સંબોધનમાં 'બહેનો' એમ કહ્યું એથી ઘણાને આશ્ચર્ય થયું હશે. પરંતુ કેળવણીની દૃષ્ટિએ મહત્ત્વના લેખી શકાય એવા આજના આ સમારંભમાં મેંદરડાની બહેનોએ પણ સારી સંખ્યામાં હાજરી આપી છે.'

શ્રી હકમીચંદભાઈના આટલી સ્પષ્ટતા સાંભળીને તો મોટા ભાગના સભાજનોને વિશેષ આશ્ચર્ય થયું. પરંતુ શ્રી હકમીચંદભાઈએ એમની મૂંઝવણ અને આશ્ચર્ય દૂર કરવા માટે વધુ સ્પષ્ટતા કરી કે સ્થળ સંકોચને કારણે બહેનો માટે અહીં સગવડ થઈ શકે એમ ન હોઈ બાજુની ઓશરીમાં બહેનો માટે બેસવાની સગવડ કરવામાં આવી છે.

આટલી સ્પષ્ટતા સાંભળીને વ્યાસપીઠની પાછળ આવેલી એક નાની ઓશરી તરફ સૌનું ધ્યાન ખેંચાયું. વીસ પચ્ચીસ જેટલી બહેનો ત્યાં શાંતિથી બેઠી હતી.

'સ્થળ સંકોચને કારણે થોડા ભાઈઓને બાજુની ઓશરીમાં બેસાડવાનું સૂઝયું નહીં અને બહેનો માટે જ ત્યાં પ્રબંધ કરવાનું કેમ સૂઝયું ?' સમારંભના પ્રમુખશ્રીએ ટકોર કરી. અને થોડી સંકડાશ ભોગવીને પણ બહેનો માટે સભામંડપમાં જ બેસવાની સગવડ કરવા સૂચના આપી.

થોડી વારમાં જ વ્યાસપીઠની આગળના ભાગમાં બહેનો માટે જગ્યા થઈ ગઈ. અને વ્યાસપીઠની પાછળ ઓશરીમાં બેઠેલી બહેનો રાજી થતી થતી ત્યાંથી ઊઠીને સભામંડપમાં આવીને બેસવા લાગી.

આ બહેનોમાંથી બે બહેનોએ ઘૂમટો તાણેલો. ઘૂમટો તાણીને આગળ બેસવામાં એમને પણ સહેજ સંકોચ જણાયો. એટલે એક બાજુના ખૂણામાં પોતાને માટે સ્થાન મેળવવા એમણે કોશિષ કરી. સભાજનોમાં ઘૂમટાવાળી બહેનોની સંખ્યા વધુ હોત તો કદાચ એ તરફ કોઈનું ખાસ ધ્યાન ન ખેંચાત. પણ સારીએ સભામાં માત્ર બે જ બહેનો ઘૂમટો તાણીને બેઠી એથી સહેજે એ તરફ સૌનું ધ્યાન ખેંચાયું.

'આના કરતાં તો બહેનો જ્યાં બેઠાં હતા એ સ્થળ એમને વધુ અનુકૂળ હતું. ત્યાં કોઈને કોઈની લાજ તો કાઢવી પડે એમ ન હતું.' વ્યાસપીઠ ઉપરથી કોઈએ ટકોર કરી.

'આ બહેનોને કોની લાજ કાઢવી પડે છે એ જણાવો. એટલે એ મુરબ્બીઓને જ મોઢું ઢાંકીને બેસવાનું કહીએ. જેથી બહેનો ખુલ્લા મોઢે બેસી શકે!' પ્રમુખશ્રીએ રમૂજ કરી.

'વાત ફરી ફરીને મારા ઉપર આવે છે.' સ્વાગત પ્રવચન માટે ઊભા રહેલા શ્રી હકમીચંદભાઈએ

હસતા હસતા કહ્યું

'કેમ તમારા ઉપર વાત આવે છે? આ બહેનો ને તમારી હાજરીને કારણે લાજ કાઢવી પડે છે!' શ્રી રતુભાઇએ પ્રશ્ન કર્યો

'ના મારે કારણે તો નહી પણ લાજ કાઢેની બહેનો અમારા ઘરની છે અને મારા પિતાશ્રી અહી બેઠા હોઇ એમને લાજ કાઢવી પડે છે' શ્રી હકમી ચદભાઇએ ખુલાસો કર્યો

શ્રી હકમીચદભાઈના વૃદ્ધ પિતા શ્રી સવચદ બાપા વ્યાસપીઠ ઉપર જ બેઠા હતા

'બાપા! આ શુ? વડીનોને મન તો દીકરી અને વહુ બેય સરખી અને હવે તો જમાનો ય પલટાઇ ગયો તમ જેવા મુરબ્બીને મોઢુ ઢાકીને બેસવાનુ રમૂજમા પણ કહેવાય નહી પણ તમારે લીધે આખી સભામા માત્ર બે જ બહેનોને મોઢા ઢાકીને બેસવુ પડે એ તો બરાબર નહી' શ્રી રતુભાઇએ સવચદ બાપા તરફ ફરીને કહ્યુ

તે મારે શુ કરવુ?' સવચદ બાપાએ બહુ જ સરળ ભાવે પ્રશ્ન કર્યો

'કહી દો કે લાજ કાઢવી એ ખોટો રિવાજ છે હવે જમાનો બદનાઇ ગયો છે ઘૂમટા કાઢવાની કોઇએ જરૂર નથી'

'તે તમે જ મારા વતી કહી દોને'' સવચદ બાપાએ ખૂબ જ સરળ અને સહજ ભાવે પોતાની ઇચ્છા વ્યક્ત કરવાનુ જણાવીને સૌને આશ્ચર્યમા નાખી દીધા

'તમે કહેતા હો તો હુ તમારા વતી જાહેરાત કરુ પણ એની બહુ કિમત નહી સમાજસુધારણા ની દષ્ટિએ તમારા આ મહત્ત્વના નિર્ણયની જાહેરાત તમારે સ્વમુખેથી જ થાય એની કિમત છે તમે જ જાહેરાત કરો બાપા!' રતુભાઇએ સવચદ બાપા પાસે ધ્વનીવર્ધક યત્ર મૂકતા કહ્યુ

'પણ મને આ રાડિયામા બોલવુ નહી ફાવે' સવચદ બાપાએ આનાકાની કરી

રતુભાઇએ તો એમના મોઢા આગળ 'માઇક' ધરીને પકડી રાખ્યુ એટલે છેવટે સવચદ બાપા માઇક પાસે મોઢુ કરીને બોલ્યા 'તમે બધીયુ બેનુ દીકરિયુ છો તમારે હવે કોઇની લાજ કાઢવાની હોય નહી'

સવચદ બાપા તો આ માત્ર બે જ વાક્યો પરતુ તદ્દન સરળ ભાવે નિખાલસ ભાવે બોલ્યા હતા એ બે વાક્યોમા તો સામાજિક ક્રાન્તિનો મહત્ત્વનો સદેશ ઠાસોઠાસ ભરેલો હતો ઘૂમટા અગેની વાત નીકળી ત્યારે મોટા ભાગના શ્રોતાઓએ એ જ રમૂજ તરીકે –વિનોદ તરીકે જ વધાવી હતી જૂની ઘરેડ અને જૂના રિવાજોમા સારુ ય જીવન વ્યતિત કરી ચૂકેલા અને જીવનને આરે આવીને બેઠેલા કોઇ વડીલ સામાજિક સુધારાની વાતને આટલી સરળતાથી– આટલી સાહજિકતાથી આવકારે એ કોઇની કલ્પનામા પણ ન હતું સવચદ બાપાએ કુરુઢિઓને તિલાજલિ આપવાની અને સામાજિક સુધારણાની વાતને આવકારી એટલુ જ નહી પણ પોતાને ત્યાથી જ હિંમત ભરી શરૂઆત કરી સવચદ બાપાને માટે સૌના મનમા આદરભાવની હેલી ચડી

શ્રી સવચદ બાપાએ તો સામાજિક સુધારણાનો આદેશ આપ્યા પોતાના ઘરમા પોતે વર્ષોથી ઇચ્છતા હતા એવુ સુધારક પગલુ ભરવાની તક મળી અને શ્રી હકમીચદભાઇએ પણ દિલથી આવકારી પરતુ સવાલ હતો બહેનોનો જૂની અને ખોટી રૂઢિઓમા ઉછરેલ અને વર્ષોથી એવી રૂઢિઓને પોષતી આવેલ બહેનો ઘડીના છઠ્ઠા ભાગમા એ રૂઢિઓને તિલાજલિ આપી શકે? પરતુ સભાજનો આશ્ચર્યથી જોઇ રહ્યા સમજવુ વગર!! આવા કુરિવાજોથી જાણે અકળાઇ ગઇ હોય અને એમાથી મુક્ત થવાના અવસરની જાણે રાહ જોતી હોય એમ બન્ને બહેનોએ સવચદ બાપાના મોઢામાથી જેવા શબ્દો નીકળ્યા કે તુરત જ ઘૂમટો કાઢવાના કુરિવાજને તિલાજલિ આપી દીધી જીવનમા પહેલી જ વાર એમણે મુક્ત વાતાવરણનો અનુભવ લીધો

'સવચદ બાપા! આ સભાની અદર કેવળ અમારુ વેણ રાખવા માટે જ ઘૂમટો છોડી દેવાની તમે સમતિ નથી આપીને? ઘેર જઇને ફરી આ

બહેનોને ઘૂમટા ખેંચવા નહીં પડે ને?'' રતુભાઈએ વિનોદમાં પણ સૂચક રીતે સવચંદ બાપાને પ્રશ્ન કર્યો.

'અરે એવું તે હોય! હું છઉં તો જૂના જમાનાનો માણસ. પણ નવા જમાનાને ય ઓળખું છું હો! જે ચીજ ખોટી છે અને વહેલી મોડી ખરી પડવાની છે એને વળગી રહેવામાં ફાયદો શું? હવે તમે ફિકર કરો મા.' ઓછાબોલા સવચંદ બાપાએ ક્રાંતિકારી પગલાનું હાર્દ સમજાવીને સૌને હૈયાધારણ આપી.

વાત તો સાવ નાની પણ ભારે અસરકાર બની રહી પ્રસંગ તો સાવ નજીવો પણ સમાજ સુધારણાની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વનો બની રહ્યો. સરળતા અને નિખાલસતાની મૂર્તિસમા શ્રી સવચંદ બાપાએ સમાજ સુધારણાની દૃષ્ટિએ કરેલી જાહેરાત અને ભરેલા પગલાંથી સમારંભના કાર્યક્રમને નવી જ તાજગી મળી,' નવો જ રંગ ચડયો.

સમારંભ તો હતો વિદ્યામંદિરની ખાતવિધિનો. મેંદરડાના લોકો માટે એ પ્રસંગ ઓછો મહત્ત્વનો ન હતો. વિદ્યામંદિરની ખાતવિધિ પણ યોગ્ય અને અધિકારી વ્યક્તિના વરદ હસ્તે થઈ. પણ સાથે સાથે સામાજિક ક્રાંતિની દૃષ્ટિએ પણ આ સમારંભ મેંદરડાવાસીઓ માટે ખૂબ જ મહત્ત્વનો અને યાદગાર બની રહ્યો.

સમારંભ પૂરો થયો. ઊઠતાં ઊઠતાં શ્રી મનસુખરામભાઈના મોઢામાંથી શબ્દો સરી પડયા. 'મેં વિદ્યામંદિરના મકાનનો પાયો નાખવાની વિધિ કરી. શ્રી સવચંદ બાપાએ સામાજિક ક્રાંતિનું પગલું ભરીને સાચા વિદ્યામંદિરનો પાયો નાખ્યો છે. સમાજમાં આ જ રીતે ક્રાંતિ આવતી હોય છે.

સૌ વિખેરાયા. સવચંદ બાપા પણ લાકડીના ટેકાથી ચાલતા ચાલતા વિદાય થયા. ખૂબીની વાત તો એ હતી કે એમણે સામાજિક ક્રાંતિની દૃષ્ટિએ ભારે મહત્ત્વનું પગલું ભર્યું છે એવો લેશ માત્ર ભાવ એમના ચહેરા ઉપર ફરકવા દીધો નહોતો.

શ્રી મનસુખરામભાઈના શબ્દો ક્યાંય સુધી મારા કાનમાં ગુંજતા રહ્યા. 'શ્રી સવચંદ બાપાએ સાચા વિદ્યામંદિરનો પાયો નાખ્યો છે. સમાજમાં આ જ રીતે ક્રાંતિ આવતી હોય છે.'

---

## શાણપણ

જન્મથી જ જેઓ શાણા છે, તેઓ ઉત્તમોત્તમ છે,
અભ્યાસથી જેઓ શાણપણ શીખે છે તેઓ બીજે નંબરે આવે,
મૂરખામી છાંડીને જેઓ શાણા બને છે, તેઓનો નંબર છે ત્રીજો,
પણ, જેઓ મૂરખ છે છતાં શાણપણ માટે લેશ પણ દરકાર કરતા નથી તેઓ તુચ્છમાં તુચ્છ છે.

### શિક્ષણ

જેને જિજ્ઞાસા જ નથી તેને શિખવવાની હું તસદી લેતો નથી. સમજવાની કોશિશ ન કરે તેને ય સમજાવવાની કામગીરી હું કરતો નથી. હું તો ચોરસનો એક ખૂણિયો ઝાલીને ઊભો રહું અને જો શીખનાર વ્યક્તિ બીજા ત્રણ ખૂણિયા લઈને ન ધર્મા આવે તો તે મુદ્દાની મને મુદ્દલ પરવા જ નથી રહેતી.

### જ્ઞાન

વિચાર્યા વિનાનું પોપટિયા જ્ઞાન વૃથા છે, જ્ઞાન વિનાનો વિચાર વિઘાતક છે.

### નમ્રતા

નમ્રતા વિના આપત્તિ-વિપત્તિ લાંબો સમય સહી શકાતી નથી. માણસ સુખ પણ નમ્રતા વિના લાંબો કાળ સુધી ભોગવી શકતો નથી. માણસાઈ નમ્રતામાં છે. શાણા માણસો તેને લાભકારક ગણે છે.

### માયાળુપણું

માયાળુ માણસો જ માણસને ચાહી શકે છે, તેઓ જ માણસને ધિક્કારી શકે છે

## ૧. હજરત ઉમરના ત્રણ અપરાધો

મહમદ પયગંબરના મૃત્યુ પછી જે ખલીફાઓ થયા તેમાં હજરત ઉમરનું નામ મોખરે છે. હજરત ઉમર ખલીફા હતા ઉપરાંત એક ઓલિયા પણ હતા. ઉમર પોતાની પ્રજાને ઘણી જ ચાહતા હતા અને ગુપ્તવેશ પરિધાન કરી નગરચર્ચા જોવા નીકળતા હતા.

એક દિવસ હજરત ઉમર શહેરમાં ફરવા નીકળ્યા ગલી પછી ગલી ફરતાં ફરતાં એક ઘર આગળ તેઓ થંભી ગયા. એક મકાનમાંથી હસવાનો અને મશ્કરી કરવાનો અવાજ આવતો હતો. ખલીફાએ વિચાર્યું કે 'આ લોકો કેવા મૂર્ખ છે! અર્ધી રાત સુધી જાગીને; અવાજ કરીને પડોશીઓને પણ જગાડે છે. જોઉં તો ખરો તેઓ શું કરે છે!'

ખલીફા ઘરની એક દિવાલ પર ચઢ્યા અને એક ઊંચી બારીમાંથી ડોકાઈ મકાનના અંદરના ભાગમા જોવા લાગ્યા જોયું તો જણાયું કે સ્ત્રી અને પુરૂષ બેઠાં છે. તેમની આસપાસ દારૂની બાટલીઓ અને પ્યાલાઓ પડ્યા છે. દારૂની બાટલીઓ ખાલી કરતા જાય છે અને નશામાં ચકચૂર બની બંને હસી રહ્યા છે–મજાક કરી રહ્યાં છે.

મુસલમાનોના પવિત્ર ગ્રંથ કુરાનમાં દારૂ પીવો એ મહાપાપ છે તેવું લખ્યું છે. દારૂને સ્પર્શ કરવો એ પણ પાપ જ છે. ખલીફા ઉમર આ બધું જાણતા હતા, ઉમર, હારૂન, એવા શરૂઆતના ખલીફાઓ દારૂની ગંધ પણ લેતા ન હતા. તેથી ઉમરને આ લોકોને પીતાં જોઈ અતિ ગુસ્સો ચઢ્યો. ગુસ્સામાં ને ગુસ્સામાં ઉમર ત્રસ્ત થઈ બૂમ પાડી ઉઠ્યા: 'અરે બેશરમ લોકો! આ પીવાથી તમે પાપ કરી રહ્યાં છો તે તમે જાણો છો? તમે એમ સમજો છો કે; ઈશ્વર તમારું આ પાપ નથી જોઈ રહ્યો?'

દારૂડિયાએ બાદશાહને ઓળખી લીધા. રાજાના ભયથી તેનો નશો છૂ થઈ ગયો. એણે તો નક્કી કર્યું કે, હવે જીવ બચાવવો મુશ્કેલ છે. જો બાદશાહ (ખલીફા) માફી નહિ બક્ષે તો જીવ પણ બચાવવો મુશ્કેલ છે. આ વિચારથી તે થરથર થરથર ધ્રુજવા લાગ્યો. પણ એ દારૂડિયો ચતુર અને હાજર જવાબી હતો. આથી તે થોડી ક્ષણોમાં ટટ્ટાર થઈ બોલ્યો: 'પરવરદિગાર' મેં એક જ અપરાધ કર્યો છે; પણ આપ નામદારે; ત્રણ અપરાધો કર્યા છે. શું આપને પણ ખુદાનો જરા પણ ડર નથી?'

ખલીફા જેવા ઓલિયાને અપરાધો કર્યા છે તેવું કહેનાર; તે પણ ખલીફાની સન્મુખ જ. આથી ખલીફા જરા પણ ગુસ્સે થયા વિના બોલ્યા: 'મેં કયા ત્રણ ગુના કર્યા છે તે કહીશ?'

દારૂડિયો હતો હિંમતવાન. તેણે કહ્યું: 'હજૂર! ગુસ્સે થયા વગર સાંભળશો. આપ ગુના ગણવા માંડો અને હું ગણાવું છું. પહેલો અપરાધ તો એ કે ખુદાનો હુકમ છે કે; "તારે કોઈ પડોશીનો ભેદ કે ભરમ ઉઘાડો ન પાડવો." પણ આપે એ હુકમ પાળ્યો નથી; કેમકે આપ અમારો ભરમ ઉઘાડો પાડી રહ્યા છો. આ આપનો પહેલો અપરાધ.'

'આપનો બીજો વાંક એ છે કે કુરાનમાં આજ્ઞા છે કે "તું કોઈને પણ ઘેર જાય તો આગલે દરવાજે જજે." એને બદલે આપ બારીમાંથી આવ્યા.'

ખલીફા સડક જ થઈ ગયા. અને ત્રીજો અપરાધ જાણવા ઉત્સુકતા બતાવી.

'આપનો ત્રીજો ગુનો એ છે:' દારૂડિયો આગળ વધ્યો: 'કે ખુદાતાલાનો હુકમ છે કે; "તું ગમે તેને ઘેર જાય; ત્યારે તેને નમસ્કાર કરજે." આપે એ હુકમને પણ તોડ્યો છે. વળી શાંતિથી કહેવાને બદલે ગુસ્સામાં મને ધમકાવ્યો છે. હવે પરવરદિગાર! આપ જ કહો મેં કંઈ પણ ખોટું કહ્યું છે?'

દારૂડિયાનું કથન સાચું હતું. ખલીફા પણ સત્યને વરતતા હતા. તેણે શરમના બોજથી માથું

નીચે કર્યું. અને અપરાધોની ક્ષમા માગી. ઉપરાંત તેની પાસેથી વચન પણ લીધું કે, 'હવેથી હું કોઈ દિવસ દારૂ પીશ નહિ. તેમજ તેનો સ્પર્શ પણ નહિ કરું.' —સતીશચંદ્ર ડી૦ વૈષ્ણવ

## ૨. ગર્વ ન કીજીએ કોઈ!

એક શ્રીમંતે કોઈ જ્ઞાની સંન્યાસીને પોતાના મકાને બોલાવ્યો. આ વાડીનો માલિક હું છું, સામેનો બંગલો મારો છે, ફલાણી મીલનો ધણી સેવક છે, માથેરાનમાં અમારો બંગલો છે. મથુરામાં મારી જંગી મિલકત છે. એવી વૈભવની અને મગરૂરીની વાતો તે સંન્યાસીની સાથે તે શેઠ કરવા લાગ્યા. સંન્યાસી ત્યાગી ને જ્ઞાની હોવાથી તેને એવી મોટાઈ રૂચી નહિ અને સંન્યાસીને આ બાબતમાં કંઈક બોધપાઠ આપવાની ઇચ્છા થઈ. તેણે યુક્તિથી વાત ફેરવી નાખી, ને ત્યાં માસ્તર પાસે નકશો શિખતા શ્રીમંતના છોકરાને પૂછ્યું કે, 'તે શું છે?' ત્યારે છોકરાએ કહ્યું: 'પૃથ્વીનો નકશો' તેમાં હિંદુસ્તાન બતાવવા સંન્યાસીએ કહ્યું. જે મુજબ છોકરાએ બતાવ્યું. સંન્યાસીએ કહ્યું: 'એવા મોટા નકશામાં હિંદુસ્તાન એવડું જ?'

છોકરાએ જવાબ આપ્યો: 'હા મહારાજ! આખી પૃથ્વીની આગળ હિંદુસ્તાન શું હિસાબમાં?' એ નકશામાં મુંબઈ ક્યાં આવ્યું તે સંન્યાસીએ પૂછ્યું: છોકરાએ મુંબઈનું મીંડું બતાવ્યું. મુંબઈની તેના બાપની મીલ બતાવવા તેને જણાવવામાં આવતાં તે સંન્યાસીની સામું જોઈ રહ્યો ને કહ્યું કે મીલ તો તેમાં નથી. સંન્યાસીએ અજાયબી દેખાડી કે એવી મોટી મીલ અને એવો મોટો બંગલો તેમાં કેમ ન હોય?'

છોકરો બોલ્યો, 'મહારાજ! પૃથ્વીના નકશામાં હિંદુસ્તાન એક જામ જેવું છે, ને હિંદુસ્તાનમાં મુંબઈ એક મીંડા જેવું છે, તેમાં અમારો બંગલો ક્યાંથી હોય!' સંન્યાસીએ શ્રીમંત સામે જોઈને કહ્યું, 'જોયું શેઠજી! આ તમારો છોકરો શું કહે છે? દુનિયાના એક મીંડાના પ્રમાણમાં પણ તમે આવી શકતા નથી, છતાં તમે કેટલું અભિમાન રાખો છો? તમે ગમે તેટલા મોટા થાઓ, પણ જગતની નજરમાં તમે કશી વિસાતમાં નથી. દુનિયામાં મોટા દેખાવા માગતા હો તો; અને પ્રભુના પ્યારા થવું હોય તો ખોટી ખુમારી ને ગર્વ છોડી દ્યો, મારું મારું ત્યાગો, દાન આપો ને પરમારથ કરો એ જ જીવનનો સાચો રાહ છે.' —પૃથ્વીસિંહ ઝાલા

## ૩. ડૉ૦ તહાહુસેન

આ એક પુરુષાર્થી માનવીની જીવનગાથા છે. જેણે જીવનની વિટંબણાઓ અને વિરોધી પરિસ્થિતિઓ સામે અનેક જંગ ખેડીને જગતને અચંબામાં મૂકી દીધુ છે. પીડાના પર્વતોને પડકારનારી આ જીવનકથા પુષ્પના પરિમલ જેવી પવિત્ર છે. આંધી અને અસફળતાઓને દાદ ન દેનારી આ જીવન વિભૂતિના આછેરાં હવે આપણે દર્શન કરીએ.

એનું નામ તહાહુસેન. જન્મથી જ અંધ. ઇજિપ્તનો એ રહેવાસી, પિતાજી સાવ ગરીબ રોજ રોજ ઠોકરો ખાવી, મહેણાં સાંભળવાં, આપદાઓ સહન કરી આંસુ વહાવવાં અને આખરે જીવન પ્રત્યેનો ધિક્કાર વધી જતાં આપઘાતની કોશિશ કરવી-આ એનો જીવનક્રમ થઈ ગયો હતો.

સાવ ગરીબ અવસ્થામાં અભ્યાસ તો શી રીતે થઈ શકે? રોજ અથડાયા કરવું; આંસુ વહાવવાં અને વેદનાઓ વેઠી લેવી આ સિવાય જીવનમાં બીજું કાંઈ કરવાનું જાણે હતું જ નહીં. ઘા તો ઉર પર ઊંડા કોતરાયલા જ હતા ને એટલામાં પડોશી નારીએ એ ઘા પર નિમક છાંટયું: 'અરેરે, ખુદાએ આ અંધને કેવી આકરી સજા કરી છે! એના કરતાં એને આ આલમમાંથી ઊઠાવી લીધો હોત તો ઘરનો આભાર થાત. આખું ય આયખું આમ અથડાયા કરતાં એ શુભ થાત!'

તહાહુસેન પોતાની આત્મકથા આલેખનમાં લખે છે કે 'આ પડોશી મહિલાનો મીઠો ઠપકો મારા અંતરને અસર કરી ગયો. મારું હૈયું હચમચી ગયું. મેં નક્કી કર્યું કે આ અતૃપ્ત અને અંધ જીવનનો અંત લાવી દેવો. મને એ વાતની માહિતી હતી કે મારા વાડામાં એક કૂવો છે. જેથી હું લાકડીના ટેકે

રકે કૂવા તરફ જવા લાગ્યો. કૂવાના થાળા ઉપર પહોચ્યો. કૂવામાં પડતાં પહેલાં જ કોઇએ અચાનક મારો હાથ પકડયો અને કહ્યું: હાં, હાં, બાબા... કૂવામા પડી જઇશ.' આ અવાજ અમારે ત્યાંના મુલ્લાંનો હતો. મે કહ્યું: 'પડી જઇશ તો આ જીવનનો કરુણ અંજામ આવશે, આનંદ થશે; અમતની આલમનો પ્રવાસી બનીશ જિંદગીભર આ આફતોમાથી તો ઉગરી જઇશ ને!'

મુલ્લા મને પ્રેમથી દોરીને મારે ઘેર લઈ આવ્યા. મને, મારા ઓરડામા અનુકંપા અને અનુરાગથી બેસાડતા એમણે મને કહ્યું: 'બેટા! તું નકામો નાહિંમત બન્યો. હિંમત હારી ગયે કાંઇ જીવન જીવાતુ હશે! ભલા, આપણે જાણીએ છીએ કે ચક્ષુ સાચે જ ખૂબ જ કામની ચીજ છે. પણ એના વિના કોઇ પ્રગતિ જ ન કરી શકે એવુ નથી. આલમમા એવા ઘણા ય અંધ મહાન આત્માઓ થઈ ગયા છે કે જેમની અતુલનીય શક્તિ પાસે આંખોવાળા પણ પાણી ભરે છે. વાસ્તવમા તો મન જ મહાન વસ્તુ છે. જીવનની હોડીનુ સાચુ સુકાન તો મન જ છે. સુકાન જો સાબૂત હશે તો પછી સઢ કે હલેસું નહી હોય તો પણ એ એક જ સુકાન સહેલાઇથી તારી આ જીવન-નાવને કિનારે પહોચાડી દેશે. જો એ સુકાનને સંભાળીશ અને એને અદ્દર રીતે વળગી રહીશ તો ભયંકર તોફાનો અને રાક્ષસી આફતો પણ તારી નાવને કાંઈ જ કરી શકશે નહિ સુકાનને બરાબર વળગી રહે બેટા, એ મનને તારો ગુરુ બનાવ. એને ન છોડીશ, એને ન ભૂલીશ.'

તહાહુસેન જણાવે છે કે 'પ્રેમપૂર્ણ અને સ્નેહની સુધા સમાન એ હૈયાની વાણીએ મારા હૈયાને હચમચાવી મૂકયું. હું રડી પડયો. આંખમાથી દડ દડ આંસુ ખરવા લાગ્યાં. મારા મનને થયું-'અરે, આ જીવન જેવું અણમોલ મોતી આમ આપઘાત કરીને તોડી નંખાય કે! શા માટે આમ કાયર થઇને મૃત્યુના મોંમાં જવું જોઇએ! કેવળ આંખો સિવાય શું અંતરનો દીપ અજવાળાં ન પાથરી શકે! રે, ભોળા મનની સાથે મિત્રતા સાધીશ તો આ ચર્મચક્ષુને મારે શું કરવા છે! મેં મક્કમ નિર્ધાર કર્યો કે વિશ્વને બતાવી, આપું કે આંખો વિનાનો અંધ માનવી પણ મહેનતથી શું કરી શકે છે!'

પછી તો મે મારું કામ પૂર્ણપ્રેમ અને સુચારુ શ્રદ્ધા સાથે શરૂ કેરી દીધું. સૌ પ્રથમ પરવરદિગારની બંદગી કરી; અને બીજાનાં મોએ કુરાન સાંભળવાનું શરૂ કર્યું. કુરાન સાભળતો જાઉં, સમજતો જાઉં અને એના પવિત્ર પેગામને અંતરમા ઉતારતો જાઉં. પછી તો સૂઝ અને સમજશક્તિ વધવા લાગી. અંતરજ્ઞાનની ધારાઓ ફૂટવા લાગી જ્ઞાનદીપ પ્રગટવા લાગ્યો. મન આનંદથી ઝૂમવા લાગ્યુ. જે મન મૃત્યુનું આલિંગન ઇચ્છતું હતું એ જ હવે જીવનનાં મંગલ ગીતો ગાવા લાગ્યું ટૂંકમાં મને જીવન જીવવા જેવું લાગવા માંડયું. મનની મસ્તીથી હું મતવાલો બનવા લાગ્યો.'

પછી તો એમણે અભ્યાસનો આરંભ કર્યો. એ મેટ્રિક થયા. ગ્રેજ્યુએટ થયા. એમ. એ. પણ થઇ ગયા. ને એક કરતા વધારે વિદ્યાપીઠોએ પી. એચ. ડી.ની ઉપાધિ આપીને એમનું બહુ માન કર્યું. આ અંધ માનવીને ઇજિપ્તની સરકારે શિક્ષણ પ્રધાનનો હોદ્દો આપીને એમના પુરુષાર્થ પર યશકલગી ધરી. એમને માન મળ્યુ; મિલકત મળી અને આલમ એમના ચરણોને ચૂમવા લાગી. સાચે જ માનવી પરિણામને પ્રીત કર્યા વિના પુરુષાર્થને પ્રીત કરવા લાગે તો પરિણામ અની જાતે જ પ્રીત કરશે એવી પ્રેરણા-ગાથા ડૉ૦ તહાહુસેનની જીવનબંસરીના સૂરો આપણને સંભળાવે છે. —નટુભાઇ પટેલ

## ૪. પૂજ્ય કોણ?

નદીના કાંઠે એક ઊંચું તાડનું વૃક્ષ હતું. નજીકમા જ થોડે દૂર એક ઘેઘૂર વડ ઊભો હતો, શીળી છાયા વાળો, કોઈ તપસ્વી જોગંદર સમો.

એક દિવસ તાડને પોતાની ઊંચાઇનો ગર્વ થયો. આભને રંકો દેવા મથતા તાડને પોતાની ઊંચાઇ પાસે પેલો વડ તો સાવ ઠિંગુજી લાગ્યો. જ્યારે કોઇને પોતાની કોઈ શક્તિનું અભિમાન જાગે છે ત્યારે એ અભિમાનની આડે તે પોતાની વિવેકબુદ્ધિ ખોઇ બેસે છે. પોતાની ઊંચાઇના અભિમાનથી છકી ગયેલો તાડ

પણ વિવેકભ્રષ્ટ બન્યો. તેણે પેલા વડ તરફ તિરસ્કાર-પૂર્વક નજર કરીને કહ્યું :

'અલ્યા એ ઠીંગુજી વડલા! કેમ હમણાં કાંઈ તારી ફાલ્ય વધી લાગે છે?'

વડ નરમાશથી બોલ્યો : 'કેમ ભાઈ એમ બોલો છો?'

'આ જોતો નથી તારા પરથી સુકાઈને ખરી પડતા પાંદડાં મારા થડ સાથે અથડાય છે. તું એક નાનકડો વડલો મારા જેવા મોટા (ઊંચા) તાડ સાથે અડપલાં કરે, એમ? તારામાં નાના-મોટાનો કોઈ ભેદ જ નથી કે શું?'

'માફ કરો તાડભાઈ! પવનને લીધે પાંદડાં એ તરફ આવતાં હશે.'

'તે પવનને લીધે પાંદડાં મારા તરફ આવે જ શા માટે? તું ધ્યાન કેમ નથી આપતો?', તાડે ગરજીને કહ્યું.

વડનો કોઈ દોષ નહોતો. પવન જે બાજુ જતો હોય તે બાજુ પાંદડાં ઊડી ઊડીને જાય તેમાં વડ શું કરે? પણ અભિમાની તાડને એવી વાતો સમજવાની નવરાશ નહોતી. લડાઈખોર માણસોને લડવાનાં બહાનાં જ જોઈતાં હોય છે. બહાનું ન મળે તો ખોટું બહાનું ઊભું કરે. વડે મૌન રહેવામાં જ ડહાપણ માન્યું. તેણે તાડને કાંઈ જવાબ ન આપ્યો. બુદ્ધિશાળી અને ડાહ્યા હોય છે તે મૂર્ખાઓ સાથે જીભાજોડીમાં ઊતરતા જ નથી.

પણ વડનું મૌન જોઈને અભિમાની તાડે માન્યું, કે વડ પોતાનો દમામ જોઈને ડરી ગયો છે અને તેથી જ તે ચૂપ થઈ ગયો છે. તાડ પોતાના આવા કલ્પી લીધેલા વિજયથી પોરસમાં આવી ગયો અને તેણે ટટ્ટાર માથું રાખીને પોતાની ટોચ પરનાં પાંદડાં હવામાં ડોલાવ્યાં; કોઈ અભિમાની રાક્ષસ પોતાના વિજયથી ઉન્મત બનીને પોતાના માથાના વાળ ધૂણાવે તેમ.

થોડીવાર પછી બપોરના અસહ્ય તાપથી અકળાયેલાં પક્ષીઓનું એક ટોળું આરામ કરવા આવી પહોંચ્યું અને પેલા તાડ તરફ નજર પણ કર્યા વિના સીધું જ એ આખું ટોળું પેલા વડલાની શીતળ ઘટામાં જઈને જંપી ગયું. વિશાળ વડની શીતળ છાયામાં તાપથી અકળાયેલાં પંખીઓને શાતા મળી. આરામ પામેલાં પંખીઓ આનંદથી ગીતો ગાવા લાગ્યાં. વડ જાણે વિવિધ પંખીઓનો મહેલ બની ગયો. તેણે ખુશ થઈને પંખીઓને પોતાનાં મીઠાં ફળો અને કૂણી કૂણી કૂંપળો ખાવા આપી. પંખીઓએ વડદાદાની ઉદારતાનાં પણ ગીતો ગાયાં. પેલા ઈર્ષાળુ તાડે એ ગીતો સાંભળ્યાં અને તે સમસમી ઊઠ્યો અને મનમાં બબડી ઊઠ્યો, 'આ પંખી પણ કેવાં મૂર્ખ છે. મારી આવી ઊંચી ઊંચી ટોચે ઝૂલવાને બદલે એ ઠિંગુજી વડલાની ડાળે જઈને બેઠાં!'

વળી થોડીવારે કેટલાંક બાળકો ત્યાં આવ્યાં અને વડદાદાની છાયામાં રમવા લાગ્યાં. નિર્દોષ બાળકોના કિલકિલાટથી વાતાવરણ વધારે રંગમય બની ગયું. વડદાદા એ નાનકડાં નિર્દોષ ભુલકાંઓની રમતો જોતા, હરખાતા તેઓના તરફ પ્રેમથી પોતાની લાંબી લાંબી ડાળીઓ ડોલાવી રહ્યા.

પેલો તાડ વળી બબડ્યો: 'આ છોકરાંઓમાં પણ અક્કલ નથી. એ વડમાં તે શું બળ્યું છે. અહીં મારી પાસે આવે તો મારી ટોચે બેસાડીને ઊંચા આકાશમાં ઝુલાવું. ઊંહ!...' અને તેણે વળી તિરસ્કારમાં મોઢું ફેરવી લીધું.

વળી થોડીવાર થઈ ત્યાં એક વટેમાર્ગુ આવ્યો. તાપથી અકળાયેલા વટેમાર્ગુએ વહેતી નદી જોઈ. નદી કાંઠે ઘેઘૂર વડની છાયા જોઈ અને તેણે આરામ કરવા વિચાર્યું. ખભા પરથી ઝોળી ઊતારી વડના થડ પાસે મૂકી તેણે નદી કાંઠે જઈ હાથ-મોં ધોયા. ઠંડું પાણી પીધું અને પછી વડની શીળી છાયામાં આરામ કરવા સૂતો. વડે એ થાકેલા મુસાફરને આરામ આપવા પોતાની ડાળીઓનો વિંઝણો ઢોળવા માંડ્યો. મુસાફર શાંતિથી ઊંઘી ગયો.

પેલા તાડે આ જોઈને વળી બબડવા માંડ્યું: 'આ મુસાફર પણ કેવો છે! મારા જેવા મોટા ઝાડને મૂકીને એ નાનકડા વડલાને આશરે જઈને સૂતો!'

વળી થોડીવાર થઇ ત્યાં કેટલીક સ્ત્રીઓ હાથમાં પૂજનની સામગ્રી ભરેલા થાળ લઇને વડ પાસે આવી તેઓએ વડદાદનું ભક્તિભાવ પૂર્વક પૂજન કર્યું. દાદા પાસે પોતાનાં સૌભાગ્ય અખંડ રહે તેવા આશીર્વાદ માગ્યા દાદાએ એ સ્ત્રીઓને પણ પોતાના પ્રેમભર્યો શીતળ વાયુ ઢોળ્યાં.

પેલો તાડ એ વડનું પૂજન થતું જોઇને હવે વધારે અકળાયો. 'આ બધા મૂર્ખ છે! મહામૂર્ખ છે! મારા જેવા ઊંચા વૃક્ષનું પૂજન કરવાને બદલે એ ઠિંગુજી વડનું પૂજન શા માટે કરે છે?'

ખળખળ વહેતાં નદીનાં નીર હવે એ મૂર્ખ તાડના અભિમાન પર હસી પડયાં અને બોલ્યા: 'અલ્યા તાડ! મૂર્ખ તો તું છે. તારી પાસે કોણ આવે? તાપથી અકળાયલાં પંખીઓને તું છાયા આપી શકતો નથી. તેને ખાવા આપવા તારી પાસે નથી ફૂલ કે નથી કૂણી કૂંપળો. બાળકો તારા પર ચઢીને શું કરે? તું છે ઊંચો પણ એટલી અક્કલ તારામાં નથી! મુસાફર તારી પાસે શા માટે આવે? તેને આરામ આપવા જેવી છાયા તારી પાસે છે જ ક્યાં? તને પૂજવાનો હક નથી. જે પારકાની સેવા કરે, પારકાનું ભલું કરે, દુઃખીને દિલાસો આપે, અકળાયેલાને શાંતિ આપે, ભૂખ્યાંને ખાવાનું આપે તે મહાન ગણાય; તું ઊંચો છે પણ વડ તેની સેવા આથી મહાન છે. તેની પરોપકાર વૃત્તિથી તારા કરતાં પણ ઊંચો છે અને તેથી જ તે પૂજનનો અધિકારી છે–પૂજ્ય છે.' તાડ શરમાઇ ગયો અને તેનું અભિમાન ગળી ગયું. —અનંત વ્યાસ 'સ્મિત'

## ૫. સિંધુ માં બિંદુ

જૂન '૧૯૬૪ની આ વાત છે.

પૂ૦ રવિશંકર મહારાજ સૌરાષ્ટ્રમાં કવિ દુલા કાગની સાથે લોકોના દુઃખડા સાંભળતા ગામડે ગામડે ફરી રહ્યા હતા.–ગામમાં ચોરે સભા ભરાઇ હતી. ગામનું લોક દાદાની વાણી સાંભળવા ભેગું થયું હતું. દાદાની વાતો પૂરી થઇ ત્યાં તો સભામાંથી ચાર જણાં ઊભાં થયાં. કહે, 'મહારાજ અમારી વાત સાંભળો અમારો હાથે પાપ થયું છે. અમે કબૂલી લઇએ છીએ. અમે પેલા ભાઇને ત્યાં ઘર ફોડેલું. અમારો ગુનો સ્વીકારો.' દાદાએ પેલા ભાઇને પૂછ્યું. કે શી વાત છે? એમના ઘરમાં થોડા દિવસ ઉપર ચોરી થયેલી. ચોરની ઘણી તપાસ કરેલી, કેસ પણ કરેલો પરંતુ ચોર નહોતો મળ્યો. દાદાએ ગુનો સ્વીકારતા ભાઇને પૂછ્યું, 'મુદ્દામાલ છે કે વેચી દીધો?'

'બધો સલામત છે, સાહેબ'...કહી કહેવાતા ચોર મુદ્દામાલ લઇ આવ્યા. મહારાજે ઘણીને બોલાવ્યો અને પૂછી લીધું કે આ જ તારો માલ કે? પેલો તો ગળગળો થઇ ગયો. દાગીના રૂપિયા બધું હેમખેમ પાછું આવ્યું હતું.

'પણ અલ્યા, આ ગુનો સ્વીકાર્યો તે સજા ભોગવવી પડશે.' મહારાજે ચોરોને કહ્યું.

'છાતી–માથા પર, મહારાજ. આ તો તમે ગામમાં આવ્યા અને અમારા સાગરીદોએ અમને સમજાવ્યું કે આ ઘડી છે, પુણ્યે ન્હાઇ નાંખવાની, પાપ ધોઇ લેવાની. અમારે ગળે મોસરવું ઊતરી ગયું. જે કરશો તે માબાપ, શિરમાથા પર!'–તરત નાહી ઊઠેલું હૃદય બોલતું હતું.

પછી તો મહારાજ મેજીસ્ટ્રેટ પાસે પહોંચ્યા. બધી હકીકત જણાવી, ન્યાયની રૂએ જે કંઇ વિધિ ચાલે તે કરવા દાદાએ કહ્યું. તે બધું કોર્ટની રીતે કોર્ટનું કામ ચાલી રહ્યું છે. દાદાનું સ્ટેટમેન્ટ અધિકારી લઇ ગયા. કવિ દુલા કાગ આ પ્રસંગના સાક્ષી હતા. એમણે આ સોનાવાટકીમાં અમૃત ઘોળ્યું. દરેક ચોરને પાંચ પાંચ વીઘા જમીન આપી અને કૂવો ખોદાવી આપવાનું વચન આપ્યું.

જ્યારે ચારે બાજુ 'મારૂં મારૂં ને ત્હારું ત્હારું' અને 'મારો–કાપો, લૂટો'ની વાતો સંભળાઈ રહી છે, ત્યારે મને થયું કે લાવ ને થોડી રામધૂન પણ ગાઇ સંભળાવું!

—મીરાં ભટ્ટ

★

# ખોવાયેલું બાળક

[રમતું બાળક ગુમ થયું. શંકાઓ ઊભી થઈ. અને બાળક ફરી જીવતું પાછું ન મળ્યું તે ન જ મળ્યું અને જ્યારે મળ્યું ત્યારે કેવું ભયંકર સ્થિતિમાં!]

અરુંધતી ગોસીવાડેકર

'આહા! આ સુધરેલા જમાનાની માતાઓ, ભગવાન બચાવે! પોતાનાં છોકરાં સાચવવાની દરકાર પણ એમને નથી.'

'હા, સાચું છે. મને તો એ જ સમજાતું નથી કે છોકરાંવની બરાબર સંભાળ રાખવામાં કઇ મોટી કામગીરી છે, કે એટલું યે નથી કરી શકતી?'

'મારાથી તો એની આ હૈયાફાટ રોકકળ જ સહી ન ગઈ.'

'બાઈ રૂપાળી હોવી જોઇએ. નીકર તમને આટલું બધું લાગી શેનું આવે?'

'આમે ય, વાત તો એ છે કે આ નવા જમાનાનાં સ્ત્રી-પુરુષોને મુદ્દે છોકરાં ગમતાં જ નથી. ઘડી બે-ઘડી રોઇને છાની રહી જશે. છોકરું ખોવાણું'તું એ વાતે ય વીસારી દેશે.'

ઉત્તમ ખાદ્યો માટે પ્રખ્યાત એક મોટી દુકાનમાં ખરીદી કરતી વખતે ઉપર મુજબની છૂટક-તૂટક વાતો મારા કાને પડી. મેં બિલ ચૂકવી દીધું અને પડખે ઊભેલા એક માણસને પૂછ્યું કે શી વાત છે આ બધી? તેણે માત્ર એટલું જ કહ્યું: 'કાંઇ નહિ, એ જ જૂની વાત. બાળ-અપહરણે. આ તો મુંબઇ છે ભઇ!'

થોડીવારમાં જ મેં માહિતી એકઠી કરી લીધી. સાંજે, લગભગ છ વાગ્યાના સુમારે, એક જુવાન યુગલ, પોતાના બે વરસના બાબા સાથે ગોખલે રોડ પર ખરીદી કરવા નીકળ્યું હતું. મા-બાપ જ્યારે ખરીદી કરવાના કામમાં રોકાયેલાં હતાં ત્યારે બાબો-કોઇએ કહ્યું તે મુજબ-કોઇ ઉપાડી ગયું હતું; અથવા—બીજાઓએ જણાવ્યું તેમ—તે અદૃશ્ય થઇ ગયો હતો.

હું મુંબઇના બાંદરા પરામાં રહું છું. ટાંકી પાસે નવા જ બંધાયેલા મકાનમાં રહું છું. રોજ નહિ તો રજાના દિવસોએ તો જરૂર, હું, દાદરના ટિળક પૂલ પાસેના આ ખાદ્ય-પદાર્થોના પ્રખ્યાત સ્ટોરની મુલાકાત અચૂક લઉં છું. અને આવી મારી એ સ્થળની એક રાબેતા મુજબની મુલાકાત દરમિયાન મને આ કમનસીબ બનાવની જાણ થઈ. આમ તો એમાં ખાસ કોઇ સનસનાટીનો ભાવ નહોતો, કારણ, મુંબઇમાં આવા બનાવો કાંઈ નવી નવાઇના નહોતા.

અને તો યે, મેં બીજે દિવસે મારા મિત્ર ઇન્સ્પેક્ટર વાણીને એ વિષે પૃચ્છા કરી. તેમણે આ કિસ્સા વિષે અજ્ઞાન જ પ્રગટ કર્યું, છાપાંઓમાં પણ આ બનાવની વિગતો ન આવી.

બે દિવસ પછીની વાત. હું મારી બાલ્કનીમાં ઊભો હતો. મારા ઘરની બરાબર સામે નૂર મંઝિલ આવેલું છે ઇન્સ્પેક્ટર વાણી એમાં રહે છે. અમારો એમની સાથે ગાઢ પરિચય હતો. ઘણીવાર તેઓ મને મારી ફોર્ટ પર આવેલી ઓફિસે પોતાની જીપમાં ઉતારી જાય. તેઓ ઘણીવાર એમ પોલીસ ખાતાની ખાનગી વાતો અને શોધખોળની જાતમીથી વાકેફગાર રાખતા. તેઓને ખબર હતી કે હું બેન્કમાં કામ કરું છું, અને તેઓ કહેતા બેન્કવાળાઓ તો વિશ્વાસુ હોય છે; ન હોય તો યે, વિશ્વાસુ રહેવાનું તેમને શિખવવામાં તો આવે છે જ.

ઇન્સ્પેક્ટર વાણીના ફ્લેટ ભણી જોઉં છું તો આજે તેઓ ઉતાવળમાં જણાયા. છતાં મેં એમને બોલાવ્યા. પણ પોતે ખૂબ જ કામમાં છે એમ કહેતાંકને તેઓ જીપમાં બે-ત્રણ પોલીસવાળાઓ સાથે નીકળી પડ્યા.

ઇન્સ્પેક્ટર વાણી રાતના છેક સાડા અગિયારે પાછા આવ્યા. એમણે તરત મને બોલાવવા માણસ મોકલ્યો. જ્યારે મેં એમને બનાવ અંગે પૃચ્છા કરી ત્યારે એમણે મને કહ્યું કે એ માટે જ તો સવારના તેઓ નીકળી પડ્યા હતા. એમણે ઉમેર્યું: 'બે દિવસ

પહેલા તમે મને એ વિષે પૂછેલું, પણ મેં જાણી જોઈને એ વખતે તમને કશું જણાવ્યું નહોતું. હકીકતમા એ બનાવ અંગે કોઈને પણ કશું ન કહેવાનો અમને હુકમ હતો. છેલ્લા બે દિવસથી અમે ખોવાયેલા બાળકની શોધમા હતા. સખત હુકમ હતો કે બનાવના કશા જ સમાચાર પ્રગટ ન થવા જોઈએ, કારણ, નાહક લોકોમા અધાધૂધી અને અરેરાટી ફેલાય!'

અને પછી ઇન્સ્પેકટર વાણીએ આખી વાત કહીઃ

સીઓન હોસ્પિટલ પાસેના એક બંગલામા એક સિંધી યુગલ રહે છે પ્રેમલગ્નથી તેઓ પરણ્યા હતાં. પતિ ઝૂલ લેખક છે શૈલા કુંદરાણી તેની વારતાઓથી આકર્ષાઈ. પત્ર વહેવારથી શરૂ થયેલી એમની મૈત્રી લગ્નમા પરિણમી ઝૂલના મા બાપ હજુ પાકીસ્તાનમા છે. તેના પિતાજી રામ શિક્ષણખાતામા ઓફિસર છે. થોડા વખત પછી ઝૂનને ત્યા બાબો અવતર્યો બાબો આવ્યા પછી તો યુગલને મન બગલા બહારની દુનિયાનુ અસ્તિત્વ જ મટી ગયુ. હજી પણ ઝૂન વારતાઓ લખ્યા કરતો અને શૈલા તેના વખાણ કર્યા કરતી પણ ધાબૂ આવતા જ વાતાવરણ આખુ પલટાઇ ગયુ. બાળક જ તેમની રોજિંદી જિંદગીનું કેન્દ્ર બની ગયુ હતું અ બન્નેના દિવસો બાળકને લાડ લડાવવામા જ પૂરા થવા લાગ્યા. આમને આમ દિવસો પસાર થવા લાગ્યા અને ધાબૂ દોઢ વરસનો ય થઇ ગયો.

ઝૂનના પિતાજીને એકાએક અમેરિકાના શિક્ષણ પ્રવાસ પર જવાનું ઊભુ થયુ. અમેરિકાનો પ્રવાસ આરંભતા પૂર્વે એમણે પોતાના પૌત્રને જોવાની ઇચ્છા વ્યક્ત કરી. ઝૂલ અને શૈનાએ ધાબૂને લઇને શનિવારે સાંજના પ્લેનથી કરાચી જવાનુ નક્કી કર્યું અને પ્લેનની ટિકિટ મેળવી લીધી

બુધવર હતો શૈનાએ ખરીદવાની વસ્તુઓની યાદ ઝૂન સામે ધરી અને સાંજે તેને વેળાસર આવવાનુ કહ્યું જેથી તેઓ ખરીદી માટે શહેરમા જઈ શકે. ઝૂનના પિતાજીને ય મુમ્બઈમાથી કેટલીક વસ્તુઓની જરૂર હતી એટલે તે પણ ખરીદવાની હતી. તે દિવસે એ લોકો આમ તો સાડાચાર વાગ્યે ખરીદી માટે નીકળવાના હતા, પણ પરોણાના ગપ મારવા આવી ચડયા અને તેથી નીકળતાં નીકળતાં જ સાડાપાંચ થઈ ગયા.

દાદરની બે-ત્રણ ફાલતુ જગ્યાએથી અમુક ચીજો ખરીદવાનું તેઓએ તરત આટોપી લીધું. વારંવાર તેઓ એમાથી એક ધાબૂને તેડતાં હતાં, પણ જ્યારે નાનેરો ધાબૂ ચાલવાનો હઠ કરતો ત્યારે તેને એકલો જ પા પા પગલી કરતો જોઇને બેઉ રાચતા.

શૈલાને ખાસ ચીજો ખરીદવાની હતી તેથી તેઓ મોટા સ્ટોર ભણી ગયાં ધાબૂ એમની આગળ આગળ ચાલતો હતો અને તેનુ ધ્યાન રાખતા જ બન્ને પાછળ ચાલી રહ્યા હતા. દુકાન નજીક પહોચતાં સુધી તેઓ આમને આમ ચાલતા રહ્યા દુકાન આવી. એટલે ઝૂને ધાબૂને તેડી લીધો ધાબૂ રમતે ચડયો હતો. તેને દુકાનમા જવું નહોતું, ફૂટપાથ પર રમવું હતુ. શૈના અને ઝૂન તેને પટાવી-ફોસલાવી દુકાનમા લઇ જવા ખૂબ પ્રયત્નો કર્યા, પણ ફોગટ. બાળહઠ ખરીને! છેવટ શૈનાએ કંટાળીને કહ્યુ: 'છો ને રમે ફૂટપાથ પર તમે તેનુ ધ્યાન રાખો હું અબઘડી ખરીદી પતાવી લઉ ...' આમ કહીને તે દુકાનમા ગઈ.

દુકાન ભણી જતા પગથિયા ધાબૂ હળવે હળવે ચડયા કરતો અને પાછો નીચે ઉતરતો. પોતાની આ સફળતા પર તે રાજી રાજી થઇ જતો ઝૂન પણ તેને મગરૂરીથી જોતા રહ્યો.

આમ ધાબૂનુ ચડ-ઉતર ચાલનું હતુ ત્યાં જ, અંદરથી શૈલાએ કશીક મસલત કરવા ઝૂનને બોલાવી મંગાવ્યો લીપસ્ટીક અને મનીપર્સની પસંદગીની બાબતમા ઝૂલનો અભિપ્રાય તેને જોઇતો હતો. ઝૂન અંદર ગયો.

ધાબૂ તો પોતાની રમતમા મસ્ત હતો ત્યા, તેનું ધ્યાન રંગબેરંગી દડા પર પડયુ—દડો કયાંકથી આવીને તેના પગ આગળ જ પડ્યો. તે ખુશ થઇ ગયો. પણ તે દડો ઉપાડે તે પહેલા જ બે કોમળ હાથોએ તેને ઊંચકી લીધો. મોટરમાથી હમણા જ બહાર નીકળેલી એક સ્ત્રીએ તેને લઈ લીધો હતો.

ધાબૂએ તેને પકડનાર સ્ત્રી ભણી ટગરટગર જોયા કર્યું. સ્ત્રી નાયલોનની સાડી, પીઠખુલી ચોળી અને

પોની-રેઇલવાળમા સજ્જ હતી. સ્ત્રીએ પણ ધાબૂને ધારીને જોયો અને પછી તેના હાથમા પેનો દડો આપી દીધો બીજી જ પળે તેણે તેને સરખી રીતે તેડયો, ઉમળકાથી છાતીએ ચાપ્યો, ચૂમ્યો અને તેને ય લઈને મોટરમા બેસી ગઈ મોટરમા તે સ્ત્રીનો મિત્ર રાહ જ જોતો'તો, તેણે મોટર પૂરપાટ દોડાવી.

શૈનાએ ખરીદી પતાવી લીધી તે અને ઝૂલ દુકાનમાથી બહાર આવીને તેમનો લાડકો શુ કરે છે તે જોવા આખો માંડે છે, પણ ધાબૂ તો હતો જ નહિ' આસપાસમા ક્યાક નીકળી ગયો હશે, ધારીને આખા ય વિસ્તારમા શોધાશોધ ચાલી પણ નિરર્થ જ થવાનુ હતુ. તેઓની આખો ભીની થઈ ગઈ તેઓએ સઘળે શોધ્યા જ કર્યું. તેઓ ગભરાઇ ગયા છોકરો ક્યાય મળ્યો નહિ શૈનાએ આસુભરી આખે લગભગ બધાને પૂછ્યુ 'તમે મારા બાબો જોયો? હમણા જ તો અહિયા રમતો હતો '

પણ કોઇ તેને કશુ ચોક્કસ કહી શકતુ નહિ માત્ર સામે રસ્તે ફૂટપાથ પર જ દુકાન માડી બેઠેલા ફેરિયાએ શકા કરી કે મોટરમા પેલી સ્ત્રી હમણા લઈ ગઇ તે છોકરો જ ખોવાયેલો છોકરો હોવો. જોડએ અને ફેરિયાથી થોડે જ છેટે ફળ વેચતા બેઠેલી બાઇએ કહ્યુ 'હા રે' બે મિનિટ પહેલા તો છોકરો અહિયા જ હતો પણ તેને તો મોટરમા પેલી બાઈ તેડી ગઇ '

શૈનાને થયુ કે આ તો કોઈ બળતા જ છોકરાની વાત લાગે છે પણ ફળવાળીએ છોકરાનુ વર્ણન કર્યુ પછી તો કાઇ શકા જ રહી નહિ 'હા, તે તો તેની મા સાથે ગયો મોટરમા ' ફળવાળીએ ભારપૂર્વક કહ્યુ

'ના, ના હુ એની મા છુ એ મારો છોકરો હતો!' શૈનાએ ધ્રુસકે ધ્રુસકે રડતા કહ્યુ

ફેરિયાએ પણ ખાત્રી આપી કે તેણે મોટરવાળી બાઇને છોકરાને તેડીને મોટરમા લઇ જતી જોઈ હતી વાત બેસી ગઇ હતી—ધાબૂનુ અપહરણ થયુ હતુ.

બીજો કોઈ રસ્તો નહોતો પોલિસમા જાણ કરવી જોઇએ શૈના અને ઝૂલ પોલિસ ચોકીએ પહોચ્યા પોલિસે તાબડતોબ ચીવટથી તપાસ શરૂ કરી દીધી પણ એ દિવસ સુધી તેમને ય ખોવાયેલા બાળકનો કશો જ પત્તો મળ્યો નહિ. મુદ્દલ સગડ નહોતા મળતા.

ગોપ અને તેની પત્ની,—ઝૂન શૈનાના પડોશીએ—એ દપતીને આશ્વાસન આપ્યુ, સમજાવ્યું, અને કરાચીની સફર રદ ન કરવા વીનવ્યુ 'તમને સ્થળ ફેરથી સારુ લાગશે, દરમિયાન, પોલિસ તપાસ તો ચલાવે જ છે.' એ વગેરે દલીલો એ લોકોએ કરી

અને આખરે, આગ્રહને વશ થઇને ઝૂલ અને શૈના શનિવારની સાજે પ્લેનમા પોતાની જગ્યા સભાળી બેસી ગયા સતત રડવાથી શૈલાની આખો અને ચહેરો સુજી ગયા હતા

સૌ પ્લેનમા બેસી ગયુ હતુ એર હોસ્ટેસ રોઝીએ પોકાર કર્યો 'આપના પટ્ટા તગ કરો, પ્લીઝ'

શૈના બેઠી હતી તે હરોળમા જમણી બાજુએ એક અપ ટુ ડેટ યુગલ બેઠુ હતુ સ્ત્રીએ કાશ્મીર શાલમા જતનથી વીટેલું બાળક તેડયુ હતુ બાળકના પગમાં લાલ રગના બૂટ હતા અને ભરાવદાર, કાળા ભમ્મર વાકડિયા વાળ દેખાતા હતા. સ્ત્રી ખૂબ પ્રેમપૂર્વક બાળકને છાતીસરસું જ રાખતી હતી

આ દશ્ય જોઇને શૈનાને ધાબૂ યાદ આવી ગયો. તે આ સ્ત્રીને ઓળખતી નહોતી તો યે તેણે તેને કહ્યુ 'તમારા બાળકને જરાવાર હુ રમાડુ? પ્લીઝ!'

'એ મારો છે, અને ઘસઘસાટ ઊંઘે છે ' સ્ત્રીએ કરડો જવાબ વાળ્યો

શૈનાની માગણીથી પેલી સ્ત્રીના પતિ પણ નારાજ થયો જણાતો હતો તેણે કહ્યુ 'અરે, તને કશુ ભાન નથી હમેશા મેલી નજર છોકરા શોધતી જ હોય છે આપણે આપણા બાબાને હેત કરીએ, એ જ જાણતુ કોઈ બધા ન કરતા હોય '

શૈનાને ય એમ જ લાગ્યુ તે પોતે ય પોતાનો ધાબૂ આમ ગમે તેને ન આપે, થોડી મિનિટો ય અજાણી સ્ત્રીને ન આપે.

ચોખ્ખુ દેખાતુ હતુ કે જે રીતે સ્ત્રીએ બાળકને તેડયુ હતુ તેથી તેને ઘણી જ અગવડ પડતી હતી અને તે ઘણી જ થાકી ગઈ હતી - બાળક

ગોદમાંથી સરતું જતું હતું તેને બરાબર કરવા જતી હતી, ત્યારે જ બરાબર પ્લેને અચાનક એક મોટો આંચકો આપ્યો. આ આંચકાને લીધે બાળકના પગ માંથી એક બૂટ બહાર નીકળી ગયું.

શૈલાનું તો ધ્યાન જ આખો વખત બાળક પર જ કેન્દ્રિત થયેલું હતું. તેણે આ જોયું. તે આગળ નમી અને તેણે બૂટ ઉપાડી લીધું અને બાળકના પગમાં પહેરાવવા કર્યું. ત્યારે તેણે જોયું કે આ બાળકને ય તેના પોતાના ધાબૂની જેમ ડાબા પગે લાખું હતું. તે પોતાની જાતને કાબૂમાં રાખી શકી નહિ. તેણે બાળકનો પગ પકડી જ રાખ્યો. તે પગ કેવો ઠંડો બરફ હતો!

શૈલાના આ વર્તનથી પેલી સ્ત્રી ખૂબ ગુસ્સે થઇ ગઇ, તે ઝબી ગેડી. તરત જ તે ઊભી થઇ ગઇ અને પોતાના પતિ સાથે જગ્યા બદલો કરી લીધો. હવે તે બારીવાળી સીટ પર હતી. દરમિયાન ઝૂલ બોલ્યો: 'ઓ રે શૈલા! તું કોઇપણ બાળક જુએ કે તરત તને થાય છે કે એ જ તારો ધાબૂ છે!'

શૈલાની પાછળની સીટમા બેઠેલાં ઑસ્ટ્રેલિયનને આ પ્રસંગથી ઘણું જ અચરજ થયું. શૈલા સઘળા ઓની આંખનું નિશાન બની ગઇ. બધાએ તેને વિચિત્ર સ્ત્રી તરીકે વખોડી કાઢી. બાળકવાળું યુગલ તો ઘણું જ ઘણું નાખુશ થયું હતું—શૈલાના આ વર્તનથી! શૈલાએ પણ જગ્યા બદલવાનું પસંદ કર્યું અને બારીવાળી સીટ પરથી પતિને ઉઠાડીને પોતે તે જગ્યા લીધી. જગ્યા બદલતી વેળા તેણે ઝૂલના કાનમાં ધૂસપૂસ કરી. તેણે નિર્ણય કર્યો હતો કે બાળકની તપાસ કરવી જોઇએ જ. પછી તેણે હોસ્ટેસને બોલાવી અને પોતાને ટૉયલેટ ભણી દોરવા જણાવ્યું.

રોઝી શૈલાને ટૉયલેટ તરફ દોરી ગઇ. શૈલાએ ત્યાં તેને કહ્યું: 'બે દિવસ અગાઉ મારું બાળક ચોરાયું છે અને પેલી સ્ત્રીએ તેડ્યું છે તે બાળક મને ખાત્રી છે કે મારું છે. મારે ફરિયાદ નોંધાવવી છે. મને પાયલટ પાસે લઇ જાઓ.'

રોઝીએ શાન્તિથી પાયલટને બધી વિગત જણાવી અને કરાંચી એરપોર્ટ પર બાળકની તપાસણી માટે વ્યવસ્થા કરવાનું કહ્યું.

કૅપ્ટન મીનોચર પાયલટનું નામ હતું. તેણે પહેલાં તો વાયરલેસથી ભારતીય પોલીસનો સંપર્ક સાધ્યો અને પછી આંતરરાષ્ટ્રીય સલામની ધારા તળે કરાંચી પોલીસ વડાને પણ જાણ કરી.

'વીસ મિનિટમાં જ આપણે કરાંચી પહોંચીએ છીએ.' પ્લેનમાં જાહેરાત કરાઇ.

મુસાફરો તૈયાર થવા લાગ્યા. બરાબર નવ વાગ્યે પ્લેને ધૂમરી લીધી અને કરાંચી ઍરોડ્રોમ પર ઊતર્યું.

ઉતારુઓને સત્કારવા તેમનાં સગાંવહાલાંઓ આવ્યાં હતા પણ તેઓ બધાને દૂર ઊભાં રાખવામાં આવ્યાં હતાં. ઝૂલના મા-બાપ પણ હતાં. પ્લેન અટક્યું. સીડી ગોઠવવામાં આવી અને એર હોસ્ટેસે બારણું ખોલ્યું. બધાને આશ્ચર્ય થયું. હથિયારબંધ પોલિસ અફસરો ગોઠવાયેલા હતા. તેઓએ બધાને તપાસવા. આ શી શોધખોળ છે, કોઇને કાંઇ સમજણ પડી નહિ.

પેલો ઑસ્ટ્રેલિયન, બે આરબો, એક ગુજરાતી-એમણે હસતે મોઢે પોતાની જડતી લેવા દીધી. શૈલા અને ઝૂલ એમની પાછળ નીકળ્યા. શૈલા પોલીસ ઑફિસર નજીક પહોંચી ત્યારે તેણે કહ્યું: 'મેં ફરિયાદ નોંધાવી છે. મારી પાછળ છે તે પેલી સ્ત્રી, અને મને ખાત્રી છે કે તેણે તેડ્યું છે તે બાળક મારું છે' આટલું કહેતાં તે ઘ્રુસકે ચડી ગઇ. ઝૂલે તેને બાજુ પર લઇ લીધી અને તેને પિતાજીના હવાલે કરી, પોતે પાછો પ્લેન પાસે આવીને ઊભો રહ્યો. પછી શકમંદ યુગલનો વારો આવ્યો.

સ્ત્રી આગળ ચાલતી હતી. 'માંદા' બાળકને તેણે છાતીએ ચાંપ્યું હતું. હસતાં હસતાં તેણે પોલીસ ઑફિસરને કહ્યું: 'મારો સામાન મારા પતિ સાથે છે. તમે તેની જડતી લઇ શકો છો. પ્લીઝ, મારો બાબો બીમાર છે, મને જલદી જવા દો.'

'બાળક હોસ્ટેસને સોંપી દો! અમારે તમારી જડતી લેવાની છે.' પોલીસ ઑફિસરે હુકમ કર્યો.

સ્ત્રી ડઘાઇ ગઇ. 'તમે મારા બાબાની જિંદગી સાથે રમત રમવા માગો છો?' તેણે ગભરાઇને કહ્યું,

અને હવે તેનો પતિ પણ તેમાં જોડાયો હતો.

'ડૉક્ટર અહીં હાજર છે. બાળક બાબત તમે જરા ય ગભરાઓ નહિ.'

બાળક રોઝીને આપી દેવાની ફરીને ફરજ પાડી. પણ રોઝી તેને પોતાના હાથમાં ઝાલી શકી નહિ. તેના હાથમાંથી તે તરત સરી પડયું અને જમીન પર પટકાયું.

બધાને આઘાત લાગ્યો. રોઝી વીલી પડી ગઈ. તેની મદદે પાયલટ આવ્યો. બીજા ઑફિસર દોડી આવ્યા અને બાળકને ઉચકવા પ્રયાસ કર્યો. પોલિસ ઑફિસર અને ડૉક્ટર પણ એ પળે જ ત્યાં આવી પહોંચ્યા.

'પકડો બન્નેને, બેઉ નાસી જાય છે.'

લોકોએ જ્યારે ચોર યુગલને પોતાનું બાળક પણ લીધા વિના નાસતું જોયું ત્યારે તેઓએ હોહો કરી મૂકયો. પણ, ઍરપૉર્ટ પર સખત જાપતો અને પહેરો હતો. એ લોકો ભાગી જઈ શકયાં નહિ. તેમને ગિરફતાર કરવામાં આવ્યાં. બાળકને વેઈટીંગ-રૂમમાં લાવવામાં આવ્યું, રોઝું વિખેરી નાખવામાં આવ્યું, ડૉક્ટર પણ આવી પહોંચ્યા. પણ તે ન આવ્યા હોત તો યે ચાલત. કારણ, બાળક તો મૂળે જ મરેલું હતું. તો પછી આ યુગલ મરેલું બાળક લઈને અહીં સુધી શા કારણે આવ્યાં હશે?'

શંકાઓ ઊભી થઇ. ડૉક્ટરે બાળકને તપાસ્યુ. હોજરીની જગ્યાએ થેલીઓ ભરી હતી. પીઠ પાછળ કરોડ આખી સીવી લેવામાં આવી હતી. ડૉક્ટરે ટાંકા તોડયા. શરીરમાં હોજરી, આંતરડાં, હૃદય કે એ બધાને સ્થળે હીરા, માણેક, મોતી, ઝવેરાત—ભર્યું લગભગ લાખેકની કિંમતનું ધન ભર્યું હતું!

પણ મા બાપનો લાડલો અમૂલ્ય ધાબૂ-એ તો હવે હતો જ કયાં!

## ભગવાનને નામે ન મળ્યા પણ....

ત્રીસ વર્ષ પહેલાંની વાત છે. ઔરંગાબાદમાં એક સાધુ થઇ ગયા. તેમનું નામ નિપટ નિરંજન. આ સાધુએ એક મંદિર બંધાવ્યું હતું. મંદિરમાં દેવદર્શન માટે હિંદુઓ આવતા, પણ તે હિંદુનું મંદિર હોવાથી તેમાં મુસલમાન આવતા નહિ. સાધુની ઇચ્છા એવી હતી કે સૌ એકત્ર થાય, ઈશ્વરનું નામ લે, ભક્તિ અને ઉપાસના કરે. પણ તેની ઇચ્છા મંદિર બંધાવવાથી કંઇ પાર પડી નહિ.

પછી સાધુએ બીજી યોજના કરી. મંદિર પાડી નાખીને તે ઠેકાણે મસ્જિદ બંધાવી. મસ્જિદ બનતાં મુસલમાન નમાજ પઢવા આવવા માંડ્યા, પણ હિંદુઓ આવતા નહિ. હવે શું કરવું? સાધુને સૂઝી આવી એક યુક્તિ! તેણે મસ્જિદ પણ પાડી નાખી અને ત્યાં બાંધ્યું પાયખાનું!

આ વખતે ત્યાં એક મુસલમાન બાદશાહ રાજ કરતો હતો. મંદિર પાડીને મસ્જિદ બાંધી ત્યારે તે બાદશાહને બહુ ગમ્યું હતું; પણ હવે મસ્જિદની જગ્યાએ પાયખાનું બંધાવતાં તેને ગુસ્સો આવ્યો.

બાદશાહે સાધુને દરબારમાં બોલાવ્યો અને પૂછ્યું: 'તેં આમ કેમ કર્યું?'

સાધુએ જવાબ આપ્યો: 'દેવળ બાંધ્યું ત્યારે મુસલમાન આવતા નહોતા, મસ્જિદ બાંધી તો હિંદુ તેમાં આવે નહિ. મારી ઇચ્છા સૌ ઇશ્વરની આરાધના કરે એવી છે. તે કંઇ થાય એવું લાગ્યું નહિ એટલે પછી પાયખાનું બાંધ્યું!'

બાદશાહને ખૂબ ચીડ ચડી. તે ચિડાઇને બોલ્યો: 'આમ કરવાથી કંઈ તારી ઇચ્છા પૂરી થઇ કે?'

સાધુએ શાંતિથી જવાબ આપ્યો: 'ભગવાનના નામે હિંદુ-મુસલમાન ભેગા મળતા નથી તે જોયું; પણ પાયખાનું કર્યા પછી રોજ સવારે બંને ભેગા મળે છે તે વાત તો ખરી જ.' હવે બાદશાહ શું બોલે?

—વિનોબાજી

# ઈશ્વરેચ્છા

[શ્રદ્ધામય પ્રાર્થનાની પાવન પ્રક્રિયાના પાવનતર પરિણામની મંગલ અંતવાળી ગાથા.]

પ્રકાશ ગજ્જર

'તમારા કેસનાં કાગળિયાં પાછાં લો. આ કેસ હું હાથ પર લેવા માગતો નથી.' વકીલે જ્યારે જાણીતા ઉદ્યોગપતિ વૃંદાવનદાસ ને આટલું કહીને કાગળિયાં પાછાં સોંપ્યાં ત્યારે શેઠ તો અજાયબ જ થઇ ગયા.

'પણ છે શું?' શેઠે ચકિત થઇને પૂછ્યુ.

'કશું જ નથી. પણ મારે આ કેસ હાથમાં લેવો નથી.' વકીલે મક્કમતાથી જવાબ આપ્યો.

એ કેસ એક જમીન બાબતનો હતો. શેઠના કારખાનાને અડીને એક નાનુ ઘર અને તેની આસપાસ થોડી જમીન હતી. ઉદ્યોગ વિસ્તારવાના બહાના નીચે શેઠ આ જમીન હાથ કરવા માગતા હતા આ માટે એમણે પોતાના વકીલને વાત કરી રાખી હતી. આ માટે થોડા બનાવટી દસ્તાવેજો પણ ઊભા કરાવ્યા હતા

ગઈ કાલે વકીલ સાથે વાતચીત થતાની સાથે જ એમણે ઉત્સાહપૂર્વક સ્વીકાર કર્યો હતો. ને આજે એ ફરી બેઠા એનું શેઠને આશ્ચર્ય થયું. એમણે વકીલને પૂછ્યુ: 'ફી ઓછી પડે છે?'

'આમાં ફીની કોઈ વાત જ નથી આવતી.'

'તો કાંઈક ફોડ પાડો તો મોંમાથાની ગમ પડે. કેસ હાથમાં નથી લેવો. એવી રાડો. પાડવાનો શો અર્થ છે? સ્પષ્ટતા કરો તો ખબર પડે.'

પણ માત્ર રૂપિયાને જ જીવન અને જગત નું અંતિમ સત્ય માનનારા શેઠને વકીલ શી રીતે સમજાવે? સ્વય વકીલ સાહેબને જ જો નજરે અનુભવ ન થયો હોત તો એ પોતે જ, ન સમજી શક્યા હોત પછી સાવ જડતાના પૂતળા સમા એ શેઠની તો વાત જ શી કરવાની હોય!

કાલે સાંજે શેઠની સાથે એ જમીન અને ઘર વિષેની વાતચીત થયા પછી એમને લાગેલું કે જમીન અને ઘર માટેનો દાવો દાખલ કરતાં પહેલા એ જગા બરાબર જોઇ લેવી ને બને તો એના માલિકને મળીને દાબો દબાવી જોવો. સીધી આંગળીથી જ ઘી નીકળી શકે તેમ હોય તો વળી ઝઝટ ના કરવી પડે. એમ વિચારીને એ પેલા ઘર તરફ વળ્યા. બાગનો દરવાજો ખોલીને અંદર જોતા લાગ્યું કે આ જગાના દેવતા ખરેખર રૂઠી ગયેલા જ છે. નિસ્તેજ છોડવા અને સૂકાં પાંદડાં વીતી ગયેલા વૈભવની કરુણ યાદ આપતા હતાં.

એ મકાનના પગથીયા ચઢીને ઉપર ગયા ત્યારે બારણુ તો બધ હતું પણ એના તૂટેલા પાટિયામાંથી અંદરનો ઓરડો સ્પષ્ટ દેખાતો હતો. સધ્યા પૂરેપૂરી ઢળી જવાને કારણે અધારુ છવાતું જતું હતું. એ અધારા ઓરડાને ક્ષીણતેજને અજવાળતી એક મીણબત્તી બળતી હતી એના તેજમાં નજર ખેંચીને જોતાં જોઈ શકાયુ કે એક તૂટલ ખાટલીમાં એક વૃદ્ધા સૂતી હતી. બાજુમાં એક વૃદ્ધ બેઠા હતો. બેયના વાળ શ્વેતાઇની સ્પર્ધા કરતા હતા.

વકીલ સાહેબને મનમાં થયુ કે આ લોકોને બહાર બોલાવું. પણ કોણ જાણે કેમ એમને આ રીતે પરેશાન કરવાનુ ગમ્યું જ નહી. અજાણ્યા આંગણે આમ છુપાઇને ઊભા રહેવા માં એને પોતાની જાત ઉપર અણગમો તો

આવ્યો. પણ 'ધંધા માટે બધું ય માફ' માનીને એ ગૂપચૂપ ઊભો જ રહ્યો. અને સમજાઈ ગયું કે આ વૃદ્ધો પતિપત્ની હશે.

દરમ્યાનમાં વૃદ્ધે પત્નીને કહ્યું: 'તું આરામ કર. પ્રાર્થનાનો સમય થયો છે. હું પ્રાર્થના કરી લઉં.'

'મને પણ બેઠી કરો. મારે ય પ્રાર્થના કરવી છે.' વૃદ્ધાએ ક્ષીણ સ્વરે કહ્યું:

'તું થાકી જઈશ' પતિએ આગ્રહથી કહ્યું:

'હવે થાકવાનું શું બાકી છે?'

'એવું ના બોલ. તું ખાટલામાં જ બેસ. હું જમીન પર બેસું છું. હું પ્રાર્થના બોલીશ. તું શાંતિથી તારા હૃદયની ભાવના એમાં વહાવ.'

ને એણે પ્રાર્થના શરૂ કરી. વકીલને થયું કે 'આજ પાછો વળી જાઉં. કાલે આવીશ.' પણ કોણ જાણે કેમ એના પગ ઊપડચા જ નહીં. એણે શાંતિથી જોયા કર્યું.

વૃદ્ધના અંતરમાંથી પ્રાર્થના વહેવા લાગી:

'નાથ! સંધ્યાવંદન. તારો આભાર માનીએ છીએ કે આજનું ભોજન અમને મળ્યું. આજની સર્વ સગવડો માટે અમે તારાં કૃતજ્ઞી છીએ. તારી આ યોજના પ્રમાણે જીવન વહે જાય છે. આનંદ છે.

'પ્રભુ! સ્વાર્થ માટે અમે પ્રાર્થના કદી કરી નથી. તારી ઇચ્છાને અનુરૂપ જીવન જીવ્યાં છીએ. તેં આપેલા દુન્યવી દુઃખને પણ આશિષનું અમૃત માનીને અમે સ્વીકારી લીધું છે.

'નાથ! સર્વવ્યાપક તને અજાણ્યું તો શું હોય? બાજુના કારખાનાના શેઠ કાલે આવીને ધમકી આપી ગયા છે કે એ આ ઘર ને જમીન પડાવી લેવાના છે. પ્રભુ! તારી જો એવી ઇચ્છા, હશે તો એમ થશે...'

પ્રાર્થનાની ધારા આગળ ચાલતી હતી. વકીલ શૂન્યચિત્ત બનીને એ બધું સાંભળી રહ્યો હતો. એને હસવું આવ્યું: 'આ પાગલ વૃદ્ધો! કયો ભગવાન એમની વાત સાંભળવાનો હતો! આ લાગણીવેડાનો શો અર્થ છે! સાંભળીએ તો ખરા! મજા આવશે.' અહીં પ્રાર્થના આગળ વધી....

'નાથ! એક જુવાન પુત્ર યુદ્ધમાં માર્યો ગયોઃ તારી ઇચ્છા. બીજો કારખાનામાં કપાઈ ગયો. એય તારી ઇચ્છા. છેલ્લો નાનો પુત્ર હમણાં જ યુદ્ધમાં કામ આવ્યો. એય તારી ઇચ્છાઃ પણ નાથ! હવે સહન નથી થતું. અમ વૃદ્ધોને કામ કોણ આપે? ને એટલી શક્તિય ક્યાં છે અમારી પાસે? ઘરનું રાચરચીલું લગભગ વેચાઈ ચૂક્યું છે. ને કાલ હવે કદાચ રસ્તે રઝળવું પડશે. એય તારી ઇચ્છા. તને યોગ્ય લાગે તેમ કરજે નાથ...' બેય વૃદ્ધોની આંખમાં આંસુના ધોધ હતા. જીવનની સર્વ વેદનાઓ એ અર્ધઅંધારા ઓરડામાં ઉતરીને પ્રાર્થનારૂપે પ્રગટી હતી.

આંખનું એક આંસુ લૂછીને વકીલ ગૂપચૂપ પાછો વળી ગયો. એને આખી રાત ઊંઘ ન આવી. સવાર પડતાં જ એણે શેઠને જણાવી દીધું: 'તમારો કેસ ધોળે ધરમેય ન જાઈએ.'

'પણ કારણ શું?'

જવાબમાં વકીલે શેઠને ગઈ કાલનો પ્રસંગ કહ્યો.

'તો એથી ગભરાઈ ગયા કે? કશો વાંધો નહીં. હું બીજો વકીલ રોકીશ'

'શેઠ! આપ પણ જાણી લો એમના તરફથી કોર્ટમાં હું ઊભો રહીશ.' વકીલે મક્કમતાથી જવાબ આપ્યો. શેઠ ચમક્યા.

'અરેરે! એક વેવલી પ્રાર્થનાથી ગભરાઈ જવાય કે?' એમણે તિરસ્કારથી પૂછયું.

'દુનિયા ને જીવનનાં રહસ્ય તમારા ગજથી નહીં મપાય, શેઠ! તમારો ગજ એક તસુ કરતાંય ટૂંકો છે. તમને નહીં સમજાય, શેઠ! એ સમજાવવાનું મારું કામ પણ નથી. તમારાં કાગળીયાં લઈ લ્યો. મારે મોડું થાય છે. મારે એમને ઘેર જવું છે.'

'તમારી અક્કલ ઓગળી ગઈ લાગે છે,' શેઠે છેલ્લો ટોણો મારી જોયો.

'અધૂરી અક્કલ ઓગળે એમાં જ શ્રેય છે, શેઠસાહેબ! મને આનંદ છે કે મારી અક્કલ ઓગળીને વિશુદ્ધ બની. મારું ચાલે તો તમને પણ એ દશ્ય બતાવું. પણ હવે હું જાઉં.'

'ઊભા રહો, હું ય તમારી સાથે આવું. હું જોઉં તો ખરો કે સો ઉંદર મારનારી આ બિલાડી એકદમ શી રીતે પાટે બેસી ગઈ? રૂપિયાને માટે ગમે તે કરનારા તમારા મનમાં આ નવો ફણગો ફૂટાડ્યો કોણે? ચાલો હું ય આવું.

બેય જણ ગયા ત્યારે વૃદ્ધના જીર્ણ ઘરનું બારણું ખૂલ્લું જ હતું. વૃદ્ધા ખાટલામા સૂતી હતી વૃદ્ધ પ્રાર્થતો હતો: 'નાથ! આ સ્થળની કદાચ આ છેલ્લી પ્રાર્થનાઓ છે બેય તારી ઇચ્છા. આ ઘર લેવાની ઇચ્છા કરનાર શેઠને માફ કરજે, કારણ કે એમને ખબર નથી કે એ શું ભૂલ કરી રહ્યા છે. તું એમનુ ય કલ્યાણ કરજે. પ્રભુ! સર્વદા તારી જ ઇચ્છાનો વિજય હો...' આંખે એ જ અનર્ગલ અશ્રુધારા...એ જ ભાવનાભર્યા અવાજ....એ જ કરુણતા.

વકીલે આશ્ચર્ય સાથે જોયું કે શેઠજીની બેય આંખો ભીની હતી વૃદ્ધના પગમાં પડીને એ ગદ્‌ગદ્ સ્વરે બોલી રહ્યા: 'બાપુ! મને માફ કરો. આ ભાઈ સાથે મારે વાત ન થઈ હોત તો મેં અક્ષમ્ય અપરાધ કર્યો હોત. પણ આ મકાન તો હુ ખાલી કરાવ્યા વગર નહીં જ રહું. હું ખૂબ નાનો હતો ત્યારથી જ માતાપિતા મરી ગયેલાં હોવાથી એમના વાત્સલ્યથી હું વંચિત રહ્યો હતો મારાં નાનાં બાળકોને દાદાદાદીનું વ્હાલ મળ્યું નથી. તમે મારે ઘેર આવીને રહો. આ જમીન હવે મારે ન જોઈએ. મને એ ન પચે. આ બાગને ફરી ખિલવીશું. ઘરને સુધારીશું. તમે શાંતિથી રહેજો. પણ મારે ઘેર તો રહેવા આવવું જ પડશે. વૃદ્ધ યુગલના અંતરમાંથી પ્રાર્થના સરી રહી હતી· 'હે નાથ! તારી ઇચ્છા!'

એ ઇચ્છાના આવેષ્ટનમાં વીંટાઈને ચાર હૃદય પાવન થઈ રહ્યાં હતાં.

## વિશાળતા

સત્ય જાણ્યા વિના માણસ સત્ય શી રીતે બોલે? માણસ તો જે જાણતો હોય તે જ બોલેને? માટે જાણો, જ્ઞાન પ્રાપ્ત કરો.

પ્રભુ! હું જ્ઞાન પ્રાપ્ત કરીશ, નારદ બોલ્યા.

વિચારવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, અવિચારથી નહિ માટે વિચાર કરો.

ભગવાન' હું વિચાર કરીશ, નારદે કહ્યું.

વિશ્વાસ વડે માણસ વિચારી શકે છે, અવિશ્વાસથી નહિ. માટે વિશ્વાસ,-શ્રદ્ધા રાખો.

પરમાત્મા! હું શ્રદ્ધા કેળવીશ, નારદે જણાવ્યું.

શ્રદ્ધા ભક્તિની નીપજ છે. ભક્તિ વિના શ્રદ્ધા સાંપડતી નથી. ભક્તિ કરો.

હે ઇશ્વર! હું ભક્તિ કરીશ. નારદે નિર્ધાર જણાવ્યો.

કામ કરવાથી ભક્તિ કેળવાય છે. કામ વિના ભક્તિ ન હોય. કામ કરો.

પ્રભુજી! હું કામ કરીશ. નારદ બોલ્યા.

આનંદ આવે ત્યારે માણસ કામ કરે છે, આનંદ સિવાય કશું જ થઈ શકતું નથી. આનંદી રહો.

ભગવાન! હું આનંદી રહીશ. નારદે જણાવ્યું.

વિશાળમાં માણસ આનંદ માણી શકે છે, અલ્પમાં નહિ. વિશાળની આરાધના કરો.

પરમાત્મા! હું વિશાળની આરાધના કરીશ. નારદે જવાબ આપ્યો.

# ભ્રષ્ટાચારે શું શિષ્ટાચારનું રૂપ પકડ્યું છે?

રતિભાઈ ગોંધિયા

ત્રણેક મહિના પહેલાં વર્ધા નજીક પૂ૰ વિનોબાજીના પૌનાર આશ્રમમાં દેશના રચનાત્મક કાર્યકરોની એક શિબિર યોજવામાં આવી હતી. શિબિરમાં દેશના જુદા જુદા પ્રશ્નો ઉપર વિચારણા ચાલતી હતી. આવી એક વિચારણા વખતે દેશના એક પાયાના પ્રશ્ન ઉપર બોલતાં પૂ૰ વિનોબાજીએ કહ્યું:

'તમે જાણો છો કે દેશમાં ભ્રષ્ટાચાર નિર્મૂળનું બહુ મોટું કામ હમણાં શ્રી નંદાજીએ ઉપાડ્યું છે. કામ ઘણું સારું છે પણ એ કામ કેટલુ અઘરુ છે તે આપણે જાણીએ છીએ. આ દેશમાં ભ્રષ્ટાચાર શિષ્ટાચાર બની ગયો છે! એટલું જ નહિ તેણે એક વિશિષ્ટ શિષ્ટાચારનુ રૂપ પકડ્યું છે! હમણાં આશ્રમના બગીચામાં કેટલાંક ઝાડની ડાળીઓ ફેલાઇ ગઇ હતી એટલે તેની થોડી કાપકૂપ કરી તો ઝાડ સારા લાગવા માંડયાં. આવી જ રીતે ભ્રષ્ટાચારમાં થોડી કાપકૂપ કરવાથી, કેટલાકને શિક્ષા કરવાથી થોડું સારું લાગશે પણ જેમ ગીતામાં કહ્યું છે કે ઝાડનાં મૂળ ઊંડાં છે તેમ દેશમાં ફેલાયેલા ભ્રષ્ટાચારનાં મૂળ ઊંડા છે.'

પૂ૰ ગાંધીજી અને પૂ૰ વિનોબાજી જેવા ઋષિઓને હમેશાં દૂરનું દેખાતું હોય છે. પૂ૰ વિનોબાજીના ભ્રષ્ટાચાર માટેના આ દર્શન ઉપર જે કોઇ વિચારશે તેને પોતાની આજુ બાજુ અને પોતાનામાં પેઠેલા શિષ્ટાચાર રૂપી ભ્રષ્ટાચારનો ખ્યાલ આવ્યા વગર નહિ રહે

દેશની લોકસભા તથા રાજ્યસભાના લોક સેવકોએ હમણાં જ પોતાના માસિક ભથ્થામાં ૭૫ ટકાનો વધારો કરી માસિક રૂ. ૪૦૦ તથા લોકસભાની હાજરી દરમ્યાનના રૂ. ૨૧–૦૦ રોજના મળી સરેરાશ માસિક રૂ. ૭૦૦ મેળવતા હતા તેને બદલે માસિક રૂ. ૧,૦૦૦ મેળવવા માટે જે નિર્ણય કર્યો તેને પેલી પરિભાષા કેટલી બધી સરસ લાગુ પડે છે? એ વિશિષ્ટ શિષ્ટાચાર નથી તો બીજું શું છે?

સરકાર અને સરકાર રચિત કમિશનો અને બોર્ડોમાં આવો જ એક વ્યાપક શિષ્ટાચારરૂપી ભ્રષ્ટાચાર જે ચાલે છે તેનો ખ્યાલ આવ્યો ત્યારે એમ લાગ્યું કે સમાજના મૂળ સુધી ફેલાયલા ભ્રષ્ટાચાર નિર્મૂળનું કામ સારી રીતે અઘરૂ છે. વળી આવો ભ્રષ્ટાચાર ઘેર ઘેર ફેલાઈ ગયો હોય અને તેણે જ્યારે શિષ્ટાચારનુ રૂપ પકડ્યું હોય ત્યારે તે કામ અતિ વિકટ બને છે. આ શિષ્ટાચાર છે પ્રવાસ ભથ્થાનો!

સરકાર અને સરકાર રચિત કમિશનો કે બોર્ડોમા પ્રવાસ ભથ્થાંમાંથી કમાણી કરવાનો એક લાલચુ શિષ્ટાચાર જે પ્રચલિત બન્યો છે તેણે સારામાં સારા કાર્યકરોને પણ ભાગી નાંખ્યા છે. એ એક જબરદસ્ત લાલચ છે. સરકારે અથવા તો સરકારી તંત્રે પ્રવાસ ભથ્થાની વ્યવસ્થા જ એવી ગોઠવી છે કે એ વ્યવસ્થા નીચે પ્રવાસ કરનારને નિશ્ચિતપણે પૈસાની બચત થાય. એ પરિણામને કારણે અર્થ લાલચમાંથી બચવાનું બહુ જ ઓછાના નસીબમાં હશે. લોકશાહીની સમાજવાદની અને સેવાની આ કેવડી મોટી મશ્કરી છે કે લોકોને કામે જનારને પ્રવાસમાંથી પણ સારી એવી બચત થાય! ખરેખર એ ઘણો જ કમનસીબ શિષ્ટાચાર છે! અને પછી પૈસા રળવા પ્રવાસ ગોઠવાય તો તેમાં વાંક કોનો? શિષ્ટાચારની આથી મોટી વિશિષ્ટતા કઈ હોઈ શકે?

પ્રવાસ ભથ્થામાંથી કમાણી મેળવવાના આવા પ્રસંગો જાણીએ છીએ ત્યારે આ શિષ્ટા

ચારે સારા નારા માણુસોને પણ કેવા ફસાવી લીધા છે તેનો ખ્યાલ આવે છે. જેમકે:

સમાજ સેવા માટે સ્થાયેલા એક પંચના સેવક અધિકારીઓ આવા પ્રવાસમાંથી કોણ વધુ મેળવે તેની હોડમાં ઉતર્યા છે અને એવી હોડમાંથી એક મિત્રની સફળતા એટલી હદે પહોંચી કે તેમણે એ ભથ્થામાંથી પોતાનું મકાન બંધાવ્યું!

એક વખતના સેવા ક્ષેત્રના કાર્યકર અધિકારી બન્યા પછી સતત પ્રવાસમાં રહીને પોતાના બાળકો માટેના શિક્ષણ ખર્ચના માસિક ૨૦૦ રૂા. ખર્ચી શકવાની પોતાની લાયકાત ઊભી કરી છે. એમ કહેવાય છે કે આ માસિક ખર્ચને પહોચી વળવા માટે જ તેમને સતત પ્રવાસમાં રહેવાની તકલીફ લેવી પડે છે.

ફર્સ્ટ ક્લાસમાં પ્રવાસ કરી દિવસમાં ૧૫-૨૦ રૂા નું ભથ્થું મેળવતા મિત્ર અધિકારીઓને ચાર-આઠ આના મજૂરોને આપવા માટે રક-જક કરતા જોઇએ છીએ ત્યારે આપણા આશ્ચર્યનો પાર નથી રહેતો. એટલું જ નહિ આવાં સારા ભથ્થા મેળવનાર તે ભથ્થાની વધુને વધુ રકમ બચત કરવા માટે ચા-પાણી કે ભોજન પણ પરભાર્યું કરવા જે પ્રયત્ન કરે છે ત્યારે પોતે કમાણી માટે જ પ્રવાસ કરે છે તેની ખાત્રી કરાવી આપે છે.

થોડા વખત પહેલાં એક મિત્રની સાથે તેમની સંસ્થાની મુલાકાતે આવતા એક મિત્રને લેવા અમે સ્ટેશન ઉપર ગયા પ્રથમ વર્ગમાં ૯૦૦થી વધુ માઇલનો પ્રવાસ કરીને તેઓ આવતા હતા તે માટે તેમને ટ્રેઈનમા જ રેલવે ખર્ચનું દોઢું ભથ્થું રૂા. ૨૫થી વધુ મળી ચૂક્યું હતું. પણ સ્ટેશન ઉપર તેમનો સામાન ઉપાડનારને તેમણે દસ પૈસા આપ્યા! મજૂરે રકજક કરી તો બે પૈસા વધુ આપ્યા! બહુ માથાકૂટ થઇ ત્યારે ત્રણ પૈસા વધુ આપી કુલ આંકડો પંદર પૈસાનો પહોંચાડયો.

આ છે સમાજવાદ અને સમાજ સેવા માટે મથતા અધિકારીઓ અને કાર્યકરોની મનોદશા અને નમૂના! દેખીતી રીતે આમા ભ્રષ્ટાચાર જેવું ન લાગે પણ ઊંડેથી વિચારવાથી ખ્યાલ આવે છે કે માણુસના મનમાં ઊંડે સુધી પડેલો આ ભ્રષ્ટાચાર જ છે. અને સમાજમા તેણે શિષ્ટાચાર અને વિશિષ્ટ શિષ્ટાચારનું રૂપ પકડયું છે.

સહુથી વધુ નવાઈની વાત એ છે કે પ્રખર સમાજ સેવકો જેઓ આવા સરકારી તંત્રની અને સરકારી સસ્થાઓની જવાબદારી સંભાળીને બેઠા છે તેઓ આ ઉઘાડા દોષને રોજ જુએ છે છતાં કશુ પગલું લેતા નથી. અને ત્યાથી ન અટકતા પ્રવાસ ભથ્થામાં વધારો કરવાની રોજ રોજ યોજનાઓ કરે છે.

વ્યાપારી, ખેડૂત, મજૂર, અધિકારી કે કાર્યકર સહુના હાથે લોકમાનસમા પેસી ગયેલા આ દૂષણનુ રોજ જુદી જુદી રીતે અને જુદી જુદી કક્ષાએ આચરણ થાય છે અને તે દૂષણે જ્યારે શિષ્ટાચારનું રૂપ પકડયુ છે ત્યારે અરસપરસ તેનો સંકોચ પણ નથી ઊલટા એક બીજાને તેની શાબાશી અપાય છે. એક સસ્થામા કામ કરતા કાર્યકરને હાથે મોટું કામ થતું હતું. તેને તેના વ્યાપારી મિત્રે એક વખત બોલાવી સમજાવ્યુ કે આટલું મોટું કામ થાય છે ને તારા માટે તેમાંથી કશું તારવતો નથી, વેપારીનો દીકરો છે કે કોણ? બસ થઈ રહ્યું! પેલા કાર્યકર મિત્રે પોતા માટે તારવવાનુ શરૂ કર્યું અને પોતાનું અને કુટુંબનુ અધઃપતન નોતર્યું! સમાજ સેવકોએ આનો કઈ રસ્તો શોધવો જ પડશે

*

ચારે સારા સારા માણસોને પણ કેવા ફનાવી દીધા છે તેનો ખ્યાલ આવે છે. જેમકે:

સમાજ સેવા માટે રચાયેલા એક પંચના સેવક અધિકારીઓ આવા પ્રવાસમાંથી કોણ વધુ મેળવે તેની હોડમાં ઉતર્યા છે. અને એવી હોડમાંથી એક મિત્રની સફળતા એટલી હદે પહોંચી, કે તેમણે એ ભથ્થામાંથી પોતાનું મકાન બંધાવ્યુ !

એક વખતના સેવા ક્ષેત્રના કાર્યકર અધિકારી બન્યા પછી સતત પ્રવાસમાં રહીને પોતાના બાળકો માટેના શિક્ષણ ખર્ચના માસિક ૨૦૦ રૂ. ખર્ચી શકવાની પોતાની લાયકાત ઊભી કરી છે." એમ કહેવાય છે કે આ માસિક ખર્ચને પહોચી વળવા માટે જ તેમને સતત પ્રવાસમાં રહેવાની તકલીફ લેવી પડે છે.

ફર્સ્ટ ક્લાસમાં પ્રવાસ કરી દિવસમા ૧૫-૨૦ રૂા નું ભથ્થું મેળવતા મિત્ર અધિકારીઓને ચાર-આઠ આના મજૂરોને આપવા માટે રકઝક કરતા જોઇએ છીએ ત્યારે આપણા આશ્ચર્યનો પાર નથી રહેતો. એટલું જ નહિ આવાં સારા ભથ્થાં મેળવનાર તે ભથ્થાની વધુને વધુ રકમ બચત કરવા માટે ચા-પાણી કે ભોજન પણ પરભાર્યું કરવા જે પ્રયત્ન કરે છે ત્યારે પોતે કમાણી માટે જ પ્રવાસ કરે છે તેની ખાત્રી કરાવી આપે છે.

થોડા વખત પહેલાં એક મિત્રની સાથે તેમની સંસ્થાની મુલાકાતે આવતા એક મિત્રને લેવા અમે સ્ટેશન ઉપર ગયા. પ્રથમ વર્ગમાં ૯૦૦થી વધુ માઇલનો પ્રવાસ કરીને તેઓ આવતા હતા તે માટે તેમને ટ્રેઈનમાં જ રેલવે ખર્ચનું દોઢું ભથ્થું રૂા. ૨૫થી વધુ મળી ચૂકયુ હતું. પણ સ્ટેશન ઉપર તેમનો સામાન ઉપાડનારને તેમણે દસ પૈસા આપ્યા! મજૂરે રકઝક કરી તો બે પૈસા વધુ આપ્યા! બહુ માથાકૂટ થઇ ત્યારે ત્રણ પૈસા વધુ આપી કુલ આકડો પંદર પૈસાનો પહોચાડયો.

આ છે સમાજવાદ અને 'સમાજ સેવા માટે મથતા અધિકારીઓ અને કાર્યકરોની મનોદશા અને નમૂના! દેખીતી રીતે આમાં ભ્રષ્ટાચાર જેવું ન લાગે પણ ઊંડેથી વિચારવાથી ખ્યાલ આવે છે કે માણસના મનમાં ઊંડે સુધી પડેલો આ ભ્રષ્ટાચાર જ છે. અને સમાજમાં તેણે શિષ્ટાચાર અને વિશિષ્ટ શિષ્ટાચારનું રૂપ પકડયું છે.

સહુથી વધુ નવાઈની વાત એ છે કે પ્રખર સમાજ સેવકો જેઓ આવા સરકારી તંત્રની અને સરકારી સંસ્થાઓની જવાબદારી સંભાળીને બેઠા છે તેઓ આ ઉઘાડા દોષને રોજ જુએ છે છતાં કશું પગલું લેતા નથી. અને ત્યાથી ન અટકતા પ્રવાસ ભથ્થામાં વધારો કરવાની રોજ રોજ યોજનાઓ કરે છે.

વ્યાપારી, ખેડૂત, મજૂર, અધિકારી કે કાર્યકર સહુના હાથે લોકમાનસમાં પેસી ગયેલા આ દૂષણનુ રોજ જુદી જુદી રીતે અને જુદી જુદી કક્ષાએ આચરણ થાય છે અને તે દૂષણે જ્યારે શિષ્ટાચારનું રૂપ પકડયુ છે ત્યારે અરસપરસ તેનો સંકોચ પણ નથી ઊલટા એક બીજાને તેની શાબાશી અપાય છે. એક સંસ્થામા કામ કરતા કાર્યકરને હાથે મોટું કામ થતું હતું. તેને તેના વ્યાપારી મિત્રે એક વખત બોલાવી સમજાવ્યુ કે આટલું મોટું કામ થાય છે ને તારા માટે તેમાંથી કશું તારવતો નથી, વેપારીનો દીકરો છે કે કોણ ? બસ થઈ રહ્યું! પેલા કાર્યકર મિત્રે પોતા માટે તારવવાનુ શરૂ કર્યું અને પોતાનું અને કુટુંબનું અધઃપતન નોતર્યું ! સમાજ સેવકોએ આનો કંઈ રસ્તો શોધવો જ પડશે

*

# પાંડવોનું સ્વર્ગારોહણ

સત્યાનંદ

[ મહાનુભાવોની હાજરી નર્કને પણ સ્વર્ગભૂમિમાં પલટાવી નાખે છે અને એટલે એમ કહી શકાય કે સ્વર્ગ તે વિભૂતિઓના પડછાયા રૂપે જ હોય છે. ]

અર્જુને યદુવંશના નાશના તથા શ્રીકૃષ્ણચંદ્રના નિધનના દુઃખદ સમાચાર વિસ્તારપૂર્વક ધર્મરાજાને કહી સંભળાવ્યા. ધર્મરાજે અવિચળ ચિત્તે જ સઘળું વર્તમાન સાંભળ્યું. ધર્મરાજ સમક્ષ તો જીવન-મરણની ગૂઢતમ ગ્રંથિઓ પણ ઉકલી ચૂકી હતી, તેઓ શાના ઉદ્વિગ્ન થાય? આખુંય વૃત્તાન્ત સાંભળી લીધા પછી, ખૂબ સંતોષથી એમણે કહ્યું:

કાલઃ પચતિ ભૂતાનિ સર્વાણ્યેવ મહામતે।
કાલ પાશમહંમન્યે ત્વમપિ દ્રષ્ટુમર્હસિ॥

હે મહામતે, કાળ સઘળા જીવોનો પોતામાં લય કરે છે. મને એમ થાય છે કે આપણે પણ એ કાળ-પાશમાં બંધાઈ ચૂકયા છીએ. તેથી હવે આપણે લોકોએ પણ એ બાજુ ધ્યાન આપવું જોઈએ.

ધર્મરાજની વાત કોણ ટાળી શકશે? બધા ભાઈઓએ એમનું અનુમોદન કર્યું. તેથી પરીક્ષિતને રાજગાદી આપ્યા પછી ધર્મરાજ સુભદ્રા પ્રતિ બોલ્યા: 'આ તમારો પૌત્ર-હવે કૌરવ-રાજ્યનો અધિસ્વામી થયો. કૃષ્ણના પૌત્રને અમે અગાઉથી જ ઈન્દ્રપ્રસ્થનો રાજા બનાવી ચૂકયા છીએ. તમે આ બાળકો પર સમાન દૃષ્ટિ રાખજો.'

ત્યાર બાદ મહારાજ યુધિષ્ઠિરે પ્રજા સન્મુખ પણ પોતાનો વિચાર જાહેર કરી દીધો. પ્રજા ધર્મરાજની પ્રતિજ્ઞા સાંભળીને વિચલિત થઈ ગઈ: પ્રજાએ ધર્મરાજને ઘણી જ આજીજી કરી અને કાલાવાલા કર્યા કે તેઓ એમનો નિર્ણય બદલી દે-પણ ધર્મરાજનો નિશ્ચય તો અટલ હતો.

રાજસી વસ્ત્રાભૂષણનો ત્યાગ કરીને એમણે સંન્યાસીનાં વલ્કલો ધારણ કર્યાં. ભીમ, અર્જુન, સહદેવ, નકુલ અને દ્રૌપદીએ પણ મહારાજ યુધિષ્ઠિરનું અનુકરણ કર્યું. તે પછી મહારાજ પૂર્વદિશા ભણી વિરક્ત ભાવથી ચાલવા લાગ્યા. મહારાજ યુધિષ્ઠિરની પાછળ પાછળ હતા ભીમ, તેની પાછળ અર્જુન, પછી નકુલ, પછી સહદેવ અને સૌથી છેલ્લે હતાં મહારાણી દ્રૌપદી!

હા, મહારાજની પાછળ પાછળ એક કૂતરો પણ ચાલી રહ્યો હતો. પૂર્વદિશા ભણી ચાલતાં ચાલતાં સૌ સમુદ્રતટ પર પહોંચ્યાં. અર્જુને ત્યાં પોતાનું ગાંડીવ ધનુર્ધ અગ્નિને અર્પણ કરી દીધું. ત્યાંથી હવે દક્ષિણ દિશા ભણી આગળ ધપ્યા. અનેક વન, પર્વત અને નદીઓ પાર કરીને તેમણે પૃથ્વીનો એ છેડો પણ પૂરો કર્યો

ત્યાર બાદ બીજી દિશા ભણી ચાલ્યાં. જળમાં ડૂબેલી દ્વારિકા નગરીનું દર્શન કર્યું. ત્રણ દિશાઓની પરિક્રમા આ રીતે પૂરી થઈ ચૂકી હતી. હવે હિમાલયના આરોહણનો વારો હતો મહારાજ પોતાના સઘળા ભાઈઓ અને મહારાણી દ્રૌપદી સાથે એ બાજુ આગળ વધ્યા..કૂતરાએ પણ તેઓનો સાથ છોડયો નહિ અને પાછળ પાછળ ચાલતો જ રહ્યો.

હવે હિમાલયનો માર્ગ દુર્ગમ થતો ચાલ્યો. કયાં રાજ-પુરૂષ, જેની દૃષ્ટિ માત્રથી જ દિગ્-દિગંત પ્રકંપિત થઈ ઊઠતાં અને કયાં આ દુર્ગમ તથા વિકરાળ સંકટાકીર્ણ બરફીલો પથ!

રાજમહિષી દ્રૌપદી થાકયાં. એમના પગ હવે આગળ વધવામાં અસમર્થ હતા. પરંતુ, યુધિષ્ઠિર, નિર્લિપ્ત પોતાના ભાઈઓ સાથે અવિરામ આગળ ચાલતા જ રહ્યા. કૂતરો ય એમની સાથે જ હતો. ભીમે અર્જુનને

પરન્તપ! દ્રૌપદીએ ક્યારેય પણ કોઈ પાપ કર્યું નથી, તો પછી શાને વારુ તેઓ અધવચ્ચે જ પડ્યાં?

ધર્મરાજે જવાબ દીધો:

પક્ષપાતો મહાનસ્યા વિશેષેણ ધનંજયે।
તસ્યૈતત્ફલમદ્યૈષા ભુંક્તે પુરુષસત્તમ॥

દ્રૌપદી ધનંજય અર્જુનનો પક્ષપાત અધિક કરતાં હતાં. તેઓ આજે એ ભેદબુદ્ધિનું ફળ ભોગવી રહ્યાં છે.

ધર્મરાજે પાછું વાળીને જોયું પણ નહિ. તેઓ કોઈ એક આંતરિક પ્રેરણાથી પરિચાલિત આગળ વધતા જ રહ્યા. સહદેવ પણ રસ્તે ભૂમિ પર ઢળી પડ્યા. ભીમે પુનઃ કારણ પૂછ્યું. ધર્મરાજ બોલ્યા:

આત્મનઃ સદૃશં પ્રાજ્ઞં નૈષોઽમન્યત કંચન।
તેન દોષેણ પતિતસ્તસ્માદેષ નૃપાત્મજઃ॥

તેમણે પોતાના સમાન બુદ્ધિમાન કોઈને પણ માન્યા નહિ. આ અહંકારને કારણે જ આ રાજકુમાર વિગલિત થઈને પૃથ્વી પર પડ્યા છે.

અટલચિત્ત યુધિષ્ઠિરનાં પગલાં આગળને આગળ તીવ્ર ગતિથી વધવા જ લાગ્યાં અને કૂતરો પણ પૂર્વવત્ સાથે ચાલતો જ રહ્યો. નકુળનું હૃદય દ્રૌપદી અને સહદેવના વિરહથી વિચલિત થઈ ઊઠયું અને તેઓ પણ આત્મક્ષીણ થઈને ભૂમિ પર પડી ગયા. ભીમે ફરી તેનું કારણ પૂછ્યું. ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા:

રૂપેણ મત્સમો નાસ્તિ કશ્ચિદિત્યસ્ય દર્શનમ્।
અધિકશ્ચાહમેવૈક ઇત્યસ્ય મનસિ સ્થિતમ્॥

આમને એ અભિમાન હતું કે સુંદરતામાં મારી સરખું બીજું કોઈ નથી. હું એકલો જ સૌથી અધિક સ્વરૂપવાન છું.

માર્ગની આ આપદાઓ પ્રજ્ઞાચક્ષુ યુધિષ્ઠિરને મન નગણ્ય હતી. પરંતુ અર્જુન તે સહી શક્યા નહિ અને ઇન્દ્ર સમાન પરમ તેજસ્વી એવા તેઓ પણ ભૂમિ પર ઢળી પડ્યા. ભીમે પુનઃ કારણ પૂછ્યું. ધર્મરાજે જણાવ્યું:

એકાહ્ના નિર્દહેયં વૈ શત્રૂનિત્યર્જુનોઽબ્રવીત્।
ન ચ તત્કૃતવાનેષ શૂરમાની તતોઽપતત્॥

અર્જુને પોતાના મિથ્યાભિમાનમાં ભૂલીને કહ્યું હતું હું એકલો જ એક દિવસમાં શત્રુઓનો નાશ કરી નાખીશ. પરંતુ તેઓ કરી શક્યા નહિ. આ મિથ્યોક્તિને કારણે તેઓ ભૂમિ પર ઢળી પડ્યા.

ધર્મરાજ, ભીમ અને કૂતરાની સાથે અવિરામ ચાલતા રહ્યા, પરંતુ પ્રયત્ન કરવા છતાં પણ, ભીમથી ભાઈઓનો વિયોગ સહન થઈ શક્યો નહિ અને તેઓ સંતપ્ત થઈને ભૂમિ પર ઢળી પડયા. ધરણી પર ઢળી પડેલા *ભીમે છેલ્લી વાર પોતાના મોટાભાઈને પૂછ્યું:*

હે આર્ય! હું આપનો પ્રિય ભાઈ છું. કહો, હું કયા પાપે ભૂમિ પર પડ્યો?

ધર્મરાજ આગળ વધતા જ, ચાલતા ચાલતા બોલ્યા:

અતિભુક્તં ચ ભવતા પ્રાણેન ચ વિકત્થસે।
અનવેક્ષ્ય પરં પાર્થ તેનાસિ પતિતઃ ક્ષિતૌ॥

તેં નિયત પરિમાણથી અધિક ભોજન કર્યું અને બીજાઓનો વિચાર જ કર્યા વિના તું તારા જ બળની પ્રશંસા કરતો રહ્યો. આ કારણે તું પણ ભૂમિ પર જ પડી રહ્યો છે.

મહારાજ યુધિષ્ઠિર અંતલીન હોય એમ જ આગળ વધતા ચાલ્યા અને પેલો કૂતરો પણ એમની પાછળ પાછળ જ અસંતપ્ત ચાલી રહ્યો હતો! મહારાજની વિરક્તિ પોતાની ચરમ સીમાનું અતિક્રમણ કરી ચૂકી હતી. એમના અપ્રકમ્પિત ડગલાંઓએ 'ઇન્દ્રનું' આસન ડોલાવી દીધું હતું. પુણ્ય દેવાધિદેવ ઇન્દ્ર રથ લઈને મહારાજની સેવામાં ઉપસ્થિત થયા અને એમને અનુરોધ કર્યો: હવે આપ રથારૂઢ થઈને ચાલો. પરંતુ તપસ્યા-રત ધર્મરાજ પોતાના સંકલ્પથી ડગવાવાળા નહોતા. સ્વર્ગની સંપદા એમના મનોરાજ્ય આગળ

# પાંડવોનું સ્વર્ગારોહણ

સત્યાનંદ

[મહાનુભાવોની હાજરી નર્કને પણ સ્વર્ગભૂમિમાં પલટાવી નાખે છે અને એટલે એમ કહી શકાય કે સ્વર્ગ તો વિભૂતિઓના પડછાયા રૂપે જ હોય છે.]

અર્જુને યદુવંશનાં નાશના તથા શ્રીકૃષ્ણચંદ્રના નિધનના દુઃખદ સમાચાર વિસ્તારપૂર્વક ધર્મરાજને કહી સંભળાવ્યા. ધર્મરાજે અવિચળ ચિત્તે જ સઘળું વર્તમાન સાંભળ્યું. ધર્મરાજ સમક્ષ તો જીવન–મરણની ગૂઢતમ ગ્રંથિઓ પણ ઉકલી ચૂકી હતી, તેઓ શાના ઉદ્વિગ્ન થાય? આખુંય વૃત્તાન્ત સાંભળી લીધા પછી, ખૂબ સંતોષથી એમણે કહ્યું:

કાલઃ પચતિ ભૂતાનિ સર્વાણ્યેવ મહામતે।
કાલ પાશમહં મન્યે ત્વમપિ દ્રષ્ટુમર્હસિ॥

હે મહામતે, કાળ સઘળા જીવોનો પોતામાં લય કરે છે. મને એમજ થાય છે કે આપણે પણ એ કાળ–પાશમાં બંધાઈ ચૂકયા છીએ. તેથી હવે આપણે લોકોએ પણ એ બાજુ ધ્યાન આપવું જોઈએ.

ધર્મરાજની વાત કોણ ટાળી શકશે? બધા ભાઈઓએ એમનું અનુમોદન કર્યું. તેથી પરીક્ષિતને રાજગાદી આપ્યા પછી ધર્મરાજ સુભદ્રા પ્રતિ બોલ્યા: 'આ તમારો પૌત્ર હવે કૌરવ-રાજ્યનો અધિસ્વામી થયો. કૃષ્ણના પૌત્રને અમે અગાઉથી જ ઈન્દ્રપ્રસ્થનો રાજા બનાવી ચૂકયા છીએ. તમે આ બાળકો પર સમાન દૃષ્ટિ રાખજો.'

ત્યાર બાદ મહારાજ યુધિષ્ઠિરે પ્રજા સન્મુખ પણ પોતાનો વિચાર જાહેર કરી દીધો. પ્રજા ધર્મરાજની પ્રતિજ્ઞા સાંભળીને વિચલિત થઈ ગઈ. પ્રજાએ ધર્મરાજને ઘણી જ આજીજી કરી અને કાલાવાલા કર્યા કે તેઓ એમનો નિર્ણય બદલી દે–પણ ધર્મરાજનો નિશ્ચય તો અટલ હતો.

રાજશ્રી વસ્ત્રાભૂષણનો ત્યાગ કરીને એમણે સંન્યાસીનાં વલ્કલો ધારણ કર્યાં. ભીમ, અર્જુન, સહદેવ, નકુલ અને દ્રૌપદીએ પણ મહારાજ યુધિષ્ઠિરનું અનુકરણ કર્યું. તે પછી મહારાજ પૂર્વદિશા ભણી વિરક્ત ભાવથી ચાલવા લાગ્યા. મહારાજ યુધિષ્ઠિરની પાછળ પાછળ હતા ભીમ, તેની પાછળ અર્જુન, પછી નકુલ, પછી સહદેવ અને સૌથી છેલ્લે હતાં મહારાણી દ્રૌપદી!

હા, મહારાજની પાછળ પાછળ એક કૂતરો પણ ચાલી રહ્યો હતો. પૂર્વદિશા ભણી ચાલતાં ચાલતાં સૌ સમુદ્રતટ પર પહોંચ્યાં. અર્જુને ત્યાં પોતાનું ગાંડીવ ધનુષ્ય અગ્નિને અર્પણ કરી દીધું. ત્યાંથી હવે દક્ષિણ દિશા ભણી આગળ ધપ્યા. અનેક વન, પર્વત અને નદીઓ પાર કરીને તેમણે પૃથ્વીનો એ છેડો પણ પૂરો કર્યો

ત્યાર બાદ બીજી દિશા ભણી ચાલ્યાં. જળમાં ડૂબેલી દ્વારિકા નગરીનું દર્શન કર્યું. ત્રણ દિશાઓની પરિક્રમા આ રીતે પૂરી થઈ ચૂકી હતી હવે હિમાલયના આરોહણનો વારો હતો મહારાજ પોતાના સઘળા ભાઈઓ અને મહારાણી દ્રૌપદી સાથે એ બાજુ આગળ વધ્યા. કૂતરાએ પણ તેઓનો સાથ છોડયો નહિ અને પાછળ પાછળ ચાલતો જ રહ્યો.

હવે હિમાલયનો માર્ગ દુર્ગમ થતો ચાલ્યો. કયાં રાજ–પુરુષ, જેની દૃષ્ટિ માત્રથી જ દિગ્‌-દિગંત પ્રકંપિત થઈ ઊઠતાં અને કયાં આ દુર્ગમ તથા વિકરાળ સંકટાકીર્ણ બરફીલો પથ!

રાજમહિષી દ્રૌપદી થાકયાં. એમના પગ હવે આગળ વધવામાં અસમર્થ હતા. પરંતુ, યુધિષ્ઠિર, નિર્લિપ્ત પોતાના ભાઈઓ સાથે અવિરામ આગળ ચાલતા જ રહ્યા. કૂતરો ય એમની સાથે જ હતો. ભીમે અર્જુનને પૂછયું

પરન્તપ! દ્રૌપદીએ ક્યારેય પણ કોઈ પાપ કર્યું નથી, તો પછી શાને વાસ્તુ તેઓ અધ-વચ્ચે જ પડ્યાં?

ધર્મરાજે જવાબ દીધો:

પક્ષપાતો મહાનસ્યા વિશેષેણ ધનંજયે।
તસ્યૈતત્ફલમદ્યૈષા ભુઙ્ક્તે પુરુષસત્તમ॥

દ્રૌપદી ધનંજય અર્જુનનો પક્ષપાત અધિક કરતાં હતાં, તેઓ આજે એ ભેદબુદ્ધિનું ફળ ભોગવી રહ્યા છે.

ધર્મરાજે પાછું વાળીને જોયું પણ નહિ તેઓ કોઈ એક આંતરિક પ્રેરણાથી પરિચાલિત આગળ વધતા જ રહ્યા. સહદેવ પણ રસ્તે ભૂમિ પર ઢળી પડ્યા. ભીમે પુનઃ કારણ પૂછ્યું. ધર્મરાજ બોલ્યા:

આત્મનઃ સદૃશં પ્રાજ્ઞં નૈષોઽમન્યત કંચન।
તેન દોષેણ પતિતસ્તસ્માદેષ નૃપાત્મજઃ॥

તેમણે પોતાના સમાન બુદ્ધિમાન કોઈને પણ માન્યા નહિ આ અહંકારને કારણે જ આ રાજકુમાર વિગલિત થઈને પૃથ્વી પર પડયા છે.

અટલચિત્ત યુધિષ્ઠિરના પગલા આગળને આગળ તીવ્ર ગતિથી વધવા જ લાગ્યા અને કૂતરો પણ પૂર્વવત્ સાથે ચાલતો જ રહ્યો નકુળનું હૃદય દ્રૌપદી અને સહદેવના વિરહથી વિચલિત થઈ ઊઠયું અને તેઓ પણ આત્મ-ક્ષીણ થઈને ભૂમિ પર પડી ગયા. ભીમે ફરી તેનું કારણ પૂછ્યું. ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા:

રૂપેણ મત્સમો નાસ્તિ કશ્ચિદિત્યસ્ય દર્શનમ્।
અધિકશ્ચાહમેવૈક ઇત્યસ્ય મનસિ સ્થિતમ્॥

આમને એ અભિમાન હતુ કે સુંદરતામાં મારી સરખું બીજું કોઈ નથી. હું એકલો જ સૌથી અધિક સ્વરૂપવાન છું.

માર્ગની આ આપદાઓ પ્રજ્ઞાચક્ષુ યુધિષ્ઠિરને મન નગણ્ય હતી. પરંતુ અર્જુન તે સહી શક્યા નહિ અને ઇન્દ્ર સમાન પરમ તેજસ્વી એવા તેઓ પણ ભૂમિ પર ઢળી પડ્યા. ભીમે પુનઃ કારણ પૂછ્યું. ધર્મરાજે જણાવ્યું:

એકાહ્ના નિર્દહેયં વૈ શત્રૂનિત્યર્જુનોઽબ્રવીત્।
ન ચ તત્કૃતવાનેષ શૂરમાની તતોઽપતત્॥

અર્જુને પોતાના મિથ્યાભિમાનમાં ભૂલીને કહ્યું હતું હું એકલો જ એક દિવસમાં શત્રુઓનો નાશ કરી નાખીશ. પરંતુ તેઓ કરી શક્યા નહિ. આ મિથ્યોક્તિને કારણે તેઓ ભૂમિ પર ઢળી પડ્યા.

ધર્મરાજ, ભીમ અને કૂતરાની સાથે અવિરામ ચાલતા રહ્યા, પરંતુ પ્રયત્ન કરવા છતાં પણ, ભીમથી ભાઈઓનો વિયોગ સહન થઈ શક્યો નહિ અને તેઓ સંતપ્ત થઈને ભૂમિ પર ઢળી પડ્યા ધરણી પર ઢળી પડેલા ભીમે છેલ્લી વાર પોતાના મોટાભાઈને પૂછ્યું:

હે આર્ય! હું આપનો પ્રિય ભાઈ છું. કહો, હું કયા પાપે ભૂમિ પર પડ્યો?

ધર્મરાજ આગળ વધતા જ, ચાલતા ચાલતા બોલ્યા:

અતિભુક્તં ચ ભવતા પ્રાણેન ચ વિકત્થસે।
અનવેક્ષ્ય પરં પાર્થ તેનાસિ પતિતઃ ક્ષિતૌ॥

તેં નિયત પરિમાણથી અધિક ભોજન કર્યું અને બીજાઓનો વિચાર જ કર્યા વિના તું તારા જ બળની પ્રશંસા કરતો રહ્યો આ કારણે તું પણ ભૂમિ પર જ પડી રહ્યો છે.

મહારાજ યુધિષ્ઠિર અંતર્લીન હોય એમ જ આગળ વધતા ચાલ્યા અને પેલો કૂતરો પણ એમની પાછળ પાછળ જ અસંતપ્ત ચાલી રહ્યો હતો! મહારાજની ત્વરક્તિ પોતાની ચરમ સીમાનું અતિક્રમણ કરી ચૂકી હતી. એમના અપ્રકમ્પિત ડગલાઓએ ઇન્દ્રનું આસન ડોલાવી દીધું હતું. ખુદ દેવાધિદેવ ઇન્દ્ર રથ લઈને મહારાજની સેવામાં ઉપસ્થિત થયા અને એમને અનુરોધ કર્યો હવે આપ રથારૂઢ થઈને ચાલો. પરંતુ તપસ્યા-રત ધર્મરાજ પોતાના સંકલ્પથી ડગવાવાળા નહોતા. સ્વર્ગની સંપદા એમના મનોરાજ્ય આગળ

તુચ્છ હતી. તેમણે ઇન્દ્રને કહ્યું:

ભ્રાતરઃ પતિતા મેઽત્ર ગચ્છેયુસ્તે મયા સહ।
ન વિના ભ્રાતૃભિઃ સ્વર્ગમિચ્છે ગન્તું સુરેશ્વર॥
સુકુમારી સુખાર્હા ચ રાજપુત્રી પુરન્દર।
સાઽસ્માભિઃ સહ ગચ્છેત તદ્ભવાનનુમન્યતામ્॥

હે સુરેશ્વર, અહીંઆં મારા સઘળા ભાઈઓ પડ્યા છે, તેઓ પણ મારી સાથે આવે. હું મારા ભાઈઓને છોડીને સ્વર્ગે જવા ઇચ્છતો નથી.

હે ઇન્દ્ર, એ સુખને યોગ્ય કોમળ શરીરવાળી રાજપુત્રી દ્રૌપદી પણ અમારી સાથે આવે. આપ મારી આ પ્રાર્થના સ્વીકારો.

પરંતુ, મહારાજ યુધિષ્ઠિરનો કૂતરો એમની સાથે હતો, તેને છોડીને મહારાજ ક્યાં જાય? એમણે વળી ઇન્દ્રને કહ્યું:

અયં શ્વા ભૂતભવ્યેશ ભક્તો માં નિત્યમેવ હ।
સ ગચ્છેત મયા સાર્ધમાનૃશંસ્યા હિ મે મતિઃ॥

આ કૂતરો સદૈવ મારો મોટો ભક્ત રહ્યો છે. તે પણ મારી સાથે સ્વર્ગમાં આવે.

ઇન્દ્ર બોલ્યાઃ મહારાજ, આજે તો આપ સૌથી મોટી સિદ્ધિ પ્રાપ્ત કરીને અતુલ સંપત્તિના અધિકારી બન્યા છો. સ્વર્ગમાં આપને કશું જ દુઃખ નહિ રહે. આપ એક કૂતરા માટે શાને આટલા દુઃખી છો?

પરંતુ યુધિષ્ઠિરને ઇન્દ્રનું આ પ્રલોભન પોતાના સંકલ્પથી વિચલિત કરી શક્યું નહિઃ

અનાર્યમાર્યેણ સહસ્રનેત્ર
શક્યં કર્તું દુષ્કરમેતદાર્ય।
મા મે શ્રિયા સંગમનં તયાઽસ્તુ
યસ્યાઃકૃતે ભક્તજનં ત્યજેયમ॥

હે દેવશ્રેષ્ઠ, એ અસંભવ છે. જે શ્રી-વૈભવને ખાતર મારે મારા ભક્તજનનો પરિત્યાગ કરવો પડે તે વૈભવ મને ન ખપે.

વસ્તુતઃ આ તો ધર્મરાજની અંતિમ કસોટી હતી. ઇન્દ્રે ફરીને કહ્યું:

સ્વર્ગે લોકે શ્વાવતાં નાસ્તિ
ધિષ્ણ્યમિષ્ટાપૂર્તં ક્રોધવશા હરન્તિ।
તતો વિચાર્ય ક્રિયતાં ધર્મરાજ
ત્યજ શ્વાનં નાત્ર નૃશંસમસ્તિ॥

હે ધર્મરાજ, કૂતરો અત્યંત અપવિત્ર જીવ છે. એ તો સૌ જાણે છે કે જો કૂતરો યજ્ઞક્રિયા ભાળી જાય તો યજ્ઞનું સારું યે ફળ નષ્ટ થાય છે. એ માટે સ્વર્ગમાં આને કઈ રીતે સ્થાન મળી શકે? તમે પ્રાણથી અધિક પ્રિય દ્રૌપદી અને ભાઈઓનો ત્યાગ કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી છે, હવે આ કૂતરાની માયામાં ફસાઈને તે સિદ્ધિના ઉત્તમોત્તમ ફળથી શાને વંચિત થાઓ છો?

ધર્મરાજે કહ્યુંઃ યાવજ્જીવન મારી પત્ની અને ભાઈઓ છોડ્યા નથી. તો પછી કૂતરાને કેમ કરી છોડું?

મહારાજનું આ વચન બહાર નીકળ્યું કે કૂતરો સાક્ષાત ધર્મરૂપ થઈ ગયો અને મહારાજની પ્રશંસા કરવા લાગ્યો.

ધર્મની વાત સમાપ્ત થઈ કે તરત સઘળા દેવતાઓએ એકત્ર થઈને ધર્મરાજને રથમાં બેસાડ્યા અને તેઓ સદેહ સ્વર્ગે ગયા.

સ્વર્ગમાં પહોંચીને મહારાજાએ દેવગણને પૂછ્યુંઃ હે મહાનુભાવો, મારા ભાઈઓ અહીં જણાતા નથી. જે લોકમાં તેઓ ગયા હોય –તે ચાહે ગમે તેવો સારો કે ખરાબ લોક હોય–ત્યાં મને લઈ ચાલો.

ઇન્દ્રે ફરી ધર્મરાજને જણાવ્યું કે જેટલું પુણ્ય એમણે અર્જિત કર્યું છે, તેટલું એમના ભાઈઓનું નથી. પરંતુ મહારાજ હજી પણ ધર્મથી વિચલિત થયા નહોતા. તેમણે ઇન્દ્રને કહ્યું:

શુભં વા યદિવા પાપં ભ્રાતૃણાં સ્થાનમદ્ય મે।
તદેવ પ્રાપ્તુમિચ્છામિ લોકાનન્યાન્ન કામયે॥

મારા ભાઈઓનું–ભલે સારું હોય યા ખરાબ–હું તે જ મેળવવા ચાહું છું.

મહારાજ પોતાની વાત પર મક્કમ રહ્યા.

આખરે, ઈન્દ્રે એક દેવદૂતને બોલાવીને કહ્યું: મહારાજ ધર્મરાજને એમના આત્મીયજનોની મુલાકાત કરાવી આપો.

દૂત મહારાજને લઈને આગળ ધપ્યો. તે અત્યંત ભયંકર માર્ગ હતો. એ દુર્ગમ માર્ગમાં અંધકાર છાયો હતો. રક્ત-માંસના કીચડમાં અનેક પ્રકારના કીડા–મકોડા હતા. ચારેમેર આગ સળગી રહી હતી અને ભયંકર પ્રેતો ચારે બાજુ જોવા મળતા હતા.

ખૂબ ચાલ્યા પછી મહારાજ ધર્મરાજે પૂછ્યું: હવે કેટલું ચાલવાનું બાકી છે, દેવદૂત?

દેવદૂતે કહ્યું: મહારાજ, ઈન્દ્રની આજ્ઞા છે કે જ્યારે આપ થાકી જાવ ત્યારે મારે આપને પાછા લઈ જવા.

તે સ્થાન દુર્ગન્ધથી ભરપૂર હતું. એવા-ગંદા સ્થાન પર આટલો લાંબો વખત ચાલવા થી પરમ ધૈર્યવાન મહારાજ ધર્મરાજની ધીરજ ખૂટી હતી અને તેઓ પાછા વળવા જતા હતા કે એકાએક એ અંધકારમાં ધર્મરાજે એક અવાજ સાંભળ્યો:

હે ધર્મપુત્ર, કૃપા કરીને થોડો વખત રોકાઈ જાઓ. આપના આવવાથી પવિત્ર વાયુનો અહીં સંચાર થયો છે.

યુધિષ્ઠિર આ વિનય સાંભળીને ચકિત થઈ ગયા અને એમણે વ્યગ્ર ભાવથી પૂછ્યું: તમે કોણ છો, સૌ?

જવાબમાં અવાજો આવ્યા હું ભીમ, હું અર્જુન, નકુલ હું, હું સહદેવ, દ્રૌપદી છુ હું. મહારાજ પોતાના આત્મીયોને આ નારકીય વાતાવરણમાં સંતપ્ત જોઈને અધીર થઈ ઊઠયા.

કિં નુ સુપ્તોઽસ્મિ જાગર્મિ ચેતયામિ ન ચેતયે।
અહો ચિત્તવિકારોઽયં સ્યાદ્વા મે ચિત્તવિભ્રમઃ॥
નહ્યહં તત્ર યાસ્યામિ સ્થિતોઽસ્મીતિ નિવેદ્યતામ્।
મત્સંશ્રયાદિમે દૂતાઃ સુખિનો ભ્રાતરો હિ મે॥

હે દૂત! તમે જઈને ઈન્દ્રને કહો કે મારા ભાઈ મારા અહીં રહેવાથી સુખી છે હવે હું ત્યા નહિ આવું. અહીં જ રહીશ.

દૂને ઈન્દ્રને ધર્મરાજનો આ સંકલ્પ સંભળાવ્યો. ક્ષણમાત્રમા ત્યાંનો સઘળો અંધકાર દૂર થયો અને પેલા સઘળા આર્તનાદ સમાપ્ત થયા.

---

## બીક

એક વાર એક સૂફી સંત બગદાદ ભણી જઈ રહ્યા હતા. રસ્તે રોગચાળો અને મરકી મળ્યાં. બન્ને કાળોતરા ઘોડા પર સ્વાર હતા. સંતે પૂછ્યું: 'સવારી કઈ બાજુ ઉપડી? નખ્ખોદ વળી જવાનું એ ગામનુ, જ્યાં તમારા ડેરા-તંબૂ પડશે.'

'અમે દમાસ્કસ જઈ રહ્યા છીએ. દશ હજારનો કચ્ચરઘાણ કાઢવાનો છે' રોગચાળો અને મરકી જવાબમા બોલ્યા.

મહિના-માસ કેડે સૂફીને સમાચાર મળ્યા કે દમાસ્કસમાં મરકી ફાટી નીકળી છે, રોગચાળો ફાટ્યો છે અને ત્રીસ હજા[illegible]ો ભરખાઈ ગયા છે.

પછી જ્યારે રોગચાળો [illegible] ની એક વાર [illegible] સૂફી સંતને મળ્યાં ત્યારે સંતે પૂછ્યું: 'અલ્યાઓ! તમે તો [illegible] વાત કર[illegible] ? અને સોય વાગી નાખ્[illegible] રનો! કેમ એમ?' [illegible]

! અમે તો દશ હ[illegible] બાકી [illegible] ખી લીધા' [illegible] ી બોલ્યા.

[illegible] લોકકથા)

# જિંદગીના રંગ

[જીવનના તો અનેક રંગ છે અને માનવીનું જીવન એક રંગનો કટોરો છે. એ રંગથી જીવન રંગો અને પછી જુઓ કેવો જાદુ થાય છે તે.]

ભૂપેન્દ્ર ત્રિવેદી

'આજે આકાશ કેવું ઓચ્છવ ઊજવી રહ્યું છે હેં? અને આશુપણો! વાહ વાહ! કમાલ છે! કેટલા બધા રંગો ને આકાર! કેવું અલૌકિક લાગે છે આ આખું ય આકાશ! આ ઋતુમાં મોરલા પ્રકૃતિનાં ગીતો ગાય છે, ધરતી આકાશનું અભિવાદન કરે છે. એ નવપલ્લવિત બની ઊઠે છે. પણ હું એક?' સુધીર એકલો અગાસીમાં બેઠો બેઠો આકાશના રંગોને નિહાળતો મુગ્ધમને બેઠો છે. એ પાછો કંઈક મૂંઝવણ અનુભવે છે. અને જાણે આકાશની સાથે વાતો કરતો હોય એમ બોલ્યે જાય છે: કહેવાય છે 'આકાશને તમે જ્યારે જ્યારે નિરખો ત્યારે તમને એ નીત નવીન લાગશે' વાહ રે ભાઈ! વાત સાચી પણ ખરું કહું તો 'મારા આ જીવનાકાશમાં જ્યારે જ્યારે મેં ડોકિયું કર્યું છે ત્યારે મને એમાં કશી જ નવિનતા નથી લાધી.'

તમે કહેશો 'સુધીર તો છે જ એવો! એને પોતા પૂરતી દષ્ટિ જ ક્યાં છે? એ તો એના આત્માના સૌંદર્યને ખોઈને બેઠો હોય તો પછી બીજામાં એને સુંદરતા ક્યાંથી દેખાય?'

તમે વળી કહો છો 'સુધીર કાલે હતો એ આજે નથી. સુધીર બિલકુલ બદલાઈ ગયો છે. આ આકાશના રંગો, આ આકારો, આ એની અલૌકિક લીલા બધું જ બદલાતું રહે છે. અને આહાહાહા... હું પણ બદલાઈ ગયો. ઓહો...પણ એમાં ન...વા...ઈ શી! હેં મારા ભાઈ! પણ હા, આકાશને તમે જુઓ ને વાહવાહ બોલી ઊઠો છો ને... સુધીરને જોઈને નિઃસાસો નાખો છો. પણ સુધીર કરે યે શું? હવે તો એ અહીંથી ક્યાંક દૂરસુદૂર ચાલ્યો જાય. કોઈનો પડછાયો જુએ નહીં બસ....! આ સંધ્યાકાશ! એને જોઈને એમ જ થાય કે કોઈ પાગલ માણસે મરજીમાં આવે એમ રંગોના કટોરા ઢોળી નાખ્યા છે. છે તો કેવા અસ્તવ્યસ્ત. પણ તોય કેવા અદ્ભૂત, કેવા ભવ્ય-સુંદર!' એ હસી પડે છે... 'મારા જીવનનું પણ આમ જ છે ને! અને છતાં કોઈ આનંદ નથી. જીવન પ્રત્યે શ્રદ્ધા જ ગુમાવી બેઠો છું. આમ કેમ હશે?'

સુધીર ખૂબ નિરાશ થઈ અગાશીની પાળી પર પોતાનું માથું ઢાળીને ક્યાંય સુધી બેસી રહે છે. એના હૃદયમાં અકથ્ય ગડમથલ થઈ રહી છે. એનું મન, એનું હૃદય બધું જ જાણે એકદમ બંડ પોકારતું ન હોય એમ સુધીરને હલબલાવી રહ્યું છે. એની આંખોના બંને ખૂણાઓમાંથી અશ્રુઓ સરી પડે છે. એ કંઈક મોટેથી બડબડાટ કરે છે, 'હવે તો કશું થઈ શકે તેમ નથી. જીવવા જેવું પણ શું રહ્યું? હવે કોણ સાચો રસ્તો બતાવે?' અને એટલામાં જ 'હલો સુધીર!' કહી કોઈએ એના વાંસામા જોરથી ધબ્બો માર્યો. સુધીર સડક થઈ ગયો. પાછું ફરી જોયું તો એનો જિગરી દોસ્ત હતો કેદાર. કેદારે હસતાં હસતાં કહ્યું: 'યાર, શું આમ બેઠો છે? ચાલ, જરા બહાર ફરી આવીએ!'

સુધીર અને કેદાર બંને બહાર ઉપડ્યા.

પ્રકૃતિની રંગીન મહેફીલ જામી છે. કેદાર પણ રંગમાં હતો. એ તો સાહિત્યનો જીવડો ને! એક અચ્છો વાર્તાકસબી પણ ખરો. સુધીર એના વિચારોમાં ગુમસુમ છે. એની નજરે એક અંધભિક્ષુક પડે છે. સુધીર એની દયામણી દશા જોઈ બોલી ઊઠે છે: 'આ હા, જો તો કેવી કરુણતા?'

'અરે! આ તે શી કરુણતા છે? કરુણતાની હું તને બીજી વાત કરું' કહી કેદારે વાત માંડી.

'મારા પરિચિત એક વૃદ્ધ છે. ઓગણ્યાએંશી વરસની એમની જિંદગી. બુઢાપાનો મુકામ ન આંખોનાં ઓસરતાં જતાં તેજ. જિંદગીપર્યંત ગરીબી તો વેઠી પણ એ ય ઓછું હોય તેમ દૈવે ઘા પર ઘા કર્યા. એકનો એક છોકરો ગયો તરવાનું શીખવા ને એક દિવસ એ પાણીમાં જ ડૂબી ગયો. દીકરી

પરણાવવા લાયક થઈ પણ એ સ્ટવથી દાઝી ગઈ. આ દર્દ ને વેદનાને હૃદયમાં સંઘરી એણે તો જિંદગીનું ગાડું ખેંચ્યે રાખ્યું. આ વૃદ્ધને રોજ સાંજે ફરવા જવાની ટેવ. સંધ્યાની આછી ગુલાબી હવાના સ્પર્શથી એ કોઈ અજબ ચેતન અનુભવતો, ત્યારે એ થાક, ચિંતા, શોક એ બધું ય ભૂલી જતો. રોજ ઘેરથી તળાવ ને તળાવથી ઘેર. આ એનો રોજિંદો ક્રમ. રસ્તામાં થોડી નિશાનીઓ યાદ રાખેલી. એના સહારે એ આગળ વધે. ભૂલો પડે તો નિશાની જોઈ લે. ખાત્રી કરી લે ને એમ ભૂના પડેલા માર્ગમાંથી ખરી પોતાના રસ્તા પર આવી જાય પછી આગળ વધે ધીમા પણ મક્કમ ડગ માંડતો એ ઘેર પહોંચી જાય.

એક દિવસ પાછા ફરતા સહેજ વધારે મોડું થઇ ગયું. દિશાઓ ઝાંખી થઇ ગઈ. ચારેબાજુ અંધારાં પથરાઇ ગયા. તેઓ તો થઇ ગયા સાવ આંધળાભીંત! ન મળે કોઇ એંધાણ ન મળે કોઇ જણ. ખૂબ ખૂબ મૂંઝાયા. કેમ કરી આગળ ડગ માંડવા? કોના સહારે આગળ વધવું? એ તો પોતાના બંને હાથ આમતેમ હલાવતા રસ્તાની વચમા ચાલ્યા ને સામેથી એક યુવતી અટકાઈ વૃદ્ધે તરત જ એનો હાથ પકડી લીધો. યુવતી ગભરાઇ ઊઠે, બૂમો પાડે ત્યાં જ વૃદ્ધે કહ્યું. બહેન-બેટા, તને જ ભગવાને મોકલી છે. બહુ આવરદાવાળી છો. બેટા, મને રસ્તો સૂઝતો નથી, તું મને મૂકી જઇશ ને ! ઘરે?'

'હા, ચાલો બાપુ, તમારે ક્યાં જવું છે?' કહી યુવતીએ વૃદ્ધનો હાથ પકડી ચાલવા માંડયું. એના સહારે વૃદ્ધ પણ ચાલવા લાગ્યો.

'બેટી, મને તો આમાં કાંઇ સૂઝતું નથી. આ રસ્તા પર ક્યાંક 'અમરત ભુવન' આવે છે. સામે અનાજ દળવાની ઘંટી આવે છે. ભગવાન તારી બધી ઇચ્છા પૂરી કરે એવા આશીર્વાદ છે. અંતરના આશીર્વાદ આપુ છું. આજે મને મારી દીકરી યાદ આવે છે!'

આ વાત્સલ્યભર્યા શબ્દો સાંભળતાં જ યુવતીને કંઈ કંઈ થઈ ગયું. એની આંખોમાંથી દડદડ આંસુ દડવા મંડી પડ્યાં. બોલી: 'બાપુ! હું જ તો તમારી દીકરી છું.' આંસુ લૂછી યુવતીએ આકાશ સામે જોયું-તો એની નજર સામે ઘોર અંધકાર સામે ટમટમ ઝીંકતા તારલા ચમકી રહ્યા હતા. થોડીવારે સંચાનો અવાજ કાને પડ્યો. ઘરરરરર...ઘરરરરર, વૃદ્ધે કહ્યું: 'બેટા, મારું ઘર હવે આવી ગયું લાગે છે. બહુ સારું કર્યું કે તેં મને રસ્તો બતાવ્યો!'

'ના ના, બાપુજી! રસ્તો તો તમે મને બતાવ્યો છે.'

'કેમ બેટા, આમ બોલે છે?'

'બાપુજી! આપે આજે મને દીકરી કહી બોલાવી એ જ મારું પરમભાગ્ય સમજું છું. તમારા અંતરના આશીર્વાદ મને ફળ્યા છે. હું તો અત્યારે તળાવમાં ડૂબી મરવા જઇ રહી હતી.'

'હેં? શું બોલે છે તું?' વૃદ્ધ ચમકી ગયો.

'હા, બાપુજી, જીવનનો અંત લાવવા હું જઇ રહી હતી. મારા પર આવેલા બેટા આજોએ મને મારી જિંદગી ઝેર કરી નાખી છે. મારું કોઇ નથી. માબાપ પણ નથી.' કહી એ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી થોડી વારે ડૂસકાં શાંત થયાં, વૃદ્ધે એનો વાંસો પંપાળ્યા કર્યો. 'બાપુજી, મને કંઇ જ સૂઝતું નહોતું. એકલી અટૂલી પડી ગઇ હતી. ત્યાં તમે મને દીકરી કહી બોલાવી જગતમાં સ્નેહ છે. મારું કોઇ છે. અને તમે મને આજે એનું ભાન કરાવ્યું. હું તમારો તે કેટલો ઉપકાર માનું?'

'રે દીકરી! જીવનના તેજ આમ અચાનક બૂઝાવી નખાય ખરાં?' વૃદ્ધ આશ્વાસન આપતા બોલ્યા 'જીવનના તો અનેક રંગ છે. બેટા.' વૃદ્ધ થોડું હસી પડે છે. 'જીવન પોતે જ તો એક રંગનો કટોરો છે તું નથી જાણતી? એમાંથી કેવાં કેવાં અનેરા ચિત્રો ઊભા થયા છે. તે જે અનુભવ્યું એ પણ એક રંગ છે બેટા, પણ એની સાથે સાથે દિવ્ય સ્નેહ, શ્રદ્ધા, કર્તવ્ય એવા ઘણા ય રંગો હોય છે. તું આવા બધા રંગો મિલાવી શકે છે. ને તું તારા જીવનને ફરીથી રંગ! ફરીથી સજાવ!'

'બાપુ, તમે કહેશો તેમ જ કરીશ.'

અને આજે પણ એ વૃદ્ધની સાથે પેલી યુવતી અનેરા રંગો પોતાના જીવનમાં મિલાવતી જીવન ગુજારી રહી છે.' કહી કેદારે પોતાની વાત પૂરી કરી.

સુધીર એની સાથે જ ડગ માંડતો હતો. પણ એનું મન ક્યાંક બીજે જઇ રહ્યું હતું. જે ભાવો એના મોઢા પર થોડીવાર પહેલા હતા એ બધા અદૃશ્ય થઈ ગયા હતા એના અંતરમાં એક તેજરેખા અંકાઇ ગઇ. એણે ઉપર નજર નાંખી. કોઇ વિજેતાના ભાવથી જોયું તો આકાશ એકદમ સ્વચ્છ થઈ ગયું હતું.

# અપશુકનિયાળ !

કોબિતા સરકાર

['અપશુકનિયાળ માણસ કે માણસોનાં મન?' એનો ઉત્તર આ વાર્તામાંથી શોધી શકાશે.]

તે દિ' કાંઈ અમારો સમાજ આજના જેવો અતિ વસતીથી ઊભરાતો નો'તો. અલબત્ત, જૂના સોનેરી દિવસો તો આથમ્યા તે આથમ્યા જ, પણ તો ય અમારું જીવન ભર્યું ભર્યું હતું. આનંદ-ઉલ્લાસમાં ઓટ નો'તી.

અમારે અનેક ઉત્તમ મિત્રો હતા, સંબંધીઓ હતા, પડોશીઓ હતા. એમ નહિ કે અમે બધા રોજેરોજ મળતાં, પણ અમે એકબીજાની ઘણા જ નજદીક હતા. ઉત્સવો ઉજવતા. વાર-પરબે સૌ એકઠાં થતાં અને આનંદ-ઉત્સવ માણતાં. કોઈ કાંઈ મુશ્કેલીમાં આવી પડતું તો યે તેને ટેકો આપવા આખા વિસ્તારના લોકો એક થઈને ખડે પગે રહેતા. હા, મુશ્કેલીઓ અમારે નહોતી જ, એમ નહિ. રાગ-દ્વેષ અમારામાં ય હતા, પણ તે ઘણા જ ઓછા. અને એ ય તે હોય ને? ક્યારે નહોતા? અમારે ય આપત્તિ-વિપત્તિ હતાં.

કાં તો આ આપત્તિ-વિપત્તિઓનું કારણ શોધી કાઢવાની—પોતાની નિષ્ફળતાઓ સણગારવાની વૃત્તિ જ તો!—અતિશારે ઇચ્છાના પરિણામરૂપે અને કાં તો પોતાની નિરાશા-હતાશાનું મૂળ શોધવાની આંધળી દોટને કારણે, અને કદાચ કેવળ કાકતાલિય ન્યાયે કોઈ સારા પ્રસંગે જતાં ય તે એનો ભેટો થઈ ગયો હોય અને ધારી સફળતા ન મળી હોય તેથી—કોણ જાણે શાથી પણ સૌએ સર્વાનુમતે સાધનને અપશુકનિયાળ લેખે ચૂંટી કાઢ્યો હતો અને આખા ય વિસ્તારમાં અપશુકનિયાળ તરીકે તેની આબરૂ આબાલવૃદ્ધ સઘળામાં વ્યાપી વળી હતી.

એ કોઈ 'મેલી નજર'વાળો છે એવી જ ચોક્કસ એની આબરૂ બંધાઈ નહોતી. એટલું જ કહેવાનું હતું કે તે શુંધિયાળ છે. રસ્તે જતાં મિલાડી આડી ઉતરે અને જેવું મનાય છે એવું જ સારે પ્રસંગે બહાર જતાં, સાધનને જોવાથી થયું મનાતું. અને તેથી જ બધા તેને સાધન અપશુકનિયો કહેતા. ધીરેધીરે તો 'અપશુકનિયો' એ જ એનું બીજું નામ થઈ ગયું!

સાધન ઘણો જ દેખાવડો છોકરો હતો, સિને-માના અભિનેતા જેવો જ ફૂટડો! કોઈએ કદી તેને લડ્યકાં ભરતો જોયો નહોતો. સદાય તે આનંદી રહેતો. તેની પ્રકૃતિ પ્રસન્ન હતી. તે હંમેશાં મોજમાં જ રહેતો. જ્યારે તેને તેની 'અપશુકનિયા' તરીકેની ખ્યાતિની ખબર પડી ત્યારે ય તે મોજમાં હતો. તેના અપશુકનિયાળ અસ્તિત્વ વિષે જૂની માન્યતા ધરાવનારાઓ તરફ પણ તે શાન્ત જ રહેતો, હંમેશાં.

વખત જતાં તેને એવી આદત પડી ગઈ હતી ખરી કે રસ્તે જતી વ્યક્તિને રોકીને તેની સાથે વાત કરતી, તે વ્યક્તિનો અરધ-પરધ રસ્તા સુધી વાતમાંને વાતમાં સંગાથ કરવો અને તેમાથી કોઈ વિચિત્ર આનંદ મેળવવો. પણ, આવું ખાસ તો તેને જોઈને અપશુકન આઘું રાખવાના ઇરાદાથી લપાતી-છૂપાતી ફરતી વ્યક્તિઓ વિષે જ મોટે ભાગે તેમ બનતું. તેને જોઈને તેને ચૂકવવા રસ્તો જ બદલી નાખનારાઓનો પણ આ જ હાલ થતો.

જાપાનનો ધરતીકંપ અને આલ્પ્સ પર્વતના ધસી પડવા જેવી આંતરરાષ્ટ્રીય આફતોથી માંડીને દેશની અને ઘરખટલાની સઘળી જ મુશ્કેલીઓ સાધનના અસ્તિત્વ સાથે સાંકળનારો જૂની વર્ગ નહોતો એમ નહિ, પણ મોટાભાગના લોકો તો તેની અપશુકન શક્તિનું વર્તુળ પોતાની આસપાસ પૂરતું જ મર્યાદિત લેખતા.

શ્રીમતી મુકરજીના ઘરમાં ખાતર પડયું કે તરત જ તેમણે કહ્યું કે આગલી સાંજે એમણે સાધનને રસ્તે ભાળ્યો 'તો. ધોબનો છોકરો સીડીથી ગબડી

પડ્યો અને તેનો પગ ભાંગ્યો ત્યારે તેમણે ય કહ્યું અપશુકનિયો સાધન આજે આડો ઉતર્યો હતો તેથી જ આમ બન્યું! કોઇનું પાળીતું આધળું બિલાડું રસ્તો ઓળંગતા જ પીવાઇ ગયું ત્યારે ય કહેવાયું, હતું કે એણે સાધનનું મોઢું જોયું હશે!! રસોઇયાઓ રસોઇ બગડે કે દાઝી જાય તો તેનો યશ પણ સગવડ પૂર્વક સાધનને ખાતે જમા પાડતા—શાકભાજી ખરીદતાં મારકીટમાં જ મળી ગયો હતો!

પોતાની કુમારિકા બહેન માટે મોટા મોટા બેરિસ્ટરને ખોટવાના ઇરાદાથી ફ્રવને થોડે ચડેલી મારી પત્ની પણ જ્યારે નિષ્ફળ ગઇ ત્યારે બોલતી હતી કે ટ્રામમા બેસતી વેળા તેણે 'સાધન જેવા કોઇક' માણુસને જોયો હતો. દેખીતી રીતે જ સાધનની જેના પર જરાક અમથી ય અસર ન થતી હોય એવું કોઇ હોય તો ત હું હતો.

આ સઘળી માન્યતાઓ બાદ કરતા ખરેખર નરસા બનાવો ભાગ્યે જ બનતા. વૃદ્ધ સ્ત્રીઓ તેના તરફ અવારનવાર તોછડાઇથી વરતતી. બીજી બધી રીતે તો તે આકર્ષક અને અસાધારણ હતો તેથી બીજાઓ તો મહત્ત્વની કે નાજૂક પરિસ્થિતિઓ હાય ત્યારે નમ્રતાપૂર્વક તેને વેગળો રાખતા અને સામાન્ય સંજોગોમા તેની સાથે હળતા મળતા ય ખરા. એક પ્રકારની સામાન્ય સહનશીલતા અને ઊંડી જડ ઘાલીને બેઠેલા વહેમનું મિશ્રણ આ વર્તણુકમાં હતું.

સદ્‌ભાગ્યે હું સાધનની માઠી અસર કે અપશુકન શક્તિથી અસ્પૃશ્ય હતો અને તેથી સ્વાભાવિક રીતે જ હું તેના ભણી ઘણી જ સહાનુભૂતિ ધરાવતો. તેને પણ મારા માટે અસાધારણ માન હતું. તે મને 'મોટાભાઇ' કહેતો. હું તેની શ્રદ્ધાનો વિષય બન્યો હતો. હું તેના માટે ઘણી ઊંચી ધારણાઓ સેવતો. મેં તેને મારી જુવાન દીકરીને ગણિત શિખવવા રોક્યો હતો. ભણાવી કરીને ઘણીવાર સાધન મારા અભ્યાસ ખંડમાં આવી ચડતો અને ચા પીતાં પીતાં અમે વાતે વળગતા. સ્વાભાવિક રીતે જ વાતવાતમાં અમે અમારા વિસ્તારના લોકોની માન્યતા વિશે એકથી વધુવાર વાત કરવા લાગતા.

'તને તેની ચિંતા નથી શું?' મેં પૂછ્યું.

'સાચે જ નથી.' તેણે કહ્યું. 'માત્ર કેટલીકવાર જ્યારે છોકરીઓ મારા તરફ જોતી નથી અને હું તેમને મને જોઇને નાસતી-ફરતી જોઉં છું-જાણે હું......ત્યારે......'

અને તેટલી સહજ રીતે મેં તેને કહ્યું: 'અરે જુવાન છોકરીઓ તો એવી જ હોય. તે લોકો તો આકર્ષણ ઊભું કરવા એમ કરે, અને જ્યારે તેને તેનામા રસ લેવા માંડે ત્યારે તે સરકી જાય...'

'આપ ખરેખર એમ માનો છો?' આતુર આંખે તેણે પૂછ્યું. 'તો શું એ બધી ખરેખર એવી હોય છે? એમ નથી, એ નથી, કારણ તેઓ માને છે કે હું...હું અપશુકનિયો છુ.'

મે તેને હિંમત આપવા પ્રયાસ કર્યો. તે દિવસે રાતે ભોજન પછી મેં મારી પત્ની સાથે તેને વિષે વાત કરી. સ્ત્રીઓને સિદ્ધ એવી અનાકર્ષક પ્રતીતિને જોરે તે એમ માનતી હતી કે મેં સાધનને અમારી દીકરીને ભણાવવા રાખીને મહામોટું પાપ કર્યું છે.

'એ કોઇ દિવસ પાસ થવાની નહિ, કદી પણ નહિ! આ અપશુકનિયો બુધ્ધુ છે ત્યા લગી તો નહિ જ.' ચીડમા તે બાલી.

'પણ મને ખાત્રી છે કે તે એક અદ્‌ભુત શિક્ષક છે. અને તારી દીકરી પણ આ વાત સ્વીકારે છે. ગમે તેમ, આ વખતે તો તે પાસ થઇ જ છે, અને થોડા વધારે શિક્ષણથી...'

'નસીબ, ચોખ્ખું નસીબ.' મારી પત્ની ચીસ પાડતી બોલી. અને પછી વિસ્તાર પર વરસેલી સાચી અને કાલ્પનિક કમનસીબીની ઝીણી મોટી વિગતો વર્ણવવામા જ તેણે સમય ગાળ્યો. તેણે ગમે તેમ કરીને આ સઘળી ઘટનાઓનો તાળો સાધનના દર્શન માત્ર પર ઓઢાડી દીધો ને દોષનો ટોપલો સાધન પર મૂકી આપ્યો. હું શાન્ત જ રહ્યો. સ્ત્રીઓની અવિચારી વાતોની ભરતીમા અવરોધ ઊભો કરવાનો કશો જ અર્થ નથી.

*

થોડા દિવસ પછી જ્યારે સાધન રોજની જેમ વાતો કરવા મારા અભ્યાસ ખંડમાં આવ્યો ત્યારે

મેં જોયું કે તેનામાં કોઇ વિચિત્ર પ્રકારનો ઉત્સાહ માલૂમ પડતો હતો. હું એને કળવા દેવા માગતો નહોતો કે તે બદલાયેલો લાગે છે, મારે પડપૂછ પણ કરવી નહોતી, તેથી અમે બીજી–ત્રીજી વાતો કરવા લાગ્યા. પણ આખરે વાત તેણે જ મૂકી.

'મોટાભાઇ, મારું મોટું ભાગ્ય છે. હું સૌ પહેલું આપને જ એ સંભળાવવા માગું છું. મારા કુટુંબીઓને પણ એ વિશે હજી કહ્યું નથી.' તેણે ઉત્સાહમાં કહ્યું.

'સારું, કહે જોઉં.' મેં કહ્યું.

'હું ફિલ્મ લાઈનમાં જોડાયો છું.'

મેં ટાઢે કોઠે સાંભળ્યા કર્યું, શાન્તિથી. કારણ કે જો તે કહે કે તે ચન્દ્રલોકની સફર કરી આવ્યો છે તો યે મને ઓછું અચરજ થવાનું હતું.!

'તારા ઘરના માણસો આ વાત માન્ય રાખશે?' આખરે મેં પૂછ્યું. આવી બાબતમા લોકોનો અણગમો જાણતો હોવાથી મેં પૂછ્યું.

'કાંઇ પણ કરીને હુ એ લોકોને સમજાવીશ. કેમ સમજાવવા એ માટે આપ કંઇ સૂચવી શકો ખરા કે? મારે માટે બે સારા શબ્દો આપ કહેશો? આપમાં એ લોકોને ઘણો વિશ્વાસ છે—!'

'મારાથી બનશે તે હું જરૂર કરીશ, પણ મને નથી લાગતું કે...'

'ભગવાન આપને સહાય કરે, મોટાભાઇ.' ઉત્સાહમાં તેણે કહ્યું.

'પણ મને તો ખબર જ નહોતી કે તને સિને-અભિનેતા બનવાનો આટલો બધો અભરખો હશે. હા, ઘણી જ ઉત્તમ ભૂમિકાઓ ભજવતો તને જોવામાં આનંદ આવશે, ખાસ તો અતે કોઇ સ્ત્રી સાથે ..'

તેણે વચ્ચે જ કહ્યું: 'ના, હું નાયક નથી. પાત્ર છું. નાનો અમથો પાઠ છે આ વખતે તો. પણ હું તો ભવિષ્યની કલ્પના કરુ છુ, જ્યારે મારું નામ મોટા અક્ષરે પાટિયાં પર અંકાશે... ત્યારે હું ખરો નાયક બનીશ. અને આ બધી છોકરીઓ અત્યારે આટલી તોછડાઇ કરે છે તે જ બધીઓ કહેશે કે મને તેઓ ઓળખે છે, ન ઓળખતી હોય તો ય પણ. મારા એક શબ્દ માટે બધી મારા પગે પડશે–અને હું મારા પગ ધૂળ તળે...' સિનેમાના સોનેરી પડદે દેખાડાય છે તેવો અભિનય કરીને...તેણે આ પૂરું કર્યું!

મને અચરજ થયું. પણ હું તેનું ભલું ઇચ્છતો હતો અને તેથી બીજી જ સવારે તેનાં મા-બાપને મનાવવા તેને ઘેર ગયો.

મા બાપ આનાકાની કરતાં સંમત થયા ત્યારે સાધને તો સિનેમા પૂરી ય કરી હતી. સિનેમાના પહેલા ખેલ માટે મને ખાસ આમંત્રણ મળ્યું હતું. ઉત્તમ અભિનેતાઓ વાળું એ એક સુંદર ચિત્ર હતું. સાધન પરદે આવ્યો અને બરાબર પાંચ વાક્ય બોલવાનો પોતાનો પાઠ તેણે સરસ ભજવ્યો હતો. પણ હું પામી ગયો કે સાધનને સિનેમા પ્રેમીઓનો લાડલો અભિનેતા બનવા ઘણો જ ઘણો લાંબો કઠણ મારગ કાપવાનો હતો. એણે મારો અભિપ્રાય માગ્યો, મેં એને ખૂબ ઉત્તેજન આપ્યું. કોઇનું દિલ ભાંગી નાખવું સાચું કે જૂઠું બોલવું એનો વિચાર કરવા હું ન રોકાયો. કોઇએ તો બિચારાની આત્મસ્થાપના સારું કાંઇ તો કરવું પડવાનું ને?

મારી પત્ની કહે,

'પહેલા તો તેની ગંધ લાગતી એક જ લત્તાને...' તે જોરથી ગાજતી હતી. 'હવે તો આખો યે બંગાળ અને પછી સારો યે દેશ એ અપશુકનિયાનો ઓછાયો લઇ આફતોમાં હડપ થઇ જવાનો'

'મૂરખ નહિ બન.' હું ખૂબ તીવ્રતાથી ગુસ્સે થઇ ગયો હતો.

*

દેખીતી રીતે તો મારી પત્ની મૂરખ નહોતી. એ બધું શાથી બન્યુ તે તો મને ખબર નથી પણ બૉક્સ ઑફિસ પર તડાકો પાડે એ પ્રકારની ફિલ્મ હતી તો યે તે બેસી ગઈ મોટી ખોટ ગઈ અને અપશુકનિયાળ પાછા હતા ત્યાંના ત્યાં! સાધનને કારણે સિનેમાને ય અપશુકનિયાળ શબ્દનો સિક્કો લાગી ગયો કોઇએ કહ્યું કે સિનેમાના ઉત્પાદકને જ એકાએક અકસ્માત નડી બેઠો. સિનેમા જોવા જનારાઓ પણ કહેવા લાગ્યા કે તે જોયા પછી કાંઈ

નહિ ને કાંઇ માઠું તેમનું થવાનું જ છે.

'માઠું થવું' એ શબ્દ આ વખતે જોઇ શકયો કે ભારી ઢીલપથી વપરાતો હતો. મૃત્યુ કે કૌટુંબિક આપત્તિથી માંડીને સ્લીપર ચોરાવા સુધીની બધી જ મુશ્કેલીઓ સિનેમા જોવાથી થયેલી માનવામાં આવતી. અપશુકનિયા સાધને આખાયે સમાજનું 'માઠું' કર્યું હતું.

અને તેથી જ કદાચ હવે સ્થિતિ કપરી થઈ પડી. તેના વિસ્તારના જુવાનિયાઓએ ઠરાવ્યું કે સાધન અપશુકનિયાને આ લત્તામાંથી તો કયાંક બીજે કાઢવો જ જોઇએ.

'એને ધમકી આપીએ,' કોઇએ કહ્યું.

'એને ઠમકોરીએ,' બીજાએ સૂચવ્યું.

'અરે આપણે બધા ભેગા મળીને તેને બીજે કયાંક મકાન ભાડે લઈ દઇએ...' એવું ત્રીજું સૂચન હતું.

આ છેલ્લું બધાને સારું લાગ્યું. બીજાઓએ સાધનની સાથે વાત કરવાનું પસંદ કર્યું નહિ ત્યારે તે મારા ઉપર આવી પડયું.

'શા સારુ તું આ તક ઝડપી લેતો નથી?' મેં પૂછ્યું. 'બધાએ વિરૂદ્ધ ગયા છે... બીજે તું વધારે સુખી થઇશ.'

'મોટાભાઈ, તમે પણ?' તેણે ઉદાસ સ્વરે પૂછ્યું. 'હું તો ભાઈ તારા ભલા ખાતર સૂચવું છું.' મેં લૂલો બચાવ કર્યો.

'જો હું જાઉં તો હું એ વાતનો સ્વીકાર કરું છું એમ થશે; કે હું અપશુકનિયો છું. હું અપશુકનિયાળ નથી! નથી. કોઈ એક માણસ અપશુકનિયો ન હોઈ શકે. આ બધો વહેમ છે, ખોટો વહેમ. કાંઈ ખરાબ થવાનું જ હોય તો તે કોઈ પણ હિસાબે ખરાબ થવાનું જ. એ લોકો માત્ર આ ફીટું ભાગ્ય કોઇ બીજા પર ઓઢાડવા ચાહે છે અને એમ કરીને સંતોષ માને છે.'

'મારે કબૂલ કરવું જોઇએ, મેં એ દિશામાં વિચાર કર્યો નહોતો.' મેં કહ્યું: પહેલી જ વાર મેં આ આખી વાતનો તાર્કિક ખ્યાલ મેળવ્યો.

પણ અમારા વિસ્તારના લોકો જડસુ હતા. તેઓ સાધનને કાઢવામાં મક્કમ હતા. મિટિંગો મળવા લાગી. ધમકીઓ અપાવા માંડી. આખો મામલો ગોઝારો થવા લાગ્યો. અને સાધનની–મારા મિત્રની–જિંદગી જોખમમા લાગી.

*

પછી એક દિવસ મને એક વિચાર આવ્યો. મેં મારા મિત્ર સતીશને કાગળ લખ્યો. તે બાજુના બરાકપોરમાં રહેતો હતો. આવતો રવિવાર હું એને ત્યા ગાળીશ એમ મેં તેને લખ્યું હતું.

અમે ઘણા લાંબા સમયથી મળ્યા નહોતા. હું જ્યારે પહોચ્યો ત્યારે તેણે–ખૂબ જ પ્રેમથી મને સત્કાર્યો. તેની પૌત્રી તેની સાથે રહેતી તેણે મારા પગની ધૂળ લીધી અને પછી સ્વાદિષ્ટ ભોજન કરાવ્યું. મેં કહ્યું કે આવી ઔપચારિક વાનગીઓ બનાવવાની કશી જ જરૂર નહોતી.

'જા રે,' સતીશે કહ્યું. 'હું કાંઈ તને રોજ થોડો મળું છું? મારા જેવો ઘરડો માણસ જે આટલે દૂર એકલો અટૂલો રહે છે તેને માટે તો આ ઉત્સવ ગણાય.'

જમ્યા પછી અમે નાનકડા વરન્ડામા આરામથી બેઠા. વરન્ડાની સામે થોડે દૂર ગંગા વહેતી હતી. સતીશ હળવે હળવે હૂક્કાના દમ ભરી રહ્યો હતો. અમે બન્ને ગળાબૂડ શાન્તિમા હતા. તે જૂના દિવસો સંભારી રહ્યો હતો. મેં તેને થોડો વખત બોલવા દીધો. પછી મે મનની વાત કાઢી.

'અરે ભાઇ તમારી પૌત્રી તો એક સુંદર યુવતી બની ગઈ છે, આ જ જોઈ લો!' મેં કહ્યું.

'હા, ખરી વાત. અને હવે મારા આનંદના દિવસો ય ખૂટવા લાગ્યા છે.'

'એમ? કઈ રીતે?' જાણી જોઇને હું અજાણ્યો દેખાતો હતો.

'એને પરણાવવાનો વખત આવી પહોચ્યો છે. સારા છોકરાઓનો તો આ દિવસોમાં તોટો છે. અને

મારે કહેવું જોઈએ કે મેં મારો સ્વાર્થ જોયા કર્યો છે. ખરેખર તો મેં પણ ખાસ પ્રયાસ કર્યો નથી.'

'અમારા લત્તામાં એક સારા છોકરાને હું જાણું છું—એ કાંઈ અસાધારણ સારો નથી—પણ તે દેખાવડો અને હોશિયાર જરૂર છે. તમારો વિચાર હોય તો આવતા અઠવાડિયે તેને લેતો આવું. એ લોકોને મળવા તો દો. આ જમાનામાં માત્ર મોઢાના વર્ણનથી જ લગ્ન નથી થતાં તો! અને હું તો એની વિરૂદ્ધ પણ છું.'

'પણ ધારો કે એ ગમી જાય તો?...ગમે તેમ, તમારું સ્થળ કાંઈ ખૂબ દૂર નથી. એ કાંઈ દિલ્હી કે મદ્રાસ જેટલે છેટે જવાની નથી...' હું જોઈ શક્યો કે તેને આવનારા એકાકી દિવસોની ચિંતા હતી.

'તમે બધું મારા પર છોડી દો.' મેં કહ્યું. 'મને લાગે છે કે તમારે એના વિના ન રહેવું પડે એવો રસ્તો નીકળશે.'

પછીના રવિવારે મેં વાત વાતમાં જ સાધનને કહ્યું કે હું બાનાકપોર મારા એક મિત્ર સાથે રજા ગાળવા જઈ રહ્યો છું. જો તેને ખાસ કાંઈ કામ–રોકાણ ન હોય અને તે મારી સાથે આવી શકતો હોય તો તે મને ખૂબ ગમશે. એ તરત જ તૈયાર થયો.

*

મેં ધાર્યું હતું એના કરતાં બધું સહેલું નીકળ્યું. સનીલની પૌત્રીને જોઈને જ તે આભો બની ગયો. તે તેની એકેએક ક્રિયા જોવા લાગ્યો, જાણે તેની જિંદગી તેના પર આધારિત હોય. તે ભાગ્યે જ એક શબ્દ બોલ્યો. આખરે અમે બેયે જ વાત શરૂ કરી.

અમે આખો દિવસ મજાક કરી, અને સાંજે છેલ્લી ટ્રેન પકડી.

મેં વાતની શરૂઆત કરવા કહ્યું: 'બહુ સારા લોકો છે.'

'એ ઘણી જ સારી છે.' તેણે શરમાતાં કહ્યું.

'તને રસ છે?' મેં તેને તાણી જોયો. આંખના ખૂણામાંથી તેને તાકી જોયો. તે ચૂપ હતો. 'વારુ, તેનું લગ્ન થોડા દિવસોમાં જ થશે. મારે તેને સારા ઠેકાણે ગોઠવવાની છે. કમનસીબી એ છે કે તને રસ નથી. તારા માટે એ આદર્શરૂપ છે.

'મને રસ છે જો મને...'

'શું જો તને?—'

'કશું નહિ.'

'મુખ્ય વાત એ છે કે આ છોકરીને પરણનારે તેના દાદા સાથે રહેવું પડવાનું છે. એના દાદાની એ ઇચ્છા છે.' મેં બેધ્યાન હોઉં તેમ જણાવ્યું.

'મને મંજૂર છે.' સાધને જણાવ્યું.

*

તેઓ પરણી ગયાં. અને સુખી થયાં. સાધન અને તેના દાદા સસરાને સારી દોસ્તી રહી. સાધન મને અવારનવાર લખે છે. છેલ્લા કાગળમાં તેણે મને લખ્યું છે કે તેને ત્યાં બીજો દીકરો જન્મ્યો છે. અને ઘણો મોજમાં છે અને લોકો સાથે એને સારું ભળે છે એના અપશુકનિયાળપણા વિશે ત્યાં કોઈ વાત નથી.

અને અમારો લત્તો? મારે કહેવું જોઈએ કે સીવતાં અંગૂઠામાં વાગેલી સોયથી માંડીને બધી જ મુશ્કેલીઓ ચાલુ છે. પણ અપશુકનિયો હવે નથી. હકીકતો વિચિત્ર રીતે ઊલટી થઈ ગઈ છે. શ્રીમતી મુકરજીનું ઘર ફરી લૂંટાયું નથી. એ વાત સાચી, પણ સેનના ઘરમાંથી ચાંદીરૂપાના વાસણ અને ઝવેરાત ઉનાળાની રાતે બધા અગાસીમાં હતા ત્યારે બેકાળજીને લીધે ચોરાયા હતા, ઘોષનો છોકરો તો બચી ગયો છે પણ લાહીરીની દીકરી પગથિયેથી પડી ગઈ અને પગ ભાંગ્યો છે. વાહનવહેવાર વધ્યો છે તેથી અકસ્માત પણ વધ્યા છે. રસોઈ પણ હજી બગડે છે કે દાઝી જાય છે, પણ મને ખબર નથી આ બધા માટે લોકો કોને શાપે છે, કોને જવાબદાર લેખે છે.

અને મારી પત્નીની બહેન? તે હજી કુમારિકા જ છે અને કદાચ સદાય એમ જ રહેવાની—સિવાય કે મારી પત્ની 'ઉત્તમ મુરતિયા'ની શોધમાં પોતાની જાતને ઘસી નાખવાની પ્રવૃત્તિ બંધ કરે.

આંતરરાષ્ટ્રીય ઘટનાઓની વાત તો કરતો જ નથી—આપ જાતે જ વર્તમાન પત્રો પરથી તે જાણી લો છો ને?

નહિ ને કાંઈ માઠું તેમનું થવાનું જ છે.

'માઠું થવું' એ શબ્દ આ વખતે જોઈ શકયો કે ભારી ઢીલપથી વપરાતો હતો. મૃત્યુ કે કૌટુંબિક આપત્તિથી માંડીને સ્ત્રીપર ચોરાયા સુધીની બધી જ મુશ્કેલીઓ સિનેમા જોવાથી થયેલી માનવામાં આવતી. અપશુકનિયા સાધને આખાયે સમાજનું 'માઠું' કર્યું હતું -

અને તેથી જ કદાચ હવે સ્થિતિ કપરી થઈ પડી. તેના વિસ્તારના જુવાનિયાઓએ ઠરાવ્યું કે સાધન અપશુકનિયાને આ લત્તામાંથી તો કયાંક બીજે કાઢવો જ જોઈએ

'એને ધમકી આપીએ,' કોઈએ કહ્યું.

'એને હમેંકારીએ,' બીજાએ સૂચવ્યું.

'અરે આપણે બધા ભેગા મળીને તેને બીજે કયાંક મકાન ભાડે લઈ દઈએ ..' એવું ત્રીજું સૂચન હતું.

આ છેલ્લુ બધાને સારુ લાગ્યુ. બીજાઓએ સાધનની સાથે વાત કરવાનુ પસદ કર્યું નહિ ત્યારે તે મારા ઉપર આવી પડયુ.

'શા સારુ તું આ તક ઝડપી લેતો નથી?' મે પૂછ્યું. 'બધાએ વિરૂદ્ધ ગયા છે... બીજે તુ વધારે સુખી થઈશ.'

'મોટાભાઈ, તમે પણ?' તેણે ઉદાસ સ્વરે પૂછ્યુ. 'હું તો ભાઈ તારા ભલા ખાતર સૂચવુ છું.' મેં લૂલો બચાવ કર્યો.

'જો હુ જાઉ તો હુ એ વાતનો સ્વીકાર કરુ છુ એમ થશે, કે હુ અપશુકનિયો છુ. હું અપશુક નિયાળ નથી! નથી કોઈ એક માણસ અપશુકનિયો ન હોઈ શકે. આ બધો વહેમ છે, ખોટો વહેમ. કાંઈ ખરાબ થવાનું જ હોય તો તે કોઈ પણ હિસાબે ખરાબ થવાનું જ. એ લોકો માત્ર આ હીણું ભાગ્ય કોઈ બીજા પર ઓઢાડવા ચાહે છે અને એમ કરીને સતોષ માને છે.'

'મારે કબૂલ કરવુ જોઈએ, મેં એ દિશામા વિચાર કર્યો નહોતો.' મે કહ્યું: પહેલી જ વાર મેં આ આખી વાતનો તાર્કિક ખ્યાલ મેળવ્યો.

પણ અમારા વિસ્તારના લોકો જડસૂ હતા. તેઓ સાધનને કાઢવામા મક્કમ હતા. મિટિંગો મળવા લાગી ધમકીઓ અપાવા માંડી. આખો મામલો ગોબરો થવા લાગ્યો. મને સાધનની–મારા મિત્રની–જિંદગી જોખમમા લાગી

*

પછી એક દિવસ મને એક વિચાર આવ્યો. મેં મારા મિત્ર સતીશને કાગળ લખ્યો. તે બાજુના બરાકપોરમા રહેતો હતો. આવતો રવિવાર હું એને ત્યા ગાળીશ એમ મેં તેને લખ્યું હતું.

અમે ઘણા લાંબા સમયથી મળ્યા નહોતા. હું જ્યારે પહોંચ્યો ત્યારે તેણે–ખૂબ જ પ્રેમથી મને સત્કાર્યો. તેની પૌત્રી તેની સાથે રહેતી તેણે મારા પગની ધૂળ લીધી અને પછી સ્વાદિષ્ટ ભોજન કરાવ્યુ. મેં કહ્યુ કે આવી ઔપચારિક વાનગીઓ બનાવવાની કશી જ જરૂર નહોતી.

'જા રે,' સતીશે કહ્યું. 'હું કાંઈ તને રોજ થોડો મળુ છુ? મારા જેવો ઘરડો માણસ જે આટલે દૂર એકલો અટૂલો રહે છે તેને માટે તો આ ઉત્સવ ગણાય.'

જમ્યા પછી અમે નાનકડા વરન્ડામા આરામથી બેઠા વરન્ડાની સામે થોડે દૂર ગંગા વહેતી હતી. સતીશ હળવે હળવે હુક્કાના દમ ભરી રહ્યો હતો. અમે બન્ને ગળાબૂડ શાન્તિમા હતા તે જૂના દિવસો સભારી રહ્યો હતો મેં તેને થોડો વખત બોલવા દીધો પછી મે મનની વાત કાઢી.

'અરે ભાઈ તમારી પૌત્રી તો એક સુંદર યુવતી બની ગઈ છે, સ્ત્રી જ જોઈ લો!' મે કહ્યુ.

'હા, ખરી વાત. અને હવે મારા આનંદના દિવસો ય ખૂટવા લાગ્યા છે'

'એમ! કઈ રીતે?' જાણી જોઈને હુ અજાણ્યો દેખાતો હતો.

'એને પરણાવવાનો વખત આવી પહોંચ્યો છે. સારા છોકરાઓનો તો આ દિવસોમાં તોટો છે. અને

મારે કહેવું જોઈએ કે મેં મારો સ્વાર્થ જોયા કર્યો છે. ખરેખર તો મેં પણ ખાસ પ્રયાસ કર્યો નથી.'

'અમારા લત્તામાં એક સારા છોકરાને હું જાણું છું—એ કાંઈ અસાધારણ સારો નથી–પણ તે દેખાવડો અને હોશિયાર જરૂર છે. તમારો વિચાર હોય તો આવતા અઠવાડિયે તેને લેતો આવું. એ લોકોને મળવા તો દો. આ જમાનામાં માત્ર મોઢાના વર્ણનથી જ લગન નથી થતાં તો! અને હું તો એની વિરૂદ્ધ પણ છું.'

'પણ ધારો કે એ નકી થાય તો?...ગમે તેમ, તમારું સ્થળ કાંઈ ખૂબ દૂર નથી. એ કાંઈ દિલ્હી કે મદ્રાસ જેટલે છેટે જવાની નથી..' હું જોઈ શક્યો કે તેને આવનારા એકાકી દિવસોની ચિંતા હતી.

'તમે બધું મારા પર છોડી દો.' મેં કહ્યું. 'મને લાગે છે કે તમારે એના વિના ન રહેવું પડે એવો રસ્તો નીકળશે.'

પછીના રવિવારે મેં વાત વાતમાં જ સાધનને કહ્યું કે હું બાંકીપોર મારા એક મિત્ર સાથે રજા ગાળવા જઈ રહ્યો છું. જો તેને ખાસ કાંઈ કામ–રોકાણ ન હોય અને તે મારી સાથે આવી શકતો હોય તો તે મને ખૂબ ગમશે. એ તરત જ તૈયાર થયો.

*

મેં ધાર્યું હતું એના કરતાં બધું સહેલું નીકળ્યું. સતીશની પૌત્રીને જોઈને જ તે આભો બની ગયો તે તેની એકેએક ક્રિયા જોવા લાગ્યો, જાણે તેની જિંદગી તેના પર આધારિત હોય. તે ભાગ્યે જ એક શબ્દ બોલ્યો. આખરે અમે બેયે જ વાત શરૂ કરી.

અમે આખો દિવસ મજાક કરી, અને સાંજે છેલ્લી ટ્રેન પકડી.

મેં વાતની શરૂઆત કરવા કહ્યું: 'બહુ સારા લોકો છે.'

'એ ઘણી જ સારી છે.' તેણે શરમાતાં કહ્યું.

'તને રસ છે?' મેં તેને નાણી જોયો. આંખના ખૂણામાથી તેને તાકી જોયો. તે ચૂપ હતો. 'વારુ, તેનું લગ્ન થોડા દિવસોમા જ થશે. મારે તેને સારા ઠેકાણે ગોઠવવાની છે. કમનસીબી એ છે કે તને રસ નથી. તારા માટે એ આદર્શરૂપ છે.

'મને રસ છે જો મને....'

'શું જો તને?—'

'કશું નહિ.'

'મુખ્ય વાત એ છે કે આ છોકરીને પરણનારે તેના દાદા સાથે રહેવું પડવાનું છે. એના દાદાની એ ઈચ્છા છે.' મેં બેધ્યાન હોઉં તેમ જણાવ્યું.

'મને મંજૂર છે.' સાધને જણાવ્યું.

*

તેઓ પરણી ગયાં. અને સુખી થયાં. સાધન અને તેના દાદા સસરાને સારી દોસ્તી રહી. સાધન મને અવારનવાર લખે છે. છેલ્લા કાગળમાં તેણે મને લખ્યું છે કે તેને ત્યાં બીજો દીકરો જન્મ્યો છે. અને ઘણો મોજમાં છે અને લોકો સાથે એને સારું બને છે એના અપશુકનિયાળપણા વિશે ત્યાં કોઈ વાત નથી.

અને અમારો લત્તો? મારે કહેવું જોઈએ કે સીવતાં અંગૂઠામાં વાગેલી સોઈથી માંડીને બધી જ મુશ્કેલીઓ ચાલુ છે. પણ અપશુકનિયો હવે નથી. હકીકતો વિચિત્ર રીતે ઊલટી થઈ ગઈ છે. શ્રીમતી મુકરજીનું ઘર ફરી લૂંટાયું નથી. એ વાત સાચી, પણ સેનના ઘરમાંથી ચાંદીરૂપાના વાસણ અને ઝવેરાત ઉનાળાની રાતે બધા અગાસીમાં હતા ત્યારે બેકાળજીને લીધે ચોરાયા હતા, ઘોષનો છોકરો તો બચી ગયો છે પણ લાહીરીની દીકરી પગથિયેથી પડી ગઈ અને પગ ભાગ્યો છે. વાહનવહેવાર વધ્યો છે તેથી અકસ્માત પણ વધ્યા છે. રસોઈ પણ હજી બગડે છે કે દાઝી જાય છે, પણ મને ખબર નથી આ બધા માટે લોકો કોને શાપે છે, કોને જવાબદાર લેખે છે.

અને મારી પત્નીની બહેન? તે હજી કુમારિકા જ છે અને કદાચ સદાય એમ જ રહેવાની—સિવાય કે મારી પત્ની 'ઉત્તમ મુરતિયા'ની શોધમાં પોતાની જાતને ઘસી નાખવાની પ્રવૃત્તિ બંધ કરે.

આંતરરાષ્ટ્રીય ઘટનાઓની વાત તો કરતો જ નથી—આપ જાતે જ વર્તમાન પત્રો પરથી તે જાણી લો છો ને!

# મોતના ભેરુ

શિવપ્રકાશ

[આત્મવંચનાથી બચવા અને દિલ ઉપર પડેલી મૃતસૈનિકોની સ્મૃતિને અગર તો તેમની આંખે-દેખેલી પરિસ્થિતિને કરુણ-ગ્લાનિમય સ્વરૂપ આપવા 'સુગભળ'ના ખબરપત્રી રાજીનામું કેમ મોકલે છે તે આ લેખ વાંચતાં સમજાઈ જશે. સ્વાનુભવને સર્વાનુભવ બનાવવાની ખબરપત્રીની હેવાલ આપવાની આ એક રીત તો નહિ હોય ને?]

તેજપુર છોડયા પછી ખરી કઠણાઈ બેઠી. હવે પછીની મુસાફરીમાં શારીરિક શક્તિની કસોટી હતી. અત્યાર સુધી તો જીપમાં અથડાતા-કૂટાતાં ગમે ત્યા જઈ શકાતું. પરંતુ હવે તો ખચ્ચર અને ટટ્ટુની સ્વારી કરતાં શીખી લેવાનું હતું. ઊંડી ખીણો-ઢોળાવો તથા ટેકરીઓમા, સાંકડી પગદંડીના ઇશારે ચાલવાનું હતું. જરાક ચૂકયા તો ત્યાં ને ત્યા રામ બોલી જાય તેમ હતું.

હિમાલયની ચોટી વિષે ઘણુ સાંભળ્યું હતુ-વાંચ્યું હતુ. પણ પ્રથમ અનુભવે જ, ગાત્રો થીજી ન જાય તે માટે, ઠંડીથી બચવા જે ઉપાયો લીધા હતા, તે નાકામિયાબ જશે એવી ધાસ્તી પેઠી. સિગારેટના દમ ઘૂંટી-ઘૂંટીને ઉષ્મા પ્રાપ્ત કરવા છતા દાંતની કડેકાટી બોલતી હતી. હાથપગ જાણે ખોટા પડી જશે એવી ધ્રુજારી આવી જતી.

આધારિત ખબરપત્રી તરીકે જો કે મારી, લશ્કરી તંત્ર તરફથી ખાતરબરદાસ્ત સારી થતી અને અવારનવાર કોફી-ચા-સિગરેટ-ગરમ પાણી મળી રહેતા. પરંતુ દેશના અનેક ભાગમાથી, જુદી જુદી આબોહવામાથી એકત્રિત થયેલા લશ્કરી નવજુવાનોનો જુસ્સો જોયા પછી, જાત માટે શરમ ઉપજે તેવી સ્થિતિ હતી. અને આનું પ્રથમ દર્શન, છાવણીથી થોડે દૂર એક લશ્કરી હોસ્પિટલના તંબુમાં થયુ.

તંબુમાં વીશ-ત્રીશ પથારીઓમાથી મોટા ભાગના સૈનિકો, નહીં અનુભવેલી ઠંડીનો ભોગ બની પટકાઈ પડયા હતા; એક બાજુ ત્રણ-ચાર ગંભીર રીતે જખ્મી થયેલા સૈનિકોની, ડૉકટર સારવાર કરી રહ્યા હતા. મારી સાથે નાનું પોર્ટેબલ ટાઇપનું મશીન જોઈ, એક સૈનિકે પૂછયું પણ ખરું:

'આ શુ છે?' તે મદ્રાસી હતો અને સારું અંગ્રેજી બોલી શકતો હતો. તેના બન્ને હાથ અને બન્ને પગ પ્લાસ્ટરમાં હતા. આજે સવારે જ, મોરચેથી ઘવાઇને આવ્યો હતો.

'ટાઇપ-રાઇટર છે!-ઘેર કાગળ તમારે લખવો છે?-મદદ કરું?' મેં હમનાં હમનાં પૂછ્યું.

જુવાન સૈનિક અનિમેષ નયને તંબુ બહાર તાકી રહ્યો કદાચ તેના વતનનું ગામ તેને દેખાતું હશે-અને તેમાયે તેનું ઘર-અથવા કોઇ કુટુંબીજન, વૃદ્ધ મા-બાપ-ભાઇ, બહેન અગર પ્રિયા........

મારી વિચારમાળા તેના જવાબથી અટકી. તે ડૉકટરને પૂછી રહ્યો હતો:

'પત્ર લખાવી શકું કે, સાહેબ?'

'ઘણી જ ખુશીથી' ડૉકટરે કહ્યું.

મેં બન્ને ગોઠણ ઉપર મશીન ટેકવીને કાગળ ચડાવ્યો. જેટલુ તેણે કહ્યુ તેટલું લખ્યું. પછી એક બે લીટી ઉમેરીને તેને કહ્યુ:

'તમે લખાવ્યું તેમાં એટલુ ઉમેર્યું છે કે હવે પછીનો કાગળ તમારા હસ્તાક્ષરમાં જ હશે-કેમ બરાબર ને?'

લશ્કરી જુવાન હસી પડયો. તે જાણતો હતો કે ત્રણ-ચાર માસના ગાળા સિવાય તેના હાથપગ કામ આપી શકશે નહીં.

બીજે દિવસે અમે આગળ વધ્યા ત્યારે એક લશ્કરી ટુકડીના કેપ્ટને અમને ચેતવણી આપી દીધી કે હવે પછીનો યુદ્ધ મોરચો જોખમી છે અને ચીનાઓની કપટી ચાલબાજીમા ગમે ત્યારે જાનનું જોખમ રહેલું છે. જાણે આ વાતનું સમર્થન હોય તેમ રેડક્રોસના ભરેલાં વાહનો અમને સામે મળતાં ગયાં.

દેશ અજાણ્યો હતો; પ્રદેશ તદ્દન ડુંગરાળ અને બરફમય હતો; પવનના સૂસવાટા અને કડી પાસે નાગરિક દરજ્જાના ખબરપત્રીની હેસિયત કાંઇ વિસા-

તમાં ન હતી. મૃત્યુની આશંકા વાતાવરણમાં ચોતરફ પ્રસરી ગઇ હતી. અમે યુદ્ધ મોરચાના 'ટ્રાફિક રચજો' હતા. ભૌગોલિક સ્થાન વિષે સખત ગુપ્તતા અમલમાં હતી. લશ્કરના એક સુબેદારને સિગરેટ આપતાં મેં પૂછ્યું :

'ચીનાઓનો મેરો થવા સંભવ ખરો?' તિરસ્કારયુક્ત અવાજે તેણે કહ્યું.

'સીધી અથડામણ તેઓ ટાળે છે. ચીનાઓ નથી–ચિત્તાઓ છે! છાનો ઘા મારી લે છે!'

બપોરના ભોજન પછી માથું ભારે થઇ ગયું, નાક અને કાનમાં બળતરા ઊપડી. આંખમાંથી પાણી નીકળવા લાગ્યાં, સુસ્તી વધવા લાગી; હાડકામાં જાણે કળતર થતું હોય તેમ લાગ્યું. છાવણીના ડોક્ટર પાસે ગયો ત્યાં સુધીમાં તો, સ્ફુર્તિથી આમતેમ ફરી રહેલા, દોડી રહેલા અને કષ્ટસાધ્ય પ્રયોગોથી પુરવઠાની હેરફેર કરતા સૈનિકોને જોઇ, મનમાં ઝંખીલો પડી ગયો. ડોક્ટરે પણ મને તપાસીને ઊધડો લઈ નાખ્યો:

'બહેતર છે,-તમે તેજપુર પાછા જાઓ. અત્યારે લશ્કરી હોસ્પિટાલમાં સિવિલિયન માટે અમારી પાસે સમય નથી–સામગ્રી નથી. તમે ખબરપત્રીઓ અહીં આવો છો શા માટે?'

આ એક સાચી હકીકત હતી. અહીં એકએક સૈનિકની કિંમત, ન કલ્પી શકાય તેટલી મોટી હતી. મને બ્રાન્ડી તથા દવાનો ડોઝ આપતાં, ડોક્ટરે ફરીથી ધમકાવ્યો:

'ઠીક છે–તમારી માંદગી કાંઈ જીવલેણ નથી. બાકી આવતી કાલે તેજપુરની અગ્રિમ છાવણી ભેગા થઇ જજો'

દવાથી કાંઇક રાહત થઇ. બપોરના સમાચાર મેળવવા ચોતરફ ઘૂમતો હતો. આકાશમાં નીચે ઊડતાં પ્લેનો અને હેલિકોપ્ટરની ઘરઘરાટી વધી પડી હતી. વિમાની છત્રીઓ મારફત કેટલોક જરૂરી પુરવઠો ફેંકાતો હતો, અને ખચ્ચરની મોટી લંગાર લાગી ગઇ હતી. આપણા જુવાનોનો જુસ્સો કઇ પ્રેરણાથી વધી રહ્યો હતો? આફતોના ગંજ સામે, ચડિયાતા બળ સામે, પ્રતિકૂળ સંજોગો સામે–આ લોકો કઇ રીતે લડી શકતા હતા? આશાસ્પદ સમાચાર ક્યાંયથી પ્રાપ્ત થતા નહોતા, પીછેહઠની વચ્ચે ક્યાંય પણ આગેકૂચ થવાના ઉજ્જવળ સમાચારના આશાકિરણની હું રાહ જોતો હતો અને સુબેદાર સાથે મજાકનાં ટોળટપ્પાં મારતો હતો ત્યાં તેઓ અચાનક ઊભા થઇ ગયા, અને ગંભીરતાથી કહ્યું :

'રેડક્રોસ એમ્બ્યુલન્સ આવે છે!' ગાડી આવીને ઊભી રહી. એક લશ્કરી મુખી નીચે ઊતરી પડયા, અને સુબેદારને એક તરફ લઇ, કાંઇક મંત્રણા કરી. પાછા ફર્યા ત્યારે બન્ને ગંભીર બની ગયા હતા. તેમની સાથે વાતચીત પરથી જાણવા મળ્યું કે ચીનાઓ સાથે ગેરીલા યુદ્ધ ખેલતાં માર્યા ગયેલા ચાર જુવાનોની લાશ, અંતિમવિધિ માટે લાવવામાં આવી હતી.

તેમની અંતિમવિધિમાં ભાગ લઇ, માતૃભૂમિ ખાતર ખપી જનાર એ ચાર યોદ્ધાઓને અંજલિ આપવા મેં પણ ઇચ્છા દર્શાવી. રેડક્રોસની મોટરની આગલી સીટમાં હું બેઠો. થોડાક સૈનિકો પાવડા–કોદાળી સાથે પાછળ કૂચ કરતા દોડતા રહ્યા.

ખાડા ટેકરા ઉપરથી જીપ પસાર થતી રહી. મારી પાછળ જ, ચાર મૃતદેહો અચેતન સ્થિતિમાં પોઢયા હશે–પ્રિયજનોથી દૂર–હજારો માઇલ દૂર હિમાલયની ગિરિમાળામાં મોતે તેમને આમંત્રણ આપ્યું હશે–વતન અને વહાલાંને ક્ષણભર ભૂલી જઇ હસતે મુખે તેઓ મોતના મેરુ બન્યા હશે–તેમની લાશ ઢળી પડી હશે ત્યારે ચીનાઓએ તેમના ઉપર પાડુ મારી આગળ આવ્યા હશે...હવે તેમને હિંદ–ચીનનો કોઈ ભેદ રહ્યો નથી–મારી પાછળ જ તે પોઢેલા પડયા છે.

મારા હૃદયના ધબકાર વધી રહ્યા. મેં એક કે બે કિસ્સાને બાદ કરતાં કોઇને મરતાં જોયા ન હતા. અને તેમાં પણ એક પ્રસંગ તો હું નાનો હતો ત્યારે મારા વૃદ્ધ દાદાનો હતો. તેઓ કેમ મરણ પામ્યા–ક્યાં ગયા એ તો મને પછી ખબર પડી. બીજા પ્રસંગે, હું ડાઘુ બનીને ગયો હતો અને મૃતદેહની નનામી સાથે રહ્યો હતો. કેટલાક રીઢા

સાધુઓ આવે વખતે વાતાવરણને હળવું રાખી શકે છે અને સ્મશાનમાં ગમગીનીને દૂર કરી શકે છે. પણ આટલી વિષમ ઠંડીમાં આજે મને પરમેવાનાં બિંદુ બાઝી ગયાં. અહીં તો મોતની મહેફીલ જામી પડી હતી. થોકબંધ માણસો એક સાથે મરી શકે અને છતાં તે ત્યાનત લશ્કરી દૃષ્ટિએ જ જોવાય—સાચા સમાચાર ઉપર ઢાંકપિછોડો થાય—ખુવારી થઈ હોય તો પણ વાતને ગળી જવાની—આ તો તોપનો ખોરાક!

ગાડી અટકી તે સાથે મારી વિચારમાળા પણ અટકી. મુકરર જગાએ અમે આવી પહોંચ્યા હતા સૈનિકો શિઘ્રગતિથી કબર ખોદવા લાગી ગયા. ચાર લાશને એક સાથે સુવાડવાની હતી. આમોમની રક્ષા કાજે ખપી ગયેલ ચાર સપૂતોને ભૂમિદાહ આપવાનો હતો—અને આવતી કાલે તો તેમનાં નામ પણ લશ્કરી આલખેલમાથી ભૂસી નાખવામાં આવશે—નજીકનાં સગાંવહાલાંને ખબર આપીને વાત ઉપર પડદો પડી જશે.

અહી કોઈ પાદરી-કોઈ ધર્મગુરુ—કોઈ પુરોહિત અંતિમવિધિ માટે પ્રાપ્ય ન હતો. કબર ખોદાઇ રહી એટલે ચારે મૃતદેહોને સંપૂર્ણ આમન્યા સાથે સશસ્ત્ર સૈનિકોએ લશ્કરી સલામી આપી. ખિસ્સામાંથી ગીતાજીની નાની આવૃત્તિ કાઢી આપમેળે મેં થોડાક શ્લોકો ઉચ્ચાર્યા.

'વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય'

આ ચારે આત્માઓએ જૂનો દેહ છોડી દીધો છે, હવે તેઓ કોઈ નવો દેહ ધારણ કરશે. તેઓ મૃત્યુ પામ્યા છે પણ......

'નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ...... '

તેમનો આત્મા તો અમર છે. ચીનાઓ પણ તેને મહાત કરી શકતા નથી—આ જીવાત્માઓ અમર બની ગયા; માતાને બચાવવા તેમણે જીવનની આહુતિ આપી.

'યદ્ ગત્વાન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ'

નક્કી—આ ચારે આત્મા સ્વર્ગમાં વિચર્યા છે. હે ઈશ્વર, તેમણે દેશને કાજે પોતાનું બલિદાન આપ્યું છે—તેમને તારા સાન્નિધ્યમાં જ રાખજે.

કબર ઉપર માટી પણ પથરાઇ ગઈ. મેં પણ સાથ આપ્યો. માટી પાથરતાં બે ચાર અશ્રુઓ પણ ટપકી પડ્યાં......

અરેરે—આ કોણ હશે? કોઈ માતાના બેટા, કોઇ પ્રિયાના પ્રિતમ—ભૂલકાંના પિતા—એમને બિચારાઓને ખબર કેમ પડશે કે એમના જણ માટીમાં મળી રહ્યા છે! કોણ જાણે, ક્યારે જાણશે... બે ચાર મહિને...

જીપ પાછી ફરી. અંધારું થઈ જવા આવ્યું હતું. ઠંડીનો ચમકારો કાતિલ છરીના ઘા મારી જતો હતો. બીજે દિવસે સવારે મારે તેજપુર પાછા ફરવાનું હતું અને યુદ્ધમોરચાની વિગતો 'યુગમળ'ના તંત્રીને મોકલવાની હતી. મોરચો મજાની ગેહચો હતો. આખી રાત તોપગર્જનાઓ એકધારી રીતે ચાલુ રહી. ધરતીકંપની પેઠે ધરતી ધ્રુજી ઊઠતી હતી, અને કાળોતરા નાગની જીભની પેઠે તોપગોળાના ઝબકારા વાતાવરણમાં પ્રકાશ રેલાવી દેતા હતા; ઊંઘવાનો પ્રયત્ન સર્વથા અશક્ય હતો.

સવારે પાછા ફરવાની તૈયારી કરી ત્યારે બે એમ્બ્યુલન્સ ગાડી મૃત સૈનિકોને દાટવા, બીજાઓને લેવા રવાના થતી હતી. થરથરતા હાથમાં પવાલું લઈને હું રસોડે ચા લેવા જતો હતો ત્યાં સુબેદાર મળી ગયા. મેં પૂછ્યું:

'ખુવારીનું પ્રમાણ વધારે હોય તેમ લાગે છે!'

સુબેદારે એકદમ નાક ઉપર આંગળી મૂકી દીધી. વાત સાચી હતી. બોલવાનો કાંઈ જ અર્થ ન હતો. આ તો લડાઇના ખેલ હતા અને તે પણ ચીન સામે.

તેજપુર પહોંચ્યો ત્યારે અધમૂઓ થઈ ચૂક્યો હતો; કાનમાં ધાક પેસી ગઇ હતી;, સાંભળવામાં મુશ્કેલી પડતી હતી; અવાજ પણ બેસી ગયો હતો. સૌથી પ્રથમ કામ આપણી લશ્કરી કામગીરીના અહેવાલો મોકલવાનું હતું અને તેમાં ચિત્રની સોનેરી બાજુ રજૂ કરવાની હતી. આ બધું જ કર્યું. સાથે એક અલગ પત્રમાં 'યુગમળ'ના તંત્રીને ખબરપત્રી તરીકે મારા રાજીનામાનો પત્ર પણ મોકલી આપ્યો જેમાં મુખ્ય કારણ નીચે પ્રમાણે દર્શાવ્યું હતું:

'ખબરપત્રી તરીકે આખી જિંદગી રહેવાનું પસંદ કરું તે એક લહાવો છે અને મને ગમે પણ છે. પરંતુ અહીં દેશની ઉત્તર સરહદ ઉપર પરિસ્થિતિ નજરે જોયા પછી શા માટે આત્મવંચના કરવી તે માટે મનને સમજાવી શકતો નથી.

'જે છે તે નથી એમ બતાવવું—જે નથી તે હોવાનું ઠસાવવું અને જે મોતના મેરુઓનું આત્મ વિલોપન, બે હજાર માઈલ લાંબી અને વીસ હજાર ફૂટ ઊંચી સંરક્ષણ દિવાલ પાછળ વસતા ચાલીસ કરોડ દેશવાસીઓ જોઈ પણ શકતા નથી—જ્યાં ચોવીસ કલાક રહેવું—કેવળ રહેવું—તે પણ અશક્ય ઘટના લાગે—ત્યાં દુર્ગમ ગિરિમાળામાં સાવ અજાણ રીતે મોંમાં ભંડારાઇ જવું—એટલા માટે કે, મારો મની આઝાદી અમર રહે, અને આવા ભીષ્મ આત્મ-સમર્પણને, એક માયુસી અને સુખસગવડ ભોગવતા ખબરપત્રીની હેસિયતથી આલોચના કરવી, સત્યને 'સેન્સર' કરવું, દુનિયાના રાજપુરુષોનાં નીતિ-ઉચ્ચારણોને મહત્ત્વ આપવું—તેમના ફોટાઓ છાપીને—અને તેમની નીતિને આગળ ધપાવતા અનામી અજાણ દેશભક્તોની આત્મવંચના કરવી—આ એક ભારે શરમજનક પ્રવૃત્તિ છે અને મને લાગે છે મારે તે છોડી દેવી જોઈએ.

'અહીં જ શા માટે બધે જ એમ થઇ રહ્યું છે. કોરિયામાં — વિયેટનામમાં — પેલેસ્ટાઇનમાં—વાસ્તવમાં મારો વિરોધ કોઇની પણ સામે નથી. પરંતુ જે રાજપુરુષો આ બધું કરે છે તેમને મહત્તા શાથી મળે છે? વર્તમાનપત્રો તે આપે છે અને રોજ સવારમાં છાપું વાચતા કરોડો—અબજો લોકો, તે સ્વીકારી લે છે.

'પણ મારે કહેવાનું તો આ જ છે. અહીં હિમાલયની ચોટી ઉપર જે મોતના મેરુઓ ખભે કંદો ઉપાડીને રાતદિવસ ગરુડની નજર રાખી માતૃભૂમિની ચોકી કરી રહ્યા છે—તેમને કૂચ કરતા જોઉં છું—અને તેજથી ઝળાંહળાં થતી તેમની સંગીન અને ચકચકતા બૂટ......

'હા, ચકચકતા બૂટ—તેને પોલિશ કરવાનું પણ સદ્‌ભાગ્ય મળે તો મારી જાતને ધન્ય માનું અને ઋણમુક્તિનો આનંદ મેળવું. બીજી કઈ રીતે આ ધર્મયુદ્ધમાં ભાગ લઉં? આત્મવંચનાથી બચવા, અને દિલનો ડંખ હળવો બને તે માટે જ નિવૃત્તિ માગી છે!'

તંત્રીશ્રીના જવાબની રાહ જોઉં છું. આવશે-આજ નહીં તો કાલ. તમે જ કહો—મારે શું કરવું? મારી જગાએ તમે હો અને કોઈ ભારતવાસી હોય તો શું કરે?

## ગુણ આપવાની અનોખી રીત

એક શિક્ષકબંધુ વિદ્યાર્થીઓને ગુણ આપવાની બાબતમાં ભારે કંજૂસ લેખાતા હતા. એક હોશિયાર વિદ્યાર્થીએ પ્રશ્નપત્રના બધા જ જવાબો બરાબર લખેલા, છતાં એ શિક્ષકબંધુએ તેને કુલ દશ ગુણમાંથી માત્ર સાત જ આપ્યા હતા.

આ વિદ્યાર્થીએ બીજા વિદ્યાર્થીઓને આ વિશે ફરિયાદ કરી. સૌને સદરહુ વિદ્યાર્થીની ફરિયાદ વાજબી લાગી. એટલે બધા વિદ્યાર્થીઓ ભેગા થઈને એ શિક્ષક પાસે ગયા. શિક્ષકના શિક્ષણ માટે વિદ્યાર્થીઓ આમ બહુ સંતુષ્ટ હતા; અને એ રીતે વિદ્યાર્થીઓ પોતાના એ શિક્ષક પ્રત્યે માનની લાગણીએ જોતા હતા. વિદ્યાર્થીઓએ પૂછ્યું, 'સર, તમે જે કરતા હશો, તે યોગ્ય જ કરતા હશો. પરંતુ અમારે માત્ર એટલું જ જાણવું છે, કે તમે કઈ રીતે ગુણ મૂકો છો?'

એ વિચક્ષણ શિક્ષકે ગુણ આપવાની પોતાની રીત સમજાવતાં કહ્યું: 'જુઓ ભાઈઓ, આ ભાઈને દશમાંથી મેં જે સાત ગુણ આપ્યા છે, તે સારા ગુણ છે. આઠ આપું, તો સમજવું કે તમે સુંદર લખ્યું છે. નવ આપું તો સમજવું કે હું જેટલું સમજું છું તેટલું બધું તમે લખ્યું છે અને દશે દશ ગુણ હું ત્યારે આપું કે, જ્યારે તમારા જવાબો દ્વારા મને પોતાને કંઈ નવું શીખવાનું મળ્યું હોય.'

—હિંમતભાઈ પટેલ

# ભોળાં-ઘેલાં માનવી!

[સાચી ભક્તિનું લક્ષણ ક્યાં છુપાયેલું પડ્યું છે એ રહસ્યને સ્ફુટ કરતો આ પ્રસંગ સૌએ જાણવા જેવો છે.]

ગિરિજાશંકર દે૦ વ્યાસ

તે દિવસે એક પરદેશી રખડુ જેવા સાધુએ જે વાત કહી તે તો એવીને એવી હજુયે યાદ રહી ગઇ છે! વાત છે તો નાનકડી પણ એવી તો સચોટ-સાચી અને જીવનને નીચોવી તારવેલી છે કે આપણે તો તેને જીવનભર યાદ રાખી જ રહીએ!

રવિવારના દિને હું નિરાંતથી વાંચી રહ્યો હતો, ત્યાં તે પરદેશી સાધુ આવ્યો અને તેણે 'ચા' માગી! હું તો તેને ઘડીભર જોઇ જ રહ્યો ઉજળો ભરવદાર દેહ, મોટી મોટી આંખો, વિશાળ કપાળ અને ભગવાં કપડાં. તેના દેખાવ પરથી જ તે કોઇ સત્કારી ઉચ્ચ વર્ણનો હશે તેમ લાગતું હતું વળી તેણે ખાવાનું કે એવું કશું નહિ માગતાં—પૈસા પણ ન ઇચ્છતા—કેવળ ચાની માગણી કરી, ત્યારે તો મને વધારે નવાઇ લાગી.

મેં તેમને બેસવા કહ્યું અને તે સામે ખુરશી પર બેઠા. અમે થોડી વાતચિત કરી ત્યા તો મારી નાની બેબી ચા લઈ આવી. ચા પીતા મને જણાયું કે ઉતાવળથી કે ભૂલમાં ચાની અંદર ખાંડ નાખવી રહી ગઈ છે. એટલે મેં પાછી બેબીને બોલાવી ખાંડ લઇ આવવા કહ્યું; ત્યા તો તે સાધુએ હસીને કહ્યું: 'અરે ભાઇ! ખાંડની શી જરૂર છે? અત્યારે જ્યાં ખાંડની જ હાડમારી છે ત્યા એને શા માટે યાદ કરવી?'

'અરે, પણ મોળી ચા પીવાય?'

'કેમ ન પીવાય? મને તો ભાવથી ચા મળી છે તે તો સાકર કરતા પણ વધારે મીઠી લાગે' અને એમ કહેતાં તો તેણે ચાનો પ્યાલો એકી સાથે જ ઘટઘટાવી લીધો!

ત્યા બેબી ખાંડનો વાટકો લઈ આવી. તે તો આમ આ સાધુને મોળી ચા પીતા જોઇ ઘડીભર છોભીલી થઇ ગઇ અને જોઈ જ રહી. હું પણ તેમના તરફ જોઈ રહ્યો.

ત્યાં તો તે હસીને બોલ્યા: 'અરે ભાઇ! ગુરુ રામદાસજીને પણ આમ જ હલવો મીઠો લાગ્યો હતો! અને પછી મારી નાની બેબી તરફ જોઇ શાંતિથી હસતાં હસતાં કહ્યું.

'ગુરુ સ્વામી રામદાસજીને વળી હલવો મીઠો કેવી રીતે લાગ્યો તેની વાત સાંભળવી છે બેટા?'

'હા, હા, વાત તો કરો.' બેબી બોલી ઊઠી.

'તો સાભળ બેટા.' કહી તેણે વાત શરૂ કરી.

'સ્વામી રામદાસજી દરરોજ ભિક્ષા માગી લાવે ને પછી દિનભર પ્રભુભજનમા જીવન વીતાવે. ઘણા માણસો તેમને જમવા આવવા આગ્રહ કરે; કેટકેટલાયે મિષ્ટાન પણ મોકલે પણ આ તો હરિના ઘેલાં-ભોળાં માનવી હતાં! તે તો મન પડે ત્યાં જાય, અને ફાવે તો જે મળે તે લઇ લે જમી લે'

પૈસાદાર અને પ્રતિષ્ઠા ધરાવનાર ઘણા શેઠિયા કે મોટા લોકોનાં તેમને ત્યાં પધારી ભોજન લેવાનાં આમત્રણ ન સ્વીકારનાર સ્વામીજીએ એક દિવસ એક વૃદ્ધ ગરીબ ડોશીનું આમત્રણ સ્વીકાર્યું!

ડોશી તો પોતાને ત્યાં સ્વામીજી જમવા આવે છે તે જાણી આનંદિત થઇ જેતે હતું તે અને થોડું ઘણું ઉછીનું ઉધાર કરી ખંત અને ઉમંગથી રસોઇ કરવા લાગી. સ્વામીજી માટે તેણે હલવો-શીરો-બનાવ્યો. અને આનંદ ઉત્સાહ ભરેલા પ્રેમભાવથી ઘેલી ડોશી તો હોંશે હોંશે શીરો તથા શાક બનાવવા મંડી. ગરીબ માણસને આટલું જમણ તો 'બત્રીસ જાતના શાક અને તેત્રીસ જાતનાં ભોજન' સમ હતું. પણ ઉતાવળમા હલવામાં ખાંડને બદલે મીઠું ન ખાઇ ગયું, અને શાકમાં મીઠાને બદલે ખાંડ નાખી દીધી!

'સ્વામીજી તો ભોજન સમયે આવી આનં-

દથી બેઠા અને ડોશીએ પણ હર્ષઘેલી થઇ હલવો અને શાક પીરસ્યાં.'

'ખારો શીરો સ્વામીજીને ડોશીએ આપ્યો'? બેબી વચ્ચે બોલી ઉઠી

'હા બેટા! અને સ્વામીજી પણ જેટલી ડોશી હર્ષઘેલી અને ભાવભીની હતી તેનાથી ચારગણા આનંદ અને ભાવથી તે હલવો અને શાક જમી ગયા.

'જમી પરવારી આનંદથી સ્વામીજી તો પોતાના સ્થાને ગયા. પાછળથી જે થોડું ઘણું વધ્યુ હતું તે પ્રસાદ રૂપે ડોશી જમવા બેઠી, અને જેવો તેણે હલવાનો કોળીઓ મોંમાં મૂકયો કે તે 'થૂ થૂ' કરતી પાછો તે કોળીઓ મોંમાંથી કાઢી એમને એમ ઉતાવળે દોડતી ગઇ સ્વામીજી પાસે અને ત્યાં જઇ તેમનાં પગમાં પડી રડી પડી!

'સ્વામીજી તો તેને આનંદ અને પ્રેમભાવથી ઉઠાડતાં બોલ્યા, 'અરે માઇ! તું શા માટે દુ:ખી થાય છે?'

'પણ પ્રભુ! મેં તો તમને શીરો ખવ રાવ્યો તેમાં મીઠું હતુ!'

'તે શો વાંધો છે?'

'મારી ભૂલ થઈ ગઈ છે. ક્ષમા કરો. મને ઉતાવળમા કાંઇ ભાન ન રહ્યું મને માફ કરો.' કહી ડોશી તો સ્વામીજીની ક્ષમા માગવા લાગી. ત્યારે હમીને સ્વામીજી ડોશીને પ્રણામ કરતા બોલ્યા: 'માતા! તમે તો મને જે હલવો અને શાક પીરસ્યાં હતાં તે તો તમારા હર્ષ–ઘેલા અને શુદ્ધ સ્નેહ વૃત્તિના પ્રભાવથી મને એવા તો મીઠાં લાગ્યાં કે જાણે મેં કોઈ દિવસ એવું અમૃતભર્યું ભોજન કર્યું જ નથી!'

'પણ પ્રભુ! હું તો એવી ઘેલી થઈ ગઇ હતી–તમે જમવા આવવાના હતા તેથી–તે મને હોશ અને ઉત્સાહમાં કંઇ ભાન ન રહ્યું!'

'એ જ માતા! સાચી ભક્તિનાં લક્ષણ છે. તું માઈ! સાચી ભક્તિ કરી જાણે છે! હરિ તો તારા જેવા ઘેલાં–ભોળાં માનવીથી જ ખુશ રહે છે'

સાધુ તો આ વાત કહી ઘડીભર શાંત થઇ ગયો. બેબી પણ વાત સાંભળી મૂક રહી. અને હું કંઇ કહું ત્યાં તો તે પાછો 'નમસ્તે' કહેતો ઊભો થયો, અને કહ્યું: 'લ્યો, ત્યારે હવે હું જાઉં.' પછી તેણે મારી બેબી તરફ જોઇ કહ્યું: 'બેટા! તું નારાજ ન થતી સ્વામી રામદાસ-જીની વાત કેવી મઝાની છે! તેં તારા ભાવથી મને આ પાઇ તે પણ એવી જ મીઠી મને લાગી. તેં તો બેટા! રામાયણની વાત સાંભળી હશે. રામચંદ્રજી ભગવાનને માટે શબરીએ કેવાં મઝાનાં બોરને ચાખી ચાખીને ભગવાન રામચંદ્ર માટે તૈયાર કરી રાખ્યાં હતાં? અને રામજી ભગવાને પણ કેવા હોશથી તે આરો-ગ્યાં હતાં? તું બેટા! ખુશ રહો!' કહી પછી તે ચાલ્યો ગયો–સારી અને શુદ્ધ ભાવે થયેલી ભૂલને સુધારી એને હોંશથી સ્વીકારી સામાને ઉત્સાહી કરવા એ કાંઇ નાનીસૂની વાત નથી! એ માટે તો જીવન ઘડતર જોઇએ. હું આમ વિચાર કરી રહ્યો હતો ત્યાં બેબી બોલી 'ભાઇ! તે દિવસે મને મીરાંબાઈનું ગીત–'અમે તો ઘેલા: હરિનાં ઘેલાં' પદવાળું ગીત–સમજાતું ન હતું તે અત્યારે પ્રત્યક્ષ પદાર્થ પાઠ માફક સમજાઈ ગયુ'

બેબી તો પછી વળી એક ગીતની કડી ગાતી ગાતી ઘરમાં ગઈ. 'બેઠાં ભોળાં માત ભવાની ભવ દુ:ખ ભંજન હારો!'

મને પણ આ ભોળાં–ઘેલાં–માનવીની ગાથા સાંભળી એવું લાગ્યું કે તે સાધુ પણ આવો હરિનો ઘેલો જ લાગે છે!

જગતમાં અત્યારે જ્યાં ત્યાં દ્વેષ ઈર્ષા અને સ્વાર્થની જે મોટી ઉથલપાથલ થઇ રહી છે ત્યારે પણ–અત્યારનાં આપણા જ પોતાના સમ-યમાં આવાં થોડાં ઘણા ખૂણેખાંચરે જે હરિનાં ઘેલાં–ભોળાં માનવી છે તેમના એવા શુદ્ધ નિર્મળ સ્નેહ–પ્રેમ–ભાવને લઇને જ જીવન ખારૂં થતાં અટકી ગયું છે!

આપણે આપણા જીવનમાં એવો પ્રેમ ભાવ દાખવતાં શીખીએ તો?

## ચરણ-ગંગા

ધરેન્દ

[શ્રી કૃષ્ણની આ ધરતીમાં અનેક તીર્થો છે અને દરેક તીર્થની પાછળ આવી કોઈક પુરાણકથા પડેલી છે. યાત્રાર્થીઓ આવી કથાઓ જેટલી વધારે જાણે એટલો વધારે રસ એમને એ સ્થળોની મુલાકાત લેતી વખતે જરૂર પડે એટલે આવા પ્રસંગોને આવકારીએ છીએ]

જામનગર જિલ્લાનો ઓખા મંડળ તાલુકો તથા જામ કલ્યાણપુર મહાલ જે જામનગર જિલ્લામાં આવેલો છે તે પ્રાચીન સંસ્કૃતિ જાળવવામાં પોતાનું અગ્રસ્થાન ધરાવે છે જામનગરને તો લોકો છોટી કાશીના નામથી ઓળખે છે. દ્વારકામાં વિશ્વવિખ્યાત પ્રસિદ્ધ પ્રાચીન શ્રી રણછોડરાયનું મંદિર બે એક હજાર વર્ષોથી હિમાલય પર્વતની જેમ અડગ ઊભું જ છે. ગોમતી તટે શારદા વિદ્યાપીઠ પણ પોતાનું આગવું સ્થાન ભારતભરમા ધરાવે છે. તે ઉપરાંત બેટમાં કૃષ્ણનાં મંદિરો, પટરાણીઓનાં મંદિરો, બેટ શંખોદ્ધાર તળાવ તથા મંદિર, મહાપ્રભુજીની બેઠક, હનુમાનદાંડીવાળા હનુમાનજીનું મંદિર, ચોરાસી ધૂણી, પદ્માતીર્થ વગેરે વગેરે પ્રસિદ્ધ સ્થળો છે. આ ઉપરાત દ્વારકાથી દશેક માઇલ દૂર દ્વાદશ જ્યોતિર્લિંગ અને શ્રી નાગેશ્વરનું મંદિર સુપ્રસિદ્ધ છે. ગોપી તળાવ પણ અર્જુનની પડતીનો ઇતિહાસ રજૂ કરે છે, બાજુમાં જ મહાપ્રભુજીની બેઠક આવેલ છે. આ ઉપરાત કલ્યાણપુર મહાલ કે જે પાઘડી પને પડેલ છે, તે પણ ધાર્મિક સસ્કૃતિ તથા સ્થળો જાળવવામાં અગ્ર સ્થાને છે. પ્રસિદ્ધ હર્ષદ માતાનું મંદિર તથા કોયલો ડુંગર પણ અરબી સમુદ્રને કાંઠે જ આવેલ છે. પરશુરામના પિતા જમદગ્નિ મુનિના આશ્રમ તરીકે પ્રસિદ્ધ થયેલ રાણ ગામ પણ રેણુકા નદીને કાંઠે પોતાની સંસ્કૃતિ જાળવતું ઊભું જ છે. ગાગા, અને ગુરગઢના મીમાડેની મહાપ્રભુજીની બેઠકે પણ લોકોમાં સારા સંસ્કારો રેડેલ છે. દુર્વાસા મુનિના આશ્રમ તરીકે પ્રખ્યાત પીંડારા ગામ પણ સારા દેશમાં 'પીંડતારક કુંડ'ને હિસાબે પ્રખ્યાત છે ચેશિત્રા તથા પીંડારાના દરિયા કાંઠે સાચાં મોતી પાકે છે. જે આ ભૂમિના તળનો ખ્યાલ આપી જાય છે. આવાં જ બે મશહુર ધાર્મિક સ્થળો, 'રૂક્મણીજીનું મંદિર' તથા 'ચરણ-ગંગા' પણ અનોખું ઓજસ પૂરું પાડે છે. આ બન્ને સ્થળોનો ઘણા ઓછા માણસોને ખ્યાલ હોય છે જેથી વિગતવાર હકીકત અત્રે રજૂ કરવાની હિંમત કરી છે.

એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણ, પીંડારામાં જ્યાં દુર્વાસા મુનિ તપશ્ચર્યા કરતા હતા, ત્યાં આવી પહોંચ્યા. દુર્વાસા મુનિનો આશ્રમ પીંડારા ગામની બાજુમાં જ તળાવના કાંઠા પર પવિત્ર આંબલીની શિતળ છાયા નીચે જ હતો. ભગવાન શ્રીકૃષ્ણના યાદવ કુળના દુર્વાસા મુનિ ગોર થતા હોવાથી, ભગવાને દુર્વાસા મુનિને એક દિવસ દ્વારકા પધારી પોતાનું ઘર પવિત્ર કરવા જણાવ્યું. મુનિ શ્રી દુર્વાસાએ જણાવ્યું કે હું અહીં જંગલમાં ઠીક બેઠો છું. રાજમહેલમા મારુ મન મૂંઝાય, તેમ મને ત્યા ફાવે પણ નહિ, તેથી તમે બીજા કોઈ સુપાત્રને તમારે ઘેર લઈ જઈ ધાર્મિક વિધિ પ્રમાણે સત્કારો. પણ આજે ભગવાન શ્રીકૃષ્ણ તો દુર્વાસા મુનિને લઈ જવા માટે જ આવેલ હતા, તેથી દુર્વાસાને ફરીને આગ્રહપૂર્વક દ્વારકા આવવા જણાવ્યુ. દુર્વાસાએ કહ્યુ કે મારો સ્વભાવ તો તમે જાણો છો જ. પ્રકૃતિને વશ થઈ ક્યારેક મારા પર ક્રોધ સ્વાર થઈ જાય, અને આવેશમાં મારાથી આપને શ્રાપ અપાઈ જાય તો તે આપણા બન્ને માટે ખરાબ ગણાય. માટે તમે આવો આગ્રહ રાખો નહિ. ભગવાન શ્રીકૃષ્ણને તો દુર્વાસાને આજે દ્વારકા લઈ જ જવા હતા, એટલે એમણે વિનંતી ચાલુ જ રાખી. આમ શ્રીકૃષ્ણનો આટલો બધો આગ્રહ જોઇ, દુર્વાસાએ કહ્યું, 'એક શરતે હું આવવા તૈયાર છું.' ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું, 'આપની શરત કહો.' ત્યારે દુર્વાસા મુનિએ કહ્યું, 'હુ જે રથમાં બેસું, તે રથ, તમે તથા તમારી મુખ્ય પટરાણી, જે તમને સૌથી પ્રિય હોય તે, બન્ને ખેચીને પીંડારાથી દ્વારકા લઈ જાઓ, અને રસ્તામાં ક્યાંય મારી મંજૂરી સિવાય તમારાથી જરા પણ રોકાવાય નહીં, તેમ જ

રસ્તામાં તમે મારી સંમતિ મેળવ્યા સિવાય વાતચીત પણ ન કરી શકો. આ મારી શરત છે. બોલો આપને મંજૂર છે?' ભગવાન શ્રી કૃષ્ણ પણ થોડીવાર અવાક્ બની ગયા. ત્યાર બાદ તુરતાતુરત તેમણે કહ્યું, 'આપની શરત મંજૂર છે. હું અને રૂક્ષ્મણી રથમાં આપને દ્વારકા લઇ જઇશું.'

આમ ભગવાન તથા રૂક્ષ્મણીએ રથ ખેંચવા માંડ્યો, અને દુર્વાસા તે રથમાં બેઠા. રથ ધીમે ધીમે પીંડારાથી રવાના થઇ દ્વારકાનો પંથ કાપવા લાગ્યો.

પીંડારાથી દ્વારકા આશરે બાવીસેક માઈલ થાય. પીંડારાથી નીકળી રણને કાંઠે આવેલ મુળુ તળાવ વટાવ્યા બાદ, ચારેક માઈલનું ખારું રણ પસાર કરવાનું રહે છે. ત્યારબાદ ટુંપણી ગામ પાસેથી રસ્તો પસાર થાય, જ્યાથી પ્રેવાડ થઈને દ્વારકા જવાય. પેલો રથ દુર્વાસા મુનિને લઇ પીંડારાનું મુળુ તળાવ વટાવી રણમાં આવ્યો. રણમાં ચોતરફ રેતી જ દેખાય. દૂર દૂર ખારા પાણીનો સમુદ્ર નજરમાં આવે તડકો હોવાને કારણે રથ જ્યારે રણમાંથી પસાર થયો, ત્યારે બન્ને 'પતિ-પત્ની'ના પગ બળવા લાગ્યા. તાપને હિસાબે તરસ પણ લાગવાથી ગળાં સુકાવા લાગ્યાં. મુનિની શરત મુજબ બેમાંથી કોઈ કાંઇ પણ બોલતું નથી. અંતે રૂક્ષ્મણીજીને ઘણી જ તરસ લાગવાથી ભગવાન શ્રીકૃષ્ણને જણાવ્યુ, 'મારાથી હવે, એક ડગલુ પણ ચાલી શકાય તેમ નથી. અનહદ તરસ લાગી છે.' ભગવાન શ્રીકૃષ્ણે તુરત રેતીમાં જમણા પગનો અંગૂઠો ભરાવી ખારા રણની વચ્ચે મીઠા પાણીનો પ્રવાહ ચાલુ કર્યો, યાને ગંગાજી પ્રગટ કર્યાં. તુરત ભગવાન શ્રીકૃષ્ણે રૂક્ષ્મણીજીને કહ્યું પાણી પી લઇ તમારી તૃષાને સંતોષો આમ રૂક્ષ્મણીજીએ પાણી પીધું.

દુર્વાસા મુનિને આ વખતે ખ્યાલ આવતાં જ તેઓ એકદમ રથમાંથી ઉતરી ગયા. અને ક્રોધાવેશમાં ભગવાન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા, 'તેં આજે વચનભંગ કર્યો છે. મારી સંમતિ મેળવ્યા સિવાય તેં રથ ઊભો રાખ્યો અને તારી પત્નીને પાણી પાયું, આમ તને તારા મહેમાન કરતાં તારી પત્ની પર વધારે પ્રેમ હોય, તેમ જણાય છે. તેથી તને આજે શ્રાપ આપું છું, કે તું તથા તારી પત્ની રૂક્ષ્મણી સદાને માટે દૂર રહેશો. તમારો બેનો મેળાપ કદાપિ ન હો. તેમ જ તારા વચનભંગ બાદ મારાથી હવે દ્વારકા ન આવી શકાય.' આમ ક્રોધાવેશમાં દુર્વાસા પીંડારા તરફ રવાના થયા.

દુર્વાસા મુનિના શ્રાપને લીધે રૂક્ષ્મણીજી કૃષ્ણ ભગવાનથી દૂર રહેતાં થયાં. આજે પણ રૂક્ષ્મણીજીનું મંદિર દ્વારકાથી ત્રણેક ફર્લાંગ દૂર અરબી સમુદ્રને કાંઠે આવેલ છે. એવી એક માન્યતા છે, કે રૂક્ષ્મણીજીનાં દર્શન કર્યા સિવાય દ્વારકાની યાત્રાનું પૂરું ફળ મળતું નથી. જેથી દરરોજ હજારો યાત્રાળુઓ આજે પણ દ્વારકાના મુખ્ય મંદિર શ્રી રણછોડરાયનાં દર્શન કર્યા બાદ ગામ બહાર આવેલ રૂક્ષ્મણીજીનાં મંદિરે દર્શન કરી, પોતાની યાત્રાને પૂરેપૂરી સફળ બનાવે છે.

દ્વારકાથી સોળેક માઇલ દૂર આવેલ ટુંપણી ગામની બાજુમા જ ભગવાન શ્રીકૃષ્ણે જ્યાં જમણા પગના અંગૂઠાથી રણમા ગંગાજી પ્રગટ કર્યાં હતાં, ત્યાં આજે પણ તે સ્થળ 'ચરણ-ગંગા'ને નામે પ્રસિદ્ધ છે. ચરણ-ગંગાનું પાણી અવિરત જમીન પર જ વહ્યાં કરે છે. ખારા રણની વચમાં 'ચરણ-ગંગા'નું ગંગા જેવું પવિત્ર, નિર્મળ, જળ અવિરત વહ્યાં કરતું હજુયે છે અને મુનિના ઉપર વર્ણવ્યા પ્રસંગની યાદ તાજી કરાવે છે

ચરણ-ગંગા સુધીનો ટુંપણીથી પાકો રસ્તો જિલ્લા લોકલ બોર્ડે બંધાવેલ છે. તેમજ ચરણ-ગંગાની બાજુમાં એક સરસ અને રળિયામણો કૂવો બાંધેલો છે, ચરણ-ગંગાનું પવિત્ર નીર અવિરત કુવામાંથી વહી ખારા રણમાં ચાલ્યા જ કરે છે.

આમ દુર્વાસા મુનિના શ્રાપને જીવંત રાખતા બે ધાર્મિક સ્થળો આજે પણ અસ્તિત્વમા છે. એક 'ચરણ-ગંગા' અને બીજુ રૂક્ષ્મણીજીનું પવિત્ર મંદિર.

ધન્ય છે શ્રીકૃષ્ણની ગોરભક્તિને! અને દુર્વાસા મુનિના શ્રાપને પણ!

# હાથનાં કર્યાં

સરોદ

[સ્વાર્થ સાધવાનો ધંધો કરતા માણસે પરમાર્થ કર્યાનો દંભ કરી. પોતાની જ પત્નીને લાંબા દર્દની ભોગ બનાવી. કહેવાતી શ્રદ્ધાથી ભક્તિનો ડોળ કરવો અને તે પણ દર્દના ઉપાય પૂરતો જ એમાં નથી શ્રદ્ધા નથી ભક્તિ કે નથી નીતિ. છતાં ઉત્તમ પુરુષો તો માણસને પણ પોતાની પ્રકૃતિને વિકૃત કરતા નથી એવો સંદેશ આ વાર્તાનો છે તે સહી જ.]

શહેરમાં વા પેઠે વાત ફેલાઈ ગઈ કે ભભૂતગર નામે ભારે ચમત્કારી સંત આવ્યા છે, તળાવ દરવાજા બહાર ગઢની રાંગે ધૂણી ધખાવી બેઠા છે, વચનસિદ્ધ છે અને એક વખત મુખમાંથી વેણ નીકળી જાય તો ફળ્યા વિના રહેતું નથી.

રુક્મિણીના કાને જેવી આ વાત આવી કે તે ખોડંગાતી ખોડંગાતી તેના પતિ પાસે ગઈ ને બોલવા લાગી, 'સાંભળ્યું ! ભારે મોટા સંત આવ્યા છે. વચનસિદ્ધ છે. હમણાં ને હમણા ગાડી લઈ આવો. જલદી જઈએ. હું આશીર્વાદ માગું ને જો દયા કરીને વેણ નાખે તો મારી આ કરપીણ પીડા મટી જાય.'

'સંત આવ્યાની ખબર છે, પણ અત્યારે બપોરના બે વાગ્યે કાંઈ જવાય?' રુક્મિણીના પતિએ તુરત જવા સામે વાંધો કાઢ્યો

'આ વેદના સાથે એક મિનિટ પણ રહેવું કપરું છે. તમને શું ખબર પડે? તમારે થોડું વેઠવું પડે છે?' રુક્મિણીએ રડમસ અવાજે કહ્યું.

'કબૂલ. પણ કાંઈ આવા ચોરને કાંધ મારે તેવા સમયે સંત પાસે જવાય?'

'અત્યારે જ જઈએ. કદાચ આ વ્યાધિ બાબત સંત સવાલ પૂછે ને આપણે જવાબ આપવા પડે તો કોઈ ન હોય તો સારું. સંકોચ ન થાય.'

'ભલે, ત્યારે ગાડી લઈ આવું.' કહી રુક્મિણીના પતિ ગાડી લેવા ગયા. રુક્મિણી વિચારે ચડી. કેટલી દવા કરી! ડૉક્ટરો પાછળ ખર્ચ કરવામાં બાકી ન રાખી. પણ આ ભયંકર ઝખમ! દેખાવમા સાવ નાનો પણ કાતિલ પીડા આપનારો. સહેજે મટતો જ નથી. કેંક ભૂવા, જતિ, જોગી સાધ્યા. પણ બધુંય નિષ્ફળ. વચમા એમ થયુ કે - કશું ન કરવું પણ મન ક્યાથી રહે? કરપીણ પીડા, અસહ્ય પીડા, ન વર્ણવી શકાય એવી પીડા. જાણે થોડી વધારે હોય તો પ્રાણ જાય. પણ રંજે વધે નહીં ને સ્હેજ ઘટે નહીં. આ પીડા જીવનની સંગાથી બની ગઈ. પીડાનીય ટેવ પડે, સદી જાય, સહેજે સહન થતી લાગે. પણ આ પીડા તો ગજબની! આખું જીવન પીડામય બની ગયેલ છે. ત્યાં કોઈ આરામનું નામ લે કે મન દોટ મૂકે તેમાં નવાઈ શું? વળી આ પીડા થવાનું કારણ પણ કેવું!

રુક્મિણી પીડાના કારણના વિચારે 'વળી ત્યાં બારણે ગાડી ઊભી રહી. તેના પતિએ તેને ટેકો દઈ ગાડીમાં બેસાડી અને ગાડી તળાવ દરવાજા તરફ પૂરપાટ દોડવા લાગી. જાણે રુક્મિણીના તાલાવેલી ઘોડાના પગને સ્પર્શી ગઈ!

તળાવ દરવાજા બહાર ગઢની રાંગે એક મહાત્મા બેઠા હતા. ઉંમર પચાશેક વર્ષની હશે. આખે શરીરે ભભૂત લગાવેલ. માથે મોટું ફીંડલું વાળેલ જટા હતી. ભરાવદાર મૂછ અને દાઢીથી મોઢું સોહી રહ્યું હતું સામે ધૂણી ધખતી હતી. મહાત્મા ધ્યાનસ્થ સ્થિતિમા હોય તેમ આખ મીંચી બેઠા હતા.

રુક્મિણીના પતિએ પાસે જઈ કહ્યું, 'નમો નારાયણ, મહારાજ.' મહાત્માએ આખો ખોલી. લાલચોળ આંખો દૂભ આકાશમા ટમકતા લાલત્ર બોળ તારાની માફક ઝગી રહી. 'નારાયણ, બેટા.' મહાત્માએ જવાબ વાળ્યો. રુક્મિણી તેના પતિની પાછળ હતી તે નીચે નમીને મહાત્માને પગે લાગી. મહાત્માએ 'આઈએ બેટી' કહી તેનો સત્કાર કર્યો.

મહાત્માથી થોડે દૂર રુક્મિણી તથા તેના પતિ બેઠાં. મહાત્મા ફરી આંખો મીંચી ગયા. જાણે આવકાર આપ્યા માત્રથી તેમની ફરજ સમાપ્ત થઈ ગઈ હતી. થોડી ક્ષણોની શાંતિ બાદ રુક્મિણીના પતિએ કહ્યું, 'મહારાજ, એક અરજ છે.' મહાત્માએ ફરી આંખો ઉઘાડી. જાણે સામે ધખતી ધૂણીમાં બળીને

લાલચોળ થયેલા ડોળા ઝગી ઊઠ્યા. પણ આ આંખ સિવાય મહાત્માના મુખ પર સૌમ્ય શાંતિ હતી. તેણે કહ્યું, 'શું છે? કહો.' રુક્મિણીથી બોલાઇ ગયું, 'આપ તો શુદ્ધ ગુજરાતી બોલો છો!' મહાત્માએ શાંતિથી જવાબ આપ્યો, 'આ ખોળિયું ગુજરાતનું છે. કહો, તમારે જે કહેવું હોય તે નિશ્ચિંતપણે કહો. તમારું દુઃખ દૂર કરવાનું મારા માટે શક્ય હશે તો તે જરૂર દૂર કરીશ.' રુક્મિણીને આ સાંભળી પ્રોત્સાહન મળ્યું. તે બેઠાં બેઠાં જ થોડી આગળ આવી. તેણે કહ્યું, 'મહારાજ, દુઃખ છે તે મને અભાગણીને છે. જુઓ આ ઝખમ.'

એમ કહી તેણે તેના જમણા પગના ફણા પર બાંધેલ પાટો દૂર કર્યો. તો આશરે દોઢ ઈંચના ઘેરાવામાં અડધો ઈંચ ઊંડો ઝખમ દેખાયો. અંદરનું માંસ કચકચી ગયું હતું.

મહાત્માએ કહ્યું, 'બેટા, આ તો મામુલી ઝખમ છે. દવા કરાવી લો. કદાચ મટી જશે.'

રુક્મિણીએ કહ્યું, 'મહારાજ, એવું હોય તો આપને તકલીફ આપીએ ખરાં? બાપુ, પચીસ વરસથી આ ઝખમ લઇને ફરું છું. લાગે છે સાવ નાનો ઝખમ પણ તેની પીડા ભારે મોટી છે. માંડ સહન થાય છે. આપઘાત નથી કર્યો તે આમની સહાનુભૂતિને લઇને.' રુક્મિણીએ છેલ્લું વાક્ય બોલતાં તેના પતિ તરફ જોઇ ફરી તેનો નિર્દેશ કર્યો.

'પચીસ વર્ષથી આ ઝખમ છે?' મહાત્માએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

રુક્મિણીએ કહ્યું, 'પચીસ વરસ ઉપર થયું હશે, ઓછું તો નહીં જ.'

'આ ઝખમ કેમ થયો?' મહાત્માએ પ્રશ્ન પૂછ્યો.

'બાપુ, એ કહાણી બહુ લાંબી છે. આપ આનો ઉપચાર કરો, આશીર્વાદ આપો ને મટાડી દો.' રુક્મિણી આટલું બોલતાં રડી પડી.

'બેન, ઝખમનું કારણ જાણ્યા વિના ઉપચાર કેમ થાય?'

'વાત બહુ લાંબી છે, મહારાજ.' રુક્મિણીના પતિએ કહ્યું, 'આ ઝખમ માટે સાચું કહું તો હું જવાબદાર છું. પણ એ લાંબી કથા કહી આપનો સમય કેમ લઇએ? આપ દયા કરો. આપ વચનસિદ્ધ છો અને મટી જશે એટલું કહેશો તો ઝખમ રુઝાઇ જશે. અમારું દુઃખીનું કામ થઇ જશે.'

મહાત્માને કુતૂહલ થયું હોય કે ગમે તે કારણ હોય પણ તેમણે કહ્યું, 'ઝખમની વાત કરો, પછી તે બાબત કાંઇ થઇ શકે. વાત ન કરવી હોય તો દબાણ નથી. પણ તો હું આ બાબત કાંઇ નહીં કરી શકું.'

રુક્મિણીના પતિએ રુક્મિણી તરફ જોયું. રુક્મિણીએ કહ્યું, 'મહારાજથી આપણે શું ખાનગી હોય! બધી વાત કરો. મને ખાત્રી છે કે મહારાજ મારું દુઃખ મટાડશે.'

રુક્મિણીના પતિએ મહાત્મા તરફ ફરી વાત કહેવાની શરૂઆત કરી: 'મહારાજ, પચીસ વર્ષ પહેલાં અહીં રાજાનું રાજ્ય હતું. તે વખતના રાજા ઘણા ધર્મિષ્ઠ હતા, પણ તેમના મોટા કુંવર એટલા જ દુરાચારી. રાજાનો સદાચારનો વારસો તેમને નહીં મળેલ, પણ તેમનાથી નાના કુંવરને મળેલ. મહારાજ, આપનાથી કશું છુપાવીશ નહીં. મોટા કુંવરનો સલાહકાર હું રાજ્યમાં સારી પાયરી પર હતો. રાજાસાહેબ પાસે પણ મારું માન હતું. તેમને ખબર નહીં કે મોટા કુંવરના ઘણાં પરાક્રમો પાછળનો દોરીસંચાર મારો હતો. મારા માટે તે કમાણીનું સાધન હતું. તે વખતનાં મારાં કુકર્મોનો વિચાર કરું છું તો મને થાય છે કે આ પીડા મારી પત્નીને ન હોવી જોઇએ, મને હોવી જોઇએ. જો કે મારી પત્નીની પીડા પણ મને એટલી જ આકરી લાગે છે. તેની વેદના હું જોઇ શકતો નથી. ક્યારેક તો હું તેને આશ્વાસન આપું તેને બદલે તે મને આશ્વાસન આપે છે.'

રુક્મિણીના પતિ શ્વાસ લેવા થંભ્યા. મહાત્મા કશું બોલ્યા નહીં. તેમની આંખ ધખતી ધૂણી પર સ્થિર હતી. રુક્મિણીના પતિએ વાત આગળ ચલાવી.

'આમ ચાલ્યા કરતું હતું. તેમાં રાજાસાહેબને લાગ્યું કે તેની ઉંમર થઇ. હવે શેષ આયુષ્ય તીર્થસ્થળે ગાળવું તેમ વિચારી તેમ

માટે થાળ ભરીને સોનામહોર મોકલી. નાના કુંવર માટે હદપારીનો હુકમ કર્યો. નાના કુંવરે ફરીફરી માફી ખુલાસો કરવા દેવા ખૂબ આજીજી કરી. પણ બધી ય નિષ્ફળ ગઈ. સાત દિવસ સુધી રાજસાહેબનું એવું રૂપ રહેલું કે કોઈ તેમના સામું જોઈ શકતું નહીં. પછી હળવે હળવે કોપ શાંત પડ્યો. ગાદી ત્યાગની ઇચ્છા વધારે દૃઢ થઈ. મોટા કુંવરને ગાદી સોંપી તે તીર્થસ્થાને નિવાસ કરવા ચાલ્યા ગયા.'

રુક્મિણીના પતિ વળી થંભ્યા. મહાત્મા નિશ્ચળ બેઠા હતા. તેમની આંખ હજી ધૂણી પર સ્થિર થયેલ હતી. થોડો સમય થોભી રુક્મિણીના પતિએ વાત આગળ ચલાવી.

'પછી તો મોટા કુંવરે માળા મૂકી દીધી. સરકારે રાજ્યનો વહીવટ પોતાને હસ્તક લીધો. ત્યાં થોડા વખતે દેશ આઝાદ થયો. મારી નોકરી તૂટી ગઈ. તે દરમ્યાન ઘણા ઘણા ઉપચાર કર્યા. પણ આ મારી પત્નીનો ઝખમ રૂઝાયો નહીં. ડૉક્ટરો અને વૈદો આશ્ચર્યમાં પડી ગયા કે આનું કારણ શું! કોઈ સાચી વા ખોટી ચિકિત્સા કરી શક્યું નહીં. તીર્થસ્થાનોમાં ફર્યાં. જોષી, જતિ, ભૂવા સુદ્ધાંને બતાવ્યું. તેમણે કહ્યું તેમ જપ, તપ, દાન કર્યાં. પણ નિરર્થક. ચોવીસે કલાક અસહ્ય વેદના. કોઈ વાતનું ચેન નહીં. આ તો અમારી ભેગી કરેલી મૂડી પણ ખલાસ થઈ ગઈ. છેક છેલ્લા આરે આવીને ઊભાં છીએ. ત્યાં આપની નામના સાંભળી. એમ થયું કે જાણે અમારા ઉદ્ધાર માટે જ આપ અહીં આવ્યા છો. આપ કૃપા કરો. આપ વચનસિદ્ધ છો. દયાળુ એટલું કહો કે મટી જશે.'

રુક્મિણીના પતિ બોલતાં થોભ્યા કે રુક્મિણી બોલી ઊઠી, 'મહારાજ, બાપુ, દયા કરો. આ રાંકડી પર દયા કરો. આપની આશ્રિત છું. ખોળો પાથરું છું. બાપુ, કહી દો કે મટી જશે.'

મહાત્માએ ધૂણી પરથી આંખ ઊંચી કરી થોડો સમય રુક્મિણીના પતિ સામું જોયું ને પછી થોડો સમય રુક્મિણી પર નજર ફેરવી. રુક્મિણીના પતિના હૃદયમાં ઘોર દાહ થયો હોય તેવી વેદના થઈ. રુક્મિણીને લાગ્યું કે તેના ઝખમ પર કોઈ અંગારા મુકાયા. મહાત્માએ ધીરે અવાજે કહ્યું, 'બેન, એક શરત છે.'

'કહો એ શરત બાપુ,' રુક્મિણીએ તુરત જવાબ આપ્યો.

'શરત એટલી જ છે કે હું કહું તે પછી તમારા બેમાંથી કોઈએ એક શબ્દ બોલવો નહીં, અહીં એક પળ થોભવું નહીં અને પાછા વળી જોવું પણ નહીં.' મહાત્માએ શરત કહી.

'આવી શરત! પણ ભલે બાપુ, ભલે. આ દરદ સહન થતું નથી.' રુક્મિણીએ શરત કબૂલ કરી.

મહાત્માએ રુક્મિણીના પતિને પૂછ્યું, 'તમારે શરત કબૂલ છે?'

'કબૂલ છે, મહારાજ.' રુક્મિણીના પતિએ જવાબ આપ્યો.

મહાત્માએ કહ્યું, 'તો સાંભળો. તમે જે નાના કુંવર પર ખોટો આક્ષેપ મૂકેલ તે હું જ. જાવ બહેન, તમારું દરદ મટી ગયું સમજો. જાવ, તમારી શરતનું પાલન કરો, નહીંતર ક્યાંક મારું વેણ નહીં ફળે જાવ.'

રુક્મિણી અને તેના પતિ તુરત ચાલતાં થયાં. ખંડેરાતી રુક્મિણીની ચાલ સીધી થતી હતી તે મહાત્મા જોઈ રહ્યા, પૂર્વવત્ નિશ્ચલ દૃષ્ટિથી અંધકારમાં ઝાંખી રહેલા બે ટમટમ તારલા જેવી તેમની આંખ શુભ જ્યોતિરૂપ થતી જતી હતી.



# આપણે એમને ઓળખી શક્યા નથી

પ્રવાસી

બારેક વર્ષ પહેલાંની વાત છે. સૌરાષ્ટ્રનું જુદું રાજ્ય હતું ગ્રામ પંચાયતોની શરૂઆતનો સમય હતો. ગ્રામ વિકાસ અને ગ્રામ સ્વરાજની સંસ્થા તરીકે ગ્રામ પંચાયત માટે લોકોમા અજબ ઉત્સાહ હતો. કોઈ ગામમા દાયકાઓ જૂના તડા ગ્રામ પંચાયતને સત્કારવા માટે સંધાઈ ગયા હતા, તો કોઈ ગામમાં વર્ષો જૂના વેરઝેર ગ્રામ પંચાયતને સફળ બનાવવા માટે વિસરાઈ ગયા હતા. ગ્રામ પંચાયતમાં સ્થાન મેળવવા માટે પડાપડી નહોતી પણ બીજાને મોટાઈ આપવાની મીઠી ખેંચતાણ ચાલ્યા કરતી. પંચ કે સરપંચ કોઈ હોદ્દો મેળવવાના ખ્યાલથી નહી પણ લોકોની અને ગામની સેવા કરવાના પવિત્ર આશયથી એ જવાબદારી ધારણ કરતા હતા સૌના મનમા ગ્રામપંચાયત દ્વારા ગામ માટે અને દેશ માટે કંઈક કરી છૂટવાની તમન્ના હતી.

ગ્રામ પંચાયતનુ મહત્ત્વ અને ગ્રામ સ્વરાજની ભાવના સમજવા માટે, ગ્રામ પંચાયત દ્વારા ગ્રામ વિકાસનો કાર્યક્રમ ઘડવા માટે, અનુભવાતી મુશ્કેલીઓના નિવારણ માટે અને એક બીજાના અનુભવની આપ લે કરવા માટે અવાર નવાર જુદા જુદા વિસ્તારોમા ગ્રામ પંચાયતોના પંચો અને સરપંચોના સંમેલનો મળતા. નાત જાતની વાડાબંધીમા ઉછરેલા અને વગર ગ્રામ પંચાયતે પણ જિંદગી ભર ગામના મોવડી તરીકે માન અને મોભો માણેલા આગેવાનો પંચ કે સરપંચ તરીકે આવા સંમેલનમા આવતા ત્યારે જીવન સાથે જડાયેલા જાત જાતના ભેદભાવ અને માન મરતબાના ખ્યાલ છોડી, કંઈક નવું જાણવા માટે વિદ્યાર્થીની ભાવનાથી સંમેલનમાં ભાગ લેતા. બે પાંચ દિવસ માટે યોજાતા આવાં સંમેલનો લોકશિક્ષણની વિદ્યાપીઠો બની રહેતા. ખળખળ વહેતી નદીને કાંઠે આવેલા કામનાથ મંદિરના રળિયામણા તીર્થધામમાં ગ્રામ પંચાયતના પંચો અને સરપંચોનું બે દિવસ માટે આવું એક સંમેલન મળી રહ્યું હતું. સ્થાનિક ગ્રામ પંચાયતના જુવાનોએ અને આગેવાનોએ સંમેલનની વ્યવસ્થા સંભાળેલી. મંદિર સામેના વિશાળ ચોકમાં સભા મંડળ તૈયાર કરવામાં આવેલ. સભા મંડળથી થોડે દૂર ઉતારા માટે કડબની ઝૂંપડીઓ ઊભી કરવામાં આવેલી. દરેક ઝૂંપડીમા સૂવા બેસવા માટે ખાટલા, પીવા માટે પાણીના ગોળા, ઇત્યાદિની વ્યવસ્થા કરવામા આવેલી. નવા જમાનાની જરૂરિયાતનો ખ્યાલ કરીને દરેક ઝૂંપડીમા અરિસો, દાતિયો, નેપકીન ઇત્યાદિની કાળજીપૂર્વક સગવડ કરવામા આવેલી. થોડે દૂર વિશાળ મંડપમા ભોજનશાળાનો પ્રબંધ કરવામા આવ્યો હતો. શૌચ–સ્નાન ઇત્યાદિ માટે પણ ધ્યાન ખેંચે એવી ગોઠવણ કરવામાં આવેલી. સંમેલનની એક એક ગોઠવણમા શિક્ષણની–તાલીમની અને આદર્શ વ્યવસ્થાનો નમૂનો પૂરો પાડવાની દૃષ્ટિ રહેલી હતી.

સંમેલનમાં નિયત સમયે લગભગ એકસો જેટલા પંચો અને સરપંચો હાજર થઈ ગયા. એમને ઉપયોગી માહિતી અને જરૂરી માર્ગદર્શન આપવા માટે નોતરેલા રાજ્યના અધિકારીઓ અને જિલ્લાના આગેવાનો પણ આવી પહોંચ્યા. બપોરે સંમેલનની કાર્યવાહીનો પ્રારંભ થયો. પ્રાસંગિક પ્રવચનો બાદ મુક્ત અને નિખાલસ વાતચીતોના રૂપમા કાર્યવાહી આગળ ચાલી. સાંજ પડ્યે સંમેલનની કાર્યવાહી મુલતવી રહી અને સૌ વાળુ કરવા ભોજનશાળામા ગયા.

સ્થાનિક ગ્રામ પંચાયતના સરપંચની આગેવાની નીચે વ્યવસ્થા સંભાળી–રહેલા અને સ્વયંસેવકના બિલ્લા ધારણ કરેલા જુવાનો બધા મહેમાનોને હોંશે હોંશે તાણ કરી કરીને પીરસી રહ્યા હતા એમને મન એમને આંગણે આ એક મહામૂલો પ્રસંગ હતો. ભોજન બાદ થોડા આગેવાનો અને થોડા અધિ-

કારીઓ પાનની પેટી લઈને મંદિર સામેના એક ખુલ્લા મેદાનમાં જઈને બેઠા. ધીરે ધીરે બીજા પંચો અને સરપંચો પણ ત્યાં ખેંચાવા માંડ્યા. થોડી વારમાં ખાસ્સો ડાયરો જામી ગયો. કોઈના હાથમાં પાનની પેટી તો કોઈના હાથમાં સૂડી સોપારી. સૌ ભોજન બાદ હળવી વાતોએ ચડ્યા હતા, કોઈએ સંમેલનની વ્યવસ્થાનાં વખાણ કર્યાં તો કોઈએ મંદિર અને આસપાસના પ્રદેશની રમણિયતાની પ્રસંશા કરી. તૈયાર પાનબીડાં, કાતરેલી સોપારી અને બીડી-ની એ ત્રણ થાળીઓ પણ ડાયરામાં ફરતી થઈ ગઈ.

'તમે સૌ હા ભણો તો એક વાત કે'વાનું મન થયું છે.' એક ખૂણામાં અત્યારસુધી શાંતિથી બેઠેલા એક પંચ બોલી ઊઠયા.

'એક શું કામ બે વાત કહોને! અત્યારે તો આપણે સૌ નિરાંતે બેઠા છીએ.' પાન ઉપર આંગ-ળીથી ચૂનો ચોપડતાં ચોપડતા એક આગેવાન બોલી ઊઠયા.

'તમે કે'તા હો તો કઉં. આજના સંમેલનમાં આપણે સૌએ ગામડાંમાંથી બંધાણ માતર ઓછા કરાવવાનો ઠરાવ કર્યો છે ને!' પંચે વાતની શરૂઆત કરી.

'હા જ તો વળી. વ્યસનોથી આપણાં જીવન બરબાદ થઈ રહ્યાં છે. જ્યાં સુધી વ્યસનો નિર્મૂળ નહીં કરીએ ત્યાં સુધી ગામડાંમાં રિદ્ધિ સિદ્ધિનાં દર્શન થવાનાં નથી.' જિલા પંચાયત અધિકારી ઉત્સાહમાં આવીને બોલી ગયા.

'તે ઠરાવ કર્યે ગામડાંમાંથી બંધાણ બધાંય નીકળી જશે?' પંચે સૂચક પ્રશ્ન કર્યો.

'કેવળ ઠરાવ કરવાથી વ્યસનો થોડાં નાબુદ થવાનાં છે? આપણે સૌએ એને માટે સારી એવી મહેનત કરવી પડશે.' પાન ઉપર કાથો છંટકારતાં છંટકારતાં આગેવાને જવાબ આપ્યો.

'મારે ઈ જ વાત કે'વી'તી. આ મંદિર છોડયું એટલે આપણે સૌ પોતપોતાના કામમાં લાગી જવાના. કોઈને આ ઠરાવ યાદ રે'વાનો નથી. જો સાચેસાચ આપણે ગામડાંમાંથી બંધાણ ઓછાં કરાવવાં હોય તો આપણે અહીં ભેગા થયા છીએ ઈ બધા ય શંકર ભગવાનની સામે બંધાણ મૂકવાની પ્રતિજ્ઞા લઈએ! આપણે પ્રતિજ્ઞા લીધી હશે તો આપણુને બંધાણ મૂકાવવાની વાત સાંભરણમાં રે'શે. અને તો જ આપણાથી ખ.જાને બંધાણ મૂકવાની વાત કે'વાશે.' પંચે મુદ્દાની વાત કરી.

'રામભાઈની વાત છે વિચારવા જેવી. વ્યસન મુક્તિનું આંદોલન જગાડવાની સંમેલનમાં આપણે વાત કરી હતી. આંદોલન જગાડવું હોય તો આપણે જ જે કાંઈ વ્યસન હોય એ છોડવાની ભોળાદાદાની સાક્ષીએ પ્રતિજ્ઞા લઈને એ આંદોલનમાં મંડાણ કાં ન કરીએ?' નટુભાઈ નામના તાલુકાના એક આગેવાને સોપારી કાતરતાં કાતરતાં રામભાઈની દરખાસ્તનું સમર્થન કર્યું.

'વાત મુદ્દાની છે. તો લેવા માંડો એક પછી એક સૌ વ્યસન મુક્તિની પ્રતિજ્ઞા.' પાન ઉપર તમાકુની ચપટી ભભરાવતાં ભભરાવતાં આગેવાને હાકલ કરી.

'આપણે આજથી ચા હરામ.' એક સરપંચે પહેલ કરી.

'મારે બીડીનું બંધાણ છે. એક હારે તો નહીં ઘટે. પણ આ.જથી એક મહિનામાં બીડી પીવાનું બંધ.' બીજા સરપંચે જાહેરાત કરી.

'કોઈ કોઈ દિ છાનાછુના અફીણની કાંકરી લેવાનું બંધાણ છે. પણ તમે બધાય તમારાં બંધાણ છોડતા હો તો મારે આજથી અફીણની કાંકરી યે અગરાજ.' ભેટ બાંધીને બેઠેલા એક દરબારે પ્રતિજ્ઞા લીધી.

અને એક પછી એક પંચો અને સરપંચો તર-ફથી એક યા બીજા પ્રકારનાં વ્યસન છોડવાની પ્રતિજ્ઞા લેવાનો પ્રવાહ ચાલ્યો.

જિલ્લાના આગેવાન સિંહજતથી બનાવેલું પાન હાથમાં રાખીને એક પછી એક પ્રતિજ્ઞા લેનારને શાબાશી આપી રહ્યા હતા.

'અમે તો બંધાણ છોડવાની બાધાયું લીધી પણ તમારે ય અમારી હારે કાંક બંધાણ અમને બળ આપવું જોઈએ.' એક સ

જિલ્લાના આગેવાનને ઉદ્દેશીને ટકોર કરી.

'મારે બીડી સિગરેટનું તો બધાણુ નથી. પણ જમ્યા પછી પાન ન ખાઉં તો ખાધું ફોગે નહીં. પણ તમે બધાયે આ પવિત્ર તીર્થભૂમિમાં, અને મહાદેવના મંદિરમાં એક યા બીજા પ્રકારનાં બંધણ છોડવાની પ્રતિજ્ઞા લઇને વ્યસન મુક્તિના આંદોલનનો મંગળ પ્રારંભ કર્યો છે તો તમારી સાથે સૂર પુરાવવા અત્યારથી મારેય પાન ન ખાવાની પ્રતિજ્ઞા.' ભારે લિજ્જતથી તૈયાર કરેલું પાન મોઢામાં મૂકવા જતા આગેવાને, પાન પેટીમાં મૂકી દીધું.

'મહેનત કરીને તૈયાર કરેલું આ એક પાન ખાવાની છુટ.' એક ટીખળી સરપંચે આગેવાનને ઉદ્દેશીને રમૂજ કરી.

'પાન છોડવું જ છે તો પછી એક પાનમા જીવ શું કામ બગાડવો!' આગેવાને પેટી બંધ કરતાં કરતાં પોતાના નિરધારની પ્રતીતિ કરાવી. બીજા બધાની પ્રતિજ્ઞાઓ કરતાં આગેવાને લીધેલી પ્રતિજ્ઞાની ડાયરા ઉપર વધુ અસર થઇ. રહી ગયેલા પંચો અને સરપંચોએ પણ ઊભા થઇ થઇને પોત પોતાના વ્યસનો છોડવાની પ્રતિજ્ઞાઓ લેવા માંડી. વ્યસન મુક્તિના આંદોલનનો સાચા અર્થમાં પ્રારંભ થઇ ચૂક્યો.

'આપણે બધાયે તો પ્રતિજ્ઞાઓ લીધી. પણ આ ગામના જ સરપંચ કાં છટકી જાય?' એક ચકોર સરપંચે ડાયરા ઉપર નજર ફેરવીને કહ્યું.

'હા હો. એ વાત સાચી. આજના સમેલનમાં પણ અહીંના સરપંચ ડોકાણા નથી.' બીજા સરપંચે ટાપશી પૂરી.

'તે એમને છટકવા ન દેવાય. ગોતી કાઢો એમને.' નથુભાઇએ ફરમાન છોડયું.

'અમારા ગામના સરપંચ સંમેલનમા ડોકાણા નથી એટલે તો આપણે સંમેલનનાં કામકાજ નિરાંતે કરી શકયા. અને અત્યારે પણ અમારા ગામના સરપંચ અહીં નથી એટલે જ આપણે આ ડાયરો જમાવીને નિરાંતે બેઠા છીએ.' ગામના એક વૃદ્ધ આગેવાન બોલી ઊઠયા.

'તમારી વાત સમજાણી નહીં. ગામના સરપંચ ભડકીને ભાગવું પડે એવા છે!' જિલ્લાના બીજા આગેવાને પ્રશ્ન કર્યો.

'અમારા સરપંચ ભડકીને ભાગવું પડે એવા નહીં પણ દોરી દોગે બધામાં લઇને બેટવાનું મન થાય એવા છે. એમને લમણાઝીક કરવી ગમતી નથી. ઝાઝી વાત કરતાં એમને આવડતું નથી. પણ એમના જેવો મૂઝવાળો અને સેવાભાવી સરપંચ અમને બીજો મળે એમ નથી. આ સમેલનમાં તમે જે કંઇ ગોઠવણ ભાળો છો એ એની આવડતનું પરિણામ છે. એક પંગતે બેસીને જ આપણે સૌએ સ્વાદિષ્ટ ભોજન કર્યું એ એમની વ્યવસ્થાનો પ્રતાપ છે. અને અત્યારે પણ એમને ગોતવા હોય તો બીજે કયાંય જવું પડે એમ નથી, જઇને જુઓ તો ભોજનશાળામાં કંઇક કામ કરતા હશે.' ગામના આગેવાને પોતાના સરપંચનો ડાયરાને સાચો પરિચય આપ્યો.

'પણ સંમેલનમાં આવેલા સૌ વ્યસનમુક્તિની પ્રતિજ્ઞા લેતા હોય તો ગામના સરપંચ કેમ બાદ રહી શકે? કોઇક જઇને બોલાવી આવો એમને.' નથુભાઇએ આજ્ઞા કરી.

એક જુવાન દોડીને ભોજનશાળામા પહોંચ્યો. ભોજનશાળામા સેવા બજાવી રહેલા સ્વયંસેવકોને પીરસી રહેલા સરપંચને ડાયરો યાદ કરે છે એમ જાણ કરી.

'મારું કામ પૂરું કરીને આવી પહોંચું છું. અને પહોંચી ન શકું તો ડાયરાને કહેજો કે બધાય મળીને જે કંઇ નક્કી કરે એમાં મારી સહી છે.' ગામના સરપંચ ભીમભાઇએ પીરસતાં પીરસતાં જવાબ આપ્યો.

'ઠરાવ કરવા હોય તો તો સરપંચ ગેરહાજર રહીને પણ પોતાની સંમતિ આપી શકે. પણ પ્રતિજ્ઞા લેવી હોય તો તો સરપંચે જાતે જ આવવું જોઇએ.' ભીમભાઇનો સંદેશો સાંભળીને જિલ્લા પંચાયત અધિકારી બોલી ઊઠયા.

'બીજાના બોલાવ્યા અમારા સરપંચ કામ છોડીને નહીં આવે. પણ તમે જાશો તો ના નહીં પાડે.' વૃદ્ધ આગેવાને સૂચન કર્યું.

જિલ્લા પંચાયત અધિકારી સરપંચને બોલાવવા માટે ભોજનશાળામાં ગયા. ત્યાં જઈને જુએ છે તો સ્વયંસેવકો સાથે સરપંચ, ભોજન પતરાળાં અને એંઠવાડ ઉપાડીને ભોજનશાળાની સફાઈ કરી રહ્યા છે. આ દૃશ્ય જોઈને તેઓ દિંગ થઈ ગયા. ભોજન લઈને ત્યાર પછીનું સેવાકાર્ય બીજા માટે બાકી રાખીને ગેડી ગયા બદલ એમણે થોડો ક્ષોભ પણ અનુભવ્યો. મજૂરો પાસે પતરાળાં અને એંઠવાડ ઉપડાવીને ભોજનશાળાની સફાઈ કરાવવાને બદલે જુવાન સ્વયંસેવકોમાંથી આવા કાર્ય પ્રત્યેની સૂગ ભૂલાવી, એમને આ સેવા કાર્ય હોંશે હોંશે ઉપાડી લેવા પ્રેરણા આપી, પોતે જાતે બીજા કાર્યક્રમોમાં હાજરી આપવાનો કે મોટા દેખાવાનો મોહ છોડી મૂંગા મૂંગા યજ્ઞની ભાવનાથી આ કાર્ય કરી રહ્યા હતા એ જોઈને ભીમભાઈ માટે એમના મનમાં આદરભાવ પેદા થયો.

'ભીમભાઈ! આ બધું કામ તમારે જ કેરવાનું હતું તો સૌને પોતપોતાનાં પતરાળાં અને એંઠવાડ ઉપાડી લેવાની સૂચના આપવી હતી ને? આ તો અમારે ભોંઠા પડવા જેવું થયું.' જિલ્લા પંચાયત અધિકારીએ ભીમભાઈ પાસે જઈને, એમને ખભે હાથ મૂકી કહ્યું.

'તમે બધાય ગમે તેમ તોય અમારા મહેમાન થઈને આવ્યા છો. તમારી આટલી સેવા કરવાનો અમને લાભ ક્યાંથી!' ભીમભાઈએ પતરાળાં એકઠાં કરતાં કરતાં તદ્દન સ્વાભાવિકતાથી જવાબ આપ્યો.

'પણ સંમેલનમાં બધા ભાઈઓ તમારી ક્યારના રાહ જુએ છે. તમને એમ હોય તો હું તમારું કામ પૂરું કરી નાખું. પણ તમે થોડો વખત ડાયરામા આરો મારી આવો.' જિલ્લા પંચાયત અધિકારીએ વિનંતી કરી.

'પણ મેં તો કે'વરાવી મૂક્યું ને કે તમે જે કરો એમાં મારી સહી છે. બધાય ડાહ્યા માણસો ભેગા થઈને નક્કી કરે એમા કંઈ કેવા પણું થોડું હોય?' ભીમભાઈએ સાંમૂહિક ડહાપણમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતાં કહ્યું.

'ડાયરો આખો તમારી રાહ જોઈને બેઠો છે. એમ કરો, પાંચ દસ મિનિટ આવી જાવ. પછી તમ તમારે પાછા આવતા રહેજો.' જિલ્લા પંચાયત અધિકારીએ ભાર દઈને જણાવ્યું.

અને ભીમભાઈ એમનું કાર્ય અધૂરું મૂકી, સ્વયંસેવકોને જરૂરી સૂચનાઓ આપી, જિલ્લા પંચાયત અધિકારી સાથે ડાયરામાં આવી પહોંચ્યા. સૌ એમની રાહ જ જોતા હતા—સૌએ એમને માર્ગ કરી આપ્યો. આગેવાનો અને અધિકારીઓ બેઠા હતા ત્યાં જઈને તેમણે બેઠક લીધી.

'તમે તો અમારા મુખ્ય યજમાન થઈને ય ક્યાંય દેખાતા નથી!' એક આગેવાને ટકોર કરી.

'હું જરા બીજા કામમાં હતો. પણ કોઈ મેમાનને કંઈ તકલીફ તો નથી પડી ને? એવું કંઈ હોય તો ધ્યાન ખેંચજો.' સરપંચ શ્રી ભીમભાઈ સરળ અને નિખાલસ ભાવે બોલી ઊઠ્યા.

'અરે! તમારી મહેમાનગતી અને તમારી વ્યવસ્થામાં તે કંઈ કહેવાપણું હોય? એટલા માટે તમને કામમાંથી બોલી નથી કર્યા. પણ એક મહત્ત્વની બાબત અંગે તમને યાદ કર્યા છે. વાત એમ છે કે આજે સંમેલનમાં વ્યસનોથી ગામડાંની જે બેહાલી થાય છે એ અંગે ખૂબ છણાવટ થયેલી અને સર્વાનુમતે એવો ઠરાવ કર્યો કે ગામેગામ વ્યસનમુક્તિનું આંદોલન શરૂ કરવું.' જિલ્લાના આગેવાને વાત માંડી.

'બહુ રૂડી વાત છે. અમારા ગામમાં તો અમે ક્યારુની આ વાત વિચારી લીધી છે. પણ સંમેલને ઠરાવ કર્યો એટલે અમે એ બાબતમા વધારે કાળજી લેશું.' ભીમભાઈ બોલ્યા.

'એટલી જ વાત હોત તો તમને બોલી નં કરત. ઠરાવ તો થયો, અને બધા સરપંચો એ અંગે ઘટતું કરશે પણ ખરા. પરંતુ ભોજન કરીને અહીં ડાયરો ભેગો થયો અને સૌને લાગ્યું કે આપણે જ અહીં લેવાય એવી પ્રતિજ્ઞા લઈને વ્યસનમુક્તિનું આંદોલન શરૂ કરીએ.' આગેવાને સ્પષ્ટતા કરી.

'બહુ હારકી વાત કરેવાય.' ભીમભાઈએ પોતાનો

આનંદ વ્યક્ત કર્યો.

'અને બધાએ પ્રતિજ્ઞાઓ લીધી. કોઈએ ચા છોડ્યો, કોઈએ પાન છોડયાં, કોઈએ બીડી છોડી અને કોઈએ સોપારી છોડી. કોઈ બાકી રહ્યું નથી. એમાં કોઈકે યાદ કર્યું કે તમે જ એક બાકી રહી ગયા હતા એટલે તમને યાદ કરી કામમાંથી ખોટી કર્યા.' આગેવાને ભીમભાઈને બોલાવવાના પ્રયોજન અંગે પૂરી સ્પષ્ટતા કરી.

'તે હું શેની પ્રતિજ્ઞા લઉં?' ભીમાભાઈએ સામેથી પ્રશ્ન કર્યો.

'બીડી પીતા હો તો આજથી બીડી ન પીવાની પ્રતિજ્ઞા કરો.' આગેવાને સૂચન કર્યું.

'બીડી હું ફૂંકતો નથી.'

'ચા પીતા હો તો ચા ન પીવાની પ્રતિજ્ઞા કરો.'

'ચા હું પીતો નથી.'

'તો તમાકુ ખાતા હો તો એ ન ખાવાની પ્રતિજ્ઞા કરો.'

'તમાકુ બમાકુ હું ચાવતો નથી.'

'સોપારીનું બંધાણ હોય તો એ છોડવાની પ્રતિજ્ઞા કરો.'

'સોપારી બોપારી હું ફાકતો નથી.'

'પણ બધાએ કંઈને કંઈ પ્રતિજ્ઞા લીધી છે એટલે તમારે શેનીક તો પ્રતિજ્ઞા લેવી જ જોઈએ ને!' જવાબ સાંભળીને અકળામણ અનુભવતા આગેવાને સૂચન કર્યું.

'પણ તમે જ કહોને! હું શેની પ્રતિજ્ઞા લઉં?' ભીમભાઈ લેવાની તૈયારી કરતા હોય એ રીતે બોલ્યા.

'યાદ તો કરો ભીમભાઈ! તમારે કંઈક તો બંધાણ હશે!' આગેવાને ફરી એ જ પ્રશ્ન કર્યો.

'બંધાણ છે બે ટાણાં રોટલા ખાવાનું. તમે કે'તા હો તો એ છોડી દઉં!' ભીમભાઈએ બહુ જ સહજ અને સરળ રીતે જવાબ આપ્યો.

ડાયરો આખો હસી પડ્યો. ભીમભાઈએ થોડી અકળામણ અનુભવી.

'પ્રતિજ્ઞા લેવાની જરૂર આપણા જેવા માટે. ભીમભાઈને તો કોઈ ચીજનું વ્યસન નથી. આપણે એમને ઓળખ્યા નથી. એ તો સાચા સેવક અને સાચા યોગી છે...મને ભોજનશાળામાં એમનાં સાચાં સ્વરૂપના દર્શન થયા, ગામ ભાગ્યશાળી કે એમને ભીમભાઈ જેવા સરપંચ મળ્યા. આપણે ભાગ્યશાળી કે આપણને ભીમભાઈ જેવા યજમાન મળ્યા. સમેલનમાં લાંબી ચર્ચાવિચારણા કે ને કે વિ... કરવાને બદલે ભીમભાઈના જીવનમાંથી બે ચાર ચીજો સમજી અને શીખી જઈએ તો પણ આપણું સમેલન સફળ થયું લેખાશે' જિલ્લા પંચાયત અધિકારીએ પોતાના ભાવ વ્યક્ત કર્યા. પણ તેઓ બોલવાનું પૂરું કરે ત્યાર પહેલાં તો ભીમભાઈ ક્યારના યે છાનામાના ઊઠીને ભોજનશાળામાં પહોંચી જઈ એમના મહ કાર્યમાં લાગી ગયા હતા.

ડાયરો ઊઠ્યો ત્યારે મોટા ભાગના મોઢેથી એક જ વાત સાંભળવા મળી. કે સાચી વાત છે આપણે એમને ઓળખી શક્યા નથી.!

## ઓળખાણ

એક ઉત્સાહી યુવક વિનોબાજી પાસે આવ્યો. વિનોબા તરફથી તેની પોતાની પૂર્ણ ઓળખાણ આપવાનું કહેવામાં આવ્યું. ગર્વભેર તે બોલ્યો, 'મને જવાહરલાલજી ઓળખે છે!'

'બીજું કોણ ઓળખે છે?'

યુવાન કહે, 'રાજાજી ઓળખે છે; ટંડનજી અને સરદાર પટેલ પણ મને ઓળખતા હતા.'

'તમારા આડોશી-પાડોશી કે ગામલોકો તમને ઓળખે છે ખરા?'

'ના જી! હું ઘણું ખરું તો બહાર જ ફરતો રહ્યો છું.'

'તો પછી જાવ, અને પ્રથમ એ લોકોની ઓળખાણ કરીને પછી મારી પાસે આવજો.' વિનોબાજીએ કહ્યું.

—પ્રુત

પરિભ્રમણ ૨૪૦થી ચાલુ]

## ચરાતિ ચરતો ભગ:

દરરોજનુ ૫૦૦ રતલ દૂધ અને પ્રાથમિક સો જેટલી સખ્યા ધરાવતી ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી મડળી આજે એક વિરાટકાય સસ્થા બની ગઇ છે, આજે તો દરરોજ પાચ લાખ રતલ દૂધ ઉત્પન્ન કરે છે અને પોણા લાખ તેના સભ્યો છે આ કેન્દ્ર મુખ્યત્વે મુબઇને દૂધ પૂરુ પડવામા મોટો ભાગ ભજવે છે ઓક્સફર્ડની દુષ્કાળ નિવારણ સમિતિ તરફથી ચૌદ લાખ રૂપિયાની કિંમતની મશીનરી ભેટ તરીકે મેળવી, ૪૫ લાખ રૂપિયાના ખર્ચે પશુખાણુ મિશ્રણ બનાવવાનો પ્લાન્ટ તાજેતરમા વડાપ્રધાન શાસ્ત્રીજીએ ખુલ્લો મૂક્યો હતો પશુ આહારમા પોષક તત્ત્વો ઉમેરીને, ભેશ દીઠ દૂધનું ઉત્પાદન બમણુ કરવાની, આ યોજનાની ખ્વાહેશ છે ખેડૂત જો સગઠન સાધે અને વિજ્ઞાનની મદદથી દેશના ઉત્કર્ષમા લાગી જાય તો પોતાનુ શ્રેય તો સાધે છે પરતુ માતૃભૂમિની પણ સેવા સાથે કરે છે તે વિરલ સયોગ એશિયાભરમા આણદે પૂરો પાડચો છે પેલા સસ્કૃત શ્લોકમા બહૂ જ સુદર રીતે કહ્યુ છે 'જે બેઠો રહે છે તેનુ નસીબ પણ બેસી રહે છે-પણ જે આળસ ખખેરીને બેઠો થાય છે તેનુ નસીબ લાગલુ બેઠુ થાય છે

## ટાલિયાઓ આનદે!

છેલ્લા પ્રાપ્ત થતા સમાચારમા તથ્ય હોય તો વોશિગ્ટનના એક ડોકટરને ૪૫ જેટલા ટાલના દરદી ઉપર વાળ ઊગાડવામા સફળતા મળી છે રોબર્ટ સ્ટોલર તેમનુ નામ. તેમને બીજા બે સર્જનો 'વધુ વાળ ઊગાડો' ઝૂબેશમા મદદ કરી રહ્યા છે ખરી મઝેદાર બીના એ છે કે ડૉ૦ સ્ટોલર પોતે ટાલિયા છે તેમની દલીલ એવી છે કે પ્રથમ તેઓ દર્દીની ફરિયાદ તરફ વિશેષ લક્ષ આપે છે અને તેમાથી સમય મળે તો પોતાનો કેઇસ હાથ ઉપર લઇ શકે ખરા ભારતના પરગજુ ડોકટરો વહેલી તકે આ વિદ્યા શીખી લ્યે, તો અહી તે ક્ષેત્ર ઘણુ વિશાળ છે

## સમાચારની દુનિયા

સમાચારની દુનિયા પણ અજબ-ગજબ રગ બદલતી રહે છે રશિયાએ પ્રથમ 'સ્પુટનીક' છોડચો ત્યારે દુનિયાના અખબારોમા દિવસો સુધી પહેલે પાને મોટા મથાળામા વાત ચમકતી રહી અમેરિકાનુ રૅન્જર ચન્દ્રને આબી ગયુ અને રશિયાએ તાજેતરમા માનવ ત્રિપુટીને અતરીક્ષમા ૪૮ કલાક રાખીને પાછી ઉતારી એ વાત ગઇકાલની બની ગઇ છે રશિયા અને અમેરિકા હવે તો છાશવારે ઉપગ્રહો તરતા મૂકે છે એ સમાચાર શોધના કોઇ અખબારનો ખૂણો ગોતવો પડે છે અને તે વાચતા રોમાચ થતો નથી કુશ્ચોવ ગયા, બ્રિટનમા મજૂર પક્ષ આવ્યો, વિયેટનામમા અઠવાડિયામા લોકોએ સાતવાર સરકારને બદલાવી, અરેબિયામા રાજા સાઉદને સ્થાને પ્રિન્સ ફૈઝલ આવ્યા, અમુક રાષ્ટ્રનો ઉદય થયો—ટૂકમા સામાન્ય સજોગોમા જે બનાવો રોકરતી ગણાયા હોત તે આજે કોઇપણ જાતના નાટકીય તત્ત્વના અભાવે સામાન્યતામા ખપે છે આનુ એક કારણ એ પણ હોઇ શકે કે આજે દુનિયાના પ્રશ્નો એટલા જટીલ અને વિવિધ બન્યા છે કે જનસાધારણ આ બાબતમા ઉદાસીનતા સેવે છે

## રાણીનું પ્રવચન

બ્રિટિશ પાર્લમેન્ટની બેઠક સમક્ષ રાણીના પ્રવચનમા એક વાત ઊડીને આખે વળગે છે અને તે છે રગભેદ નાબૂદીને લગતો ખરડો ઘડવાની મજૂર સરકારની તૈયારી આ દિશામા પ્રમુખ જૉન્સને તો ક્યારની પહેલ કરી છે ત્યાર પછી બ્રિટન તરફથી જે બિલ રજૂ થશે તેનાથી વર્ણભેદ નાબૂદી ઉપર ભારે અસર થશે એટલુ જ નહી પણ દુનિયાના સામાજીક ઢાચામા આમૂલાગ્ર ફેરફાર થશે દેખીતી રીતે જ આફ્રિકા ખડ આજે સળગી રહ્યો છે ત્યારે આવુ પગલુ ગોરા સમાજની પ્રતિષ્ઠામા વધારો કરશે, અને કાળા લોકોનો પ્રેમ સપાદન કરશે. ચીન તરફથી આ બાબતમા જે સવનન ચાલે છે તેનો આ સજ્જડ પ્રતિકાર છે

## રોજગાર વિનિમય

શ્રી વૈકુઠભાઇ મહેતાના અવસાનથી દેખીતી રીતે

જે ખાદી જગત નજર આગળ ધરતું રહે છે. જે નિષ્ઠાથી તેમણે જીવનભર ખાદીવ્રતની સાધના કરી અને વિનમ્રતાથી તેનો પ્રચાર કર્યો તેમાં ખરી વાત તો ખાદીનું અર્થકારણ સમજવા-સમજાવવાની તક-સરણી મુખ્ય હતી. દેશમાં બેકારોની સંખ્યા કરોડોની છે. કોઈની પણ લાચારી વિના રોટલો રળી આપે અને રોજી આપી શકે તેટલી શક્તિ ખાદી વણાટમાં છે એ તો દસકાઓથી ગાંધીજી કહેતા આવ્યા છે. આજે દરેક જિલ્લામાં રોજગાર વિનિમય કચેરી કામ કરે છે અહીં જે બેકારોને રોજગાર મળે છે તેનું પ્રમાણ અલ્પ છે. અરજદારોનું પ્રમાણ અંકગણું રહે છે. તાજેતરમાં શાસ્ત્રીજીએ મુંબઈ ખાતે ખાદી ભુવનની મુલાકાત વખતે આ વાતનો ઈશારો કર્યો હતો. ઊગા-હળા થતા ખાદી 'એમ્પોરિયમો'માં જો ભારતના વડાપ્રધાન કાંઈ ખરીદવા અસમર્થ હોય તો સામાન્ય માનવીનું સ્થાન ક્યાં? શા માટે ખાદીની આસપાસ ઇમારતોની-પ્રચારની-ટ્યૂબ લાઇટોની-સેલ્સ ગર્લ્સની મિજલસ ઊભી કરી તેને દુર્લભ બનાવાય છે? આખા દેશની સાચી અને સહજ રોજગાર વિનિમયની તક કદાચ ખાદી જ આપી શકે તેમ છે—જો સામાન્ય માનવી તે સ્વીકારે તો.

## ઓરિસ્સા અને વિદ્યાર્થી

ઓરિસ્સામાં વિદ્યાર્થીઓએ ધમસાણ મચાવ્યું છે, અને સ્થાનિક સરકારની મદદે લશ્કરને બોલાવવું પડયું તે બીના લોકશાહીમાં દુઃખદ ગણાય. ઘણા વખતથી ત્યાંના રાજકારણમાં વિદ્યાર્થીઓ અગ્રેસર ભાગ લઈ રહ્યા છે. પ્રશ્નના નિરાકરણ માટે કોઈ નવી દિશા શોધવી રહી. અહીં ભય સ્થાન હોય તો એ છે કે આ ચેપી રોગ બીજા રાજ્યોમાં ફેલાય તો પરિસ્થિતિ નવો વળાંક લે તેમ છે.

## લંકવાસી ભારતીઓ

શ્રીમતી ભંડારનાયકની તાજેતરની મુલાકાત દરમ્યાન ઘણા વર્ષોથી અણઉકેલ રહેલ દસલાખ ઉપરાંત નાગરિકત્વ વિહોણા, લંકામાં પેઢીઓથી વસેલા, ભારતીઓનો પ્રશ્ન ઉકેલ પામ્યો છે. જો કે પાંચલાખ ઉપરાંત લોકોને તબક્કાવાર ભારતમાં પુનર્વસવાટ મળશે પરંતુ ત્રણ લાખ જેટલી સંખ્યા સિલોન પણ અપનાવશે. બાંધછોડ કરીને પણ શાસ્ત્રીજીએ નિરાકરણ કર્યું છે કેમકે બીજે સ્થળેથી હિંદીઓને હાંકી કાઢતા પહેલાં કોઈ ચર્ચામાં ઊતરતું નથી. લંકાએ વાટાઘાટો સ્વીકારી તેનો લાભ તેને મળ્યો. 'ઉકેલ માંગી રહેલા પ્રશ્નો ભારત પાસે એટલા બધા છે કે તેની સંખ્યા જેમ ઓછી થાય તે હિતાવહ છે.

## હાર અને જીત

પ્રેસિડન્ટ જહોન્સન પ્રમુખપદ માટેની ચૂંટણીમાં બહુમતિથી વિજય પામ્યા તેનાથી શાંતિની ખોજ ભગ ખામણી અંતિમવાદીઓ સત્તાસ્થાને આવે તો દેખીતી રીતે ટકરાઈ પડે યુનોમાં પણ તાજેતરમાં રશિયા અને અમેરિકા યુનોના લશ્કરી ખર્ચના ચૂકવવાના પ્રશ્ને અથડાઈ ન પડે તે માટે ઉથાન્ટ તકેદારી રાખી રહ્યા છે. લાલચીન અણુ-ક્લબમાં ભળવાથી દેખીતી રીતે તંગદીલી વધારવા તે બધું જ કરી છૂટશે. રશિયાનું વલણ પણ ચીનને ખુશ કરવાનું હોય તો સ્વ. પ્રમુખ કેનેડીની નીતિ અમલમાં મૂકવા અને શાંતિમય સહઅસ્તિત્વ ટકાવી રાખવા જહોન્સને બધી જ શક્તિઓ કામે લગાડવી પડશે. તેમને બીજી બે લોકશાહીઓનો સંપૂર્ણ સાથ સાંપડશે—એક બ્રિટન અને બીજું ભારત.

---

આપણી પેઢીના એક સૌથી મોટા માણસની આકાંક્ષા એ હતી કે પ્રત્યેક આંખનું પ્રત્યેક આંસુ લૂછી લેવામાં આવે. એવું કરવું આપણી શક્તિ બહારની વાત હોય એમ હોઇ શકે છે, પરંતુ, જ્યાં સુધી આંસુ અને પીડા છે ત્યાં સુધી આપણું કામ પૂરું નથી, થયું.

—જવાહરલાલ નેહરુ

## કર્તવ્યપાલન

બ્રિટનના મંત્રીના બંગલો પર રાત્રે એક સિપાઇને પહેરો ભરવા મૂક્યો હતો. તે બંદુકધારી સિપાઈ દરવાજા ઉપર વ્યવસ્થિત લટાર મારી રહ્યો હતો. પરંતુ અંદર મંત્રીની પત્નિને, આ સિપાઇના બૂટના ખટખટ અવાજથી ઊંઘ નહોતી આવતી, આથી તેણીએ પોતાના પતિને આ અવાજ બંધ કરાવવા કહ્યું.

મંત્રીએ સિપાઇને બોલાવીને કહ્યું: 'અહીં પહેરો ન ભરો; અમને ઊંઘમાં હરકત આવે છે.'

'પરંતુ સાહેબ! મારા અફસરે તો મને વ્યવસ્થિત અહીં પહેરો ભરવાની આજ્ઞા આપી છે.'

'તો શું મારી વાત નહીં માનો? હું આ પ્રદેશનો મંત્રી છું!'

'સાહેબ હું વિવશ છું. હું મારા અફસરની આજ્ઞા નહીં ટાળી શકું!'

આટલું બોલી તે ફરી વ્યવસ્થિત પહેરો ભરવા લાગ્યો.

મંત્રીજી કશું પણ બોલ્યા વિના અંદર જતા રહ્યા.

સિપાઈએ આખી રાત વ્યવસ્થિત પહેરો ભર્યો. બીજે દિવસે સવારે તે સિપાઇએ ફરજ પૂરી થતાં, પોતાની ઓરડીએ જઈ, પોતાનો બિસ્તરો અને સામાન બાંધવા માંડ્યો. એ જાણતો હતો કે, રાત્રે મંત્રીજીની આજ્ઞાની અવગણના થઇ છે; માટે નોકરી રહેવાની નથી.

પરંતુ દસ વાગતા પહેલા તો એને એના અફસર તરફથી એવાં શુભ સમાચાર મળ્યાં કે, મંત્રીજીએ તારી બઢતી કરી છે. અને ઉચ્ચપદ માટે સુંદર અભિપ્રાય આપ્યો છે. તારી કર્તવ્યપરાયણતાથી તેઓ ખુશ થયા છે.

આ સાંભળી સિપાઇએ પોતાનો બાંધેલો સામાન છોડીને પોતાની ઓરડીમા વ્યવસ્થિત મૂકવો માંડ્યો.

—કલાવતી ખરાદી

તા. ૧લી એપ્રિલ, ૧૯૬૨થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલમો
ઉપયોગ ફરજીઆત બન્યો છે.

રોજિંદા વ્યવહારમાં લેવડ-
દેવડ કરતી વખતે શેરને
બદલે કિલોગ્રામ, મણને
બદલે ક્વીન્ટલ અને તોલાને
બદલે ગ્રામમાં જ આપની
ખરીદી તેમ જ ભાવો
કરવાનો આગ્રહ રાખો.

મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવા એ સજાને પાત્ર ગુન્હો બને છે: જુના તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.

માહિતી ખાતુ, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

## રજિસ્ટર્ડ ઓફિસ અમદાવાદ

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા, અમદાવાદ-૯

સહકાર ભવન
ઢેબરભાઈ રોડ, રાજકોટ.

બેન્ક દ્વારા જમીન સુધારણાના જુદા જુદા હેતુઓ માટે કુલ ધીરાણ રૂા. ૩૧ કરોડનું કરવામાં આવેલ છે અને તે દ્વારા બેન્કે ખેતીનું ઉત્પાદન વધારવામાં તથા આર્થિક વિકાસ સાધવામાં તેનો નમ્ર ફાળો આપેલ છે.

બેન્ક ખેડૂત જનતાને શુભેચ્છાઓ તથા નૂતન વર્ષાભિનંદન પાઠવે છે...

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ

હરિપ્રસાદ હ૦ ત્રિવેદી
આઈ એ એસ (રીટાયર્ડ)
મેનેજીંગ ડીરેકટર

ઉદયભાણુસિંહજી
(યુવરાજ સાહેબ ઓફ પોરબંદર)
પ્રમુખ

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના. જિ. જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ શંકર ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર · ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા. ૩૦–૩–'૫૯ તા ૩૧–૧૨–'૬૨

સભાસદ સંખ્યા · ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૫ ૦ ૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા. ૦.૯૭ લાખ |
| અનામત ફંડ | રૂા. ૦ ૦૮ લાખ |
| અન્યફંડ | રૂા ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિન દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામા આવે છે.

આ ઉપરાત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરાં પાડવામા આવે છે.

લોખંડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય પણ કરે છે.

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

દ્વારકાદાસ નાથ ત્રિવેદી

ટેલિફોન નંબર : ૨૧૯

સ્થાપના તા. ૨૪–૬–'૫૯ ઓડીટ વર્ગ: 'બ'
રજીસ્ટ્રેશન નંબર: ૩૧૨૫ તા. ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા. ૫.૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦–૩૫ | |
| સરકારથીનું ૦–૨૫ | રૂા ૦.૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા. ૦.૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા. ૦ ૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઇનમેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામાં આવે છે.

આ ઉપરાંત ખાંડ, સુકો મેવો, લવીંગ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે.

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા માર્કેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા એ સહકાર આપે છે.

## શ્રી જૂનાગઢ-ભેસાણુ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

રજિસ્ટ્રેશન નંબર ૧૫૫૧ તા. ૧૮-૯-'૫૬

રસિફેશન નંબર . ૨૦૪ તા. ૨૦-૬-'૬૩

ઓડીટ વર્ગ 'અ'

સભાસદ સંખ્યા ૪૯

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૧.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂા. ૦ ૭૬ લાખ |
| અનામત ભંડોળ | રૂા ૦.૨૮ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦ ૩૮ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-

આ સંઘ મારફત સંયોજીત સહકારી મંડળીઓ દ્વારા ખેડુતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણ, જંતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે.

આ ઉપરાંત નિયંત્રીત વસ્તુઓ, સસ્તુ અનાજ, ખાંડ, સીમેન્ટ, લોખંડ વગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે. તેમજ સુકો મેવો, લવીંગ, ખજુર વ૦ પૂરાં પાડવામાં આવે છે.

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરશન

સ્થાપના તા. ૨૬-૧૨-'૫૬ ઓડીટ વર્ગ : ક

રજીસ્ટર નંબર ૧૫૬૯ તા. ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા. ૦ ૯૫ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી ખાંડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય-સંઘ સંચાલિત ઓઈલ મિલ દ્વારા-કરવામા આવે છે.

# રૂપાયતન પ્રકાશન

## જૂનાગઢ

•

આવા હતા બાપુ – ૧-૨-૩-૪.... ૨–૦૦
ગાંધી-ગુરુ .... .... ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન .... ૧–૨૫
અલ્લાહના બંદાઓ .... ૦–૩૭
મસ્તીની પળોમાં . .... ૦–૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા ... ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .... .... ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... .... ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... ૦–૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાલા .... ૦–૩૫

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના. જિ. જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા ૩૦-૩-'૫૯ તા ૩૧-૧૦-'૬૦

સભાસદ સંખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા. ૦.૯૭ લાખ |
| અનામત ફંડ | રૂા. ૦.૦૮ લાખ |
| અન્યફંડ | રૂા ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામાં આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પૂરા પાડવામાં આવે છે

લોખંડ સીમેન્ટ પતરાં, ખજૂર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય પણ કરે છે.

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

ભાસ્કરરાય ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર : ૨૧૯

સ્થાપના તા ૨૪-૬-'૫૯ ઓડીટ વર્ગ: 'બ'
રજીસ્ટ્રેશન નંબર: ૩૧૨૫ તા. ૩૧-૧૦-'૬૩

સભાસદ સંખ્યા ૭૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા. ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦–૩૫ | |
| સરકારથીનું ૦–૨૫ | રૂા ૦.૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા ૦.૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા ૦.૦૭ લાખ |

આ સંઘ મારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઈન્મેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરાં પાડવામાં આવે છે

આ ઉપરાંત ખાંડ, સુકો મેવા, લવીંગ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા માર્કેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે.

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લિ૦

## રજિસ્ટર્ડ ઓફિસ અમદાવાદ

૪૮૮, આશ્રમ રોડ
નવરંગપુરા અમદાવાદ-૯
ફોન નં૦ ૭૮૨૧૫ અને
૭૮૪૩૦

સહકાર ભવન
ઢેબરભાઇ રોડ રાજકોટ
ફોન નં૦ ૫૦૮ અને
૧૦૮૮

### ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરિયાત
### ૧૭૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
### રાજ્યની કેન્દ્રિત સંસ્થા

ગુજરાત રાજ્યમા જમીન ધારણ કરનાર વર્ગને ખેતીના વિકાસ અને પિયતની સગવડ વધારવા માટે નવા કુવા ગાળવા અને જૂના કુવાઓની મરામત માટે ઓઇલ એન્જીન, ઇલેકટ્રીક-મોટર અને પમ્પીંગ સેટસ ટ્રેકટર વગેરે આનુષંગીક હેતુઓ માટે ૧૭૧ શાખાઓ દ્વારા લાંબા ગાળાનું ધીરાણ કરતી આ રાજ્ય વ્યાપી સંસ્થા છે સાડાનવ લાખથી વિશેષ સભ્ય સંખ્યા ધરાવતી આ સંસ્થાએ અત્યાર સુધીમા ૧૧૮૭ ટ્રેકટર ૪૨૨૮૬ ઓઇલ એન્જીન તથા મોટર પમ્પ તથા ૬૮૫૯૭ કુવા માટે, તથા અન્ય હેતુઓ માટે મળી કુલ રૂ ૩૨ કરોડ ૩૦ લાખનુ ધીરાણ કરેલ છે

| | |
|---|---|
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂ ૨,૧૫,૦૦,૦૦૦ |
| ડીબેન્ચર્સથી મેળવેલ થાપણ | રૂ ૨૪,૪૮ ૫૦,૦૦૦ |
| અનામત તથા અન્ય-ભંડોળ | રૂ ૮૬,૧૭ ૦૦૦ |
| તથા પુરાંત | |
| ધીરાણ બાકી : | રૂ. ૨૧,૫૮,૬૦,૦૦૦ |
| કાર્ય ભંડોળ | રૂ ૨૭૫ ,૬૭,૦૦૦ |

મગનભાઇ ૨ પટેલ
ઉપ-પ્રમુખ

હરિપ્રસાદ હ૦ ત્રિવેદી
આઇ એ. એસ (રીટાયર્ડ)
મેનેજીંગ ડીરેકટર

ઉદયભાણસિંહજી
(યુવરાજ સાહેબ ઓફ પોરબંદર)
પ્રમુખ

વૈષ્ણવજન



ઉદ્ધરેદાત્મનાત્માનમ

## કર્મનો મર્મ—

સરોદ

જન્મ કર્મ ચ મે દિવ્યમેવં યો વેત્તિ તત્ત્વતઃ।
ત્યક્ત્વા દેહં પુનર્જન્મ નૈતિ મામેતિ સોઽર્જુન ॥
૪ ભ૦ ગી૦ ૯

પરમેશ્વરે અવતાર ધારણ કરી કરેલ કર્મનો મર્મ જે જાણે છે તે ભવસાગર તરી જાય છે. પરમેશ્વરની માનુષી લીલાનાં કર્મ બહુધા સામાન્ય મનુષ્ય જેવાં હોય છે, છતાં તેમાંનું એક કર્મ પણ સામાન્ય હોતું નથી. આ કર્મનો મર્મ સમજાવતું જ્ઞાન પરમેશ્વરની કૃપાથી મળેલ ત્રિગુણાતીત બુદ્ધિ દ્વારા જ પ્રાપ્ત થઇ શકે છે. પુરુષના વશની વાત નથી. આ જ રીતે પરમેશ્વર પોતાના આચાર્ય દ્વારા જ્યારે આ જ્ઞાન પ્રગટ કરે છે ત્યારે તે આચાર્યનાં કર્મ પણ અસામાન્ય બની જાય છે અને તેનો મર્મ સમજાવવો ભારે મુશ્કેલ હોય છે. છતાં આ મર્મ સમજવાના પ્રયત્નો મુમુક્ષુ તરફથી સદાકાળે થયા જ કર્યા છે.

ઇસુનું જેરુસલમમાં આગમન થયેલ છે. આપેલ એંધાણીએ મળેલ શખસના ઘરમાં માળ ઉપર ઈસુ અને તેના શિષ્યોએ વાસ કરેલ છે. આજે તહેવારનો દિવસ છે અને રાત્રીનું ભોજન પીરસવાની તૈયારી ચાલે છે. ઇસુને ઉપવાસ છે છતાં ભોજનના ટેબલ આસપાસ પોતાના બાર શિષ્યો સાથે તે ગોઠવાઈ ગયા છે. જમવાની શરૂઆત થાય તે પહેલાં ઇસુ શિષ્યોને હાથ પગ ધોઈ આવવા કહે છે. શિષ્યો એક પછી એક ઓરડાના ખૂણામાં આવેલ ચોકડી તરફ જાય છે. જૂવે છે તો હાથમાં પવાલું અને ખભે ટુવાલ લઈ ઇસુ ઊભા છે. તે કહે છે, લાવો, હું જ હાથપગ ધોવરાવું. શિષ્યો સંકોચ ખાય છે, પણ કશું કહી શકતા નથી. ઇસુ એક પછી એક શિષ્યના હાથ પગ ધોવે છે અને ટુવાલથી લૂછે છે. ટેબલ પર બેસી ગયા બાદ હરેક શિષ્યને પોતે જ પીરસે છે અને આગ્રહ કરી જમાડે છે. શિષ્યોને આશ્ચર્ય થાય છે કે કોઇ દિવસ નહીં ને આજે ઇસુ આપણા પર દેખીતી રીતે આટલી માયા મમતા કેમ વરસાવે છે? કોઇ સંતોષકારક ઉત્તર મળતો નથી.

પછી ત્રીજા જ દિવસે ઇસુનું ક્રુસારોહણ થાય છે અને શિષ્યો ખેર વખેર થઈ જાય છે. અઠવાડિયે આ મર્મ ઘાતક બનાવની કળ ઊતરતા પાછા ભેળા થાય છે, ત્યારે પ્રશ્ન ઉદ્ભવે છે કે ઇસુ પછી ઇસુનો ઉત્તરાધિકારી કોણ? એક શિષ્ય પોતાને ઇસુનો લાડકો હોવાના કારણે તે પદ માટે યોગ્ય ગણે છે. બીજો શિષ્ય પોતાના જ્ઞાનને કારણે પોતાને યોગ્ય માને છે. વળી ત્રીજા શિષ્યને પોતાનો ત્યાગ આ પદ માટેની પોતાની યોગ્યતા છે. આમ હર એક શિષ્યના મનમાં પોતાની યોગ્યતા વિષે શંકા નથી. કોઇ કોઈને કશું કહેતું નથી પણ હરેકના મનમાં ભારે મથામણ ચાલે છે

ત્યાં ચમત્કાર કહીએ તો ચમત્કાર અને જોગાનુજોગ કહીએ તો જોગાનુજોગ. ઈશુના પવિત્ર ચરિત્રની વાતો કરતા આ શિષ્યોના હૃદયમાં એક સાથે છેલ્લા ભોજનની સ્મૃતિ જાગે છે. કેવા વહાલથી હાથ ધોયેલ! કેવી નમ્રતાથી પગ લૂંછેલ! કેવી ચીકપથી ભોજન પીરસેલ! કેવા હેતથી જમાડેલ! આ બધું યાદ આવતાં જ સહુના મનમાં દીવો પેટાય ને પ્રકાશ થાય તેમ જ્ઞાનનો પ્રકાશ ઉદ્‌ભવે છે. આ ચરિત્ર દ્વારા તો ઈશુએ પરમ બોધ આપેલ છે, પોતાના ઉત્તરાધિકારીની નિમણૂક કરેલ છે. જાણે કે કહેલ છે કે જે પોતાના શિષ્યોના પગ પખાળી શકે, પોતાનાં બાળકો માની તેની સેવા શુશ્રુષા કરી શકે અને પોતાની જાતને અદના સેવકનો પણ સેવક માની શકે તે જ મારો ઉત્તરાધિકારી થાય. આવી નમ્રતા, આવું વહાલ, આવી સેવાવૃત્તિ પીટર સિવાય કોનામાં છે? તુરત શિષ્યો નિર્ણય લે છે કે ઈશુનો ઉત્તરાધિકારી પીટર.

આમ ગુરુની જુગજૂની વ્યાખ્યા ફરી સ્થાપિત થાય છે. ગુરુઓના ગુરુ પરમેશ્વર પોતે કહે છે કે મારે કશું પ્રાપ્ત કરવાપણું નથી. છતાં હું અતંદ્રિતપણે કાર્યમાં રત રહું છું. પૂર્ણકામ પરમેશ્વરને આ કાર્ય ભક્તોના ઉદ્ધાર સિવાય શું હોઇ શકે! આ જ કાર્ય પરમેશ્વરના આચાર્યોનું છે. છતાં તે કર્મનો મર્મ પકડવો કેટલો કઠિન છે!

ઈશુના છેલ્લા ભોજનમાંથી આ જ મર્મ પ્રાપ્ત થાય છે કે ગુરુ તો એ કે જે શિષ્યના કલ્યાણ માટે હર હંમેશ રત રહે અને તે માટે અદનામાં અદનું કાર્ય પણ કરે. સ્વયં ભગવાને અર્જુનનું સારથીપણું કરેલ જ ને!



# પરિભ્રમણ

આશુતોષ

## મેરા નામ રાજુ

ગંતુર ખાતે મળેલી કોંગ્રેસ સમિતિની બેઠક પૂર્ણ થઈ અને બીજી તરફ ૪૪ વર્ષના કોંગ્રેસના જનરલ સેક્રેટરી, આપણી વચ્ચેથી વિદાય થયા. શ્રી રાજગોપાલન આ રાષ્ટ્રીય સંસ્થાના જનરલ સેક્રેટરી હતા એ વાત, તેમના મૃત્યુથી જ, ભારે આઘાત સાથે સારા દેશે અનુભવી. તેઓ ક્યારે આ ઉચ્ચપદે આસન્ન થયા તેમજ કોંગ્રેસ પ્રમુખના ભારે જવાબદારી ભરેલા આ નાજુક હોદ્દાનું સંચાલન આટલી નાની ઉંમરે કરી શકયા તે વાત તેમના અવસાનથી પ્રકાશમાં આવી તે કેટલી મોટી કરુણતા! 'રાજુ' ના હુલામણા નામથી તેઓ રાજકીય વર્તુળમાં પ્રિય હતા. વર્ષો સુધી પાર્લામેન્ટ સેક્રેટરી રહ્યા હતા, અને બન્ને સભાગૃહોની કાર્યવાહી નિહાળી હતી. હિંદી તેમજ અંગ્રેજી બન્ને ભાષાથી અજાણ એવા કોંગ્રેસ પ્રમુખ કામરાજની પ્રતિભાનું આવિષ્કરણ દેશ સમક્ષ કરવામાં શ્રી 'રાજુ' નો ફાળો મુખ્યત્વે હતો. અત્યારના કટોકટીના કાળમાં કોંગ્રેસ પ્રમુખનો સમય મુસાફરીમાં અને જુદા જુદા રાજ્યોમાં હાજરી આપવામાં જાય છે ત્યારે તેમની બધી જ કામગીરી અને કાર્યભાર જમણા હાથસમા આ સહાયક ઉપર આવી પડે છે. જાણે પોતાનું અસ્તિત્વ નથી એવી નિરભિમાન વૃત્તિથી શ્રી રાજગોપાલને ફરજ બજાવી અને યમરાજાએ એટલી ત્વરિત ગતિથી એમને ઝડપ્યા, કે મોતની સેજમાં પોઢેલા પતિને, તેમના પત્ની પણ, આખર માટે મળી શકયા નહીં. રાજુ ભૂલાશે નહીં.

## કિરિબુરુ

જી, ના. આફ્રિકાખંડના કોઈ ગામનું આ નામ નથી ઓરિસ્સા અને બિહારની સરહદે, સિંઘભૂમથી ૪૫ માઇલ દક્ષિણે, જંગલની ગીચ ઝાડીમાં, આદિવાસીઓના પ્રદેશનું એક ગામડું. રાષ્ટ્રના ઘડવૈયાઓની નજરે ચડયું. ખનીજ સંપત્તિથી સમૃદ્ધ—ખાસ કરીને કાચા પોલાદની બાબતમાં.-અગિયાર કરોડ રૂપિયાની વિરાટ યોજના ઘડાઈ. જાપાને ૮ કરોડ અને અમેરિકાએ ૨ કરોડ, રૂપિયાની લોન આપી. જંગલ સાફ થયું—રસ્તાઓ તૈયાર થયા—૧૪૦ માઇલની રેલવે લાઈન નખાણી. તોતીંગ મશીનરી આવી; ખાણો ખોદાણી; ખડકને ભાંગવાનાં વિરાટ યંત્રો ગોઠવાયાં; કચું પોલાદ, ભાંગીને ભૂકાના રૂપમાં મળી શકે તે માટે ગંજાવર કારખાના ઊભા થયા; વળી તેની નિકાસ કરવા, ભારે વજન વહન કરી શકે તેવા ડીઝલ એન્જીન, અમેરિકાની મદદમાંથી મળ્યા; વિશાખાપટ્ટમ્ બંદરેથી જાપાન માલ જઈ શકે, અને તે હેતુ માટે બંદરની ગોદીમાં ગંજાવર સ્ટીમરો આવી શકે, તે માટે મોટા ધક્કા બાંધવા યોજનાઓ થઇ. અને બંદરની ખીલવણી તેમજ માલની હેરફેર શક્તિ વધારવા તાબડતોબ વ્યવસ્થા થઇ. આજે આ પ્રદેશ પ્રવૃત્તિથી ધમધમે છે. આદિવાસીઓ માટે નિશાળ, દવાખાના, વીજળી, રોટી, રોજી અને રહેઠાણ તેમજ દેશને માટે કિંમતી હુંડિયામણ—એમ આ એક જ યોજનાએ, અનેક પેટા યોજનાઓ વાળી લઇ જંગલમાં મંગલ કર્યું છે. ગયા માસમાં ડૉ. ઝાકીર હુસેને કારખાનાની કામગીરીનું મંગળાચરણ કર્યું.

## વિશ્વની ઊંચી નિશાળ

માનવીની કૃતજ્ઞતા તેના હાથે ઘણાં સારાં કામ કરાવે છે. શેરપા એ નેપાળની બહાદુર પહાડી કોમ છે અને નેપાળથી એવરેસ્ટ જવાની પહાડી ઉપર પથરાયેલી છે. ખાસ કરીને આ શેરપાઓની મદદથી જ એવરેસ્ટ ચડવાના પ્રયત્નો સફળ થાય છે અને તેમના વિના કોઈને ચાલતું નથી. સર એડમન્ડ હીલેરને આ કોમ તરફ કુણી લાગણી હોવાનું ખાસ કારણ છે કેમકે શેરપા તેનસિંગ ઠેઠ સુધી તેમની સાથે રહ્યો હતો.

પોતાની યાદગીરી શેરપાઓને કાયમને માટે આપી જવા એક ભારે સુંદર વિચાર સર એડમન્ડને સૂઝયો. આ બહાદુર પ્રજા અક્ષરજ્ઞાનથી વંચિત છે

તેથી કેળવણીનો પ્રકાશ તેમના બાળકોને આપવા શેરપાઓના મુખ્ય ગામ ખુમજુંગમાં નિશાળ બાંધવા યોજના ઘડી ૧ ૦૦૦ ફીટ ઊંચાઇ! સાધનસામગ્રી કેમ પહોંચાડવી? છતાં કમર કસી; ઇન્ડિયન એલ્યુમિનિયમ કું૦ તરફથી છત માટે પતરાં ભેટ મેળવ્યાં; રેડક્રોસની સહાયથી નજીકના એરપોર્ટ સુધી પહોંચાડયાં; પોતે હાથમાં હથોડી અને ચૂનો લઈ, છાપરે બેસાડવા લાગી ગયા; પુસ્તકો અને ફરનીચર ભેટ મેળવ્યાં; દાર્જીલીંગથી એક શિક્ષક લઈ આવ્યા અને નિશાળનું કામકાજ શરૂ થયું. ગામને સ્વચ્છ પાણી આપવા પ્લાસ્ટીકની ટ્યુબથી ભૂગર્ભમાં લાઈન નાખી. ધીમે ધીમે કામકાજ આગળ વધવા લાગ્યું. નેપાળ સરકારને કાને વાત ગઇ તેમણે મદદ કરી. યુનોની સાંસ્કૃતિક સંસ્થાએ આ વાત જાણી ત્યારે તમામ પ્રકારની મદદ આપવા તત્પરતા બતાવી અને કેળવણીનો બધો બોજો સર એડમન્ડ ઉપરથી લઈ લીધો હવે ત્યાં ઘણી નિશાળો થઇ ગઈ છે એક સત્કાર્ય અનેકને પ્રેરે છે.

## ગુજરાતને પ્રકાશ

૧૯૬૫ના જાન્યુઆરી માસથી ધુવારણનું વિદ્યુત મથક ગુજરાતને વીજળી આપવી શરૂ કરશે સૌરાષ્ટ્ર તેમજ ઉત્તર ગુજરાતના ગામડા વીજળીથી ઝળહળી ઊઠશે. તે ઉપરાંત ઉદ્યોગો માટે વીજળીની જે અછત છે તે પણ દૂર થશે

આથી માત્ર પ્રકાશ નહીં સાંપડે પરંતુ નવા ઉદ્યોગો માટે શક્યતા ખૂલતી હોઇ, ગુજરાત સમૃદ્ધિને પંથે પ્રસ્થાન કરશે. મહીમાતા રીઝયા છે; જ્યાં વીજળી ગઇ છે ત્યાં અચૂક સમૃદ્ધિ આવી છે.

## વનીકરણ

*સાગરકાંઠાની રેતાળ ભૂમિ પર*, વૃક્ષારોપણ કરી, રેતીને આગળ ધપતી અટકાવવા સૌરાષ્ટ્રમાં વેરાવળ, પાટણ અને માંગરોળના દરિયાતટે પ્રયોગો સફળ નીવડયા છે. સમુદ્રમાંથી અહર્નિશ વાતા વાયરા, રેતીને પણ ઘસડી લાવે છે અને પરિણામે દરિયા-કિનારાથી માઇલો સુધી ભૂમિ-પ્રદેશમાં પણ રેતીનું આક્રમણ વધુઓછું ચાલુ રહે છે. જંગલી બાવળ, સરૂ, નાળિયેરી, દરિયાઈ આબોહવામાં ઠીક થાય છે અને સૌરાષ્ટ્રના પ્રયોગથી આકર્ષાઈ, રાજસ્થાન તેમજ પંજાબના ફોરેસ્ટ અધિકારીઓ તાજેતરમાં નિરીક્ષણ માટે આવેલા. કચ્છનું નાનું રણ, રાજસ્થાનને ડારતું રહ્યું છે, તેથી આ પ્રયોગ વિશાળ ધોરણે કરવા વિચારણા ચાલી રહી છે.

કેરાળામા ક્વીલોન તેમજ એલેપ્પી ખાતે ૭૦ હજાર એકર જમીનમાં નાળિયેરીનું વાવેતર કરવાની ૩ કરોડ રૂપિયાની એક યોજના અમલમા મૂકાઇ રહી છે, અને યુનોની FAO સંસ્થા નિષ્ણાતો મોકલી રહી છે. અત્યારે દેશની માગને પહોંચી વળવા વિદેશોથી ૧૦ કરોડ રૂપિયાનું કોપરું તેમજ તેલ આયાત કરવા પડે છે. અત્યારે જે પાક થાય છે તેમાંથી બે કરોડનો માલ, જીવાતને કારણે સડી જાય છે. એટલે, કેરાળાના ૭ લાખ લોકોને રોજી આપતો આ ઉદ્યોગ જો સદ્ધર બને તો આયાતની જરૂર તો ન રહે પણ નિકાસ માટે વિચારણા થઈ શકે. આ બાબતનો ઉલ્લેખ અહી એટલા માટે કર્યો છે કે નારિયેળીના ઉદ્યોગ જો સમુદ્રકાંઠે શક્ય હોય તો સૌરાષ્ટ્રનો દરિયાકાંઠો એક આદર્શ ક્ષેત્ર છે. વધતી જતી વસ્તી અને વધતી જતી જરૂરિયાતો સાથે કુદરતી સંપત્તિની ખોજ પણ વધારવી જ રહી. કચ્છનું નાનું રણ નાથવુ જ રહ્યું.

## આવકારદાયક

ખંભાતમા તેલનુ ક્ષેત્ર તો છે જ; અને સૌથી પ્રથમ એ સમાચાર ચમકયા ત્યારે દરેક ગુજરાતી રાજીનારેડ થઇ ગયેલો. હવે પ્રથમ જ વાર ખંભાત ખાતેથી ૨૫ લાખ મણ મીઠું નિકાસ થશે. કોઇને આ સમાચાર નાના લાગે પરંતુ ઉદ્યોગ અને ઉદ્યોગ-વૃદ્ધિના કોઈ સમાચાર ગરીબ રાષ્ટ્ર માટે વધાવી લેવા ઘટે. મીઠાના ઉદ્યોગમાં મૂડી રોકવી પડતી નથી. ખંભાતના ઉદ્યોગને વિસ્તારવા સક્રિય પગલાં જરૂરી છે.

## 'ઘર સમાલો'

વડોદરા ખાતે રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણને તાજેતરમાં જે મનનીય પ્રવચન કર્યું તે સમયસરની ચેતવણી તરીકે પણ ગણી શકાય. અમેરિકામાં ૧૦ ટકા અને

રશિયામાં ૧૫ ટકા વસ્તી ખેતીમા રોકાયેલી છે અને છતાં આપણને ખવડાવે છે જ્યારે આપણે ૭૫ ટકા વસ્તી ખેતી કરે છે છતાં અનાજ આયાત કરવું પડે છે! વળી દરેક રાજ્યના મનસ્વી વર્તનની વહીવટી ધૂરા ઉપર પ્રતિકૂળ અસર પડી છે પરિણામે કેન્દ્રનો વહીવટ શિથિલ બન્યો છે દેશમાં પ્રવર્તતી સ્થિતિ તેમણે અસંતોષકારક ગણાવી છે. સવાલ એ છે આ વાત જ્યારે વિદેશીઓ જાણશે, ચીન અને પાકિસ્તાન જાણશે, ત્યારે આપણા માટે શું ખ્યાલ બાધશે? એક રાષ્ટ્ર તરીકે વર્તતા ક્યારે શીખશુ?

## બોધપાઠ

કોંગોમા જે બની રહ્યુ છે તે ઇતિહાસના સંદર્ભમાં જોઇએ તો ભારે નિરાશા જન્માવે છે યુનો દળે ત્યા કામગીરી બજાવી અને વિદાય લીધી. તરત જ આતરવિગ્રહ શરૂ થયો. લુમુમ્બાવાદી અને શોમ્બેના સરકારી દળો વચ્ચે યુદ્ધ ચાલુ જ છે છેલ્લે ચાવીરૂપ સ્ટેન્લીવીલેમા અમેરિકા અને બેલ્જિયમે છત્રીદળો ઉતાર્યાં–યુરોપિયન અટકાયતીઓને બચાવવા ' બગાવા ખોરો (?) હારની અણી ઉપર છે. વિજય હવે તો વિદેશી દરમ્યાનગીરીનો–સામ્રાજ્યવાદીઓનો! આટલા ખાતર તો રશિયા યુનોના દળોની કામગીરીમા પોતાનો હિસ્સો આપવા ના પાડે છે.

## નૌકાબળ

ચીને આક્રમણ કર્યું ત્યારથી સંરક્ષણ બાબતો અગ્રેસર રહી છે. પર્વતીય ડીવીઝનોની રચના કરવી પડી; રાડર માટે અમેરિકાની મદદ માગવી પડી; હવાઇ કવાયતો યોજવી પડી; હવાઇદળ માટે તાત્કાલિક ધ્યાન આપવું પડ્યું, અને શ્રી ચવ્હાણ રશિયાની મુલાકાત લઇ આવ્યા તાજેતરમાં ભારતીય નૌકાદળને અદ્યતન બનાવવા, લંડનની મુલાકાત લીધી. વાસ્તવમાં તો પૈસો મુખ્ય વસ્તુ છે અને આપનાર તેમજ લેનાર બન્ને પક્ષને તે વિચારવાનું રહે છે. એક સબમરિનનો ખર્ચ દોઢથી બે કરોડ જેટલો થાય છે સંરક્ષણની માગ એટલી વિરાટ છે કે પંચવર્ષીય યોજનાઓને આંચ ન આવે તે રીતે પૈસા ફાળવવા અથવા લોન મેળવવી ભારે કપરું છે.

જ્યાં સુધી દેશ પોતે એક વિરાટ શક્તિ ઊભી ન કરે ત્યાં સુધી મદદ માગ્યે નિર્ભય થવાશે નહીં.

## ઋણ મુક્તિ

છેલ્લા પંદર વર્ષથી જે બેઠક પરથી પંડિત નેહરુ ચૂંટણી લડતા હતા તે ફૂલપુરે તેમની ગેરહાજરીમાં શ્રીમતી વિજ્યાલક્ષ્મીને વિજયી બનાવી માથેથી ઋણ ઉતાર્યું છે. શ્રીમતી પંડિતનું ઝળહળતું વ્યક્તિત્વ અને બહોળો અનુભવ વર્તમાન સરકારને સ્થિરતા આપવામા યશસ્વી નીવડશે. વિશ્વના તખ્તા ઉપરથી કેનેડી, નેહરુ તથા ક્રુશ્ચોવ એમ ત્રણેની વિદાય થતા, પરદેશનીતિ ભારે અગત્ય ધારણ કરી રહી છે વિશેષમા વિયેટનામ, લાઓસ, મલેસિયા તથા ઇન્ડોનેશિયા માથાનું શૂળ ઊભુ કરી રહ્યા છે. અનુમાન છે કે વિજ્ય લક્ષ્મી પંડિતની શક્તિઓ હવે ઉપયોગમા લેવાશે.

## અધીર આત્મા

આક્રમણ માટે ફેસિન કરેલા પોતાના દેશને છોડીને ભારતને પોતાનું વતન બનાવી, ભારતીય નાગરિકત્વ પામેલા બ્રિટિશ વૈજ્ઞાનિક પ્રો. જે. બી. એસ. હલ્ડેનનું તાજેતરમા અવસાન થતા એક વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિકના અધીર આત્માને ચિરઃ શાંતિ મળી છે પ્રો હાલ્ડેનમા બચપણથી જ વિજ્ઞાનના સંસ્કાર રેડાયા હતા. આઠ વર્ષની ઉંમરે કોલસાની ખાણમા ઉતરીને ગૂંગળામણથી બેહોશ કેમ થવાય તે અનુભવ્યુ. બન્ને વિશ્વયુદ્ધમા બ્રિટનને પોતાની સેવાઓ આપી સબમરિન ઉપર દરિયામા જુદી જુદી ઊંડાઇએ દબાણની શુ અસર થાય છે તેનુ સંશોધન કર્યું. કમ્યુનીઝમની વિચારસરણી પણ અપનાવીને જ્યારે જોયૂ કે વૈજ્ઞાનિક જીવડાને જોઇતી સ્વતંત્રતા તેના નથી ત્યારે તરછોડી દીધી. યુરોપમા કેઇ ઠેકાણે તેમને શાંતિ લાધી નહી, આખીના ભારતે તેમને આકર્ષ્યા. ભારતમા તેમને સંસ્કૃત પ્રજા વચ્ચે જીવતા હોય તેમ લાગ્યુ. કલકત્તાની એક સરકારી સંસ્થામા જોડાયા પણ મતભેદને કારણે ત્યાંથી છૂટા થઇ, ઓરિસ્સા સરકારને પોતાની સેવાઓ છેલ્લે, ઉડીના આપી હતી. તેમણે પોતાની જાત ઉપર અનેક પ્રયોગો કર્યા હતા. રસાયણશાસ્ત્રી, જીવવિદ્યા તેમજ પ્રજનન-

શાસ્ત્રમા તેમણે કિમની સશોધન કર્યું છે અને દુનિયાભરના વૈજ્ઞાનિકો તેમને પૂજીને આગળ ચાલતા પચીસ જેટલા ગ્રન્થ તેમણે લખ્યા છે હિંદમા રહ્યા ત્યારે કફની અને પાયજામો જ પહેરવેશ તરીકે અપ ના યા એકવાર પ્રયોગશાળ મા બ્રિટિશ પત્રકાર આવી ચઢતા તેને કાઢી મૂકેલ પાછળથી પસ્તાવે થતા ત્રણ દિવસ ઉપવાસ આત્મશુદ્ધિ માટે કર્યા ૧૯૬૩મા કલકત્તા ખાતે 'સ્ટેટ્સ (અમેરિકનુ પ્રચારતત્ર) સામે ભારતને વગોવવા બદલ ઉપવાસ કરેલા મૃત્યુ પછી પોતાનુ શબ સશોધન માટે દાનમા આપ્યુ અને હાડિનાડા ખાતે લઈ જવામા આવ્યુ સો વર્ષ જીવવાની તેમની મનીષા અપૂર્ણ રહી

## સરહદના ગાંધી

ખાન અબ્દુલગફારખાનને ભારત ભૂલી શકતુ નથી અને જ્યા તેમના સમાચાર સાભળવા મળે છે ત્યા કાન સરવા થઇ જાય છે તબિયત સુધારવા માટે યુનાઇટેડ કીંગડમ ગયેલા અને સારવાર પુરી થયે સ્વદેશ આવવા નીકળી ચૂકયા છે રસ્તામા કયા કયા રોકાશે તે જાણવા મળ્યુ નથી પરતુ પ્રથમ માફક સપૂર્ણ હેમખેમ અને તદુરસ્ત હાલતમા તમને જોઇને ભારતવાસીઓ જેટલે આનદ બીજા કોઇને નહી થાય આઝાદીની લડતમા ખાન ગફારખાનનો ફાળો ભૂલી શકાય તેમ નથી પઠાણોમા ગાંધી થવો મુશ્કેલ છે, અને જે એક છે તે અણમોલ મૂડી છે

## લંકાનું રાજકારણ

શ્રીમતી સીરીમાવો બડારનાયકના સરકારનુ એક રીતે પતન થયુ છે હવે ત્યા ફેર ચૂટણીઓ કરવી રહી નાણાખાતુ જેમના હાથમા છે તે વિરોધ પક્ષના ડો પરેરા આ બધા ફેરફારના કારણભૂત છે તેમણે દાખલ કરેલા નવા સુધારાઓ અને નિયમોથી વર્તમાન સરકાર અળખામણી બની અને સીરીમાવોના પક્ષના તેર સભ્યો વિરોધીઓમા ભળી ગયા પરિણામે એક જ મતે આવી કટોકટી સરજી લકા-ભારત વચ્ચેના તાજેતરના કરારનુ ભાવિ કેવુ બને છે તે જોવાનુ રહ્યુ

## યુકેરિસ્ટિક કોંગ્રેસ

૩૮મી આતરરાષ્ટ્રીય ખ્રિસ્તી પરિષદે ડિસેમ્બરના પહેલા અઠવાડિયા સુધી દેશનુ અને દુનિયાનું ધ્યાન ખેંચી રાખ્યુ પોતાની જાતને 'અમે' ના સબોધનથી ઓળખાવતા પોપ પોલ છઠ્ઠાનુ ભારે ઉષ્માભર્યું અને અભૂતપૂર્વ સ્વાગત થયુ. મુબઇએ ઘણા જ સારો દેખાવ કર્યો કોંગ્રેસની પ્રવૃત્તિઓ અને કાર્યક્રમોના એકધારા રગમા જાણે મુબઇ રોમ બની ગયુ ' બધાના હોઠે એક જ વાત હતી-પોપ' અને જડ પ્રણાલિકાનો ભગ કરી પોપ પોતે ધર્મના સીમાડાઓ વિસ્તારવાની દિશામા સ્તુત્ય પગલુ ભર્યું ગણાય એટલુ જ નહી મુબઇના વસવાટ દરમ્યાન પોતાના વર્તનથી પોપે બિન-કેથોલિક સમાજ ઉપર ભારે છાપ પાડી આવડુ વિરાટકાય અધિવેશન એશિયામા પ્રથમવાર મુબઇ ખાતે ભરીને આર્ચબિશપ વેલેરિયસ ગ્રેશિયાએ પોતાની શક્તિનો પરચો બતાવી આપ્યા છે વેટિકન બહાર પોપને લાવવામા બે હજાર વર્ષનો ઇતિહાસ ફરીથી લખવો પડ્યો છે, પોપ પોલના ભારતની પ્રથમ મુલાકાત, ભવિષ્યના ઇતિહાસકાર માટે સીમાચિન્હ બની રહેશે

## બોમ્બ કે રોટલા?

ચીનની અણુધમકી પછી દેશમા વાત ફેલાઈ ચાલ્યો છે અણુબોમ્બ બનાવો" કૃષ્ણમેનને ટકોર પણ કરી કે બનાવીને ફેકવો કયા? ઇન્દિરા ગાંધીએ અમદાવાદ ખાતે બહુ સરળ ભાષામા કહ્યુ કે આપણે ધારીએ તો ગમે ત્યારે બનાવી શકીએ પણ એકવાર બનાવ્યા પછી વાત આપણા હાથમા નહી રહે શાસ્ત્રીજીએ પાર્લામેન્ટમા પણ કહ્યુ કે આપણુને તે પોસાય નહી દેશ રોટલા માગે છે અને અનાજ બહારથી આયાત કરવુ પડે છે, અણુબોમ્બ પાછળ પૈસા ખરચશુ તો રોટલાનુ શુ ? નાણાપ્રધાન ટી૦ ટી૦ કે પણ લાલબત્તી ધરીને કહે છે પૈસા નથી આવી સ્થિતિમા ધરતી ઉપર પગ રાખીને વિચાર વાની જરૂર રહે છે-ચીન શુ કરે છે અને કેમ કર છે તે લોકશાહીને હમેશા લાગુ પડી શકે નહી.

# ધર્મ

કાકાસાહેબ કાલેલકર

ધર્માત્ પરમ્ નાસ્તિ, અતો વલીયાન્
બલીયાંસમ અશંસતે ધર્મેણ યથા રાજ્ઞા
(બૃહદ આરણ્યક. ૧-૪-૧૪)

અર્થાત્ 'ધર્મથી શ્રેષ્ઠ અન્ય કોઈ તત્ત્વ નથી. ધર્મ દ્વારા નિર્બળ પણ બળવાનને નિયંત્રણમાં રાખે છે, જેમ રાજા રાખે છે.'

અહીં ઋષિ કહે છે કે, જે સત્ય છે તે જ ધર્મ છે. જે ધર્મ છે તે સત્ય છે.

મને એકવાર પૂછવામાં આવ્યું કે, એશિયાની-સંસ્કૃતિની બુનિયાદી શું છે? મેં શંકા-રહિત એનો ઉત્તર આપ્યો કે, 'ધર્મ.' હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, ઇસ્લામ ધર્મ, ઈસાઇ ધર્મ વગેરે અનેક ધર્મોની જે વાતો ચાલે છે એની ચર્ચા મેં નહોતી કરી. આ ધર્મો અંદરોઅંદર લડે પણ છે. એમના સિદ્ધાંતોમાં પરસ્પર વિરોધ પણ છે. ઈસ્લામ ઈશ્વરને માને છે - જોરશોરથી માને છે. ઇશ્વરને જેઓ નથી માનતા એમની સાથે એનો ઝગડો છે. લોકરૂઢ ઇસ્લામ માને છે કે, ઇશ્વર અને મનુષ્યની વચ્ચે કોઈપણ પ્રકારની સમાનતા નથી. (ઈસ્લામનું રહસ્ય જેમાં મેળવવામાં-જોવામાં આવે છે. એ સુફી મત અલગ છે, એની ચર્ચા અત્રે નથી કરતો.) ઈસ્લામ કહે છે કે, 'ઇશ્વર વિવાહ નથી કરતો. એટલે તે નથી કોઈનો પિતા કે નથી કોઇ એનો પુત્ર'

ઇસાઇ કહે છે કે, 'ઇસા મસીહ ઇશ્વરનો પુત્ર છે.'

જૈન ધર્મ ઇશ્વરને નથી માનતો, પણ આત્માના અસ્તિત્વમાં એ માને છે. આત્મા અનેક છે અને એની સખ્યા પરિમિત છે. એવુ પણ કહેવામાં આવે છે

બૌદ્ધ ધર્મ નથી ઇશ્વરને માનતો કે નથી આત્માને માનતો. બૌદ્ધોનું કહેવું છે કે-'આત્મા કોઈ ચીજ નથી, એક ધર્મ માત્ર છે.'

અને હિન્દુ ધર્મમાં શું શું માનવામાં આવે છે ને શું શું નથી માનવામાં આવતું એનો પત્તો મેળવવો આસાન નથી. આપણે કહીએ છીએ કે, આત્મા ને પરમાત્મા એક જ છે. આ સૃષ્ટિના સર્વ પ્રાણીઓ ઇશ્વરનાં જ સંતાનો છે, બધા ઇશ્વરના જ અંશો છે. ઇશ્વર એક જ છે, પણ એની વિભૂતિઓ અનંત છે. આપણે માનીએ છીએ કે, જન્મ પરંપરા અખંડ ચાલે છે. જન્મ બાદ મૃત્યુ ને મૃત્યુ બાદ જન્મ એમ હારમાળા ચાલતી જ રહે છે. આપણે માનીએ છીએ કે, પશુ પણ મનુષ્યનો જન્મ લઈ શકે છે અને મનુષ્ય પશુનો. પશુ અર્થાત્ મનુષ્યત્તર-પ્રાણીઓ.

સ્વર્ગ-નરકની કલ્પના બધા ધર્મોમાં છે, પણ એમાં પણ એકતા નથી.

આવી અનવસ્થા હોવા છતાં પણ આ બધા ધર્મોમાં એક આધ્યાત્મિક કાનૂન પર વિશ્વાસ જોવામાં આવે છે. આ કાનૂન જ ધર્મ છે. જો આત્મા છે તો એનું કર્મ અને એનો સ્વભાવ ધર્મ છે. જો આત્મા નથી અને કેવળ સંસ્કાર જ જીવનનું સત્ય છે તો તે સંસ્કાર પણ કોઈ એક કાનૂનને વશ રહે છે. એવો જે સર્વ શ્રેષ્ઠ ને સાર્વભૌમ કાનૂન છે, એને જ કહે છે ધર્મ. ઇસાઇઓનો ધર્મ, મુસલમાનોનો યહુદીઓના કરાર-સર્વ કાંઈ આ સનાતન, સાર્વભૌમ કાનૂનને માને છે. અને એની સર્વોપરિતા ને સાર્વભૌમ અધિકારને માને છે. બૌદ્ધોનો ધર્મ પણ એ જ છે ને હિન્દુઓનો દશવિધ ધર્મ પણ એ જ છે

આજકાલ આપણે જ્યારે સોગંદ ખાઈએ છીએ ત્યારે ભગવાનના નામે, એકબીજાના નામે અથવા પોતાના નામે સોગંદ ખાઈએ છીએ આખી રામાયણમા કોઈએ ભગવાનના નામે સોગંદ નથી ખાધા એ વખતે સોગંદ ખાતા હતા ધર્મના નામે-ધર્મેણ શપે- 'ધર્મના સોગંદ ખાઈને હું કહુ છુ-' આ જ વચન વાલ્મિકીના આદિ કાવ્યમા જોવામા આવે છે ધર્મથી વધીને કોઈ વસ્તુ છે જ નહી અગર ઈશ્વર છે તો ભલે હોય આત્મા છે તો બહુ સારુ, નથી તો પણ ભલે, પણ મનુષ્યના જીવનનો પ્રત્યક્ષ અને અખંડ સબંધ છે ધર્મની સાથે મનુષ્ય જીવનનો વિકાસ થાય છે ધર્મના પાલનથી જીવનનો સંકોચ યા અવ પતન થાય છે ધર્મનો દ્રોહ કરવાથી આ પૃથ્વી ટકી રહી છે ધર્મને લીધે જ સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, તારા બધા ધર્મનુ જ પાલન કરે છે અને મૃત્યુ પણ સમસ્ત વિશ્વ પર પોતાનુ શાસન ચલાવે છે-ધર્મને વશ થઈ સૌનુ નિયમન કરવુ, સૌનુ નિયમણ કરવુ એ મૃત્યુનુ કામ છે એટલે મૃત્યુને યમ ધર્મ પણ કહે છે આ સમસ્ત વિશ્વમા જો કોઈ પરમ આર્ય છે તો તે યમ ધર્મ- મૃત્યુ જ છે બીજાઓને હાથે કદાચ, અન્યાય થઈ શકે, પણ મૃત્યુ સ્વય ન્યાયમૂર્તિ છે વરુણ અને યમ ધર્મ આખા વિશ્વમા ધર્મનુ શાસન ચલાવે છે એટલા માટે સર્વ દેવદેવીઓ ઉપર પણ એમનુ શાસન ચાલે છે

આ યમ યા યમધર્મ બહારથી મનુષ્યનું નિયમન કરે છે સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય આતરિક યમ છે એ જ મનુષ્યનો વ્યક્તિગત તેમજ સામાજિક પરમ ધર્મ છે આ આતરિક યમધર્મનુ જે પાલન કરે છે, એમના પર બાહ્ય યમરાજ યા મૃત્યુનો જરાપણ અધિકાર નથી ચાલતો

જ્યા રાજ્ય નથી, અરાજક છે, કાનૂન નથી ચાલતો ત્યા આગળ બળજબરી જોરજૂલમનો મનમાન્યો કારભાર ચાલે છે પણ જ્યા સમાજે ધર્મને સ્વીકાર્યો, ત્યા નિર્બળ મનુષ્ય પણ અત્યાચારીઓને કાબૂમા રાખી શકવાનુ સામર્થ્ય ધરાવે છે સામાજિક જીવનમા જે સમાજ-નિષ્ઠા રહે છે તે જ છે ધર્મ એને જ આપણે આજે કહીએ છીએ સર્વોદય

આ ધર્મનો સ્વીકાર કરવાથી જ માણસમા માનવતા આવે છે અને એનો વિકાસ થાય છે ધર્મથી શ્રેષ્ઠ કોઈ તત્ત્વ નથી ધર્મને કારણે જ માનવસમાજની વ્યવસ્થા અને વિશ્વ ની વ્યવસ્થા ચાલતી આવી છે આ ધર્મ સૃષ્ટિના પહેલા પણ હતો, આજે પણ છે અને સૃષ્ટિને ચલાવે છે ને સૃષ્ટિ નહી હોય ત્યારે પણ ધર્મ તો ચાલશે જ ધર્મ જ સનાતન છે સાર્વભૌમ છે ને જીવનનો પરમ સાર છે

અનુ૦ કિશોરચંદ્ર ભટ્ટ

## વિનયની મર્યાદા

વિશ્વવિખ્યાત તત્ત્વચિંતક-લેખક બર્ટ્રાન્ડ રસેલના જીવનની એક ઘટના છે

રસેલ મહાશય પોતાના સૌજન્ય અને વિનય માટે પ્રસિદ્ધ છે એક વખત એક નવોદિત લેખકે, રસેલ સાહેબ સાથે, મિત્રાચારી બાંધીને એક પુસ્તક તૈયાર કર્યું એ પુસ્તકને તૈયાર કરવામા એ લેખકબંધુને રસેલ સાહેબે ઘણી મદદ કરી હતી

એમ કરતા પુસ્તક પૂરુ થયુ, રસેલ સાહેબે પણ કંઇક હાશ અનુભવી.

પરંતુ ત્યા તો પેલા ગરજવાન લેખકે અક્કલ ગુમાવીને રસેલ સાહેબને વિનંતી કરી, 'ભાઈ સાહેબ, હવે આ પુસ્તકનો 'પ્રવેશક' પણ તમે જ કરી આપો!'

લોર્ડ રસેલે ગણ્યાગાંઠ્યા નીચેના શબ્દો કરીને એ ગરજવાન લેખકને જાકારો આપ્યો હતો 'વિનયની પણ કંઇ મર્યાદા હોય છે! મારો વિનય મને ના પાડે છે!'

શિવ સુંદરમ

# જેના હૃદયમાં....

ઉ૦ શા૦

જગતમાં પ્રવર્તતી સંસ્કૃતિનું મૂળ સ્રોત ક્યાં એ સવાલનો સુયોગ્ય જવાબ મેળવવા આપણે માનવીના હૃદય પર મીટ માંડવી જોઈશે. શરીર સમગ્રમાં લોહી વહાવવાનું કામ જેમ સ્થૂળ હૃદય કરે છે તેમ જ જગત સમગ્રમાં સંસ્કૃતિના વહેણ વહેવડાવવાનું કામ એક સૂક્ષ્મ હૃદય કરી રહ્યું છે. દરેક માનવી જાણ્યે અજાણ્યે એ જ કામ કરે છે. નહિ તો કોઈની સંસ્કારિતા વિકસિત-સુગંધિત થવાને બદલે કુંઠિત-દુર્ગંધિત જ રહેત.

આપણે મલૂકદાસની વાણી લઈએ;

**'દયા-ધર્મ હિરદે બસૈ. બોલૈ અમરત-બૈન;**
**તેઇ ઊંચે જાનિએ, જિનકે નીચે નૈન'**

ઉચ્ચ પ્રકારની અભિલાષાઓ સેવવી, રસ અને કલાના ઝરણા જ્ઞાન અને સાધનાના સર્વોચ્ચ શિખરો પરથી વહાવવા એવો ભારતીય સંસ્કૃતિનો આદેશ હોવા છતાં તેણે મહિમા તો હમેશાં આ 'નીચાં નયન' નો જ ગાયો છે. મહાત્મા મલૂકદાસ કહે છે, જેનાં નયન સ્નેહભારથી નમેલા છે જેના લોચનમાં સંસ્કારક્ષમતા તરી રહી છે તેને જ ઉચ્ચ કોટિનો જાણવો. આગળ તેઓ જણાવે છે કે જેમની વાણીમા અમૃત જેવી મીઠાશ છે અને એ મીઠાશમાં દયા અને ધર્મથી પરિપ્લાવિત થયેલ જે હૃદયનું પ્રભુત્વ છે તે હૃદય ધરાવતો પુરુષ ઉચ્ચ પુરુષ છે.

વળી મહાત્મા ગરીબદાસ કહે છે;

**'સાહિબ જિનકે ઉર બસૈ, જૂઠ કપટ નહિ અંગ;**
**તિનકા દરસન ન્હાન હૈ, કહું પરબી ફિર ગંગ'**

જેના હૃદયમાં રામ વસ્યો છે, એટલે કે જેનો આત્મારામ જાગેલો છે તે જૂઠ-કપટની જંજાળથી લપેટાતો નથી. અને એવો જે છે તેનું દર્શન, તેનો સંપર્ક એ તીર્થયાત્રા જ છે. એને માટે કોઈ પર્વ-તહેવારની કે ગંગાસ્નાનની અનિવાર્યતા નથી.

મહાત્મા કબીરનું એક સૂક્ત યાદ કરીએ;

**'સાંચ બરાબર તપ નહીં', જૂઠ બરાબર પાપ;**
**જાકે હિરદે સાંચ હૈ, તા હિરદે હરિ આપ!'**

જેના હૃદયમાં સત્યનો વાસ છે તેના હૃદયમાં પરમેશ્વરનો વાસ જ છે એમ જાણો. 'સત્ય એ જ પરમેશ્વર છે.' એમ ગાંધીજીનો જે મંત્ર હતો તેનું દર્શન આપણને આ સૂક્તની બીજી લીટીમાં મળે છે. કબીરજી કહે છે સત્ય એ મહાન તપ છે. એના જેવું બીજું તપ નથી. સત્ય જાણવું, સત્ય આચરવું અને કષ્ટસહન દ્વારા, અહિંસાની સાધના દ્વારા એ સત્યને સ્થાપવા મથવું એમાંથી સત્યાગ્રહનો સિદ્ધાંત ફલિત થયો. કબીરજીના કથનને ગાંધીજીના સત્યના પ્રયોગોથી સારું એવું સમર્થન મળે છે.

મહાત્મા દાદૂદયાલ કહે છે;

**'મેહર મુહબ્બત નહીં', દિલ કે વજ્ર કઠોર;**
**કાલે કાફિર તે કહિયે, મોમિન માલિક ઓર.'**

જેના હૃદયમા નથી દયા, નથી પ્રેમ તેને ધર્મ-નિષ્ઠ કેમ કહેવાય? અન્ય સામેની લડતમા વજ્ર જેવી કઠોરતા જોઈતી હશે તે સામા પ્રત્યે નહિ, પણ પોતા પ્રત્યે. જે ખાલી કઠોર છે, નિષ્ઠુર છે તે ધર્મનિષ્ઠ નથી, તે આસ્તિક નથી. ખરો આસ્તિક તો તે જ છે જેનું હૃદય પ્રેમપૂર્ણ છે. દાદૂજી કહે છે કે અલ્લાના બંદાનું દિલ તો દયા અને પ્રેમથી ઉજ્જવળ બનેલું હોય છે. નિષ્ઠુરતાના કાળા ધાબા જેના દિલને વળગ્યા છે તે માનવી માનવી નથી

વળી તેઓ કહે છે;

**સો મોમિન મનમેં કરિ જાણિ;**
**સત્ત સબૂરી બૈસે આણિ!**
**ચાલૈ સાંચ સંવારૈ બાટ;**
**તિસકૂં ખુલૈ બિહિસ્ત કે પાટ!**

જેના હૃદયમાં સત્ય અને સંતોષને ઊંચું સ્થાન છે, જે સચ્ચાઈના રાહે ચાલે છે, જે પોતાનો પથ સમારે છે, સંભાળે છે તેને માટે સ્વર્ગનું દ્વાર ખુલ્યું સમજો. ટોલ્સ્ટોયે કહ્યું છે; 'વૈકુંઠ તારા

હૃદયમા છે આ હૃદયમા જ જો વૈકુંઠ વસાવવુ હોય તો દાદુજીએ કહ્યુ છે તેમ આપણે જીવનપથ ઉપર મુહબ્બત અને સત્ત-સબૂરીથી સંચરવો જોઈએ

કબીરજીના એ પદથી આપણે વિરમશુ

'નિરબૈરી નિ:કામતા, સ્વામી સેતી નેહ
વિષયા સે ન્યારા રહૈ સાધન કા મત યેહ!

માન અપમાન ન ચિત ધરૈ ઔરન કો દઇ સનમાન;
જો કોઈ આસા કરૈ, ઉપદેસૈ તેહિ જ્ઞાન!

જેના હૃદયમા કોઈ વિશે વેરભાવ નથી જેનુ હૃદય અનાસક્ત છે અને જે હૃદયથી જગતના સર્વસ્થ તત્ત્વ સાથે અનુસંધાન ધરાવે છે વળી જે અંધ વાસનાઓથી ઘેરાતો નથી અને સ્વચ્છ સબુદ્ધ રહે છે તથા માન અપમાનના વમળમા જેનુ ચિત્ત ગડથોલાતુ નથી અને જે સભા પ્રત્યે સમદર ધરાવે છે જ્ઞાનપિપાસુને પોતાની વાણીથી પરિપ્લાવિત કરે છે તે જ સાચો સત છે તે જ તાણા-વાણાથી સંસ્કૃતના પોત અને ભાત ઉપસે છે ને વિકસે છે

---

## આપશો તેટલુ પામશો

દશેરાની સવારી નીકળી હતી

રાજાના દર્શન કરવા રસ્તાની બને બાજુએ લોકો ઊભા હતા રાજા ગરીબોને દાન-ધર્મ કરતા હતા ભિખારીઓ દાન મેળવવા પડાપડી કરતા હતા

રાજાની સવારી નજીક આવતા જ એક લેભી ભિખારી રાજા પાસે આવ્યો એણે કહ્યું 'મહારાજ' ભિખારીને દાન આપો

રાજાએ ભિખારી સામે જોયુ અને કહ્યુ દાન તો આપીશ પરતુ તારે ય મને કઈક આપવુ પડશે '

ભિખારીના હાથમા ભિક્ષાપાત્ર હતુ તેમા થોડાક ચોખા હતા ભિખારીએ એ પાત્ર મજબૂત પકડી રાખ્યુ હતુ રાજાની માગણી સાભળીને ભિખારીએ પાત્ર તરફ જોયુ પોતે તો હતો એક ભિખારી એ રાજાને શુ આપે? ભિખારી વિચારમા પડી ગયો પરતુ રાજાને કઈક તો આપવુ જ જોઈએ કારણ કે રાજાની સવારી અટકી ગઈ હતી આગેકૂચ થભી ગઈ હતી પ્રજામા કોલાહલ વધી રહ્યો હતો

ભિખારીએ સહેજ વિચાર કરી લીધો અને પોતાના ભિક્ષાપાત્રમાથી ચોખાનો એક દાણો રાજાને આપ્યો

રાજાએ એકવાર એ દાણા તરફ જોયુ અને પછી ભિખારીના ભિક્ષાપાત્રમા કઈક નાખીને રાજાની સવારી આગળ વધી

રાજાએ દાનમા શુ આપ્યુ તે જોવા આતુર ભિખારીએ પાત્ર આખો પાસે લીધુ આખે ઝાખપ આવી ગઈ હતી એટલે પાત્રને વધુ નજીક લેવુ પડયુ એના પાત્રમા એક સોના મહોર પડેલી હતી બરાબર ચોખાના દાણા જેવડી અને આકારમા પણ એવી જ!

સોના મહોર જોઈને ભિખારી બોલી ઊઠયો અરેરે! હુ કેવો મૂર્ખ છુ! મારી તાસકમા હતા એ બધાય ચોખા રાજાને આપી દેવની સદ્બુદ્ધિ મને શા માટે ન સૂઝી!

–પણ હવે પસ્તાવાથી શુ ફાયદો થવાનો હતો? આવેલી તક એકવાર બારણા ઠોકીને પાછી જતી રહી હતી આવી તક જીવનમા વારવાર આવતી નથી —રશ્મિન મહેતા

'પ્રજ્ઞા વાગ્ધરત્ શક્તિ વા વિદ્યા વા'
જ્ઞાન, શક્તિ અને વિદ્યાને ટપી જાવ. માણસ જ્ઞાન પ્રાપ્ત કરે, પોતાની શક્તિ વધારે અને અભ્યુદયના માર્ગે આગળ વધે. ઋ૦ ૧-૩૧-૧૮

## ૧. સત ધરમની ધરતી શે લૂંટાય?

અ'જીરિયા દેશ.

એમા લડાઇ ફાટી નીકળી.

એની ધરતી પર કિડિયારાની જેમ દુશ્મનોના ધાડા વિનાશ વેરતા ઉતરી પડયા. જવાનો, બુઢ્ઢાઓ, સ્ત્રીઓ ને બાળકોની છાતી પર દુશ્મનોના ધાડા ઘોડા દબડાવતા ફરી વળ્યા પાટનગર સિત્રાયન' એનુ એકેએક ગામ દુશ્મનોએ જીતી લીધુ. બચ્યા એટના પાટનગરમા જઇ છુપાઇ ગયા-કિલ્લાના તોતિંગ દરવાજાઓને સાકળો દેવાઈ ગઈ. અને દુશ્મનો હલ્લો કરે તે પહેલા તો ગઢની રાંગ પરથી અગન ગોળાઓનો વરસાદ વછૂટયો આકાશ ગરજી ઉઠયુ. સામેથી ધડાધડ ફુટતો દારૂગોળો એનો સજ્જડ મુકાબલો કરવા મળેના-સાદની જેમ અફળાવા માડયો. ધુમાડાના ગોટેગોટાએ આકાશને કાળું મેશ કરી દીધુ.

મહિનાઓ વીતી ગયા. બહારથી દુશ્મનો એમ ને એમ ઘેરો ઘાલીને બેઠા છે અને કિલ્લાની અંદર હતા એટલા ભંડારો ધીમે ધીમે ખૂટવા લાગ્યા અનાજ તો લગીરે ના મળે પાણીના પણ સાસા પડવા લાગ્યા. હજારો ઢોર ઢાંખરો પાણી વગર તલખે ને તરફડે. ધીરે ધીરે એમના પશુ પ્રાણ બેચાવા લાગ્યા

કિલ્લાની અંદર ભૂખથી ભાન ભૂલેના હજારો લોકો નિર્દોષ જાનવરો પર વરુની જેમ તૂટી પડયા. આથી ગામમા ગાય, ભેસ કે બકરીનુ દૂધ મળવુ બંધ થઇ ગયું. અને એને લઇને બાળકો પણ વલખા મારવા લાગ્યા. આથી નગરપતિએ એક સભા બોલાવી ફફડતા કાળજામાથી છુટાતો અવાજ સભાને સબોધન કરતો ફરી વળ્યો.

'વહાલા પ્રજાજનો! આજે કાળ એક ભયાનક નખથી આપણને પીંખી રહ્યો છે તમે સૌ જાણો છો દુશ્મનોથી બચીશુ તો આમ જ ભૂખે મરીશુ અને નહિ તોય મોત આજે એનો ભયાનક ડોળો ફેરવી તો રહ્યુ જ છે. આપણી પાસે આજે નથી અનાજ કે નથી માનવશક્તિ. દારૂગોળો પણ હવે રહ્યો નથી. હું માનું છું કે આવીને આવી સ્થિતિ વધુ વખત લંબાશે ત્યારે હું કે તમે કોઇ અહીં નહિ હોઇએ. બનકે કફન વગરની આપણી લાશો નગરના રસ્તાઓને રોળીને પડી હશે આવી કરુણ પરિસ્થિતિને નિવારવી હોય તો એક ઉપાય છે. અને તે એ કે આપણે આપણી જાતને વહેલી તકે દુશ્મનોને હવાલે કરી દેવી.'

'મજૂર' એ નહિ બને!' સભાના એક ખૂણામાથી કેટલાક માણસો એકી અવાજે બોલી ઉઠયા. એ હરગિજ નહિ બને એ નિર્લજ્જ ભલે આપણી કત્લેઆમ કરે, પણ દુશ્મનોને તાબે હરગિજ નહિ થઇએ.

સભામા દેકારો મચી ગયો. નગરપતિએ સૌને શાંત પાડતા કહ્યુ 'એ લોકો આપણને લડતા લડતા મારી નાખે એ તો ઠીક પણ આપણે તો અન્ન વગર મોતે મરી રહ્યા છીએ એનું શું?' વળી પાછી સભામા હોહા મચી ગઇ. કાને પડયુ સંભળાય નહિ. પણ એમા એક અજબ દશ્ય ઉમેરાયું. ભીડને ચીરતી વાંકોચૂકો મારગ કાઢતી પણ મક્કમ ડગ ભરતી એક છોકરી સભાસ્થાન પર પહોચી ગઇ અને નગરપતિને કહેવા લાગી 'મારુ નામ છે લીનુ.' એના અવાજમા દઢતા ભરેલી હતી 'નાની છોકરી છુ' પણ બચવા માટે એક ઉપાય લાવી છુ.' છોકરીની કાલી બોલીથી નગરપતિ ખડખડાટ હસવા લાગ્યા. 'છોકરી! તુ વળી આમા શુ કરવાની? આ કાંઇ થાકુ છમે રમવાનુ છે? કઇક ધુરંધરોએ આમા હાથ ધોઇ નાખ્યા; એમા વળી તારુ ડહાપણ શું કામ આવશે? જા તારી મા તને શોધતી હશે!'

'પણ મારી પાસે ચોક્કસ એક મારગ છે' છોકરીની તેજીલી જબાન પોકાર કરતી બોલી ઉઠી. 'આપણે જરૂર બચી જઈશું' તમારા માણસોને કહો કે મને એક ગાયનુ વાછરડુ લાવી આપે કાંઈ બધા જ તો મરી ગયા નહિ હોય!'

નગરપતિનો હુકમ થયો લોકોએ આખા ગામમા તપાસ કરી પણ ક્યાય વાછરુ મળે નહિ આખરે તપાસ કરતા એક વાછડા પાળનાર માણસ પાસેથી એક માડ મળી આવ્યુ માણસો વાછરડાને લઈ નગરપતિ પાસે આવ્યા 'બોલ છોકરી!' નગરપતિએ કહ્યુ, 'હવે આનુ તુ શુ કરવા માગે છે?'

'થોડુ અનાજ મગાવી આપો વાછડાને મારે ખવરાવવુ છે' કેટલાક માણસો ખીજાઈને બોલી ઉઠ્યા 'અનાજનો તો દાણો ય નથી ને અમે અહી ભૂખે ટળવળીએ છીએ ત્યા વળી આવા વાછરડાને અનાજ આપી દેશે?' 'તમે ન જતા હો તો હુ જાતે જાઉં' કહેતા નગરપતિ ઊભા થઈ ગયા છોકરીની વાણીએ જાણે તેમના પર જાદુ કર્યું હતુ એક માણસના ઘરમા થોડુ અનાજ હતુ એટલુ બધુ જ વાછરડા પાસે ધરી દેવામા આવ્યુ નગરપતિએ કહ્યુ 'લે આ અનાજ, બોલ હવે?' ખવડાવી દો આ વાછરડાને ખાય એટલુ નિરાતે ખાવા દો' કેટલાક લોકો અનાજનો આ બગાડ જોઈ ન શક્યા છોકરી બોલી 'તમારે દુશ્મનોના હાથથી ન રહેંસાઈ જવુ હોય તો હુ કહુ તેમ કરો' વાછરુ તો હતુ એટલુ બધુ જ અનાજ ખાઈ ગયુ એટલે નગરપતિએ પૂછ્યુ.

'બોલ છોકરી' હવે શુ કરવાનુ છે?

'હવે?' છોકરી ઈશારો કરતી બોલી 'હવે કિલ્લાનો નાનકડો દરવાજો ખોલી નાખો અને વાછરડાને બહાર જવા દો'

'શુ આવા નમણા ને તદુરસ્ત વાછરડાને બહાર જવા દેવુ?' લોકોમા વળી પાછો તરખાટ મચી ગયો આનાથી તો ગામના ચાર પાચ બાળકોને ખોરાક મળશે કાપી નાખો વાછરડાને'

'તો તમારી કતલ પણ તમારા હાથે જ તમે કરી રહ્યા છો એ નક્કી જાણજો'

લોકોએ નગરનો એક નાનો દરવાજો ઉઘાડી નાખ્યો વાછરડુ બહાર નીકળી ગયુ એ તો લીલાછમ ખેતરોમા જઈ લીલુ લીલુ ઘાસ ખાવા મડી પડ્યુ. શહેરના લોકોએ ગઢની રાગ પર ચઢીને જોયુ તો દુશ્મનો પેલા વાછરડાને ઉચકી જતા હતા

'હવે બોલ છોકરી! બાકી છે કાઈ?'

'હવે? હવે સવાર સુધી રાહ જુઓ બીજુ કાઈ નહિ'

અધારાના ઓળા ઉકેલાયા ને સોનવરણુ પ્રભાત ઊગ્યુ હજારો માણસો ગઢની રાગ પર જોવા લાગ્યા તો કઈક અજબ ગજબ જેવુ લાગ્યુ આ તો ચોગાન જોતામા જ એ લોકો એકચીત થઈ ગયા આ વળી શો ચમત્કાર! દૂર દૂર નજર નાખી તો હજારો સૈનિકો પાછા વળી રહ્યા હતા

બારે હર્ષનાદો વચ્ચે શહેરના તે તિંગ દરવાજાઓ પાછા ઉઘડ્યા અને ઘેલા થઈ લોકો નચતા કુદતા પેલી છોકરી પાસે આવી પહોચ્યા નગરપતિએ હર્ષાવેશમા તેને ઉચકી લેતા કહ્યુ 'કહે જલદી કહે' શો જાદુ છે છોકરી?' છોકરી બોલી 'એમા વળી મને શુ પૂછો છો? પૂછો બાજુના ગામના માણસોને' તેમણે જે જોયુ તે તમને કહેશે? છોકરીના શબ્દો સાભળી નગરપતિએ બાજુના ગામડાના લોકોને પૂછ્યુ 'દુશ્મનો પાછા કેમ ફર્યા?' ગામનો એક વૃદ્ધ જન કહેવા લાગ્યો બાપુ ગઈ કાલે તમે દરવાજા ખોલી એક વાછરડાને બહાર મોકલ્યુ'તુ ઈ વાત હાચી ને?' 'હ અ ...' જવાબ મળ્યો

'ઈ વાછરડાને જોઈ સૈનિકો કહેવા લાગ્યા જુઓ જુઓ આ અહેજરિનાના લોકો આવી કપરી સ્થિતિમા ય વાછરડાને બહાર ચરવા મોકલવાનુ નથી ભૂલ્યા ચોક્કસ તેમની પાસે ખૂબ ઢોર હોવા જોઈએ અને આવા કપરા કાળમા પણ ને પશુઓની કેવી દેખભાળ રાખે છે! આવા અનમસ્ત વાછરડાના મુલકની પ્રજામા પણ કેવી ઉંડી મમતા ને સહાનુભૂતિ ભરેલી છે કેવી સહૃદયતા તેમનામા જણાય છે આવી સત ધરમની ધરતી પર કેમ લૂટ ચલાવવી! આવી પ્રજાને આપણે કદી પણ જીતી શકીશુ નહિ ચાલો આપણે આપણા મુલકમા જઈએ-અને આ રીતે દુશ્મનો પાછા વળી ગયા'

[આધારીત]

—પૃથ્વીસિંહ ઝાલા

## ૨. દુકાળ અને હસતો સંન્યાસી

દુકાળનું વર્ષ હતું, અને લોક સઘળું રોકકળ કરતું હતું. પણ એક સન્યાસી હસ્યા કરતો હતો.

'આ કંઈ હસવા-કાળ છે?' લોકોએ પૂછ્યું. દુકાળે સઘળા જ આસ્તિકોની આસ્થા ડગાવી દીધી છે. લોકો જડમૂળમાથી ઊખડી ગયા છે ધાનની દેવીએ આપણા લોક ભણી આખો મીચી દીધી છે બળબળતા સૂરજે લીનોતરી માત્ર બાળી નાખી છે; ધાન્યના ખેતરો, વાડીઓ, અને દ્રાક્ષવેલીઓના ખેતરો, સઘળું સૂકુંઠક થઇ ગયુ છે; પાણીનું ટીપુ ય ધરતી પર નથી, નથી ઉપર, નથી નીચે દુકાળના માર્યા લોકો સેકડોની સખ્યામા રીબાઇ રીબાઇને મરે છે પાણી વિના માછનુ તરફડે તેમ લોકો બધા તરફડે છે. તને મુસલમાનો પ્રત્યે દયા ન હોય તો ભલે પણ સાચા આસ્તિકો, સ્વધર્મીઓ તો એક શરીર, એક દેહ કહેવાય યુદ્ધનો કે શાતિનો ગમે તે કાળ હોય, શરીરના એક ભાગની વેદના આખા શરીરની વેદના કહેવાય'

'તમારી નજરે આ દુકાળ હશે,' સન્યાસીએ જવાબ આપ્યો 'મારી નજરે તો આ પૃથ્વી સ્વર્ગ જેવી છે હુ સૂકા રણુ અને સૂકી ધરતીમા ઠેરઠેર કેડ-સમાણુ લીલા મોલ નીહાળુ છુ; પવનમા મોજાની પેઠે ઉછળતા કણસલાનો સાગર મારી સામે લહેરાઇ રહ્યો છે, હુ આ બગીજગી ધરતીમા લીલીછમ હરિયાળી અનુભવું છુ એ ફૂલ ખરાબ તપાસવા માટે હુ હાથવડે એનો અનુભવ કરી જોઉ છુ; મારા હાથ અને આખને હુ કઈ રીતે ઉતરડી નાખી શકુ?

'તુચ્છ લોકો, તમે બધા ફેગેહના મિત્રો છો, શરીરના મિત્રો છો; અને તેથી કરીને તમને નાશ સમા લોહી વહેતું દેખાય છે જલદી કરો, મોઝેઝ-વિવેકના મિત્ર બનો વિવેકના મિત્ર બનશો તો લોહી નાશ પામશે અને તમે નદીનું પાણી પામશો

'જો તમે તમારા પિતાજી સાથે દુષ્ટ આચરણ કરશો તો પછી તમારી નજરે તમારા પિતાજી કેવળ નકામા જણાશે તમારા પિતાજી કઇ-નકામા નથી તે તો તમારી દુષ્ટ બુદ્ધિનુ જ પરિણામ છે કે તમારા કરુણાળુ પિતાજી તમને નકામા લાગે છે. જોસેફના સઘળા ભાઇઓ ક્રોધ અને ક્રોધથી ભર્યા ભર્યા હોય છે. જોસેફને એક વરુ જાણો. જ્યારે તમે તમારા પિતાજી સાથે સમજૂતી કરી લેશો ત્યારે ક્રોધ નાશ પામશે; નકામાપણુ નાશ પામશે, અને ત્યાર પછી તમારા પિતાજી તમારા મિત્ર બની રહેશે

'આખીયે દુનિયા જાગતિક વિવેકનુ રૂપ છે, અને આ વિશ્વમા વસવા લાયક પ્રત્યેક વ્યક્તિનો પિતા વિવેક છે. જ્યારે કોઈ પણ માણસ જાગતિક વિવેક ભણી વધારે પડતો અનાદર રાખશે ત્યારે આ વિશ્વ તેની સમક્ષ કેવળ નકામુ જણાશે આ પિતા સાથે સમાધાન કરો; સતાનોને ન છાજે તેવો બળવો છોડી દો; એમ કરશો તો પછી ધરતીના પાણી અને માટી તમને સોનેરી ગાલીચા જેવા જણાશે જો એમ કરશો તો એ જ ઘડીએ સજીવન વિદ્યા કામ કરતી જણાશે, સ્વર્ગ અને પૃથ્વી તમને બદલાયેલા જણાશે.'

'હુ આ પિતા સાથે સમાધાનમા છુ. મારી નજરે આ દુનિયા સ્વર્ગસમાણી છે. પ્રતિપળે હું નવા જ રૂપ અને નવુ જ સૌદર્ય માણુ છુ. આ નવા દર્શન આગળ વ્યથા નાશ પામે છે મને દુનિયા મીઠીમધ જણાય છે, ઝરણાઓ પાણી વહા વ્યા જ કરે છે તે પાણીનો ખળખળ અવાજ મારા કાનમા પ્રવેશે છે, મારુ સૂક્ષ્મ મન અને મારી આતર ચેતના ઘેઘૂર કેફ અનુભવે છે વૃક્ષની ડાળીઓ નૃત્ય કરી રહી છે, પાદડા તાળીઓ પાડી રહ્યા છે આરસી માહેનુ પ્રતિબિબ પડદા પર આવું સોહામણુ લાગે છે અરીસો જાતે હોય તો પછી શી વાત''

## ૩. મોઝેઝ ઈશ્વરને પ્રશ્ન કરે છે

'હે જગનિયતા!' મોઝેઝે આગ્રહપૂર્વક પર મેશ્વરને પૂછ્યુ, 'હે પ્રભુ, શાથી તું તે પોતેજ સર્જેલી ચીજોનો વિનાશ કરે છે? તે જ આત્મને આનદ આપનારા, નામરૂપવાળા, આ સ્ત્રી પુરુષો સર્જ્યા છે, તો શાને વારુ તુ જ એનો નાશ કરે છે? શાથી? કહે, પ્રભુ, શાથી?'

'હુ જાણુ છુ કે, તારો આ સવાલ નાસ્તિકના માથી ઊભો થયો નથી. કે ન તો તુ મારા સર્જન

પ્રત્યેના અનાદરથી અથવા પછી કોઇ ધૂનનો પ્રેર્યો આ સવાલ કરી રહ્યો છે?' પ્રભુએ કહ્યું, 'જો એમ હોત તો તો હું તને સમજાવત અને ઠપકો પણ આપત. આવા સવાલ માટે હું તને સજા પણ કરત. પરંતુ, તું મારા આ પગલામાંથી ડહાપણ અને રહસ્ય ખોળવા ઇચ્છા રાખે છે કે ભૂમિતલ પર માણસજાત કાયમ રહે તો વાંધો શો? તું આ ઇચ્છે છે. આ સત્ય જાણીને તું સફળ. લોકોને જાણવા ચાહે છે. અને લોકોને એ જ્ઞાન આપીને ફાગી માટીના પ્રત્યેક માનવીને પાઠો કરવા ચાહે છે. જાગી જ્યાને તું પ્રશ્નકર્તા બન્યો છે. તું સામાન્ય માણસોને સૃષ્ટિનું આ રહસ્ય જણાવવા માગે છે. અલબત્ત, તું પોતે તો એ સારી રીતે જાણે છે. ગમે તે માણસમાં પ્રશ્ન પૂછવાની આવડત હોતી નથી, કારણ પ્રશ્ન ઊભો કરવો એ જ અર્ધું જ્ઞાન પ્રાપ્ત કર્યા બરાબર છે.'

'સમજણ જ્ઞાનના ભર્યા હે માનવી! જ્યારે તેં પ્રશ્ન કર્યો છે જ તો હવે તેનો જવાબ સાંભળી લે. મોઝેઝ, જમીન પર મૂકી ભરીને ધાન્યકણ વાવજે, એથી કરીને તું જાતે જ આપમેળે પ્રશ્નનો ઉત્તર મેળવી શકીશ'

અને મોઝેઝે ધાન્યકણ વાવ્યા. છોડવા જ્યારે મોટા થયા, કણુસલામાં ખીચોખીચ કણ ઊભરાયા, ત્યારે મોઝેઝ દાતરડું લઇને બેઠો અને કાપણી કરવા લાગ્યો, અને ત્યારે જ તેને અદૃષ્યનો અવાજ સંભળાયો.

'તું જાતે જ વાવીને, માવજતથી ઉછેરીને પછી બરાબર પાકી ગયા એટલે આ કણુસલાં કાપવા લાગ્યો.' શાથી કહે જોઉં?

'પ્રભુ,' મોઝેઝે જવાબ આપ્યો, 'હું એને કાપી નાખું છું કારણ કે આ અહીં ધાન્યકણો છે અને અહીં આ છોડનાં સૂકાં રાડાં. ધાન્યકણો સૂકાં રાડાં સાથે સંઘરી શકાય નહિ. ધાન્યકણ સાથે સૂકાં રાડાં રાખીએ તો રાડાં પણ નકામાં જાય છે. એ બંન્નેને ભેળવવામાં ડહાપણ નથી. ડહાપણ તો બન્નેને સરખી રીતે છૂટાં પાડીને જુદા રાખવામાં રહેલું છે.'

'આ જ્ઞાન તને ક્યારે મળ્યું? ક્યારે શોધી તેં આ સમજણ?' પરમેશ્વરે પૂછ્યું, 'તેં જ્ઞાનપૂર્વક જ આ ડગલાંઓ ભર્યાં છે.'

'તું જ પ્રભુ, તું જ મને આ વિવેક શક્તિ આપે છે.' મોઝેઝે જવાબ આપ્યો.

'તો પછી મારામાં વિવેક બુદ્ધિ ન હોય એમ કઇ રીતે બને?' પ્રભુએ પૂછ્યું. . . ●

## ૪. માનવતાની મહેક

આખા દેવદરબાર ગામમાં આનંદ લીંપાઇ ગયો હતો. બ્રહ્મચારી બાવાઓના દેવદરબાર મઠમાં આજ ઉત્સવનો ઉમંગ ભભરાઇ રહ્યો'તો.

દેવદરબારના આલીશાન મઠમાં આજ બાવા ભીમટી પડયા'તા. પંચકના બીજા મઠોમાંથી મઠધારી મહંતો પણ પધાર્યા'તા.

ગામલોક દર્શને ભીમટી પડ્યું'તું–ઓઘડજીના મંદિરમાં દર્શનાર્થીઓની ઠઠ જામી'તી. ભાવિકોએ મંદિરના પ્રાંગણમાં અડ્ડો જમાવ્યો'તો–આસ્તિકો મહંતજીના પાદપ્રણામ માટે પડાપડી કરતા'તા.

બાવાઓ પ્રાંગણમાં યથાસ્થાન ગોઠવાઇ ગયા'તા. મહંતોના આસન ઊંચાં હતાં. ઊંચાં આસનોમાં વચ્ચોવચ્ચ પડછંદ કાય દેવદરબાર મઠના મહંત ઓપી રહ્યા'તા. બાજુએ બીજા મહંતો બિરાજ્યા હતા.

અમલ ઘોળાઇ રહ્યાં'તા–પરસ્પર તાણ કરી કરીને અમલિયા લેવાઇ રહ્યાં'તાં.

દેવદરબાર મઠમાં મહંતનું માન અદકેરું હતું. રામપુર–રાજપુર મઠમહંતો યે ઓછા ઉતરતા નહોતા.

રાજપુર મઠમહંત અને રામપુર મઠમહંત આમ તો એક ઝાડની જ બે ડાળ્યું. બંને વાલમગિરિ મહંતના ચેલા. સાથે જ રાજપુર મઠમાં ગુરુ વાલમગિરિ પાસે રહેલા.

પણ વાલમગિરિનાં અન્નજળ પૂરાં થયાં ત્યારે દેહ છોડતાં પહેલાં તેણે બંનેને હક્ક વહેંચી દીધો.

–ત્યારે એકને રાજપુર મઠનું મહંતપદું મળેલું, બીજાને એટલી જ જમીં–જાયદાદ મળી. 'ને તેણે ત્યાં બીજો મઠ બંધાવ્યો. મઠની આજુબાજુ મનખ્ય આવી વસતાં ઇ ગામનું નામ પડયું રામપુર.

આમ એક જ માગની બે ફડચ સમા આ બે મઠ, અને તેના બંને મહંતો.

પણ બંને મહંતોનો ગુરુ એક હોવા છતાં બંનેએ નોખી નોખી માયુંનાં દૂધ પીધાં'તાં, જુદા જુદા કોઠામાં નવ માસ બંનેએ પોષણ મેળવ્યું'તું. ગુરુ એક હોવા છતાં બંનેના સ્વભાવમાં જબ્બર જુદાઈ હતી.

ઉદાર દિલ, સૌમ્ય-શાંત સ્વભાવ અને પરમાર્થી જીવ હોઈ રામપુર મઠમહંતશ્રી રામપુરીજીની ફોરમ ચોમેર ફેલાઇ ગઈ'તી. ઘમંડી અને અદેખા મનવાળા રાજપુર મઠમહંતનાં માન લોકહૈયામાંથી ઘટી ગયાં'તાં.

રામપુર મઠમહંતની વધતી જતી મ્હેક રાજપુર મઠમહંતને ખટકતી'તી. રામપુરીજીની ઉજળી કારકિર્દી રાજપુર મઠમહંતને દઝાડી રહી'તી.

રામપુર મઠમહંતને વગોવવાનો મોકો રાજપુર મઠમહંત શોધી રહ્યા'તા. રાજપુર મઠમહંતના મનમાં સળગતુ વણબોલ્યું વેર રામપુરીજીની ઉજ્જવળ આબરુને રોળવા સાબદું બન્યુ'તું.

અને તે મોકો રાજપુર મઠમહંતને આ ઉત્સવમાં મળી ગયો. અમલથી તરબોળ બનેલ ડાયરાની નજર ચૂકવી રાજપુર મઠમહંતે ડાયરા વચ્ચે પડેલ અમલના બે ગોટા રામપુરીજીના આસન નીચે રાખી દીધા

અને અમલના ગોટા ચોર્યાનું આળ નિર્દોષ રામપુરીજી ઉપર આવી પડયું!...રાજપુર મઠમહંતે આ મોકો ઝડપી ઘા કર્યો:

'...માગ્યા હોત તો બે ના ચાર આપત પણ આમ ચોરી કરીને તો તમે ઓઘડજીનું નામ બોળાવ્યું, રામપુરી બાવા!'

અને રામપુરીજીના અંતરમાં લાહ્ય લાગી. તેનું કુણું હૃદય આ ઘા ન સહી શકયું.

'...મારે અમલની ભૂખ નથી, કોઇએ કાવતરું કર્યું છે બાવા!...ઓઘડજીની આણ્ય મને, જો મેં અમલ-ગોટા ચોર્યા હોય તો!' -રામપુરીજીએ પોતાનો બચાવ કર્યો.

પણ કાવતરા કુશળ રાજપુર મઠમહંત પાછો ન પડયો: 'હવે ઓઘડજીના નામને શીદ અભડાવો છો બાવા!...થાતાં થઇ ગયું તો માફી માગી લ્યો!' -રાજપુર મઠમહંતે માઝા મૂકી.

'ને રામપુરીજીનું રુંવે રુંવું ક્રોધથી કંપી ઊઠયું. હાડેહાડમાં આ આળનું ઝેર રામપુરીજીને વ્યાપી ગયું.

'...હે ઓઘડજી મને રામપુરનું ઝાડવું ય બતાવીશ મા, જો હું નિર્દોષ હોઉં તો!'-દેવદરબાર મઠ મંદિર તરફ શીશ નમાવી રામપુરીજીએ આરાધ્ય દેવ ઓઘડજીનું સ્મરણ કર્યું- અને ચૂંકારો ય કર્યા વિના રામપુર ભણી ભાગવા માંડયા.

અને ગોઢા વટાવી ત્રણેક ખેતરવા આવ્યા હશે. રામપુરીજી ચકરી ખાઇ મોં પર પટકાઇ પડયા. રામપુરીજીનો હૃદય-રામ સ્વર્ગપુરીમાં સીધાવી ગયો!

ત્યારે ગોઢાવાસીઓ મહંતશ્રીના દર્શને ઉમટી પડયા. જાણ થતાં દેવદરબારથી મહંતો અને બાવાઓ રામપુરીજીના પાવન આત્માને ઓળખવા આવી પહોંચ્યા.

રામપુર મઠવાસીઓએ રામપુરીજીના આત્મા વિહોણા દેહને રામપુર મઠમાં વિસામો આપી જ્યાં દેહ પડયો હતો ત્યાં જ સમાધિ દીધી. સમાધિ ફરતો કોટ ચણાવી સમાધિની પૂજામાં તે દિ'થી રામપુરીજીના ચેલાઓ રોકાઇ ગયા.

આજ પણ સો સવાસો વર્ષો પહેલાંની આ વાતને વાગોળતી રામપુરીજીની સમાધિ ગોઢા ગામ પાસે અતૂટ પડી છે. ચોફરતો કોટ તેની રક્ષા કરી રહ્યો છે.

રામપુરીજીએ વસાવેલ રામપુર મઠ અને રામપુર ગામ આજ પણ ઉજ્જવળ અવસ્થામાં મોજૂદ છે. ભૂખ્યા, તરસ્યા, નિરાધારને આ મઠ આજ પણ આશરો આપે છે.

આ પંથકના લોકોને આજ પણ રામપુરીજી ઉપર અતૂટ શ્રદ્ધા છે. રોગ-દોગ, તાવ-તળિયો આવ્યે લોકો રામપુરીજીની ખાંભીની 'માનતા' રાખે છે. અને લોકોની અચળ શ્રદ્ધા કયારેય અફળ જતી નથી.

ડીસા પંથકમાં આવેલા મઠોમાં આજ પણ આ મઠની મહેક મઘમઘી રહી છે.

—વનુભાઇ મેવા



# મનનાં મોતી

કવિ મગનલાલ ચાદલિયા

* હું મારો પથ મારી જાતે જ શોધી લઇશ અને મારા ભાગ્યનું સન્નિર્માણ પણ હું જાતે જ કરીશ

ભોમિયા તરીકે એક ભગવાન બસ છે જગતની જરૂર નથી

* આંખો ફૂટી જવાથી કાંઇ હ્રદયની મલિનતા મરી જતી નથી.

* અમલ વિહોણો આદર્શ એ મરેલાં બાળક જેવો છે આદર્શ એ એક શરીર છે અમલ એ તેનો આત્મા છે, આદર્શોનો અમલ જેટલો પૂર્ણ તેટલો જ તેનો આત્મા બળવાન આદર્શોનું આયુષ્ય આભારી છે તેના અમલને

મરેલું બાળક પણ માતા પિતાને ગમે તેટલું વહાલું હોવા છતા, તેને દફનાવવું જ પડે છે, ન દફનાવે અને સાચવી રાખે તો તે ગંધાઈ ઉઠવાનું જ અમલ વિહોણું-આદર્શ શરીર તેના જન્મદાતાઓને કે ચાહકોને ચાહે ગમે તેટલું પ્રિય હોય, પણ તેને દફનાવ્યે જ છૂટકો આદર્શમાં અમલનો આત્મા ન હોય તો તેની કશી જ કિંમત નથી

અમલ વિહોણો આદર્શ કે આદર્શ વિહિન અમલ એ આત્મા વિહોણા શરીર કે શરીર વિહિન આત્માની પેઠે પ્રેતાવસ્થા જ ભોગવે

* આદર્શોનું પૂર્ણવિરામ, ક્ષિતિજ, કે સિમા ચિહ્ન કદી ક્યાંયે હોઇ શકે નહિ એ તો છે આત્માનો એક અસીમ, અનંત, અણતાગ અને સનાતન સંશોધન, અનુભવ અને સ્વ અમલનો વિષય

આદર્શોનાં સર્જકો, ચાલકો, પાલકો અને સમર્થકો, સર્જન સંચાલન, પ્રસ્થાપન, કે પાલન-ચાલનમાં અપૂર્ણ હોઇ શકે પ્રત્યેક અપૂર્ણતા એ આદર્શપ્રેમી ભાવી પેઢીને પૂર્ણતા ભણી વધુ આગે ધપવાનો વેગ હોય છે

* સમય અને સંજોગો માણસને ભૌતિક ઉન્નતિના શિખર કે અધોગતિની ગર્તામાં જરૂર પહોંચાડી શકે, પણ ઉચ્ચ આત્મીય સંસ્કારોની ખિલવણી અને જાળવણી એ તો માણસને પોતાને જ આધીન છે

* દેવ અને દાનવ એ કોઈ વિભિન્ન શક્તિ કે વ્યક્તિ નથી એ તો ભિન્ન ભિન્ન વૃત્તિઓ જ છે પતન અને અભ્યુદયની નિર્ણાયક અને નિયામક એ જ હોય છે

* કલ્પનાના કિલ્લાનો એકેય ઓરડો, ટાઢ, તાપ, કે વર્ષામાં આશ્રય આપી શકતો નથી. માંદગીમાં તેમાં બિછાનું પણ બિછાવી શકાતું નથી.

* માણસ પોતાનાં ચહેરા ઉપરનો બધો જ મેલ પોતાનાં હૃદય ઉપર લગાડે છે. ચહેરો ખૂબ સુરત બનાવે છે અને હૃદય મલિન બનાવે છે.

* પ્રથમ પગલાંનો સ્વાનુભવ એ જ જ્ઞાન-પૂર્વકનાં બીજાં પગલાં માટેનો જ્ઞાનદીપ.

* પારસમણિના પહાડો નથી હોતા. ક્વચિત જ સદ્‌ભાગ્યે એ પ્રાપ્ત થાય. કલ્યાણ-મયી દૃષ્ટિનો ઉદય થતાં જ વિશ્વ અને વ્યક્તિ ઉભયનું આપત્તિમય તિમિર ટળી જાય છે. જીવન પાવન કરે તેવું દિવ્ય જ્ઞાન અને જ્ઞાન-મય જીવન એ જ પૃથ્વિલોકનો પારસમણિ છે.

* વિશ્વમાં એક પણ પરમાણું એવું બાકી નહિ રહે કે જેને પોતાનાં લાયકનાં સ્થાને સ્થાપિત કરવામાં ન આવે.

* આપણા પ્રત્યેનું સામી વ્યક્તિનું વર્તન તે આપણા જ પોતાના વર્તનનો પડઘો અથવા પડછાયો છે.

* જન્મ-સ્થાન

વિનાશનું જન્મ-સ્થાન વિલાસ છે.
વિલાસની જનેતા વાસના છે.
અને વાસના અજ્ઞાનનું ફરજંદ છે.

* માણસને દશ રીતે વશ કરી શકાય છે:

ક્રોધથી વશ કરીને,
સત્તાથી દબાવીને,
શેહમાં શરમાવીને,
ભેદમા ભરમાવીને,
છળથી છેતરીને,
લાલચમાં લપટાવીને,
મોહમાં ફસાવીને,
ગરજનો ગેરઉપયોગ કરીને,
સ્વાર્થમાં સપડાવીને,
અને પ્રેમથી જીતીને.

* સદાચારનો ધોરી માર્ગ ચુકેલ મુસાફર ઉપદેશનાં અડાબીડમાં અટવાયા કરે છે.

---

## આશાનો દોર

આર્ટિક ધ્રુવના શોધક રિઅર-એડમિરલ ડોનાલ્ડ મેક્મિલનના જીવનની એક રસિક ઘટના છે.

ઉત્તર ધ્રુવની શોધ માટે આ મહાન સાહસિક વીરે સંખ્યાબંધ સફરો ખેડી છે. એવી એક દૂર ઉત્તરની સફર માટે આ સાહસિક માણસ તૈયારી કરતા હતા, એવામાં તેમના એક અજ્ઞાત ચાહક તરફથી તેમને એક બીડેલો પત્ર મળ્યો. પત્ર પર આટલી સૂચના સ્પષ્ટ અક્ષરોમાં લખેલી હતી: "જ્યારે આશાનું એકેય કિરણ ન રહ્યું હોય ત્યારે આને ખોલજો.'

આ પત્ર લગભગ પચાસ વર્ષ જૂનો થવા આવ્યો છે, છતાં હજુ તેને ખોલવામાં આવ્યો નથી. આ પત્ર સંબંધમાં સાહસવીર મેકમિલને લખ્યું છે: 'કોણે આ પત્ર લખ્યો હશે, અને તેમાં શું લખ્યું છે, એ જાણવા હું કદી અધીર બન્યો નથી. કુદરતની કૃપા છે કે પત્રમાં નિર્દેશેલી સ્થિતિ હજુ સુધી મારા ભાગ્યે આવી નથી.,

—શિવસુંદરમ

'જગતનો નિયામક કોઈ ઈશ્વર છે એ સત્યનો કેવળ ઈશારો જ મનુષ્યબુદ્ધિ આપી શકે ' —હેમિલ્ટન

# પ્રેરક પ્રસંગો

## ૧ ત્રાજવે ત્રાજવે ફેર

રચનાત્મક પ્રવૃત્તિનુ મહત્ત્વનુ કેન્દ્ર બની રહેલા આશ્રમની મુલાકાતે આવતા એક આગેવાનને લેવા માટે સંસ્થાના સંચાલક રેલવે સ્ટેશને જઈ પહોચ્યા સમયસર રેલગાડી આવી પહોચી સચાલકે મહેમાનનુ સ્વાગત કર્યુ થોડો થોડો સામાન વહેચી લઇ બન્ને સ્ટેશનની બહાર નીકળ્યા

'આશ્રમ અહીંથી એકાદ માઈલ દૂર છે ઉનાળાનો તાપ છે ઘોડાગાડી કરી લઇએ ' સ્ટેશનના પગથિયા ઉતરતા ઉતરતા આશ્રમના સચાલકે અતિથિને ઉદ્દેશીને કહ્યુ

'એકાદ માઈલનુ જ અતર હોય તો ઘોડાગાડીની જરૂર નથી એટલું ચાલવામા તો આનદ આવશે અતિથિએ ખભે સરખી રીતે બગલથેલો ગોઠવતા ગોઠવતા જવાબ આપ્યો

બન્ને જણા ખરે બપોરે ઉનાળાના ધોમ તડકામા આશ્રમ ભણી ચાલવા લાગ્યા

થોડી વારમા સ્ટેશનેથી ઉતારૂઓને લઇને પાછળ આવતી ઘોડાગાડી એમને આબી ગઇ ઘોડાગાડીમા બે જ ઉતારૂઓ બેઠા હતા ઘોડાગાડીવાળો હુસેન મહેમાનોને મૂકવા લેવા અવાર નવાર આશ્રમમા જતો, એટલે આશ્રમના સચાલકને એ સારી રીતે ઓળખતો હતો ખરે બપોરે, ખભે સામાન ઉપાડીને મહેમાન સાથે એમને ચાલ્યા જતા જોઇને હુસેને ગાડી ધીમી પાડતા પાડતા કહ્યુ 'તડકામા શુ કામ દુખી થાવ છો? ગાડીમા જગ્યા છે બેસી જાઓ '

'દુખી થતા હોત તો તો જરૂર ગાડીમા બેસી જાત, હુસેન' પણ આટલુ ચાલવામા તો આનદ આવે. હમણા પહોચી જઇશુ ' આશ્રમના સચાલકે માથા ઉપર મૂકેલો ટુવાલ ઠીક કરતા કરતા ઘોડાગાડીવાળાને જવાબ આપ્યો 'જેવી તમારી મરજી' કહીને હુસેને ગાડી આગળ લીધી ગાડીમા બેઠેલા ઉતારૂઓ પૈકી એક બોલતા સભળાયા 'આખા પરગણામા ઉપાડચા ઉપડતા નથી પણ છે જરાય મોટપ? માથુ ફાડી નાખે એવો તડકો છે શરીર બાળી નાખે એવી લૂ ફૂકાય છે છતાય ગાડીમા બેસવાને બદલે ખભે સામાન ઉપાડીને ચાલ્યા જાય છે આનું નામ સેવા અને આનું નામ તપશ્ચર્યા ઉતારૂઓની વાત સાભળી ને અતિથિ મરક મરક હસી રહ્યા

થોડી વારમા હુસેનની ગાડી આગળ નીકળી ગઇ આશ્રમના સચાલક અને અતિથિ થોડુ આગળ ચાલ્યા હશે ત્યા સામેથી પૂરપાટ દોડી આવતી ઘોડાગાડી મળી તાપથી રક્ષણ મેળવવા માટે માથે ટુવાલ દાબીને મહેમાન સાથે ચાલ્યા આવતા અને પરસેવે નીતરી રહેલા આશ્રમના સચાલકને ઘોડાગાડીવાળો રહેમાન ઓળખી ગયો ગાડી ધીમી પાડતા પાડતા એ બોલી ઊઠચો તમને તો દુખી થવાની ટેવ છે પણ આવે ખરે તડકે મહેમાનને શીદ દુખી કરો છો? ઘડીક છાયે ઊભા રહો હમણા પેસે જરને સ્ટેશને મૂકીને પાછો આવી પોચુ છુ '

ના ના રહેમાન આશ્રમ તો હવે સાવ ઢુકડો છે હમણા પહોચી જઇશુ ' આશ્રમના સચાલકે ટુવાલથી કપાળ ઉપરનો પસીનો લૂછતા લૂછતા કહ્યુ

તમને ભાડાનો લોભ હોય તો જે આપશો એ લઈ લઇશ પણ છતી ગાડીએ તડકામા દુખી શુ કામ થાવ છો? હમણા આવી પહોચુ છુ 'રહેમાને ગાડી ઉતાવળી દોડાવવા માટે ઘોડાને ચાબુક ફટકારતા ફટકારતા કહ્યુ

'ભાડાનો સવાલ નથી પણ હવે તો આશ્રમે પહોચવા આવ્યા તુ તારે બીજા ઉતારૂ મળે તો લઇને જ નીકળજે ઉતાવળ કરીશ નહી ' દોડવા માડેલી ગાડીમાથી પાછુ વાળીને જતા રહેમાનને આશ્રમના સચાલકે ઊચો હાથ કરી ઊચા અવાજે જવાબ આપ્યો

રહેમાનની ગાડીમાં બેઠેલા દેતારૂઓ બોલતા સંભળાયા 'ભાઈ એ તો ગાંધીવાળો લોભ લોભનો અવતાર ચમડી તૂટે પણ દમડી ન છૂટે એમની પાસેથી કોઈ ખાટી જાય એ વાતમાં માલ નહીં '

ઉતારુઓની વાત સાંભળીને આશ્રમના સંચાલક મરક મરક હસી રહ્યા '

—પ્રવાસી

## ૨. વિજયને આરે

આખી કપિલવસ્તુ નગરી આજ પાસેના ઉપવનમાં ઉમટી હતી આજ કપિલવસ્તુના યુવકોને અતિપ્રિય એવી રથસ્પર્ધા આયોજાઈ હતી યુવકો પોતપોતાના રથ અને અશ્વ શણગારીને ઉપવનના વિશાળ મેદાનમાં હાજર થઈ ગયા હતા વસ્ત્રકુટિરોમાં પ્રેક્ષકોનો મહેરામણ ઉછળી રહ્યો હતો

આ સ્પર્ધામાં યશોધરાપુત્ર રાહુલે પણ ભાગ લીધો હતો એનો અશ્વ કપિલવસ્તુમાં શ્રેષ્ઠ ગણાતો એના રથને ઉત્તમતાનું બિરુદ મળ્યું હતું એવા રથ અને અશ્વવાળો રાહુલ સ્પર્ધામાં હારી ગયો નતમસ્તકે એ ઘેર પહોંચ્યો એટલે યશોધરાએ એને પૂછ્યું 'કેમ રે રાહુલ! શું થયું? ચૂપ કેમ છે? તારા ઘોડા તો સર્વશ્રેષ્ઠ હતા તું હાર્યો એ જ આશ્ચર્ય!'

રાહુલે તેણે નીચા દાગીને જવાબ વાળ્યો મા! હું સહુથી આગળ થઈ ગયો હતો પણ પેલા અમરિષ પોતાના ઘોડાને ખોટી રીતે દોડાવતો હતો મેં એને એ વિષે ચેતવ્યો. ત્યાં મારા રથનો વેગ થોડો ધીમો પડયો ને ગોપાલ પહેલો થઈ ગયો હું હારી ગયો '

જીવનની વ્યાપક સ્પર્ધામાં પણ પોતાની ગતિ તરફ ધ્યાન ન રાખતા બીજાની ગતિનો ને વિકાસનો વિચાર કરીને વણમાગ્યું ડહાપણ આપનારા કેટલા માણસો આમ વિજયને આરે આવીને પરાજિત થતા હશે' એ પરાજિતતાની વાત એમને કોણ સમજાવે?

—પ્રકાશ ગજ્જર

## ૩. ચૈતન્યદેવની ત્યાગભાવના

શ્રી ચૈતન્ય મહાપ્રભુ જ્યારે ગૃહસ્થ ધર્મ પાળતા ત્યારે તમનું નામ નિમાઇ પંડિત હતું એક દિવસની વાત છે તેઓ એક હોડીમાં ગંગાપાર જઈ રહ્યા હતા તેમની સાથે તેમના મિત્ર રઘુનાથ પણ હતા. બન્નેને ભારે દોસ્તી બન્ને જિગરજાન દોસ્તો હતા વાતો કરતા કરતા સમય પસાર થઈ રહ્યો હતો તે અરસામાં જ નિમાઈ પંડિતે ન્યાયશાસ્ત્રનો એક મોટો ગ્રંથ લખ્યો હતો ને તે પણ તેમની સાથે જ હતો વાતવાતમાં એ મહાન્ ગ્રંથની વાત પણ નીકળી રઘુનાથે એ ગ્રંથ વાંચી સંભળાવવા નિમાઇ પંડિતને વિનતી કરી

નિમાઇ તો ભારે વાચનરસિયા હતા તેઓ તો ખુશી ખુશી થઇને પોતાના ગ્રંથમાંથી વાંચી સંભળાવવા લાગ્યા જેમ પાના વંચાતા ગયા તેમ તેમ રઘુનાથના મુખ ઉપર નિરાશાના વાદળો છવાતા ગયા છેવટે રઘુનાથથી ન જ રહેવાયું ને તે તો ડુસકે ડુસકે રડવા લાગ્યા નિમાઇ પંડિતને તો ભારે નવાઈ લાગી રે રઘુનાથ રડે છે શા માટે? મારા આ ગ્રંથમાં તો એવી કોઈ વાત આવતી નથી કે તમારે રડવું પડે' નિમાઇ પંડિતે રઘુનાથને તેના રડવાનું કારણ પૂછ્યું ત્યારે રઘુનાથ અતિકરુણ સ્વરે બોલ્યા ભાઈલા' મેં ભારે મહેનત કરીને 'દીધીતિ' નામનો એક ગ્રંથ લખ્યો છે હું તો ધારતો હતો કે ન્યાયશાસ્ત્રના જ્ઞાનના ગ્રંથોમાં મારો આ ગ્રંથ જ સર્વશ્રેષ્ઠ છે, પરંતુ તમારો આ સુંદર ગ્રંથ જોઈને મારી બધી આશા ઉપર પાણી ફરી વળ્યું છે તમારા આવા સુંદર ગ્રંથ આગળ મારા એ ગ્રંથનો હવે કોણ ભાવ પૂછવાનું છે ભલેને મેં ઘણી મહેનત કરીને તે લખ્યો હોય ને હું મારા મનથી મોટાઈ માનતો હોઉં ને ખાંડ ખાતો હોઉં આવા વિચારોથી ને મનોવ્યથાથી હું રડી પડયો હતો કે મારું હૃદય પણ રડી રહ્યું છે'

નિમાઇ પંડિત તો જોરથી ખડખડાટ હસી પડ્યા 'અરે દોસ્ત! એવી જ વાત છે ને મારી આ સામાન્ય પોથી જોઈને આવો બધો ખેદ જાગ્યો? તારા સુખ ને આનંદને ખાતર તો હું મારા પ્રાણ પણ આપવા તૈયાર છું તો માગી આ સામાન્ય પોથીની તે શી વાત છે' લે હમણાં જ હું એનો નાશ કરી દઉં છું' એમ કહેતા કહેતા તો નિમાઇ પંડિતે પોતાના એ મહાગ્રંથના પાના એકે

એક કરીને બધા જ ગંગાજીના પ્રવાહમાં વહાવી દીધા! નિમાઈ પંડિતના એ જગપ્રસિદ્ધ પુસ્તકની એમને મન મિત્રના મનદુઃખ આગળ કશી વિસાત જ નહોતી. તેમણે ટેટનો બધો પરિશ્રમ કરેલો પણ પોતાના મિત્રના મનદુઃખને શમાવવાને તેની નિરાશા દૂર કરવા તેમણે પોતાની એ સુંદર પોથી ગંગામૈયાને ચરણે ધરી દીધી ને મિત્રના ચિત્તને શાંતિ થાય તેવું પુણ્ય કર્તવ્ય બજાવ્યું. તેનો આનંદ તેમને મન ઘણો ઘણો હતો. અને તે પોથીના પાના નાચતા કૂદતા ગંગાના અનંત પ્રવાહ સાથે ચૈતન્યની એ નિમાઈ પંડિતની મહાન કીર્તિની ગાથા જાણે ગાઈ રહ્યા ન હોય તેમ તેના તરંગે તરંગે તાલ દેતા ચૈતન્યદેવની અદ્ભુત ત્યાગકથા ગાતા ગાતા વહી ગયા. વર્ષો વીતી ગયા છે પણ મહાપ્રભુ ચૈતન્યદેવના અદ્ભુત ત્યાગની આ ગાથા અનેક માનવીઓ ને ભક્તોને માટે ચિત્તપાવન કરનારી છે.

પંડિત રઘુનાથ તો નિમાઈ પંડિતના–ભાવિ ચૈતન્ય મહાપ્રભુના ત્યાગની આ પરાકાષ્ઠા જોઈ જાણી ને અનુભવીને તેમના ચરણોમાં આળોટી પડ્યા. ધન્ય પ્રભો! ચૈતન્ય દેવ! ને ધન્ય તમારી આ ત્યાગભાવના, અમારા જીવનમાં તે ઉતરો! ચૈતન્ય મહાપ્રભુના આવા અનેક વધુ પ્રેરક પ્રસંગો વાંચવા–જાણવા ને સમજવા માટે તો વાચકે 'ચૈતન્ય મહાપ્રભુના ત્રણ ગ્રંથોનું અધ્યયન કરવું ઘટે છે.

—વ્યબકલાલ મા૦ શુકલ

## ૪. માટીનો મહેલ–સોનાની ઝૂંપડી

ઈરાનમાં એક બાદશાહ થઈ ગયો એનું નામ હતું નૌશેરવાન. નૌશેરવાન ભારે ગુણવાન, દયાળુ અને ન્યાયી. પ્રજાના દુઃખે દુઃખી અને પ્રજાના સુખે સુખી.

એણે એક મોટો મહેલ બંધાવ્યો. કળા કારીગરીથી શોભતો મહેલ. મહેલના મિનારે સોનાના કળશો. ઝરુખે ઝરુખે રૂપાના છત્ર. બારીઓ બિલોરી કાચે મઢી. ફરસો આરસપહાણથી ઘડી.

બાદશાહનો મહેલ એટલે પૂછવું જ શું!

મહેલ જોઈ સૌ રાજી થાય. બાદશાહે લોકોને જોવા માટે મહેલ ખુલ્લો મૂક્યો. ગરીબ આવ્યા, તવંગર આવ્યા, અમલ આવ્યા, પંડિત આવ્યા. સૌએ વખાણ કર્યાં. પણ એક પંડિતે વખાણ ન કર્યાં. રાજાએ તે પંડિતને પૂછ્યું:

'કેમ, મહેલમાં કાંઈ ખામી લાગી?'

પંડિતે ખચકાતા મને કહ્યું:

'ના ના મહેલમાં તો કાંઈ ખામી નથી. પણ.. પણ આ મહેલની બાજુમાં ઝૂંપડી છે તેથી મહેલની રોનક બગડી ગઈ છે.'

બાદશાહ બોલ્યો:

'વાત તો સાચી છે. પણ થાય શું? એ ઝૂંપડીમાં એક ડોશી રહે છે. મેં મહેલ બંધાવતા પહેલા, ડોશીને ખૂબ સમજાવી કે, ડોશીમા માગો એટલા પૈસા આપું. આ ઝૂંપડીને બદલે બીજે ઠેકાણે મોટી હવેલી બંધાવી આપું. પણ ડોશી એકની બે ન થઈ. એ તો કહે, "ભલી મારી ગરીબી ને ભલી મારી ઝૂંપડી. નથી જોઈતું ધન કે નથી જોઈતી હવેલી! તું તારા મહેલમાં રહે, હું મારી ઝૂંપડીમાં રહું."'

આ સાંભળી પંડિત હસવા લાગ્યો. તે બોલ્યો:

'ખરેખર ડોશી ગાંડી લાગે છે. બને એ ધનની પરવા ન કરે. પણ રાજાનુંય માન ન રાખે?'

'ચાલો રાજાજી! આપણે એને ફરી સમજાવીએ.'

રાજા અને પંડિત ગયા ડોશી પાસે. ડોશીએ બન્નેને આવકાર આપ્યો. પંડિત મીઠી વાણીથી બોલ્યો:

'ડોશીમા તમે તો રાજાના પાડોશી છો. ભાગ્યશાળીને જ આવો સારો પાડોશ મળે! રાજા મહેલમાં રહે છે. તમે ઝૂંપડીમાં રહો છો. મહેલ જોઈ બધા મલકાય છે ને ઝૂંપડી જોઈ સૌ છી.. છી કરે! આવું તે કેમ ખમાય?

'રાજા કહે છે તો માની જાવ. ઝૂંપડી મટીને મહેલ થશે, ગરીબી અને દળદર જશે. ઘડપણમાં સુખ મળશે. બાદશાહને પણ આનંદ થશે.'

ડોશી ધીમેથી બોલી: 'વાહ ભાઈ વાહ શું તમે ઘરડા નથી થવાના! મને તો ઘડપણમાં પણ આનંદ છે. જાત–મહેનતથી કમાઉં છું ને રોટલા ઘડીને ખાઉં છું. એમાં ગરીબી શી ને દુઃખ શું!

'રહી ઝૂપડીની વાત એ તો હુ કદી નહી છોડુ હુ આ ઝૂપડીમા જન્મી છુ ને એમા જ મરીશ'

'બાદશાહનો મહેલ અમર રહે મારી ઝૂપડી સલામત રહે મારે નથી વેચવી ઝૂપડી કે નથી જોઇતો મહેલ પણ બાદશાહ' હુ તો તારો મહેલ જોઇને રાજી થાઉ છુ શુ તુ મારી ઝૂપડી જોઇને રાજી નથી થતો, કે તુ આમ વારવાર તે લઇ લેવાની અને તોડી નાખવાની વાત કરે છે?'

ડોશીની વાત સાભળી બાદશાહ અને પડિત સ્તબ્ધ જ થઇ ગયા શુ બોલે? એ તો આ યા તેવા પાછા ગયા

દિવસો પર દિવસો વીતતા ચાલ્યા પણ ધીમે ધીમે મહેલની રોનક ઘટવા લાગી સોનાના કળશો અને રૂપાના છત્રો ઝાખા પડયા આરસપહાણની ફરસો ફીકી પડી. દિવાનો કાળી અને મહેલ ફિક્કો બાદશાહના નોકરોએ આનું કારણ શોધ્યુ

કે ડોશીમા સાજ-સવાર રસોઇ કરે છે તેનો ધુમાડો મહેલમા આવે છે તેથી મહેલ કાળો પડે છે

નોકરોની આ વાત સાભળીને બાદશાહે હુકમ કર્યો

'ડોશીને રોજ મહેલમાથી જમવાનુ મોકલવુ બસ પછી ડોશી રસોઇ બનાવે નહી ને ધુમાડો થાય જ નહી!'—રાજાના ઘરનુ જમણ એટલે પૂછવુ જ શુ? મેવા મીઠાઇને લાપસી'

પણ ડોશીએ તો ચોખ્ખી ના પાડી દીધી તેણે કહ્યુ

'રાજાના ઘરના પકવાન કરતા મારો સુકો રોટલો સારો પારકુ ધાન મને ન ખપે. મારા હાથ-પગ સાજા છે સિત્તેર વર્ષની થઇ પણ કદી કોઇનુ મફતનુ ખાધુ નથી અને મરતા સુધી ભગવાન કોઇની ઓશિયાળી ન બનાવે'

બાદશાહે ડોશીની વાત જાણી પણ તે કાઇ જ ન બોલ્યો તે ધારે તો બળજબરીથી ડોશીની ઝૂપડી તોડાવી શકે અને ડોશીને મારી પણ મૂકે પણ આ તો સાચો રાજા હતો પ્રજાનો પાલક હતો ન્યાયી અને દયાળુ હતો તેણે ડોશી ની ઝૂપડી સલામત રાખી

એના મનમા તો ઉલટુ ડોશી પ્રત્યે માન ઉપજ્યુ 'ડોશી કેવી સ્વમાની અને સાચા દિલની છે? એણે પારકુ ધન તુચ્છ ગણ્યુ પારકુ અન્ન પણ ન લીધુ. પોતે રળે ને જાતમહેનત કરીને જીવે. કેટલી મહાનતા!'

આમને આમ વરસો વીતી ગયા

હવે તો ડોશી મરણ પથારીએ પડી બીલકુલ ઊઠી શકાતુ ન હતુ ડોશી ઘડી બે ઘડીની મહેમાન હતી બાદશાહને આ વાતની ખબર પડી છેવટે પોતે એક પાડોશી હતો એમ જાણી, બાદશાહ ડોશી પાસે ગયો બાદશાહને જોતા ડોશી બોલી

'શુ મારી ઝૂપડી લેવા આવ્યો છે? હજી હુ જીવતી છુ'

બાદશાહની આખમા આસુ આવ્યા તે ડોશીને પગે પડયો ને બોલ્યો

'ના મા તારા જીવતા જીવત ઝૂપડી ન લીધી તે શુ મરતી વખતે લઇશ? મારા મહેલની રોનક ખાતર ઝૂપડી તો શુ એનુ તરણુ પણ આઘુ પાછુ નહી થાય

'મારો મહેલ તો માટીનો છે એ એક દિવસ ધૂળ ભેગો થવાનો છે પણ મા, તારી ઝૂપડી તો સોનાની છે, એના તરણે તરણા પર તારી સચ્ચાઇ અને મહેનત છે એને હુ જીવીશ ત્યા સુધી જાળવીશ'

આ સાભળી ડોશીની આખો હસી ઊઠી તેની આખોમાથી હર્ષના આસુ વહેવા લાગ્યા તે બોલી

'દીકરા, તુ સાચો બાદશાહ છે ભગવાન તારી કીર્તિ અમર રાખે ગરીબોને મન બીજાના મહેલ કરતા, એની પોતાની ઝૂપડીની કિંમત અનેક ગણી છે—ત તે બરાબર જાણ્યુ છે ભગવાન તારુ રાજ અખડ રાખે'

આટલુ બોલી રહી ત્યા તો ડોશીની આખો ઝૂપડીની છત પર મડાઇ રહી. એનો પ્રાણ ઊડી ગયો.

બાદશાહે ડોશીની અતિમ ક્રિયા પોતાના હાથે જ કરી ડોશી મરી ગઇ પણ એની ઝૂપડી ત્યા જ રહી

મહેલ અને ઝૂપડી રાજા અને રક એકબીજાના પાડોશી! કેટલુ અસભવિત? છતા સત્ય!

બાદશાહે જીવતા સુધી ઝૂપડીની બરાબર સભાળ રાખી આજે પણ લોકો બાદશાહની ઉદારતાની અને ન્યાયની વાતો કરે છે પેલી સોનાની ઝૂપડીના વાતથી ડોશીને પણ યાદ કરે છે

—નાથુભા જાદવ

[ સફળતાનુ શિખર સર કરવાનુ સાધન ]

# આત્મવિશ્વાસ

અનંત વ્યાસ 'સ્મિત'

આજકાલ અનેક વિધ રોગોમા સૌથી વિશેષ પ્રમાણમા પ્રસરી રહેલો એક ભયંકર રોગ છે, કે જે આપણા યુવક સમાજને નિરાશા, નિરુત્સાહ અને પતન ભણી દોરી રહ્યો છે તનના રોગોને માટે તો અનેકવિધ દવાઓ, પેટંટો બજારમા વેચાય છે પરતુ આ તનનો રોગ નથી પણ મનનો છે, અને તેની દવા બજારમા કેમિસ્ટોની દુકાનો પર મોમાગ્યા દામ આપવા છતા ય મળી શકતી નથી આ ભયંકર રોગ છે આત્મવિશ્વાસના અભાવનો આપણા અનેક શક્તિશાળી યુવાનોના સાહસ ખમીર, ચેતના અને આશાઓને નષ્ટ કરી તેને પગુ બનાવી રહ્યો છે

આજે અનેક યુવકો માનસિક દુર્બળતાને કારણે પીડા ભોગવતા જોવા મળે છે. તેઓના મુખ પર નથી ઉત્સાહની ઝલક, આખમા નથી પ્રસન્નતા, હૈયામા હામ નથી, વિચારોમા સ્થિરતા નથી તનમા તાકાત નથી કોઈ પણ કાર્ય કરવા માટે તેઓ હિંમત પૂર્વક આગળ આવી શકતા નથી તેમનામા પોતાની શક્તિ માટે વિશ્વાસ જ નથી

આ માનસિક દુર્બળતાના કેટલાક કારણોમાનુ એક છે, ભાગ્યવાદીતા આ ભાગ્યવાદીતાએ આપણા મોટા ભાગના યુવક સમાજને એકદમ ભીરુ, નિરાશ, હતોત્સાહી અને પાંગળો તથા નિષ્ક્રિય બનાવી દીધો છે જ્યા સુધી યુવકોના મનની આ સ્થિતિ સુધરે નહી ત્યા સુધી આપણો રાષ્ટ્ર ઉન્નતિ કરી શકશે નહી. જે નવી પેઢીના હાથમા આપણા દેશનુ ભાવિ રહેલું છે, તે ભાવિ રાષ્ટ્ર-વિધાતાઓ જ નિરુત્સાહી અને પગુ હોય તો દેશની સ્થિતિ કેમ કરીને સુધરે?

ભાગ્યવાદીઓ એમ જ માને છે, કે અમારા ભાગ્યમા જેવુ લખાયેલુ હશે તેમ થશે કોઈ કાર્યમા તેમને નિષ્ફળતા મળે તો ત્યારે પણ તેઓ ભાગ્યનો જ દોષ કાઢે છે, કોઇ સારી નોકરી ન મળે તો કહેશે કે ભાગ્ય જ ખરાબ છે આવુ ભાગ્યવાદીપણું માણસને નિષ્ક્રિય બનાવી દે છે, પુરુષાર્થ, શ્રમ, અને હિંમતથી વિમુખ બનાવી તેને એકદમ બેકાર બનાવી દે છે

ઉપરાઉપરી મળતી નિષ્ફળતા પછી માણસ માની બેસે છે કે, મારા ભાગ્યમા નથી અને તેથી હુ સફળ થઇશ નહી તેની આવી માનસિક ખામી તેને વધારે વખત પ્રયત્ન કરતા રોકીને બેકાર બનાવે છે આવો માણસ સૌના માટે બોજારૂપ બની જાય છે તેને પોતાનુ જીવન પણ અકારુ અને ભારરૂપ થઇ પડે છે પરિણામે કેટલીક વખત યુવકો આત્મહત્યા કરવા પ્રેરાઈ જાય છે

સૌથી પ્રથમ તો આવા માણસોના મગજમાથી ભાગ્યવાદીતાનુ ભૂત કાઢવુ જરૂરી છે તેને નિષ્ફળતા મળે ત્યારે નિરુત્સાહી ન થવા દેતા સતત પ્રોત્સાહન આપી તેનામા આત્મવિશ્વાસ પ્રગટાવવો આવશ્યક છે

નાનકડુ બાળક શરૂ શરૂમા જ્યારે ચાલતા શીખે છે ત્યારે તે પડે છે, વળી ઊભુ થાય છે વળી પડે છે વળી ઊઠે છે અને આગળ ડગ ભરે છે અનેક પ્રયત્ન પછી તે પોતાના પગ પર ચાલવા જેટલી સ્થિરતા અને કુશળતા પ્રાપ્ત કરે છે, ત્યારે તેનો ઉત્સાહ કેટલો બધો જણાય છે? પોતે મેળવેલી સફળતા તરફ ઘરના વડીલોનુ ધ્યાન દોરવા તે હાસ્ય અને ઉત્સાહભરી ચીસોથી ઘરને ગજવી મૂકે છે અને તેની સફળતાને આપણે અભિનંદીને પ્રેમથી તેને ઉંચકીને પ્યાર કરીએ છીએ ત્યારે પોતે મેળવેલી સફળતાની પ્રસન્નતા તેના મુખ પરના ઉત્સાહ અને કિલકિલાટ હાસ્યમા સ્પષ્ટ વરતાઇ આવે છે

માણસ પોતાના કાર્યમા એકવાર નિષ્ફળ જાય તો તેણે ફરીથી પ્રયત્ન કરવો જોઇએ, બીજીવાર, ત્રીજીવાર અનેકવાર પ્રયત્ન કરવા પછી અંતે તે જરૂર સફળતા મેળવવાનો જ પણ તે માટે તેનામા આત્મશ્રદ્ધા જોઇએ, હિંમત અને સાહસ જોઇએ

વિચારોમાં દૃઢતા જોઈએ, ધ્યેય સિદ્ધ ન થાય ત્યાં સુધી જંપવું નહીં, એવો મક્કમ નિર્ધાર જોઈએ અખૂટ શ્રદ્ધા, સતત પરિશ્રમ, દૃઢ નિશ્ચય અને મજબૂત મનોબળ જ માણસને સફળતા અપાવે છે મુશ્કેલીઓથી ડરનારા, સંકટોની શંકાથી નિરાશ થનારા, અનિશ્ચિત મનના–ડગુમગુ વિચારધારાવાળા માણસો ક્યારેય પોતાના કાર્યમાં સફળ થતા નથી

છેક બચપણથી જ બાળકમાં આત્મવિશ્વાસના બીજ રોપવા જોઈએ

શાળામાં ભણતું બાળક ગણિતમાં નબળું જણાય તો તેને ઠપકો આપવાથી કશું વળે નહીં તેની રુચિ જાણીને તેને રુચે એવી રીતે જો ગણિત શીખવવામાં આવે તો તે જરૂર ગ્રહણ કરશે. એવે સમયે શીખવનારમાં ધીરજ અને શાંતિ હોવા જરૂરી છે બાળક એક વખત, બે વખત કે વધારે વખત ભૂલો કરે ત્યારે પણ શીખવનારે ધીરજ ખોઈને બાળકને શીખવવાનું છોડી દેવું જોઈએ નહીં તેમજ કંટાળીને, 'તારામાં અક્કલ જ નથી તું ક્યારેય ગણિત શીખી શકીશ નહીં ' આવા નિરાશાજનક શબ્દો કહીને બાળકના ઉત્સાહને તોડી પાડવો ન જોઈએ એથી તો બાળક ખરેખર એમ જ સમજી બેસે છે કે વડીલ અથવા શિક્ષક કહે છે તેમ–'મારામાં આવડત જ નથી આ વિષય હું શીખી નહીં જ શકું ' અને બાળકના મનમાં આવા વિચારો બેસી પછી તે ક્યારેય ગણિતને હાથ નહીં અડાડે તેનામાં આત્મવિશ્વાસ રહેશે નહીં તે પોતાને ગણિત શીખવા માટે અશક્ત સમજી બેસશે પરિણામે ગમે તેટલા ઉપાય કરવા છતાં પણ તમે તેને ગણિત શીખવી નહીં શકો પરંતુ બાળક ભૂલો કરે ત્યારે તેના આત્મવિશ્વાસને તોડી પાડવાને બદલે, તેના ઉત્સાહને ભાંગી નાખવાને બદલે તેને ઉત્સાહ આપવા પ્રયત્ન કરવો જોઈએ 'વાહ! તું તો હોશિયાર છો! તને તો આ આવડી જ જશે. તું જરૂર ગણિત શીખી શકીશ એક જરાક જ ભૂલ કરે છે પણ વાંધો નહીં, એ તો મહેનતથી સુધરી જાય તેવી છે ' આવા શબ્દોથી બાળકનો વિશ્વાસ વધે છે પોતે ગણિત શીખી શકશે, તેની આત્મશ્રદ્ધા તેનામાં પ્રગટે છે ગણિતનો વિષય પોતે ધારે છે તેવો અઘરો નથી; એવી માન્યતા તેને ઉત્સાહિત કરે છે અને વધારે ચીવટપૂર્વક, ઉત્સાહ અને આત્મશ્રદ્ધા સાથે તે ગણિત શીખે છે

આમ માણસને જે બાબતમાં નિરાશા જણાય ત્યાં તેને ઉત્સાહ આપતા રહો તેનામાં આત્મવિશ્વાસ પ્રગટાવો, તેની નજીવી સફળતાને પણ ખૂબ ખૂબ પ્રસંશો, પરિણામે તે ઉત્સાહભેર પોતાનું કાર્ય શરૂ રાખશે

બચપણથી જ વડીલોના દુર્વ્યવહાર અને વાતવાતમાં તેને ઉતારી પાડવાની તેમની નીતિને કારણે બાળકમાં નિરાશા, અશ્રદ્ધા અને ભીરુતા જાગે છે. પોતે આ કામ કરશે અને પોતાથી નહીં થાય તો કોઈ ટીકા કરશે તો? કોઈ પોતાની ભૂલ બદલ ઠપકો આપશે તો? કોઈ પોતાની ભૂલ થાય તો મજાક કરશે તો? આવી શંકાઓ અને ભય તેને નવું કાર્ય હાથ પર લેતા રોકે છે બાળક સતત એમ જ વિચારે છે, કે પોતાનામાં કશી જ આવડત નથી, કશી જ બુદ્ધિ નથી, કોઈ શક્તિ નથી માનસ પર આવા હીનભાવની છાપ તેની ઉંમર વધવા છતાંય રહે છે પરિણામે બચપણમાં વડીલો દ્વારા તિરસ્કારાયેલો, તેના દરેક કાર્યની કડક આલોચના થઈ હોય તેવો એ બાળક મોટી ઉંમરે પણ કોઈ કાર્યમાં સ્વતંત્રપણે ઝંપલાવતા અચકાશે તે કોઈની પાસે પોતાના મંતવ્યો રજૂ કરી નહીં શકે, એ ભયે કે, વખત છે ને પોતાના મંતવ્યો ખોટા હોય તો પોતે ઉપહાસને પાત્ર બની જાય અને આવી અશ્રદ્ધા અને પારકાની ટીકાનો ભય તેને પોતાના વિચારો જાહેરમાં કોઈની સમક્ષ પ્રગટ કરતા રોકે છે પરિણામે એ બાળક માત્ર નિરાશા, ભય, અશ્રદ્ધા અને અનિશ્ચિત વિચારોનું પ્રતીક બની રહે છે

જેનામાં આત્મવિશ્વાસનો અભાવ હોય છે, જેને પોતાની શક્તિ પર વિશ્વાસ નથી, તે માણસ કોઈ પણ કાર્ય કરી શકતો નથી તે એક કામ હાથ પર લે છે પણ તેમાં જરાક મુશ્કેલી જણાતા તે મૂકી દઈને બીજું ઉપાડે છે, તેમાં પણ સંકટ જણાતા તેને અધૂરું મૂકીને ત્રીજું ઉપાડે છે આમ તે કોઈ કામ પૂરું કરી શકતો નથી અને તેની શક્તિ વ્યર્થ વેડફાઈ જાય છે. તેના આવા સ્વભાવની–માનસની

જડ બચપણમાં અજ્ઞાન વડીલો તરફથી તેને વારંવાર મળેલા ઠપકા, ઉપહાસ અને નિરાશાજનક અભિપ્રાયોમાં રહેલી છે. વિચારોની સ્થિરતાના અભાવે માણસ કોઈ કામ યોગ્ય રીતે પૂરું કરી શકતો નથી.

ઘણા માણસો પોતાની અશક્તિને છુપાવવા માટે અવનવા બહાના અને બહાણાનો આશરો લે છે. પરિસ્થિતિ યોગ્ય નથી, યોગ્ય તક મળતી નથી, અમુક માણસે મારા કાર્યમાં વિઘ્ન નાખ્યું એટલે હું સફળ ન થયો. આવા આવા બહાના આડે તે માણસ હકીકતમાં તો પોતાની દુર્બળતા જ છૂપાવવા મથે છે. પરંતુ તેના એ બધા બહાનામાં કોઈ જ તથ્ય હોતું નથી. શક્તિશાળી માણસ પરિસ્થિતિને પોતાની અનુરૂપ બનાવી લે છે રસ્તામાં ચોતરફ કાંટા વેરાયેલા હોય તો એ બધા કાંટા વીણવા બેસી ન રહેવાય, તેમજ કાંટા જોઈને પાછા પણ ન ફરાય પરંતુ કાંટાથી બચવા માટે પોતે જ પગમાં જોડા પહેરવા જોઈએ. મુશ્કેલીના સમયે તેમાંથી માર્ગ કાઢી પોતાના ધ્યેય તરફ આગળ વધવું જોઈએ.

તકની રાહ જોનારા માણસો પણ મૂર્ખ અને ભીરુ જ છે. અથવા તો તેને કામ કરવાની દાનત નથી અને પોતાની આળસુ વૃત્તિને ઢાંકવા તે એવા બહાનાની આડશ લે છે. જગતના મહાન પુરુષો ક્યારેય તકની રાહ જોઈને બેસી નહોતા રહ્યા; પણ તેઓ પોતે જ તક મેળવી લેતા. સર વિન્સ્ટન ચર્ચિલને તેમના કોઈ મિત્રે કહ્યું કે; 'આપ ખરેખર નસીબદાર છો કે આપને આગળ વધવા માટે આવી સુંદર તકો પ્રાપ્ત થઈ.' ત્યારે ચર્ચિલે તરત ઉત્તર વાળ્યો હતો : 'સાહેબ, હું તકની રાહ જોઈને બેસી નહોતો રહ્યો પણ મેં પોતે જ તક બનાવી લીધી હતી' તકની રાહ જોઈને બેસી રહેનારને ક્યારેય તક મળતી નથી. સારી સારી તકો તેની નજીક થઈને પસાર થઈ જાય છે પણ તે તેને ઓળખી શકતા નથી તક ન મળવાને કારણે પોતે આગળ વધી ન શક્યો, એમ કહેનાર પણ આત્મવિશ્વાસ ગુમાવી બેઠેલો ડરપોક અને કાયર માણસ જ છે. મહાન ચિંતક મહાત્મા ટોલ્સટોયે પણ કહ્યું છે કે; 'ભાગ્ય બનાવવું તો આપણા હાથની જ વાત છે. ઈશ્વરે આપણા શરીર, મસ્તિષ્ક અને આત્મામાં એટલી બધી અમાપ શક્તિ ભરી દીધી છે, કે તેને આપણે ઓળખી શકયા નથી જો માણસને પોતાનામાં રહેલી એ શક્તિઓનો ખ્યાલ આવી જાય છે, તે માણસ પોતાના ઉજ્જવળ ભવિષ્યની રેખાઓ પોતે જ દોરી કાઢે છે.' આમ ભાગ્ય કે તકના આધારે બેસી રહેવાને બદલે માણસ પોતાનામાં રહેલી શક્તિઓની મદદથી આગળ વધે તો તે જરૂર સફળતા મેળવે છે. નિષ્ફળતાઓ તો તેનામાં રહેલી ધીરજ, દૃઢતા, હિંમત અને શ્રદ્ધા તથા આત્મવિશ્વાસની કસોટી છે જે એ કસોટીમાંથી પાર ઉતરે છે તે જરૂર સફળતાને વરે છે. ઋગ્વેદમાં પણ કહ્યું છે કે;

'ઈશાનઃ બધંયવય' (ઋગ. ૧, ૨, ૫,) મતલબ, કે મનુષ્ય પોતાની પરિસ્થિતિઓનો નિર્માતા સ્વયં જ છે.

પારકા માણસ પોતાના કાર્યની ટીકા કરશે, પોતે નિષ્ફળ જશે તો લોકો હસશે; આવા ભીરુ અને કાયરતાના વિચારોને છોડી દો તમારા માટે બીજા શું કહે છે? તેઓ તમારા માટે શું વિચારે છે? તેઓ તમારા માટે શું ધારે છે? આવી બેકાર-નિરર્થક શંકાઓ છોડી દો એથી તો સંતાપ, અસંતોષ, ઘૃણા, દુખ અને નિરાશા સિવાય તમને કશું જ મળવાનું નથી.

જીવનમાં આગળ વધવા માટે આટલી બાબતો લક્ષમાં રાખો

(૧) આત્મવિશ્વાસ કેળવો,

(૨) વિચારો સ્થિર અને મક્કમ બનાવો,

(૩) ઉત્સાહને ક્યારેય નરમ પડવા ન દો,

(૪) સામે ગમે તે વ્યક્તિ હોય; તે ગમે તેવા ઉચ્ચ હોદ્દા પર હોય પણ તેની સાથે મુક્ત મને સ્પષ્ટ વાતો કરો,

(૫) તમારા મંતવ્યો જાહેરમાં મુકતા અચકાઓ નહીં,

(૬) અન્ય લોકો સાથે મુક્ત મને હળોમળો,

(૭) જવાબદારીભર્યાં કાર્યો સ્વીકારવામાં બેરા

ભય અને ચિંતા ન રાખો,

(૮) વાતચીત કરતી વખતે અચકાઓ નહીં; એ તો તમારા ડરપોક મન અને અનિશ્ચિત વિચારોની ચાડી ખાય છે,

(૯) પોતાની વાત મક્કમપણે રજૂ કરો,

(૧૦) ભય અને નિરાશા ખંખેરીને હિંમત અને ઉત્સાહ કેળવો,

(૧૧) તમારા વિચારો સત્ય છે તો પછી તમારે ભય પામવાની જરૂર નથી,

(૧૨) બીજાઓ શું કહેશે; એવી ખોટી શંકા છોડી દો,

(૧૩) મનમાં ક્યારેય હીનતાના ભાવ પ્રગટવા ન દો,

(૧૪) એકાંતમાં રહેવાનો પ્રસંગ આવે ત્યારે ગભરાઇ ન જાઓ,

(૧૫) તમારી વાત કોઇ તોડવા પ્રયત્ન કરે ત્યારે સચોટ દલીલો કરીને તેનું મોં બંધ કરો,

(૧૬) જનસમુહની વચ્ચે બેધડક બોલવાની હિંમત કેળવો,

(૧૭) કોઇ નવું સાહસ કરવાનું આવે તો તેને, અસફળતા મળશે તો? એવી શંકા કરીને છોડી ન દો,

(૧૮) તમારાથી કમજોર–અશક્તને દબાવવાની મનોવૃત્તિ ન રાખો,

(૧૯) સત્યનો સ્વીકાર કરો,

(૨૦) ટીકાઓથી ડગો નહીં.

આટલું તમે કરી શકો, તમારી શક્તિને ઓળખીને તમારી એ આત્મશક્તિ પર વિશ્વાસ રાખી, ઇશ્વર પર શ્રદ્ધા રાખી, હિંમતપૂર્વક, ઉત્સાહભેર, મક્કમ મને આગળ વધો; તો સફળતા તમારી રાહ જ જોઇ રહી છે સિદ્ધિ તમારા પગ ચૂમવા ક્યારનીય તત્પર બની ખડી છે.

---

મને ઘણીવાર એવો વિચાર આવ્યો છે કે જો પ્રત્યેક વ્યક્તિને તેની વહેલી ઉંમર પછીના વયગાળામાં થોડા દિવસ માટે અંધ અને બધિર બનાવી દેવામાં આવે તો એ એક આશીર્વાદરૂપ નીવડશે. અંધકાર એને દૃષ્ટિનું મહત્ત્વ બરાબર સમજાવી આપશે સૂનકાર એને ધ્વનિનો આનંદ શો છે તેનો ખયાલ આપી દેશે.

હું અંધ લોકને જેઓ જોઈ શકે છે તેઓને એક વાતનું સૂચન કરું–પોતાની જોઈ શકવાની શક્તિનો પૂરો અને ઉત્તમ ઉપયોગ કરો તમારી આંખો એ રીતે વાપરો કે જાણે આવતી કાલે જ તમે આંધળા થઈ જવાના છો. અને આવો જ વિચાર અન્ય સઘળી ઇન્દ્રિયો પરત્વે પણ અજમાવી શકાય. અવાજોનું સંગીત સાંભળો, પંખીનો કલરવ સુણો, સંગીતની સુરાવલી માણો–એટલી તીવ્રતાથી કે જાણે આવતી કાલે જ તમે બધિર બની જવાના છો. પ્રત્યેક વસ્તુને એ રીતે સ્પર્શ કરો કે જાણે આવતી કાલે તમારી સ્પર્શસંવેદન શક્તિ નષ્ટ થવાની છે ફૂલની સૌરભ બરાબર લઇ લો વાનગીઓનો સ્વાદ ભરપૂર માણી લો–જાણે આવતી કાલ પછી તમે કદીયે ગંધ કે સ્વાદ માણી–પારખી શકવાના નથી. પ્રત્યેક ઇન્દ્રિયનો ઉત્તમોત્તમ ઉપયોગ કરી લો–આનંદ અને સૌન્દર્યનો જે અનુભવ પ્રકૃતિ તમારી સમક્ષ પ્રગટ કરે છે તે માણી લો. પણ, સઘળી ઇન્દ્રિયોમાં, હું ધારું છું કે, આંખો, સૌથી વધુ આનંદ-જનક છે.

—હેલન કેલર

# મહાપુરૂષોનું બચપણ

ધ્રુવકુમાર

જ્યોર્જ વોશિંગ્ટનના બચપણનો આ પ્રસંગ છે.

વોશિંગ્ટન નાનો હતો, ત્યારે એના પિતાજીએ એને રમવાને સારુ એક નાની કુહાડી લાવી આપી હતી.

વોશિંગ્ટને આ પહેલાં કદી કુહાડી જોઇ ન હતી. કુહાડી જોઈને એ ઘણો રાજી થયો.

ચકચકીત મઝાની કુહાડી લઇને, એ તો ચાલ્યો રમવા ઘરના પછવાડે આવેલા સુંદર મઝાના બગીચામાં

રમતાં-રમતાં એને બાલ-સહજ ચટકચાળી વૃત્તિ પ્રમાણે કુહાડીનાં ઘા મારી-મારી કેટલાંક ઝાડની શાખાઓ અને કુમળા છોડવા ધડાધડ કાપી નાખ્યાં. પછી ખુશ-ખુશ થતો ઘરમા આવતો રહ્યો

બીજે દિવસે એના પિતાજી રોજની જેમ સવારે ઝાડને-છોડવાઓને પાણી પાવા તેમજ સારસંભાળ લેવા બાગમા આવ્યા. આવતા જ જૂએ છે તો, કેટલાંક ફૂલ-ઝાડ અને છોડવાંઓનો કોઇએ કાપી કાપીને કચ્ચરઘાણ વાળી નાંખ્યો હતો !!

આ દશ્ય નિહાળતાં જ એમને ઘણુ દુઃખ થયું. આઘાત પામ્યા. મનમા વિચારવા લાગ્યા, 'નક્કી આ નઠારૂં કામ મારા છોકરા વોશિંગ્ટને જ કર્યું હોવુ જોઇએ.'

વાતની ખાત્રી કરવા, તરત એ ઘરમાં પાછા આવ્યા અને વોશિંગ્ટનને બોલાવી, ઉંચા સાદે અને કડક અવાજે પૂછ્યું.

'બગીચામાંના ઝાડો કોણે કાપ્યાં છે?' પિતાજીનો ગુસ્સાથી તમતમતો ચહેરો જોઇને જ એ પામી ગયો કે, 'હવે મારા ભોગ લાગ્યા છે. આજે મારાં હાડકાં ખોખરાં થઇ જવાનાં છે.'

-પરંતુ, એ સાચા બોલો છોકરો હતો. જુઠ્ઠું બોલવાને એ સંકોચાઈ રહ્યો હતો. જરાયે ગભરાયા વિના એ બોલ્યો.

'પિતાજી, એ ઝાડ તો મેં કાપ્યા છે.'

આશ્ચર્ય !!

માર પડવાને બદલે, પિતાજીએ તરત એને ઉચકીને પોતાની છાતી સરસો ચાંપી દીધો અને, હેતથી બચ્ચી લેતાં બોલ્યા:

'દીકરા આજ મારા આનંદનો કોઇ પાર નથી. હુ સાચુ કહું છુ કે, તેં મારા બગીચા માંનાં સઘળા ઝાડોનો કાપીને સોથ કાઢી નાખ્યો હોત-તો પણ, એ નુકસાન બરદાસ કરી લેત પરંતુ મારો દીકરો ગૂનો છૂપાવવા જુઠ્ઠું બોલ્યો હોત તો એ હું હરગીઝ સાંખી નહી શકત!'

-જાણો છો, આ સાચા બોલો છોકરો-વોશિંગ્ટન- ઉત્તરોત્તર પ્રગતિ કરતો આખા અમેરિકા રાષ્ટ્રનો પ્રથમ રાષ્ટ્રપતિ ચૂંટાઇ આવ્યો!



# રાજાની દાનત

રશ્મિમત્ મહેતા

ભોજ પ્રબંધમાં ભોજ રાજાની એક વાત છે.

ધારાનગરીમાં એક ખૂબ દેખાવડી સ્ત્રી રહેતી હતી. એ સ્ત્રી ખૂબ જ પતિવ્રતા હોવાથી સંન્યાસી, યોગી, તપસ્વી અને ભિખારી સિવાય કોઈ પણ પર પુરુષની નજરે ચડતી નહોતી, તેના સૌંદર્યના ખૂબ ખૂબ વખાણ ભોજ રાજાએ સાંભળેલાં.

રાજા ભોજ તો નીતિમાન હતો, પાપભીરુ હતો, છતાં એ સ્વરૂપવાન સ્ત્રીને જોવાની ઇચ્છાએ રાજાને અસ્વસ્થ બનાવી દીધો. એને જોવા માટે એ અધીર બની ગયો.

છેવટે રાજા ભોજે પોતાના પ્રધાનને સાથે લીધો અને બંને જણા યાચકનો વેષ ધારણ કરીને પેલી સ્ત્રીના બારણે જઈ ઊભા.

એ સ્ત્રીએ બંને યાચકોને જમવા બેસાડયા.

ઉનાળાના દિવસો હોવાથી એ સ્ત્રી કેરીનો રસ કાઢવા બેઠી, પણ કેવી નવાઈની વાત! પાકેલી કેરી માંથી રસનું એક ટીપું પણ પડ્યું નહિ એટલે એ સ્ત્રીએ પોતાની જાતનું જ આતરનીરિક્ષણ કર્યું. પોતાનું ચારિત્ર્ય તો નિર્મળ અને નિષ્કલંક છે એની તેને ખાતરી થઇ ગઈ છેવટે તેણે રસ નહિ નીકળવાના કારણ અંગે પોતાની શંકા વ્યક્ત કરી.

'શું આપણો રાજા પરસ્ત્રી ગમન કરનારો તો નહિ બન્યો હોય ને?'

એ શબ્દો નીકળતા જ કેરીમાથી રસની ધાર ઊડી

આ જોઇને રાજા ભોજ એ પતિવ્રતા સ્ત્રીનું તેજ સહન કરી શક્યો નહિ રાજાને એ સતીના શાપની બીક પણ લાગી હતી. આથી ભોજ રાજાએ એ સ્ત્રીની માફી માગી લીધી

ઇરાનના સુપ્રસિદ્ધ કવિ ફિરદૌસીએ 'શાહનામા' નામનો એક જાણીતો ગ્રંથ લખ્યો છે, એમાં પણ આવા જ મતલબની એક કથા છે.

રાજાના અનીતિભર્યા વર્તનનું પરિણામ દેશની અને રાજ્યની સમૃદ્ધિ ઉપર પડે છે, એવો જ સૂર આ કથામાથી નીકળે છે.

વસંત ઋતુ પુરબહારમા ખીલી હતી.

બાદશાહ બહેરામગોર શિકારની શોધમા જંગલમાં ફરતો હતો. એક દિવસ રખડતાં રખડતાં સાંજ પડી ગઇ. એવામાં બાદશાહે સિંહ જેવો મોટો એક અજગર જોયો. રાજાએ દૂરથી જ તેને બાણ મારીને ઘાયલ કર્યો. પાસે જઇને જુએ છે તો અજગરે એક માણસને ગળેલો. આથી તે હાલીચાલી શકતો નહોતો.

વધુ જિજ્ઞાસાથી પ્રેરાઇને તે અજગરની નજીક ગયો એવામા અજગરે ઝેરી ફુફાડો માર્યો. એ ફુફાડાની અસર બાદશાહની આખ પર થઈ.

બાદશાહની આખે અધારા આવ્યા આસપાસની દુનિયા ગોળ ગોળ ફરતી દેખાઇ. આવા નિર્જન વનમા દવાપાણીની સગવડ પણ ક્યાથી થાય? કોણ લઈ આપે? રાજા પોતાના મહેલમાં હોત તો તરત જ વૈદરાજને બોલાવત, પણ હવે અહીં શુ થાવ?

જો પાણી મળે તો આંખમા છાંટવાથી કંઇક રાહત થાય એમ માનીને બાદશાહ 'પાણી!' 'પાણી!' એમ બૂમો પાડતો ચાલવા માંડ્યો.

થોડીવારમા એક ગામ પાસે એ આવી ગયો. ગામને નાકે જ મોટો કૂવો હતો. ત્યાં કોઈ સ્ત્રી પાણી ભરતી હોય એવો રાજાને ઘડાના અવાજ પરથી ભાસ થયો

વિધિની કેવી વક્રતા હતી! આવડા મોટા રાજ્યનો રાજવી આખોની તકલીફને કારણે સ્પષ્ટ જોઈ શકતો નહોતો અને પાણી માટે ફાંફા મારતો ફરતો હતો

'બાઇ! થોડું પાણી આપશો કે?' બાદશાહે પેલી પનિહારીને પૂછ્યું

'હા, લ્યોને! અમારો બાદશાહ બહુ દયાળુ છે

એણે ગામેગામ કૂવા ખોદાવીને પાણીની તો ખૂબ સારી સગવડ કરી આપી છે લ્યો, પેટ ભરીને પાણી પીઓ.' આમ કહીને તેણે પાણી ભરેલો ઘડો બાદશાહના હાથમા દીધો.

પોતે કોની સાથે વાતચીત કરે છે, તેની એ પનિહારીને તો કઇ ખબર જ નહોતી

બાદશાહે હાથ પગ ધોયા. પાણીની છાલકો આખમા છાટી અને પોતાની તરસ પણ છિપાવી. પણ એટનાથી એનું દુ ખ દૂર થયું નહિ બાદશાહને આરામની જરૂર હતી.

પોતાનું દુ ખ એ સ્રી આગળ વ્યક્ત કરતા બાદશાહે કહ્યુ; 'તમારે ત્યા મને એક રાત માટે આશરો મળશે કે?'

'ભને ઘોડેસવાર ' તમે આજની રાત અમારા મહેમાન, આ અમારી ઝૂપડીને તમે તમારું જ ઘર માનો, અને ખુશીથી અમારે ત્યા રાત રોકાવ.'

ઝૂંપડી પાસે પહોચ્યા પછી એ સ્રીએ પોતાના પતિને કહ્યુ; 'સાભળ્યું કે ' આપણે ત્યા મહેમાન આવ્યા છે. તેમના ઘોડાને દાણો–પાણી નાખો ઘોડો દૂરની મુસાફરી કરીને આવ્યો લાગે છે એને ખરેરો પણ કરજો–'

એ સ્રી અદર ગઇ. તેણે મહેમાન માટે ચટાઈ પાથરી ફાટેલો–તૂટેલો તકિયો આપ્યો અને મહેમાનને આરામથી બેસવા કહ્યુ.

થોડીવારમા તો રસોઇ તૈયાર થઇ ગઈ બાદશાહે ફરીથી હાથ પગ ધોયા અને પેટ ભરીને જમી લીધુ ત્યારબાદ આખો દુ:ખતી હતી એટલે એ તરત જ સૂઇ ગયો.

બીજા દિવસે બાદશાહને સારુ સારું જમવાનું મળ્યુ. મહેમાનની મહેમાનગતિ બરાબર કરવામા આવી.

વાત વાતમા પેલી સ્રી બોલી ઊઠી. 'અમારો બાદશાહ બહુ દયાળુ છે પરતુ રાજકારભારમાં એ કડક નજર રાખતો નથી, અમારું ગામ રાહદારી રસ્તા પર આવેલું છે, એટલે સરકારી અધિકારીઓ અહી વારંવાર આવે છે અને મુકામ કરે છે. બાદશાહને નામે એ લોકો જ અમને લૂટી જાય છે '

આ સાંભળીને બાદશાહ વિચારમાં પડી ગયો. 'હુ પોતે તો કી પણ મારી પ્રજા પર જુલમ કરતો નથી. કર પણ પ્રમાણસર જ લઉં છું. મારા અધિકારીઓ મારા નામે પ્રજાને આમ લૂટે અને બદનામી આવે મારે શિરે; એના કરતાં તો હું જ પ્રજા ઉપર વધારે કર નાખુ તો પ્રજા મને માત્ર જુલમી કહેશે; એટલુ જ ને?'

બાદશાહના મનમા આવો દુષ્ટ વિચાર વારંવાર આવતો હતો વિચારમાં ને વિચારમાં રાજા ઊંઘી ગયો.

બીજી સવારે તે પથારીમા પડ્યો પડ્યો જાગ્યો ત્યારે તેના કાને નીચે મુજબની વાતચીત સભળાઇ.

'તમે ચૂલો પેટાવીને પાણીનું વાસણ મૂકો હુ દૂધ કાઢી લાવુ છુ.' આમ કહીને એ સ્રી દૂધ દોહવા બેઠી, પણ ગાય દૂધ દેતી જ નહોતી. ઘણી મહેનત કરે પણ ગાય એક ટીપું ય દૂધ દેવાનું દેતી નહોતી, છેવટે એ સ્રીએ પોતાના પતિને કહ્યુ.

'નક્કી, આપણા બાદશાહની દાનત બગડી હોવી જોઇએ. નહિ તો રાતોરાત મારી ગાય આમ વસૂકી ન જાય'

'એમ તું શા ઉપરથી કહે છે?' પતિએ પત્નીને પૂછ્યુ.

'ગાયને સતોષવામા, તેની સેવા કરવામાં હું મહેનત કમી રાખતી નથી આમ હોવા છતાં જો રાતોરાત ગાય વસૂકી જાય તો તે રાજાના પાપનું જ કારણ હોવુ જોઇએ એવું વડવાઓ કહેતા હતા તે કઇ ખોટુ નથી '

ઉંઘવનો ડોળ કરીને પડી રહેલો બાદશાહ આ બધુ સાભળતો હતો તેને થયું કે પ્રજા ઉપર જુલમ ગુજારવાનો મનમા વિચાર માત્ર આવ્યો અને આવું ખરાબ પરિણામ આવ્યું તો જો હુ ખરેખર પ્રજા પર જુલમ–જબરદસ્તી કરવા માડું તો પ્રજાની શી સ્થિતિ થાય? મનમા ને મનમા બાદશાહે પરમેશ્વરની માફી માગી

થોડીવાર પછી એ સ્રીએ ફરીથી દૂધ દોહવાનો પ્રયત્ન કરી જોયો. આ વખતે દૂધ બરાબર નીકળ્યું અને જોતજોતામા બોઘરણી ભરાઇ ગઇ.

આવી જ એક કવિતા આપણી ગુજરાતી ભાષામા કવિ 'કનાપી' એ લખી છે 'ગ્રામ્યમાતા' નામના એ કાવ્યમા તરસ્યો રાજા એક ખેતરમા પાણી પીવા જાય છે અને શેરડીના સાઠા પર એક જ ઘા પડતા પ્યાલો રસથી છલકાઈ જાય છે ત્યારે રાજાને વિચાર આવે છે કે આવી રસાળ જમીન હોવા છતા મારે પ્રજા પાસેથી વધારે કર શું કામ ન લેવો? વિચારમા ને વિચારમા એ શેરડીનો રસ ગટગટાવી જાય છે

બીજો પ્યાલો ભરવા માટે ખેડૂતની સ્ત્રી શેરડીના સાઠા પર દાતરડાનો ઝટકો મારે છે, પણ રસનુ ટીપુયે નીકળતુ નથી ત્યારે એ વૃદ્ધા બોલી ઊઠે છે, 'નક્કી દેશાડીન થયો નૃપ!' રાજા ચમકી ગયો એટલે જ ઘડામાથી રસ સુકાઈ ગયો

ડોશીના શબ્દો સાભળતા જ રાજાને પશ્ચાત્તાપ થયો અને ફરી પાછો રસ પહેલાંની જેમ નીકળવા લાગ્યો.

આ ત્રણે ય કથામા વસ્તુ તો એક જ છે રાજા એ પ્રજાનો પાલનકર્તા છે એ જો પાપી કે જુલમી નીવડે તો રાજ્યની સમૃદ્ધિ નાશ પામે છે. આ કલ્પના જુદા જુદા દેશમા, જુદા જુદા કાળમા પ્રવર્તતી જ આવી છે ત્રણે ય વાતમા કલ્પના એક જ છે; એટલે એ કઈ ઉઠાતરી નથી, પરંતુ માનવીનુ મન એક સરખુ હોવાને લીધે તેને ભાષા યા સ્થળકાળના બધનો નડતા નથી એની આ ત્રણે ય કથા પ્રતીતિ કરાવે છે. આજ સમૃદ્ધિની વાત તો બાજુએ રહી, પણ પૂરતો પુરવઠો પણ નથી મળતો એની પાછળ આજના રાજકર્તાઓની દાનતનો તો કઈ વાક નહિ હોય ને?

## સહનશીલતાની મૂર્તિ

છત્રપતિ શિવાજીએ પોતાના ગુરુ સ્વામી રામદાસની ઝોળીમા સમસ્ત રાજ્ય અર્પણ કર્યું હતુ. અને તેની નિશાની રૂપે ભગવો ઝડો અપનાવ્યો હતો. પણ ગુરુ તો રાજા અને રક સૌને સરખા ગણતા. અને સૌને ત્યા ભિક્ષા માગવા જતા હતા શિવાજી જેવા મહાન પુરુષો પોતાના ચરણે ઢળતા હતા તેનુ એમને જરાય ગુમાન ન હતું.

એક દિવસ શિષ્યો સાથે ગુરુ ગામમા ભિક્ષા માગવા નીકળ્યા. ફરતા ફરતા એક ખેડૂતને બારણે આવી ઊભા રહ્યા ખેડૂતને કપાસની ખેતી હતી તેની સ્ત્રી કામમાથી પરવારીને કપાસમાથી પોતુ બનાવીને ઘરમા પોતું કરતી હતી પાડોશમાથી કોઇ કપાસ ચોરી ગયુ હોય તેવો બાઇને વહેમ હતો તેથી પોતુ કરતી કરતી કપાસ ચોરનારને ગાળો દઈ રહી હતી. ત્યા 'ભગવતી ભિક્ષા દેહી'ના નાદ સાથે સ્વામી આવીને ઊભા રહ્યા. પણ ખેડૂતની સ્ત્રીએ કોઈની રીસ કોઇની ઉપર કાઢ્યા જેવુ કર્યું તે ક્રોધમા રાતીપીળી થઈને તાડૂકી. 'અહી કપાસ ચોરાયો છે ને આ લગોટાઓને હાથ ધરીને ઊભા રહેતા શરમે નથી આવતી., લે આ ભિક્ષા લેતો જા' તેમ કહી તેણે તો કપાસનુ મેલુ પોતુ ધિક્કાર સાથે સ્વામીના તરફ નાંખ્યુ સ્વામીજી તો નમ્રતાની મૂર્તિ હતા ક્રોધરૂપી ચડાળને તો તેઓએ ક્યારનોએ જીતી લીધો હતો. મૂગા મોએ આ બધુ સાભળી લીધુ અને બાઇને આશીર્વાદ આપી આગળ ચાલ્યા. પણ તેમની સાથેના શિષ્યોથી આ અપમાન સહન ન થયુ. તેઓ બાઇને કંઈ બોલવા જતા હતા પણ સ્વામીજીએ તેમને અટકાવતા કહ્યું 'ભાઈ, માતાજીએ આપણને જે ભિક્ષા આપી છે તે જોઇ સમજીને જ આપી છે આપણા આશ્રમમા પ્રભુના દીવા કરવા રૂ થઈ રહ્યુ છે ને! જેથી આ રૂનુ પોતુ ચોખ્ખુ કરી ભગવાનના દીવા સારુ દીવેટો બનાવીશું અને તેમાથી જે પ્રકાશ ફેલાશે તેની મારફત પ્રભુને માતાજીની ફરિયાદ પહોચાડીશું કેમ ખરૂને!'

સ્વામીજીની આવી પરમોચ્ચ ઉદારતા જોઇ શિષ્યો મનોમન આ સહનતાની મૂર્તિને વંદી રહ્યા હતા

—પૃથ્વીસિંહ ઝાલા

# અવગાહન

પ્રિય ગૌતમ

તું નાનો હતો ત્યારે તને બોધદાયક વાર્તાઓ સાંભળવાનો ખૂબ જ શોખ અને રસ હતો. હું જ્યારે વાર્તા કહેતો ત્યારે તું એકધ્યાનથી સાંભળતો. હવે તો તું કિશોર અવસ્થામાં પ્રવેશી ગયો. એ દરમિયાન તેં ઘણી ઘણી વાર્તાઓનાં પુસ્તકો વાંચ્યા હશે. કેટલીક ચોટદાર ટચુકડી વાર્તાઓ વાચતા તથા સાંભળતાં ઘણીવાર આપણે વિચારને ચકાવે પણ ચડી જઈએ છે ખરું? અને આપણા જીવન તરફ નજર પણ નાખી લઈએ છીએ નહી?

આ મહિને મારા હાથમાં ઘણાં પુસ્તકો આવ્યા છે તેમાંનું એક સુંદર સચિત્ર નાનકડું પુસ્તક **'સુંદર કથાઓ'** નામનું **શ્રી અરવિંદ આશ્રમ. પોંડિચેરી**થી બહાર પડયુ છે. **શ્રી માતાજી**એ ખૂબ જ આકર્ષક શૈલીમાં લખ્યું છે અને અનુવાદ **'સુંદરમ્'**ભાઈએ કર્યો છે તેની કિંમત ૨-૦૦ છે. પૃષ્ઠ ૧૨૪ છે.

ઉઘડતે પાને જ કેવું સુંદર વાકય શ્રી માતાજીએ લખ્યું છે:

'આ વાર્તાઓ એટલા માટે લખાઈ છે કે એ દ્વારા બાળકોને પોતાનું સ્વરૂપ ઓળખવામા મદદ થાય અને તેઓ સત્ય અને સૌંદર્યના માર્ગે જતા શીખે'

બાળકોના જીવનમાં વાર્તા ખૂબ ઉપયોગી છે એનો સ્વીકાર શિક્ષણ શાસ્ત્રીઓએ કર્યો છે પણ તેનો અમલ થયો નથી એનો પણ સ્વીકાર કરવો જ રહ્યો ને!

'આપણે એક જંગલી ઘોડાને વશ કરી શકીએ પણ વાઘના મોંમાં લગામ ચડાવી શકતા નથી.'

કેવું વિચારયુક્ત વાકય!

વાઘને કોઈ પણ રીતે સારો સંસ્કાર આપી ન શકાય. પણ જંગલી ઘોડાને તો કેળવીને કાબૂમા લાવી શકાય છે.

આશ્રમભજનાવલીનું પેલું ભજન યાદ આવે છે?

'મન તોહે કેહિ બિધિ કર સમજાઉં'..
ઘોડા હોય તો લગામ લગાવું.........'

મનુષ્યની અંદર કેટલીક ઉદ્દંડ, તોફાની વૃત્તિઓ રહેલી છે. પણ તે એવી નથી કે વાઘની જેમ કાબૂમાં ન આવી શકે. આ વૃત્તિઓ મોટે ભાગે જંગલી ઘોડા જેવી જ હોય છે. તેને કાબૂમાં લાવવા માટે લગામની જરૂર છે. તે લગામ તે આત્મ-સંયમ. અને માણસ પોતે જ પોતા પર તે લગામ ચડાવે તો જ તે સદગ થઈ શકે.

ગીતાનો શ્લોક આખ સામે તરવરી ઊઠે છે ને?

'ઉદ્ધરેદાત્મનાત્માનમ.........'

આ 'સુંદર કથાઓ'મા શ્રી માતાજી વાર્તા કહેતાં કહેતા આપણને એવી રીતે ખેચી જાય છે કે આપણા દુર્ગુણોને ખંખેરી નાંખવ નુ મન થઈ જાય છે.

તેં ક્રોધી માણસો જોયા જ હશે. અરે તને જ ક્રોધ કયા નથી આવતો! પણ હવે જ્યારે ક્રોધ કરવાનો પ્રસંગ આવે ત્યારે નીચેની વાર્તા યાદ કરીને ક્રોધને ટપલી મારીને બેસાડી દઈશ?'

* *

મહમદ પયગંબરને એક હુસેન નામે સગા હતા. તેઓ એક આલેશાન મકાનમાં રહેતા હતા. એમના ભંડાર ધનથી ભરેલા રહેતા હતા. એવા માણસને નારાજ કરવા એટલે કે એક ધનિકને નારાજ કરવો. અને ધનિકનો ક્રોધ તો ભયંકર જ હોય.

એક દિવસ હુસેન ભોજન કરતા હતા. ત્યારે તેમનો એક ગુલામ ગરમાગરમ પાણીનુ વાસણ લઈને ત્યાં થઈને નીકળ્યો, નસીબનું કરવું ને તેના હાથમાંનું પાણી છલકાયું અને હુસેન પર પડયું. હુસેન તો ક્રોધથી બરાડી ઊઠયા.

ગુલામ તેમની પાસે ઢીંચણિયે બેસી પડયો.

એનું મન તે વખતે ઘણું સ્વસ્થ હતું અને એથી એ પ્રસંગને બંધ બેસે તેવી કુરાનની એક આયાત તેને યાદ આવી ગઈ અને તે બોલ્યો:

'સ્વર્ગ તો તેમને મળે છે કે જેઓ પોતાના ક્રોધને જીતી શકે છે.'

એ શબ્દોનો અર્થ સમજાતાં વેંત જ હુસેન બોલી ઊઠ્યા: 'મને કાંઈ ક્રોધ ચડ્યો નથી.'

એટલે ગુલામ આગળ બોલ્યે ગયો:

'અને સ્વર્ગ તેમને મળે છે કે જેઓ બીજાઓને ક્ષમા આપે છે.'

એ સાંભળીને હુસેન બોલ્યા: 'હું તને ક્ષમા કરું છું.'

ગુલામ આગળ બોલતો રહ્યો: 'કેમકે જેઓ દયાળુ છે તે અલ્લાહને પ્રિય છે.'

એ પ્રમાણે વાતચીત થતી રહી તે દરમિયાન જ હુસેનનો સઘળો ક્રોધ ઓસરી ગયો. હુસેને જોયું કે તેમનું પોતાનું હૃદય ખૂબ જ કોમળ થઇ રહ્યું છે. તેમણે ગુલામને ઊભો કર્યો અને કહ્યું:

'લે, આ ચારસો અશરફી લે હું તને આજથી સ્વતંત્ર કરું છું.'

આ પ્રમાણે હુસેન પોતાના ઉદાર છતાં ઉતાવળા મન ઉપર લગામ ચડાવતાં શીખ્યા. એમના ઉમદા સ્વભાવમાં એવી કશી દૃઢતા ન હતી, ક્રુરતા ન હતી કે તેને કદી કાબૂમાં લઈ જ ન શકાય.

*

કેવું સુંદર દૃષ્ટાંત! આપણો ય ક્રોધ ઓગળી જાય ખરું?

શ્રી માતાજીએ આ ઢબે નીચેના વિષયો પર ઘણી ચોટદાર કથાઓ કહી છે.

૧ આત્મ-સંયમ
૨ હિંમત
૩ પ્રસન્નતા
૪ સ્વાશ્રય
૫ ધીરજ અને ખંત
૬ સાદું જીવન
૭ વિવેક બુદ્ધિ
૮ સત્ય નિષ્ઠા
૯ સાચો નિર્ણય
૧૦ સુવ્યવસ્થા
૧૧ રચના અને વિનાશ

તને યાદ હશે જ કે તને એક વાર્તાથી કદી સંતોષ જ નહતો થતો. એકએક કરીને કેટલીય વાર્તાઓ કરાવતો. તેથી બીજી એક વાર્તા ઉતારું છું. તને તો આ વાર્તાઓ વાંચતા એમ જ થશે કે 'સુંદર કથાઓ' પુસ્તક ખરીદી લઉં! જરૂર ખરીદી લેજે.

એ આખું વાચ્યાં પછી તને જરૂર એમ થશે જ કે આવાં જ પુસ્તકો નિશાળમાં ચાલતા હોય તો! ભણવાની અને જીવનમાં ડોકિયું કરવાની કેવી મઝા! ક્યાંય કંટાળો જ નહીં!

જીવનના દુઃખમય પ્રસંગે પણ હસવું એ સહેલું નથી. નીચેનો પ્રસંગ વાંચી તું કાયમને માટે આનંદી સ્વભાવનો જ બની રહેજે.

*

અમીર ખોરાસાન દેશનો રાજા હતો. એ ભારે વૈભવમાં રહેતો હતો. એ જ્યારે યુદ્ધ કરવા જતો ત્યારે એના રસોડાનો સરસામાન તથા વાસણકૂસણ ઊંચકવા માટે ત્રણસો જેટલાં તો ઊંટ વપરાતાં.

એકવાર એ યુદ્ધમાં હારી ગયો અને ખલીફ઼ ફરમાદલે એને કેદ કરી લીધો. માણસ ઉપર ભલે ગમે તેટલી આપત્તિ આવી પડે પણ ભૂખ કાંઈ એને છોડે છે? અમીરે જોયું કે એનો રસોઇયો પાસે જ ઊભો છે એટલે એણે કહ્યું કે, લાવ ભાઈ, કાંઈક ખાવાનું બનાવી દે.

રસોઇયા પાસે ખિસ્સામાં થોડુંક માંસ તો હતું. એટલે દેવતા સળગાવી એના ઉપર એક વાસણમાં તે રાંધવા મૂકી દીધું અને રસોઈ જરા સ્વાદિષ્ટ થાય એટલા માટે એમાં કાંઇ શાકભાજી ઉમેરવા માટે તેની શોધમાં તે નીકળી પડ્યો.

એટલામાં ત્યાં થઇને એક કૂતરું પસાર થતું હતું. એને પેલા રંધાતા માંસની વાસ આવી અને ઝપ દઇને તેણે વાસણમાં મોં નાખ્યું. પણ ત્યાં તો એને ચૂલાનો તાપ લાગ્યો ને તે એકદમ પાછું હઠી

ગયું. પણ તે એવું કઢંગી રીતે હાંક્યું કે પેલું વાસણ એના મોં પર ચોંટી ગયું. એણે મોં કાઢવાની મહેનત તો કરી પણ કાંઇ ફાવ્યું નહિ, અને એવું ને એવું જ તે નાસવા લાગ્યું.

અને કૂતરાનું આ દૃશ્ય જોતાં જ અમીર ખડખડાટ હસી પડ્યો, એના પર ચોકી રાખવાને એક અમલદાર રાખેલો હતો, તે એને આમ હસતો જોઇને બોલી ઊઠ્યો, 'અરે, અત્યારે તો તમારે ખુશ થવા જેવું કાંઇ નથી, તો પણ તમે આમ કેમ હસો છો?'

એટલે અમીરે તેને પેલું પૂર ઝડપે નાસી રહેલું કૂતરું બતાવ્યું અને કહ્યું, 'મને એ વિચારથી હસવું આવે છે કે આજે સવારે તો મારા રસોડાનો સામાન ઊંચકવાને ત્રણસો ઊંટ ઓછાં પડતા હતા અને હવે આ એક જ કૂતરું મારું આખું રસોડું ઉપાડી જઇ શકે છે!'

અમીરને આમ આનંદવિનોદ ગમતાં હતાં, જો એ પોતે બીજાઓને આનંદ આપવા માટે કશા પ્રયત્ન કરતો ન હતો. આમ છતાં એના આનંદી સ્વભાવની કદર આપણે જરૂર કરીશું. એના ઉપર આટલી મોટી આફત ઊતરી આવી હતી ત્યારે પણ તે જો આમ હસી શકતો હતો તો પછી આપણી નાની નાની મુશ્કેલીઓની અંદર શું આપણે હસી શકીએ નહિ?

*

આવતે મહિને નીચેના પુસ્તકોમાંથી એક વિષે લખીશ. પણ 'સુંદર કથાઓ' વાંચીને તને કંઇ લખવાનું મન થાય તો જરૂર લખજે. 'થાથા'

---

## સાભાર સ્વીકાર

**પત્રાવલિ:** બંગાળીમાં લખેલા પત્રો. શ્રી અરવિંદ: અનુ૰ સુંદરમ્, કિંમત ૧-૭૫; શ્રી અરવિંદ આશ્રમ પોંડિચેરી

**મહાદેવભાઇની ડાયરી:** પુ૦ ૬ પ્ર૦ સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ, પૃ૦ ૪૭૬+૧૬, કિંમત ૬-૦૦

બાલગોવિંદ પ્રકાશન ગાંધી માર્ગ અમદાવાદ—૧

**મહાસાગરની મુસાફરી:** ભાગ ૧-૨ જૂલે વર્ન કૃત; રશ્મિન મહેતા; કિંમત દરેક ભાગના ૨-૫૦; પૃષ્ઠ અનુક્રમે ૧૫૧-૧૨૨

**ખરફ રસ્તે બદરીનાથ:** સ્વામી પ્રબોધાનંદ-સ્વામી આનંદ; કિંમત ૧-૫૦; પૃષ્ઠ ૯૧

**સ્મરણ શક્તિ:** લે૦ સંતબાલ; કિંમત ૧-૦૦ સુધરેલી ચોથી આવૃત્તિ; પૃષ્ઠ ૪૭

**લોક શિક્ષણના પ્રયોગો:** 'રાજારામ' કિંમત ૧-૦૦; પૃષ્ઠ ૪૭

લોક મિલાપ પ્રકાશન—ભાવનગર

**જવાહરલાલ નેહરુનો વિચાર-વારસો:** સંપાદક: મહેન્દ્ર મેઘાણી. કિંમત ૨-૦૦; પૃષ્ઠ ૧૫૨

ટ્રાન્સલેશન ટ્રસ્ટ પ્રકાશન, ગંગાજળ નિયામક અલીયાવાડા (જિ૦ જામનગર)

**સાગરઘેલી:** લે૦ હેનરિક ઇબસન; અનુ૦ યશવંત શુક્લ; કિંમત ૮-૦૦; પૃષ્ઠ ૨૦૩

નવજીવન પ્રકાશન. અમદાવાદ—૧૪

**બાપુના પત્રો:** ૯ શ્રી નારણદાસ ગાંધીને; ભા૦ ૧લો. પ્ર૦ નવજીવન પ્ર૦ મં૦ અમદાવાદ, પૃષ્ઠ ૫૨૮+૭૨ કિંમત રૂ ૫-૦૦

**સર્વોદય સમાજનાં લક્ષણો:** લે૦ ઝવેરભાઇ પટેલ, પ્ર૦ નવજીવન પ્ર૦ મં૦ અમદાવાદ, પૃષ્ઠ ૧૨૦+૨૦, કિંમત રૂ. ૧-૨૫



**અમૂલ** માખણ વાનગીઓને સ્વાદિષ્ટ બનાવે છે...





પાઉં અને અમૂલ માખણ તેમજ અમૂલ માખણ લગાવી બનાવેલા સેન્ડવિચ દ્વારા આપ આપના કુટુંબને સૂર્યપ્રકાશમાંથી મળતાં શક્તિદાયક વિટામિનો 'એ' તથા 'ડી' નો લાભ અત્યંત પોષક અને સ્વાદિષ્ટ રીતે આપી શકો છો શુદ્ધ તાજી મલાઈને ડેરીમાં વલોવી સોનેરી પીળા માખણની પાટોમાં રૂપાંતર કરવામાં આવે છે ડબ્બામાંના દૂધમાંથી માખણનાં પૅકેટ તૈયાર થવાની ક્રિયાઓને માત્ર પાંચ કલાક જ લાગે છે તેથી આપને સ્વાસ્થ્યદાયક તાજગી તેમાં પૂર્ણપણે જળવાઈ રહે છે

ડેરીમાંથી મળતી...
તાજી જ મલાઈ..

# અમૂલ
## માખણ



ખેડા સહકારી ઉત્પાદન—અમૂલ્ય

ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિ. આણંદ



CEKMP-34 GUJ

# શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ટેલિફોન નબર ૨૦૪

રજીસ્ટ્રેશન નબર ૧૫૫૧ ઓડીટ વગ 'અ'
તા ૧૮-૯-'૫૬ તા ૨૦-૬-'૬૩

સભાસદ સખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૧ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભડોળ | રૂા ૦ ૮૦ લાખ |
| અનામત ભંડોળ | રૂા ૦ ૩૬ લાખ |
| અન્ય ભડોળ | રૂા ૦ ૫૬ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-

આ સઘ મારફત સયોજીત સહકારી મડળીઓ દ્વારા ખેડુતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણ, જતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે

આ ઉપરાત નિયત્રીત વસ્તુઓ, સસ્તુ અનાજ, ખાડ, સીમેન્ટ, લોખડ વગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે તેમજ સુકો મેવો, લવીગ, ખજૂર વ૦ પૂરા પાડવામાં આવે છે

# શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરસન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ: ક
રજીસ્ટર નબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભડોળ રૂા ૦ ૯૧ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સઘ લિ૦ ના સહકારથી ખાડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય-સઘ સંચાલિત ઓઈલ મિલ દ્વારા-કરવામા આવે છે

# સંપ

ઝઘડવું તો સહેલ છે, ભાઈ!
ઝઘડવું તો સહેલ;
સંપવું મુશ્કેલ છે, ભાઈ,
સંપવું મુશ્કેલ!—ઝઘડવું...
વાતો નાની ઊંધી લઈને
ઝઘડવું તો સહેલ:
વાતો આડી સીધી લેવી
કેવી છે મુશ્કેલ?—ઝગડવું.
નાના મોટા ઝઘડા મહીં છે
ગેર સમજ પડેલ;
ગોતી કાઢીશું, મન હશે જો
નથી જરા મુશ્કેલ.—ઝઘડવું
ઝઘડાથી ઘર્ષણ થાયે ને
ખોટી થાય ખસેલ,
કામકાજ લટકી રહે ને
આવે નહિ ઉકેલ.—ઝઘડવું
માન-અપમાનની વાતો છોડી
મનનો મૂકી મેલ;
સાથે મળીને તોડ કાઢવા
કરો તમે જો પહેલ—ઝઘડવું.
ટળી જશે મોટે ભાગે જે
કજિયો છે જાગેલ;
શાંતિ-શાતા વ્યાપી વળશે
સંપના પડશે પહેલ*.—ઝઘડવું..

—મિતુભાઈ શાહ

* પાસા-Crystal

# રૂપાયતન પ્રકાશન

## જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ .. | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .. . | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ ... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં ... ... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા ... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા ... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .. ... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથ જીવનયાત્રા .. .. | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા ... | ૦–૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ. ૩ : : અંક ૧૦ : જાન્યુઆરી : ૧૯૬૫

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*     *     *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

"વૈષ્ણવજન"મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમા (ટપાલ સહિત) છ રૂપિયા
પરદેશમા બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
ફોન નં ૮૮

તંત્રી ને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લિ૦

## રજિસ્ટર્ડ ઓફિસ અમદાવાદ

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા, અમદાવાદ–૯
ફોન નં૦ ૭૮૨૧૫ અને
૭૮૪૩૯

સહકાર ભવન
ઢેબરભાઇ રોડ, રાજકોટ
ફોન નં૦ ૫૦૮ અને
૧૦૮૮

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરિયાત
૧૭૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિત સંસ્થા.

ગુજરાત રાજ્યમાં જમીન ધારણ કરનાર વર્ગને ખેતીના વિકાસ અને પિયતની સગવડ વધારવા માટે નવા કુવા ગાળવા અને જૂના કુવાઓની મરામત માટે ઓઇલ એન્જીન, ઇલેકટ્રીક–મોટર અને પમ્પીગ સેટસ ટ્રેકટર વગેરે આનુષંગીક હેતુઓ માટે ૧૭૧ શાખાઓ દ્વાર લાબા ગાળાનું ધીરાણ કરતી આ રાજ્ય વ્યાપી સંસ્થા છે. સાડાત્રણ લાખથી વિશેષ સભ્ય સંખ્યા ધરાવતી આ સંસ્થાએ અત્યાર સુધીમા ૧૧૮૭ ટ્રેકટર ૪૨૨૯૬ ઓઇલ એન્જીન તથા મોટર પમ્પ તથા ૬૮૫૬૭ કુવા માટે, તથા અન્ય હેતુઓ માટે મળી કુલ રૂ. ૩૨ કરોડ ૩૦ લાખનુ ધીરાણ કરેલ છે.

| | |
|---|---|
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂ. ૨,૧૫,૦૦,૦૦૦ |
| ડીબેન્ચર્સથી મેળવેલ થાપણ | રૂ. ૨૪,૪૮,૫૦,૦૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ | રૂ ૯૬,૧૭,૦૦૦ |
| તથા પુરાંત | |
| ધીરાણ : બાકી : | રૂ ૨૧,૫૯,૬૦,૦૦૦ |
| કાર્ય ભંડોળ | રૂ. ૩૭,૫૯,૬૦,૦૦૦ |

મગનભાઇ ર. પટેલ
ઉપ–પ્રમુખ

હરિપ્રસાદ હં૦ ત્રિવેદી
એસ (રીટાયર્ડ)
મેનેજીંગ ડીરેકટર

ઉદયભાણસિં હજી
(યુવરાજ સાહેબ ઓફ પોરબંદર)
પ્રમુખ

રાજેશ્વરી વિભાકર
મુંબઈ-૭.


# વૈષ્ણવજન



ઉદ્ધરેદાત્મનાત્માનમ


અવાજ — સરોદ

"હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે."
—ગની

મહાપુરુષનું જીવન અવાજ જેવું હોય છે, સામાન્ય પુરુષનું પડઘા જેવું. પડઘાનો પડઘો કયાંથી પડે અને પડે તોય કેવો? ત્યારે અવાજનો પડઘો હૃદયગુફામાં પડયા વિના લાગ્યે જ રહે.

દક્ષિણેશ્વર મંદિરની એક બાજુ આવેલી ઓરડીમાં રામકૃષ્ણ બેઠા છે. સામે શિષ્યોનું વૃંદ છે. ઈતર યાત્રીઓ પણ છે. ઠઠ્ઠા-મશ્કરી ચાલે છે. તેમાં રામકૃષ્ણ પણ ઝપટમાં આવે છે. કોઇ ટકોર કરે છે કે આવા સંતના સાન્નિધ્યમાં પૂરતું ગાંભીર્ય જાળવાવું જોઇએ. રામકૃષ્ણ તુરત જવાબ આપે છે, ના રે ભાઈ, આપણે તો આનંદના પુત્રો છીએ; જ્યાં બેસીએ ત્યાં આનંદબજાર ભરીએ, આપણે સોગિયાં મોઢાં ન હોય ત્યાં વળી કોઈ કચવાટ વ્યક્ત કરે છે, મહારાજ, આ જુવાનિયા તો આપની પણ મશ્કરી કરે છે. કંઇ માન, કંઇ મરતબો પણ જાળવવો જોઇએ ને? રામકૃષ્ણ હસતા મુખે જવાબ આપે છે, અમે તો દિવ્ય પ્રેમના તાંતણે જોડાયેલા છીએ. એક માના સંતાનમાં ભેદભાવ કેવો? રખે આ ભાઇચારો તોડતા.

પછી રામકૃષ્ણ તો દેવ થઇ ગયા છે. તેમના પટ્ટશિષ્ય વિવેકાનંદે પણ દેહ છોડી દીધો છે. પણ તેમનો અવાજ બેલુર મઠ અને ઉદ્‌બોધન ઑફિસમાં ગુંજ્યા કરે છે રામકૃષ્ણ મિશનની સ્થાપના થઇ ચૂકેલ છે અને જ્યાં સંકટ પડે છે ત્યાં રામકૃષ્ણના શિષ્યો તે સંકટ દૂર કરવા દોડે છે.

આવા એક સંકટના સમાચાર ઉદ્‌બોધન ઑફિસમાં આવ્યા છે, પણ કોઈ કાબેલ કાર્યકર હાજર નથી. જે છે તે માથાભારે છે અને તે કારણે તેને બેલુર મઠમાંથી રજા આપેલ હોઈ તે ઉદ્‌બોધન ઑફિસમાં રહે છે. સ્વામી શારદાનંદ તેને આ કામ ઉપાડી લેવા કહે છે પણ તે ઘસીભૂસીને ના કહે છે. સ્વામી શારદાનંદના હાથમાં માળા છે તે માળા સહિત ઊભા થાય છે અને હાથ જોડી પેલાને વીનવણી કરે છે, બાપુ, જાવ. આવા કામમાં ના ન પડાય. ત્યાં પ્રેમાનંદ સ્વામી આવી ચડે છે. શારદાનંદને પોતાના જ શિષ્ય પાસે હાથ જોડી વીનવણી કરતા જોઈ પ્રેમાનંદનું મોં તગતગી ઊઠે છે, આંખમાં પાણી આવી જાય છે અને તે તાડુકી ઊઠે છે, શરદ! આ શું? આવા નાના છોકરાની આટલી ખુશામદ! હું કયાં મરી ગયો છું. રાહત કાર્ય માટે હું જઇશ. ત્યાં પાસેના ઓરડામાં સ્વામી બ્રહ્માનંદ ટેલતા હોય છે, તે અવાજ સાંભળી ત્યાં આવે છે. શારદાનંદને જુવાન સાધુ સામે હાથ જોડી

ઊભેલા જોઈ અને પ્રેમાનંદનાં વચન સાંભળી બનેલ બીના કળી લે છે. અને પછી પ્રેમાનંદના ખભે હાથ મૂકી કહે છે, ભાઈ બાબુરામ, શરદ યોગ્ય જ કરે છે. આપણે તો દિવ્ય પ્રેમના તાંતણે જોડાયેલા એક જ માનાં સંતાન છીએ. આપણા વચ્ચે નાના મોટાનો ભેદ ન સંભવે, પ્રેમાનંદની હૃદયગુહા રામકૃષ્ણના અવાજથી ઘેરાઈ જાય છે. ને નીતરી રહેલાં નયને બ્રહ્માનંદ સ્વામીના ચરણે ઢળી પડે છે. જુવાન સાધુ, હું હમણાં જ જાઉં છું મહારાજ, કહેતો રાહતકાર્ય માટે રવાના થાય છે.

આવી છે મહાપુરુષના જીવનની મહત્તા. મહાપુરુષના જીવનનું પરિશીલન અવાજ ઉત્પન્ન કરે છે અને તે અવાજ માનવીની હૃદયગુહાને ભરી તેને પરમેશ્વરી કાર્ય દ્વારા પરમેશ્વર પ્રત્યે અભિમુખ કરે છે.

---

## નિર્વાણ



એકલી ઊડે સાધ હો સાધુ,
એકલી ઊડે સાધ.

મન, બુદ્ધિ ને ઇન્દ્રિય કેરો
રહેજ નડે નહી બાધ.
હો સાધુ, એકલી ઊડે સાધ.

ફૂલ વિલાતું ફળ થનામાં;
શૂન્યમાં આખર લીન દદામા
એમ·વિષય, વસ્તુ અને વ્યક્તિ
સાધમાં લિયે સમાધ.
હો સાધુ, એકલી ઊડે સાધ.

સૂર સ્વરો નવ રસમા રંગી
ભાવના હીચકે ખૂબ તરંગી
આખર શાંત બની સહુ શબ્દો
માંડે મૂક આરાધ.
હો સાધુ, એકલી ઊડે સાધ.

શું ય હશે સાધ પામતી શાતા?
એ ગતિ કાયમ કાજ અજ્ઞાતા;
આપણે તો ભાઇ, ધન્ય જો
સાધ આરાધના' ઓલીએ આધ.
હો સાધુ, એકલી ઊડે સાધ.

"સરોદ

# ઊડી જીવનનો સાર ગયો!

કોઈ કહે એ ગાંધી ગયા, ના, રાષ્ટ્રપ્રાણ ધબકાર ગયો;
પરમાં પૂરી પ્રાણ અને પંડે પોઢી પ્રચરકાળ ગયો!

કોને કહું હું અબળા, મારી આંખોનો આધાર ગયો,
'મા, 'મા' કહીને મારી સામું, હેતભર્યું હસનાર ગયો,
આઠે પહોર ઉમંગ ભર્યું ઘર, મૂકી સંત સૂનકાર ગયો,
તારો પ્રાણ ગયો પણ મારો, ધૂળ મળી અવતાર ગયો.

દીન દલીતોના હૈયાની પીડા પારખનાર ગયો,
અમીરનો જાણે કે એકલદોકલ વારસદાર ગયો,
અજ્ઞાનીનું જ્ઞાન, જ્ઞાનીનો જ્ઞાનતણો ભંડાર ગયો,
ઉપવાસીનો ભોંય પડી જાણે ભોજનનો થાળ ગયો.

લાખ ભલે જાતા, પણ આ લાખોનો તારણહાર ગયો,
મોલ લીલોછમ વાળીને, લણવા ટાણે લણનાર ગયો,
આ સુકાતા મોલ અને આ કરમાતી આશાની કુંજ,
ઓ મેહુલીઆ! મુજ ખેતરમાં ક્યાં વરસી જાનાર ગયો!

મારી ભૂલ તણા એ કડવા ઘુંટડા પી જાનાર ગયો,
પ્રેમથી શિખામણના સહુને બે શબ્દો કહેનાર ગયો,
મીઠો કોળીઓ અરે, અવરના મોઢામાં મૂકનાર ગયો,
ભાઇ, અરે એક જ ભાણે ભેળો બેસી જમનાર ગયો.

વર્ગ-ભેદમાં ભાંગેલાં હૈયાંનો રેવણહાર ગયો
માનવ શું, દાનવનાં પણ એ દિલથી દિલ જીતનાર ગયો,
ગયો, અરે એ ગયો, અને હું રહ્યો, છતાં ન-રહ્યો અહીંયાં;
રહ્યું ખોળિયું, આતમ મારો, તારી હારોહાર ગયો.

ન્યાય-નીતિની નવલી ગીતા, રામાયણ રચનાર ગયો,
જનસેવાનાં સર્વ ઇનામો અજોડ એ જીતનાર ગયો,
સમસ્ત સૃષ્ટિની સત્તાનો હતો એ જ હકદાર ગયો,
ગયો, ગયો, એ ફરીફરી યુગયુગ ના સાંપડનાર ગયો.

જાણે કે કર્તવ્ય-પરાયણ એક અડગ નિર્ધાર ગયો,
વિચાર, વાણીને વર્તનનો સૂમેળ સાક્ષાત્કાર ગયો,
પાશવતામાં પણ પ્રભુતાનાં સીંચી એ સંસ્કાર ગયો,
જીવન જીવીને જીવનનો એ કેળવણીકાર ગયો.

માનવતાનો મુકુટમણિ, સસ્કૃતિનો શણગાર ગયો,
સત્ય, અહિંસા, શાન્તિનાં ગીત ગાતો સંગીતકાર ગયો,



વિશ્વશાન્તિની સુની વીણા થઇ, તૂટી વીણાનો તાર ગયો,
જાણે માનવજીવનમાંથી ઊડી જીવનનો સાર ગયો.

ગયો છતાં નવલી દુનિયાનો ચિતરી ભવ્ય ચિતાર ગયો,
ધરતી માતા, અટકી તારો, થતાં થતાં ઉદ્ધાર ગયો,
મૃત્યુને જીવનભર એ મુઠ્ઠીમાં લઈ ફરનાર ગયો,
મર્દ એકલો દુનિયાભરનાં દુષ્ટોને દઇ હાર ગયો.

ગયું કાળજું વીંધી સહુનું સોંસરવું એ તીર ગયું,
થનગનતા યૌવનમાંથી જાણે કે ઊડી રુધિર ગયું,
માનવજાત તણી મુક્તિનું મંગલમય તકદીર ગયું,
વાત સાંભળી મસાણની આંખોમાંથી પણ નીર ગયું.

કાળ અરેરે! શરમ તને, તું એને લઈ ધિક્કાર ગયો,
લઈ લઈ ખુદ તજેલી એની કાયાનો લઈ ભાર ગયો,
એનાં અમ્મર કામ, નામ ને યાદ ન લઈ જઈ શકવાનો,
એનાં જયજયકાર અરે! ચિરકાળ ન લઈ જઈ શકવાનો.

કેવું ખુશબોદાર પુષ્પ, એ ખીલ્યું ભારતબાગ મહીં!
પણ ખુશબોની લજ્જત ભારત હતી ન તારા ભાગ્ય મહીં!
કરમાયું? ના, બાગતણી સારી એ શોભા કરમાણી!
નિર્મળ જનકલ્યાણ ઝરણની બંધ પડી ગઇ સરવાણી!

દાદાજીની સુંદર આખી સાંભળવાની વાત રહી,
એક સોગઠી ચાલ્યા, રમવાની આખી ચોપાટ રહી,
હજી પંથમાં મળ્યો, અને બે પગલાં માડ ભર્યાં ત્યા તો,
અરે લોભીઓ ચાલ્યો ને વગડાની આખી વાટ રહી.



ટુકડા માટે ટળવળતી વલવલતી ભારતમાત રહી,
સંગીને સપડાએલી નિઃસહાય માનવજાત રહી,
ફરી મુક્તિની બંદી તારે આદરવી શરૂઆત રહી,
અગર ફરી વરસે ચાતક ને ત્યાં લગ જોવી વાટ રહી?

મગનલાલ ચાંદલિયા

૧૯૪૮મા બાપુજીનું નિર્વાણ થયું તે જ દિવસે રચાયેલી આ રચના આટલા વરસ અપ્રક રહી, સિવાય કે લોકસમુદાયમા તે ગવાઇ—વંચાઇ! આજે તે મુદ્રિત થાય છે:

# કવિ અને ભિખારી

પથિક



સાંભળ મારું ગીત હો માનવ.
સાંભળ મારું ગીત....
તારાં કાજે હું ગીતડાં ગાતો. તું તો ઊઠીને ચાલતો થાતો,
બાવરો થઈને ભાગતો, તારું ક્યાં ચોટ્યું છે ચિત્ત! સાંભળ.

ચાહે તો સારંગ રાગ સૂણાવું, ચાહે તો રાગ મલ્હાર,
ચાહે તો ટોડી, ચાહે તો કાફી, ચાહે તો રાગ બહાર,
તું જ કહે તને ગમતું કેવું, રાગિણી કેરું ગીત. સાંભળ.

રામાયણની વાત કહું યા, મહાભારતના જંગ
દેશના શૂરા સૈનિકોનો, ગાઉં કસુંબલ રંગ
એ ન ગમે તો ગાઈ બતાવું, કોઈની પાગલ પ્રીત! સાંભળ.

શોસ તો અરે માનવ અલ્યા, વાત સૂણ એક કાન,
મારા કંઠનું ગીત સૂણવા, દુનિયા જો ગુલતાન.
એક અબૂધ માનવી તને, ગમતું ના મારું ગીત. સાંભળ.

*



શું સાંભળું તારું ગીત!
કવિ શું સાંભળું તારું ગીત?
તું તો બેઠો ભરી પેટને ગાવા, મને મળ્યું નહિ બટકું ખાવા
પેટમાં દાવાનળ જલે ત્યાં લાવું ક્યાંથી સ્મિત! કવિ શું.

સારંગ બારંગ રાગ સહુ એ, 'ભર્યા પેટે ભાવે
ટોડીના આલાપો અહીં વિલાપો જગાવે.
મને ગમે ના ગીતડું મારે મન તો ભોજન મીત! કવિ શું.

રામાયણ તું શું સંભળાવે કરીને શોર બકોર
આજે અનેક રાવણ નજરે ભાળું, સીતાજીના ચોર.
આજે તો રામની હાર થતીને, રાવણની છે જીત. કવિ શું.

મહાભારત મંડાઈ ચૂક્યું, ખેંચાઈ રહ્યાં છે ચીર,
પાંચાળીના ચીર પૂરે એ ક્યાં કાનૂડો વીર,
'પથિક' રહ્યું ઓઢણું આછું લાજ જશે, ખચિત. કવિ શું.

---

# પરિભ્રમણ

આશુતોષ

## ૧૯૬૪

ઇસુનું એક વધુ વર્ષ પ્રાનહાસમાં વિલીન થયું. જગત પ્રવાહમાં વીતેલ વર્ષનો ફાળો કેટલીક બાબતમાં અવિસ્મરણીય રહ્યો છે અમેરિકા અને બ્રિટનની ચૂંટણીમા પ્રગતિવાદી અને શાન્તિવાંચ્છુ પરિબળોને તેણે આગળ આવવા દીધાં છે. તો વળી રશિયામાં ક્રુશ્ચોવનું પતન મરજી રાજદ્વારી દુનિયાનો શ્વાસ પણ થંભાવી દીધો છે. સાઈપ્રસ અને વિયેટનામના ધગધગતા દોઝખમાંથી વિશ્વને યુદ્ધને આરેથી બચાવી લીધું છે. અને આવો જ એક ત્રીજો ભયપ્રદેશ મલાએશિયા-ઇન્ડોનેશિયાનો ઉપસ્થિત કરી દીધો છે. ઘર આંગણે, ભારતે તેનું સર્વોત્તમ જવાહર ગુમાવી દીધું અને શૂન્ય અવકાશમા વિરાટ જનતાએ ઘડીભર બેચેની અનુભવી નવા સૂત્રધાર તો સાંપડ્યા પણ અનાજના પ્રશ્ન ઉપર સુષુપ્ત અજગર સળવળી ઊઠયો અને તેના ભરડામાં સરકાર અને જનતા ભીસાઈ ગયાં. સાત માસ દરમ્યાન નવી સરકારની કસોટી થઇ અને તેમાંથી સફળતા પૂર્વક પાર ઉતરી. કેરળમાં ઘર ફૂટે ઘર જવા જેવી સ્થિતિ થઈ; પંજાબમાં શ્રી રામકિસનની શોધ થઈ; ઓરિસ્સામાં તથા બિહારમાં અશાંતિ ભભૂકી; પહેલી જ વાર આપણી સરકારે પરદેશ પ્રધાનની સ્વતંત્ર નિમણૂક કરી; કેરો ખાતેની તટસ્થોની પરિષદમાં શાસ્ત્રીજીએ એટમબોમ્બ સામે અવાજ ઉઠાવી, શાંતની ઘોષણા કરી; તેના જવાબમાં ચીને પોતાનો પ્રથમ અણુ બોમ્બ ફોડી ધૃષ્ટતા દર્શાવી; ખ્રિસ્તી ધર્મના ધર્મ ધુરંધર પોપ પોલ છઠ્ઠાએ ભારતની યાત્રા કરી અને તેમનો ભાવભીનો સત્કાર કરી મુબઈએ રાષ્ટ્રની શાન વધારી. તેમની 'મુલાકાતથી પૂર્વ' અને પશ્ચિમના ધાર્મિક વિચારોના સાયુજ્ય માટે અનુકૂળ વાતાવરણ તૈયાર થયું. વર્ષ દરમ્યાન દેશે હિંદીના બે મહાન કવિ–મુક્તિબોધ અને મૈથિલીશરણ–ગુમાવ્યા. જતાં જતાં પણ વીતેલા વર્ષે ધનુષકોડી ખાતે ઝંઝાવાત સરજીને, સેંકડોની સંખ્યામાં માનવજીવની હાની કરી.

## પડોશની ચૂંટણી

પાકિસ્તાનના પ્રમુખની ચૂંટણીએ ભારતમાં એટલા માટે રસ જાગૃત કરેલો કે અહીંનું તંત્ર પ્રજાસત્તાક છે અને લશ્કરી શાસન તેમ જ નિયંત્રિત લોકશાહી ધરાવતા આપણા પડોશના રાજ્યમાં, ફીલ્ડ માર્શલ સામે એક આધેડ સન્નારીએ જંગમાં ઝૂકાવીને લોકમતને જાગૃત કરવામાં અસાધારણ ફાળો આપ્યો ગણાય. પ્રમુખ અયુબ જંગી બહુમતિથી ચૂંટાઇ આવ્યા તે એટલું મહત્ત્વનું નથી જેટલું કે મતાધિકારથી વંચિત જનતાએ ચાલુ શાસન વિરુદ્ધ ૨૧૦૦૦ મતથી વિરોધ નોંધાવી જાગૃતિ બતાવી. ભવિષ્ય માટે આ એક સારી એંધાણી છે અને મીસ ફાતિમા ઝીણા આને માટે યશના અધિકારી છે. લોકશાહીમાં પણ સ્થાપિત પક્ષ સામે વિરોધ કેળવવા કેવડી મોટી નૈતિક તાકાતની જરૂર પડે છે તેનો વિચાર કરતાં મીસ ફાતિમાની સિદ્ધિ નાનીસુની ન ગણી શકાય.

## ધનુષકોડી

સામાન્યતઃ પણ ભારતનો દક્ષિણ છેડો હોવાથી તેમ જ એક તીર્થસ્થળ તરીકે ધનુષકોડી ઘેરઘેર જાણીતું છે ડિસેમ્બર ૨૪ની દુર્ઘટનાથી તે હવે જગજાહેર નામ બન્યું છે. સિલોન તેમ જ ભારતના મળીને હજાર ઉપરાત લોકોએ જાન ગુમાવવા ઉપરાત મિલકતને પણ તેટલું જ નુકસાન થયું છે. આધરીશ એન્જિનીયરે બનાવેલો, અને ઇજનેરી કલા કૌશલના નમૂના સરખો પમ્બન રેલવે પૂલ સાફ થઇ ગયો છે.

સહાનુભૂતિ તો અવિરતપણે વરસી રહી છે અને કેન્દ્ર તેમજ મદ્રાસ સરકારે પ્રશંસનીય ઝડપથી મદદ કરી છે.

આ દુર્ઘટનાના સંદર્ભમાં સદીની શરૂઆતમાં જન્મ પામેલી સેતુ સમુદ્રમતી યોજના હવે મહત્ત્વ ધારશે. હિંદી મહાસાગરમાંથી બંગાળના અખાતમાં જવા માટે લંકાને

ચક્કર મારીને જવું પડે છે. સૂચિત યોજનામાં ધનુષ્કોડી પાસે કેનાલ રચીને બન્ને સમુદ્રોને જોડવા ધાર્યું છે. આમ થશે તો સુગમ જળમાર્ગની સ્થાપના ઉપરાંત ધનુષ્કોડીનો પુનરોદ્ધાર આદર્શ રીતે થવા પામશે.

## મૈથિલીશરણ

'પૂરી હો તુમ્હારી અભિલાષા ઔર કયા કહું
કિન્તુ રહ સકતા યહાં નહીં મૈં જાતા હૂં'

ભારતના રાષ્ટ્રકવિ શ્રી. મૈથિલીશરણ ગુપ્તજીનો દેહાંત થયો છે. કેવળ હિંદીભાષી પ્રદેશમાં જ નહીં, પરંતુ દેશને ખૂણેખૂણે તેમનું નામ અને તેમની કવિતા લોકજીભે છે. સાકેત, 'યશોધરા', 'ભારત-ભારતી' એ તેમની ચિરસ્મરણીય કૃતિઓ લેખાય છે. રાષ્ટ્ર ભાવનાનું વહેણ તેમના કવનમાં મુક્તપણે વહે છે અને ક્યારેક તો જયઘોષનું સ્વરૂપ ધારણ કરે છે.

આર્યસંસ્કૃતિના પુરસ્કર્તા તરીકે તેમનું સ્થાન અજોડ રહ્યું છે. હિંદી કાવ્યપ્રતિભાનો ઝળહળતો તેજપુંજ અસ્ત થયો છે. હિંદી ખડી-બોલીના તેઓ વાલ્મિકી હતા. તેમનાથી નાનેરા ભાઈ સિયારામશરણ થોડા વખત પહેલા જ સ્વર્ગવાસી થયા

## તાતી જરૂર

રાજકોટ મુકામે સાહિત્ય સંસ્થાના દશાબ્દિ પ્રસંગે, રાજસ્થાન અને ગુજરાત એમ બન્ને પ્રદેશના સાહિત્યકારોનો સંગમ ગોઠવાયો તે એક નવી દિશા ચીંધે છે ગુજરાત અને રાજસ્થાનની સાહિત્ય વચ્ચે ભાવનાત્મક ઐક્ય અસ્તિત્વ ધરાવે છે તેની પ્રતીતિ આ પ્રસંગે થઈ. વળી ગુજરાતમાં રાજસ્થાનના સાહિત્યનો, અને રાજસ્થાનમાં ગુજરાતના સાહિત્યનો એક વર્ગ ઊભો થાય તેનાથી ભાષાવાદની સંકુચિતતા અવશ્ય ઓછી થશે. સવાલ એ છે કે આજ ધોરણે, ગુજરાતી-મરાઠી, મરાઠી-બંગાળી, હિન્દી-પંજાબી સાહિત્ય સમ્મેલનો ગોઠવી શકાય કે નહી? પ્રયોગ કરવા જેવો છે. હિન્દી આજે રાજ્યભાષા બનાવા બેઠી છે ત્યારે ભારતની મુખ્ય ચૌદ ભાષા બોલતા લોકોએ અરસપરસની બોલાતી બોલીમાં દિલચસ્પી લેવાની તાતી જરૂર છે. તામિલ વિષે ગુજરાત કાંઈ જ ન જાણે, અથવા બંગાળી બાબુ મરાઠીથી સાવ અજ્ઞાન હોય તે દરિદ્રતા કેવી ગણવી?

આજે મુંબઈમાં ગુજરાતી-મરાઠી એટલી ઓતપ્રોત થયેલી છે કે ત્યાંના લોકોને તો એ વાતનો ખ્યાલ પણ નથી રહેતો કે બે ભાષાના લગ્નથી તેમનો વ્યવહાર ચાલી રહ્યો છે!

## 'રે પંખીડાં સુખથી ચણજો!'

નળ સરોવર ખાતે પંખીઓનું આગમન થઈ ચૂક્યું છે. જાત જાતના પક્ષીઓમાં મુખ્યત્વે ફ્લેમિંગો સૌનું ધ્યાન ખેંચે છે. હંસ અને બતકના વર્ગનું આ પક્ષી તેની સફેદ રૂંવાટી અને ડોકના બંકા મનોહર રુઆબથી આકર્ષણનું કેન્દ્ર બને છે અને તેને ટોળામાં ઊડતા જોઈ સહેલાણીઓ ભારે આનંદ અનુભવે છે સેંકડો માઈલોની મુસાફરી કરી, દિવસે આરામ અને રાત્રે ઉડ્ડયન કરી, કઈ રીતે તેમજ કઈ આંતરિક પ્રેરણાના બળે, આ પક્ષીઓ નિયમિત રીતે, નિયત સ્થળે, ઘણીવાર તો તેજ વૃક્ષની તેજ ડાળી શોધી કાઢીને, વસવાટ કરે છે, માળો બાંધે છે બચ્ચાં ઉછેરે છે અને ફરી પાછા મુકામ ઉપાડીને અદૃશ્ય થઈ જાય છે— આ બધું કેમ બનતું હશે?

ગુજરાતનું નળ સરોવર એક ભારે અણમોલ સ્થળ છે. તેના આકર્ષણમાં વધારો કરવા સરકાર ભલે જે કાંઈ કરવું ઘટે તે કરે પરંતુ પ્રકૃતિપ્રેમી-પક્ષીપ્રેમી-અને ફિલ્મફેની હાજરી આ જગાએ અનિવાર્ય લાગે છે. માયાનું જાદુ પંખીડાને ખેંચી લાવે છે. અને 'પ્રીત ન કરિયો કોઈ' માં શ્રેય માનતા આ પંખીડા નળસરોવર સાથે લગની લાગે તે પહેલા સ્થળાંતર કરી બેસે છે 'સારુ ચનતા ભલા' એ સૂત્ર તેમને કોણે શીખવ્યું હશે તે પણ સંશોધન માગી લે છે. તાજેતરમાં પોરબંદર પાસે ગોસાની ખાડીમાં ફ્લેમિંગો દેખાયા છે. રહેઠાણ માટેની બીજી આદર્શ ખોજ તેમણે શરૂ કરી હોય તો આપણે પણ સહકાર આપવો ઘટે છે. સંભવ છે કે અણુરજથી મુક્ત એવું વાતાવરણ તેઓ વિશ્વમાં શોધી રહ્યા હોય!

## ગૃહિણી કમર કસે

સીંદરી રસાયણ ખાતર કારખાનાના પ્રાયોગિક ખેતરમાં રીંગણાં અને ટમેટાંની ઉત્કૃષ્ટ અને મોટી જાત ઉત્પન્ન થઈ છે એક કોથળામાં આગ ત્રણ રીંગણાં માંડ સમાઈ શકે છે! આ હિસાબે એક—

ટમેટું પણ બારસું પાંચ રતલનું હોવું જોઈએ બીજા શાકભાજી ઊગાડવામાં આવે તો બીડો, સરગવાની શીંગ જેવડો, લીંબુ તડબૂચ જેવડું અને મોગરી ચંદવાના સ્વરૂપમાં જોવા મળે તો આશ્ચર્ય પામવાની જરૂર નથી. વિજ્ઞાનની મદદથી બાર હાથના ચીભડામા તેર હાથના બીજ શકયતા હવે હકીકત બની રહી છે.

ગૃહિણીઓ આ બાબતમાં અત્યારથી જ વિચાર કરવાનું ઠીક પડશે. હવે નાજુક અને નાનકડી પ્લાસ્ટિકની થેલીને બદલે આવાં શાકભાજીને સમાવવા મોટી અને મજબૂત શણની થેલી જોઈશે. રસોડામા તેને સમારવા છરી–ચપ્પુ પણ મોટા કદના વસાવવાં પડશે. ખાસ કરીને દશ રતલનું રીંગણું શાકમારકીટથી ખેંચી લાવવા પતિદેવની સહાયના જરૂરી બનશે અને વિશેષ તો આવું એક રીંગણું અથવા ટમેટું સામાન્ય કદના કુટુમ્બ માટે કોયડો ઊભા કરશે, કેમકે તેની જરૂરિયાતથી તે સવિશેષ હોઈ તેના વિભાજન માટે ગડભાંજ થશે. ખરી વાત તો એ છે કે હવે બે ત્રણ કે ચાર કુટુમ્બોએ સહકારી ભાવનાથી રંગાઈને શાકભાજી માટે ખરીદ–સમિતિ નીમવી અનુકૂળ પડશે. તેનાથી, જરૂરિયાત પ્રમાણે, સૌ પાછળથી વહેંચણી કરી શકે છે. અનાજની અછત છે– ભાવો આસમાને ચડતા જાય છે– નફાખોરીનો રોગ વધુ પ્રસરી રહ્યો છે ત્યારે વધુ સારી અને ઊંચી જાતના શાકભાજી, રાસાયણિક ખાતરની મદદથી મળી શકતા હોય તો પરિસ્થિતિ માટે કમર કસવી જ રહી, કેમકે વડોદરાથી પ્રાપ્ત થયા બીજા સમચાર અડધા મણનું પોપૈયું અને ૧૨ શેરના મૂળાને ચમકાવી જાય છે.

## પોલાદના સમ્રાટ

૭મી ડિસેમ્બરે સ્વ. જમશેદજી તાતાના ૧૨૫મા જન્મજયતિ પ્રસંગે તાર અને ટપાલ ખાતા તરફથી એક ખાસ ટિકિટ બહાર પાડવાનો આશય વિસ્મૃતિની ખાખમાંથી એક યાદગીરીને તાજી કરવાનો હતો. આમ તો સરકાર તરફથી લોખંડના કારખાના એક પછી એક ઊભાં થતાં રહ્યાં છે. પરન્તુ જેમના મૃત્યુને પણ ૬૦ વર્ષ થવા આવ્યાં તે જમશેદજી તાતાએ બ્રિટિશ હકુમત દરમ્યાન દેશના ઉદ્યોગીકરણનો પાયો નાખ્યો તે આર્ષદષ્ટિ સૂચવે છે. કેવળ આઝાદીથી રાષ્ટ્રની જનતાનું પેટ ભરાતું નથી. આજની પેઢી દુર્ગાપુર, રાંચી, ભીલાઈ, બેંગલોર અને અવાડી ખાતે પોલાદમાંથી બનતી પેદાશો જોઈ ગૌરવ અનુભવે ત્યારે એ ભૂલાવું ન જોઈએ કે આજથી સો વર્ષ પહેલા રાષ્ટ્રના એક સપૂતને આવું સોણુંલુ આવ્યું હતું, જેને સાકાર થતું જોવા તે તો હયાત નથી પણ વર્તમાન પેઢીએ તેની યાદ અચૂક હૃદયે રાખી છે.

## નેપાળ

બત્રીસ હજાર ચોરસફૂટ વિસ્તારમા નેપાળ ખાતે 'ભારત–દર્શન્' નામનું પ્રદર્શન યોજી, બન્ને દેશ વચ્ચે નીકટતા સ્થાપવાનો પ્રયત્ન સ્તુત્ય છે. વિવિધ ક્ષેત્રમા ભારતે સાધેલી પ્રગતિ નેપાળના પ્રજાજનો જોઈ શકશે. અને ચીનની પ્રગતિ સાથે સરખામણી કરી શકશે. વિદેશોમા મોટા પાયાપર યોજાતું આ ત્રીજું પ્રદર્શન છે, અ નેનું ઉદ્‌ઘાટન રાજા મહેન્દ્રે કર્યું હતું અને ઓછું બોલતા પણ વધુ કામ કરી બતાવવા વિદેશ વેપાર પ્રધાન મનુભાઈ શાહ ભારત સરકાર વતી હાજર હતા.

આ સમયે જ બે મહત્ત્વપૂર્ણ ઘટના બની. નેપાળ અને પાકિસ્તાન વચ્ચે વેપાર–વિનિયમ માટે પશ્ચિમ બંગાળની સરહદ ઉપર 'રાધિકાપુર' ખાતે થાણું ખોલવા ભારતે અનુમતિ આપી આ પ્રશ્ન ઉપર વિવાદ ચાલુ હતો અને મડાગાંઠ પડી હતી અને ઉકેલવા માટે શાસ્ત્રીજીએ હાથ ધરવો પડયો હતો, અને સુખદ રીતે પતી ગયો. બીજી તરફ નાગપુર ખાતે R S S. ના અધિવેશનમાં હાજરી આપવા એક હિન્દુ રાજવી તરીકે મહેન્દ્રને સંચાલકો તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું અને તેમણે સ્વીકાર્યું હતુ. તેમની મુલાકાત સંપૂર્ણરીતે ખાનગી હતી અને ભારત સરકારે આ બાબતમાં સંપૂર્ણ મૌન સેવ્યું હતુ. ભારતની એક કોમવાદી સંસ્થાના આશ્રયે મહેન્દ્રનું બહુમાન થાય તો તેના પ્રત્યાઘાતો અવશ્ય પડે જ. છેવટે, મુલાકાત રદ કરીને, નેપાળના રાજવીએ વધુ શાણપણ ભર્યો રાહ લીધો ખરો.

## શરાવતી

ભારતનો સૌથી ઊંચો જળધોધ મૈસૂર રાજ્યમાં 'જોગ' નામથી શરાવતી નદી ઉપર ૮૩૦ ફીટ ઊંચાઈએથી પડે છે. અહીં જે વિરાટ શક્તિ વેડફાઈ જાય છે. તેને નાથીને વીજળી ઉત્પન્ન કરવાની યોજના આઝાદી પછી અમલમાં આવી. દસ જનરેટરોની મદદથી અઢી લાખ કીલોવોલ્ટ વીજળી શક્તિ ઉત્પન્ન કરવા, ૮૫ કરોડ રૂપિયાની યોજના અડધી તો પૂરી થવા આવી છે અને પહેલું જનરેટર આ માસના અંતથી કામ આપવાનું શરૂ કરશે. વિશ્વની સૌથી મોટી વીજળી યોજનાઓ સાથે સરખાવી શકાય તેવડી આ વિકટ આ યોજનાનું અધું ખર્ચ અમેરિકન મદદથી મળી ચૂક્યું છે. જોગના ધોધથી થોડે દૂર એક બંધ બાંધીને તેમજ નદીની બીજી શાખા ઉપર બીજો બંધ બાંધી વિદ્યુત મથક માટે પાણી પૂરવઠો પૂરો પાડવાની વ્યવસ્થા થઈ જવામાં છે. મૈસૂર રાજ્ય સ્વ. પ્રખ્યાત ઇજનેર વિશ્વેશ્વરૈયાના વખતથી જ ઉદ્યોગીકરણની બાબતમાં આગળ છે જ અને વીજળીની ખાધ ત્યાં સારા પ્રમાણમાં રહે છે.

ગુજરાતની ધુવારણ યોજનાની ખૂબી એ છે કે તેનું વીજળી મથક ગેસ, ડીઝલ અથવા કોલસા ત્રણમાંથી ગમે તેનાથી ચલાવી શકાય તેવી રચના તેમાં કરી છે. તારાપોર ખાતે અણુ વીજળી મથક, જે ભારતનું પ્રથમ હશે, તે તૈયાર થઇ રહ્યું છે. આ ત્રણે યોજનામાં, નાણાકીય સહાયને બાકાત રાખીએ તો પણ જે Technical તથા સાધનોની મદદ અમેરીકા આપી રહ્યું એ તેનું મૂલ્યાંકન કરવું સામાન્ય માનવી માટે શક્ય નથી. તાલીમ લઈ રહેલા ઈજનેરો અને યોજનામાં રોકાયેલા નિષ્ણાતો જ સાચી મૂલવણી કરી શકે. અહીં તો અંગુલિનિર્દેશ માત્ર છે. વીજળીકરણની ત્રણેક ડઝન નાનીમોટી યોજનાઓ દેશભરમાં આકાર લઇ રહી છે. આ તો માત્ર વીજળીના ક્ષેત્રની વાત થઈ. જો દેશની જનતા નવનિર્માણમાં રસ લઇ હિસ્સો આપી શકતી નથી તે કદી મહાન થઇ શકતી નથી.

## દુર્ગાપુર

કોંગ્રેસનું ૬૯મું અધિવેશન દુર્ગાપુર ખાતે પૂરું થયું. ખાસ કરીને બે બાબતાએ સારું ધ્યાન ખેંચ્યું છે. પહેલી વાત કોંગ્રેસ પ્રમુખ શ્રી કામરાજે તેમના ભાષણમાં ચોથી યોજનાના કદ વિષે કરી તે છે. પહેલી ત્રણે યોજનાના કુલ રોકાણ જેટલું ચોથી યોજનામાં, ૨૨ હજાર કરોડ રૂપિયા રોકવાની જાહેરાત થઇ છે. વાસ્તવમાં ત્રણ યોજનાને અંતે સામાન્ય માનવી આજે હતાશા અનુભવતો રહ્યો છે. આવી સ્થિતિમાં આવડા મોટા રોકાણથી તેની આશાને બળ મળે તેવું વાતાવરણ દૃષ્ટિગોચર થતુ નથી. કામરાજે સાચી વાત કહી છે કે મૂડી કરવેરા દ્વારા ભેગી કરતાં તેની કમર તો નહીં તૂટી જાય ને?

બીજી બાબત કાશ્મિર રાજ્યમાં કોંગ્રેસની શાખા સ્થાપવાને લગતા નિર્ણયની છે. નિર્ણયના વિષયને માટે કાઇ જ કહેવાનું નથી. થોડા વખત પહેલા શાસ્ત્રીજીએ કહેલુ કે કાશ્મિર, નાગલેન્ડ જેવા પ્રશ્નો રાજકીય રીતે ઉકેલવા જોઇએ તે સંદર્ભમાં આ બાબત સૂચક બને છે. ખરી રીતે તો આજસુધી આ બાબતમાં કોઇને કેમ કાંઇ ન સૂઝયું તેની નવાઇ લાગે છે અને આ નિર્ણય આજથી વર્ષો પહેલાં લેવાની જરૂર હતી. આ બે મુખ્ય મુદ્દાને બાદ કરતાં દુર્ગાપુર અધિવેશને ચીલા ચાલુ વિષયો ઉપર ધાર્યા પ્રમાણે ઠરાવો ઘડાયા છે. અન્નની બાબતમાં, ખેત-પેદાશ વધારવાની બાબતમાં તેમજ ચોથી યોજનામાં ખેતીવાડીને પ્રાધાન્ય આપવામાં સર્વાનુમતિ જોવા મળી; અને જ્યાંસુધી અન્નક્ષેત્રે સ્વાવલંબન નહીં સાંપડે ત્યાંસુધી દેશનો આર્થિક પાયો ન બની શકે તે સત્યને સાચી વાચાનુ સ્વરૂપ મળ્યું.

## વ્યર્થ શહિદી

ઓખા ખાતે સ્ટેટ બેન્કની કચેરીમાં ધોળે દિવસે એક દીપડો ઘૂસી ગયો— બે ત્રણ કર્મચારીઓને ઈજા પહોંચાડી અને એક ઓરડીમાં આશ્રય લેતાં કોઇએ સમયસૂચકતા વાપરી, બારણું બંધ કરી, પોલીસને ખબર અપાતાં, તેને ઠાર કરાયો.

સંભવ છે કે કોઈ આર્થિક સમસ્યાની સૂઝ માટે તે બેન્કમાં આવી ચડયા હોય અથવા સહ અસ્તિત્વનો શકયતા તપાસવા એક અખતરો કર્યો

હોય અગર તો કુતૂહલને વશ થઇ, માનવપ્રાણી બિલ્લીને વાઘની માશી ગણે છે. તો બહુબહુ તો પોતાને તેનો 'મોટાભાઇ' ગણશે તેવા કોઇ સબબની ખોજ આવી મુલાકાતનો હેતુ હોય પરંતુ ગોળીએ વીંધાઇ જવાની તેની તૈયારી ભાગ્યેજ હશે જો કે મૃત્યુ પછી તેને સરઘસ રૂપે ગામમાં ફેરવ્યો હતો પરંતુ આ બનાવ અમેરિકામાં બન્યો હોત તો બિલાડીના વંશના આ પ્રાણીની કીર્તિ ચોતરફ ફેલાણી હોત થોડીજ મિનિટોમાં પત્રકારો તેમજ ફોટોગ્રાફરો નો કાફલો તે ગામમાં ઘૂમી વળ્યો હોત, અને તે ગામની, બેન્કવાળી શેરીની, બેન્કની બેન્કના ઓરડાની મેનેજર તેમજ સ્ટાફની જે ઓરડીમાં ચિત્તો ફસાયો તેની તેમજ ચિત્તાની એમ અનેક તસ્વીરો ખેંચી હોત અને શીર્ષક તળે આકર્ષક અહેવાલ સાથે છાપી હોત તેટલુંજ નહીં પણ આ માસાહારી ચોપગાની યાદમાં પ્રાણીપ્રેમીઓએ એક ફંડ શરૂ કર્યું હોત, અને બેન્કના કમ્પાઉન્ડમાં તેની આકર્ષક કબર બનાવવા સૂચનો થયા હોત અફસોસ કે ઓખા ખાતે ચિત્તાની શહિદી નિષ્ફળ ગઇ

## બ્રિટનના રાજકવિ

બ્રિટનના રાજકવિ ટી એસ એલિયટ ૭૬ વર્ષની વયે મૃત્યુ પામ્યા છે જન્મે અમેરિકન અને ધંધાથી બેન્ક કારકુન, એલિયટ બ્રિટનમાં ઘણા વર્ષો રહ્યા અને ત્યાંનુ નાગરિકત્વ સ્વીકાર્યું વિશ્વવિખ્યાત ફિલસૂફ બટ્રાન્ડ રસેલના તેઓ પ્રિય અને ઉત્તમ શિષ્ય હતા પૂર્વની અને પશ્ચિમની ઘણી ભાષાઓનો તેમણે અભ્યાસ કર્યો હતો પ્રથમ પંક્તિના કવિ અને નાટયકાર હોવા ઉપરાંત વિવેચક તરીકે પણ અસાધારણ સફળતા મેળવી. ધર્મ અને શ્રદ્ધાના અવલંબનથી મનુષ્ય જીવનસંગ્રામમાં ઝઝૂમી શકે છે એવુ દર્શન તેમના કાવ્યો અને નાટકોમાથી વાચકને સાપડી રહે છે ૧૯૪૮નુ નોબેલ પારિતોષિક સાહિત્ય માટે તેમને મળ્યુ તેમજ બ્રિટનનો મોભો 'ઓર્ડર ઓફ મેરિટ' (O M) ઇલ્કાબ પણ તેમને એનાયત કરવામાં આવ્યો તેમની મૌલિક પ્રતિભાથી તેમનુ વિવેચન-સાહિત્ય પ્રમાણભૂત માનદંડ ગણાય છે અને અગ્રેજી સાહિત્યમાં એલિયટનુ સ્થાન આજે તો અજોડ છે થોડો સમય પહેલા સોમરસેટ મોમે તેમની ઓળખાણ આપતા કહ્યું હતુ કે એલિયટ અગ્રેજી ભાષાનો સર્વોત્તમ જીવંત કવિ છે હવે તેઓ જીવંત નથી

## ૧૯૬૫ —પ્રારંભ—

આંતરરાષ્ટ્રીય સહકાર વર્ષનો પ્રારંભ ઇન્ડોનેશિયાના રાષ્ટ્રસંઘથી થયાં છૂટા થયાંથી કહે છે કે, તેઓ યુનો છોડી જાય છે વાસ્તવમાં ચીનને આજે કોઇનો મજબૂત ટેકો હોય તો તે સુકર્ણોનો હરીફ વિશ્વસંસ્થા સ્થાપવાની વાતો પણ ચાલે છે કાશ્મિરનો પ્રશ્ન નહી પતે તો પાકિસ્તાન પણ યુનોમાથી નીકળી જશે આવી વાતો ત્રીજા દેશમાથી ઇરાદાપૂર્વક વહેતી કરવામાં આવે છે જો કે પ્રેસિડન્ટ જોનસને તેમના નૂતન વર્ષના સદેશમાં સોવિયેટ નેતાઓને અમેરિકાની મુલાકાત લેવા હાર્દિક આમત્રણ પાઠવ્યુ છે અને તેના પ્રત્યાઘાતો પણ સાનુકૂળ પડયા છે છતાપણ વિશ્વ પરિસ્થિતિનુ અને વિશ્વસંસ્થાનુ આશાપ્રેરક કે ઉજ્જવળ ચિત્ર ઉપસતુ નથી તગદીલીમાં સતત વધારો થઈ રહ્યો છે અને તેમાં વધારો કરવા માટે કેટલાક રાષ્ટ્રો પધારો લઇ બેઠા છે ૧૯૬૫માં કટોકટી વિશેષ ઘેરી બને એવા અણસારો સતત દૃષ્ટિગોચર થાય છે

પરંતુ ભારતને લાગેવળગે છે ત્યાંસુધીમાં 'તમે આ ચિત્રમાં કયા છો?' એ પ્રશ્નનો જવાબ દરેક સમજુ નાગરિક પોતાની જાતને પૂછીને મેળવવાનો રહેશે દેશનું પુનરુત્થાન મ્રી રહેલી રાષ્ટ્રીય સરકારની ભગીરથ યોજનાઓની શૃખલામાં મણકો બની રહેવા ઉમેદ રાખી છે? અથવા પરિસ્થિતિનો લાભ લઇ કાગડાની પેઠે સ્વાર્થલોલુપ બની ધન કમાવા અને લખપતિ બનવા તૈયારી માડી છે? અથવા અફવાઓને તાલે થઇ અન્ન-કતારે'માં જોડાઇને અસતુષ્ટ જીવ કમાની પેઠે ફરિયાદનો રાહ લઇ સમય વ્યતીત કરો છો – તમે કયા છો?

*

## 'કામ અધરું' છે

રતિભાઈ ગોંધિયા

દેશમાં વ્યાપેલી અનૈતિકતા અને લાંચ રૂશ્વત સામેની પ્રજાની નારાજી અને નિરાશા છાનાં નથી. સરકાર એને માટે સારી રીતે બદનામ અને ટીકાપાત્ર છે. કેટલીક બાબતોમાં આપણને એમ લાગે કે સરકાર આમ આમ કરતી હોય તો! પણ સમાજના નીચેના થર સુધી વ્યાપક બની ગયેલી આ નબળાઈને દૂર કરવાનું કેટલું અઘરૂં છે અને તેમાં કેવી કેવી મુશ્કેલીઓ આવે છે તે તાજેતરના બે પ્રસંગોથી જાણવા મળ્યું.

પ્રજાને પોતાની રોજબરોજની ઘણી બાબતોમાં જેમની પાસે જવું પડે તેવા એક તાલુકાના વડા અધિકારીએ લાંચ લેવામાં માઝા મૂકી. પ્રજાનું એક પણ કામ તે ભાઈ પૈસા વગર કરે જ નહિ. ૧ રૂપિયાથી માંડી ૨૦૦-૫૦૦ સુધીની લાંચ લેવાની તેમણે તો દુકાન જ ઉઘાડી દીધી હતી. પ્રજાના ત્રાસનો પાર ન રહ્યો!

આ દુષ્કૃત્ય રોકવા તે અમલદારને ઘણી વખત સમજાવવા અને વિનવવામાં આવ્યા પણ પરિણામ શૂન્ય! છેલ્લે તેમની આ નબળાઈ માટે એક પ્રજાસેવકે તેમના ખાતાના પ્રધાનશ્રીને ફરિયાદ કરી. એ ફરિયાદ પરથી તપાસ આવી એટલે અમલદાર દોડયા પ્રજાસેવક પાસે અને શંકરના મંદિરે હાથમાં પાણી લઈ આજથી લાંચ ન લેવાનું પાણી મૂકયું.

લાંચ રૂશ્વતનું 'છટકું' ગોઠવી આ અમલદારને પકડાવી દેવાનો એક બીજો પ્રયત્ન એક બીજા પ્રજાસેવક કરી રહ્યા હતા. તે ગોઠવણી શંકર ભગવાનની સાક્ષીએ પાણી મુકાયું તેને બીજે જ દિવસે થઈ ગઈ. અને મન, વચન અને ભક્તિથી પાપ ન કરવાનું વચન લેનાર એ અમલદારે બીજે જ દિવસે લાંચ લીધી અને છટકામાં પકડાઈ ગયા!

આ અનુભવે અમને ત્રણ વાતોથી પ્રતિતી થઈ કે કામ કેટલું અઘરૂં છે તેનો ખ્યાલ આવ્યો. એ વાતો આવી છે.

૧. છટકું ગોઠવવાનું કામ સામાન્ય માણસનું નથી. તેમાં ખૂબ જ ગુપ્તતા રાખવી પડે-સારા પંચો હાજર રાખવા પડે, ફરિયાદીને અગાઉ લાંચરૂશ્વત ખાતાના વડા પાસે રજૂ કરવો પડે. છેલ્લે બધું પાર ઉતરે ત્યાં સુધી મનને પાર વગરની તાણ ભોગવવી પડે અને ગોઠવતા પડેલા ઓછામાં ઓછા ૧૦-૧૫ દહાડાનો સમય આપવો પડે અને પછી છેલ્લે લાંચ લઈને ઝડપાઈ ગયા પછી એ અમલદારની સ્થિતિનું કરૂણ દશ્ય ઊભું થાય છે તે આપણા મનને ઠીક ઠીક મુશ્કેલીમાં મૂકે છે.

૨. લાંચરૂશ્વતનું છટકું સફળ થઈ ગયા પછી દયા, કરૂણા અને ભીરૂતાના વારસદાર જેવા સમાજ તરફથી જે એક મોટી આફત આવી પડે છે તેની સામે ટકવાનું સામાન્ય માણસનું ગજું નથી. અને તેથી વધુ પેલા અમલદારના સગાઓ અને કુટુંબીઓ જે દયાની યાચના કરે છે તે આપણું મન હલાવી દે છે. આ કિસ્સામાં એવું જ બન્યું. પ્રજાના માણસો (લાંચ આપનારા પણ) અમલદારની દયા ખાવા લાગ્યા અને પ્રજા સેવકને સલાહ આપવા માંડયાં, 'ભાઈ, આવું પાપ શું કરવા માથે લો છો? બિચારાને હવે છોડો.' અને સહુથી વિશેષ નાજુક સ્થિતિ ત્યારે સર્જાય છે કે જ્યારે પેલા પ્રજાસેવકના કુટુંબીઓજ તેમને કહે છે કે 'આપણે શા માટે કોઈના બાળબચ્ચાના નિસાસા લઈએ!'

આવી બધી દયામય અને કરૂણામય લાગણીઓનો હુમલો પેલા પ્રજાસેવક ઉપર થઈ રહ્યો છે. અને સ્થિતિ એવી થઈ છે કે તેમને માટે ત્યાં રહેવાનું અઘરૂં થઈ પડયું છે.

૩. ખાસ અનુભવ તો એ થયો કે લોકોને નૈતિકતા, સચ્ચાઈ અને પ્રમાણિકતાની જાણે કશી જ પડી નથી. તેની ગંભીરતા લોકોના મનમાંથી નીકળી ગઈ છે. એમ ન હોત તો એક દિવસ પહેલાં જ શંકર ભગવાનની સાક્ષીએ લાંચ ન લેવાનું

પાણી મુકનાર પેલા અમલદાર બીજે જ દિવસે લાચ ન લેત !

'રઘુકુળ રીતી સદા ચલી આઇ પ્રાણુ જાય વરૂ વચન ન જાય' તે સૂત્રો શું પ્રજાએ સમજપૂર્વક ફેરવી નાંખ્યું છે અને નવું સૂત્ર 'રઘુકુળ રીતી સદા ચલી આઇ વચન જાય વરૂ પ્રાણુ ન જાય' અપનાવ્યું છે ? સમાજના મનની એ વાત પેલા રઘુકુળના રઘુપતિ સિવાય કોણ જાણી શકે ?

આ ત્રણ વાતોને ચડી જાય તેવો છેલ્લો અનુભવ અમને જે થયો તેણે અમારા મનને ગોટાળે ચડાવી દીધું ! પાર વગરની લાચ લેતા – ગરીબો પ્રત્યે દયાહીનતા બતાવનાર એ કડક અમલદાર જ્યારે લાંચના છટકામાં પકડાઇ ગયો ત્યારે તે જે રીતે પોકે પોકે પોતાની કચેરીમાં રડયો ત્યારે અમારી સામે અજબ ચિત્ર ખડું થયું અને અમારૂં હૃદય હાલી ઊઠ્યું !

છટકું ગોઠવ્યા વગર એક મોટી લાચમા એક બીજા ખાતાના મુખ્ય અમલદારની લાચને પકડી પાડતા જે અનુભવ થયો તે પણ જાણવા જેવો છે.

એક વિભાગના એ વડા અધિકારીની લાચ લેવાની કોઇ સીમા નહોતી. તે લગભગ ત્રણ અને ચાર આંકડાની જ લાંચ લેવાની ટેવવાળા હતા. તેના આ ત્રાસથી પ્રજા ત્રાસી ગઇ હતી. તેમાં જ્યારે એક માણુસની રૂા. ૨૫૦૦ની લાંચ ન આપવા બદલ તેણે જે ખાનાખરાબી કરી તેથી એક પ્રજાસેવકને આ અમલદારનો ત્રાસ દૂર કરવા કમર કસવાની પ્રેરણા મળી.

એ એક કમનસીબ માણુસનો રૂા. ૨૫૦૦ની લાંચ ન આપવા બદલ ૨૫૦૦૦ રૂા. નો દંડ કરવામાં આવ્યો અને તેની માલ મિલકત જપ્ત કરી. માણુસ અરધા ગાંડા જેવો ચીંથરેહાલ થઇ જ્યાં ત્યાં રખડવા માંડયો ત્યારે એક દયાનું વાતાવરણ ઊભું થયું અને પેલા પ્રજાસેવકનું મન દ્રવી ઉઠ્યું. તેમાંએ જ્યારે એ ચીંથરેહાલ બનેલા માણુસના સાસુ સસરા, જમાઈ અને દીકરીની આ હાલત વિશે ચિંતાથી ટ્રેઇનમાં વાત કરતા હતા તે એક માનનીય ધારાસભ્યે સાંભળી ત્યારે તે ધારાસભ્યનું મન પણ કરૂણાથી ભરાઈ ગયું.

આ અમલદારે પોતાની લાંચ લેવાની અજબ દુનિયાને બે રક્ષણો ઊભા કરી રક્ષિત કરી હતી. એક તો તેની ઓફિસના ૩–૪ માણુસોને તેણે ભાગીદાર બનાવેલા. એટલે પ્રથમ પોતે સીધી લાંચ લેજ નાહ અને છટકું ગોઠવાય નહિ. બીજું ગામના નગરશેઠ જેવા ખૂબ જ પ્રતિષ્ઠિત માણુસ સાથે તેણે અંગત મિત્રતા કેળવી હતી. અને ગામમાં તે પ્રતિષ્ઠિત વ્યક્તિની મોટરમાં જ ફરે. આને કારણે તેની સામે આખ ઉંચી કરવાનું સારી રીતે અઘરૂં હતું.

પણ દરેક દૂષણને કયારેક તો બંધ થવું જ પડે છે તેમ આ હોશિયાર અમલદાર પણ એક વાંચ લેવાની બાબતમા ઝડપાઈ ગયા અને લાંચ આપનાર ત્રણ માણુસોને લઇને પેલા પ્રજાસેવક એ ખાતાના પ્રધાનશ્રી પાસે પહોંચ્યા ને બધું લેખિત આપ્યું. આ ફરિયાદની બરાબર તપાસ થાય તે માટે એ અમલદારને સરકારે તારથી બદલ્યા !

આ વાતની ખબર પડતા જ મગરૂર થઇને ફરતા એ અમલદાર પેલા પ્રજાસેવક પાસે દોડયા અને કઇક કાકલુદીઓ કરવા મંડયા અને કોઇ રીતે બચાવી લેવા વિનવવા લાગ્યા ! પેલા પ્રજાસેવકને પણ મૂંઝવણ થઇ કે 'બિચારો દૂખી થશે.'

આ અનુભવે એ બતાવ્યું કે પ્રજામાથી અને તંત્રમાથી લાંચરૂશ્વત નાબૂદ કરવાનું કામ ખૂબ ખૂબ અઘરૂં છે. દૂષણ પ્રજાના હાડેહાડમાં વ્યાપી ગયું છે ખોટે રસ્તે પોતાના ઘરમાં પૈસા આવતા હોય તો સહુને તે ગમે છે એટલે જ્યાંસુધી પ્રજાનુ પોતાનું જ નૈતિકસ્તર સુધરશે નહિ ત્યાંસુધી આપણો પાર નહિ આવે. અહીં રજૂ કરેલા પ્રસગો ઉત્સાહ આપનારા છે છતાં તે થીગડાં છે. પ્રજા ઘડનરનો વિચાર કરતા શ્રદ્ધેય વ્યક્તિઓ આ માટે કંઇ વિચારશે ? સૂચવશે ?

*

# પ્રેરક પ્રસંગો

## ૧. શિસ્ત

એક વખત સેવાગ્રામમાં કોઈ સ્વયંસેવકદળના માણસો ગાંધીજીને મળવાને આવ્યા. પોતાના દળની કવાયત અને ડ્રીલ ગાંધીજીને બતાવી એમને એમના આશીર્વાદ મેળવવા હતા. ગાંધીજીએ એમને સમય આપ્યો તે મુજબ એમણે શિસ્તબદ્ધ રીતે એમનો કાર્યક્રમ રજૂ કર્યો અને બાપુજીએ આ બધું જોઈને પોતાનો સંતોષ વ્યક્ત કર્યો. બધા સ્વયંસેવકો પોતપોતાની કતારમાં દૂર બેઠા હતા. ગાંધીજીએ કહ્યું, 'ભાઈઓ, મારા બે શબ્દો સાંભળવા હોય તો જરા નજીક આવો.'

ગાંધીજીની સૂચના સાંભળતાં જ બધા સ્વયંસેવકો એકાએક ઊઠીને ટોળામાં અસ્તવ્યસ્ત રીતે ગાંધીજી આગળ આવીને ખડા થઈ ગયા; જાણે કોઈ ગામડિયાઓનું ટોળું ન હોય!

ગાંધીજીએ કહ્યું 'તમે બધા તો તાલીમ પામેલા નવયુવકો છો અને શિસ્તપૂર્વક કતારમાં કેમ ચાલવું, કેમ દોડવું એના અનેક સુંદર પ્રયોગો અહીં કરી બતાવી ચૂકયા છો. હવે જ્યારે તમે બેઠા હતા ત્યાંથી ઊઠીને મારી પાસે આવ્યા ત્યારે પણ એ જ રીતે શિસ્તપૂર્વક આગળ ચાલ્યા હોત તો મને અત્યંત આનંદ થાત. જેમ તમે બેઠા હતા તેમને તેમ ઊભા થઈ કતારમાં આગળ આવી મારી સામે અર્ધવર્તુલાકારમાં આગળના લોક બેસતા જાત અને પાછળના ઊભા રહેત અને એમ એક પછી એક કતાર ગોઠવાઈ ગઈ હોત તો આપની બતાવેલી કવાયત સાર્થક થાત. શું તમારી કવાયત દેખાડવાને માટે જ છે? એનો અમલ રોજિંદા જીવનની વ્યવસ્થા રાખવામાં આવે તો કેટલું સારું!'

આમ કવાયતની તંત્રનિષ્ઠા રાખી બધાં કામ વ્યવસ્થિત રીતે કરવાની સલાહ આપી. ગાંધીજીએ અંતમાં હસતાં હસતાં કહ્યું: 'આપ સૌ મારી પરીક્ષામાં પાસ ન થયા ને?' અને પેલા સ્વયંસેવકો પણ પોતાની લાચારીનું ફિક્કું હાસ્ય મોં ઉપર રાખી છૂટા પડ્યા. —કાકા કાલેલકર

## ૨. જાટ–સ્ત્રીનો ઉપદેશ

કેટલીક વખત સાધારણ અભણ સ્ત્રીઓની વાતો પણ લાખ રૂપિયાની હોય છે. આપણને એક સાધારણ વ્યક્તિત્વવાળી લાગતી સ્ત્રી પણ જીવનને પલટાવનારી બની શકે છે. ઇતિહાસનાં પૃષ્ઠો ઉથલાવતાં અનેક સ્ત્રીઓ મળી આવશે કે જેમણે કંઈક શિખામણના બે શબ્દો કહી માનવીને ભૂલનો ભોગ બનતો અટકાવ્યો હશે.

હું તમને એક વૃદ્ધ જાટ–સ્ત્રીની વાત કહીશ:

વાત તો ઘણી જૂની છે. લગભગ ૪૦૦ વર્ષ પહેલાં મારવાડમાં મહારાજા જોધાજી રાજ કરતા હતા. તે વખતે ન તો જોધપુર નગર હતું કે ન ત્યાં મારવાડની રાજધાની હતી. મહારાજા જોધાજીના વખતમાં મંડોર રાજધાની હતી તે જાણીતી વાત છે. જોધાજીના પિતા રાવ રિડમલજી હતા. ઘણા જ બહાદુર અને તેઓ ઓજસપૂર્ણ વ્યક્તિત્વ ધરાવતા હતા. પરંતુ એક દિવસ શત્રુઓએ દગો કરી મેવાડમાં ઉદયપુર નામના નગરમાં તેમને મારી નાખ્યા. દુર્દૈવ તો એવું કે મહારાજા જોધાજી પણ પિતા સાથે ઉદયપુર આવ્યા હતા. તેમનો જીવ પણ ભયમાં જ હતો. પરંતુ જોધાજીએ હિંમત અને સબૂરી રાખી યુક્તિપૂર્વક ઉદયપુરથી પ્રાણ બચાવી ભાગ્યા! ભાગીને છૂપો વેશ પરિધાન કરીને મંડોર પહોંચ્યા. પરંતુ મંડોરની હાલતમાં ફેરફાર થઈ ગયો હતો. મંડોરમાં રાવ રિડમલજી કે જોધાજીનું નામનિશાન ન હતું. મેવાડના રાણાએ જેવું રાવ રિડમલજીનું ખૂન થયું કે તરત જ મંડોર સહેલાઈથી કબ્જે કર્યું હતું. તેથી મહારાજા જોધાજી પણ ત્યાંથી નિરાશ થઈને ચાલ્યા.

પરંતુ જોધાજી આખર તો રાવ રિડમલજીનો

પુત્રને! તેણે નિરાશ થયા વિના થોડા દિવસ છૂપા રહીને; દોડ-ધામ કરીને એક નાની એવી સેના તૈયાર કરી. મંડોર તો રાજધાની કહેવાય; વળી મેવાડના રાણાએ તાજેતરમાં જીતી લીધેલું હતું તેથી ત્યાં સૈન્ય પુષ્કળ પ્રમાણમાં હતું. વળી મંડોરથી ભાગવાનો કોઈ મારગ ન હતો; અને તેથી આ કારણોને લીધે જ મહારાજા જોધાજી નિષ્ફળતાને વર્યા! તેમને ફરી પર્વતોની કંદરાઓનો આશ્રય લેવો પડયો!

હવે તો જોધાજી તદ્દન નિરાશ થઇ ગયા. ઘર-બાર તો હતાં જ નહીં. જે કાંઇ શક્તિ હતી તે ખરચાઇ ગઇ હતી. દુઃખી અને વ્યથિત હૃદયે જંગલમાં અહીંથી તહીં ફરતા હતા. અને મંડોર પાછું મેળવવા પ્રયાસ કરતા હતા.

એક દિવસ તેઓ ઘણા થાકેલા હતા. તેમના ઉદરમાં ભૂખ રૂપી અગન લબકારા મારતો હતો. થોડું ચાલી તેઓ એક વૃદ્ધ જાટ-સ્ત્રીની ઝૂંપડીએ પહોંચ્યા. જાટ-સ્ત્રીના દિલમાં માનવતા વસેલી હતી. તે જોધાજીને ઓળખતી ન હોવા છતા પ્રેમથી તેમનો આતિથ્ય સત્કાર કર્યો અને પછી ઝૂંપડીમા લઇ જઇ સાદડી પર તેમને બેસાડયા. અને ભોજનને માટે બાજરાની ખીચડી મનાવવા લાગી. જ્યારે ખીચડી બરાબર રંધાઇ ગઇ ત્યારે જાટ-સ્ત્રીએ થાળીમા પીરસીને ગરમ ગરમ ખીચડી જોધાજીને જમવા આપી

જોધાજીને તો ખૂબ જ ભૂખ લાગી હતી છેલ્લા બે દિવસથી કંઇ જમવા મળ્યું ન હતું. બાજરાની ખીચડીને જોતાંની સાથે જ તેમના મુખમા પાણી છૂટવા લાગ્યા. તેને લાગ્યું કે તેને ખીચડીને જોઇ વધુ ભૂખ લાગી હતી. તેથી જોધાજીએ ખીચડીવાળી થાળી એકદમ નજીક ખેંચી અને ખાવાની ઉતાવળમા જ ખીચડીની વચ્ચે જ હાથ નાખ્યો. ઉપરાંત ગરમાગરમ વરાળ નીકળતી ખીચડીને આંગળીઓ વડે ઉપાડવા યત્ન કરવા લાગ્યા! તેથી આંગળીઓ સખત દાઝાઇ ગઇ અને તેમણે એકદમ હાથ બહાર ખેંચી લીધો અને મોઢેથી ફૂંક મારવા લાગ્યા.'

ઉક્ત પ્રસંગ દેખીને વૃદ્ધ જાટ-સ્ત્રી મુક્ત હાસ્ય રેલાવવા લાગી!

જોધાજી એકદમ ખીજાઇ ગયા, અને તેણે હસવાનું કારણ પૂછ્યું. તે વૃદ્ધા બોલી: 'મારા મહેમાન! તમારી આંગળીઓ દઝાયેલી જોઇ અને મંડોરના મહારાજા યાદ આવી ગયા.'

જોધાજીને પોતાનું નામ સાંભળતાં આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું: 'કેમ યાદ આવી ગયા?'

'કારણ કે જેવી મૂર્ખતા જોધાજીએ કરી હતી તેવી જ મૂર્ખતા અત્યારે તમે ખીચડી ખાવામાં કરી!'

'અરે!' જોધાજીને વધુ આશ્ચર્ય થયું. 'મૂર્ખતાની અને તે પણ જોધાજીની વાત કહે છે? તું જરા સ્પષ્ટતાથી વાત કર તો મને ખબર પડે!'

વૃદ્ધ જાટ-સ્ત્રી હસતાં કહે: 'ઉતાવળ સારી નથી. પ્રત્યેક માણસે વિચારી સમજીને કાર્ય કરવું જોઇએ. વિચાર્યા વિના કરેલું કાર્ય સફળ બનતું નથી. જુઓ; હું દાખલો આપું કે આપણા જ મહારાજા જોધાજીએ વિચાર્યા વિના કામ કર્યું હતું. તેમણે જો સીધી મંડોર પર ચઢાઇ કરી તેના કરતાં મંડોરની આસપાસનો વિસ્તાર જીતી લીધો હોત તો તેઓ જરૂર મંડોર પણ જીતી શકત. આ જ મૂર્ખાઇને કારણે જોધાજી હારી ગયા. તમે પણ મૂર્ખ છો કારણ કે તમે પણ જોધાજીની જેમ આસપાસની ઠંડી ખીચડી ખાવાને બદલે વચ્ચેની ગરમાગરમ ખીચડી ખાવા લાગ્યા છો. તેથી જેમ જોધાજી હારી ગયા તેમ તમે દાઝી ગયા. જો તમે જરા વિચાર કરીને આસપાસની ઠંડી ખીચડી ખાધી હોત તો દાઝત નહીં!'

અતિથિ જોધાજીને તો આ ચતુર જાટ-સ્ત્રીની વાત ઘણી જ પસંદ પડી. તે પણ ખૂબ હસીને બોલ્યા: 'હા માજી, હું તદ્દન મૂરખ છું. હવે તમારી શિખામણ મુજબ ભોજન કરીશ.'

જાટ-સ્ત્રીની વાત જોધાજીને ઘણી કિંમતી લાગી. તેમણે એ વાતને બરાબર જીવનમાં ઉતારી. અને ફરીવાર સૈન્ય જમા કરી મંડોર પર સીધી ચઢાઇ કરવાને બદલે આજુબાજુનો પ્રદેશ જીતવો શરૂ કર્યો અને પછી મંડોરના સૈન્યને પણ પટકીમાં પાડીને મહારાજા જોધાજીએ મંડોર સર કર્યું.

જીવનમાં રૂપક યોજીને પરિવર્તન લાવનાર વૃદ્ધ જાટ-સ્ત્રીનો ઉપકાર ભૂલે તેવો જોધાજી નગુણો ન હતો. તેણે દરબારમાં જાટ-સ્ત્રીને બોલાવી અને એક મહાન સ્ત્રીને યોગ્ય એવું તેનું સન્માન કર્યું. ઉપરાંત અસંખ્ય સોનામહોરો ભેટ-સોગાદો તેને આપી. મહારાજા જોધાજીએ તો તે વૃદ્ધાને પોતાના ગુરુ તરીકે સ્વીકારી હતી.

—સતીશચંદ્ર ટી૦ વૈષ્ણવ

## ૩. સંતનું સ્મરણ

આધુનિક મહારાષ્ટ્રના એક સાચા સંત તે સ્વ૦ સાને ગુરુજી.

સાને ગુરુજીનાં એક તેજસ્વી વિદ્યાર્થિની—સુલોચનાબહેને પોતાના પૂજ્ય ગુરુજીનાં કેટલાંક પ્રેરક સંસ્મરણો લખ્યાં છે. તેમાનું એક સ્મરણ એ વિદ્યાર્થિની બહેનના શબ્દોમાં જ નીચે આપ્યું છે:

એક વખત બહારગામ જવા માટે હું સ્ટેશન પર આવી એ વેળા ગુરુજી પણ સ્ટેશન પર આવ્યા હતા.

'કેમ બહેન, ક્યાં ચાલ્યાં?' મને જોતાં જ ગુરુજીએ પૂછ્યું:

'બહારગામ જવું છે, મારાં બાને મળવા' મેં કહ્યું.

'તો તો બહુ સારું; મારે પણ આ જ ગાડીમાં જવાનું છે. આપણે સંગાથે જ ડબ્બામાં બેસીશું. સોબત ઠીક રહેશે.'

થોડી વારમાં ગાડી આવી.

ગાડીમાં ગિરદી ખાસ્સી હતી. એટલે, અમે બંને જણ આમ પાસ પાસે, પણ અલગ અલગ રીતે ખાલી જગા શોધવા લાગ્યાં.

એટલામાં, મેં એક ડબ્બામાં ખાસ્સી ખાલી જગા જોતાં બૂમ પાડી. 'ગુરુજી, ગુરુજી, અહીં આવો! આ ડબ્બામાં બ જગા છે! જલદી જલદી આવો!'

આમ બોલીને હું તો જલદી એ ડબ્બામાં ચડી ગઈ; ગુરુજી દૂર હતા, અને તેમને આવતાં વાર લાગે તેમ હતું.

પરંતુ આ ડબ્બામાં માંડ ચડી રહી હોઈશ, ત્યાં ગુરુજી મને એ ડબ્બામાંથી ઉતારવા આવી પહોંચ્યા. તેઓ કહેવા લાગ્યા: 'અરે બહેન, તમે ક્યાં ડબ્બામાં ચડ્યાં? આ તો ફર્સ્ટ ક્લાસનો ડબ્બો છે!'

પરંતુ ડબ્બામાંથી હું ઊતરું એ પહેલાં જ ગાર્ડે સીટી મારી, ને ગાડી ચાલવા પણ માંડી, એટલે, બીજો કંઈ પણ વિચાર કર્યા વિના ગુરુજી પણ એ ડબ્બામાં ચડી ગયા.

એ ડબ્બામાં એક અંગ્રેજ સ્ત્રી હતી. અમારા જેવી 'ગરીબ'ને સીધી સાદી વ્યક્તિ ફર્સ્ટ ક્લાસમાં આ રીતે ચડી બેસે, તે એને ગમ્યું નહોતું. સાવ તિરસ્કારની નજરે તે અમારી સામે જોવા લાગી. બબડતાં બબડતાં તે બોલી: 'નોનસેન્સ.'

એના આ શબ્દની અમારા પર ખાસ અસર થયેલી તેણે ન જોઈ, એટલે તેના મનમાં આવ્યું કે અમે લોકો અંગ્રેજી સમજતાં નહિ હોઈએ. તે સ્ત્રીએ આપણા દેશમાં ઠીક ઠીક વર્ષો ગાળ્યાં હશે એટલે તેને દેશી ભાષા આવડતી હતી; તે દેશી ભાષામાં તાડૂકી ઊઠી: 'તમારા લોકોમાં અક્કલનો છાંટો છે કે નહિ? અક્કલના બારદાન નહિ તો! આ ડબ્બો ફર્સ્ટ ક્લાસનો છે, એટલી સમજણ નથી પડતી?'

એ વિદેશી સ્ત્રીનાં આવાં તિરસ્કારભર્યાં વચનોથી મને ઝાળ લાગી ગઈ. મેં પણ તેને મોં પર ચોપડાવતા કહી નાખ્યું:

'હા બહેન, હા. આ મોરા ફર્સ્ટ ક્લાસનો ડબ્બો છે તેની ખબર છે, હોં! પરંતુ આજે ખબર પડી કે આ ડબ્બામાં બેસનાર પેસેંજરની લાયકાત થર્ડ ક્લાસના ડબ્બામાં બેસવા જેવી પણ દેખાતી નથી!'

મારાં આવાં તીખાં વચનોથી તેને હાડોહાડ લાગી ગયું. તે ચૂપ થઈ ગઈ કેમકે અમે તેની નફ્ફટાઈ પારખી ગયાં, એમ તેને લાગ્યું. મારા કરતાં પણ એક બાજુ શાંતપણે ઊભા રહેલા ગુરુજીની મૂર્તિએ તેના પર વધુ અસર પહોંચાડી. એ સ્ત્રીએ જ શરમાઈને, થોડી વારમાં ગુરુજીને કહ્યું:

'બેસોને ભાઈ પાટલી પર; ઘણી જગા છે!'

તેની વિનંતીને માન આપીને અમે બેઠાં.

થોડી વાર પછી એ સ્ત્રીને મારા પર પણ ભાવ થયો. તે ગુરુજીને કહેવા લાગી: 'તમારી આ છોકરી બહુ ચબરાક લાગે છે!' આટલું કહીને તેણે મને તેના કરંડિયામાંથી થોડાંક 'લિચી'નાં ફળ પણ ખાવા આપ્યાં.

ગુરુજીએ જવાબમાં કહ્યું: 'ચબરાક છે, એટલા માટે તેની સાથે મુસાફરીમાં મને આનંદ રહે છે. અને તેના આવા ચોટદાર બોલથી તો મારું મન પરમાનંદ અનુભવે છે.'

થોડી વારમા સ્ટેશન આવ્યું; એટલે અમે ઊતરી ગયાં અને થર્ડ કલાસમાં જગા શોધી કાઢીને બેસી ગયાં.

— શિવમુંદરમ્

## ૩. તોલીને બોલો

યુરોપની ભૂમિ એ તો લીલુડી ધરતી. અનેક નરપુંગવોને એણે જન્મ આપ્યો છે. ટયનબી નામના મહાન ઇતિહાસકારનું વતન પણ યુરોપ. એમના જીવનમાં એક દુઃખદાયી કિસ્સો બની ગયો પોતાના વિષેની નોંધપોથીમા તેઓ લખે છે કે "હું બચપણમા બહુ બોલ બોલ કરતો હતો. મારા પિતાજી ગંભીર, ધીર અને નમ્ર હતા. તેઓ મને વાણીપ્રહાર ન કરવા અને શાંત રહેવા વારવાર કહેતા; છતા હું તેમની વાતને ધ્યાનમા નહીં લેતો, જેથી તેઓ મને દુષ્ટ કહીને ધિક્કારતા. આ ધિક્કાર તે મારી વાચાળતા પ્રત્યેનો હતો."

મારા ઘરમાં એક ત્રીસેક વર્ષની કામવાળી બાઇ રહેતી હતી. તે મને વારવાર બહાર ફરવા લઇ જતી અને એની આવડત પ્રમાણે તે મને આનંદ કરાવતી. એક દિવસે મેં તેની પાસે વાત સાંભળવાની હઠ લીધી. આખરે તેણે મને પટાવીને વાર્તા કહેવાની શરૂઆત કરી. તેણે કહ્યું: "એક રાજકુમાર હતો. તે ફરવા નીકળ્યો. રસ્તામાં તેણે એક રૂપવતી રાજકુમારી જોઇ. રાજકુમારને રાજકુમારી ગમી. રાજકુમારીને પણ રાજકુમાર ગમ્યો. અને તે રાજકુમારીને રાજકુમાર લઇ ગયો." વાર્તાના વહેણમા વચમાં જ હું ટપકી પડ્યો અને બોલ્યો "તો પછી, એ ય! તને કેમ કોઇ લઈ જતું નથી? તું આટલી મોટી થઇ ગઇ છે છતાં તને કેમ કોઈ પરણતું નથી?" મારા આ સવાલથી તે રડવા લાગી. હું તરત જ બોલ્યો: "તને કોણ લઇ જાય! તારું મોઢું તો વાંદરી જેવું છે!" આમ કહી ને હું તેને ચિડવવા લાગ્યો. જ્યારે જ્યારે તે મળતી ત્યારે ત્યારે હું તેને કહેતો; "તને કોઇ નહીં પરણે! તારું મોઢું જ વાંદરી જેવું છે ને!" મનમાં ને મનમાં તે મારી આ આદતથી સમસમી જતી. એક દિવસ તે ચિડાઇને બોલી, "મારું મોઢું વાંદરી જેવું છે, તો તમે જ રહો, હું શું કરું ત્યારે?" મારામાં ટીખળ વૃત્તિ અને વાચાળતા હતા. હું તરત જ બોલ્યો: "તું કરવાની છે શું? જઇને નદીમાં કે કૂવામાં ડૂબી મર! તને કોઇ નહીં પરણે! કેટલો બેડોળ તારો ચહેરો છે!"

તે જ દિવસે રાત્રે નદીમાંથી એની લાશ મળી. એના મરણ પાછળનાં કારણોની પોલિસે તપાસ કરી પણ એક પણ તર્કયુક્ત કારણ હાથમાં ન આવ્યું. જ્યારે કામવાળી મરી ગઇ છે એવું મેં જાણ્યું ત્યારે હું મારા ખંડમા જઇને ખૂબ જ રડ્યો. મને આ કરુણ બનાવથી ખૂબ આઘાત લાગ્યો.

કાળની રેત પર આ પ્રસંગ ધરબાઈ ગયો. હું ધીમે ધીમે મોટો થતો ગયો. મારી કીર્તિ અને પ્રજ્ઞા વધવા લાગ્યા. મારા હૈયામા ધરબાયેલ આ દર્દ એક દિવસે માઝા મૂકી. મારા અંતરની વેદનાને આંસુ દ્વારા મારા પિતાજી પાસે રજૂ કરી: 'પિતાજી! મને માફ કરો! હું ગમે તેમ બકબક કરતો હતો તેને પરિણામે વર્ષો પહેલાં આપણી કામવાળીએ આપઘાત કર્યો હતો. એ બાઇનો જાન મે જ લીધો છે. હુ ખૂની છું. મારી જીભે જ એને જીવતી કાપી નાખી છે.' 'બેટા! હું તને પહેલેથી આવું બોલવાનું કહેતો હતો. બોલ તો તોલીને બોલવો જોઇએ. એક વાર નીકળેલો બોલ, ભાથામાંથી નીકળેલા તીર જેવો છે. એ કદી પાછો આવતો નથી. જેના પ્રતિ એ ફેંકાય છે તેને અચૂક એ આઘાત લગાડે જ છે. માટે જે કાંઇ બોલે તેની પાછળ વિચાર કરવો જોઇએ. બોલવાની જરૂર ન જણાય તો મૌન રહેવુ સારું.' આમ કહી પિતાજીએ મને હૈયાસરસો ચાંપ્યો.

ત્યારથી મેં બોલવાનું બંધ કરીને સાંભળવાનું શરૂ કર્યું છે.

નટુભાઇ પટેલ

# મહાપુરૂષોનું બચપણ

ધ્રુવ કુમાર

અમેરિકાના રાજ્યના એક શહેરનાં રહેવાસીઓએ એક દિવસ સવારના પહોર રોજીંદા અખબાર લેવા માટે ઘરનાં બારણાં ઉઘાડયાં ત્યારે આંગણાંમાં નજર કરે છે, તો અમેરિકાના ઉપ-પ્રમુખ શ્રી આલ્બર્ન બાર્કલી હાથમાં છાપાં લઇ, ઘરાકોને વહેંચવા ઊભા હતા!

રાષ્ટ્રના ઉપ-પ્રમુખ અને જાતે ફેરિયા તરીકે, નાગરિકોને ઘરે છાપાં પહોંચાડવા નીકળે!

હા, આંખો ચોળી ચોળી જોવા છતાં, હકીકત સત્ય હતીઃ ખુદ ઉપ-પ્રમુખ જ ફેરિયા તરીકે છાપાં વહેંચવા નીકળ્યા હતા.

વાત એમ હતી કે, રાષ્ટ્રવ્યાપી 'અખબારી ફેરિયા-દિન'ની ઉજવણી પ્રસંગે રાષ્ટ્રના ઉપ-પ્રમુખે, પોતાના એક ભત્રિજાના દીકરાની આ 'લાઇન' એક દિવસ માટે માગી લીધી હતી.

જાણીને આશ્ચર્ય પામશો કે અમેરિકાનાં ઘણાં વિખ્યાત મહાપુરૂષો નાનપણમાં છાપાં વેંચવાનું કામ કરતા હતા.

અમેરિકાના ચૂંટાયેલા માજી પ્રમુખ ડ્વાઈટ આઈઝન હોવર, જનરલ ઓમર બ્રેડલી અને અમેરિકાના વરિષ્ટ અદાલતના ન્યાયમૂર્તિઓ ફ્રેડ વિન્સન, વિલિયમ ડગ્લાસ અને ટોમ કલાર્ક સરખાં નામાંકિત મહાનુભાવો નાનપણમાં છાપાંના ફેરિયા હતા!

કેલિફોર્નિયાના માજી ગવર્નર અર્લ વોરન અને ન્યુયોર્કના માજી ગવર્નર ટોમસ ડયુઇ સમેત સંખ્યાબંધ ગવર્નરો પણ નાનપણમા ઘેરઘેર છાપા વેચીને આજીવિકા રળતા.

એટલુ જ નહિ, જાણીતા અમેરિકન ખેલાડીઓ જેકી રોબિન્સન, જો ડી મેગીઓ અને રાલ્ફ કિનર પણ એક વેળા અખબારી ફેરિયા જ હતા.

અમેરિકામાં અખબાર વેચનારાઓની (ફેરિયાઓ) સેવાની કદર માટે ૪થી ઓકટોબરે 'અખબારી-દિન તરીકે ઉજવાય છે.

એ દિવસે અમેરિકાના ટપાલ ખાતા તરફથી ત્રણ સેન્ટની ખાસ ટીકીટો પણ બહાર પડે છે.

અમેરિકન સરકારના એક અધિકારી જણાવે છે કે, 'ઘરેઘરે ફરીને છાપાં પહોંચાડવાનું કામ છોકરાઓનાં ચારિત્ર્ય ઘડતરમાં બહુ પોષક બની રહે છે.'

'છોકરાઓનો જે રીતે વિકાસ થાય છે, એ જોઇને આંખ ઠરે છે!' તેઓ કહે છેઃ 'મને લાગે છે કે, ઘણાં માબાપો આ વિકાસ નિહાળે તો પોતાના દીકરાઓને પણ ફેરિયાનું કામ અપાવવા તેઓ છાપાઓની કચેરીઓને આંગણે જઈને અરજ કરવા માંડે.'

અમેરિકાના ફિલસુફ-મુત્સદ્દી બેન્જામિન ફ્રેંકલિન પોતાનાં બાળપણનાં સંસ્મરણોમાં લખે છેઃ

'છાપખાનામાં કમ્પોઝ અને છાપકામ પૂરૂં કરીને હું શેરીઓમાં છાપાં વેંચવા જતો!'

યુનાઇટેટ સ્ટેઈટસ સ્ટીલ કંપનીના પ્રમુખ બી. એફ. ફેરલેસ પણ નાનપણમાં અખબારી ફેરિયા તરીકે કામ કરતા.

તેઓ કહે છેઃ 'હું છાપાં વેંચતો ત્યારથી આજ સુધીમા એ વ્યવસાયમાં બહુ ફેર પડયો નથી.

'મને યાદ છે કે, એ વેળા એ કામ જરા શુષ્ક અને અણગમતું લાગતું. છતા મને એ પણ યાદ છે કે, એ કામ સંતોષપ્રદ હતું, ને

પહીની જિંદગીની તાલીમશાળા સમું હતું.'

આજે અમેરિકામાં લગભગ ૨ા લાખ જેટલા ફેરિયાઓ છાપાં વેચવાનું કામ કરે છે. એમાં ૯૭ ટકા જેટલા તો 'છોટે વેપારી' જેવા સ્વતંત્ર હોય છે: એમાંના ઘણાંખરા છોકરા તો અઠવાડિયે ૯ થી ૧૫ ડૉલર જેટલી આવક કરી શકે છે. એ માટે એમણે રોજ એક કલાકથી પણ ઓછું કામ કરવું પડે છે. એટલું જ નહિ, નાનપણથી સ્વાવલંબી બની, મા-બાપને બોજારૂપ નથી બનતા. આપોઆપ તેઓમાં મોટા થયે પગભર થવાની ભાવનાનાં બી રોપાઈ-પોષાઈ દૃઢ બની ફાલે છે.

---

## સંતોની ભાષા

ભક્ત પ્રહ્લાદની સામે જ્યારે નરસિંહ સ્વરૂપ ખડુ થયું ત્યારે સાક્ષાત લક્ષ્મીજીની પણ ફેં ફાટી ગઇ. નારદમુનિ જેવા ધુરંધર પુરુષની વિણા વાગતી અટકી ગઈ.

પણ પ્રહ્લાદ સામે ઊભો રહ્યો અને બોલ્યો: 'આ તારું જોરદાર બિહામણુ મો જોઇને મને જરાય ડર નથી લાગતો.'

ત્યારે ભગવાન બોલ્યા: 'તો હવે તું વરદાન માગી લે. હું તારાથી પ્રભાવિત થાઉં છું. જો તું મુક્તિની ઇચ્છા રાખતો હો તો તે પણ વિના વિઘ્ને તને મળશે.'

ત્યારે પ્રહ્લાદે જવાબ વાળ્યો: 'નૈતાં વિહાય કૃપણાન્ વિમુમુક્ષુ: એક: ।'—હું એકલો મુક્ત પણ નથી થવાવાળો. 'એતાં કૃપણાન્ વિહાય'—આ સર્વે દુઃખીઓને છોડીને. 'પ્રાયેણ દેવમુનયઃ સ્વ વિમુક્તિકામા:'—એવા ઘણા છે કે જે 'સ્વ'ની મુક્તિ ચાહે છે, પણ મારે એ મુક્તિ નહીં જોઇએ, કારણ કે આ બધાને છોડીને મારે મુક્તિની જરૂર નથી.

એક સર્વોત્તમ, મહાન અને બુલંદ વિચાર ભક્ત પ્રહ્લાદે પ્રગટ કર્યો

મહાત્મા ગાંધીજીને પણ અમુક લોકોએ નારાજ થઇને કહ્યું હતુ, 'તમે મહેરબાની કરીને હવે હિમાલય ચાલ્યા જાવ.' આમ કહેવાવાળાઓને ગાંધીજીના થોડા વિચારો પસંદ નહોતા. ત્યારે ગાંધીજીએ કહ્યુ 'જો તમે સહુ હિમાલય જશો તો પાછળ પાછળ હું પણ હિમાલય આવીશ. તમે સહુ અહીં રહો છો તેથી તમારો ચાકર પણ અહીં રહેશે.'

ઇસાને કહેવામાં આવ્યું કે, 'આપ આવા ગંદા અને જડ જેવા લોકો સાથે કેમ રહો છો?' ત્યારે ઇસાએ જવાબ દીધો, 'હું એવાઓ માટે જ પેદા થયો છું તેથી એવા લોકો જોડે જ હું રહેવાનો છું.'

આવી જ ભાષા ભગવાન બુદ્ધ બોલેલા અને આ જ ભાષા મહાત્મા ગાંધી પણ બોલેલા આ ભાષા જ ભારતની સહુથી શ્રેષ્ઠ ભાષા છે. આનાથી ચઢિયાતી બીજી સદ્ભાવના નથી.



—વિનોબાજી

# માનવતાનો દીવડો

**કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી**

એક સંત મહાત્માને તીર્થાટનની ખૂબ લગની લાગી હતી. એ મહાત્માએ અનેક તીર્થયાત્રા કરી હતી.

તીર્થાટનથી તેમનો અહંભાવ પણ વધ્યો હતો. તેઓ વારંવાર કહ્યા કરતા, 'મેં આટલી વખત રામેશ્વરજીની યાત્રા કરી, આટલી વખત જગન્નાથજી ગયો, દ્વારકા ગયો, સોમનાથ ગયો અને અન્ય તીર્થ સ્થળોએ ગયો છું. મારા જેટલું તીર્થાટન કોઇએ નહિ કર્યું હોય.'

એક વખત એ સંત મહાત્મા રામેશ્વર ગયા હતા. રાત્રે એક મંદિરના ઓટલા ઉપર સુતા હતા. તે વખતે તેમણે સ્વપ્નામા બે દેવદૂતોને વાર્તાલાપ કરતા સાંભળ્યા.

'આ વખતે કેટલા યાત્રાળુઓ આવ્યા હશે?'

' લગભગ એક લાખ હશે '

' તે શું આ બધા યાત્રાળુઓની સેવાનો પ્રભુએ અંગીકાર કર્યો હશે?'

' ના, નહિ આવનારા યાત્રાળુઓમાથી માત્ર બહુ જ અલ્પ સંખ્યાની સેવાનો સ્વીકાર થયો હશે.'

' એમ કેમ ?'

' અહી આવનાર બધા યાત્રાળુઓ ભગવાન ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખીને આવતા નથી. ઘણા તો પોતે ધનવાન છે અને ધર્મકાર્યમા ધન ખર્ચે છે એવો દંભ કરવા જ આવે છે. કેટલાકને એવો અહંભાવ હોય છે કે અમારા જેટલી યાત્રા કોઇ નહિ કરતું હોય. આવનારામાના કેટલાક તો માત્ર પાપી હેતુથી જ આવે છે. આવા યાત્રાળુઓની સેવાનો પ્રભુ અંગીકાર કેવી રીતે કરે?'

'તો શું એવા કોઇ વ્યક્તિ છે. ખરી કે જેણે કદી પણ તીર્થયાત્રા ન કરી હોય છતાં પણ પ્રભુએ તેની સેવા નો અંગીકાર કર્યો હોય અને તીર્થયાત્રા ન કરી હોય તો પણ તેને તીર્થયાત્રાના પુણ્યનું ફળ મળ્યું હોય!'

' હા, એવી વ્યક્તિ પણ છે.'

' એ કોણ!'

' માનવતાનો દીવડો રામુ ચમાર.'

' એ રામુ ક્યાં વસે છે?'

' રામુ કેરળ પ્રાન્તના એક નાનકડા ગામડામાં રહે છે.'

સંત મહાત્મા સ્વપ્નમાં આ દેવદૂતોની વાત સાંભળી રહ્યા હતા. સંત એકદમ સફાળા જાગી ગયા. આ સમયે પરોઢ થવા આવ્યું હતું.

મહાત્માજી સ્વપ્નની વાતના વહેણમાં તણાઇ રહ્યા હતા. કેરળના ગામડામા જઇને રામુની ભાળ મેળવવા તેઓ તત્પર થઇ ગયા.

મહાત્માજીએ તીર્થસ્નાન કર્યું. ભગવાન રામેશ્વરનુ પૂજન અર્ચન કર્યું. અને કેરળ જવાની વાટ પકડી.

મહાત્માજી રામુ ચમારની શોધ કરવા લાગ્યા. બહુ પરિશ્રમ અને ખૂબ શોધ બાદ કેરળના એક ગામડામા રામુ ચમારની ભાળ મળી ગઈ. એક વ્યક્તિએ સંતને રામુ ચમારનું ઘર પણ બતાવ્યું.

સંત મહાત્મા રામુ ચમારને ત્યા પહોચી ગયા. સંત મહાત્માને આંગણે આવેલા જોઇ રામુ ઘરની બહાર આવ્યો અને સંત સામે બે હાથ જોડી પ્રણામ કરીને કહ્યુ, 'પ્રભુ! આજ મારા ધન્ય ભાગ્ય છે. મારા આંગણે આપ જેવા સંત પધાર્યા. દેવ! અંદર પધારો.' રામુ સંત મહાત્માને પોતાના ઘરમા તેડી ગયો.

રામુએ મહાત્માજીને બેસવા આસન આપ્યું અને પોતે હાથ જોડી ઊભો રહ્યો.

' રામુ! તુ શું ધધો કરે છે!'

' મહારાજ! જોડા સીવવાનો ધંધો કરું છું.'

' તે કદી તીર્થયાત્રા કરી છે?'

' પ્રભુ! હું તો ગરીબ માણસ છું. હુ તીર્થયાત્રા ક્યાથી કરી શકુ! હા, ઈચ્છા હતી ખરી

પણ તીર્થયાત્રા નથી કરી શકયો અને હવે ઇચ્છા પણ નથી.'

'રામુ! તેં કોઇ મહાન પુણ્ય કાર્ય કર્યું છે?'

'ના, મહારાજ! હું તો રહ્યો ગરીબ માણસ અને વળી પાછો ચમાર, એટલે મારાથી એવું પુણ્ય પણ શું થાય!'

મહાત્માજીના મનમાં તો સ્વપ્નની વાત ઘોળાયા કરતી હતી. તેમણે રામુને કહ્યું 'રામુ! તો તારા ઉપર પ્રભુની આટલી બધી કૃપા કેમ છે!'

'દેવ! પ્રભુ તો દીનદયાળ છે. ગરીબનવાજ છે. એ દયાળુ તો અમ સરખા ગરીબ ઉપર દયા કેમ ન કરે! મહારાજ! મારા દિલમાં અનેક વર્ષોથી તીર્થયાત્રા કરવાની ઇચ્છા થયા કરતી હતી તીર્થયાત્રા કરવા માટે મેં પેટે પાટા બાંધીને ધન ભેગું કરવા માંડયું અને થોડુંક ધન ભેગું પણ કર્યું.'

'તો પછી તીર્થયાત્રા કરવા કેમ ગયો નહિ!'

'મહારાજ! એ સમયે મારી પત્ની સગર્ભા હતી. મને એમ થયું કે મારી પત્નીને પ્રસવ થઇ ગયા પછી હું તીર્થયાત્રાએ જઉં. પરન્તુ એક વખત એવું બન્યું કે મારા પાડોશીના ઘરમાંથી આવતી શાકની સુગંધ મારી પત્નીને ગમી. મારી પત્ની સગર્ભા હતી. એટલે પાડોશીને ત્યાં રંધાતું શાક ખાવાની તેને ઇચ્છા થઇ. મારી પત્નીએ પાડોશીને ત્યાંથી થોડું શાક લાવી આપવા મને કહ્યું. હું પાડોશીને ત્યાં ગયો અને મારા પાડોશીની પત્નીને થોડુંક શાક આપવા મેં કહ્યું.

'મારા પાડોશીની પત્નીએ મને કહ્યું. "ભાઇ! શાક આપવામાં જરાપણ હરકત નથી. પરન્તુ આપની સગર્ભા પત્ની એ ઉચ્છિષ્ટ શાક ન ખાય તો સારું પછી જેવી તમારી ઇચ્છા."

'પાડોશીની પત્નીની આવી વાત સાંભળીને મને ખૂબ નવાઇ લાગી. મેં તેને કહ્યું, "બહેન! તમે શું કહો છો તે હું સમજી શકતો નથી."

"ભાઇ! અમો બધા આજ ચાર દિવસ થયા સાવ ભૂખ્યાં છીએ. અમારા ઘરમાં અનાજનો એક દાણો પણ ન હતો. મારા બાળકો ભૂખે ટળવળતા હતા. કયાંયથી અમને અનાજ મળ્યું નહિ. છેવટે મારા પતિ આજે સ્મશાનમાં ગયા. એને ત્યાંથી એક શબ ઉપર મુકવામાં આવેલ મેથી અને કોળું લઇ આવ્યા. થોડાક ચોખા પણ ત્યાંથી લાવ્યા. શબ ઉપર મુકાએલી આ વસ્તુઓ હું રાંધું છું એટલે મેં તમને આમ કહ્યું હતું."

'મહારાજ! મારા પાડોશીની પત્નીની આ વાત સાંભળીને મારું હૈયું કકળી ઊઠયું. મને થયું કે માનવ કણ કણ માટે મોહતાજ બની રહ્યો હોય અને આપણે તીર્થયાત્રામાં ધન ખરચવું! ધનનો આવો વ્યય કરાય! મારા પાડોશીની આવી કરૂણ હાલત હતી એની મને ખબર પણ ન હતી! આ વિચારે મારું દિલ કંપી ઊઠયું. મને લાગ્યું કે માનવના મરી ખુટી છે. ભગવાને સર્જેલો માનવી અન્નના કણ માટે તરફડે અને આપણે ભગવાનના નામે આવા ફતવા કરી ધનનો વ્યય કરીએ! એમાં એ પ્રભુ રાજી કેમ રહે! એવી તીર્થયાત્રાનું ફળ શું મળે!'

'રામુ! પછી શું કર્યું!'

'મહારાજ! તીર્થયાત્રા માટે બચાવેલી રકમ મેં મારા પાડોશીને આપી દીધી. કંઇ કામ ધંધો કરીને એ કમાઇને પોતાના કુટુંબનું ભરણ પોષણ કરી શકે એ માટે મેં એ રકમ તેને આપી દીધી. મહારાજ! મારી ભાવના ફળી. એજ રાત્રે ભગવાન રામેશ્વરે મને સ્વપ્નમાં દર્શન દીધાં અને કહ્યું, "રામુ! તુજ મારો ખરો સેવક છે. તને તીર્થયાત્રાનું પુણ્ય અહીં ઘેર બેઠા મળી ગયું છે. જે માનવી માનવની નિસ્વાર્થપણે સેવા કરે છે તેજ મારો સાચો ભક્ત છે. રામુ હું તારા ઉપર અત્યંત પ્રસન્ન થયો છું. તારું સદા કલ્યાણ હો."

'રામુ! તું ખરેખર ખૂબ ભાગ્યશાળી છો.'

'પ્રભુ! હવે મને તીર્થયાત્રાનો જરા પણ મોહ રહ્યો નથી. હું તો હંમેશ પ્રભુને મારી સામે જ જોયા કરું છું. મારા દિલનો આનંદ અનેરો થઇ ગયો છે. હું તો માત્ર એટલું જ સમજું છું કે માનવતામાં એ મહાન પ્રભુ વસી રહ્યો છે.'

રામુની વાત સાંભળીને મહાત્માજીનું તીર્થયાત્રાનું અભિમાન ઓગળી ગયું.

# ગોપી તળાવ

ધરેન્દુ

ભગવાન શ્રી કૃષ્ણનું સોમનાથ પ્રભાસપાટણની પાસે મૃત્યુ થયા બાદ, યાદવો યાદવાસ્થળી રચી મરણને શરણ થયા. યાદવકુળનો સત્યાનાશ નીકળી ગયો. ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને પોતાના મરણ પહેલાં જણાવેલ કે યાદવકુળની તમામ સ્ત્રીઓને ગોકુલ–મથુરા પહોંચાડી દેવી. આ ધરતી પર તે વખતે કાબા કરીને એક અતિક્રૂર તથા લૂટારી વસ્તી રહેતી હતી. આ વસ્તીનો ધંધો લૂંટફાટ તથા ચાંચિયાગિરી સિવાય બીજો કોઈ ન હતો. યાદવકુળનો એક એક યુવાન પુરુષ મરણને શરણ થયેલ હોવાથી, આ ગોપીઓની હવે આ ભૂમિમાં સલામતી ન હતી. સમય સમયનું કામ કરે છે, અને સમયે પલટો લીધા બાદ યાદવકુળની સ્ત્રીઓ માટે સલામત સ્થળ તરીકે ગોકુલ–મથુરા પસંદ કરવામાં આવ્યા. જે યાદવકુળે આખા ભારતમાં પોતાની ખ્યાતિ ફેલાવેલ, તે ખ્યાતિનો એકાએક અંત આવી ગયો. ભગવાન શ્રી કૃષ્ણે જ્યાં અનેક લીલાઓ કરેલ, ને પોતાનાં સ્મરણોના ચિહ્નો આ ધરતીમાં મુકી, પોતે ચીર વિદાય લીધી, તે ભૂમિને છોડતા કોઈ પણ ગોપીનું મન કબૂલતું ન હતું. ભગવાન તો આજે આ ધરતી પર ન હતા, પરંતુ તેઓની રહીસહી સ્મૃતિ છોડતાં યાદવકુળની સ્ત્રીઓનો જીવ ચાલતો ન હતો. પરંતુ લૂટારાની આ વસ્તીમાં હવે અબળા સ્ત્રીઓની સલામતી ન હતી. એટલે ન છૂટકે તમામ સ્ત્રીઓ ગોકુલ–મથુરા જવા તૈયાર થઈ.

આમ એક દિવસ અર્જુન યાદવકુળની સ્ત્રીઓ–ગોપીઓનો કાફલો લઈને દ્વારકાથી ઊપડ્યો. દ્વારકાથી દશેક માઈલ દૂર આવેલ દારુક જ્યોતિર્લિંગની શ્રી મહાદેવજીની એકેએક સ્ત્રીએ પૂજા કરી. અને અર્જુન બાણાવળીની છત્રછાયા હેઠળ ગોપીઓનો આ કાફલો ગોકુલ–મથુરાને પથે આગળ વધ્યો જ્યારે આ કાફલો મહાદેવજીના મંદિરથી ત્રણેક માઈલ દૂર ગયો હશે, ત્યારે એક કાબા–લૂંટારાનો અર્જુનને સામનો કરવો પડ્યો. મહાભારતનો નાયક અને અઢાર અક્ષૌહિણી સેનાનો સંહારક વીર અર્જુન ગાંડીવ ધનુષ્ય લઈને તૈયાર થયો. તેણે પોતાની તમામ તાકાત, વિદ્યા, ચાલાકી વાપરી કાબાને હરાવવા અનેક પ્રયત્નો કર્યા. પરંતુ તેમાં અર્જુન નિષ્ફળ ગયો. આજે અર્જુન પાસે એનાં એ જ ગાંડીવ ધનુષ્ય અને બાણ હોવા છતાં, એક કાબાનો મુકાબલો અબળા સ્ત્રીઓના રક્ષણ માટે વીર અર્જુન ન કરી શક્યો. આ પણ એક વિધિની વિચિત્રતા જ છે ને! તેથી કોઈએ કહ્યું છે ને કે:–

**'સમય સમય બલવાન હૈ નહીં પુરુષ બલવાન:**
**કાબે અર્જુન લૂંટિયો, વહી ધનુષ વહી બાણ'।**

આમ અર્જુનની હાર થઈ, અને અર્જુન લૂંટાયો. લૂટારા કાબાની ઇચ્છા તમામ સ્ત્રીઓને લૂટવાની હતી, અને તેમાં અર્જુનને હરાવવામાં તે સફળ પણ થયો હતો. પરંતુ આ તો યાદવકુળની પવિત્ર સ્ત્રીઓ હતી. તેઓને મન પોતાની આબરૂ પોતાના પ્રાણ કરતા અનેક ગણી પ્યારી હતી. આથી તમામ ગોપીઓએ આ સ્થળની બાજુમાં જ આવેલ એક તળાવમાં પડી, ડૂબી જઈને મરણને શરણ થવાનો નિર્ણય લીધો અને તમામે તમામ ગોપીઓ તળાવમાં ડૂબી જઈને મરણને શરણ થઈ. આમ યાદવકુળ પર આવેલ છેલ્લી આફતનો અંત આવ્યો, અને કુળની આબરૂ જળવાઈ રહી. જે તળાવમાં આ ગોપીઓ પડીને મરણને શરણ થઈ હતી. તે સ્થળ ગોપી–તળાવને નામે ઓળખાય છે. આ તળાવની માટી સાથે તમામ ગોપીઓના મૃતદેહો મળી ગયા અને તેમાંથી જે માટી બની તેને ચંદન કહેવામાં આવે છે. આ તળાવની માટીને ચંદન કહે છે. અને તેમાંથી ગોળ ગોળ ગોપીચંદનની લાકડીઓ બનાવવામાં આવે છે આમ ગોપીચંદન એ મૃત ગોપીઓના તળાવની માટી સુગંધનો મિશ્ર ભાગ, ધાર્મિક લાગણી ધરાવતો એકેએક હિન્દુ હંમેશ પોતાની પૂજા વખતે ગોપીચંદનનું તિલક પોતાને કપાળે તથા શરીરે કરી, આ ગોપીઓને પવિત્ર અંજલિ

આપે છે. દરરોજ સેંકડો યાત્રાળુઓ પોતાની સાથે અનેક ગોપીચંદન બેએક હજાર વર્ષ કરતાં વધારે સમયથી લઈ જાય છે. છતાં આ તળાવની માટીમાં ચંદન ખૂટતું જ નથી. આમ કેટલી ગોપીઓએ પ્રાણ ત્યાગ કર્યો હશે, એનો ખ્યાલ આ વાત પરથી સહેજે આવી શકે છે.

ગોપી તળાવ દ્વારકાની પૂર્વે ચૌદેક માઈલ દૂર આવેલ એક સાધારણ તળાવ છે. આ તળાવના કાંઠા પર જ મહાપ્રભુજીની બેઠક છે. તળાવના મધ્ય ભાગમા મોટો પાકો કુંડ આવેલ છે. હમણા બેએક વર્ષ પહેલા આ તળાવની પાળ પર ચારેક નાના-મોટા પાકા ઘાટ બાંધવામાં આવેલા છે. સ્ત્રીઓ માટે અલગ નહાવા માટેના ઘાટની તથા શેડની સગવડતા છે. આ ઉપરાંત તળાવ પર સુંદર સુંદર જુદી જુદી જાતના ઝાડોનો ઉછેર કરવામાં આવેલો છે. તળાવ પર દાખલ થતા જ એક મુખ્ય પ્રવેશદ્વાર બાંધવામા આવેલુ છે. નાનાં-મોટા ઝાડોની ફરતાં ઓટા બાંધી યાત્રાળુઓ માટે બેસવાની સગવડતા પણ દરેકનું ધ્યાન ખેંચે તેવી છે. આ તળાવથી બેએક ફર્લાંગ દૂર અરબીસમુદ્ર આવેલ હોવાથી, કુદરતી સૌંદર્ય અનેરૂં છે. આમ આ સ્થળ જ ભૌગોલિક દૃષ્ટિએ સરસ અને મન પ્રફુલ્લિત કરે તેવુ છે. દરરોજ આ તળાવમા સેંકડો યાત્રાળુઓ નાહીને પોતાની જાતને પવિત્ર થયેલ માને છે, અને ગોપી-ચંદન પોતાની સાથે પોતાને ઘેર લઈ જાય છે. આમ આ તળાવ બેએક હજાર કરતાં યે વધારે વર્ષોથી ગોપીઓની આ સ્મૃતિને જાળવતું આજે પણ ઊભું છે.

---

## વેરાગી !

મધરાતનો સમય.

સંસાર પ્રત્યે વિરક્તિ ઉપજવાથી વેરાગી બોલી ઊઠયો: 'મારા ઈષ્ટદેવની શોધમા હું આજે આ ઘર છોડી જઈશ! કોણ મને ભુલવીને અહીં રોકી રાખતું હતું?'

ભગવાને કહ્યું: 'હુ.'

વેરાગીએ તે સાંભળ્યુ નહિ

*

ઉંઘી ગયેલા બાળકને સોડમા લઈને શૈયાની એક બાજુએ તેની પ્રેયસી ગાઢ નિદ્રામગ્ન હતી.

વેરાગી બોલી ઊઠ્યો 'આ માયાજાળ કોણે પાથરી હશે?'

'મે',' ભગવાન બોલી ઊઠ્યા.

–પણ વેરાગીએ તે સાભળ્યું નહિ.

*

શય્યા પરથી ઊઠીને વેરાગીએ બૂમ પાડી: 'હે પ્રભો! તું કયાં છો?'

ઈશ્વરે કહ્યું: 'અહીં જ.'

છતાં પણ વેરાગીએ તે સાંભળ્યું નહિ.

બાળક માતાની સોડમાં લપાઈને ઉંઘમાં રડતું હતું.

પ્રભુએ કહ્યું: 'પાછો વળ.'

વેરાગીએ એ વાણી પણ સાંભળી નહિ.

ભગવાને નિસાસો નાખીને કહ્યું: 'હાય! મને છોડીને આ ભક્ત કયાં ચાલ્યો?'

રવીન્દ્રનાથ ટાગોર
અનુ૰ રશ્મિન મહેતા

# આપણા મનનું આરોગ્ય

પ્રો॰ રામચરણ મહેન્દ્ર

જે પ્રમાણે માનવ શરીરને દરરોજ 'શારીરિક વ્યાયામની જરૂરિયાત હોય છે તથા કસરત વિના શરીર સબળ બનાવી ન શકાય. એજ પ્રમાણે આપણા મનનું કાર્ય ઊચિત રીતે કરવા માટે થોડો વ્યાયામ જરૂરી છે. જે મનુષ્યમાં દાનવની જેવી શારીરિક શક્તિ હોય, પરંતુ મનનું સ્વરૂપ વિકસિત ન હોય તો એને સંપૂર્ણ આરોગ્ય ન કહી શકાય.

મનનો મેલ દૂર થતાં તે પૂર્ણ વિશુદ્ધ રૂપ માં આવી જાય છે તથા 'પ્રત્યેક કાર્ય ઉત્તમ રીતથી કરી શકાય છે. પ્રથમ માનસિક દોષ એની ચંચલતા છે. આમ તો સ્વભાવથી જ મન ચંચલ છે. પરંતુ એણે રંગબેરંગી પતંગિયાની જેમ એક પુષ્પ પરથી બીજા પુષ્પ પર ભટકવું ન જોઈએ. કોઈ તત્ત્વ, કોઈ વિશેષ વિચાર અથવા કોઈ ભાવના લો તે ગમે તેવા શુષ્ક કેમ ન હોય, એના પર મનની સમગ્ર શક્તિ ઓને એકાગ્ર કરી દો. મન થોડાં સમય પછી ત્યાંથી નાસશે, પરંતુ તમે એને જોરથી પકડી રહેજો, તેને વિચલિત ન થવા દેશો. આ ક્રિયાને વિભિન્ન વસ્તુઓ, વિચારો અને ભાવનાઓ પર કરવાથી મનમા દૃઢતા આવે છે.

મનન આપણા મનનો સર્વશ્રેષ્ઠ વ્યાયામ છે. તમે જે વાત ને લો, તેમાં અમૂક સમયને માટે ડુબી જાઓ. તમે આખો દિવસ કયા પ્રકારના વિચારોનુ ચિંતન કર્યા કરો છો, કઇ કઇ વૃત્તિઓ, કઇ કઇ ભાવનાઓમાં દિવસ વ્યતિત કર્યા કરો છો? તેની મનના દ્રષ્ટા બનીને પૂર્ણ પરીક્ષા કરો.

શું તમારા મનમાં ભૂતકાળના નિર્બળ અને હાનિકારક વિચારો આવે છે? એવા વિચારોને માટે અંતઃકરણને બંધ કરી દો. એને સાફ કરી નાખો. એ મલિન દ્રવ્ય તમારા શુભ માનસિક સંગ્રહાલયમાં રહેવાને યોગ્ય નથી. સમસ્ત રોગ, શોક ને નિરાશાના વિચાર માનસિક રાજ્યમાં ઝેરીલા કીટાણું ઉત્પન્ન કરે છે, જેથી એનાથી મુક્ત રહો.

કોઈકે સાચું કહ્યું છે કે જે મનુષ્ય પોતાના વિષયમાં તુચ્છ વિચાર રાખે છે, તે એક ભયંકર માનસિક રોગથી પીડિત છે. એના અંતરમાં જેવું ચિત્ર અંકિત થયેલુ છે, તેવી જ પ્રતિક્રિયા થાય છે જેથી માનસિક શુદ્ધિને માટે આ કાયરતા કાઢી નાખો. એક ઉચ્ચ ભાવના મનમાં લો, અને એમાં નિમગ્ન બની જાઓ; એનાથી આત્માને સ્નાન કરાવતા રહો. શુભ વિચારથી ઈર્ષા, દ્વેષ, ધૃણા, ઇત્યાદી મનોવિકાર નષ્ટ થઇ જશે.

ઇશ્વરનો દિવ્ય વિચાર તમારી સંપૂર્ણ મલિનતાનો નાશ કરશે. નીરોગી મન બનાવવાને માટે તમારા ઇશ્વરીય તત્ત્વને પ્રકાશિત કરો તમારા મનનો પ્રત્યેક અણુ ઇશ્વર-તત્ત્વથી ઓતપ્રોત છે. એનામાં ઇશ્વરની ચમક લાવો. મનના ઇષ્ટદેવને શારીરિક ક્રિયાઓમાં પરિવર્તિત કરો. ઇશ્વરને તમે તમારા અંતઃકરણમાં પ્રક્ષાલન કાર્ય કરવા દો. ઇશ્વરને જાતે જ પ્રકાશમાં આવવા દો; એમના માર્ગમાં અવરોધ ન કરો, ઊલટું ઇશ્વર બનીને વિચાર કરો. ઇશ્વર જ બનીને ખાન-પાન કરો. શ્વાસ લો અને તમારા ઇશ્વરત્વનો પ્રકાશ દૂર સુધી ફેલાવો.

જો પોતાના વિચારોથી મનની પરિપુષ્ટિ ન થતી હોય તો તમારા કરતાં અધિક જ્ઞાનીની સાથે આધ્યાત્મિક ચર્ચા કરો અને તેના વિચારોના પ્રકાશમાં તમારા મનોબળની વૃદ્ધિ કરો.

પુસ્તકોમાં દૃઢતાથી મન એકાગ્ર કરવાથી મનની ગ્રહણ શક્તિ વધે છે. તમારા વિચારો લખો અને તેને બીજાને બતાવો.

મનને એકાગ્ર કર્યા વિના કોઇપણ પ્રકારનો અભ્યાસ ઉત્તમ રીતે થઈ શકતો નથી. અધ્યયન, મનન અથવા સાધનાના સમયે જો મનને દૃઢતાથી એકાગ્ર ન કરવામાં આવે તો એનું ફળ પ્રાપ્ત થશે નહીં.

આપણું મન અનેક નાના નાના કોશો (Cells)નું બનેલુ છે. આ કોશ જેટલા સૂક્ષ્મ હશે, એટલા જ ઉત્તમ માનવામાં આવશે. સમર્થ વિચારક અને તત્ત્વજ્ઞ પુરુષોના મગજમાં કોશો બહુ સંખ્યામાં હોય છે. રક્તની ગતિ મનના કોઇપણ ભાગમાં વધારવાથી તથા શરીરના વિદ્યુતમય સામર્થ્યનો એ પ્રદેશમા સંચાર કરવાથી તે ભાગના કોશોની વૃદ્ધિ તથા સુધાર કરી શકાય છે. મનને શરીરના કોઈ ભાગ પર એકાગ્રતાપૂર્વક સ્થિર કરવાથી તે ભાગમાં લોહીની ગતિ વધી જાય છે અને તે ભાગ બળવાન બની જાય છે. દૃઢતાથી આ ક્રિયાનો અભ્યાસ કરશો તો અલ્પ સમયમાં પોતાની વૃત્તિને મનના વિવિધ ભાગોમાં એકાગ્ર કરી શકશો.

વિચારોને ઉત્પન્ન કરનાર કલ્પના શક્તિ મનની સર્જનશક્તિ છે. જો તમારે ઉચ્ચ વિચારોનું સર્જન કરવું છે તો કલ્પનાને નિર્મળ, હિતકારક તથા નીરોગી બનાવી લેવી જોઈએ. કલ્પનાશક્તિને પૂર્ણ તંદુરસ્ત રાખવા માટે આપણે ક્રોધ, ભય, તિરસ્કાર, ધૈર્યહીનતા, નિરુત્સાહ, દુર્બળતા, શંકા, તથા એ પ્રકારની અને બીજી મનની નબળાઇઓનો ત્યાગ કરી દેવો જોઇએ.

—અનુ૦ નટુભાઈ પટેલ

---

## નારી અને દુહા

માનવી પોતે જ્યારે આનંદ કે દુઃખમાં આવી પડે છે અને જ્યારે તે તેના હૃદયમા માતું નથી ત્યારે આનંદ કે દુઃખના ઉદ્‌ગારો તેના મોઢામાંથી નીકળી પડે છે. તે કોઈવાર પદ્યમાં કે ગદ્યમાં હોય છે. પદ્યનો એક પ્રકાર છે દુહો. આ દુહાની અસર એવી તો સચોટ થાય છે કે એ નાનકડી બે લીટીનો કાવ્યપ્રકાર ધારી અસર ઉપજાવે છે

આવા પ્રકારના સચોટ અસર કરનારા પ્રાસંગિક દુહા સ્ત્રીઓ એ પણ રચ્યા છે.

એક યુવાન સ્ત્રી પોતાના વાગ્દત્ત પાતને મળવા ખૂબ ઉત્સુક છે. પરંતુ તે મળી શકતી નથી. સંદેશો મોકલી શકાય તેમ નથી. પોતાનો તે પતિ પરદેશથી આવેલ છે. આથી શરમની મર્યાદા છોડી શકાતી નથી. જ્યારે મન તેને મળવા માટે ખૂબ ઉત્સુક છે હવે શું કરવું? સંદેશાની કોઇને ખબર પડવી ન જોઇએ આથી પોતે એક દુહામાં સમસ્યા કહેવડાવે છે.

રાધાવરના કર વિષે, પ્રથમ અક્ષ જે,
અક્ષર આગુ બાદ કરી, બાકી કબહુ દે.

અર્થાત્ રાધાવર એટલે ભગવાન શ્રીકૃષ્ણ. અને ભગવાન શ્રીકૃષ્ણ પોતાના એક હાથમાં સુદર્શનચક્ર ધારણ કરે છે. એ સુદર્શન શબ્દમાંથી આગળનો પહેલો અક્ષર બાદ કરો. એટલે જે બાકી રહેશે તે ક્યારે દેશો? એમ કહેવડાવે છે.

આપણા દેશમાં કેવી હોશિયાર અને મર્યાદાશીલ સ્ત્રીઓ હતી. અને મર્યાદામાં રહીને પણ કેવા સંદેશા મોકલતી હતી તેનો આ નમૂનો છે.

—દાહ્યાલાલ અં૦ બ્રહ્મભટ્ટ

# ચસ

## મનુભાઈ ત્રિવેદી

'વિપિનભાઈ, ઘણા મુકદ્દમા એવા હોય છે કે જેમા સમાધાન થવુ બહુ સહેલુ લાગે છે, છતા સમાધાન કેમ નહી થતુ હોય?' અવિનાશે મને પ્રશ્ન પુછ્યો

રોજની માફક મારે ત્યા બેઠક જામી હતી શિરસ્તો હતો કે કોઈ જો પ્રશ્ન પુછે તો મારે મારા ન્યાયાધીશ તરીકેના અનુભવની વાત મુક્તપણે કરવી અવિનાશ નવેસવો વકીલ હતો અને આશા સેકન્ડ એન એન બી મા અભ્યાસ કરતી હતી તેમને મારા અનુભવની વાતો ઉપકારક થાય તેવી અમારા મડળની માન્યતા હતી, જો કે આ વિશે મને ચ ફેરો હતો. માનવ સ્વભાવ એટનો તરલ છે કે આવા બનાવો માર્ગદર્શન આપે ને ન પણ આપે. છતા ગપાટા મારવા જ ભેગા થતા ત્યારે મારા અનુભવ કહેવામા મને વાધો ન હતો સુધા પણ ધ્યાનપૂર્વક મારી વાત સાભળતી તે એક જ કારણ મારા માટે તો પૂરતુ હતુ મારા સાથે સુખદુખમા ભાગ લેના રના આનદ માટે આટલુ ન કરુ તો નગુણો જ કહેવાઉં ને!

ગે અવિનાશના પ્રશ્નનો જવાબ આપ્યો, તેના ઘણા કારણ હોઈ શકે પણ મારા મત મુજબ મુખ્ય બે એક તો મુકદ્દમો થવાનુ કારણ કોઈ જુદુ જ હોય. એટને કે જ્યારે મુકદ્દમાની બાબત દર્દ ન હોય માત્ર દર્દનુ ચિન્હ હોય ચિન્હ મટવાથી દર્દ થોડુ મટે? આથી દર્દ જુદુ જ હોય તો મુકદ્દમો સાદો હોય તો પણ સમાધાન ન થાય અ ટલા માટે મારી પહેલી સલાહ એ છે કે સાદા સીધા દાવામા પણ સમાધાન માટે દબાણ ન કરવુ આવા સમાધાનથી દર્દ વકરવા સભવ છે '

'બીજુ મુખ્ય કારણ કયુ?' હુ શ્વાસ લેવા થોભ્યો કે અધીરી આશા વચ્ચે બોલી ઊઠી

'બીજુ કારણ એ કે વકીલો પક્ષકારને એક યા બીજા હેતુસર ચસ દીધા કરતા હોય ક્યારેક વકીલને પૂરી ફી ન મળી હોય ને મુકદ્દમો લબાય તો પૂરી ફી મળી જાય તે જ માત્ર હેતુ હોય ક્યારેક વકીલને મન અસીલ દૂઝણી ગાય જેવો હોય ને તેને તે છોડવા ન માગતા હોય ક્યારેક તામા ને તામા ત્રણ કોર્ટ લડવાની જોગવાઇ સહિત ફી મુકર્રર થઇ હોય અને ક્યારેક વકીલનુ માનસ જ લડાયક હોય વળી ક્યારેક શરૂઆતમા વકીલે અસીલને એવા આબલા આમલી બતાવ્યા હોય કે પછી તેને ચસ દીધ વિના છૂટકો જ ન હોય પણ એટનુ ચોક્કસ કે એવા કિસ્સા હોય છે કે જેમા વકીલો અસીલોને ચસ આપ્યા કરે અને તેથી સમાધાનના દરવાજા ઊઘડે જ નહી '

'પણ અસીલોને આની ખબર ન પડે? બધા ય થોડા બોટ હોય છે!' સુધાએ પૂછ્યુ

'અસીલોમા એકબીજા પ્રત્યે રોષ તો પેદા થયો જ હોય આથી તેમની બુદ્ધિ અમુક દૃષ્ટિથી જ બહુ મૂનવી શકે છે વળી વકીલો તો ગજબના માનસશાસ્ત્રી હોય છે ભલભલા ન્યાયાધીશને પણ ભૂ પાઈ દે ત્યારે અસીલો શુ હિસાબમા' વળી તે સારો હુમલો થોડા કરે છે' પોતાના અસીલને ભાગ્યે જ કહે કે સમાધાન નથી કરવુ પણ સામા વકીલ સાથેની વાતમા કહી દે કે ગરજ હોય તો સમાધાન કરો ને' અહી ત્રણ કોર્ટ લડવા તૈયારી છે હો' તમે એમ માનતા હો કે અમે હારી બેઠા છીએ તો એ વાતમા માલ નથી' સમાધાન કરીએ પણ તમારે કરવુ હોય તો' આવુ કહે કે સામો પક્ષ ગરજ્યા વિના રહે જ નહી કે તમારે ગરજ હોય તો સમાધાન કરો ને' અમે શુ લડી શકીએ તેમ નથી? મારો અસીલ પણ હજાર બે હજાર વેરવ્યા કરે તેમ છે' આમ સમાધાનની વાતમા જ સમાધાન થાય નહી તેવી ભૂમિકા તૈયાર કરાતી હોય, ત્યા ગમે તેવી સાદી સીધી વાત હોય તો પણ સમાધાન ક્યાથી થાય?'

'વાત તો સાચી લાગે છે, વિપિનભાઈ! પણ આ બાબત તમારો કોઈ અનુભવ કહો તો ખાત્રી થઈ જાય' આશાએ દર વખત જેમ મારા પાસેથી વાત કઢાવવા નવી પેરવી કરી

આશાના પિતા સુધાકર હસ્યા 'આશા' માનતી નહી કે વિપિન તારી જાગામાં ફસાઈ જઈ પોતાનો અનુભવ કહે છે જો, સુરમેન સામું જો વાત સાંભળવા કેટલા ઉત્સુક છે! એ જ મારણ છે વિપિનની વાતનું ખરું તો સુધાકર!'

તમે પણ શું સુધાકરભાઈ! આટલી ઉંમરે અમારી મશ્કરી શોભે! ને તે ય આ છોકરા પાસે!'

'મે તો હકીકત કહી મારી વાત ન ગમી હોય તો લાવો પાછી'

મે વાત શરૂ કરતા ગળુ ખખાર્યુ કે તેમની ટપાટપી બધ પડી મે વાતની શરૂઆત કરી

તે વખતે હરિનગરમા પરસેના ગામડાના આબરૂદાર ગરાસિયા કુટુબનો મ રી કોર્ટમા કેસ ચાલે કેસની વિગત મ સાદી સીધી હતી દાવો લાવનાર બાઈ મોટાભાઈની વિધવા હતી તને બાળક થયેલ નહી પ્રતિવાદી નાનેભાઈ હતો મે ગભાઈ ગુજરી ગયે સાતેક વર્ષ થયેલ બાપ ગુજરી ગયે દેઢ વર્ષ બધી મિલકત નાનાભાઈના કબજામા અને બાઈએ દાવો કરેલ કે મારા ધણીની મિલકત પૂરતો મને ભાગ પાડી દો અને તે ભાગનો કબજો અપાવો ગરાસદાર એટલે દરબારગઢ હતો ને સારા પ્રમાણમા ખેડવાણ જમીન તેમા વાડીપડા પણ ખરા આખુ કુટુબ સુખચેનથી રહી શકે તેટલી આવક તે બાઈના મોઢા પર ખાનદાની તરવરે નાનોભાઈ મિલિટરીમા નોકરી કરે તેના મુખ પર તો અસલી ખમીર આખે ને ભરી દે આવા ખમીરવતા ખાનદાન કુટુબના ફર જઈ કોર્ટના દરવાજે ચડયા, તે જ નવાઈની વાત પણ કુટુબમા કોઈ મેળવી નહી બાઈના પીયરિયા આથી કોઈએ વકીલ મારફત નોટિસ અપાવી ને વાત વિફરી ગઈ હવે તો ભાભી અને દેર એકબીજા સામુ જુએ પણ નહી, એવો ઘાટ બની ગયો

કેસની વિગત સાદી અને સીધી જમીન ને દરબારગઢ બાપદાદાના વખતના, પણ મોટોભાઈ ગુજરી ગયો ત્યારે હાલનો હિન્દુ વારસા ધારો અમલમા નહી આથી બાઈને માત્ર ખોરાકી પોશાકીનો હક, બીજો કશો નહી નવો માત્ર મિલકતની વહેચણીનો વકીલ બાઈને આપમેળે કહે નહી કે આપણુને ભાગ ન મળે ને આમ નાનોભાઈ ખોરાકી પોશાકીમા બાઈ કહે તે રકમ આપવા ખુશી હેવા છતા સમાધાન થાય નહી

પુરાવાની મુદતે બાઈની જુબાની થઈ તેમા હકીકતની દૃષ્ટિએ સામા પક્ષની બધી વાત બાઈએ કબૂલ રાખી કાયદો સ્પષ્ટ હતો આથી મે આ બધી બાબતની સક્ષેપમા સમાલોચના કરી બન્ને વકીલોને પૂછ્યુ કે જો હકીકત અને કાયદા બાબત મતભેદ ન હોય તો સમાધાન થાય તે ઈચ્છનીય નથી?

બાઈના વકીલે થોડો સમય બાઈ સાથે ધીરા અવાજે વાત કરી કહ્યુ સાહેબ! મે મારા અસીલને કાયદાની પરિસ્થિતિ સમજાવેલ છે તે યોગ્ય ખોરાકી પોશાકી મળે તો સમાધાન કરવા ખુશી છે'

પ્રતિવાદીના વકીલે તુરત જવાબ આપ્યો આ દાવો ખેચી લો પછી ખોરાકી પોશાકીનું નક્કી કરશુ

'પછી શુ કામ? હમણા કેમ નહી?' બાઈના વકીલે પૂછ્યુ

આ દાવો ક્યા ખોરાકી પોશાકીનો છે!'

મે વચ્ચે પડી કહ્યુ એ ખરૂ પણ પક્ષકારો વચ્ચે ફરી દાવો થાય તે કરતા આ દાવામા તેનો નિર્ણય થઈ શકતો હોય તો કરો ને!'

પ્રતિવાદીના વકીલે કહ્યુ તે આ દાવામા કેમ બને?'

મે જવાબ આપ્યો 'સમાધાનથી થઈ શકે માત્ર મિલકતની વહેચણીના દાવામા સમાધાન દ્વારા ખોરાકી પોશાકીનુ હુકમનામું થઈ શકે તેમ આપણી વરિષ્ઠ અદાલતનો ચુકાદો છે'

તેણે કહ્યુ 'હું મારા અસીલને પૂછી જોઉં'

પછી તેણે થોડો સમય નાનાભાઈ સાથે વાત

કરી કહ્યુ, 'મારા અસીલ યોગ્ય ખોરાકી પોશાકી આપવા કબૂલ છે અમારી તો આ નોટિસના જવાબથી જ દરખાસ્ત છે, સાહેબ!'

'અવળી રજૂઆત ન કરો' બાઇના વકીલ જાણે ન રહી શકાયું હોય તેમ વાંધો લેતા ઊભા થયા

બાઇના વકીલે તેના સામે ફરી કહ્યુ 'નોટિસનો જવાબ વાંચી પછી વાંધો લો તમારા પાસે તેની નકલ ન હોય તો હુ આપુ'

હુ ફરી વચ્ચે પડયો 'પક્ષકારોને સમાધાન કરવુ છે યા નહી?'

'મારા અસીલ તૈયાર છે' બાઇના વકીલે કહ્યુ

'મારા અસીલ પણ' નાનાભાઈના વકીલે પણ કહ્યુ

'ત્યારે તો કાઇ આવરણુ નથી તમે સમાધાનની વાત કરો હુ ચેમ્બરમા જાઉં છુ પરિણામ મને જણાવજો' આમ કહી હુ ચેમ્બરમા ગયો

હજી પદરેક મિનિટ ન થઇ ત્યા બન્ને વકીલો તેમના અસીલો તથા અસીલોના સગાવહાલા સહિત ચેમ્બરમા આવ્યા

બાઇના વકીલે કહ્યુ, સાહેબ આ તો રહેણાકની બાબતથી જ વાધા પાડે છે, ત્યા સમાધાન ક્યાથી થાય?'

નાનાભાઇના વકીલ બોલ્યા, મારા અસીલ વાંધો પાડે છે કે તમારા અસીલ?'

બાઈના વકીલ તાડુક્યા વાહ! આ તો ચોર કોટવાળને દડે તેવો ઘાટ છે'

હુ સમજી ગયો કે આ કેસમા સમાધાન શક્ય નથી છતા સમાધાન ક્યા અટક્યુ તે સમજવાની મારી ફરજ હતી આથી મે બાઇના વકીલને વિગતવાર વાત કરવા જણાવ્યુ

તેણે કહ્યુ 'સાહેબ, દરબારગઢમા આગળ અને પાછળ તેમ બે ભાગ છે બન્ને અનાયદા છે સ્વતત્ર છે મારા અસીલ તેના રહેણાક માટે આગલો ભાગ માગે છે સામો પક્ષ પાછળના ભાગમા રહો તેમ કહે છે'

સામા વકીલે કહ્યુ, 'આગલા ભાગમા દિવાનખાનુ છે મહેમાનો આવે જાય તે માટેની સગવડ પણ આગલા ભાગમા જ છે વળી પહેલેથી બૈરા પાછળના ભાગમા જ રહેતા આવ્યા છે વાદી હાલ પણ પાછળના ભાગમા જ રહે છે પછી આગનો જ ભાગ જોઇએ તેવો આગ્રહ મારા વિદ્વાન મિત્ર કેમ કરે છે તે હુ સમજી શકતો નથી'

'સમજી તો શકો છે, પણ મારા મોઢે કહેવરાવવા માગો છો' બાઇના વકીલે કહ્યુ 'સાહેબ પાછળનો ભાગ ઊંડાણમા છે મારા અસીલ જુવાન બાઇ છે આગળના ભાગમા રહેવુ તેમના માટે વધારે સહીસલામત ગણાય આથી તે આગના ભાગ માટે આગ્રહ રાખે છે મારા વિદ્વાન મિત્ર આટલુ પણ ન સમજતા હોય તે બને ખરૂ?'

'પણ પાછળના ભાગમા તેમને ડર કોનો?' સામા વકીલે વક્રતાથી પૂછ્યુ

બાઇના વકીલે સવાઇ વક્રતાથી કહ્યુ 'એ ય પૂછવુ પડશે? કાઇ સમજશો નહી? આજુબાજુ નજર કરો બધી વાત થોડી બોલાય છે' છતા સ્પષ્ટતા જ જોતી હોય તો—'

બાઈ વચ્ચે જ બોલી ઊઠી 'વકીલ સાહેબ, આવુ ન બોલાય આ તો હુ દરબારગઢમા સાવ એકલી હોઉં ત્યારની વાત છે'

તેના વકીલે આખ કાઢી કહ્યુ 'વચ્ચે ન બોલો નહીતર હુ વકીલાતનામુ પાછુ ખેચી લઉં'

બાઇ મુગી રહી પણ તેના મુખ પર તીવ્ર વેદના વરતાતી હતી નાનાભાઈનુ મુખ પણ તગ થઇ ગયેલ બન્ને પક્ષના સગાના મુખ પર પણ મૂઝવણની લાગણી દેખાતી હતી

નાનાભાઇના વકીલે કહ્યુ 'સાહેબ સમાધાન શક્ય નથી'

મે કહ્યુ 'હશે, કેસ આગળ ચલાવશુ'

કોર્ટ સમય પૂરો થવા આવેલ તેથી બીજા દિવસ પર કેસ મુલ્તવી રાખવામા આવ્યો

બીજે દિવસે બન્ને વકીલોએ તેમના વકીલાતનામા પાછા ખેંચી લીધાં. પક્ષકારો હાજર હતા નાનાભાઈએ મને કહ્યુ, 'આપ અમને ચેમ્બરમા બોલાવો તો થોડી વાત કરવી છે '

મે તેમને ચેમ્બરમા બોલાવ્યા, ખુરસી પર બેસાડયા અને જે કહેવુ હોય તે સકોચ વિના નિખાલસપણે જણાવવા કહ્યુ

નાનાસાહેબે કહ્યુ, 'સાહેબ, અમારા વકીલો અમારા ખાનદાનની આવી નાલેશી કરે! શુ કરે, આપની હાજરીની આમન્યા હતી, નહીતર તે વકીલને બે અડબોથ મારત '

હુ ચુપ રહ્યો તેને કેમ કહુ કે તે તો સમાધાન ન થાય તે માટે માત્ર ચસ દેતા હતા!

નાનાભાઈએ આગળ ચલાવ્યુ 'અહીથી હુ અમારે ગામ ગયો, પણ ચેન ન પડે દિવાનખાનામા આટા મારતો હતો ત્યા આ આવ્યા ' તેણે તેની ભાભી સામે જોઈ તેનો નિર્દેશ કર્યો 'આવીને તુરત મને કહે, મારા વકીલે તમારા માટે જે કહ્યુ તે માટે હુ તમારી માફી માગુ છુ તમે કાઈ મનમા ન લાવતા મે કહ્યુ, મને તો હાડોહાડ લાગી ગયુ છે આવુ અપમાન! તમારુ ને મારુ બેયનુ! જોઈએ તો ભાગ લઈ લો પણ આ કેસ ન જોઈએ આમણે કહ્યુ ભાગ મેળવવા મારો હક નથી જજ સાહેબ પણ એ જ કહેતા હતા ને! તમે છો તો મારો ખોરાકી પોશાકીનો પ્રબધ થશે જ તેની મને ખાત્રી છે હુ કેસ પાછો ખેચી લઉ મે પહેલી વખત આમની સામે મીટ માડી જોયુ નિર્દોષ મો નાની ઉમરમા પ્રાપ્ત થયેલ વૈધવ્યનુ દુ ખ છતા ખાનદાનીની ખુમારી મને તે મુખમા ઘણું ઘણુ દેખાણુ સાહેબ હુ તો બે વર્ષ વિલાયત રહી આવ્યો છુ હજી કુવારો છુ મને થયુ કે હુ આમની સાથે લગ્ન કરુ તો? અમારામા દેરવટાનો રિવાજ છે આમનુ આખુ જીવન આમ જ વીતે તે મને અસહ્ય લાગ્યુ આમના મનમા પણ કઈક આવુ જ થયુ હશે તે નજર ઢાળી ગયા હુ તેમને જોતો રહ્યો થોડી ક્ષણો પછી આમણે નજર ઊચી કરી અમારી દૃષ્ટિ મળી શુ થયુ તે પ્રભુ જાણે હુ આમના પાસે ગયો ને કહ્યુ ન ગમે તો પહેલેથી માફી માગુ છુ. તમે મારી સાથે લગ્ન કરશો? તે મારા પગમા લળી પડ્યા ને મે તેમને ઊભા કર્યા. હવે શુ કરવુ તે બાબત કોને પૂછીએ? વકીલોના વર્તન બાબત નારાજી બતાવી તો તે મો મરડી ગયા છે સગાવહાલા ફિટકાર આપે છે કે આટલો વખત કેસ લડયા તે ધૂળ દગાને ઢાકણીમા' આપ કઈક માર્ગ બતાવો '

હુ આ વાત સાભળી મનોમન ખૂબ ખુશી થયો. તે બન્નેના ચહેરા પર જે આનદ વરતાતો હતો તે અવર્ણ્ય હતો મને ખાત્રી હતી કે બન્ને ખૂબ સુખી થશે મે વકીલ મડળના પ્રમુખને બોલાવ્યા. તેમને બધી હકીકતથી વાકેફ કરી વિનતી કરી કે આપ આમના સિવિલ મેરેજ માટે કોઈ વકીલની ગોઠવણ કરો. તેમને મારા પ્રત્યે આદર, તેથી યથા યોગ્ય કરીશ તેમ કહી તેમણે બન્નેને અભિનદન આપ્યા દાવો પાછો ખેચાઈ ગયો પણ મારા મન પર બે વાત અકિત થઈ ગઈ એક તો તે બાધતુ આનદ નીતરતુ મુખ અને બીજી વકીલ મહાશયની ચીડ ચડાવતી ચસ

'વિપિનભાઈ પછી તે દપતી તમને મળ્યા કે નહી?' આશાની કુતૂહલતાનો પાર ન હતો

મે તેને સીધો જવાબ ન આપતા સુધાને કહ્યુ. 'સુધા! યાદ છે આજથી ચારેક વર્ષ પહેલા એક લેફ્ટનન્ટ સાહેબ આપણે ત્યા આવેલા?'

'વડોદરામા ને!' સુધાએ પૂછ્યુ.

'હા વડોદરામા '

'બરાબર યાદ છે તેમની પત્નીને લઈને આવેલા આવતા વેત બને તમને પગે લાગેલ.'

'હા એ જ આ મુકદ્દમાના વાદી અને પ્રતિવાદી'

'વિપિનભાઈ, આ ચસ તો ભારે રસમય કહેવાય ' અવિનાશથી બોલ્યા વિના ન રહેવાયુ હોય તેમ લાગ્યુ

'પણ એ તો જવલ્લે જ નહીતર ચસ તો પક્ષકારનો કસ કાઢે '

બધાના હાસ્ય વચ્ચે ચસની વાત આમ પૂરી થઈ

# અળસ જાય તો લક્ષ્મી આવે

અનંત વ્યાસ 'સ્મિત'

દિવાળીનો દિવસ હતો વહેલા પરોઢિયાનો સમય હતો શેરીની સ્ત્રીઓ ઘરમાથી ફૂટેલા હાડલા કે તેના પતરાના ઉખલાની અળસ ચોક વચ્ચે મૂકીને હર્ષ, ઉમગ અને ઉત્સાહ ભર્યા હૈયે થાળી પર ટકોરા મારતી, 'લક્ષ્મી પધારો'નુ રટણ કરતી ઘર તરફ વળતી હતી

મહાદેવી લક્ષ્મીજી શેરીના એક ખૂણે જલદીથી કોઇનુ ધ્યાન ન જાય તેવી જગ્યાએ ઊભા હતા અને ઊભા ઊભા મૃત્યુલોકના માનવીઓની આ અળસ કાઢવાની પ્રથાને જોઇ રહ્યા હતા

એવામા અળસ કાઢવા આવેલી એક સ્ત્રીની નજર લક્ષ્મીજી પર પડી લક્ષ્મીજીના સાચા સ્વરૂપને તે ઓળખી ન શકી તેણે તેમને પૂછ્યુ, બહેન' તમે આ શેરીમા જ રહો છો? પહેલા તો તમને ક્યારે ય જોયા હોય એમ લાગતુ નથી હમણા નવાસવા રહેવા આવ્યા લાગો છો ખરુ?'

લક્ષ્મીજીએ પોતાના મૂળ સ્વરૂપને પ્રગટ કરતા કહ્યુ, હુ તો લક્ષ્મી છુ જેમના ઘરમા અળસ ન હોય, ત્યા જઇને વાસ કરુ છુ '

શુ આપ જ લક્ષ્મીદેવી છો?' પેલી સ્ત્રીના હર્ષ અને આશ્ચર્યનો કોઇ પાર જ ન રહ્યો આમ અચાનક જ ખુદ લક્ષ્મીજીનો ભેટો થઇ જતા તેના આનદને સીમા ન રહી આનદ અને ઉત્સાહમા આવી જઇને તેણે દેવીને કહ્યુ 'દેવી! ત્યારે તો તમે મારે ત્યા જ પધારો મે હજી હમણા જ અળસ કાઢી છે મારુ ઘર ખૂબ જ સાફ-સ્વચ્છ છે આપને મારે ઘેરે રહેવુ ખૂબ ગમશે '

લક્ષ્મી કહે, 'ના રે, બાઇ' તારા ઘરમા તો અળસના ગજના ગજ ખડકાણા છે એટલી બધી અળસ વચ્ચે હુ રહી ન શકુ '

લક્ષ્મીજીનુ કહેવુ સાભળી પેલી સ્ત્રી આશ્ચર્યમા પડી ગઇ તેણે કહ્યુ 'મારુ ઘર તો છણછણ છીંડા આવે એવુ સ્વચ્છ છે ઘરની દીવાલો ચૂનાથી ધોળાવી છે બારી-બારણા પર નવા રગરોગાન ચડાવ્યા છે આગણામા વિવિધ રગની કલાત્મક રગોળી પૂરી છે દિવાળીના દિવસો હોવાથી ઘર આખાને વિજળીના રગબેરગી દીવાઓથી શણગાર્યુ છે ઘરમા દિવસમા બે વખત તો ઝાડુ લગાવાય છે. ઓરડાની લાદી હમેશા પાણીથી ઘસીને સાફ કરાવુ છુ ક્યાય કચરાની એક જરા સરખી સળી પણ જોવા નહી મળે આમ છતા ય તમે કહો છો, કે ઘરમા અળસના ઢગના ખડકાયા છે, તે કેમ માન્યામા આવે? હા, તમે કદાચ મારી પડોશણના ઘરમા ગદકી જોઇ હશે મારા જેવી સાફ-સ્વચ્છ રહેનારીને તો તેના ઘરમા એક પળ પણ રહેવુ ન ગમે, તો પછી તમને ત્યા શાનુ જ ફાવે? એટલે તમારી સરતચૂક થતી લાગે છે તમે ગદકી મારા ઘરમા નહી પણ મારી ફૂવડ પડોશણના ઘરમા જોઇ હશે '

લક્ષ્મીજી એ સ્ત્રીની વાત સાભળી હસી પડ્યા અને બોલ્યા, 'બાઇ! મારી જરાય સમજફેર નથી થતી મે મારી આખે જ તારા ઘરમા અળસના ઢગને ઢગલા જોયા છે અરે, તારી પડોશણ કરતા ય તારા ઘરમા ગદકી વધારે છે!'

પેલી બાઇ તો લક્ષ્મીજીની વાત સાભળી આભી જ બની ગઇ તેને મનમા લક્ષ્મીજી પર ભારે ચીડ ચડી પેલી ફૂવડ પડોશણ કરતા તેના ઘરમા વધારે ગદકી છે, એવો આક્ષેપ તે સાખી ન શકી તે તાડૂકી, 'શુ એ ફૂવડ કરતા ય મારા ઘરમા વધારે ગદકી છે' બને જ નહી મને તો લાગે છે કે તમારી આખે હવે ઝાખપ આવતી જાય છે!'

લક્ષ્મી બોલ્યા, 'મને તો સ્પષ્ટ દેખાય છે પણ તને જ કશુ દેખાતુ નથી તુ જ તારી અળસને જોઇ શકતી નથી '

લક્ષ્મીદેવીના એક એક શબ્દે પેલી બાઈનો ગુસ્સો વધતો જતો હતો આખા શહેરમાં તેનું મકાન વિશાળ, ઊંચું, સ્વચ્છ અને ભભકદાર હતું નાત આખીમાં તે પૈસાપાત્ર અને મોભાદાર ગણાતા ઘરમાં નોકર-ચાકર હતા ઘરને દિવસમાં બે વાર વાળી-ચૂડીને સાફ રખાતું ઘરનો ખૂણે ખૂણો સાફ-સૂથરો રહેતો અને આમ છતાંય લક્ષ્મીદેવી તેના ઘરને આળસનો ભંડાર કહીને વગોવે તે તેનાથી કેમ સહ્યું જાય? તેણે ક્રોધથી બબૂકતા સ્વરે પૂછ્યું 'તમને મારાં ઘરમાં ક્યાં આળસ દેખાય છે, એ તો કહો '

લક્ષ્મીજી બોલ્યા, 'આળસ તો તારામાં જ ભરી છે તારા ઘરની વાત તો વળી જુદી '

પેલી સ્ત્રીને નવાઈ લાગી તેણે કહ્યું 'મારામાં વળી આળસ કેવી?'

લક્ષ્મીજી કહે 'એકાદ બે પ્રકારની આળસ હોય તો તને કહું પણ તારામાં જ્યાં અપરંપાર આળસ ભરી હોય ત્યાં ક્યાં ગણાવવા બેસું?'

પણ પેલી સ્ત્રી તો હઠે ચડી તે કહે 'ગમે તેમ થાય પણ તમારે મને કહેવું જ પડશે કે મારામાં આળસ ક્યાં છે?'

૮ લક્ષ્મીજી કહે 'ભલે, તો સાંભળ એક તો તારામાં ક્રોધ ખૂબ છે, આ ક્રોધ એ જ તારી પહેલા નંબરની આળસ છે બીજું, તને તારા ધનનું ભારે અભિમાન છે બીજાના સુખને જોઈને તારી આંખ સળગી ઊઠે છે ઈર્ષા એ પણ માણસમાં રહેલી ભયંકર આળસ છે દ્વેષ અને તિરસ્કાર પણ તારામાં બહુ છે પારકાના છિદ્રો તપાસવા અને નિંદા કરવાની તારી કુટેવ ભયંકર છે હજી હમણાં જ તે તારી પડોશણ માટે કેવા હલકા સંબોધન વાપરેલા' એ સિવાય મોટી અને ભયંકર આળસ તે આળસ તારામાં આળસ તો ભારોભાર ભરી છે કામ કરવું તને જરાય ગમતું નથી તારો સ્વભાવ બહુ ચીડિયો અને ઝઘડાખોર છે તારી સાસુ નણંદ અને તારા દિયર સાથે વાત વાતમાં લડતી રહે છે આ બધી તારામાં રહેલી આળસ એટલે ગંદકીની વાત પણ તારા પતિમાં પણ દુર્ગુણોનો કોઈ પાર નથી તારો પતિ એક દારૂડિયો છે અને વળી અઠંગ જુગારી પણ એવો જ વળી તેનામાં પણ આળસનો પાર નથી ધંધો કશો કરવો નહીં અને બેઠા બેઠા ખાવું રાત-દિવસ જુગાર અને દારૂમાં મસ્ત રહે છે સારા પ્રતાપ તારા સસરાના કે તેણે નીતિથી મહેનત કરીને ધન મેળવ્યું છે જે આજે તમે ઉડાવો છો પણ બેઠા બેઠા તો કુબેરના ભંડાર પણ ખલાસ થાય' આળસ અને વ્યસન બંને બાપ દાદીના પહેલા પગથિયા છે આમ તારામાં અને તારા પતિમાં દુર્ગુણોનો કોઈ પાર નથી જ્યાં ક્રોધ અને અભિમાન છે, જ્યાં દ્વેષ અને ઈર્ષા છે, જ્યાં પારકાની નિંદા થાય છે જ્યાં આળસુ અને વ્યસની છે, જે ઘરમાં રાત-દિવસ લડાઈઓ ચાલે છે ત્યાં હું એક પળ પણ રહેવાનું પસંદ કરતી નથી માણસે માત્ર ઘર અને દેહને સાફ અને શણગારેલું રાખી બેસી રહેવાનું નથી, સાથે મન પણ સ્વચ્છ જોઈએ આજે મોટા ભાગના લોકો ઘરને વાળી ચૂડીને સાફ રાખે છે દેહને મોંઘી ઘરેણાંથી શણગારે છે પણ સ્વચ્છતા એટલા પૂરતી જ કામની નથી સાથે સાથે મન પણ એવું જ સ્વચ્છ રાખવું જોઈએ બાહ્ય સ્વચ્છતાની સાથે આંતરિક સ્વચ્છતા પણ જરૂરી છે મનના મેલને પણ સંયમના સાબુથી ધોઈને કાઢી નાખવા જોઈએ મનના મંદિરને સંયમની સાવરણીથી વાળીને સ્વચ્છ બનાવવું જોઈએ અંદરના કચરાને ટોપલીમાં ભરીને ફેંકી દેવા જોઈએ જ્યાં ઘર અને દેહની સાથે મન પણ સ્વચ્છ છે, જે ઘરમાં પવિત્ર વાતાવરણ છે જ્યાં શાંતિ અને સંગઠન છે, જે ઘરમાં એકબીજાના માટે સ્વાર્થ ત્યાગની ભાવના અને બલિદાનની વૃત્તિ છે, જ્યાં ક્યારેય કંકાસ થતા નથી, જ્યાં કામ ક્રોધ લોભ, મોહ, મદ અને ઈર્ષા રૂપી આળસ નથી જ્યાં સાહસ અને હિંમત છે, જ્યાં સદ્‌વિચારો અને સંયમ છે ત્યાં જ હંમેશાં મારો વાસ હોય છે'

લક્ષ્મીજીની વાત સાંભળીને પેલી સ્ત્રીની આંખ ખૂલી ગઈ તેનું અજ્ઞાન દૂર થયું હવે જ તેને ભાન થયું કે, ખરેખર પોતામાં આળસ (ગંદકી)ના મોટા મોટા થર જામેલા છે લક્ષ્મીજીને ઘરમાં વસાવવા હોય તો પહેલા તો આ ગંદકી દૂર કરવી જોઈએ મનની ગંદકી દૂર કર્યા વિના લક્ષ્મી કદી આવે નહીં માત્ર ફૂટેલા હાંડલા કે પતરાના તૂટેલા ડબલા ફેંકી

દેવાથી જ આળસ જતી નથી. સાચી અને ભયંકર આળસ તો માનવીમાં રહેલાં તેના દુર્ગુણો છે, અને તેને જ પહેલી તકે કાઢવાની જરૂર છે. એ સ્ત્રીને સાચી વાત સમજાઈ ગઈ. તેનો ક્રોધ તો ક્યારનોય ગળી ગયો હતો. પોતાના દુર્ગુણોથી તેનું મસ્તક શરમથી ઝૂકી પડ્યું હતું. તરત તે લક્ષ્મીદેવીના ચરણોમાં ઢળી પડી અને દેવીની ક્ષમા યાચતી પ્રાર્થી રહી, 'દેવી! આપનું કહેવું સત્ય છે. ખરેખર આજ સુધી હું અજ્ઞાનતાના અંધકારમાં કૂટાતી હતી. અજ્ઞાનના અંધાપાને લીધે હું મનની આળસને જોઈ શકતી નહોતી. આપે મારા પર અનહદ કૃપા કરી મને નવી જ્ઞાન-દૃષ્ટિ આપી છે. દેવી! દિવાળીના આજના મંગલમય દિવસે હું આપની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે, આજથી, અત્યારથી, આ જ ક્ષણેથી હું મારા મનની ગંદકી દૂર કરવા પ્રયાસ કરતી રહીશ. હું મારા પતિના દુર્ગુણોને પણ છોડાવવા મક્કમપણે પ્રયત્ન કરીશ. હું હવે કોઈનીય નિંદા નહીં કરું, કોઈને ક્યારેય તિરસ્કારીશ નહીં. કદી કોઈની સાથે ઝઘડો નહીં કરું. સૌને હું પ્રેમથી ચાહીશ. ઘરમાં ક્યારેય કલેશ અને અશાંતિનું વાતાવરણ આવવા નહીં દઉં; એવું વાતાવરણ સર્જાતું હશે તો પણ હું તે અટકાવવા પ્રયત્ન કરીશ. મારા વૃદ્ધ સાસુ-સસરા અને પતિની સેવા કરીશ. વડીલોની આમન્યા રાખીશ. ઘરમાં મારાથી નાની ઉંમરના હશે તેમના પર પ્રેમ રાખીશ. નોકર-ચાકરને ય ક્યારેય તિરસ્કારીશ નહીં. પડોશીઓને દુઃખના સમયે મદદગાર બનીશ. હું ક્યારેય આળસ નહીં કરું. કુટુંબમાં સૌની સાથે હળીમળીને રહીશ...દેવી! આજના પવિત્ર અને મંગલમય દિવસની મારી આ પ્રતિજ્ઞા છે. હું મારી આ પ્રતિજ્ઞા દૃઢતાથી પાળી શકું એટલી મને શક્તિમાન બનાવવા આપ મને આશિષ આપો. દેવી! આપના આશીર્વાદે કરીને હું મારા પ્રતિજ્ઞા-પાલનમાં જરૂર સફળ થઈશ એવી મને શ્રદ્ધા છે.'

દેવી લક્ષ્મીએ સુમધુર સ્મિત ફરકાવતાં તે સ્ત્રીના ઝૂકેલાં મસ્તક પર પ્રેમથી હાથ મૂકી આશીર્વાદ આપ્યાં અને પછી બોલ્યાં, 'ધન્ય બેટી, ધન્ય! તારી આવી પવિત્ર અને કલ્યાણકારી પ્રતિજ્ઞા સાંભળીને હું અનહદ પ્રસન્ન થઈ છું. તારા જેવી જ પ્રતિજ્ઞા જો જગતનાં બધા જ માનવીઓ લે તો ક્યાંય ગરીબી ન રહે, દુઃખ ન રહે, કોઈ લડાઈ કે વિવાદ ન રહે; સર્વત્ર સુખ, શાંતિ અને સમૃદ્ધિ છવાઈ રહે. હું વચન આપું છું, બેટી! કે જે જે ઘરમાં તેં લીધેલી એવી પ્રતિજ્ઞાઓનું પાલન થતું હશે ત્યાં હું હંમેશાં મારો વાસ રાખીશ'

---

## ગધેડાં : માણસના સેવક

સેંકડો વર્ષથી માનવજાતની દોસ્તીભરી સેવા કરનાર ગધેડું હવે જગતનાં ઘણાં ભાગોમાંથી અદૃશ્ય થઈ રહ્યું છે. નિમ્ન કોટિનો ખોરાક તથા માલિકોની સદંતર બેદરકારીને કારણે ગધેડાનું કદ નાનું બની ગયું છે અને તેની ચપળતા ઘટી છે. સમાજમાં તેનું સ્થાન પણ એકદમ ઘૃણાજનક બની ગયું છે. તેમ છતાં દિવ્ય સહનશીલતા, શાંતિ, ખડતલપણું, વફાદારી વગેરે 'ગધેડાનાં સદ્‌ગુણો' હજુ નાશ પામ્યા નથી. ગધેડું ઓછામાં ઓછી ઉંઘથી ચલાવી લે છે, નબળામાં નબળો ખોરાક ખાઈને પણ તે સખત વૈતરું કરી શકે છે, લાંબું જીવી શકે છે. પણ તમામ ગધેડાં જેનો આગ્રહ રાખે છે તેવી એક જ વસ્તુ છે–ચોખ્ખામાં ચોખ્ખું જળ. ગરમીના દિવસોમાં પણ એને બહુ થોડા પાણીની જરૂર પડે છે–પણ સાવ સ્વચ્છ ન હોય તેવા પાણીને તે મોં પણ નહીં લગાડે.

# કળાની કદર

જગદીશ ચાવડા

ગ્રિસ દેશમા એરિસ્પરિયા ક્રિયો કરીને એક કળાકાર થઇ ગયો. તે વખતે ગુલામ ગણાતા એક કુટુંબમાં તેનો જન્મ થયો હતો ગ્રિસમા એ વખતે એક કાયદો પ્રચલિત હતો કે ગુલામ ગણાતો કોઈ પણ માણસ કળાના ક્ષેત્રમા પ્રવેશ ન કરી શકે ક્રિયો ગુલામ ગણાતો હતો તેથી તેમ જ ખૂબ જ ગરીબ હોવાથી આખો દિવસ કઠોર પરિશ્રમ કરતો પણ એ કળાનો શોખીન હતો એને નાનપણથી જ મૂર્તિઓ ઘડવાનો શોખ હતો તે પથ્થર ઉપર કઈક ને કઈક ઘાટ ઘડ્યા કરતો પોતે મૂર્તિ ઘડે છે એ વાતની જાણ કોઇને ન થાય તેટલા સારુ ક્રિયો મૂર્તિ ઘડવાનું કામ પોતાના ઘરના ભોયરામા કરતો તે મૂર્તિઓ ઘડતો જ ગયો. વર્ષો સુધી પોતાના ભોંયરામા એણે કળાસાધના ચાલુ રાખી તે મૂર્તિકળામા પાવરધો થઇ ગયો હતો

એક વખત ગ્રિસના રાજાએ રાજ્યમા પ્રચલિત તમામ કળાઓનુ એક સુદર પ્રદર્શન યોજ્યુ હતુ રાજ્યના તમામ કળાકારોને પોતાની રચનાઓ મોકલવા જાહેરાત કરી રાજ્યના અનેક કળાકારોએ એમા ભાગ લીધો દૂર દૂરથી કળાકારો પોતાની કૃતિઓ લઈને આવ્યા ક્રિયોએ પણ પોતાની બનાવેલી એક મૂર્તિ પોતાની નાની બહેન મારફત પ્રદર્શનમા મોકલી

પ્રદર્શન ખુ'લ્લુ મૂકાયુ માનવમહેરામણ પ્રદર્શન જોવા ઊમટ્યો સૌ ખૂણામાની મૂર્તિને જોઈ આભા બની જતા અને વખાણ કરતા–'શું મૂર્તિ ઘડી છે' 'ખરેખર અદ્‌ભૂત છે' લોકો ટોળે વળીને એ મૂર્તિને જોયા જ કરતા ત્યા ટોળામાથી એક જણે પૂછ્યુ 'અરે પણ આ મૂર્તિ ઘડનારો કોણ છે એ તો પૂછો!' પૂછપરછ ચાલી પણ કળાકાર હોય તો જડેને! વાત પ્રદર્શનના યોજકો સુધી પહોંચી તેમણે ખુલાસો કર્યો કે–' અમને આ મૂર્તિ એક નાનકડી છોકરી આપી ગઈ છે અમે કળાકારને જાણતા નથી' છોકરીની શોધ ચાલી આશરે વર્ષની નાનકડી છોકરી પ્રદર્શન ભવનની બહાર ટૂટિયુ વાળીને સૂતી હતી પહેરેગીરો એને પકડી લાવ્યા એને જ્યારે પૂછવામા આવ્યુ કે તુ કોણ છે અને આ મૂર્તિ ક્યાથી લાવી ત્યારે એ કશુ ન બોલી એને ખૂબ ધમકાવી, ડરાવી પણ એ ન જ બોલી છેવટે એને ડરાવવા ખાતર જેલમા લઇ જવા લાગ્યા તો પણ એ એક શબ્દ પણ ન બોલી

ત્યા ભીડમાથી એક નવજુવાન દોડતો આવ્યો એણે કહ્યુ 'માફ કરજો એ મારી નાની બહેન છે એને જેલમા લઇ જશો નહિ મૂર્તિના આ કલાસૌંદર્યને મારા ગુલામ હાથોએ સર્જ્યું છે' ગુલામ અને કળા! ગ્રિસના કાયદાનો ભગ! અનેક અવાજો આકાશમાં ગુજી રહ્યા.

યુવાન કળાકાર ક્રિયો ઉપર ગ્રિસના કાયદાના ભગ બદલ કેસ ચાલ્યો 'કળાકારને આજીવન કેદની સજા આપવામા આવે છે' ન્યાયાધિશે ફેસલો સભળાવ્યો ક્રિયોને જેલમા મોકલી આપ્યો આ વાતની જાણ રાજાને થઈ તેમણે તરત જ જેલમા સદેશો મોકલ્યો કે 'એ કળાકારનુ સ્થાન જેલમા નહિ પણ મારી પાસે છે એને મારી પાસે મોકલો.' ક્રિયોને રાજા પાસે લઈ ગયા જેવો તે રાજા પાસે પહોચ્યો કે રાજાએ આનદમા આવી જઈ પોતાનો મુગટ એને પહેરાવી દીધો અને જેલમાથી મુક્તિ આપી

કાયદા આગળ કળાની જીત થઈ




સજ્જન સાચું શુ છે એ જાણવાની ખેવના રાખે છે.
દુર્જન લાભકર્તા ચીજની જ ખેવના કરે છે.

સજ્જન સદ્‌ગુણનું સ્મરણ કર્યા કરે છે.
દુર્જન વસ્તુઓ પચાવી પાડવાની જ પેરવીમાં રહે છે.

સજ્જન અધિકાર હોય તે જ ચીજોનો વિચાર કરે છે.
દુર્જન વ્યક્તિગત લાભની જ પેરવીમા હોય છે.

સજ્જન પોતાના નામ પર માગણીઓ કરે છે.
દુર્જન બીજાઓના નામે માગણીઓ મૂકે છે.

સજ્જન સત્કાર્યોમા લોકોનો વિજય થાય તે માટે મહેનત કરે છે. દુષ્કૃત્યો માટે નહિ,
દુર્જનનું આચરણ આનાથી ઊલટુ જ હોય છે.

સજ્જન ત્રણ ચીજોનો ભય રાખે છે. તે પ્રભુનો ડર રાખે છે. તે મહાજનોનો ભય ધરે છે. તે સંત-મહાત્માના વચનોનો ભય ધરે છે.

દુર્જન પ્રભુને જાણતો જ નથી અને તેનો ભય રાખતો જ નથી. મહાજનોને તે ધિક્કારભાવે જુએ છે અને સંત-મહાત્માના વચનોની તો તે ઠેકડી ઉડાવે છે.

રાજ્યકર્તા જાતે જ સારા હશે તો તો સઘળું વગર હુકમે બરાબર ચાલશે. પણ જો તે પોતે જ સોજ્જા નહિ હોય તો, તેમના હુકમ છતે કોઈ તેનું પાલન નહિ કરે.

લોકો પર કાયદાનો અમલ કરો અને દંડથી તેમને વશમા રાખો—લોકો જેલમા જવાનું ટાળશે પણ શરમ વગરના થઈ જશે લોકો પર સદ્‌ગુણનો અમલ ચલાવો અને ઔચિત્યના કાયદાથી તેમને વશમાં રાખો, લોકોમા શરમવૃત્તિ જાગશે અને તેઓ સોજ્જા બનશે.

—કનફ્યૂસિયસ

# વૈષ્ણવ દંપતી

દેવેન્દ્રકુમાર કા૦ પંડિત

ભક્ત નામદેવને એમના શિષ્યો પૂછી રહ્યા છે

'શું પ્રભુ તમે ય હાંકયે રાખો છો, રંકા ને બંકા વૈષ્ણવ!'

'હા ભાઈ પરમ વૈષ્ણવ છે બેઉ દંપતી'

'અરે કોઈ દી ન્હાતા નથી, દેવદર્શને જતા નથી સ્વચ્છ વસ્ત્રો પહેરતા નથી એટલું તો ઠીક પણ પૂરા લૂગડાંય અંગ પર ઢાંકતા આવડતા નથી કદી ભજન મંડળીમાં જોયા નથી, પ્રભુપદ ગાતા આવડતા નથી અરે વૈષ્ણવતાનું શુભ ચિહ્ન કપાળમાં તિલક તો જન્મારો ધરી ક્યારેય કર્યું નહિ હોય'

'સાચી વૈષ્ણવતા અંતરની છે, કર્મની છે દેખાવની નથી પદ ન ગાય, દેવ મંદિરે ન જાય એથી એ વૈષ્ણવ નથી મટી જતા'

'અમને પ્રતીતિ કરાવો કે એ કુંભાર ધણી-ધણીઆણી સાચે જ વૈષ્ણવ છે'

'ચાલો'

નામદેવજી શિષ્યો સમેત રંકા બંકાને ઘેર ગયા

શિષ્યો બહાર રહ્યા

બરાબર મધ્યાન થયો હતો રંકા બંકા જમવા બેસતા હતા ત્યાં નામદેવજી યોગી વેશે જઈ ઊભા રહ્યા

જમવું પડતું મૂકી રંકા બંકા ઊઠયા ને નમી બોલ્યા

'પધારો મહારાજ આ ઘર તમારું છે'

'ભૂખ કડીને લાગી છે જમવા આવ્યો છું'

'ભોજન તૈયાર જ છે'

કહી આગણે અતિથિ આવ્યાના હર્ષોલ્લાસમાં રંકા બંકાએ નામદેવજીને જમવા બેસાડ્યા ભૂખ્યા અતિથિ બધું ખાઈ ગયા અનાજનો કણ જાણીને રહેવા ન દીધો જમી આશીર્વાદ આપી નામદેવજી ગયા

પાછળ દંપતી બોલતા હતા

'બંકા!'

'બોનો સ્વામી'

'અતિથિ બધું જમી ગયા'

'ભલે જમી ગયા. વિઠોબા એની ભૂખ શમાવવાથી પ્રસન્ન થશે'

'પણ આપણે શું ખાશું? સાંજના ભોજનનું ય તે જમી ગયા'

'કોઈ દિવસ એમ પણ હોય પાણી પી રાત ગુજારશું'

બહાર નામદેવજી અને એના શિષ્યો આ સાંભળતા હતા

'જોયું!' નામદેવજીએ શિષ્યોને કહ્યું

'શું!'

'અતિથિસત્કારની ભાવના, વૈષ્ણવતાનું પ્રથમ સોપાન, આવતી કાલનું ય નહિ સંઘરનારા પાકા અપરિગ્રહી'

'એક પ્રસંગ પરથી પ્રભુ બરાબર શ્રદ્ધા નથી બેસતી'

'સારું કાલે પ્રભાતે વાત'

નામદેવજી સહિત શિષ્યો ગયા

બીજા દિવસનું પરોઢિયું થયું પ્રકાશનું પૂર હજુ ધરતી પર ખીલતું આવે છે

ઝાંખા પ્રકાશમાં રંકા ને બંકા ચાલ્યા જાય છે

રંકા આગળ હતા

બંકા ચાલવામાં જરા ધીરી હતી તે પાછળ હતી

અંધારામાં રંકાના પગ સાથે કશુંક અથડાયું ને કંઈક રણકો થયો

નીચા વળી રંકાએ જોયું તો સોનામહોરોની દાસીને ભરેલી થેલી

થેલીથી એક બાજુ ખસી આભ સામે નજર માંડી એ બોલ્યા

'અરે પ્રભુ! મારા માથે આટલી બધી અકૃપા! જેનાથી છેટે ભાગું છું તે સામું કાં ધર?'

પણ તુરત કાંઈક યાદ આવ્યું ને ભોંય બેસી ગયા

એને થયું, સોનું જોઈ સીતાજી લલચાયા હતા બંકા નારી જાત છે સોનાને જોઈ લલચાય ને વૈષ્ણવતા તૂટી પડે તો!

એટલે પાછળ જોતા જોતા ઝપાટાભેર ખાડો ખોદી પેલી સોનામહોરોની થેલી તેમાં દાટી ઉપર

ધૂળ વાળી દીધી.

ત્યાં જ બંકા આવી.

'શું કરતા હતા?'

'કાંઈ નહિ.'

'તો પછી ભોંય કેમ બેઠા હતા!'

'તેં જોયું!'

'હા.'

'એ તો થાક ખાવા બેઠો હતો.'

'કંઈક ધૂળ જેવું ઊથામતા હતા.'

'ના રે ના, એ તો આપણે કુંભાર ખરાને એટલે ધૂળ જોડે ચેડાં કરવાની ટેવ જાગી આવી.'

'ખોટું.'

'શું ખોટું.'

'કંઈક દાટતા હતા.'

'તું જાણી ગઈ?'

'ત્યારે તો કહું છું, સ્ત્રીઓ પુરુષો જેટલું જુઠું નથી બોલતી કે નથી આચરતી.'

'તારે જાણવા જેવું નથી.'

'તો હું ખાડો ખોદીને જાણી લઈશ.'

'કહું?'

'વૈષ્ણવ થયા છતાં હજુએ નારીને છેતરવાની વૃત્તિ જતી નથી?'

'અહોહો પુરુષ જાતનો એ સનાતન રોગ, લે, કહું. સોનામહોરોની થેલી દાટતો હતો.'

'મારાથી છાની રીતે શું કામ?'

'કદાચ તારું મન એ જોઈ, લેરા લલચાય.'

'તમારા ભેગું જીવતર કાઢયું તો ય મને ન ઓળખી? એમ માનો છો કે સોનું અને ધૂળમાં હું હજુયે ભેદભાવ જોઉં છું!'

રંકા મૌન રહ્યો.

બેઉ આગળ ચાલ્યાં. પણ એક બીજા બોલતા નથી.

આખર રંકાને જ કહેવું પડયું.

'બંકા સાચે જ મેં તને નહોતી ઓળખી, આજ ઓળખી. મને ક્ષમા કર.'

'હવે રાખો, મોટી માફી માગવાવાળા આવ્યા છો. આગળ ચાલો.'

અને આ અણઘડ કુંભાર દંપતીની વૈષ્ણવતાને અર્ધ્ય આપવા સૂરજ માં'રાજ ઊગમણી દિશે ઊગી નીકળ્યા ત્યારે નામદેવજી આ પાવનકારી દૃશ્ય શિષ્યો સમેત નિહાળી પંઢરપુર ભણી વિઠોબાના મંદિર બાજુ જતા હતા.

આજે પણ શિષ્યોની હઠ ચાલુ હતી.

'પ્રભુ હજુ શંકા છે.'

'હજુયે!'

'હા.'

'ઠીક. તેઓ જે મારગે લાકડાં કાપવા જાય છે તે મારગે લાકડાના તૈયાર ભારા બાંધી મૂકો.'

શિષ્યો નીકળ્યા.

એ ભારા દોરીથી બાંધી રંકા બંકાના નિત્ય જવાના મારગને કાંઠે બાંધી મૂકી આવ્યા.

બીજા દિવસનું પ્રભાત થયું.

શિષ્યો સમેત નામદેવજી મારગે છૂપાયા.

ત્યાં રંકા ને બંકા નીકળ્યાં.

બેયે ભારા બાંધેલા જોયા.

શિષ્યોને એમ કે હમણાં બેઉ 'કાપવાની કડાકૂટ મટી' બોલી ભારા ઊપાડી લેશે. એમણે કાન માંડયા.

'બંકા!'

'બોલો સ્વામી.'

'કોઈક બિચારાએ ભારા કાપી તૈયાર મૂકયા છે.'

'હા સ્વામી.'

બેઉ ભારાને ચક્કર લગાવી, સ્પર્શ પણ ન થઈ જાય એ ખ્યાલ રાખી આગળ ચાલ્યાં ગયાં.

આજ તો શિષ્યો મુગ્ધ બની ગયા.

વળી કહ્યું.

'ભગવાન! હવે કાલે એક દિવસ પરીક્ષા કરી લઈએ.'

'સારુ, આ વૈષ્ણવના, બહારની નથી.'

બીજા દિવસે વહેલી પ્રભાતે એ જ મારગે શિષ્યોએ ભારા ન બાંધતાં છૂટા લાકડાં કાપીને મૂકયા.

અજાણું થતાં રંકા બંકા નીકળ્યાં.

સામે જ કપાએલા લાકડાં જોયા.

'બંકા!'

'બોલો સ્વામી.'

'આ દિશે આપણે લાકડાં કાપવા આવીએ છીએ એ ખોટું છે.'

'કેમ!'

'આ દિશે કોક બિચારું લાકડાં કાપવા આવે છે.'

'હા, એ તો કાલના ભારા અને આજનાં લાકડાં પરથી દેખાય છે.'

'આપણે તો પછી એનામાંથી શા સારુ ભાગ પડાવવો જોઈએ!'

'પણ સ્વામી આપણે તો પ્રથમથી જ આ મારગે લાકડાં કાપવા આવીએ છીએ.'

'એટલે!'

'એટલે આપણો આ મારગે હક્ક ગણાય.'

'બંકા! હક્ક જતો કરે એ જ સાચો વૈષ્ણવ.'

ને જોવાં પાછા વળવા જાય છે કે, નામદેવજી શિષ્યો સમેત બેઉ દંપતીને નમી પડ્યા.

તિલકધારી, ત્યાગી પોશાકયુક્ત આ મંડળીને વંદના કરતી જોઈ રંકા–બંકા દૂર હટી ગયાં.

'અરે અરે દેવતાઓ! અમને જડ, અજ્ઞાન ને તમે ત્યાગીઓ વંદશો? પાપમાં નાખશો! કોઈને નમાવે એ વૈષ્ણવ નહિ, જીવ માત્રને વંદે એ જ વૈષ્ણવ, અમારી વૈષ્ણવતા લોપાવવી છે?'

ને આ પાવનકારી દશ્ય જોવા સૂરજનારાયણ ઊગમણી દિશે સોળે કળાએ પ્રકાશી ઊઠ્યા.

---

ગાલવેસ્ટન, ટેક્સાસની એક શાળામાંથી સ્નાતકની પદવી લીધા પછી મેં 'મોર્નીંગ-ન્યુઝ'ના ખબરપત્રી તરીકેની નોકરી સ્વીકારી. 'ઈવનીંગ ટ્રીબ્યૂન' અમારું હરીફ છાપું હતું. એકવાર મેં તેમાં વાંચ્યું કે મિજાજી અને અકોણા યુજીન ડેબ્સ શહેરની મુલાકાતે આવ્યા છે અને હોટેલમાં ઉતર્યા છે. છાપાંવાળાઓને મુલાકાત આપવાની તેમણે ઘસીને ના પાડી દીધી છે!

સંધ્યાટાણું થાય ત્યાં સુધી મેં રાહ જોઈ અને પછી મારા એક મિત્રને ત્યાં ગયો. એમની મદદથી મેં તારખાતાંની કચેરીમાંથી ટપાલીનો પૂરો પોષાક અને પહોંચ બુક મેળવી લીધાં. પછી હું હોટેલ પર ગયો અને ખૂબ જોશથી બારણું ખખડાવ્યું. જ્યારે માણસે બારણું ઉઘાડ્યું ત્યારે આખી હોટેલ સાંભળી શકે એવો ઊંચો સાદ કાઢીને મેં કહ્યું: શ્રીમાન યુજીન ડેબ્સનો તાર છે.

પેલો માણસ કહેઃ લાવો, તાર મને આપી દો. હું સહી કરી દઉં છું.

મેં ડેબ્સના ફોટા જોયેલા હતા અને મને ખાત્રી હતી કે ડેબ્સ નથી. તેથી મેં કહ્યું: ના, તે ન બની શકે. હું આ તાર માત્ર ડેબ્સને જ આપી શકું.

એકાએક ડાબી બાજુનું બારણું ઉઘાડીને ડેબ્સ બહાર આવ્યા. મેં એને તાર આપ્યો અને એમણે નીચેનું વાંચ્યું.

'હું ટપાલી નથી. હું એક જુવાન પત્રકાર છું. આપ કોઈને પણ મુલાકાત તો આપવાના જ, આખરે? તો પછી મને શા સારુ ન આપો? મને તે ધંધાકીય રીતે ઉપકારક નીવડશે.'

ડેબ્સને ભારે રમૂજ પડી. તેમણે મને મુલાકાત આપી. મુલાકાતનો મારો અહેવાલ ન્યુઝમાં છપાયો અને ટ્રીબ્યુનથી તેની સરસાઈ થઈ. મને ૨૦૦નું બોનસ મળ્યું.

—આલ્બર્ટ લાસ્કર

અમેરિકામાં આધુનિક જાહેરાતોના પિતા

# કીર્તિ કેરાં કોટડાં !

**શિવપ્રકાશ**

જે કહેવત છે તેનાથી ઊલટી જ દિશામા મારુ કથન જાય તો પણ ક્ષમ્ય બને છે એક ખ્યાતનામ લેખક બનાવાની મારી મહેચ્છા ફળીભૂત થવાની અણી ઉપર છે ત્યારે હુ સામે ચાલીને તેને તિલાજલિ આપવા પ્રેરાઉ છુ અને તેથી લખવાનો આ મારો છેલ્લો પ્રયાસ બને તો કોઇએ આસુ સારવાની જરૂર નથી અલબત્ત આમા મારો કષાય દોષ દેખાય તો સૌની ક્ષમા ચાહુ છુ

કવિથી શરૂઆત કરીને, નવલિકાકાર, નાટ્યકાર એમ ક્રમશ સોપાનો ચડતા ચડતા આજે વિવેચન પણ કરી શકુ છુ અને નવલકથા ઉપર હથોડી અજમાવવા ફલક પાથરી રાખ્યુ છે દરેક છાપામા હુ કાઇક આપી શકુ છુ અને મારુ નામ અને ખાસ કરીને ઉપનામ 'સુકેતુ' લોકજીભે વાગોળાવા લાગ્યા છે પૈસાને બાદ કરતા, કીર્તિમા વધારો થઇ રહ્યો છે તેજ ટાકણે બરાબર ....

મારા નિર્ણયથી મને જ નવાઇ લાગે છે અલબત્ત કોઈ જાતની અભિલાષા મને હવે રહી નથી વાચકવર્ગનો પ્રેમ સંપાદન કર્યો છે એટલુ જ નહી મારા ઘોડાક એકાકી ભજવાયા ત્યારે હમેશા લોકોએ આગ્રહ અને માનથી મને બોલાવ્યો છે ઘણી વાર હુ કટાળીને નથી પહોચી શક્યો ત્યારે મારા પત્નીને મોકલીને ચલાવી લીધુ છે આમ કીર્તિનો કળશ માથે મૂકવા ટાણે હુ પાછા પગલા ભરૂ તેથી નવાઇ તો થાય જ

મારુ કરવું આશા ભને મારી પત્ની રહી પણ તે એક લેખકની પત્ની છે અને તેથી તેનુ મહત્ત્વ પણ વધી જાય છે માનશો, કેટલાક લોકો ખ્યાતનામ લેખકની પત્ની દ્વારા કામ કઢાવી લેવામા એટલા પાવરધા હોય છે જે વાતની સાહિત્યસમ્રાટના પાડતા હોય, તે જ બાબત, મેમસાબ મારફત સરળ રજૂઆત પામ્યા પછી, હા બની જાય છે મારે પોતાને આવી અકળામણ અનુભવવી પડી છે દીપોત્સવી અક માટે નામી લેખકો ઉપર કેટલુ દબાણ રહે છે તેનાથી સામાન્ય વાચક અજાણ્યુ હોય છે. મારી જ વાત કહુ ૭ જેટલા તત્રીઓને તો મે' લખાણ–કાવ્ય–વાર્તા–નિબધ ઇત્યાદી આપ્યા પરતુ સાતમી માગણી ખેદપૂર્વક નકારવી પડી–અનવકાશ સમયના અભાવે જ સ્તો! ચોથે દિવસે શ્રીમતીજીએ મને ધમકાવ્યો

'સુમનભાઇના 'યુગમળ' માટે કાઇ ન મોકલ્યુ ?'

'નથી પહોચાણ્યુ કાઈ ફરિયાદ છે?'

'જુઓ આ પત્ર' કહીને આશાએ મારી સામે પત્ર ધરી દીધો એટલુ સારુ હતુ કે પત્ર આશાદેવીને સબોધીને લખ્યો હતો અને વાતને ભારે સીફતથી મૂકી હતી

'આ વર્ષના દીપોત્સવી માટે શ્રી 'સુકેતુ'ને તકલીફ આપી નથી તેમનો સમય કેટનો કિંમતી છે અને કેટલી માગણીઓ આવી હશે તે મારા ખ્યાલ બહાર નથી તેમનુ નાટક ભજવાયુ ત્યારે આપ પ્રતિનિધિ તરીકે આવેલા તે માટે અમારુ શહેર ઋણી રહેશે મારા તેમને સાદર વદન '

પત્ર લખનારે મમરો મૂકીને વાત અધૂરી રાખી હતી તે આશાએ ઉપાડી લીધી

'તમે કેવડા મોટા લેખક છો તે હું આના કપ બનાવી આપુ છુ એટલે ખબર છે તમરુ નાટક ભજવાયુ અને હુ ત્યા હતી એટલે મને ખબર છે સુમનભાઇએ આપણે માટે કેટલું કર્યું–નહીંતર 'સુકેતુ'ને ઓળખતુ'તુ કોણ ?'

ન છૂટકે મારે સાતમી વાર્તા મોકલવી પડી આશા જે કેખી એ સુધી ભણેલી છે પરતુ હવે હું એવા અભિપ્રાય ઉપર આવ્યો છુ કે લેખકની પત્ની અભણ હોય તો સારુ, તેથી લેખકનુ મિત્રમડળ મર્યાદિત રહે, નહીતર મિત્રમડળ, પ્રશસક વર્ગ,

સ્નેહીમંડળ સૌને ખુશી રાખવા જાતને ગીરો મૂકવી પડે છે લેખકને પૈસાની જરૂર હમેશાં રહી છે અને તે ભાગ્યે જ પૂરી પડે છે પરંતુ આ ખોટ પૂરી કરવા કીર્તિનો મુગટ તેની નજર સમક્ષ ઝગારા મારતો પ્રકાશ ફેલાવી રહે છે અને દેવુ કરીને પણ ઘી પીવાની-પાવાની ટેવ તેણે નીપવી પડે છે વાન આટલેથી પતવાની હોય તો પણ વાંધો નથી એક દિવસ મારા હાથમા તાર મૂકતા આશાએ કહ્યુ

'વાંચો-મારી સહેલી ચારૂનો છે તેના બાબાની વર્ષગાંઠ ઉપર આપણને ત્યા બોલાવ્યા છે।'

'તુ જજે મારૂ ત્યા શુ કામ છે?'

જાણે હાઇડ્રોજન બોમ્બ ફેંકવાની ધમકી દેતી હોય તેવી છટાથી આશાએ કહ્યુ

'ન આવતા' મારી બેનપણી છે જ એવી। શોચીના દેરને ફૂલની પૂજા કરે તો વરે શુ?'

કહેવાની જરૂર નથી કે મારે આશાની સાથે ચારૂબેનને ઘેર જવુ પડ્યુ તેમના પતિ સતીશભાઈ સીધા સાદા અને સરળ લાગ્યા પરંતુ ચારૂદેવી વાચાળ અને તરંગી નીકળ્યા।

આત્મીય રીતે મારુ સ્વાગત કરતા તેમણે કહ્યુ

'પધારો બનેવી સાહેબ ! આજ તો આશા અને હુ સગી બહેનથી પણ વિશેષ છીએ એટલે જ મે કહેલુ કે 'સુકેતુ' જેવા વિદ્વાન લેખક વિના ચાલશે નહી!'

આશા ચારૂબેનના નાના બાબાને રમાડવા રહી દરમ્યાન તેમણે સતીશભાઈ સાથે મારી પાકી ઓળખાણ કરાવી

'તે દિવસે તેમનું ભજવાયેલુ નાટક 'ઓતરાદું દ્વાર' જોવા આપણે ગયેલા અને તેના લેખક શ્રી 'સુકેતુ'! આપણે ત્યા આવ્યા એ અહોભાગ્ય।'

સતીશભાઈને ઓછાબોલા હતા સાહિત્યમા તેમને બહુ રસ હોય તેમ લાગ્યુ નહી જો કે તેમણે વિવેક ખાતર કહ્યુ, 'બહુ સારું લખો છો' પણ ચારૂબેને વાતનો દોર પોતાના હાથમા લઇ લીધો

'જુઓ આશાબેન, 'સુકેતુ' રહ્યા મોટા લેખક, તેમને મળવા માટે અનારનવાર સૌ કોઇ આવે તેથી બાજુનો સ્વતંત્ર કમરો તમારા માટે અનામત રાખ્યો છે તેમને વાચવુ-લખવુ હોય તો પણ બધી સગવડ છે।'

ખાતરબરદાસ્તમા કાંઇ કહેવા પણુ હતુ નહી, જો કે બીજી સવારથી જ મારી કફોડી બેઠી. વહેલી પરોઢના મને ઊઠીને ફરવા જવાની ટેવ છે એટલે સતીશ ભાઇને ઘેર તેમના બગીચામા પરોઢિયે લટાર મારતો હતો ત્યાં હાથમા શાલ લઇને એકાએક ચારૂબેન આવ્યા

'તમને કવિઓને-લેખકોને શુ કહેવુ? આ શાલ ઓઢી લો અને ઘરમા ચાલો શરદી થશે તો આશા દેવીનો ઠપકો અમને મળશે।'

બીજી આફત ચા ટાણે થઇ આશાએ ખાતરવતી કહ્યુ પણ ખરૂ કે હું સવારે ગોળી અને ઓછા દૂધની ચા લઉ છુ પરંતુ મહેમાન કોઇ દિવસ માગે નહી એ ન્યાયે ચારૂબેને બેશરમ કેસરી દૂધની દૂધપાક જેવી ચા પીરસતા કહ્યુ 'અમારું આ તરફનુ દૂધ જરા ચાખી જુઓ।'

એક આફતને ટાળતા બીજી બે ઊભી થતી હતી મિષ્ટાન તરફ મને ઘણી જ સૂગ હતી બપોરના ભોજનમા ચારૂબેને ઘીથી લસલસતા અને ખસખસથી સુશોભિત ચાર-પાંચ લાડુ મૂકી દીધા આટલો કનોટા અમારા અલવાડિયાનો હતો એટલે આશા મારી મદદે આવી અને લાડુ પાછા લઈ લીધા અને ભજીયા પીરસી દીધા।

બપોરે સૂવા તરફ મને નફરત છે એટલે બારે ખોરાક પછી જરા આડો થઇ રેડિયો સાંભળી રહ્યો હતો ત્યા શકરા જેવા ચારૂબેન આવ્યા

'અહી આવ્યા છો તો જરા આરામ તો કરો હુ રેડિયો બંધ કરી દઉ છુ એટલે ઊંઘ આવી જશે।' થોડીવારે ઊભો થઇને સતીશભાઇની લાયબ્રેરીમાંથી આનંદશંકરભાઇનુ 'આપણો ધર્મ' કાઢીને વાચવા બેઠો ઘણા વખતથી આ પુસ્તક ફરીથી વાચવા ઇચ્છા હતી તે જ વખતે બપોરની ચા લઇ ચારૂબેન આવ્યા

'અરે આ જૂનુ પુસ્તક ક્યાથી હાથ આવ્યુ!

આ બાજુ નવાં પુસ્તકો છે. મડિયાનું 'ક્ષણાર્ધ'; શિવકુમારનું 'શ્રાવણી'; બક્ષીનું 'એક સાંજની મુલાકાત.' હું ચા પીતો રહ્યો દરમ્યાન તેમણે આ પુસ્તકો ધરી દીધાં અને પેલું પુસ્તક મૂળ સ્થાને ગોઠવી દીધું.

જેમતેમ કરીને સાંજ તો પડી. સવારે ભારે ભોજન ખાધેલું એટલે સાંજે હળવી વાનગી પીરસવાના ઇરાદે ખીચડી કઢીનો પ્રોગ્રામ છે એ વાત આશાએ મને કહી રાખેલી. મને ખીચડી પસંદ નથી તેમ રાત્રે કોઇ દિવસ તે ખાતો નથી. તેથી શિષ્ટાચાર ખાતર રાતના ભોજન સમયે કહ્યું :

'સવારે ખૂબ જમ્યો છું-અત્યારે બિલકુલ ભૂખ નથી-જરા ગડગડ જેવું પણ લાગે છે'

પણ ચારૂબેન ગાંજ્યા જાય તેમ ન હતા ગરમ ખીચડી અને ધગધગતી કઢી થાળીમા પીરસી જાણે આદેશ દેતા હોય તેમ કહ્યું

'આ રહી તમારા અપચાની દવા! દમબાર ચમચા કઢી પેટમાં જશે કે ખોરાક હજમ! ભૂખ એવી લાગશે કે અડધી રાત્રે ફરી જમવું પડશે'

આ પ્રમાણે આકરી કસોટીમાથી પસાર થવા પછી રાતના દસ-અગિયાર વાગ્યે જે ખંડ અમને આપ્યો હતો તેમા સૂઈ જવાની તૈયારીઓ માંડી ત્યા ચારુબેન અને પાછળ સતીશભાઈ આવી પહોંચ્યા.

'પત્તાની જોડ લાવી છું. માંડ બનેવી લાગમા આવ્યા છો!' ચારૂબેને શરૂઆત કરી.

'મને કોઇ રમત આવડતી નથી-કોઈ કહેતા કોઇ-હું કદી પત્તે રમ્યો નથી' મે બચાવ કરવા માં સલામતી જોઈ. સતીશભાઈએ પણ મને ટેકો આપ્યો અને છેવટે ટોળટપ્પા મારતા રાતના બાર વાગ્યા, એટલે સૌ જુદા પડ્યાં. હવે કદાચ આરામ મળશે એ આશાએ મેં લંબાવ્યુ.

સાચું કહું તો આશાની બેનપણીની મહેમાનગીરીથી હું તંગ આવી ગયો હતો; અને વહેલું સવાર પડે તો સારું એમ ઇશ્વરને પ્રાર્થના કરતો હતો ત્યાં બારણે ટકોરા પડ્યા :

'અરે આશાબેન-ઓઢવાનું આપતાં તો હું ભૂલી ગઇ!' એમ બોલતાં હાથમાં બે ધાબળા અને રજાઇ લઈ ધસી આવ્યાં.

'તમે નાહક તસ્દી લીધી-એક તો આ ઓરડો સજ્જડ બંધ છે. અને વળી આજે તો ગરમી છે'

'છતાં ઓઢવું સારું' એમ છેલ્લો આદેશ આપતા ચારૂબેને વિદાય લીધી. ગુસ્સામાં મે રજાઈ ઓઢી લીધી અને ઉંઘી ગયો. સવારે ઊઠયો ત્યારે પણ પારો તો ચડેલો જ હતો. બે દિવસ બાદ સતીશભાઇ અને ચારુબેનની વિદાય લીધી ત્યારે જાણે મોટા કેદખાનામાથી મુક્તિ મળી હોય તેટલો આનંદ થયો

પરંતુ મારા પોતાના ઘરમાં મને કોઇ નિરાંતે ઝંપવા દે તે પરિસ્થિતિ પણ અશક્ય લાગવા માંડી. રોજ કોઈ અને કોઇ મહાશયની પધરામણી અચૂક હોય અને મારે તેમનું સ્વાગત ઉપરાંત માંદલિક મહેમાનગીરી પણ કરવાની. પુસ્તકોના પ્રકાશકો શીશામા ઉતારવા કાયમ આંટાફેરા કરતા- તદુપરાંત 'આમુખ' અને 'પ્રવેશક' લખાવવા પણ જે સજ્જનો આવતા તેથી મને માગ પોતા વિષે શરમ થતી. શું આ લોકો ખરેખર માની બેઠા છે તેટલો લાયક હું છું ? આ બધું છળકપટ તો નથી ને ?

ઘણીવાર તે ઉગીને ઊભા થતા અને વીશી સુધી નહી પહોંચેલા વિદ્યાર્થીઓ અને કોલેજીયનો પણ આવતા. કોઈની પાસે કાવ્યો હોય-કોઇની પાસે નવલિકાઓ તો વળી કોઇએ નવલકથાનું ખોખું તૈયાર કર્યું હોય. આ બધાનું ગુરુપદ મે મનથી કદી સ્વીકાર્યું નથી. મને યાદ છે એકવાર એક યુવાન સોથી બસ્સો જેટલા કાવ્યો લઈને આવેલો અને બધા જોઇ જવા કહેલું

"આ ટલો સમય કદાચ મને નહી મળે!"

"આપ નિરાતે જોજો ગમે ત્યારે પાછા આપજો મહિને-બે મહિને છ મહિને !"

"પરંતુ કવિતામા હજુ હું વિવેચન કરી શકું, તેવી સ્થિતિમાં નથી!"

"મારે તો એ જાણવું છે લય-ગેયતા-અગત્યપત્ર-

મૌલિકતા એમ વિવિધ દષ્ટિએ જોતા આપને એમ લાગે છે કે મારે આગળ વધવુ જોઇએ !"

હું બે ચાર કાવ્યો વાંચી ગયો અને કહ્યુ

"જરૂર–આપે પ્રયત્ન ચાલુ જ રાખવો જોઇએ કઘોટી બહુ સારી છે।"

"હુ શીઘ્ર કવિ પણ છુ આમાના ઘણા કાવ્યો રસ્તે ચાલતા, ક્લાસમા બેઠા વિચાર આવતાની સાથે લખી નાખ્યા છે।"

'એ તો ઘણુ જ ઉત્તમ !"

"એ હિસાબે આવતે વર્ષે મારી પસેકા ગેનો જથ્થો નવુસોથી ચારસોનો થશે।"

'ભલે થાય ગુણવત્તા કેળવી હોય તો સખ્યા આડે નહી આવે।"

આપનો કોઇ પ્રકાશક જો જરા જોઇ જાય અને કાઇ છપવવા યોગ્ય નીકળે તો

એવી ઉતાવળ નહી કરશો પાસે કોઇ તો પાછળથી સુધારાવધારા થઇ શકે"

આ પ્રમાણે ઘણાને ઘણીવાર મારે સાચુ બે હુ કહેવુ પડતુ આગતુકોને મારી જાણ શી રીતે થતી તે પણ એક કોયડો તો ખરોજ તો પછી શુ મે એટલી કીર્તિ પ્રાપ્ત કરી કે

તરત જ મને યાદ આવ્યુ કીર્તિ કેરા કોટડા પાડવાં નવ પડત" પરતુ મે તો તેને જમીનદોસ્ત કરવાનો નિશ્ચય કરી લીધો હતો કેમકે લેખકને પૈસા તો દુર્લભ બને છે પણ જે કંગારી કીર્તિના વાઘા તે વડેરે છે તેનાથી રહીસહી ઘરવખરી પણ તણાઇ જાય છે એટલે આ પ્રવૃત્તિ સદતર બધ કરવા મે પાકો નિર્ણય કરી લીધો છે ઘરમા પુસ્તકો રાખ્યા નથી, માસિકો તેમજ દૈનિકો આવે છે તે આડોશ પાડોશમા આપી દઉં છુ. કોરા કાગળ અને શાહી સુદ્ધા ઘરમા રાખતો નથી–કોમ તો લખવાનુ મન થાય ને ?

આ પ્રમાણે નિરાંતનો શ્વાસ લેવા નિર્ણય તો કર્યો છે પરતુ આજે ટપાલી એક કાગળ આપી ગયો છે તે આશા ક્યારની વાચી રહી છે–પૂરો જ થતો નથી–મહાનિબધ હશે ? ત્યા જ મનકાતી મત્ર કાતી આશા આવીને ઊભી રહી

'મારી કૉલેજના વખતની બહેનપણી–રશ્મિ–કોણ જાણે ક્યા ખોવાઇ ગઇ હતી–આજે કેટલા વર્ષે પત્ર આવ્યો ! એક તો પૈસાદારની દીકરી અને તેનો પતિ પણ મિલ મેનેજર છે–બે બગલા અમદાવાદમા રે મુબઇમા

આપણુને ખાસ તેડાવ્યા છે છેલ્લી લીટીમા તેણે લખ્યું છે–'તમારા લેખકપતિ શ્રી સુકેતુને મળવા અમે આતુર છીએ।'

તો લખી નાખ 'સુકેતુ' વૈકુઠવાસી થયા છે !'

અરર તમે પણ જેમ ફાવે તેમ શુ બકો છો ? બિચારી કેટલા પ્રેમથી બોલાવે છે–આપણુને શોધીને પત્ર લખ્યો–તમારુ નામ પણ ખોળી કાઢ્યુ –નહીતર એને પૈસાદારને શુ ?'

તો ખુશીથી જઇ આવ મારા તરફથી એક પુસ્તકની ભેટ ધરજે !'

'મને ખાત્રી જ છે તમે નહી આવો આ તો માચીના દેવ '

મે ચીના દેવને શુ ? પૂજા કર ને !'

'નહી કરુ'

પણ આશા પૂરુ કરે કે નહી મે તો જે નિર્ણય લીધો છે તે અકર રાખવા ધારુ છુ



# જીવન સૌરભ

## ૧. ભેરુપણનાં મુલ્ય

આગલું ચોમાસું કોરું ધડાક ગયું હોઈ પોત-પોતાના ઊંટ સાથે પેટ પોષણની આશાએ ઉત્તર ગુજરાતમાં ઊમટી પડેલ મારવાડીઓ નવું ચોમાસું શરુ થવાના દિવસો ભરાયાં જાણી મારવાડ ભણી સરકી રહ્યા છે. ઊંટોની વણઝારો મારવાડ ભણી વહ્યે જાય છે.

આઠ માસ પહેલાં માતૃભૂમિ, ઘર-બાર અને કુટુંબ કબીલાની વસમી વિદાય લઇ પેટ પોષવા પરદેશ આવેલા મારવાડીઓના હૈયાં સ્વદેશગમનથી નાચી રહ્યાં છે. મા-બાપ, ભાઇ-બહેન છોકરા-ટાબ-રિયાં અને અર્ધાંગના ઘરવાળીને મળવાનો ઉમંગ સ્વદેશ જતાં મારવાડીઓના દિલમાંથી ઊભરાઇ રહ્યો છે.

માતૃભૂમિની મમતે મારવાડ તરફ ચાલ્યા જતા ઊંટોની લંગાર અવાર નવાર ઉત્તર ગુજરાતની ધરતી પર નજરે પડે છે. ઊંટોની કોટે બાંધેલ ટોકરાના ટણુ...ણુ...ણુ...ણુ...ટણુ...ણુ...ણુ...ણુ અવાજથી વગડો ગુંજી રહ્યો છે.

સંધ્યા વળોટી ગઇ છે.

ઊંઝાથી ઉપડેલી દસ-બાર ઊંટોની લંગાર સિદ્ધપુર વટાવી માનપુર ઢાળી ધપ્યે જાય છે. અનગનતે હૈયે સ્વદેશ જતાં ઊંટ-અસવારો સમક્ષ કોઇ કોયડો આવી પડયો હોઈ અંદરો અંદર કંઈ રકઝક થઇ રહી છે...રકઝક-કથાનો નાયક મંગળો છે.

મંગળો પણ મારવાડી જ છે. તે પણ આ કાફલા સાથે જ ગુજરાત આવેલ છે. પણ બે ચાર દિ' પહેલાં જ મજરી અર્થે ઊંટ લઇ મંગળો ધારેવાડા ગયેલ છે.

—ધારેવાડા ગયેલ મંગળો ચાર-પાંચ દિવસે ય પાછો આવ્યો નથી. એ વાતની મારવાડીઓ રકઝક કરી રહ્યા છે

—સાથે આવેલ ભેરુડાને છોડીને ચાલ્યા જવું કે કેમ! એ વાતની રકઝક મારવાડીઓ વચ્ચે થઇ રહી છે.

માતૃભૂમિ મારવાડ જવા તલપાપડ બનેલ માર-વાડીઓના હૈયા હવે એક પળ પણ મોડા પડવા તૈયાર નથી. ત્યારે બીજી બાજુ સાથે આવેલ ભેરુડાને સાથે લઈ જવાની મધુર જવાબદારી બધાના સ્વદેશ-ગમનને રુંધી રહી છે.

આખરે એક ઊંટ અસવાર કાફલામાંથી વિખૂટો પડે છે. મંગળાને લઇને પાલનપુર કાફલાને મળવાની સમજૂતી કરી માડણ મારવાડી ધારેવાડા ભણી ઊંટ હંકારી મૂકે છે.

નીતરતી રાતના અંધકારમાં માનપુર-ધારેવાડાની સીમમાં માંડણના ઊંટની કોટે બાંધેલ ટોકરાનો ટણુ...ણુ...ણુ...ણુ...ટણુ...ણુ...ણુ...ણુ ....ણુ... અવાજ રેલી રહે છે.

*

'સાંઇસા'બ મુજસે ભૂલ હો ગઇ!... મૈં ઇસ મોમકા કી રીત-રસમસે અનજાન હું ભાઇ!' ધારેવા-ડાના પાદરમાં પોતે અજાણતા કરી નાખેલ ભૂલ કબૂલી છૂટો થવા મંગળો કરગરી રહ્યો'તો.

પણ ઠાકરડાઓના મન પથ્થરનાં હતા. મંગળાના આસુંથી ઠાકરડાઓના મન પીગળતાં નો'તાં. વતન જવા, વતન જઈ મા-બહેન, ભાઇ,-છોરુડા અને પત્નીને મળવા તડપતા મંગળાને ઠાકરડાઓએ પકડી રાખ્યો'તો.

મંગળાથી એક ગુનો થઇ ગયો'તો. ઠાકરડાઓની માતાનો ગુનો મંગળે કર્યો હતો. માતાજીના થાનકે પડેલ તાવડીનો ઉપયોગ મંગળાએ રોટી પકવવામાં કર્યો'તો. મજરીથી થાકેલ મંગળાએ માતાજીની તાવ-ડીમાં રોટી પકાવી ખાધી'તી.

આ ગંભીર (!) ગુના બદલ ઠાકરડાઓએ મંગ-ળાને-એક અજાણ્યા મારવાડીને-ત્યાં ઝકડી રાખ્યો'તો.

રૂપિયા એક સો એકનો માતાજીનો તાવો ન કરે ત્યાં સુધી મંગળાને બાંધી રાખવાની ઠાકરડાએ ગાંઠ વાળી'તી.

પણ મંગળો-પેટ પોષવા માતૃભૂમિ છોડી પરદેશ આવેલો એક ગરીબ પરદેશી-રૂપિયા એક સો એક ક્યાંથી કાઢે?

મંગળો મનની અનેક ઊર્મિઓને મનમાં જ ધરબી દઈ અપમાન અને કવેણના કડવા ઘુંટ ગળી રહ્યો'તો.

ત્યારે......

પ્રસરતી રાત સાથે માનપુરા ઢાળેથી ઊંટના ટોકરાનો અવાજ પણ વાતાવરણમા પ્રસરી રહ્યો'તો. પરવશ થઈ પડેલ મંગળાને એ અવાજમાથી, ટોક-રાના અવાજમાથી આવતી સ્વદેશની ફોરમમાથી આ નિર્દયી-બંધન મૂક્તિના કિરણ ફળાતા'તા. માલિક ફેરેલ ગુના બદલ મા-ભક્તોના મારનો ભોગ બનેલ મંગળાનું ઊંટ પણ દૂર ઊભું ઊભું એ આવતા અવાજ ભણી ઊંચા કાન કરી તાકી રહ્યું'તુ.-ઊંટનેય જાણે એ અવાજમાંથી વતનની સુવાસ આવતી'તી.

*

થોડીવારમા જ વગડો વટાવી માડણ ધારેવાડા આવી પહોંચ્યો. ધારેવાડાના પાદરમા જ માતાજીની દેરીએ માનવ રમખાણ જોઈ માડણ સીધો ત્યા જ પહોંચ્યો.

ઝકડાયેલ ભેરુડાને જોઈ માંડણ હેબતાઈ ગયો. પવિત્ર પ્રદેશ ગુજરાતના મમતાળુ માનવોને હાથે રીબાતા ભેરુડાને જોઈ માંડણને આશ્ચર્ય ઉપજ્યું.

'...દુનિ જતાં જતાં આબરૂ પર બ લગાઈ મંગળા!!'-માંડણે મંગળાને દોષિત જાણી ખખડાવ્યો.

'મૈ નિર્દોષ હૂં માંડણ...મને જાન-સમજકર તવી નહી લી થી!'-મંગળે ખુલાસો કર્યો.

'ને ઠાકરડાઓએ ઠીઠીયારી સાથે મંગળા-માંડ-ણની મશ્કરી ઉડાની. અજાણ્યાનું સ્વાગત કરવાને બદલે જંગલી ઠાકરડાઓએ મારવાડીઓને પરેશાન કર્યા.

ગુર્જર ભોમના છોરુડાને એબ લાગે એવું વર્તન દાખવી ઠાકરડાઓએ ગુજરાતીની મશ્કરી મારવા ડીઓ પાસે બેવી બનાવી. ઠઠ્ઠા-મશ્કરી અને ઠીઠી-યારીથી ન ધરાતા ઠાકરડાઓએ બે નોધારા માનવીઓ પર પથરા ફેંક્યા!...ઠાકરડાઓ માનવ મટી દાનવ બન્યા.

'ને માડણ મારવાડીની સહનશક્તિ ખૂટી. માન-વતામાંથી ક્રોધ માંડણના હૈયામાંથી બભૂકી ઊઠ્યો.

વિફરેલો માંડણ મંગળાને પકડી ઊભેલા ઠાકરડા-ઓના ટોળા પર તૂટી પડ્યો. ઠાકરડાઓ માંડણનું વિકરાળ સ્વરૂપ જોઈ ઠમકી ઊઠ્યા.

ધ્રુજી ઉઠેલ ઠાકરડાઓની પકડમાંથી મંગળો છટકી ગયો. છૂટો થયેલ મંગળો મનમાં ભરાયેલ દાઝ સાથે ઉછળ્યો.

બે મારવાડી બહાદુરો મરણિયા બન્યા. 'ને ગગ-નભેદી હોંકારા સાથે અભિમાની ઠાકરડાઓ પણ મન ફાવ્યા હથિયાર લઈ મેદાને પડયા.

ગડદા-પાટુ 'ને લાકડાકુંના ઘાથી માનવ દેહ ઢીંમાવા લાગ્યા. ધારિયા-ભાલાની ધારથી માનવ-કાયામાં કાપા પડ્યા.

'ને ..'ને...મગળાના ગળામા એક ધારિયું ઉતરી ગયુ. ધડ-મસ્તક જુદું પડયે મંગળાનો દેહ ઢળી પડયો મગળાનું મસ્તક ધડથી જુદું પડયુ-પ્રાણ કલેવરથી!

મગળાના મોતથી એકલો પડેલ માંડણ મરણિયો બન્યો. મોતને ભેટવા તૈયાર થયેલ માંડણે મરતાં મરતાં ઠાકરડાઓનો સોથ વાળવા માડયો.

મરણિયો અનેકને મારે-મોતથી બીનારથી પાપડેય ભાગે નંઈ.

મરણિયો માડણ પણ ઠાકરડાઓના ટચૂકડા ઘા ઝીલતો મરણતોલ માર ઝીંકવા માડયો. દેહ પાડવા તૈયાર થયેલ માડણે અનેકને ઢાળી દીધા.

પણ ઓચિંતો એક ભાલો ચમકયો. ચમકયો એવો જ માડણની છાતીમા ખૂંપી ગયો. ધગ ધગ ધગ વહેતા માડણના લોહીથી ખરડાયેલ ભોં પર તેનો દેહ ઢળી પડયો. ભેરુડા વાસ્તે દેહ ન્યોચ્છાવર કર્યો'ના

સંતોષ માંડણના મૃત-દેહ મુખડા પર તરી રહ્યો.

મારવાડી મર્દોની મર્દાનગીની વાતો આજ તો સમય-વહેણ સાથે નવી પેઢીના હૈયામાંથી ભુસાઈ ગઈ છે. પણ કો' મર્દાનગી પૂજક ભડ ગુર્જરના હૈયા હજુયે કોઈ કોઈવાર માંડણ-મંગળાના ઇતિહાસને વાગોળતાં હોય છે —વનુભાઈ મેવા

## ૨. માનવતાની જ્યોત

'બેટા નામુ! ખાખરાનાં વૃક્ષની છાલ લઈ આવને!'

'મા! ખાખરાના વૃક્ષની છાલને શું કરવી છે!'

'બેટા નામુ! ઉકાળો કરવો છે. ખાખરાની છાલ એટલા માટે જોઈએ છે.'

નામુ થોડીકવાર મૂક ઊભો રહ્યો. કાંઈ જવાબ ન આપ્યો.

નામુની બાએ ફરીથી કહ્યું, 'નામુ! ઝાડની જેમ કેમ ઊભો છો! ઊભો ઊભો શું વિચાર કરે છે! ઝાડની છાલ લઈ આવવી એમાં ય વિચાર!'

'મા! ખાખરાની છાલ વગર નહિ ચાલે!'

'નામુ! તું તો એવોને એવો રહ્યો. ખાખરાની છાલ જોઈએ જ. એ વગર ન ચાલે. લે આ કુહાડી, ખાખરાની છાલ લઈ આવ.'

નામુએ કુહાડી લીધી અને ચાલ્યો ગયો થોડા સમય બાદ તે ખાખરાની છાલ લઈ આવ્યો અને પોતાની માતાને આપી.

એક દિવસ નામુ બહારથી ઘરે આવ્યો ત્યારે તેની માતાએ જોયું કે નામુની ધોતલી લોહીવાળી હતી. માએ નામુને પૂછ્યું, 'નામુ! તારી ધોતલી લોહીવાળી કેમ!'

'મા! એ તો મેં મારા પગ ઉપર કુહાડી મારીને પગની ચામડી છોલી છે એટલે.'

માતાએ પગ ઉપરથી ધોતલી જરા ઊંચી કરી અને જોયું તો પગનો થોડોક ભાગ કુહાડી વડે માંસ સાથે છોલાયેલો હતો. નામુના પગમાથી લોહી વહેતું હતું; પરંતુ નામુ તો એવી રીતે ચાલતો હતો કે જાણે કશું પણ થયું નથી.

નામુની માતાએ કહ્યુ, 'નામુ! કોઈ પોતાના પગ ઉપર કુહાડી મારતું હશે ખરું! પગ ભાંગશે તો લૂલો થઈશ. ઘા પાકશે તો સડી જશે. તું તો સાવ મૂર્ખો રહ્યો.'

'મા! ઝાડને કુહાડી મારી એની છાલ ઉતારીએ તો ઘા ન પડે! એને દુ:ખ ન થાય! તે દિવસે મને ખાખરાની છાલ લાવવા કહ્યું ત્યારે તને વિચાર કેમ ન થયો! આપણું દુ:ખ એ દુ:ખ! અન્યને દુ:ખ થાય એની આપણને પડી નથી એમને! મારા પગની તને આટલી બધી ચિંતા થાય છે નેં ખાખરાના વૃક્ષની છાલ ઉતરાવતી વખતે તારી માનવતા ક્યાં મરી ગઈ હતી! એ ઝાડને કેટલું દુ:ખ થયું હશે એ જાણવા માટે જ મેં મારા પગ ઉપર કુહાડી મારી છે, અને મારા પગની છાલ (ચામડી) ઉતારી છે.'

નામુના વચનો સાંભળી નામુની મા થીજી ગઇ. તેને યાદ આવ્યું કે ખાખરાના વૃક્ષની છાલ મગાવી ત્યારે નામુ કેવો વિચારમાં પડી ગયો હતો!

'બેટા નામુ! તારા હૃદયમાં માનવતાની જ્યોત પ્રગટી રહી છે તેનો પ્રકાશ હું અભાગી જોઈ ન શકી. બેટા નામુ! તું મારી કૂખે માનવતાનો દીવડો પ્રગટ્યો છે. તારી એ જ્યોત તે દિવસે હું જોઈ ન શકી. નામુ! તું તો મહાન સંત બનીશ અને આપણા કુળનું નામ રાખીશ. બેટા! ઘણું જીવો.'

નામુની માતાની વાણી સત્ય પડી. એ નાનકડો નામુ મહારાષ્ટ્રનો મહાન સંત નામદેવ બન્યો. —ક. વાઘાણી



# મેરિયા મેક્રેહાન્સ

સરોદ

મુગલ સામ્રાજ્ય જ્યારે ચારે બાજુ વિસ્તરતું હતું ત્યારે ફિરંગીઓના હાથમા દિવ, દમણ અને ગોવા ટકી રહ્યાં તે એક આશ્ચર્યકારક બીના ગણાય. આ આશ્ચર્ય સર્જનાર એક સ્ત્રીનાં નેહ નીતરતાં નેણાં હતાં, તે હકીકત આ આશ્ચર્યમાં વૃદ્ધિ કરે છે.

સને ૧૪૯૪ના પોપના ફરમાનથી વણ શોધાયેલી દુનિયાનો અર્ધો ભાગ ફિરગીઓને આપવામાં આવ્યો. દરિયા માર્ગે ફિરગીના નૌકા કાફલા ઘૂમવા લાગ્યા તેમાં વાસ્કો ડી ગામાએ હિંદુસ્તાનમા સહુ પ્રથમ પશ્ચિમ ગોળાર્ધના દેશનો વાવટો ફરકતો કર્યો. પશ્ચિમી દરિયા કાંઠા પર ફિરગી વહાણો ફરવા લાગ્યા અને આ કાંઠા પર ઘણા સ્થળે ફિરગીની આણ ફરી વળી.

પણ પચાસ સાઠ વર્ષમાં ફિરગીઓ માટે હિંદમા ટકી રહેવું પણ મુશ્કેલ થઈ પડ્યુ. દિલ્હીના તખ્ત પર મહાન અકબર આવ્યો. તેના લશ્કરોએ વગર મુકાબલે ગુજરાત સર કર્યું. સને ૧૫૮૧માં આ લશ્કરની એક ટુકડીએ દમણ અને વસઈ પર હલ્લો કર્યો. ત્યાંના ગવર્નરે હિંમતભેર સામનો કર્યો અને તે ટુકડી પાછી ફરી ગઈ. પણ આવા કિસ્સામા વધારે સંખ્યામાં હુમલો થયા વિના રહે જ નહીં અને આવા હુમલા સામે વસઇ અને દમણ ટકી શકે જ નહીં. ત્યારે એક નમણી નારીનાં નેહ નીતરતા નેણે આ હુમલાની શકયતા ટાળી. એ નમણી નારી હતી અકબરની ફિરંગી પત્ની મેરિયા. આટલું જાણ્યા પછી સહેજે કુતૂહલ થાય તેમ છે કે એ મેરિયા કોણ હતી.

જહોન ત્રીજાના રાજ્ય દરમ્યાન લિસ્બનમાં એક અભુતપૂર્વ શાળા ખોલવામાં આવેલ. તેમાં અનાથ બાલિકાઓને ઉછેરવામાં આવતી અને ફિરગી વસાહતોમાં વસવા અને ત્યાં કામગીરી બજાવના અમલદારોને સહાયક થવાની તાલીમ આપવામાં આવતી પુખ્ત વયે પહોંચતાજ આ બાળાઓને વસાહતમા મોકલાતી અને તે ત્યા ફીરંગી અમલદારો સાથે લગ્ન સંબધથી જોડાતી. આ શાળાની એક છાત્રા હતી મેરિયા મેકેહાન્સ તેને ગોવા માટે રવાના કરવામાં આવી. પણ વચમાં તેના વહાણને વલંદાએ આંતર્યું. મેરિયા કેદી બની. તેને સુરત લાવવામાં આવી, ત્યા તેનુ વેચાણ થયું. ખરીદનાર તેને મુગલ દરબારમાં લાવ્યો. ત્યાં તે અકબરની નજરે ચડી. દીને ઈલાહીનાં સ્વપ્નાં સેવતા બાદશાહે તેને પોતાની બેગમ બનાવી. તેની સાથે તેની બેન જુલિયાના હતી તે ફ્રાન્સથી નાસી છુટેલ અને અહી તહી ભટકી આખરે મુગલ દરબારમાં આશ્રય પામેલ રાજકુંવર જીન ફિલિપ બુબનને પરણી. કોણ કહી શકે તેમ છે કે સત્ય હકીકત કયારેક કાલ્પનિક કથાથી પણ વધારે વિસ્મયકારક હોતી નથી ?

બાદશાહ અકબર જયારે વસઈ તથા દમણ પર મોટા પાયાપર ચડાઈ કરવાના ખરીતા પર સહી કરતો હતો ત્યારે મેરિયાનાં નેહ નીતરતા નયનોએ તેન વારેલ. અન્યથા વળી, શું ઇતિહાસ લખાત તે હરિ જાણે. મુંબઈ ફિરંગીઓએ અંગ્રેજોને દરિયાવરમા આપેલ તે તો સુવિદિત હકીકત છે આમ હિંદુસ્તાનના બીજા પાટનગરને પણ મેરિયા સાથે સીધો સંબધ છે તેમ કહી શકાય.

આ પછી સહેજે વિસ્મય ન થવું જોઈએ

કે અકબરે દિલ્હીના ફિરંગી દેવળમાં પ્રથમ નમાઝ અદા કરી, પછી ખ્રિસ્તીની પેઠે ઘૂંટણે પડી પ્રાર્થના કરી અને છેલ્લે હિંદુ માફક દંડવત પ્રણામ કર્યા. એમ કહેવાય છે કે આ બનાવ પછી મુલ્લા અને પાદરી વચ્ચે ભારે ધર્મચર્ચા થયેલ. મોડી રાત સુધી મોટા અવાજે ચર્ચા ચાલ્યા પછી મુલ્લાએ તોડ સૂચવ્યો કે સળગતી ભઠ્ઠીમાં થઇ તે કુરાન લઇ ચાલ્યો જાય અને પાદરી બાઇબલ લઇ. જે પાર ઉતરે તેનો ધર્મ સાચો. શેતાન, મને ભરમાવ મા, કહી પાદરીએ તે વાત ટાળી. એ તો જે બન્યું હોય તે, પણ હિંદમાં છેક હમણાં સુધી ફિરંગી વસાહત રહી તેનું કારણ મેરિયાના નેહ નીતરતાં નેણાં એ ચોક્કસ હકીકત છે.

[સી૰ એ૰ કિન્કેઈડના "ધ પોર્ચુગીઝ લેડી એટ ધી મોગલ કોર્ટ" પરથી]

---

## શાસન વિના અનુશાસન

અનેક પ્રકારના ધર્મોવાળા લોકો પોતપોતાના ઉત્સવો ઉજવે છે ક્રિસમસને દિવસે બધા ઈસાઈઓ ઉત્સવો મનાવશે. રામનવમીને દિવસે બધા હિંદુઓ રામ-જન્મનો પઠન ઉપવાસ વગેરે ઉજવશે. આ બધા કાર્યોમા કોઇ દબાણ કે કાયદો નથી ચાલતો. ધારો કે કોઇ આ તહેવારોને ન ઉજવે તો તેને સજા કે દંડ નથી મળતાં. પણ બધા જ પોતાના તહેવારની ઉજવણી કરવાનું પસંદ કરે છે. આમાં સહુને અંતરનું સમાધાન પ્રાપ્ત થાય છે. હિંદુસ્તાનના લગભગ મોટાભાગના લોકો નહાયા વિના બપોરનું ભોજન નથી કરતા. આ એક ધાર્મિક નિયમના રિવાજની માન્યતા ચાલે છે. કોઇ ધર્મગ્રંથના જપ કરે છે, કોઈ વિષ્ણુ-સહસ્ર નામનો જપ કરે છે—આ બધી બાબતો અને વિધિ માણસ પોતાની ઇચ્છાથી પાળે છે. પણ આમાં સમજવાનું એ છે કે આ બધાં કામો શાસન વિના પાલન થતાં આવ્યા છે. વગર હકૂમતે વ્યવસ્થા ચલાવવાની શક્તિ ધર્મવાળાઓએ બતાવી આપી. હવે આપણે આ શક્તિને વ્યવહારમાં અને આધ્યાત્મિકતામાં પ્રગટ કરવી છે. ફલાણું કામ કરવાથી પરલોકમાં લાભ મળશે કે નુકસાન થશે એ પારલૌકિક આધ્યાત્મિક વિદ્યા હવે નથી ચાલવાની. આ લોકમા જ સ્વર્ગ કે નરક લાવવું તે આપણા હાથમાં છે. આપણા કાર્યનું ફળ અહીંને અહીં જ મળવાનું છે, એ સમજી લેવા જેવુ છે. શાસ્ત્રમાં જણાવ્યું કે પાપ અને પુણ્ય થોડું થોડું કરીએ તો એનુ ફળ મરી ગયા બાદ મળે છે. પણ ઉત્કટ પાપ અને ઉત્કટ પુણ્યનું ફળ અહીં જ આ દુનિયામાં મળે છે આપણે જો અધિક ખાઇએ તો પરિણામ અહીં જ ભોગવવાનું હોય છે, મરી ગયા બાદ નહીં.

—વિનોબાજી



# આગવડનાં પંખી

**પીંગળશીભાઈ ગઢવી**

ઉત્તરમાં શંખોદ્ધાર બેટના શંખનાદ, દક્ષિણમાં દ્વારકાનાથની આરતીનાં ધાંસાં, ઉગમણીબાજુ ગોપી-તળાવના અંધોળ, અને આથમણીબાજુ મહાસાગરના ઘૂઘવાટા, આ ચારેય તીર્થધામને વચગાળે ભગવાન શ્રીકૃષ્ણે આપેલ ક્ષત્રિત્વના આકરામા આકરા આદર્શ ઝીલતી સાંગણસી વાઢેરની રાજધાની આરંભડાની ફોરમથી આખુંય સૌરાષ્ટ્ર મઘમઘી રહ્યું છે.

> **દેવું મારવું મરવું, ઠાલવી ખડગરી જદ,**
> **કહો કહે ઠાકરો, વસમી ક્ષત્રીયાં વદ.**

સાંગણસી વાઢેરની રિયાસત તો આરંભડાની ચોવીસી. પણ આબરૂ બહુ મોટી. એમની ખાનદાની અને વીરતાએ સોરઠના ચુડાસમા રા માંડળિકને આંજી દીધેલ. જેથી શામળીબાના લગ્ન સાગણસી વેરે કરીને સંબંધ વધાર્યો.

સાંગણસીની ઉદારતા ઉપર સોરઠના ઘણુખરા કવિઓ આવી ગયા છે. આજ દિવસ સુધી ન આવ્યા હોય તો રાજથળી ગામના બાલિયા કવિ જોગીદાસ ને બાનાયત. આ બન્ને ભાઈઓ જ્યા સુધી આવ્યા નથી ત્યા સુધી સાગણસીને પોતાની આબ-રૂમાં ઊણપ લાગે છે. એટલે પોતાના કવિ લાખણસી કાંટા પાસે હરવખત વાત કરતા હોય છે:

'ભાઈ લાખણસી, જોગીદાસ અને બાનાયતને મળવાની ઈચ્છા થયા કરે છે; હજી સુધી આપણા મહેમાન થયા નથી. આમ તો આપણે ઘણાઘણા સંદેશા મોકલ્યા છતાં આવ્યા નહિ. તમને શું લાગે છે? ન આવવાનું કારણ ખરું?'

'ઠીક છે બાપુ! આપ જેવા ઉદાર અને સમ-જદાર રાજવીની તો એમાં જ શોભા છે. જોગીદાસ ને બાનાયત આવે તો આપણા શિરમોડ છે. વિદ્વાન ચારણો છે; વળી એટલા જ ભાગ્યશાળી છે. એમની યોગ્યતા પ્રમાણે સન્માન કરવા પણ તૈયાર છઈએ. એમ છતાં એમને જો આપણી ગણતરી જ ન હોય તો થયું.' લાખણસી કાંટે નિખાલસ દિલે વળતો જવાબ આપ્યો.

'ના, ના, એમ તો ન બને. મારું મન કહે છે કે આવશે તો ખરા. ભલેને આપણી રિયાસત નાની હોય પણ એવું એમના મનમાં ન હોય.'

> **રાજથળીએ શણાહરા, ચારણ વડારે ચિત્ત,**
> **જોતાં જોગીદાસિયો, બીજો બાનઈત.**

રાજથળી ગામમાં જોગીદાસ અને બાનાયત નામે શંકરના ગણ જેવા અડાભીડ અને વિદ્વાન ગામધણી ચારણ રહે. બન્ને ભાઈઓ ભાથી કવિ છે. જીભે સરસ્વતીનો વાસ છે. એકબીજાથી કરમી. નાનાં મોટા રજવાડા ભારે માન મતરબો જાળવે છે. જોગીદાસ ને બાનાયત મહેમાન થાતા આપોઆપ દેવ પધાર્યા હોય એમ સૌ કોઈ સેવા કરે. રાજરાણીઓ હાથે રસોઈ બનાવી થાળિયું પીરસે. સગા માવતરને જમાડતી હોય એવા સન્માન કરે

'ભાઈ બાનાયત' જોગીદાસ ગઢવી વહેલા સવારે પ્રભાતી બોલતાં બોલતા નાનાભાઈ પાસે વાત કરે છે. 'હમણા હમણા આરંભડા સાગણસી વાઢેરને મળવા જવાનું મન થયા કરે છે. એક પંથ ને દો કાજ જેવું છે. મળવા જેવો રાજા છે. દ્વારકાની જાત્રા ને સાગણસીને મળવુ થાય. જીવ મુંઝાણા કરે છે તે મન મોકળું થાય. વળી લાખણસી કાંટાને મળવાનું પણ થાશે. ભારે સત્યવક્તા ને નીડર ચારણ છે. સાંગણસી પાસે વરસો થયાં રહે છે; છતાં કોઈ દિવસ એ વેચની કવિતા કહી નથી; ત્યા ખુશામત તો હોય ક્યાંથી?

> **સત્યવક્તા રંજન સભા, કુશળ દીન હિત કાજ,**
> **એ પરખા દિલકા બડા, વો સચ્ચા કવિરાજ.**

'એ બધા ગુણ તમને લાખણસી કાંટામાં જોવા મળશે.'

'બહુ સારું' ભાઈ, આપની મરજી. જઈ આવીએ.

આરંભડા કર્યા છેટું છે!'

'બાનાયત! હવે મોડું નથી કરવું. પ્રભુના કોડ કામ. રિયું રહી જાય માટે સવારે જ સાબદા થવું છે.'

'ભલે મોટાભાઈ, પણ સાંભળ્યું છે કે સાંગણસી મન ભાંગેલ માણસ છે. ઘરમાં શામળીબા સાથે અણબનાવ જેવું રહ્યું ને! કહે છે કે શામળીબા જૂનાગઢ રિસામણે બેઠાં છે.'

'ના ના ભાઈ, તમારી ભૂલ થાય છે. એવું કાંઈ નથી. પહેલાં હતું. હવે તો બેય માણસને મનમેળ થઈ ગયો છે. આપ નાગબાઈ પોતે જ આરંભડા જઈને શામળીબાને મૂકી આવ્યા, બન્નેને સમજાવ્યા એટલે મન સમાધાન થઈ ગયું. સાંગણસી કોઈ આઈના વેણ ઉથાપે? કોય દિ ન બને. તેમ શામળીબામાં પણ કાંય કહેવાપણું થોડું હોય? જેવો સાંગણસી એવા જ શામળીબા.

જા ઘર કૃષ્ણ જનમિયા, કાટણ પૃથ્વી કલંક
વંશ છત્રીસાં ઉપરે, જાદવ કુળ નકલંક.

'એક તો જાદવ કુળ અને એમાંય તેરા માંડળિકની બહેન. માંડળિક એટલે ગજેવ રાજા. હમેશાં ગંગાજીના પવિત્ર જળથી સ્નાન કરે. એવી તો ત્રણ સોને સાઠ કાવડ હાવે. તમને ખબર છે ને! એ ગંગાજળિયાને મળતાં વીધા વાજાનો કોઢ મટી ગયો.'

'એ વાત શું છે ભાઈ!'

'જાણે વાત આમ છે કે ઊનાના રાજા વીધા વાજાને કમત સૂઝી તે ભાટને કોચવ્યાં. એટલે બધા ભાટ ભેળા થઈને ધરાણે બેઠા. તો પણ વીદ્યો સમજ્યો નહિ. છેવટે ત્રાગા કરીને લોહી છાંટયું. એવામાં એક સાબધારીનું મવાડું નીકળ્યું. ભાટને લોહી છાંટતાં જોઈ ચારણે કહ્યું કે ચારણ! હવે આપણાથી તરીને વહ્યું ન જવાય. એટલે એ જોગમાયા ધરાણ બેઠી. છેવટે ત્રાગું કરીને દેહ પાડી નાખી. એ પાપથી વીધાને રૂંવાડે રૂંવાડે કોઢ ફૂટી નીકળ્યો. કોઢની અનહદ પીડા થાતા ગંગાજીએ જઈને દેહ પાડી નાખવાનું નક્કી કર્યું. રસ્તામાં વિચાર આવ્યો કે દામોકુંડમાં સ્નાન કરતો જાઉં. એટલે જૂનાગઢ આવ્યો. દામોકુંડમાં સ્નાન કરીને સોનાનો હાથી બ્રાહ્મણોને દાનમાં દીધો. હાથી એક અને બ્રાહ્મણ સામટા. વહેંચણમાં વાંધો પડયો, એ ફરિયાદ રા માંડળિક પાસે આવી ત્યારે ખબર પડી કે મિત્ર વીધો ગંગાજીએ દેહ પાડવા જાય છે. માંડળિક એની પાછળ ગયો. જેતલસર પાસે વીધાને મળે છે. એ ટાણે જ ગંગાજીનો કાવડિયો ત્યા આવી પહોંચે છે. માંડળિક એ ગંગાજળથી સ્નાન કરીને જેવો વીધાને ભેટયો એવી રોમે રોમે ટાઢક વળી ગઈ ને વીધે દોહા કહ્યા.

કાયા કઠ રોગે, વીધો કે વણસી ગઈ,
રામ રાખી રાખ્યે, માંડળિકને મળવાની.
વેલો વાહય પખે, વીધો કે વાધે નહિ.
પસરયો લઈ પાને માંડળિકને મળિયા પછી.
પસારી હેતે પાણ, માંડળિક રોગીને મળ્યો,
ત્યાં રોમે રોમે રાણ, વીધો કે ટાઢક વળી.

'આ છે રા ગંગાજળિયાનું બિરદ, અને એની બહેન શામળીબા, એમાં કહેવાપણું શું હોય? ફક્ત શામળીબા વાને શામળાં એટલું જ. આ શામળીબાના દોહા નહિ! એ શામળીબાએ જ સાંગણસીને સમજાવવા કહ્યા છે

અગર્યાં નાણાં નાખિયે, ચોરીએ માલ સમાઉ,
જેને દૂઝાણે જીવીએ. એ કાળી ગઈ કહેવાય.
ગોરાં દેખી ન રાચિયે, ગણ શામળાંના ગવાય. ૧
અંગમાંથી ઉમટિયા. ઉગતાં કાળા શાય,
સાંભળને સાંગણસી, ઈ કાળા વાળ કેવાય. ૨
કાળી ઊનનં કાંતણું ચણકર ઘેર વણાય,
સાંભળને સાંગણસી, ઈ કાળી કામળ કેવાય. ૩
આથમણેથી ઊપડી, ઉગમણી દશ્ય જાય,
આવે ધરતી ધરવતો, કાળો મે કહેવાય
ગોરાં દેખી ન રાચિયે, ગણ શામળાંના ગવાય. ૪

'શામળીબાએ આ દોહા કહ્યા પછી તો બેય માણસને ભારે મનમેળ થઈ ગયો છે. સાંગણસીને પણ નક્કી થઈ ગયું કે શામળીબા જેવી ક્ષત્રિયાણી બહુ થોડી હોય '

આમ વાતો કરતાં સવાર થયું ને બન્ને ભાઈએ પરિયાણ કર્યું. પોતાની માનીતી ઘોડીએ ઘંગાળી મળનાં પલાણ નાખ્યાં. બન્ને જોડી કપડાની લીધી. છેટાનું ગામતરું છે. લાખણસી કાંઈ જેવા હડડ બંધાણીને કસુંબો પાવો છે. એટલે અસલ મારવાડી

અઢીક શેર જેટલું ખડિયામાં અફીણ નાખ્યું, ખરલ, ઘૂંટણિયું, ગરણી, વાટકી, ને બન્નેયી સંભારી સંભારીને બાંધ્યાં. પાણીની બતક બોગીરના ભિગટામાં ટીંગાડી જે ભગવતી કહેના રવાના થયા.

પંથે પડતાં ઘોડીઓ પણ સામસામી વાદે ચડી હોય એમ નાખોડાના ફરેડા બોલાવતી ત્રડઝૂમ ત્રડઝૂમ એકધારી ત્રિતાલમાં પડી જાય છે. પરણીને હાલી આવતી વહુવારૂના ઘૂંઘટ જેમ કાનસુરીની અવળી સવળી દોઢયું ચડાવતી જાય છે. ખબર ન પડે એમ હાલાર બારાડીની ભૂમિ વળોટીને ઓખાના લાંબા ગાળાને પંથે ચડ્યા. ક્યાંક ક્યાંક ઝાંખરા જેવું ઝાડ જોવા મળે છે. રોગો વેરાન પ્રદેશ. ઘોડીઓ પણ જેમ જેમ પંથે ચડી તેમ તેમ વેગમાં વધવા લાગી. અસલ જાતવંત છે ને?

**ચંચળ અપચળ ચમકણો, અતિ અહાર ઘણુ રોષ,**
**એ તો તુરંગા પાંચ ગુણ, પાંચે તરિયા દોષ.**
**શીતળ પાતળ ગત ગયંદ, મંદ અહાર કમ રોષ,**
**એ તરિયામેં પાંચ ગુણ, પાંચ તુરંગા દોષ.**

પંથ કાપતા કાપતા આરંભડાની લગભગ આવી પહોચ્યા. એટલે બાનાયતે કહ્યું, 'ભાઇ, પંથ બહુ ખમ્યો. થાક પણ લાગ્યો છે. જરા વિસામો લેશું?'

'ના ભાઇ વે ખોટી નથી થાવું. હમણાં પહોચી જાશું. પછી નિરાંતે વિસામો ખાવો છે ને! આપણે ક્યાં ઉતાવળ છે? આરંભડામા ઓછામાં ઓછા આઠદશ જમણ તો ખરા. સાંગણસી ઘડીકમાં નીકળવા દયે નહિ. બહુ જ કરમી રાજા છે. સવારના આવશે.'

આમ વાતો કરતા બીજે દિવસે શિરામણવેળાએ આરંભડાના દરબારગઢની ડેલીએ આવી ઊભા. સામે લાખણસી કાંટો બેઠા બેઠા હોકો પીએ છે. બેય ભાઇને જોતા ઝાઝા હેતથી હસતે મોઢે સામે ચાલીને આવકાર આપ્યો. માનપાનથી ડેલીમાં તેડી લાવ્યા. આસન આપ્યું. ઘોડીઓને તબેલામા બંધાવી ચંદી ચારાની વ્યવસ્થા કરી નિરાંતે ખબર અંતર પૂછ્યા.

જોગીદાસે કહ્યું, 'કાંટા! ગઢમાં કેવરાવજો કે રાજથળાથી જોગીદાસ ને બાનાયત આવ્યા છે. શામળીબાને પણ અમારા તાજીમ કહેવરાવજો.'

સાંગણસી વાઢેર આગલે દિવસે પાંચ સાત ગાઉ ઉપર ભાયાતોને ત્યાં શુભ પ્રસંગે કુટુંબ સહિત ગયા છે. ડેલીએ લાખણસી કાંટો હોય એટલે કાંઇ ચિંતા નથી. કોઈ મહેમાન આવે તો હંમેશને માટે બધી વ્યવસ્થા કાંટો કરતા હોય છે. જેથી લાખણસીએ કહ્યું કે, 'વાઢેર તો કુટુંબ સહિત બહારગામ પધાર્યા છે.'

'ક્યારે આવવાના?' 'આજકાલ' લાખણસીએ કહ્યું. 'પછી તો રાજા માણસ છે. બે દિવસ વહેલા-મોડું પણ થાય.'

શિરામણ તૈયાર થયાં. સાથે બેસી 'ભાવભર્યાં' ભોજન કરાવ્યા. બપોર થાતાં ડેલીમાં ઢોલિયા ઢળાવ્યા ને રોઢે લાંબો વાંસો કર્યો. રોઢ ઢળતાં વેંત જ જોગીદાસ ગઢવીએ રજા માગી. લાખણસીએ કહ્યું, 'આમ ઉતાવળ ન થાય. આવ્યા છો તો વાઢેરને મળતા જાવ. આપને હરવખત યાદ કરે છે. મળવાની ખૂબ ખૂબ ઇચ્છા છે. વળી મને ઠપકો આપે કે આમ જવા દેવાય!'

'ના કાંટા, આ વખતે તો ઉતાવળ જેવું છે બીજી વખત આવશું ત્યારે રોકાશું. રાજી થઇને રજા આપો.'

લાખણસીએ ખૂબ આગ્રહ કર્યો. છતાં રોકાણા નહિ. જોગીદાસને થયું કે અમે સાંગણસી વિના કોની પાસે બેસીએ. 'અમે તો રાજવીનો ગોઠણ દબાવીને બેસવાવાળા.

એટલે સ્વભાવિક છે કે લાખણસીથી પણ કહેવાય જાય કે તો તમારી મરજી.

જોગીદાસ તો તૈયાર થયા. એક ચીઠ્ઠી લખી વાળંદના છોકરાને આપતાં કહ્યું કે આ કાગળ સાંગણસી વાઢેરને હથોહથ આપવાનો છે.

બીજે જ દિવસે સાંગણસી આવ્યા ને ખબર થઇ કે જેની વરસો થયાં વાટ જોવાય છે એ મહેમાન આવીને તુરત ચાલ્યા ગયા, રાત પણ રોકાણા નહી. એટલે સાંગણસીએ લાખણસીને કહ્યું, 'લાખણસી! બહુ કરી. જોગીદાસ ને બાનાયત જેવા મહેમાન આપણે ઘરેથી આવીને તુરત વયા જાય એમાં તારું

કઇક પાપ હશે. નહિતર મને મળ્યા વિના જાય નહિ.' એમ વાત કરે છે ત્યાં વાળંદને છોકરે આવીને ચિઠ્ઠી આપી એમાં લખ્યું છે કે:

**રાજથળીથી રાણા, ચારણ ચિતરામણ કરે,**
**વાઢેરને મળ્યા વિના, તનડાં ટાઢાં ન થિયાં.**
**વધીઓ મું વાઢેર, ઉઢેરો આરંભડા ધણી,**
**સાંગણસી મરમેર, મ.ળાણું મંઢેલ નહિ.**
**રાજથળીથી રાણા, હું ને બાનાયત હાલિયા,**
**જોયા નહિ જાણા, આખા આરંભડા ધણી.**
**- વેધુ ઘણુ વાઢેર, મળીને સારપ માણશું,**
**ફેગટ આ ફેર, આંટો આરંભડા ધણી.**

કાગળ વાચતાં સાંગણસીની આંખે ઓસરવારી ગઈ. મળવાની ઇચ્છા બહુ હતી અને મળાયું નહિ. પારાવાર દિલને દુઃખ થયું. ન રોકાવાનું કારણ જોતા લાખણસી ઉપર ગયો કે ખામ આગ્રહ કરીને રોકયા નહિ હોય, નહિતર મને મળિયા વિના જાય નહિ આવા કારણમર સાંગણસીનું દિલ દુભાણું ને લાખ ણસીને જાકારો આપતાં કહ્યું. 'તારૂં મોઢું સતાડય, દારિદ્ર! ખીજું તો તુને શું કહું? આ તારૂં પાપ છે, નહિતર જોગીદાસ અહીં સુધી આવે તો મને મળતા ન રોકાય! એ કેમ બને?'

લાખણસી અપમાન સહેવા તૈયાર ન હતો. જાકારો મળતા કાંઈ પણ ચોખવટ કર્યા સિવાય ભમરાને ફૂલ ઘણા ને ફૂલને ભમરા ઘણા કહેતા હાલી નીકળ્યો. દિલને આઘાત થયો કે સાગણસીને મારા પ્રત્યે આ વહેમ! આમ કોઇએ કાંઇ ખુલાસો કર્યો નહિ ને જુદા પડી ગયા.

લાખણસીને કાયમને-મારે ડેલી બધ થઇ. પાણી વિના કેળ સુકાય એમ શરીર સુકાવા લગ્યું. એ ડેલી, એ ડાયરા, મ્હેમાનોની મજા, કાવા, કસુબા, એ બધુ બધ થતાં આતમા અકળાઈ રહ્યો છે. કાંઇ સૂઝ પડતી નથી. સૌ કોઇ કહે છે કે સાગણસીએ દારિદ્ર કહ્યો એટલે એ શાપ લાગ્યો. ધીમે ધીમે ગરીબી ભરડો લઇ ગઈ. એક તો અફીણનો બધાણી; અગમાં આળસનાં ગાડા. હમેશાં પારોઠ પાગેર મેળવવું કયાંથી? જાવું કયાં? આમ લાખણસી પારાવાર દુઃખી થઈ ગયો. હવે તો મોઢા ઉપરથી માખીઓ ઉડાડવાની ત્રેવડ પણુ રહી નથી. નથી પેરવા સારૂં કપડું કે નથી ખાવા ધાન. સાવ હાલકવોળ સ્થિતિ થઇ ગઇ. થાય જ ને! આ તો દૂધ દહીનું રોપું છે એને બદલે પાણી ય ન મળે. અંતે અફીણના બંધાણીની એ જ દશા હોય છે. એના મોઢા ઉપર લાલી રમતી હોય એમ કોઇ કવિએ વર્ણન કર્યું નેથી કે નથી કોઇ પાસેથી સાંભળ્યું. ના, સાંભળ્યું છે બંધાણીની ઘરવાળીને મોઢેથી :

**મારાં વરી કયા ભવના પાપો?**
**છતે ધણીએ મને રંડાપો.**
**આંખ ઉઘાડી જુવે ન હેરી,**
**સાધવા બાને ચૂડલી પહેરી.**
**આંગ્ય અફીણને આંસે જાણો,**
**તે આંદરાની પ્રજા પ્રમાણો.**
**મૂળ દુઃખ ના ઉપજે એથી,**
**જાય મનુષની બુદ્ધિ જેથી.**

લાખણસીને આ વ્યસનનો વળગાડ તો પ્રથમથી જ હતો એટલે સહન બહુ જ કરવુ પડયુ. પારાવાર મુસીબતમા મુકાતા વિચાર આવ્યો કે જૂનાગઢ જઇને રા માંડળિકને મળુ. સાગણસીને નાતે માંડળિક સાથે ઓળખાણ ખરી એટલે પરિયાણ કર્યું. ઘરે કેટલુક બેસી રહેવુ!

**રણ વધે, કાપડ ફટે, વિદ્યા વિસરી જાય,**
**કવિજન નિત્ય રહતે ઘરાં, ઇતનો અવગુન થાય.**

આરંભડાથી નીકળી ધીમે ધીમે કેટલેક દિવસે જૂનાગઢ આવ્યો. પણ અહીયા કોણ ઓળખે કે આ લાખણસી કોરા? સાગણસીનો આશ્રિત? કોઇ નહિ! સાવ ભવફેર થઇ ગયો છે.

**આગળ બેસે ઉગટે, વેશ્યા ભોજન-રીણ,**
**કામેથી ઉતર્યો કામદાર ત્રણેય દેખીતાં દીણ.**

અફીણનો ઉતાર છે. ખીસામા એક પાઇ નથી. સીધો અફીણના બજારદારની દુકાને જઇને બેઠો. બજારદાર ઓળખી ગયો કે ખરેખર બધાણી છે. કાળોતરો કરડયો હોય તો પણ મરે નહિ એવો. તુરત જ માવાનુ અફીણ આપ્યું. કસુંબો કરીને પીધો. વાતચીતની કાંઇક અડપ આવી એટલે વેપારીએ પૂછયું, 'ગઢવી! નામ?'

'નામ લાખણસી કરો, આરંભ્યા રહ્યું છું. રા માંડળિકની કવિતા કરી છે. એમને મળવું છે. આ તમારું અફીણ બહુ સારું. માંડળિક જે કાંઇ આપે એ બધાનું અફીણ લઈ લેવું છે.'

વેપારી લાલચમાં પડચો કે વેપાર સારો થાશે. મોટું ઘરાક છે વળતો જવાબ આપ્યો, 'કાંય વાંઢો નહિ ગઢવી! ટમે કેટલો એવું આપીશ. ઘડાકડી કોણું વટાકે? અમે રો કેટ રટલામડી મંગાવીએ છઇએ. અમે કાંય ભેડસેડ ન કરીએ. ઉદ્દુક. ઇ પાપ કોણ કરે? ઇ અમે નહિ. અમે રો ચોખેચોખો વેપાડ કરીએ. કયા બે ભવ જીવવુ છે? શું કયોછ ગઢવી? લ્યો લ્યો લ્યો વટાડે લ્યો. કાંય વાંઢો નહિ સમાંગો લ્યો. ટમટાળે લ્યો અડપ આવી જાય. ટમે રાજના મેમાન, અમાડે ઘેર ક્યાથી? જુવો, આજે જ નવ લાખનું ભડચું છે. માડળિક આંયકી જ નીકળવાના. આજે જ મોકો કઇ જવાનો. ટમે પણ હવે ટવાળ થઇ જાવ. જડાક ટેકો લઇ લ્યો બડાબડ ભીગી જાય.'

નગા રાખો મહેરબાન જૂનાણાના રા ગંગાજળિયાને ઘણી ખમ્મા. છડીદારના છડી પોકારવાના અવાજ આવવા લાગ્યા. જૂનાણાની બજારમાં સવારી પથરાતી આવે છે. આગળ ઘોડેસ્વાર, પાછળ પાયદળ, અને વચમા હાથીની પાટ ઉપર કરતા ગાદી–તકિયાની બેઠક. ચારે બાજુ અમીર ઉમરાવ અને વચ્ચે રા, ગંગાજળિયો બેઠા છે. સામે નાયકાઓ મુજરો કરી રહી છે. સવારીનો હાથી ઝૂલતો ઝૂલતો તગતગતી આંખે ચારેબાજુ નજર કરતો હાલ્યો આવે છે.

'હું ગઢવી!' વેપારીએ લાખણસીને કહ્યુ, 'ટવાળ હાવ સ્વાડી આવી. આપણી દુકાન પાસેથી જ નીકડવાની ટમાડે કયાંય આઘું જવાપણું નહીં.'

વેપારીને માંડળિકની મોજ લાખણસી પાસેથી ઘણુંખર અફીણના વેપારમા ઓછ્યા કરી જવાની ઉતાવળ હતી. આવું મોટું ઘરાક તો કપારેક મળે ને?

નગા રાખો મહેરબાન. રા, ગંગાજળિયાને ઘણી ખમ્મા. સવારી નજીક આવી ને છડી પોકારી.

'ગઢવી હવે ઝટ ઊભા હાવ. ટમેરો ડાળડળ લાગો છો? જુવો સ્વાડી નજીક આવી એ...આયાં ઊભો. આ આપણી ઓટલી માટે નજડ કરો. જુવો ખીનખાપના ટજીઆનું ઓઢીંગણ લઇને બેઠા ઇ પેટે જ માંડળિક. હાવડુજો.'

સવારી વેપારીની દુકાન પાસે આવી જરા સ્થિર થઇને નાયકાઓએ તાલના પલટા લીધા. માંડળિક એક ધ્યાને મંડાઇ ગયો. છે. અફીણનો કેફ ખરેખર ચડચો છે. આંખના ડોળા લાલઘૂમ થઇ ગયા છે. એ સમય વેપારીની દુકાન ઉપરથી એક દોહો આવ્યો.

**પંખી પ્રભાવરતણાં, સૂને વડ રોકે નહિ,**
**આવે ઊલટ ભર્યાં,(તારા)માળા માથે માંડળિક.**

આમ લાખણસીએ દોહો કહ્યો તો ખરો પણ કચેરી વીંધીને આરપાર નીકળી ગયો. માંડળિકને કાંઈ અસર ન થઇ. કોણ કહે છે એટલું ય સામે ન જોયું.

વેપારી અધરો થઈ ગયો. સવારે મફત ખવરાવ્યું છે. એનુ વળતર કેમ વાળવું! ઉતાવળ કરવા લાગ્યો. 'હા ગઢવી! ઇ રો રાજા છે. સાભડશે સાભડશે. ઇ કાંય ટમને ન સાભડે એવું બને? ટાવડચો બીજો ટમાડી પાસે ક્યાં ટાણા છે. એક નહિ ટો બીજો ને બીજો નહિ તો ટીજો ભાડી કવિ?

ઓહો હો હો...ટમેરો કાંય ઢીલાપોચા! એમાં વાટ શું જોવી? હમણા વવા જાશે ને મોટું વકાસીને ઊભા રેશો એ કડતાં કહી નાખોને. હું તો ટમાળા સાટુ કહું છું.'

લાખણસીએ બીજો દોહો કહ્યો.

**કેસર કાઢીએ કોડ (ત્યારે)પૃથવી એક વીધો પિયે,**
**નીલા વગડા નેય, એ ઊકા વિણ્ય માંડળિક.**

આ દોહાએ કાંઈક અસર કરી. રૂંવાડી ફરકાવા લાગી. પણ કોણ કહે છે તે જોતો નથી. લાખણસીએ ત્રીજો દોહો કહ્યો.

**અફણના જાજથી, ધરતી નહિ ધરાય,**
**નવખ ર નીલો થાય, એ ધારાએ માંડળિક.**

બે ને એક ત્રણ દોહા કહ્યા ત્યાં માંડળિક પૂનમનો ચાંદ જોતાં દરિયો ઊછળે એમ ઊછળ્યો. સામે

જોય. વિના મોટી રકમની બક્ષિસ નાયકાઓ તરફ ફેંકી. મોજ મળતાં નાયકાઓએ સમયના સૂર સાંધીને તાલના પલટા લીધા. સુંદર સાજ ઉપર ઘુંઘરાળી કામડીયું ફરવા લાગી. આવી જમાવટમાં લાખણસી સામે કોણ જુવે?

વેપારીએ કહ્યું, 'ગઢવી! ભાડે દઈ. આટો સુયાણી કાટનું ખાઈ ગઈ. ઈ કેમ હાય? હજી એક આંટો અજમાવીને ડાટાડ છે. એમ સાવ નકી? ટમાળા દુહા પણ ઈત્તાજ છે પણ કેમ દેયું કાંય ખખડ પડી નહિ? દુહા સાંભળતા મને પણ કેમેય હાવા લાગ્યું. પણ ઈ અમારું કામ નહિ ગજું નહિ. આ ફેડે ટમાડો વાડો છે એમાં ફેડ ન પડે, ટમટાળે હાવા ઘો. ધાડે ધાડે કે કો?' લાખણસીએ એક દોહો કહ્યો:

> ધડ ઉથ વે'દારે, પોંથુને પોખણ પૃથી,
> જોયો જુનાણે, મેં ને બીજો માંડળિક.

પથ્થરની પ્રતિમામાં પ્રાણ પૂરે એવો દોહો કહ્યો પણ ભીંતને ભટકીને દડો પાછો આવે એમ આ દોહો પણ આવ્યો.

હલો ચાવડો રા માંડળિકનો માનીતો અમીર ઘણો જ શીલવાન રજપૂત છે. કવિતાનો જાણકાર છે. એક પછી એક એમ ચારેય દોહા સાંભળતાં મનમાં કહે છે એકેક દોહે એકેક ગામ ઓવારી પડે એવા છે પણ થાય શું? માંડળિક સાંભળે એમ નથી. અફીણના ઘેનમાં ઘેઘૂર છે. હલાએ લાખણસીને ઓળખી લીધો. મનમાં થાય છે કે અહીં બોલાવું. એમ હલુંબા કરે છે ત્યાં સવારી વહેતી થઇ.

ઈજારદારને ધ્રાસકો પડી ગયો એ ગઢવી રઝાડી જાય છે એમ કહેતાં સાદ ફાટી ગયો. 'ભલા માણસ ટમાડા જેવા ભાડી કવિ પાસેથી શું આમ કોરોધાકોડ જાટો ઉંશે રોટો ટમાડા કવિપણામાં કાંય નહિ ને?'

'ભાઈ હવે સોનાની જાળમાં પાણી જાય છે' લાખણશીએ કે ચવાતે મને કહ્યું. લાખણસીને ધોખાનો પાર નથી. વળી વિચાર આવે છે કે હવે અમદાવાદ દાદ દીધા વિના જવાનો છે તો ઠપકો આપવામાં શું વાંધો? લાખણસીએ ઘેરો કરતા કહ્યું કે:

> કસ્તુરિયો વમાસણ કરે, ભણે ન ભણ્યું હોય,
> નાચમ ઠમકો નોય, મોલચરા ને માંડળિક.
> વેધુ ભરભર વાંભ, જાંબુક જીતતો ફિયે.
> કાને ચડાતું કમાન, મૃગ જો હોય તું માંડળિક.
> જીવતાં જશ ન હોય, મૂવાં ધન નાવે મળી,
> દખ માઠાને દોય, માંડળિક માથે રહ્યાં.
> ભોંફી'ડા ભાગી જાય, સળવળી સંકેલા કરી,
> મોરલીએ મંડાય, મણધર સાચો માંડળિક.
> અણ પાંકડ ગઢવી તણો, કે મને મળિયો પાંકડ માટ,
> આખો લઈ અખિયાત, જોને જૂનાના ધણી.

આટલો આટલો ઠપકો આપ્યો છતાં માંડળિક કશુંય સાભળતો નથી. સવારી રવાના થઇ.

ઈજારદારે કહ્યું, 'ગઢવી! ટમાળાં ભાગ્ય ભાંડ ભૂંડા. કાય. અડદ ન આવ્યું. બનતું કર્યું. ઠીક દયું.

વાણિયે લાખણસીની અત્યાર સુધી ખરદાસ કરી અને બેગીથી રજા કેમ આપવી એ વિમાસણમાં પડ્યો. રાત રોકયા વિના તો છુટકો નથી, એટલે કહ્યું, 'ગઢવી! દુકાનની પછવાડે પડસાળ માડે એવને નીડારે બેસો. ટમને અહીંયા સાંકડ પડશે.'

લાખણસી દુકાનની પછવાડે જઈ પડસાર ઉપર બેઠો.

હલા ચાવડાના મનમાં આ ખટકો બેસતો નથી. મન વમળે ચડી ગયું છે. સવારી પાછી દરબારમાં આવી કે તુરત જ પોતાને ઘરે ગયા વિના સીધો વેપારીની દુકાને આવીને પૂછ્યું, 'શેઠ, સવારે દુહા કહેતા હતા ઈ ગઢવી કયાં?'

'ઈ પછવાડે બેઠા'

હલો દુકાન પછવાડે જઇને જુવે છે તો લાખણસી બેઠો બેઠો ધૂળ વીંખે છે. જોતાં જ હલો તો આભો બની ગયો. પૂછે છે 'કવિરાજ! શું કરો છો?'

સામે જોયા વિના લાખણસી વળતો જવાબ આપે છે, 'સવારે ધૂળમાં મોતી વેરી નાખ્યા છે. હાથ આવે તો ગોતું છું.'

હલો તો હાલો રજપૂત છે વાતને વાગી લીધી. 'પધારો કવિરાજ! આપણે ત્યાં એ મોતી મને મળ્યાં છે.'

'કોણ ભાઈ તમો?' લાખણસીએ ઉંચી નજર કરીને પૂછ્યું.

'હું ધલો ચાવડો.'

લાખણસીએ પ્રસ્તુત દોહો કહ્યો.

કરણ પધારી ઈ ભણ્યો, સુણો સપૂતાં,
છીપ ભળાવી સમુંદરા, ચારણ રજપૂતા.

ધલો લાખણસીને તેડીને પોતાને નિવાસે આવ્યો. ઘણા જ માનપાનથી બરદાસ કરવા લાગ્યો. 'ધલાને થયું કે લાખણસી કાટા જેવા મહાન કવિ મારા જેવા ઘરધણીને ઘરે ક્યાંથી. હમેશા કાવા, કસુંબા, ને દાયરાનો હિંચોળ મચે છે. લાખણસીને જે જોઈએ તે હાજર કરવા લાગ્યો. આમ જૂની રીતભાતની અનુસાર આવતાં લાખણસીનું હૈયું ખીલી ઊઠ્યું. ગંગાના પ્રવાહ સમી વાણીની ધારા વહેતી થઈ. લાખણસી પાસેથી દાયરો ઊઠે જ નહિ.

ધલો ચાવડો, માંડળિક પાસે લાખણસીની કવિતાની હરવખત પ્રશંસા કરતો હોય છે. એમની યોગ્યતા પ્રમાણે સન્માન કરવાની તજવીજમા પડ્યો છે. એમની દરિદ્રતા દૂર કરવા માટે લાખપસા આપવાની વાતચીત ચલાવી છે અને માંડળિકે એ વાતનો સ્વીકાર પણ કર્યો છે. લાખણસીને સન્માનવા માટે સારા પ્રસંગની રાહ જોવાય છે.

ક્ષત્રિઓના ઊજળા પર્વ દશેરાના દિવસે શસ્ત્રો ને અશ્વના પૂજન કરી દરબાર ભરાણો છે. અમીર, ઉમરાવ, ને શહેરનું મહાજન હાજર થઈ ગયું છે. સાતેક પગથિયાના સિંહાસન ઉપર માંડળિક બિરાજમાન થયો છે. માથે મેઘાડંબર છત્ર કડાકા લઈ રહ્યું છે. બન્ને બાજુથી ચમર ઢોળાઈ રહ્યાં છે. પાતળી જીભવાળા કવિઓ હાજર થઈ ગયા છે.

આજે ધલો ચાવડો, લાખણસીને કચેરીમાં તેડી લાવવા વિનવી રહ્યો છે. લાખણસીનું મન માંડળિકને મળવા કબૂલતું નથી.

ધલો, કેટલાય આદરભાવથી લાખણસીને સમજાવે છે, 'કવિરાજ! આપ કચેરીમા પધારો. માંડળિકને આપના પ્રત્યે પૂર્ણ ભક્તિ છે. એક વખત એવી ભૂલ થઈ હોય તો આપને જતી કરવી જોઈએ. માંડળિકનો એવો ઈરાદો ન હોય પરંતુ અફીણના કેફમાં એમ થયું છે. એ વાતને હવે ભૂલી જાવ.

'રા ગંગાજળિયો આપનું સન્માન કરવા માગે છે. આપને લાખપસા બક્ષિસ કરવાની ઉદારતા બતાવી છે તેમનો સ્વીકાર કરીને માંડળિકને બિરદાવો!'

લાખણસીને માંડળિકની કવિતા કહેવાની મોજ તો સાવ મરી ગઈ છે. પરંતુ ધલાની રખાવટને આધિન થઈને પોતે કચેરીમાં હાજર થયો.

વિદ્વાનો, પંડિતોએ માંડળિકને આશીર્વાદ આપ્યા બાદ ક્રમવાર કવિઓ બિરદાવી રહ્યા છે. માંડળિકને ખરેખર મોજની ભરતી ચડી એ વખતે ધલાએ લાખણસીને સાન કરી.

લાખણસીના હૃદયમાં તો ધલો જ રમી રહ્યો છે. માંડળિકનું સ્થાન તો ભૂંસાય ગયું છે. ધલાના માન ખાતર ઊભો થયો ત્યાં માંડળિક પ્રત્યેનો જે ઉંડો ઉંડો ઘાબો પડ્યો છે એ બહાર નીકળીને લાખણસીને હોઠે આવવા લાગ્યો. માંડળિકને બિરદાવવા મથી રહ્યો છે પણ એકેય વેણ આવતું નથી. ચારે બાજુ ધલાને જ જુવે છે એટલે ધલાને સબોધીને માંડળિકને ઉપાલંભથી નવાજવા લાગ્યો.

વડજાડ વરસતાં, પરથમ પાનાવડ કરે,
કણ કલોમના, જાય ઉથડકી ધલિયા.
દશ ગાવ દાતાર, પેખો કે પનરા ઉગન,
નવખંડ નામોચ્ચાર, અ પડ તારે ધલિયા.
ભરિયા ધન ભંડાર, ખરચા બિણ જાશે ખપીક
સદ કિરત સંસાર, અમર રહેશે ધલિયા

'કવિરાજ! કવિરાજ!' ધલો આશ્ચર્યથી કહેતો રહ્યો ત્યાં ત્રણેક દોહા કહી નાખ્યા. ધલાને મોઢામણની સીમા નથી. કોઈ દુશ્મનો દાવ પણ પોંખે કે પોતાની કીર્તિ કહેવરાવવા તેડી લાવ્યો હશે. માંડળીકને એવું સમજાય તો જુદું જ પરિણામ આવે.

ધલો ઉતાવળો થઈને બોલી ઊઠ્યો, 'કવિરાજ! આપ બંધાણી માણસ છો. અફીણનો કેફ વધુ પડતો થઈ ગયો હોય એમ લાગે છે. આપ જૂનાણાના રા ગંગાજળિયા માંડળીકની કચેરીમાં બોલો છો!'

'હા બાપ! ધલા! મને ખબર છે. હું રા ગંગાજ-

ળિયાને પહોંચવા મથું છું. એમની આજે અંકેલી કીર્તિને વધાવવા માટે નીસરણી માંડી છે પણ એને આડી ભીંત તો આવે ને?

નીસરણી નજધાર, ભામે ન વાળાં ભીંત;
(ત્યાં)ચાવડો વડ ચિત્ત, આડો આવે ઇલિયો.
સફરા પેર્યાં સુત, અંગ પર ઢળિયાં અમો,
માંડળિકની પાતીનો; આમ ભભુકે ઈલિયા.
માંડળિકને મળતાં પરથમ સાંસો થયો,
(હવે)ચાવડા ચિતવતાં; આંસુ વરસે ઈલિયા.

લાખણસીના ભારોભાર ધોખા ભર્યાં વેણુ સાંભળતા માંડળિકને પસ્તાવાનો પાર નથી. પોતે લાખણસીને અનેકવાર મળેલ છતાં આ વખતે એમની દશાએ ઓળખાણ પડવા દીધી નથી એ બધી ભૂલનો સ્વીકાર કરતા માંડળીકે ઘણીજ મન મોટાઇ બતાવી ને કહ્યુ કે આવી સાચી વાતો લાખણસી વિના બીજો કોણ કહેશે. લાખણસીની આ નીડરતા ઉપર વધારે ખુશ થયો ને લાખપસાની બક્ષિસ જાહેર કરી. આપે જ તો! એના વડવા શ્રી ખેંગારે.મીસણ કવિને બોલતો બંધ કરવા માટે મોઢામાં સમાય એટલી સોના મહોર ભરવા કહ્યું. મીસણ કવિએ ગલોફા ફાટી જાય એટલી ભરી તો પણ ખેંગારે માણસોને ભલામણ કરી કે હજી ભરો. મીસણ કવિથી બોલાય એમ તો નથી એટલે હાથના ઇશારાથી ના પાડે છે. ત્યારે ખેંગારે કહ્યુ કે કવિઓને બોલતા બંધ કરવાની આ રીત છે. એ સત્તાના જોરથી બોલતા બંધ ન થાય.

લાખણસીને માંડળિક તરફથી લાખપસા મળતાં ઇલાને થયું કે હવે કવિરાજ લહેરમાં આવી જશે, ને માંડળિકને બિરદાવશે. એમ સમજી ઇલાએ કહ્યું, 'કવિરાજ! રાગ'ગાજળિયો આપને લાખપસા બક્ષિસ કરે છે. વધાવો પસા.'

લાખણસીએ લાખપસાનો સ્વીકાર કરતાં કહ્યુ કે.
**સામાંને સૂજે નહિ, દીધા કેરા દાવ,**
**(હું) પા માં લાખપસાવ, તો ઉપકારે ઇલિયા.**

---

## પ્રજાની અપેક્ષા

થોડાં વરસો અગાઉ અમારી પદયાત્રા જગન્નાથપુરી તરફ જઈ રહી હતી. તે વખતે બંગાળના લોકોએ મને કહ્યું: 'ચૈતન્ય મહાપ્રભુની યાત્રા જગન્નાથનાં દર્શન કરવા આ જ રસ્તેથી ગઇ હતી.' અમારી યાત્રાથી તેઓને ચૈતન્ય મહાપ્રભુની યાદ આવી. મને આમાંથી એવો અર્થ મળ્યો કે જાણે તેઓ મને સાવધાન બનાવી રહ્યા હતા, 'કમબખ્ત તારે પણ એના જેવું બનવાનું છે.' આવી માગ તેઓ જાણે મારી પાસેથી રાખતા હોય એવું લાગ્યું મને. બીજી વાત તેઓએ એ જણાવી કે આ રસ્તો અહલ્યાદેવીએ બનાવડાવી દીધો હતો. હું ચકિત થઈ ગયો, કયાં અહલ્યાદેવી અને કયાં બંગાળ! વૈદ્યનાથધામથી માંડીને એ હોલકર મહિલાએ છેક જગન્નાથ સુધી રસ્તો કરી આપ્યો. આના પૈસા કયાંથી આવ્યા? હોલકર રાજ્યમાંથી. આમ છતાં કોઇએ વાંધો ન લીધો કે અમારા રાજ્યનાં નાણાં બીજા રાજ્યમાં શા માટે ગયાં? કેટલી વિશાળ અને ઉદાર દૃષ્ટિ હતી એ! માણસનાં મન સાંકડા નહોતાં, દિલ પણ નાનાં નહોતાં! શું આજે કોઈ આવા કામો માટે તૈયાર થાય? ના પાડશે! સહુ કોઈ એવું કહેશે અમારા માટે જ અમારા રાજ્યના પૈસા ખરચાવા જોઇએ. આ જે અખિલ ભારતીય દૃષ્ટિ હતી તે આપણે ગુમાવી છે. જે આપણે પ્રાપ્ત કરવાની છે.

—વિનોબાજી

# લગની !

મિથિલશંકર કે. વ્યાસ

ટ્રેન ચાલી જતી હતી. મુસાફરો પોત પોતાની વાતોમાં તલ્લીન હતા. છતાં એક અંધ સુરદાસ ભક્તજને તંબુરના તાર છેડી માનવીને કંઇક ભક્તિરસનું પાન મળે–અને તે સાથેસાથ પોતાને પણ અર્થલાભ મળે તે માટે ભજન છેડયું:

'લગની રે લાગી હરિ ! મને તારા નામની !'

ભજનિકનો કંઠ ઠીક હતો : સૂર પણ સારો હતો, અને ભજન પણ ગમે તેવું હતું. છતાં મુસાફરોને તેની–તેના ગાનની કે તેના ભજનની જાણે કંઇ પડી નથી એમ ગણી સહુ પોત પોતાની વાતમાં મશગૂલ હતા.

શિયાળાની ઋતુ હતી, છતાં ઠંડી ગુલાબી કહી શકાય તેવી હતી. મારી પાસેના થોડાએક કોલેજ વિદ્યાર્થી યુવાનો 'સંગમ' ચિત્રની ચર્ચામાં 'ચીકટી પડયા' હતા. બાજુમા બે ચાર વેપારી સજ્જનો શિંગદાણા અને શિંગતેલ ની ધમાલમા મસ્ત હતા. ગઈસાલ મગફળીનો પાક ઓછો હતો છતાં શરૂઆતમાં તેમના દાણાનો ભાવ રૂા. ૧૫ અને સાડાપંદરથી વધારે ન હતો. આ સાલ મબલખ પાક છે છતાં શરૂઆતમાં જ રૂપીઆ ૩૯ અને ૪૦ બોલી રહ્યા છે ! તડાકો સારો છે જેટલી લેવડદેવડ થઇ શકે તેટલી કરવામાં સઝા છે. એ એમની વાતનો સૂર હતો, જાણે કે દુનિયા સમસ્ત મગફળીની જ બનેલી ન હોય !

એક તરફ દૂધ વેચી પાછી ફરતી રબારણો ગઇ રાતના ઠંડા ભજીઆ અને ગાંઠિયાના પડિકા છોડી તેનો 'નાસ્તો' કરી રહી હતી ! જો કે ગામડાંમાં તો વહેલી સવારે 'શિરામણ' ચાલે છે !–અને વચ્ચે આ જુવાર પણ ચૌદ રૂપિયે મળતી નથી એવી વાતો કરી અત્યારની કમરતોડ મોંઘવારીની ફરીઆદ કરી રહી હતી.

આમ સંત તુલસીદાસ કહે છે તેમ સર્વત્ર 'ભાત ભાતકે લોક' પોત પોતાની પરિસ્થિતિમાં 'પરિપૂર્ણ' હતા ! લોકવાહનમાં મોટર-મોટર બસ, એરોપ્લેન, સ્ટીમર આગબોટ કે અન્ય એવા સાધનોમા મને રેલવેટ્રેન સહુથી વધારે પ્રિય જણાય છે. અહીં શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જણાવેલ વિશ્વરૂપનાં વિવિધ સ્વરૂપો સારા એવા પ્રમાણમાં જોવા-જાણવા મળી રહે છે. વળી ટ્રેનની ગતી, સપાટી પરની સ્થિતિ તેની જ્યાં ત્યાં નિયત સ્થળે અવરોધ અને ચલન વગેરે પણ નિયતિ–નિગમની ચાલ સાથે સંકળાયેલ હોય તેમ લાગે છે.

પણ આ બધા વિધવિધ જૂથમાં મને સહુથી વધારે આકર્ષક અને નોંધપાત્ર તો મારી સામેની પાટલી પર મુસાફરી કરી રહેલ એક કુટુંબ અને તેમની એક ત્રણેક વર્ષની બાળા છે ! તમને સહજ પ્રશ્ન થશે કે એમ કેમ ?

એમ કેમ ? તો સાંભળો. આ બાળા-આપણે હવે 'બેબી' શબ્દ જ વાપરીએ છીએ ને ?–ને બોલાવવા બધા પ્રયત્ન કરે. પણ તે બોલે જ નહિ શાંતિથી ટગરટગર જોયા કરે. નિર્દોષતા અને નિખાલસતાનો એક ગુણ છે કે જ્યાં તે વસે છે ત્યાં ખુલ્લી સ્થિતિ હોય છે. આ બેબી પણ પેતાનાં નાનકડાં મુખને તેનાં બન્ને હોઠને બંધ ન કરતા–ખુલ્લી રીતે રાખી જ્યાં ત્યાં જઇ રહેતી હતી. એક યુવતીએ ટકોર કરી, 'બેબી! આંખથી જોવાય, ખુલ્લા મોઢાથી ન જોવાય.'

બીજીએ વળી ટહુકો પૂર્યો: 'હસવું હોય તો જરાક દાંત દેખાડાય, આમ બ થાય નહિ !'

અને છતાંય પેલી બેબી તો જાણે કઇ સાંભળતી નથી એમ એ જ સ્થિતિમા જોયા કરતી હતી.

ત્યાં વળી બાજુમાં બેઠેલા એક ભાઈએ કહ્યું:

'બેબી! તારું નામ શું?'

પણ બેબી બોલે એ બીજી.

વળી પેલાભાઇએ કહ્યું, 'બેબી! જો તું તારું નામ કહે તો પૈસો આપું!'

પણ પૈસાની પરવા બેબીને ન હતી!

ત્યાં એક બાઇએ કહ્યું, 'બેબી! તારે શિંગ ખાવી છે?', પણ સ્થિતપ્રજ્ઞ બેબી તો બોલે જ નહિ એટલે એની માતા બોલી, 'એ તો મુક્તા જ છે. પોતાની આવી મોજમાં મસ્ત રહે છે. ન કાંઇ બોલે કે ન કાંઇ તોફાન કરે એટલે અમે તો એનું નામ મુક્તા જ રાખવા ઇચ્છીએ છીએ?'

સહુ હસી પડયા. પેલા ભાઇએ વળી કહ્યું. 'બેબી! તું બોલ તો તને શીંગ દાણા લઇ દઉં' પણ બોલી જ નહિ! સહુ પછી પોત પોતાની વાતમાં પાછાં વળી ગયા.

આમ થોડો સમય ગયો હશે. એટલામા આવતા સ્ટેશનનો સિગ્નલ નહિ આપેલ હોઇ ગાડી અટકી. છતાં સહુ પોતપોતાની ધૂન-વાત-ચિત- અને વિષયની ચર્ચામાં મસ્ત હતાં ત્યાં નીચે રેલવેની સડક પર શિંગદાણા વેચનાર ફેરીઓ 'શિંગ-ખારી શિંગ' બોલતો પસાર થયો.

આમ આ ફેરિયો પસાર થયો ત્યારે ન તો પેલા પૈસા આપનાર ભાઇને ખબર રહી કે ન તેની માતાને કે બીજી બહેનોને પણ બેબી તો 'શિંગ-ખારી શિંગ'નો અવાજ સાભળી એકદમ બોલી ઊઠી: 'શિંગ આવી!'

એકાદવાર તે બોલી પણ સહુ પોતપોતાની વાતમાં ખૂચી ગયેલા એટલે તેનું ધ્યાન કોઇને ન પડયું. પણ બેબી તો 'શિંગવાળો આવ્યોઃ શિંગ ખાવી છે!' કહી મોટેથી બોલી. ત્યારે સહુ પાછા હસી પડયા ને બોલ્યા,

'જોયું! કેવી બોલી?'

હું પણ હસી પડયો. અને શિંગ આપતાં બેબી તો તે ખાવા લાગી. ટ્રેન આગળ ચાલી ને સહુ પાછા પોતાની 'પ્રવૃત્તિ'મા પડી ગયાં

ત્યારે મને આ પ્રસંગથી એક સહજ વિચાર ઉદ્દભવ્યો : ગમે તેમ બોલબોલ કર્યા વિના આ બેબી શાંતિથી બેસી રહી હતી-ગમે તેવી ટીકા ટકોર થવા છતાં-પરંતુ-એ-બધી વાત અને ટકોરમાંથી- પોતાને લગતી શિંગદાણા અપાવવાની જે મુખ્ય વાત હતી તે તેણે પોતાના ધ્યાનમાં જ રાખી લીધી. અને પ્રસંગ પડયે તે ઝીલી લીધી! તેમ આપણે સહુ પણ જો વધારે કશી કચવાટ કે વ્યાધિ વિરોધ કર્યા વિના આપણને લગતી જે મુખ્ય વાત હોય તે પર જ અવલંબન રાખીશુ તો આપણાં જીવનમા-અને સંસારમાં-જ્યાં ત્યાં જે ખોટા કચવાટ, બૂમબરાડા અને ખોટી ચિંતા જોવા મળે છે તે ઘણી બધી શાંત થઇ જશે.

શિંગદાણા માટે બેબીએ જે લગની સાધી એવી લગની જો આપણે આપણા જીવન ધ્યેય માટે સાધીએ તો? એવી સાચી લગની લાગતા જ પછી આપણને હરિ-સંસારની શાંતિ-ની પણ આછી ઝાય જરૂર મળશે જ!



# અવગાહન

'ચાચા'

પ્રિય અશોક,

તું જેવા અક્ષરો ઉકેલતા શીખ્યો કે ચોપડીઓ, સચિત્ર માસિકો અને છાપાંઓને હેઠે ન મૂકતો. જે આવે તે વાંચવા મથતો. અને ટપાલની કેવી રાહ જોતો તે યાદ આવે છે? અને ટપાલીના હાથમાંથી છાપાઓ માસિકો કેવા ઉપાડીને ક્યાંક સંતાડી દેતો?

સારું હતું કે તું વાચવામાં અને ચિત્રો જોવામાં જ વખત પસાર કરીને તારી શક્તિઓને વાળી રાખતો.

પણ તને ખબર છે ઘણાખરા નાના બાળકો ખૂબ જ આળવીતરા હોય છે. કંઇક અટકચાળા કરે અને ક્યાં તો પોતાને અથવા બીજાને શરીરમાં ખોડ રહી જાય તેવા અકસ્માત કરજે.

ભાવનગરમાં શ્રી માનભાઈ ભટ્ટ બાળકો માટે ખૂબ જ સુંદર શિશુવિહાર નામની સંસ્થા ચલાવે છે તેમણે બાળકોને ઉપયોગી ઘણા પુસ્તકો બહાર પાડ્યા છે. આજે ટપાલમાં સચિત્ર નાનકડી છતાં ઘણીજ ઉપયોગી પુસ્તિકા આવી છે તેનું નામ છે **'આપ મેળે વહોરાતાં અકસ્માત'** – એટલે પોતાની જાતે જ પગ ઉપર કુહાડો મારવો– લેખક: **માનશંકર ન. ભટ્ટ**; પ્રકાશક અને પ્રાપ્તિ સ્થાન: **શિશુવિહાર, કૃષ્ણનગર, ભાવનગર** કિંમત ૧૦ પૈસા (આવૃત્તિ બીજી)

તને યાદ છે આપણે ત્યાં એક વાર રમેશ આવેલો અને જરા પગે લંગડાતો હતો. તમે બધા નાના ભૂલકાઓ સંતાકૂકડી રમતા હતા ને તે કેવો દયામણે ચહેરે એક ખૂણે ઊભો ઊભો તમારી રમતને ટગર ટગર જોયા કરતો! તને ખબર નહી હોય અને તે પૂછ્યું હતું, 'રમેશ, ત્યાં કેમ ઊભો છે? ચાલ રમવા.'

ત્યારે તે કેવો રડમસ જેવો થઈ ગયો હતો. અને ધીમા અવાજે બોલ્યો પણ ખરો, 'અશોક, તમે રમો છો તેમાંથી જ હવે મારે આનંદ લૂંટવો રહ્યો. મારા અટકચાળા સ્વભાવને લીધે હું લંગડો થયો છું. હવે તો કાયમનું રમવાનું, દોડવાનું ગયું.' અને તેની હરણ જેવી બંને આંખોમાંથી કેવાં વેદનાભર્યાં આંસુઓ ટપકી પડ્યાં!

આ સાંભળીને તમે બધાં બાળકોએ રમત બંધ કરીને ભેગીને રમી શકાય એવી રમત તેની સાથે રમ્યા હતા અને પાંચ મિનિટમાં એ વેદનાભર્યો ચહેરા પર કેવું હાસ્ય રેલાઇ રહ્યું હતું! એ તેં જોયું હતું?

અને પ્રદીપને તો તું ભૂલી જ નહીં શક્યો હોય. કેવો મીઠો અને સુંદર ચહેરો. અરે કેવું રૂપ! પણ એક આંખ નાનપણમાં તોફાન કરવાથી ગુમાવી તેથી કેવો લાગતો હતો!

નાના બાળકોને હાથે વહોરેલા અકસ્માતથી ખોડ-ખાપણવાળા જોઇએ છે ત્યારે કેવું દુઃખ થાય છે!

આવા દુઃખમાં શ્રી માનશંકરભાઇએ આ પુસ્તિકા લખી છે.

બાળકો તો શક્તિનો ભંડાર છે. તેમની શક્તિનો જો યોગ્ય દિશામાં ઉપયોગ થાય તો કેટલાય અકસ્માતોમાંથી ઉગરી જવાય.

પ્રસ્તાવનામાં માનભાઇ લખે છે:

'મારે મન બાળકો તો કોઈ ભાકરા-બંધ જેવો અકથ્ય શક્તિઓનો ભંડાર છે. તેને યોગ્ય માર્ગે વાળવામાં આવે તો ચારે બાજુ ખારાપાટમાં કે રણમાં પણ લીલુંછમ અને નવપલ્લવિત બનાવી દે. તેમ ન થાય તો પછી સ્વચ્છંદતાપૂર્વક ધનોતપનોત પણ કરી નાખે, કારણ કે તેને તો કંઇક કરવું છે'

અશોક, તને ખબર છે! મૃત્યુ કરતાય અકસ્માતોથી આવેલી ખોડખાંપણ ભયંકર છે! જીવનમાં એ ખોડ ડગલેને પગલે કાંટાની જેમ ખૂચ્યાં કરે છે'

હવે જો અકસ્માતો કેવા પ્રકારના હોય છે

અને કેમ થાય છે.

બચુભાઈ અનાજ ભરેલી રેંકડી પાછળ છાનામાના ચડયા. રેકડી ઉલળી, ને નાનકડા બચુભાઈ ગૂણો નીચે ચગદાઇ રામ થઈ ગયા.

*

માવજીભાઈ શેરીમાં ઉભેલા ગાડાના પૈડા ઉપર ચડવા ગયા ત્યાં બળદ ચાલ્યો. માવજી ભાઇ ઊંધેકાંધ પડયા. પગ પૈડામાં આવી કપાઇ ગયો.

*

છગનભાઈ દોડતી ઘોડાગાડી પાછળ ચડયા. બારણું ઉઘડી ગયું. છગનભાઈ ઓચતા જ રસ્તામાં પટકાઈ પડયા ને માથું ફૂટી ગયું. અંદર બેઠેલા એક ભાઇને બારણું ઊઘડી જતાં આચકો લાગ્યો એટલે તેય પડયાં ને હાથની કોણી ભાંગી ગઇ.

*

સમજુબહેન એક ઘોડાગાડી પાછળ ચડેલી એટલે ગાડીવાળાએ પાછળ ચાબૂક ફટકાર્યો. ચાબૂક વાગતા સમજુબહેનના ગાલની ચામડી ઉતરડાઇ ગયેલી.

*

ભજિયાં કરતા નાની બેબીએ ભીના હાથ છટકોર્યા ને તેલ ઊડી મોટી બહેન ઉપર પડયુ તે બહેન દાઝી ગઈ

*

ચૂલા ઉપરથી હમણા જ લોઢી નીચે મૂકી હતી. તેમાં બાબાનો પગ પડયો ને પગના તળિયાની ખોળ ઉતરી ગઈ.

*

મધુબહેને લીબડે જામેલા મધપૂડા ઉપર પથરો માર્યો ત્યાં મધપૂડાની માખીઓ ગણુ-ગણાટ કરતી વછૂટીને મધુબહેનના શરીર ઉપર ચોંટી પડી. મધુબહેન રાડેરાડ પાડે, પણ માખીઓ શે છૂટે ? થોડીવારમા શંભુભાઇ દોડતાં આવ્યા, મધુબહેનને બાજુમાં ઘસડી લઇ ગયા. પણ એટલી વારમાં તો મધુબહેન માખીઓના ડંખથી આખા લાલઘૂમ બની સોજી ગયાં.

*

જીવલોયે એવો જ અટકચાળો. બારણો પાસે ટાંડરની માખી બેઠેલી તેને સાંઠીકડાથી ઉડાડતાં આખે ચોંટી; કરડી. જીવાભાઈ રાડેરાડ ને બેકાસા પાડે, આંખ ચોળે પણ ટાંડર ચોળાઈ મરી ત્યારે છૂટી.

*

નાનકભાઈ ખૂબજ અટકચાળા. શેરીમાં ગલિયો (કૂતરો) સૂતો હતો ત્યાં જઇ કશા જ કારણ વિના તેની પૂછડી ખેંચી, એટલે ઓચિંતા ગલિયાએ નાનકભાઇને સાથળે બટકું ભરી લોચો કાઢી લોહીલુહાણ કરી મૂકયા.

*

હરિયો પણ એવો જ આળવીતરો કારણ વિના આળવીતરા કર્યા કરે. નવી શેરીમા જતા કૂતરૂં કરડયું પણ ઘેર કોઇને વાત ન કરી. કોણ જાણે કેમ પંદરેક દિવસે ઓચિંતા આચકી જેવું કંઈક થવા માડયુ પછી તો એવું ભયંકર થયુ ! વાત કરો મા. સાજ પડી ત્યાં રીબાઇ રીબાઈ હેરાનગતી ભોગવી હરિયો બિચારો મરી ગયો

*

બાબુભાઇ નાની લખોટી ગળી ગયા અને બરાબર શ્વાસનળી ઉપર જઈ બેઠી. પછી તો બાબુભાઇ જેમ પાણી વિના માછલુ તરફડે તેમ તરફડવા માડયા.

*

અજાણપરાની શાળામાં કોણ જાણે કેમ એકેએક બાળકને ઉધરસ થઇ. સુરેશભાઇને થઈ એટલે તેના બીજા નાના ભાઇબહેનોને ય થઇ, પણ સામા પડોશી વિધ્યાબહેનના હેમતને ય થઇ. આમ થયું એટલે સુરેશભાઇના બાપા ગયા ડોકટર પાસે ને બધી વાત કરી. ડોકટર સુરેશભાઈના બાપાને ઓળખતા હતા.

તેની ચિવટ જાણુતા હતા એટલે વિચારમા પડી ગયા.

... થોડીવારમાં કામકાજ સમેટી ડૉકટર સુરેશભાઇને ત્યાં જતા હતા ત્યાં વચ્ચેથીજ સુરેશભાઇએ ડૉકટરકાકાને સાદ પાડયો એટલે ગાડી ઊભી રાખી. આ તો સુરેશભાઇની નિશાળ હતી. ડૉકટર નીચે ઊતર્યા જોયું તો બહાર કેટલાએ બરફગોળા અને કુલફીવાળા રંગબેરંગી બરફગોળાવાળા ! અને ગંદા કાટ ખાઇ ગયેલા પતરાની ડબ્બીઓમાંની કુલફી છોકરાએ લહેરથી ખાતાં હતાં. એકબીજાને ચટાડતાં હતા, અને શાળાના કંપાઉન્ડમાં જેયુ તો એક કોડીમાં ધબાધબ પ્યાલા બોળી સૌ પાણી પીતાં હતાં. પાણી પીતા ઠો ઠો કરતા હતા. કેટલાકને નાકમાથી લીંટ ચાલી જતી હતી

એટલે ડૉકટરે સુરેશભાઇના બાપાને કહ્યુ કે, તમે તમારા છોકરાની ગમે તેટલી કાળજી રાખો તેમા શું દિ' વળે ?

*

કોઇ પણ વિદ્યાર્થીએ કોઈ પણ સંજોગોમા કોઇનું એઠું જૂઠું ખાવું કે પીવુ નહિ જોઇએ બને ત્યાં સુધી પાણી અદ્ધરથી પીવાની ટેવ રાખવી, અને બરફગોળા કે કુલફી તો બહુ નુકસાન કરે છે.

*

એઠુંજૂઠું ખાવાથી કે પીવાથી ઉધરસ, ડીપ્થીરીઆ, સામાન્ય શરદીના રોગો અને બીજા અનેક પ્રકારના વ્યાધિઓ થાય છે. વળી તે તમામ રોગો ચેપી હોઇ આવા કારણે તેનો ખૂબ ફેલાવો થાય છે. એટલે કોઇએ કોઇનું એઠુંજૂઠું ખાવું કે પીવું નહિ. પાણી અદ્ધરથી પીવાની ટેવ પાડવી એટલે આવા અનેક પ્રકારના ચેપી રોગોના અકસ્માતો નહિ બને.

*

મગન અને છગન સામસામા ધૂળ ઉડાડવાની રમતે ચડયા. તેમાં કોણજાણે કેમ મગને ધૂળ ઉડાડી એ છગનની આંખમાં પડી. ભારે ઉપાધિ થઈ પડી. છગનને દવાખાને લઈ જવો પડયો. દવાખાને તેની સારવાર તો કરી. પણ તેની આંખ એક કાયમ માટે ગઇ.

*

કનુ અને છનુ ભારે આળવીતરા. એક મકાન ચણાતું હતું, ત્યાંથી પસાર થતા બાજુમા દીવાલ સાથે ઊભા લાકડાનો થપ્પો પડેલો તેમાં કઈ કારણ વિના નીચેનું લાકડું ખેંચ્યું એટલે આખો લાકડાનો થપ્પો જ તે બંને ઉપર આવી પડયો. એકનું માથું ફૂટયું, બીજાનો પગ ભાંગ્યો.

*

અને ટપુડો તેની બાજુની બારીએ થઇ પાડોશીના છાપરે ચડયો. પણ ચડયા પછી ઊતરી ન શકયો તે એવો ભૂંડા હાલે પડયો કે કમ્મરનું હાડકુ ભાંગી ગયું.

માટે

## વહાલા નાનકડા દોસ્તો

ખૂબ રમો – જમોને ચિવટપૂર્વક ભણી હોશિયાર બનો પણ એટલા જ કાળજીવાળા પણ બનો.

* રસ્તામાં ચાલતા કાળજી રાખો. જ્યાં ત્યા થૂંકશો નહિ.
* ઘરમા તમામ ચીજ વસ્તુઓ યોગ્ય સ્થળે મૂકવાની ટેવ રાખો
* પ્રાઇમસ, ઈલેકટ્રીક અને અગ્નિ હોય ત્યાં સાવચેતી રાખો. અટકચાળી ટેવ છોડો.
* શરીરને પાંગળું ન બનાવો પણ સંભાળ રાખતા શીખો.
* રમત-ગંમત વખતે શરીર અને મનનું સમતોલપણું જાળવો.
* અજાણ્યા સ્થળે અને પાણીમા પડતા તેનાથી વાકેફ બનો.
* જાહેર સ્નાનાગારમાં ( હોજમા ) ભૂલથીયે

મોંમાં પાણી જવા ન દેતા, કોગળો ન કરતાં, ગંદાપાણીમાં નહાવાનો મમત ન કરતા નહિંતર અનેક પ્રકારના ચામડીનાં દર્દો થાય છે.

* દારૂખાનું ફોડતા પૂરો ખ્યાલ રાખશો. દારૂખાનાનો ધૂમાડો શ્વાસમાં ન જાય તેનું ધ્યાન રાખજો.

* ગમે તે જવસ્તુ ખાશોપીશો નહિ. જમતાં પહેલા હાથ સાફ કરજો. જમ્યા પછી કોગળા અવશ્ય કરવા.

* કોઇપણ સ્થળે પાણી અદ્ધરથી જ પીવાની ટેવ પાડજો.

* મોટી ઉધરસ, ખસ, ગાલપચોળું વગેરે ચેપી દર્દો હોય તેણે દર્દ મટે ત્યાં સુધી શાળામાં કે ક્રીડાંગણમાં બીજા મિત્રો સાથે ન ભળવું કારણ કે આ બધા ચેપી દર્દો કહેવાય એમ કરવાથી બીજાને પણ નુકસાન થાય.

* બહારની દુકાનોમાં ગોઠવેલા ફરસાણ અને મીઠાઈઓ દેખાવે સુંદર અને સુગંધી હોય છે પરંતુ તે બનાવવાની પદ્ધતિ અને બનાવનારાઓ તો સૂગ ચડે તેવા હોય છે.

*

## મા-બાપો પણ અકસ્માતો અટકાવવામાં મદદ કરે

ઘરના દરેક બારણા ઉપર પવન આંકડી હતી પણ તે દેવાણી ન હોતી. બાબો ઉંબરામાં બેઠો રમતો હતો. ત્યાં ઓચિંતાનો જ પવનનો સપાટો આવ્યો ને બારણું જોરથી બાબા સાથે અફળાયું. આમ અણચિંતવી ઉપાધિ આવી પડી.

*

સમજુબહેન શાકભાજી-છરી વગેરે જેમનું તેમ મૂકીને ચાલ્યાં ગયાં. નટખટ બાબલો રમતો ત્યાં આવ્યો, શાક અને છરી લઇ શાક સમારવા બેઠો. છરી હાથમાં લેતા જ આંગળી ઉપર વાઢ દીધો ને બાબલાભાઈ લોહીલોહાણ થયા. અને પતિ-પત્ની વચ્ચે ઝગડો થયો.

*

જગુભાઈ સવારમાં દાઢી કરવા ઓરડા વચ્ચે બેસે. પાસે અસ્રો સાબુ વગેરે પડયા હોય અને હજામતનું કામ પતે એટલે એ સાધનો ત્યાં જ પડયા રહે પોતે ઊંચા ન મૂકે

શાતાબહેન બિચારાં સૌ ભૂતના રઘવાયાં એક કરે ને બીજુ ભૂલે. એટલે તે સામાન હેમલાના હાથમા આવ્યો, હેમલે સાબુની પીંછી ગાલે ફેરવી ફીણ કર્યા, પછી લીધો અસ્રો ને જેવો ગાલે અડાડયો તેવું જ કૂણા ગાલનું ગાબડું નીકળી પડયું ને ચીસ પાડી. પછી શું થાય ?

*

## આવું તો કેટલુંય બને છે, માટે ટૂંકમાં કાળજી રાખવાથી અનેક અકસ્માતો અટકાવી શકાય છે.

બેન, આ બધુ વાચ્યા પછી તારી નિશાળના તોફાની બાળકોને આ ચોપડી વિષે વાત કરીશ ને ? તેમના તોફાનો અટકાવીશ ?

તને આજે જુદા બુક પોસ્ટથી આ નાનકડી ચોપડી મોકલું છુ. તેનો ખૂબ જ પ્રચાર કરજે અને આવા બેદરકારી અને સામાન્ય જ્ઞાનને અભાવે જે ભયંકર અકસ્માતો સરજાય છે તેને તું તારાથી અટકાવીશ તો ય ઘણું





## અમૂલ માખણમાં બનાવેલી ઘર-રસોઇ અધિક સ્વાદિષ્ટ છે






અમૂલ માખણમાં કેટલી બધી વાનગીઓ બનાવાય છે એ જાણી તમને આનંદ થશે. અમૂલ માખણની રસોઈની મહેક તમને મઝાની લાગશે – અમૂલ માખણમાં કેક અને બિસ્કીટ, શેકો, હાંડવા, ખારી ઢોકળા એમાંજ બનાવો.' ધ્યાન રાખજો કે અમૂલ માખણથી આપ જે કંઇ પણ બનાવશો તેમાં અધિક પૌષ્ટિકતત્ત્વ પણ હોય છે. શુદ્ધ, તાજું મલાઈદાર અમૂલ માખણ જે દુગ્ધાલયમાં માત્ર થોડા કલાકમાં દૂધમાંથી માખણના પૅકેટમાં પરિવર્તે છે તે સૂર્યના તડકામાંથી મળતા – ઉછરતા બાળકો માટે અત્યંત આવશ્યક શક્તિવર્ધક એ અને ડી વિટામિનોથી ભરપૂર છે

ડેરીમાંથી મળતી –
તાજીજ મલાઈ –

# અમૂલ
## માખણ




ખેડા સહકારી ઉત્પાદન
—અમૂલ્ય

ખેડા જીલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિ આણંદ



CAS/KHP 32 GUJ

-: અમારા બનાવેલ સાબુની જાતો :-







ચંદ્રપ્રકાશ-લાટા
ચંદ્રપ્રકાશ-ગોટી
ચંદ્રપ્રકાશ-ટોયલેટ
કારબોલિક ટોયલેટ
કરંજ ગોટી
કરંજ લાટા

કરંજ ટોયલેટ
ચંદ્રપ્રકાશ ચિપ્સ
અમુલ લાટા
અમુલ ગોટી
અમુલ સેવચુરા
અમુલ ચિપ્સ

ઉપરોક્ત સાબુઓ ૧૦૦ ટકા શુદ્ધ, પાકી ભઠ્ઠીમાં
શાસ્ત્રીય પદ્ધતિથી બનાવવામાં આવે છે.
ઉત્તમ સાબુઓની હરોળમાં આ સાબુઓની ગણના થાય છે.

## ઉદ્યોગ મંદિર, ગ્રામ ઉદ્યોગ વાડી

જૂનાગઢ.




આ ખેડૂતે
૧૦ વર્ષીય
ડિફેન્સ ડિપોઝિટ
સર્ટિફિકેટ
ખરીદી તેના
વ્યાજમાંથી સીધુ
જમીન મહેસૂલ
ભરવાની
યોજનાનો લાભ
લીધો હોઈ
તે નિશ્ચિંત છે.

આ ખેડૂત
મૂંઝવણમા છે
સારી ફસલ
વખતે નાણા
બચત યોજનામા
નહિ રોકતા
વરામા ખરચી
નાખ્યા...
જમીન મહેસૂલ
ભરવા ટાણે
મુશ્કેલી વધી ગઈ.




આપ પણ આ યોજનાનો લાભ લઈ જમીન મહેસૂલ ભરવાની ચિંતામાંથી મુક્ત બનો

**૧૦ વર્ષીય ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ વાર્ષિક ૪½ ટકા વ્યાજ આપે છે**

ખેતી ખાતું ગુજરાત રાજ્ય સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત

# શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના. જિ જૂનાગઢ

પ્રમુખ

હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા ૩૦–૩–'૫૯ તા ૩૧–૧૨–'૬૨

સભાસદ સખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભડોળ | રૂા. ૫ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભડોળ | રૂા ૦ ૯૭ લાખ |
| અનામત ફડ | રૂા ૦ ૦૮ લાખ |
| અન્યફડ | રૂા. ૦.૦૧ લાખ |

આ સઘ તરફથી સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાતરનુ કાર્ય કરવામા આવે છે.

આ ઉપરાંત સયોજીત સહકારી મડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જતુનાશક દવાઓ ઓજારો વિ૦ પૂરા પાડવામા આવે છે

લોખડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાડ, વિ૦ વસ્તુઓના વિતરણનુ કાર્ય પણ કરે છે

# શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

રેવિઝન નબર ૨૧૯

સ્થાપના તા ૨૪–૯–'૫૯ ઓડીટ વર્ગ 'બ
રજીસ્ટ્રેશન નબર ૩૧૨૫ તા ૩૧–૧૨–'૬૩

સભાસદ સખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભડોળ | રૂા ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભડોળ | |
| મડળીનુ ૦–૩૫ | |
| સરકારશ્રીનુ ૦–૨૫ | રૂા. ૦ ૬૦ લાખ |
| અનામત ફડ | રૂા ૦.૧૯ લાખ |
| અન્ય ફડ | રૂા ૦ ૦૭ લાખ |

આ સઘ મારફત મ ગોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સઘોને 'કન્સાઇનમેન્ટ એજીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામા આવે છે.

આ ઉપરાત ખાડ, સુકો મેવો, લવીગ ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સયોજીત ખરીદ વેચાણ સઘોને મડળીના થવ તથા માર્કેટીગ પ્રોસેસીગના કાર્યને વેગ આપવા એ સહકાર આપે છે

## શ્રી જૂનાગઢ-મેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

૧૯-૨૦ હુસેની બિલ્ડિંગ, મહાત્મા ગાંધી રોડ, જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ગ્રામ સહકાર ટેલિફોન નંબર ૨૦૪

રજીસ્ટ્રેશન નંબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'

તા ૧૮-૯-'૫૬ તા ૨૦-૬-'૬૩

સભાસદ સંખ્યા ૪૮

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૧ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂા ૦ ૮૦ લાખ |
| અનામત ભંડોળ | રૂા ૦ ૩૬ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦ ૫૬ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી–

સંઘ મારફત સંયોજીત સહકારી મંડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ જંતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા

આ ઉપરાંત નિયંત્રિત વસ્તુઓ સસ્તું અનાજ, ખાડ, સિમેન્ટ, લોખંડ વગેરે વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે તેમજ સુકો મેવો, લવિંગ, ખજૂર વ૦ પૂરા પાડવામાં આવે છે

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરશન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ક

રજીસ્ટર નંબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા ૦ ૮૫ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી ખાંડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય–સંઘ સંચાલિત ઓઈલ મિલ દ્વારા–કરવામા આવે છે

## રૂપાયતન પ્રકાશન

### જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ — ૧-૨-૩-૪ | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦—૩૫ |

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું અનોખું માસિક – ફેબ્રુઆરી ,૧૯૬૫

# વૈષ્ણવજન



વર્ષ. ૩ • અંક ૧૧ : ફેબ્રુઆરી : ૧૯૬૫

## અનુક્રમ



છપાઈ નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • કૃપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સંપૂર્ણ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે


લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, કૃપાયતન, બિલ્લિભેટી

જૂનાગઢ

ફોન નં ૮૮



## એક નિર્વાણકથા

સરોદ

અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ।
તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ॥
૮ ભ. ગી. ૧૪

બનેલી હકીકત છે. પીર પયગંબરોના નિર્વાણની કથાઓ જાળવી રાખવામાં આવે છે. એવી જ જાળવી રાખવા જેવી કથા અન્ય દૃષ્ટિએ સાવ સામાન્ય પણ ભગવત્ ભાવની દૃષ્ટિએ અસામાન્ય એવા સાધારણ માણસની પણ હોય છે. આવી એક નિર્વાણ કથા નીચે નિરૂપેલ છે.

હજી ઝાઝાં વર્ષ થયાં નથી માંડ પંદર વીશ વર્ષ વીત્યાં હશે. સૌરાષ્ટ્રના ઘેડ પ્રદેશમાં માધુપુર પાસે સાંડા નામે નાનકડું ગામડું છે. ત્યાંની નાનકડી ગલીઓમાં એક માણસ ઘૂમ્યા કરે છે. મોંમાથી સતત ધૂન સર્યા કરે છે:

જય જય શ્રી ગોકુલેશ
જય જય શ્રી વિઠ્ઠલેશ
જમુનાજીકી હય બલિહારી
દામોદરજી પર જાઉં વારી.

બીજો કશો ઉચ્ચાર નથી. બીજું બોલતા આવડે છે કે કેમ, તે પણ ગ્રામવાસીઓમાં ચર્ચાનો વિષય થઇ પડેલ છે. રાતે સૂતી વેળા સિવાય સતત ધૂન એ જ એનું જીવન છે. કોઇ સામે બેસી ધૂન બોલે ત્યારે જે કાંઇ આપવામાં આવે તે ખાઇ લે છે. સામેની ધૂન બંધ થાય તો કોળિયો હાથમાં રહી જાય છે. અને પોતે ધૂન શરૂ કરે છે: જય જય શ્રી ગોકુલેશ, જય જય શ્રી વિઠ્ઠલેશ.

આમ વરસો વીતે છે. એક બે કે પાંચ પંદર નહીં, પૂરા ચાળીશ. સહુ કોઇ તેનું મૂળ નામ ભૂલી ગયેલ છે. ગામે નવું નામ પાડેલ છે, ગિરધારી. બધા તેને એ જ નામે ઓળખે છે, બોલાવે છે. આ મેલા ઘેલા નકામા ફરતા માણસને આ તે શું ઘેલું લાગ્યું છે, કહી કોઈ તેની દયા ખાય છે, કોઇ નારાજી દર્શાવે છે, તો કોઈ પરમ ભગવતી કહી ધન્ય

પણ કહે છે. ગિરધારીને કોઇ પણ અભિપ્રાયની કયાં પડી છે? તે તો રત છે તેની જય જય શ્રી ગોકુલેશ જય જય શ્રી વિઠ્ઠલેશની ધૂનમાં.

ચાળીશ વર્ષ ધૂનને જ જીવનકાર્ય માનનાર આ ગિરધારી નામધારી પુરુષ ધૂન સિવાયના શબ્દો બોલે છે. ગામના હવાલદાર છે મેપાભાઇ. ગિરધારી તેના ઘરે જાય છે અને કહે છે, 'મેપાભાઈ. હવે આ શરીર મેલી દેવું છે, આજથી બરાબર એક અઠવાડીયે, આ જ સમયે, અહીં ગામ વચાળે ચોકમાં. ભગવત્ ધૂનનું ઘર બની ગયેલ આ શરીરને રઝળાવાય નહીં. આ શરીરને માધુપુર પહોંચાડશો? ત્યા સમુદ્રકિનારે અગ્નિદાહ દેશો? બોલો, આ તમારાથી બની શકશે?' મેપાભાઇ ગિરધારીના વચન સાંભળી આશ્ચર્યચકિત થઇ જાય છે. થોડી ક્ષણો પછી કહે છે, 'તમારી ઇચ્છા તે મારે મન પ્રભુઆજ્ઞા છે.'

ગિરધારીએ બરાબર એક અઠવાડીયે એ જ સમયે ગામ વચાળેના ચોકમાં જય જય શ્રી ગોકુલેશ જય જય શ્રી વિઠ્ઠલેશની ધૂન મચાવતાં દેહ છોડચો. આખું ગામ એકઠું થયેલ ધૂનનો અવાજ આકાશને આંબી ગયો. જાણે ભક્તના સ્વર્ગારોહણના સમાચાર દેવોને પહોચાડવા ન હોય!

ભક્તના દેહને ધામધૂમથી માધુ પુર લઇ જવામાં આવ્યો. ત્યાં સમુદ્ર કિનારે મંત્રોચ્ચાર સહિત તેનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ભક્ત પરમ નિર્વાણના પંથે પડ્યા છે તે વિષે કોઇને કશી શંકા રહેલ નહીં.

હજી પણ સાંઢા ગામમાં ભક્તને નજરો નજર જોનાર ઘણા શખસો છે. હળાહળ કળિયુગમા પણ સતત ધૂન દ્વારા પરમેશ્વર સાથે યુક્ત થઇ સતયુગી માણસ વસી શકે છે. અને નિર્વાણ પામી શકે છે તેની તેઓ અચૂક શાખ પૂરશે.



# પરિભ્રમણ

આશુતોષ

## પુનિત યાદ

લાલ – બાલ – પાલ ત્રિપુટીના પ્રથમ મહાપુરુષ પંજાબ કેશરી લાલા લજપતરાયની જન્મશતાબ્દિ ૨૮મી જાન્યુઆરીએ સારા દેશે ઊજવી. આઝાદી પહેલાંના ત્રણ ચાર દસકા પૂર્વે અંગ્રેજો સામેની લડતમાં દેશભરમાં જાનફેસાનીનું જે વાતાવરણ હતું તેનો કાંઈક ખ્યાલ આજના પેઢીને ચલચિત્રની મદદથી આપી શકાય. પરંતુ જે ઉદ્યોગ રેઢિયાળ અને હીન કક્ષાનાં ચિત્રો ઉતારવાનો ધંધો લઈ બેઠો છે તેની પાસે આવી આશા વ્યર્થ છે. ત્યા-સુધીમાં ટપાલ ખાતાની ટિકિટ મારફત અને દૈનિકો તેમ જ અન્ય પ્રકાશન દ્વારા દિવંગત વિરલ વિભૂતિનો પરિચય વર્તમાન પેઢીએ મેળવવાનો રહ્યો.

લાલા સમાજ સુધારક પણ હતા. ગાંધીજીનું સત્યાગ્રહનું શસ્ત્ર સૌની માફક તેમને શરૂમા ગળે નહોતું ઊતર્યું. અને ઊતર્યું ત્યારે સાઇમન કમિશનનો બહિષ્કાર કરવા માંદગીને બિછાનેથી દોડીને સરઘસની આગેવાની લીધી; શિકાર હાથમા આવ્યો જાણી પોલિસે લાઠીની ત્રમઝટ બોલાવી; લાલા સખત ઘવાયા; લોકોએ તેમને મળવા હોસ્પિટલને ઘેરો ઘાલ્યો. પાટા પીંડીમાં વીંટાએલા લજપતરાયે દેશવાસીઓને સંબોધતાં કહ્યું: 'ધીરજ રાખો. ભારતવાસી પર વીંઝાતી એક એક લાઠી બ્રિટિશ હકુમતના કફનમાં એક એક ખીલો ઠોકી રહી છે.' આ બન્યું ૧૯૨૮ના ઑક્ટોબરમાં. ત્યારબાદ પખવાડિયે લાલાજીનું મૃત્યુ થયું, અને તેમની શહિદીથી દેશ હલમલી ઊઠ્યો. આજે લાલા નથી અને બ્રિટિશ હકુમત પણ નથી. દરેક ભારતીના દિલમાં લાલાજીનું સ્થાન અમર છે. પૂ. ગાંધીજીએ કહેલું કે ભારતીય આકાશમા લાલાજી સદાય ચમકશે. રોમાં રોલા જેવી જગપ્રસિદ્ધ ફ્રેન્ચ વિભૂતિએ લાલાજીને અ-પ્રતિમ નેતા અને ભારતના ઋષિઓનો વારસો રાખનાર બુદ્ધિશાળી તરીકે બિરદાવ્યા હતા.

## સિંહ સુતો છે.

સર વિન્સ્ટન ચર્ચિલ અવસાન પામ્યા છે. બીજા વિશ્વયુદ્ધમાં જેમની કળાનો કસબ સાથી રાષ્ટ્રો માટે જીવનદાયી બન્યો અને યુદ્ધપ્રધાન પદે જેમના અસ્તિત્વથી દુનિયાના ઇતિહાસે પલટો લીધો તે શ્રી ચર્ચિલ વીસમી સદીના એક વિરાટ રાજપુરુષ અને વિચક્ષણ મુત્સદી હતા. તેમનું વકતૃત્વ જેટલું સુંદર તેટલું જ ચોટદાર હતું અને એક લેખક તરીકે અંગ્રેજી ભાષાના શબ્દ સ્વામી હતા, તેમને સાભળનારા મંત્રમુગ્ધ બની રહેતા. યુદ્ધ સમયનાં તેમના ઉદ્બોધનો વિશ્વના લોકોએ એક શ્વાસે સાભળ્યાં છે અને પ્રેરણા પીધી છે. હીટલરના ધાડાં જ્યારે સારાયે યુરોપ પર ફરી વળ્યાં હતાં અને બ્રિટનનું રક્ષણ હાલક ડોલક સ્થિતિમા અટવાઈ પડ્યુ હતું ત્યારે બ્રિટનનો આ સિંહ રણગર્જના સાથે તખ્તા પર આવી ચડ્યો અને એટલી જબ્બર નૈતિક બ્રિટનના લોકોમાં કેળવી કે સારી પ્રજાએ ખંડેર બનેલા યુરોપને બેઠું કરવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્ટેલીન એક પક્ષે ભેગા થઈ શકયા, એ ઇતિહાસ ભારે રોમાંચકારી છે. પ્રલયકારી બોમ્બવર્ષાનો બ્રિટને જે રીતે સામનો કર્યો ત્યારે ચર્ચિલે બે આંગળી ભેગી કરી બનાવેલો વિજયસૂચક 'V' અચૂક યાદ આવે છે.

તેમની સ્મશાનયાત્રા વિરલ બની રહી. સદી પૂર્વેના ડ્યૂક ઓફ વિલીંગ્ટનને રાણી વિક્ટોરિયાએ જે માન આપ્યું ત્યારપછી ઇતિહાસમા બીજીવાર શાહી માન સર વિન્સ્ટનને મળ્યું. રાણી એલિઝાબેથ સહિત સો દેશના પ્રમુખ પ્રતિનિધિઓએ લંડનમાં તેમને છેલ્લી અંજલિ આપી. ચર્ચિલ માનમરતબો સ્વીકારવાની વિરુદ્ધમાં હતા. હવે તેમના એક માત્ર સાથી અપઝન હોવર હયાત છે. સાડા ચારસોની વસ્તી ધરાવતા તેમના જન્મસ્થળના નાનકડા ગામડામા ચર્ચિલની અંતિમ વિધિ બહુ જ મર્યા

હિત કુટુંબીઓ અને સ્વજનોની હાજરીમાં થઈ, તે આત્મગૌરવમા નહીં માનતી તેમની વિચારધારાને અનુરૂપ ગણાય એટલું જ નહી પણ બાઇબલના ત્રણ સાદા વાક્યોનું અંતિમ ઉચ્ચારણ 'રાખમા રાખ મળી ગઇ—ધૂળમા ધૂળ અને માટીમા માટી' ગમે તેવા કઠણ કાળજાના આદમીની આંખમા આંસુ આણવા સમર્થ છે જ.

## અદનો આદમી

પ્રજાસત્તાક દિને રાષ્ટ્રપતિએ જેનું બહુમાન કર્યું તેમા સામાન્ય માનવીએ પ્રથમવાર સ્થાન લીધું છે ભરતકામની કલા જીવતી રાખનાર હિમાલયની બૂઢી નારી, પાટણનો પટોળાનો કારીગર કાશ્મીરી શાળનો કસબી, સૂરતનો ઝરી કામદાર, માઇસોરના પ્રખ્યાત સુખડ કામનો શિલ્પી એમ જુદા જુદા ક્ષેત્રમાથી અદના માનવીને શોધીને તેની સિદ્ધિનું સર્વોચ્ચ વ્યક્તિના હાથે મૂલ્યાંકન થવાથી એમ લાગે છે કે અસાધારણ બુદ્ધિકૌશલ, વીરતા કે સિદ્ધિનું બહુમાન તો થાય જ છે પરંતુ સાધારણ સ્તરમા જે પ્રતિભા રહેલી છે અને કોઇ જાતના શોરબકોર વિના સંસ્કૃતિ અને કલાનો વારસો જાળવી રહી છે તેનું વિસ્મરણ થતું અટકાવવા જે સૂઝ ઊગી છે તે એક સાચી દિશાનું પગલું છે અને સમાજવાદ તરફનું પ્રયાણ છે

## ઘેલછા

બંધારણની જોગવાઇ મુજબ ૨૬ જાન્યુઆરી ૧૯૬૫થી હિંદી દેશની રાજભાષા થઇ તેના વિરોધમા દક્ષિણભારતમા જે આત્મ બલિદાન અપાયા તે માટે સૌ કોઇ પારાવાર દુઃખ અનુભવે છે પરંતુ આ ઘેલછાને કેવી ગણવી? ભારતના મોટા ભાગના લોકો હિંદી જાણતા હોય અને તેનો સ્વીકાર કરતા હોય એ ગુનો છે? એક ભાષા તરીકે હિંદીને શું કાંઇ હક્ક નથી? દેશભરમા ચલચિત્રો સૌ કોઇ હોંશે હોંશે જુએ છે ત્યારે હિંદી સામે સૂગ કેમ નથી થતી?

બધી જ બાંહેધરીઓ આપવામા આવી છે કે અંગ્રેજીનો ઉપયોગ પણ ચાલુ રહેશે. બિન હિંદી ભાષી લોકોને તકલીફ ન પડે તેનું ધ્યાન રાખવામા આવશે. વળી આ બધું કાંઇ રાતોરાત થવાનું નથી. અંગ્રેજીને લોકપ્રિય થતા જેટલો સમય લાગ્યો તેટલો જ હિંદીને લાગશે— વીસ ચાળીસ કે પચાસ વર્ષ. શ્રી રાજાજી એ વાત સ્વીકારવા તૈયાર નથી લોકશાહીમા તેલુગુ અથવા તામિલ બહુમતિ કહે તે પ્રમાણે સારો દેશે કરવું જરૂર નથી અને આ પ્રશ્ને આત્મહત્યા કરવાનો નૈતિક હક્ક પણ હોઇ શકે ખરો?

## હા...... શ!

થોડો સમય થયો હશે. એક મઝાના સમાચાર ચમક્યા હતા કે બ્રિટનમા એક યુવતીને પોતાની લંબાઇને કારણે પસંદ કરનારા મળતા ન હતા. ડૉક્ટરોએ સફળતાપૂર્વક ગોઠણ પાસે ઓપરેશન કરી, તેની ઊંચાઈ ઘટાડી આપ્યા બાદ, મુરતિયાઓની કતાર તેણીને માટે જામી પડી હતી!

પરંતુ વધુ સુખદ સમાચાર હવે આવે છે અને તેથી ઠિંગુજીઓએ લાપશીનું આંધણ મૂકવું પડશે ઊંચાઇવાળા માણસોની સ્નાયુપેશીઓનુ ઠિંગુજીઓમા સ્થળાંતર કરી તેમની ઊંચાઇ વધારી શકાશે અને ડૉક્ટરો આ પડકાર ઝીલી લેવા તૈયાર છે પોતાની જાત ઉપર હસી શકતા શાસ્ત્રીજી જેવા અપવાદને બાદ કરતા મોટા ભાગના ઠિંગુજીઓ એક જાતની લઘુતાગ્રન્થિથી પીડાતા હોય છે અને સમાજમા તેમને શરમ આવતી હોય છે તેમા જો સહધર્મચારિણી પોતાના કરતા લાંબી હોય તો બાજીઓ આગળી પણ ચીંધે છે વિજ્ઞાનના ચમત્કાર માટે માનવજાત હમેશા ઋણી રહે છે પરંતુ પ્રસ્તુત બાબત દુનિયાભરમા નાના કદના સ્ત્રી પુરૂષો માટે એક આશીર્વાદ સમાન થઇ પડશે, અને નિરાંતનો શ્વાસ લઇ શકશે હવે કોઈ લાંબુ નહી રહે—કોઇ ટૂંકુ નહી રહે

## ખનીજતેલમાં સ્વાયત્તતા

બરૌની ખાતેની રીફાઇનરીના પ્રથમ યુનીટનું તાજેતરમા ઉદ્ઘાટન થયું, તેની પાછળ વળી એક બીજો ઇતિહાસ પથરાયો છે. અને તે છે ભારત

માઈલ લાંબી, એશિયામાં બીજા નંબરની નહાર-કાટિયાના તેલક્ષેત્રને ગૌહતી અને બરૌની રીફાઇનરી સાથે જોડતી પાઈપ લાઇનનો. આ લાઇન આસામના જંગલો, ટેકરાઓ, નાનીમોટી ૭૮ નદીઓ (જેમાં બ્રહ્મપુત્રા એક છે)માં થઈ, પશ્ચિમ બંગાળને વટાવી બિહારમાં પહોંચે છે. દોઢસો કરોડ રૂપિયાનો ખર્ચ થયો; ઇજનેરોની સમગ્ર બુદ્ધિમતા કામે લગાડવી પડી અને સૌથી વિશેષ તો પ્રવાહી તેલ પાઇપ લાઇનમાં વહી શકે તે માટેની કરકસર ભરેલી નવી જ શોધ દુનિયાભરમાં સર્વ પ્રથમ થઈ. ભૂગર્ભમાંથી નીકળતું તેલ બહાર આવતાં ઠંડુ પડે છે અને તેમાં મીણનું પ્રમાણ વિશેષ હોય તો પાઇપ-લાઇનમાં સરળતાથી વહી શકતું નથી. બીજા દેશોમાં, આને માટે મુખ્ય લાઇન નીચે બીજી ગરમ પાણીની લાઇન રાખવામા આવે છે જેથી ઉષ્ણતામાન જળવાઈ રહે. પરંતુ તેમાં ખર્ચ ઘણો આવે છે. બીજી પદ્ધતિ, અન્ય રસાયણોનું મિશ્રણ કરવાની છે તે પણ ખર્ચાળ છે. આસામમાં જે નવી પદ્ધતિ આપણે શોધી છે તેમા શુદ્ધિકરણ માટેના તેલને એક પ્લાન્ટમાં ભૂગર્ભના ઉષ્ણતામાન સુધી ગરમ કરી, એકદમ ઠંડુ પાડવામાં આવે છે તેથી પોપડાં થતાં નથી. આ પદ્ધતિ સસ્તામાં સસ્તી છે. ખનીજ તેલના ઉદ્યોગમાં આસામ ઑઇલ કું. એ દિગ્બોઇ ખાતે શરૂઆત કરેલી. ત્યાં લગભગ એક હજાર કુવામાંથી અડધી સંખ્યા અત્યારે કામ આપે છે. બર્મા ઑઇલ કું. સાથે ભાગીદારીમાં Oil India ની સ્થાપના પછી નવાં ક્ષેત્રોની શોધ વેગીલી બની છે. નહાર-કાટિયાનું સમૃદ્ધ ક્ષેત્ર ઉપરાંત ક્ષીર સાગર, રૂદ્રસાગર, લાખવા વગેરેમાંથી તેલ મેળવવા પ્રયાસો ચાલુ છે. દિગ્બોઇની રીફાઇનરી છા લાખ ટન શુદ્ધિકરણની શકિત ધરાવે છે, અને બરૌની ખાતે હાલની શક્તિ ૧૦ લાખ ટન છે જે ૩૦ લાખ ટન સુધી વધારવામાં આવશે.

પૂર્વભારત અત્યારની જરૂરિયાતના ૨૫ ટકા તેલ પુરૂં પાડે છે. હજુ દસ વર્ષ સુધી આપણે ક્રુડ તેલની આયાત કરવી પડશે. નૂનમતી અને અને હાલ્દિયા એમ બે સ્થળે નવી રીફાઇનરીઓ સ્થાપવાની યોજના છે. રશિયન નિષ્ણાતોની સેવાથી હવે કલકત્તા વિસ્તારમાં મોજણી ચાલુ છે. અત્યારે ૪૫ કરોડ રૂપિયાનું વિદેશી ચલણ તેલ–આયાત માટે ચૂકવવું પડે છે. ગુજરાતમાં હજુ શરૂઆત થઇ છે. અંકલેશ્વર જેવું સમૃદ્ધ બીજું નવાગામનું તેલ-ક્ષેત્ર મળ્યું છે. ખંભાતના અખાતમાં તેમ જ ભારત સિલોન વચ્ચે મનારના અખાતમાં શોધ ચાલુ છે. ૧ કરોડ ટન જેટલી વાર્ષિક જરૂરિયાત ૧૯૭૦ સુધીમાં થશે જ્યારે ઉત્પત્તિ અર્ધા કરોડથી વધારે નથી. ONGC રાત અને દિવસ કામ કરી રહી છે. જે સિદ્ધિ હાંસલ થઇ છે તે ગણના પાત્ર છે. શરૂઆત મોડી થઇ છે પણ ઝડપ ભારે રાખી છે.

## રોહિત

જુનાગઢના પ્રાણી–સંગ્રહાલયમાં સિંહ રોહિતનું મૃત્યુ થયું. સિંહણ રોહિણી વિધવા બની. બન્ને દલખાણિયા ગામ પાસે સાથે કૂવામાં પડયાં હતાં.

કહેવાય છે કે કૂવામાં બળદ પડી ગયો'તો અને બળદની ગંધે આ બન્ને પડયાં. માનવીને તેની ગંધ આવતાં પિંજરૂં લઇને દોડયો, દોરડાનો ગાળો બનાવી ને, સિંહને ઉપર ખેંચવાના પ્રયાસો નિષ્ફળ ગયા. એક વાસનો છેડો સિંહના મુખમાં નાખી, ગાળિયો ડોકમાં નાખી સિંહ અને સિંહણને પાંજરે પૂર્યાં અને સક્કર બાગમા દરદી તરીકે દાખલ કર્યાં. રોહિત અને રોહિણી નામાભિધાન કર્યાં – દવાદારુ ચાલુ કરી, પરંતુ માનવીના ગુલામ બનવાની રોહિતે સાફ ના પાડી – ખોરાક લેવાની પણ ના પાડી. ભૂખ – ઇજા અને બંધનને કારણે રોહિતનું મૃત્યુ થયું. તેની ગાથા રાજકોટ રેડિયોએ વહેતી મૂકી. આજે રોહિણી એકલી ઝૂરે છે.

## શાંતિ કાજે

અણુના શાંતિમય ઉપયોગ માટે ભારતની યોજનાઓ આગળ ધપી રહી છે અને વડાપ્રધાન શાસ્ત્રીજીએ ટ્રોમ્બે પોતે પ્લુટોનિયમ પ્લાન્ટનું ઉદ્‌ઘાટન કરતાં આ બાબત નિર્દેશ કર્યો હતો. બળતણ તરીકે વિદ્યુત મથકો ચલાવવા માટે અણુશક્તિથી ચાલતાં મથકો બહુ જ સસ્તાં પડે છે અને તેમાં ગરીબ દેશને રસ હોય તે સ્વાભાવિક છે. પ્લુટો-

નિયમની પ્લાન્ટની રચના અને તેની ભારે કઠિન ગોઠવણીમાં ભારતીય વિજ્ઞાનીઓએ ભાગ ભજવી બતાવ્યો છે, અણુશક્તિ ધરાવતાં દેશોમાં ભારતનું સ્થાન છઠ્ઠું છે તે આ વિજ્ઞાનીઓને આભારી છે. મોનેઝાઈટનો જથ્થો આખી દુનિયામાં ભારત પાસે વિપુલ પ્રમાણમાં છે, અને કેરાળા તથા મદ્રાસના સમુદ્ર કાંઠે તેમજ બંગાળ અને બિહારની સરહદો ઉપર તે મળી આવે છે. થોરિયમ – યુરેનિયમ અને પ્લુટોનિયમ અણુ-કુટુંબીઓ છે અને આજે તેની મદદથી અનેક ક્ષેત્રોમાં સંશોધન ચાલી રહ્યું છે પાક વધારવા ખાતર બનાવવા, જીવાતનો નાશ કરવા; બંદરમાં ભરાઈ જતા કાદવને બેસાડવા વગેરે. પરંતુ આ બધું શાંતિ કાજે. બોમ્બ માટે નહીં.

## ડોલતી ઈમારત

ખારા સાગરમાં મીઠી વીરડી જેવી યુનોની સંસ્થા અત્યારસુધી રહી છે. બીજા વિશ્વયુદ્ધ પછીની તેની કામગીરી પ્રશસ્ય રહી છે અને કટોકટીનું નિવારણ કરવામાં શકય તેટલું બધું જ આ સંસ્થાએ તેની મર્યાદામાં કર્યું છે. પ્રથમ વિશ્વયુદ્ધ પછી લીગ ઓફ નેશન્સના મૂળ જામી શકયા નહીં અને જર્મની તથા ઇટાલી તેમાંથી ખસી જતાં, તે નિર્બળ બની અને છેવટે નામશેષ થઇ. ઇતિહાસનું પુનરાવર્તન થઇ રહ્યું છે? માનવજાતની આશા સમી આ ઇમારતના પાયામાં સુકર્ણે છીણી મારી છે અને હવે ચીન કહે છે કે બીજી સાચી વિશ્વ-સંસ્થા ઊભી કરવાની જરૂર છે જ. યુનોના દેણા પેટે અમેરિકા-રશિયા વચ્ચે મડાગાંઠ તો છે જ આ બધું અમંગળ તો નથી ને?

## બીડીઓવાળો રે?

સ્વ. ઝવેરચંદ મેઘાણીનું પ્રખ્યાત શ્રમજીવી કાવ્ય 'બીડીઓવાળો' હવે ફરીથી આલેખવું પડે તેવી પરિસ્થિતિ ક્ષિતિજ પર દેખાઇ રહી છે. નિકાસની બાબતમાં ભારે ઉત્સાહી આપણા વેપાર પ્રધાન શ્રી મનુભાઇ શાહે બીડીની બાબતમાં જે ભવિષ્ય ભાખ્યું છે તેના ઉપરથી એમ લાગે છે કે બીડી વાળતા કારીગરના નસીબ આડેથી પાંદડું ખસી જવાની તૈયારી કરી રહ્યું છે. ભારતની બીડી અમેરિકામાં લોકપ્રિય થઇ પડે તેવો સંભવ છે. એમ કહેવાય છે કે સિગારેટ પીવાથી ગળાનું કેન્સર થતું હોય તેના કારણમાં તેમાં વપરાતા કાગળનો ધૂમાડો છે. બીડીની બાબતમાં તો તમાકુનું પાંદડું પોતે શુદ્ધ વનસ્પતિ છે અને તે નિર્દોષ હોવાથી સિગારેટના ભયસ્થાનથી મુક્ત છે. એટલે ભારતની બીડીની માંગ અમેરિકામાં થાય અને બીજે પણ થાય, તો અહીંના કારીગરને તડાકો પડે જ પડે. પરંતુ અમેરિકનો શાણા હોવાથી ઘર આંગણે બનાવતા શીખી જશે, અને આપણે, જેમ ત્યાંના ઘઉં ખાવામાં ગૌરવ અનુભવીએ છીએ તેમ, ભારતની બીડીના ઘૂંટ લઇ ધુમાડો કાઢવામાં તેઓ ગૌરવ લેશે તેમ માનવું વધુ પડતું છે.

## શાન વધારી

ઇંગ્લાન્ડના બોલ્ટન ગામડામાં પાંચ વર્ષના બાળક જીમીને રસ્તા પર અકસ્માત થયો, અને સારવાર મળે તે પહેલાં પુષ્કળ લોહી વહી જવાને કારણે મૃત્યુની સમીપ પહોંચવાની ગણાતી ઘડીઓમાં એક ભારતીય ડૉકટર નારાયણ અનંત સૂર્ય ત્યાં જઇ પહોંચ્યા અને તાબડતોબ બાળક ઉપર શસ્ત્રક્રિયા કરી બચાવી લીધો. ત્યાંના સમાજમાં ડૉ. સૂર્યની ભારે પ્રશંસા થઇ રહી છે. જો કે કોઇપણ ડૉકટરે આ કાર્ય કર્યું હોત પરંતુ કટોકટીની પળમાં, ક્ષણના વિલંબ વિના જે જાતની સમય સૂચકતા વાપરવી પડે છે તે ડૉ. સૂર્ય બતાવી શકયા અને પરદેશમાં ભારતની શાન વધારી, એ ભારે ગૌરવપ્રદ બાબત છે.

## હસવામાંથી

હસવામાંથી ખસવું કેમ થાય છે તેનો એક વધુ દાખલો મેક્સિકોના એક શહેરે પૂરો પાડયો છે.

બળદની સાઠમારી જોવા એકત્ર મળેલ મેદની છૂટવા ટાણે ધક્કામૂક્કીમાં વીશ માનવીના મૃત્યુ થયાં. પ્રવેશદ્વારેથી અંદર આવનાર, અને ગેલેરીમાંથી બહાર જનાર વચ્ચેની ખેંચતાણમાં આવી કરુણતા બની. કેટલાક બાળકો મેદનીને છેડેથી ધક્કા મારવા

લાગ્યા અને તેની અસર અસીમ હરોળ સુધી પહોંચી. જ્યારે જનસમૂહ વિશેષ હોય છે ત્યારે વ્યક્તિનું વર્તન સંયમ અને મર્યાદા માગી લે છે. સુધરેલા દેશોમાં અને કેળવાયેલી પ્રજામાં પણ આવું બને તો આપણે ત્યાં કુંભમેળા ટાણે કેટલી સાવચેતી જરૂરી બને છે?

## સરસ્વતી સ્વદેહે

નેશનલ બુક ટ્રસ્ટ તરફથી દિલ્હી ખાતે રાષ્ટ્રીય પુસ્તક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમા ભારતની સઘળી ભાષાના ચૌદ હજાર ઉપરાંત પુસ્તકો હતા. અંગ્રેજી (૩૩૪૪) હિંદી (૩૦૨૮), બંગાળી (૧૪૨૭) પછી ચોથું સ્થાન ગુજરાતી (૧૩૦૭)ને મળ્યુ તે પણ આનંદની વાત ખરી જ. ત્યારબાદ આવું જ પ્રદર્શન અમદાવાદ ખાતે ભરાયુ હતું. આ વિચાર નવો છે એટલું જ નહીં પણ જ્ઞાનનો પ્રકાશ વધુ ફેલાય તે માટે આવા પ્રદર્શનનો બહોળો પ્રચાર કરવાની પણ એટલી જ જરૂર છે. એક સારું પુસ્તક સાચા મિત્રની ગરજ પૂરી પાડે છે, અને જે, પુસ્તકને મિત્ર બનાવે છે, તેને જગતમા કોઈની પડી હોતી નથી.

## જીવદયા

મુંબઈમા બોરીબંદર પાસે અંજુમને-ઇસ્લામ હાઇસ્કૂલની ઈમારતના ગુબજના તારમા એક સમડી ફસાઇ ગઈ કોઈ જીવદયા પ્રેમીનું ધ્યાન જતા, ફાયરબ્રિગેડના કાર્યાલયમા ખબર આપી. ૧૨૪ ફૂટ લાંબી નીસરણી આવી તેની ઉપર એક આદમી ચડ્યો અને ત્યાંથી પંદર ફૂટ લાબા વાંસની મદદથી સમડીનો પગ તારમાથી બહાર કાઢ્યો અને તે નીચે પડી તેને સારવાર માટે દવાખાને લઈ જવામા આવી અને તેની યોગ્ય ચિકિત્સા કરવામા આવી. હવે તે આઝાદ બનીને આકાશમા વિહરે છે. જો તેના ધ્યાન ઉપર આવે તો જીવદયા મંડળી પ્રશસ્ય કામગીરી બજાવી શકે છે, તે આ વાત ઉપરથી જોઈ શકાશે.

## વિયેટનામ

રશિયાના પ્રધાનમંત્રી કોસિજીન ઉત્તર વિયેટનામની મુલાકાતે ગયા અને પ્રેસિડન્ટ જોન્સનના ગુપ્ત બાબતોના રહસ્યમંત્રી જહોન બંડીઝ દક્ષિણ વિયેટનામ ગયા તે બન્ને બનાવો સૂચક છે. ચીન તો તૈયાર બેઠું જ છે. જ્વાળામુખીની ટોચ ઉપર બેસીને, ઘડેઘડે પાણી રેડવાથી, તે ભભૂકતો બંધ થઈ જશે? અથવા તેનો ઉદરાગ્નિ હોલવાઈ જશે?

## માસનાં મહેમાનો

બર્માની ક્રાન્તિકારી સમિતિના અધ્યક્ષ નેવીન વધુ સમય લઈને મોટા કાફલા સાથે આવી ગયા. આઠ દિવસના રોકાણમા ત્રણ દિવસ મહારાષ્ટ્રને આપ્યા, ઇલોરાની ગુફાઓ જોઇ. પંડિત નહેરુ માદા હતા ત્યારે અચાનક શિષ્ટાચારની મુલાકાત લઈ, ભારત સાથે મૈત્રી સ્થાપી દીધી. આમ તો ચીનના વડાપ્રધાન ચાઉ, સામેથી તેમને મળવા જાય એટલી તેમની પ્રતિભા છે. સંભવ છે ભારત અને ચીનની તુલનાત્મક કસોટી તેઓ કરતા હોય.

પ્રથમ જ વાર ફ્રાન્સના વડાપ્રધાન ભારતની મુલાકાતે આવે છે. પ્રમુખ દગોલ એક ભારે વિચક્ષણ રાજપુરુષ છે. અમેરિકા તેમજ બ્રિટન બન્ને સામે એક સાથે મહોરા બરાવે છે. તેમની દરેક વાતમા ફ્રાન્સ એક મહાસત્તા છે એવો આત્મગૌરવનો રણકાર છે. દુનિયાના રાજકીય ક્ષેત્રોમા અવનવા ધડાકા કરવાની તેમને ટેવ છે. સામ્યવાદી ચીન સાથે તેઓ સાપ અને નોળિયાની રમત રમે છે. ભારતમા તેઓ વડાપ્રધાન જ્યોર્જીસ પોમ્પીડોને મોકલી રહ્યા છે.

## યદ્ ભાવિ

પંજાબના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન પ્રતાપસિંહ કૈરોનું (અને ત્રણ સાથીદારોનું) જે રીતે ખૂન થયુ છે તેનાથી દેશ ચોંકી ઊઠ્યો છે વાસ્તવમા તો કરનારાઓએ લોકશાહીનું ખૂન કર્યું છે. આધુનિક પંજાબની સમૃદ્ધિ તેમજ ત્યાના તોફાની વાતાવરણમા

સ્થિરતા આણવામાં કૈરોનો ફાળો અજોડ હતો તેમજ નેહરુને પણ તેમને માટે ઘણું જ માન હતું અને વિપત્તિકાળે તેમને બચાવવા ઢાલ ધરી હતી. મુખ્ય પ્રધાન તરીકેની તેમની ફરજો દરમ્યાન પ્રતાપસિંહે ઘણા દુશ્મનો ઊભા કર્યા હતા. અકાલી દળ સામે તેમ જ સામ્યવાદીઓની ચળવળ સામે એક અણનમ કિલ્લા તરીકે કૈરો ઊભા રહ્યા હતા. છેવટનો ઉહાપોહ વધી જતા તેમની સામેની તપાસમાં દાસપંચે અમુક કિસ્સાઓમાં તેમની ટીકા કરી હતી અને રાજીનામું આપ્યા પછી પણ રાજકારણમાં ગૌરવવતો પુનઃ પ્રવેશ કરવા તેઓ મથી રહ્યા હતા પોતાના પુત્રોના, દોષના તેમણે એકરાર કર્યો હતો. જે સમાજ વિભિન્ન વિચારસરણી ધરાવતાને નભાવી શકતો નથી તે લોકશાહી માટે તૈયાર નથી એમ અચૂક કહી શકાય. ભારતના એક સરહદી અગત્ય ધરાવતા અને તોફાની રાજ્યમાં વહીવટનું જે પોલાદી કવચ એમણે રચ્યું હતું તેમ જ શક્તિશાળીપણે વહીવટી ધૂરા વહી હતી ત્યારબાદ આવો અંત અતિ કરુણ ગણાય.

---

## મસ્તી

સેનાપતિ બાપટ મને પવનારમા મળ્યા હતા. તેઓએ મારી સાથે ઘણીએ વાતો કરી. ગીતા, અહિંસા વગેરે વિષયો ઉપર ચર્ચા કરી. આ બધી વાતો પૂરી થયા બાદ મેં તેમને પૂછ્યું કે આપનું સફાઈનું કામ કેવુંક ચાલે છે? તેઓએ ઉત્તર આપ્યો કે બહુ સરસ ચાલે છે. હવે તો મને એક સહયોગી પણ મળેલ છે મે વિચાર્યું કે મુંબઈ–શહેર તો માણસોની ભીડથી ઊભરાતુ શહેર છે. એમાથી એક સાથીદાર મળે તેથી આ ભલા માણસને સંતોષ થાય છે. એ પણ નવાઈ જેવું લાગે છે. મેં ફરીને પૂછ્યું, કે કોણ છે એ સહયોગી? તો એ બોલ્યા કે, 'કચરા ગાડી' મળી છે મને. એમને આમાં ખૂબ આનંદ હતો. તપ બધુ એળે જઈ રહ્યું છે એવો તો એમને ભાસ પણ ન હતો. એમની આ મસ્તી અને આનંદ જોઈને મને ય ખુશી થઈ.

—વિનોબાજી

---

આલ્બર્ટ આઈન્સ્ટીનને એક બાળકે, તે મહાન કેવી રીતે થયા, તે અંગેનો પ્રશ્ન પૂછ્યો હતો. આઈન્સ્ટીને તેનો ઉત્તર આપતાં કહ્યું: 'હિંમત ના હારો.' બાળકે પ્રશ્નાર્થ રીતે પૂછ્યુ : 'તે કેવી રીતે'? આઈન્સ્ટીને ખૂબ જ સ્થિર ચિત્તે બાળકને સહજ ભાષામા સમજાવતાં કહ્યું:

'હું તારા જેવડો નાનો બાળક હતો ત્યારે શાળાનાં બધાંજ બાળકો મને 'બુધ્ધુ' કહીને ચિડવતાં. કદી કદી તો તેઓ કાપલીમાં 'બુધ્ધુ' લખીને મારી પીઠે તે કાપલી ચોટાડી દેતાં. હું શિક્ષકોના પ્રશ્નોના ઉત્તરો આપી શકતો નહી. છેવટે મારે બાકડા ઉપર ઊભા રહેવું પડતું. તેમાં વળી ગણિતના શિક્ષક તો કહેતા સાત જન્મેય ગણિતનો આકડો પણ શીખી શકીશ નહીં. હું શરમાઇ જતો, નીચું જોઈ જતો. મને દુઃખ થતું મનમાં હુ રડી પડતો. છતાં હુ કોઈની પરવા કરતો નહીં. મેં મારી મહેનત ચાલુ રાખી અને મારી સખત મહેનતનું પરિણામ મને મળ્યું.'

—નટુભાઇ પરેલ

# પ્રેરક પ્રસંગો

## ૧. કીર્તિની ખામ્ખ

ત્રણ ત્રણ પેઢીના સ્વાતંત્ર્ય જંગનો આજ અંત આવ્યો છે, એશીઆ અને યુરોપખંડને શેહ પમાડતા ભારત સમ્રાટ અકબર પાસેથી મેવાડને આઝાદ બનાવ્યું છે, વિશાળ ભારતમાં એક મેવાડ ઉન્નત મસ્તકે સ્વાધીનતાનો ગર્વ માણતું રહ્યું છે.

એ વિજયના આનંદમાં, સરદારો, સામંતો, પટાવતો, યોદ્ધાઓ અને મંત્રીઓને પારિતોષક આપવા રાણા પ્રતાપે ખાસ દરબાર ભર્યો છે. કૈંક વરસો વીતી ગયા બાદ મેવાડની ધરતી પર આજ પહેલ વહેલો જ દરબાર ભરાતો હતો, એટલે એ અનોખો હતો.

આઝાદી જંગની સાક્ષીરૂપ જેના અંગે અંગ પર સ્પષ્ટ જોઈ શકાય તેવા અસંખ્ય જખમોથી શોભતા પ્રાતઃસ્મરણિય સરદારો બેઠા છે. કવિઓ ગોહિણિયા ભર થઈ થઈ મેવાડી વીરતાને બીરદાવી રહ્યા છે. હળદર કંકુના મંગળ સાથિયા અને આસોપાલવના તોરણથી શોભતી કચેરીની દોઢી પર શરણાઈ અને નોબત ગડેડી રહ્યા છે.

થોડી વારે આ બધું શાંત રહ્યું ને પારિતોષક વિતરણનો પ્રારંભ થયો.

શરૂઆત કરતાં રાણા પ્રતાપે કહ્યું, આજ મેવાડની ધરતી પર સ્વાતંત્ર્યની ઉષા ઊગી એનો બધો યશ ભામાશાને ભાગે જાય છે. એણે એના બાપદાદાના સમયની તમામ દોલત મેવાડને ચરણે ન ધરી દીધી હોત તો, મેવાડનો ઇતિહાસ કંઇક જુદો જ લખાત. માટે આઝાદી જંગના યોદ્ધાઓને યોગ્ય પારિતોષકો આપતાં પહેલાં, ભામાશા સૌથી પહેલા કંઈક માગી લે, એવી મારી ઇચ્છા છે.

કચેરીમાં શાંતિ છવાઈ ગઈ, રાણાના આ બોલ પછી બધાની નજર એ વણિક મંત્રી ભામાશા તરફ ગઈ.

મહાસાગર સમી શાંતિથી ઊભા થઈ બે હાથ જોડી ભામાશાએ કહ્યું. મહારાણા! આપની આજ્ઞા થઈ છે તો હું અવશ્ય કંઇક માગીશ, પણ મારો વારો છેલ્લો રાખો, સૌથી છેવટ હું માગીશ.

કહી એ બેસી ગયા.

રાણાએ એ વાત સહર્ષ મંજૂર રાખી. અન્ય સરદારો, સામંતો પટાવતો તથા યોદ્ધાઓને નવાજ્યા, કોઈ બાકી ન રહ્યું.

પછી રાણા પ્રતાપે કહ્યું, હવે ભામાશા મારી ઇચ્છા સંતોષે, ને ચાહે તે માગે, મેવાડ ભામાશાથી—પુનર્જીવન પામ્યું છે, અમારી ત્રણ ત્રણ પેઢીનો અવિરામ જંગ ફળીભૂત નહોતો થાય તેમ, એને ભામાશાએ દ્રવ્યથી સાર્થક બનાવ્યો, અરે એકલા દ્રવ્યથી કેમ? યુદ્ધમાં સમશેર પકડીને મને એણે કુંભલમેર સમો દુર્ગ શાહજાદા સલીમ અને માનસિંહ જેવા સામે લડીને અપાવ્યો, શેરપુરને દેલવાડાના દુર્ગ અપાવ્યા, ભામશા તો મેવાડના પુનરોદ્ધારક છે, ભાગ્યાવધાયક છે.

ને એ બોલ પછી આખી સભા પોકારી ઊઠી. વાહ ભામાશા! ધન્ય ભામશા! ધન્ય તમારી દેશભક્તિ! ધન્ય ત્યાગ!

તુરંત ભામાશા ઊભા થયાને કચેરી સામે બે હાથ જોડી બોલ્યા, મેવાડ મારૂં છે, હું મેવાડના હવા પાણીથી પોષાયો છું. મારા બાપદાદા મેવાડની ધરતી પર ઊછર્યાં હતા. એટલે મેવાડ કાજે અમે ખપ લાગીએ, એ કાંઇ આશ્ચર્યજનક વાત નથી. મેવાડ સારૂ, મેં, મારા બાપદાદાઓનાં સમયનું ધન અર્પણ કર્યું એમાં પણ કાંઇ વિશેષતા નથી, એ તો મેવાડ વાસી તરીકે, મારો ધર્મ હતો, એ મારો સહજ ધર્મ મેં બજાવ્યો છે. આટલું છતાં મહારાણા મને ઇચ્છીત માગવાનું કહે છે. તો હું માગું છું.

કચેરીમાં શાંતિ પ્રસરી ગઈ. રાણા પ્રતાપના પર, ભામાશા માગે તે આપી પોતે કૃત્ય કૃત્ય થશે એ ખ્યાલે પરમ પ્રસન્નતા ઊભરાઈ ઊઠી.

તે પછીની થોડી જ પળમાં ભામાશા બોલ્યા. મહારાણા મારા પર પરમ પ્રસન્ન . તો

છું એ માગું છું કે, મારી પ્રશંસા ન થાય, મારાં કીર્તિગાન ન ગવાય. બસ, બીજું કશું જોઈતું નથી.

કચેરી સ્તબ્ધ બની ગઈ.

માણસ ધન દોલતનો ત્યાગ કરી શકે, મુલકની ન્યોછાવરી કરી શકે, પણ કીર્તિની ખાખ બનાવી દેવાનું માગે એ તો આવા કોઈક વીરલા જ.

રાણાનું આશ્ચર્ય કેમેય શમતું ન હતું. એણે પણ પૂછ્યું. ભામાશા! એવું શા માટે માગ્યું?

એનું કારણ મેં પ્રથમ કહ્યું રાણાજી! કે મેં કાંઈ નવું નથી કરી બતાવ્યું. સ્વદેશ કાજે બધું ન્યોછાવર કરવું એ દરેક દેશવાસીનો ધર્મ માત્ર મેં બજાવ્યો છે. કશું નવું નથી કર્યું. ધર્મના આચરણનાં મિથ્યા કીર્તિગાન ન હોય!

—દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

## ૨. અદ્‌ભૂત ભાવના

ઘણી વખત આપણને એવાં મહાનુભાવોનો ભેટો થઈ જાય છે કે તેઓની વાતો આપણને વિચારતા કરી મૂકે છે; તેઓની ભાવના પર આપણે ફિદાં થઈ જઈએ છીએ.

મને એક નિવૃત્ત લશ્કરી અમલદાર મળેલા. તેમના અનુભવની વાત અહીં કરીશ.

બીજા વિશ્વયુદ્ધનો સમય હતો. ભારતના મોટા ગણાતા એક શહેરમાં લશ્કરી થાણું હતું. અનાજની સંપૂર્ણ તંગી પ્રવર્તમાન હતી. બહારથી અનાજ આવી શકતું ન હતું, લાવી શકાતું ન હતું. લશ્કરને મારેના કોઠારમાં લોટનો જથ્થો ઘણો હતો. પણ કમનસીબી એ હતી કે તે લોટ ઘણો સમય ઉપયોગ વિના પડયો રહ્યો હોવાથી સડી ગયો હતો.

એ લોટને ચાળણીમાં નાખો અને ચાળો તો ચાળણીમાં કંઈ ન રહે. બધો જ લોટ નીચે પડી જાય. —સાથે ઇયળો પણ! કેટકેટલાય ઉપાયો છતાં ઇયળો લોટમાંથી નીકળે જ નહીં. ખોબામાં લોટ લઈ સૂર્યના પ્રકાશમાં જુઓ તો હજારો ઇયળો સળવળતી—ખદબદતી નજરે પડે!

આવો લોટ જે જોવા પણ યોગ્ય ન હતો તેનો સરકારે ઉપયોગ કરવા વિચાર્યું! એ લોટના ઉપયોગ માટે બે વિકલ્પો રહ્યા. કાં તો પ્રજાને લોટ આપવો. કાં તો લશ્કરને લોટ ઉપયોગ માટે આપવો. બે વિકલ્પોની સામે એક ભય ઝઝૂમી રહ્યો હતો. પ્રજા જો આ લોટ ખાશે અને રોગ ફાટી નીકળશે તો રોગને કાબૂમાં લાવવો અતિ વિકટ કાર્ય થઈ પડશે; સાથે પ્રજાને પણ. જ્યારે સનિકો આ લોટ ખાય તો? રોગ તો તેઓને પણ થશે જ. પણ ડૉકટરોએ ખાત્રી આપી: 'અમે રોગને કાબૂમાં લાવશું—કારણ કે તેઓની સંખ્યા થોડી છે!'

સૈનિકોને કહેવામાં આવ્યું:

'તમે સૌ લડાઈમાં જોડાયા છો. આથી એક યા બીજી રીતે મોત તો નિશ્ચિત જ છે. તમે શું ઇચ્છો છો કે તમારું કુટુંબ મરે કે તમે મરો! લોટ તમારા કુટુંબને ખવડાવવા ઇચ્છો છો કે તમે જ ખાવા ઇચ્છો છો?'

લશ્કરી પડકાર! ખેલદીલીનો પ્રશ્ન! આત્મભોગનો સવાલ! હજારો ભૂખ્યા ભાઈ-બહેનો; માતા-પિતા સામે મૂઠીભર સિપાઈઓનો પ્રશ્ન!

એક જ અવાજ! મક્કમ નિર્ણય!

'કુરબાન છે અમારી જીંદગાની! અમે જ લોટ ખાઈશું!'

લોટ ગુંદતા સુગ ચડવાથી રસોયાઓએ પગેથી લોટ ગુંદયો.

પણ... રોટલી તો જુઓ! અંગૂઠા જેવી જાડી રોટલીમાં અસંખ્ય કાળા કાળા ટપકાં! ખાવાની વાસના સંતોષવા જન્મેલી ઇયળોનો વાસનાએ જ લીધેલો ભોગ! હવે સૈનિકોનો ભોગ!

તમે વૃદ્ધ કે સાધુ સંન્યાસીને જમતા જોયા છે! આપણો યુવાન સિપાઈ રોટલી એકલી ખાઈ ન શકવાથી દાળ, ભાત, રોટલીના ટૂકડા, બધું સાથે જ રગદોળી હોજરીમાં પધરાવી દે!

રોગ ફેલાયો. બધા જ ગૌરવર્ણા યુવાનોના શરીર પર લાલ લાલ ફોડલીઓ ફૂટી નીકળી. થોડા ગયા.

ઉપરની હકીકત કહેનાર નિવૃત્ત અમલદાર ગુજરાતી હતા. તેમણે અંતમાં કહ્યું: 'લશ્કરમા આ પ્રકારની ભાવના જોઈએ. ગમે તે હિસાબે મોતને ભેટવું તે જ સૈનિકોનો 'ગોલ' હોય છે! આપણા ગુજરાતના યુવાનોમા આવી બલિદાનની ભાવના વિકસશે ત્યારે જ આપણું ગુજરાત ભારતના લશ્કરમા નામ કાઢી શકશે.'

મારું મસ્તક અદ્‌ભૂત ભાવના પાસે ઝુકી પડયું.

—સતીશચંદ્ર ડી૦ વૈષ્ણવ

## ૧. વીરપસલી

એક દિવસ દૂબળી પાતળી દમિયેલ દીકરીને લઇ એક બાપ દા. અમીનના દવાખાનામાં દાખલ થયો.

પરાણે પગથિયા ચઢતી યુવતીની ક્ષીણુ શક્તિમાય તેજસ્વી અસ્તિત્વને એક ક્ષણમા દાક્તરે પારખી લીધુ. એક પળ મીટ માંડી. હૈયાની પારાશીશીમાં તેના મહાકષ્ટને માપી લેતાં, દયા ઝરતા દિલે દા. બોલ્યા :

'આવો બહેન, આરામથી બેસો.'

આ અમીભર્યો આવકાર યુવતીના ગાલ પર ગુલાબી સુરખી ખિલવી ગયો.

'કેમ હવે ઝટ સપૂર્ણ સાજાં–તાજાં થઇ જવુ છે ને?' જાણે જુગજૂની ઓળખાણ ન હોય તેવી આત્મીયતાથી દા. બોલ્યા.

હકારમા નયનો નમાવી યુવતીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી. અને એ નયનોમા દાક્તરને તેના સ્વસ્થ થવાના દૃઢ નિરધારનું નૂર દેખાયું.

પછી દાક્તરની અમી ભરી દૃષ્ટિનો દોર ઘરડા બાપ તરફ લબાતા થાક્લા અવાજે બાપ બોલ્યો :

'સાહેબ! મે તો તેને બહુ બહુ વારી પણ એમ૦ એ૦ મા ખીજો વર્ગ લાવવાની લ્હાયમા લોહીનું પાણી કરી નાખ્યું.'

'ગભરાવ નહીં કાકા, જેનામા લોહીનુ પાણી કરવાની હિંમત છે, તેનામા દવાના પાણીનું લોહી બનાવવાની તાકાત પણ પડેલી હોય છે જ.'

દાક્તરના આ ઉદ્ગાર પર યુવતીએ આછા સ્મિત-વડે પોતાની મક્કમ મહોર મારી.

'તમે ગભરાવ નહી, બારેક માસમા તો તમારી દીકરી સપૂર્ણ સાજીસમી થઇ જશે. બસ!'

'સાહેબ! કેટલું ખર્ચ?' ચિંતાતુર ચહેરે બાપે પૂછ્યુ.

'એ જ...મામૂલી હજાર–બારસો!' મરીમજાક કરતાં દાક્તરે આંખો ઉલાળી.

'પણ સાહેબ! એવડી મોટી રકમ ક્યાંથી કાઢું? જે કંઇ હતું તે તો તેને ભણાવવામા ખરચાઇ ગયુ છે.'

'તમે ચિંતા ન કરો. તમારી દીકરી સાજી થતા, કમાઇ દેવું ભરશે. કેમ બહેન! કબૂલ છે ને?'

'બાપા! એક વખત મને સાજી તો થઇ જવા દો પછી પાઇએ પાઇ દેવું ભરપાઇ કરી આપીશ.' બાપને દિલાસો દેતાં દીકરી બોલી.

'જુઓ' જલદી સ્વસ્થ થવું હોય તો તારે જાણે નખમા ય કોઇ રોગ ન હોય તેવી અડગ શ્રદ્ધાથી વર્તવુ. શ્રદ્ધા જામશે તેની સાથે સાથે તારી તંદુરસ્તી પણ જામવાની જ.' એ પ્રેરક સૂચના સાથે દાક્તરે દવા અને આહાર–વિહારની દિનચર્યા યુવતીને ઝીણવટથી સમજાવી દીધી

આમ દાક્તરની સત્ત્વભરી દવા, અને માનવતા ભર્યા વર્તાવને કારણે મનોરમા માત્ર બે માસમા જ હળવા કામ કરવા લાયક સશક્ત થઇ ગઇ.

પછી શુ પૂછ્વુ? કામ કરનારને એદી થવુ કેમ પાલવે?

કેળવણી પ્રત્યે મનોરમાને પ્રથમથી પ્રેમ હતો જ. તેમા દાક્તરની પ્રેરણા અને સિફારસ વહારે ધાયા. એટલે ઉઘડતી નિશાળે ગામની જ હાઇસ્કૂલમાં તે કામે લાગી ગઇ. અને દેવુ ભરપાઇ કરવા લાગી.

આ વાતને પણ એક વર્ષ વીતી ગયું.

એક દિવસ યૌવનથી થનગનતી એ યુવતી પોતાના લગ્નનું નિમત્રણ–પત્ર લઇ દાક્તરને આશીર્વાદ આપવા પધારવા વિનવવા આવી.

નિમત્રણ વાચી દાક્તર જાણે મહાનિદ્રામાથી જાગતા હોય તેમ ઝબક્યા. ભૂતકાળ આખ સામે ઊભો થયો.

તત્કાળ ખિસ્સામાંથી ચેકબુક કાઢી, ચેક લખ્યો, યુવતીના હાથમાં મૂક્યો. પછી તેના વાંસા પર પ્રેમ-ભર્યો ધબ્બો મારી મોટાભાઈની અદાથી બોલ્યા :

'લે બહેન! મારા અંતરના આ આશીર્વાદ.'

દાક્તરને મનોરમા તરફથી મળેલી દવા અને ફીની રકમ તેમણે બેંકમાં જમા કરાવેલી હતી. એ હતો એના વ્યાજ સહિતની રકમનો ચેક.

ચેકની ૧૨૫૧–૦૦ની રકમ જોઈ બાપ–દીકરી અવાક્ થઇ ગયાં.

'માનવીને મનપસંદ કામ મળે અને તેનું મન તેમાં ગુંથાએલું રહે, તથા કામનો આનદ લૂટે તો તે જલદી સ્વસ્થ થઇ જાય.

'એટલે જ મેં તો તને શાળામાં કામે લગાડી હતી. આ તારી કમાણી છે તેના પર તારો જ સાચો હક છે.' દાક્તરે ચેકનું રહસ્ય સમજાવ્યુ.

એ સાભળી બાપ-દીકરીના હૈયાના હીર સ્નેહ–સજલ આંખો દ્વારા વહેવા લાગ્યા. દાક્તર અનિમેષ નયને એ પુનિત દૃશ્ય જોઇ રહ્યા. જીવનની ધન્યતા ત્યા મૂર્તિમંત થઈ હતી

*

આવા દાક્તરનો અલ્પ પરિચય અસ્થાને નહી ગણાય.

પોતાના ગામ–વસોમા કે પાસેના નડિઆદ શહેરમા ધીકતો ધધો ચાલવાની સંપૂર્ણ શકયતા હોવા છતાં દા૦ મનુભાઇ ખી૦ અમીન સેવાની ધૂણી ધખાવતા અઢાર–વીસ વર્ષથી ઉત્તરસંડા ગામમા બેઠા છે.

આજે ય ઉતરતી અવસ્થામા, મોટા કુટુબના પોષણનો ભાર વહેવાનો હોવા છતા, આતમના અનેરા ઉલ્લાસથી પોતાની જાતને ચંદનની જેમ ઘસી સેવાની સુવાસ ચોમેર ફેલાવી રહ્યા છે.

આવા દાક્તર પાસે જર કે જમીન તો કયાથી હોય?

છતા પ્રભુએ તેમને અદ્‌ભુત દોલત બક્ષી છે.

એ દોલત છેઃ–દીન–દુખી પ્રત્યે અહર્નિશ દ્રવતું દરિયા–દિલ, સદા હસતો ચહેરો, કુનેહભર્યા કાર્ય-કુશળ હાથ અને મનોવૈજ્ઞાનિક ઢબે કામ કરવા ટેવાયલું મુલાયમ મન.

બીજી દોલત છેઃ–પ્રેમાળ પત્ની અ. સૌ. ઇન્દુબહેન.

સાંજે થાકયા પાકયા દા. ઘેર આવે છે કે તરત જ ખિસ્સામાં જે કાંઈ મામૂલી દુન્યવી દોલત એકઠી થઇ હોય તેને ઇન્દુબહેન આગળ ઠાલવે છે–જાણે કોઈ મહા અસ્પૃશ્ય ચીજનો ભાર ઠાલવી હળવા ન થઇ રહ્યા હોય.

એમના સુયોગ્ય પત્ની પોતાના તેમજ પારકાંની-બાંજગડમા પડયા વિના, સૌને સમાનભાવે પોષવામા, ભણાવવામા અને પરણાવવામાં મુક્તમને દ્રવ્ય ખરચે છે.

સંત કબીરે કહ્યું જ છેઃ

**ઘરમેં બાઢે દામ, નાવમેં બાઢે જલ;**
**દોનોં હાથ ઉલિચિયે, યહી સયાનો કામ.**

આ સૂક્તિને પરસ્પરના સહયોગવડે સદા સાકાર કરતા એ દંપતી જીવનની ધન્યતા લણી રહ્યાં છે.

—હરિભાઇ છો૦ પટેલ

## ૨. આપણે ત્યાં બને ખરું ?

૬૧ વર્ષની ઉમર.

છેલ્લ સાત વર્ષોથી ભારતના ગામડા ગામમા સ્ત્રીઓ અને બાળકોની સતત સુશ્રૂષા. દવાખાનું સવારે નવથી શરૂ થાય ઘણીવાર મધરાત સુધી ચાલે.

ગામડાના અજ્ઞાન, ભોળાં, અજ્ઞાન અને વહેમથી સબડતા માનવીઓ સાથે લમણાઝીક; ગદી આદતો બદલના શિખામણ; વહેમ અને અંધશ્રદ્ધા ત્યજી તંદુરસ્તી, સ્વચ્છતા અને વૈદકીય નિયમો સ્વીકારવા માટેની સતત કેળવણી.

નહી ઊઘ–નહી ખોરાક; જરા જેટલી નીંદર, જીવવા પૂરતો ખોરાક; પહેરવેશમા ખાખી સ્કર્ટ, સુતરાઉ ગંજી અને પગમા ચપ્પલ.

આજુબાજુના કેટલાયે ગામડાના લોકોની વણ-ઝાર વણથંભી ચાલી આવે છે – મહારાષ્ટ્રનું નાનકડું ગરગોટી ગામ. ધૂળિયુ અને સગવડોથી વંચિત.

ન્યૂયોર્કમા પબ્લીક હેલ્થ સર્વિસમા પચવન વર્ષ સુધી નોકરી કર્યા પછી અપરિણિત મીસ

હેલન મૂસ ભારતને પસંદ કરે છે–પોતાના શેષ જીવનની સેવાઓ આપવા, અને સીધા ગામડાંમાં જઈને કાર્યક્ષેત્ર શરૂ કરે છે.

એક લગની–એક ધ્યેય–એક મુદ્રાલેખ. ગરીબ ગ્રામજનોને દાક્તરી સારવાર આપવી. સ્ત્રીઓ અને બાળકોને–પુરુષો બાકાત, કેમકે સમયનો અભાવ.

આ તો ગરીબ દેશ–અને તેમાંયે ભારત. મીસ હેલન મૂસને પ્રથમ વાર ખ્યાલ આવે છે–પોતાના કર્તવ્યના વિરાટ પ્રમાણનો અને સારવાર ભૂખી દિનપ્રતિદિન વધતી જતી ગરીબ–કંગાળ જનતાનો.

કામ, કામ અને સારવાર. ઘેર આવે છે તો પાછળ દરદીઓની લંગાર! ઘેર પણ દવાખાનું ચાલે છે. બીજાં આઠ ગામડાંઓમાં આઠ સારવાર કેન્દ્રો શરૂ કરે છે. ૭ હજાર માઇલ દૂર પોતાના વતન ફિલાડેલ્ફીયામાં ગરીબ ભારતીઓની ડૉક્ટરી સારવાર માટે ટેલ નાખે છે. એમ્બ્યુલન્સ ગાડી ખરીદે છે. હાલતી ચાલતી ઇસ્પિતાલ દ્વારા વધુ ગામડાંને આવરી લે છે.

સૌ તેમને ઓળખે છે–સૌને તે આત્મીય લાગે છે. કોઈ શેરડી આપે છે, કોઈ પગે પડે છે, કોઈ ફેણાંની લુમ આપી જાય છે; કોઈ હાથ ચૂમે છે.

પીળા રંગની એમ્બ્યુલન્સ, વિશિષ્ટ અવાજની સાઇરન વગાડતી, ધૂળના ગોટા ઉડાડતી, ખાડા ખબડા ઉપર સરકતી જાય છે–ગામની ગાયો અને ભેંસો મારગ કરે છે–સ્ત્રીઓ અને બાળકો 'મૂસ... માશી, મૂસ...માશી' અભિવાદન કરે છે–જવાબમાં હાથ ઊંચો કરે છે.

દિવસ અને રાત, રાત અને દિવસ મીસ મૂસ પ્રવૃત્તિમાં રચ્યાપચ્યાં રહે છે. નજીકનું શહેર કોલ્હાપુર ૮૨ માઇલ દૂર છે. ખાસ પ્રકારના કેસો ત્યાં પોતાની ગાડીમાં મોકલે છે; ગાડી ખોટકાઈ જાય તો મિકેનીકની જરૂર પડતી નથી–મીસ મૂસ પોતે રીપેર કરી જાણે છે.

નેત્રયજ્ઞ, દંતયજ્ઞ, સંતતિ નિયમન કેમ્પ–બધામાં તેઓ હાજરી આપે છે. અમેરિકાથી ભેટ મળેલ દૂધનો પાઉડર–માખણ–ઘઉંનો લોટ અને કઠોળ ગરીબોને વહેંચે છે.

તેમનું સ્વપ્ન છે મોટી ઇસ્પિતાલ બનાવવાનું અને હજુ વધુ દરદીઓને સેવા આપવાનું. જેટલી વધુ પથારીઓ તેમાં થાય તેટલું સારું. ફરીથી તેઓ અમેરિકામાં ટેલ નાખશે, ભારત વતી.

એકસઠ વર્ષની ઉંમરે મીસ હેલન મૂસને જાણે જીવનની શરૂઆત લાગે છે. વિશ્રાંતિનો સવાલ નથી–થાક લાગતો નથી–ઉંમર દેખાતી નથી. 'સ્વે સ્વે કર્મણ્યભિરતઃ' ગીતાવાક્ય તેમનો મુદ્રાલેખ–જીવનમંત્ર છે.

માથે ટૂંકા વાળ, સાદો પહેરવેશ, પગમાં ચંપલ અને સિગારેટ પિતાં જોઈ ઘણા ગામડિયાઓ તેમને પુરુષ ધારી બેસે છે. પણ જો કોઈ પુરુષ તેમની પાસે કાકલૂદી કરતો આવે છે તો મૂસ માશી કાંઈ જ સાંભળતા નથી–બન્ને કાનમાં આંગળી ખોસીને પીઠ ફેરવી લીધાં રહે છે–ગામડાના અણઘડ સાથે કોણ લમણાઝીક કરે? અને સમય પણ ક્યાં છે.

એમ્બ્યુલન્સ તૈયાર છે–હજુ આઠ-દસ ગામડે જવાનું છે–કોલ્હાપુરની કૉલેજમાં લેક્ચર આપવાનું છે–દરદીઓની વણઝાર ખૂટતી જ નથી. મીસ હેલન મૂસ પોતાની જાતને વેગથી ચારેકોર ઘૂમાવી રહ્યાં છે.

વતનથી દૂર–પોતાના સ્વજનો અને લોકોથી દૂર–અજાણી ભૂમિમાં અજ્ઞાન અને ગરીબ લોકો વચ્ચે, જીવનની આથમતી સંધ્યાએ આટલો બોજ માથે લઈને વહેલી સવારથી મોડી રાતસુધી ધ્યેય ખાતર કામ કરવું–

આપણે ત્યાં આવું બને ખરું!

કોઈ સ્થાનિક ડૉક્ટર પ્રેક્ટીસ જતી કરી, સેવામાં ઝૂકાવે ખરો? પરદેશ ન જાય તો કાંઈ નહીં–ઘર આગળે પણ આટલું કરે?

—શિવપ્રકાશ

બંગાળી વાર્તા

# નકામી લાકડી

માયા બસુ

'ક્યારેય' નહીં? બિલકુલ નહીં?' પ્રતાપે આંખના નિષ્ણાત ડૉ. દત્તને પૂછ્યું.

ડૉ. દત્તે દૃઢતાથી જવાબ દીધો, 'ના, કદીયે નહીં. બંને આંખો સદાને માટે ગઈ છે. ઉંમર પણ ઘણી થઈ ગઈ છે. આવા કેસમાં ઑપરેશન પણ કારગત નીવડતું નથી. એને હૉસ્પિતાલમાંથી જવાની રજા મેં આપી દીધી છે. જો આપની મરજી હોય તો સાથે જ લઈ જઈ શકો છો.'

દરવાજા પર ટેક્સી ઊભી રહી કે મણિ દોડતી-કૂદતી સામે આવી, 'રામુદાદા, આટલા દિવસ ક્યાં હતા? જાવ હું તમારી સાથે નહીં બોલું. દાદા, તમે ખૂબ જ ખરાબ છો.'

પ્રતાપ રામુદાદાને ટેક્સી પરથી ઉતારીને ભાડું ચૂકવતો હતો. પુત્રી પર જરા ગુસ્સે થતા એણે કહ્યું, 'જોતી નથી દાદાની આંખો હજી સુધી સારી નથી થઈ. જા, એનો હાથ પકડીને અંદર લઈ જા.'

મણિ કંઈ ન સમજી શકી. રામુદાદાને અંદર લઈ જતા એણે પૂછ્યું, 'આટલા દિવસ તમે હૉસ્પિતાલમાં રહ્યા છતાંય તમારી આંખો સારી કેમ ન થઈ, દાદા? તમારા વિના મને જરાયે ગમતું ન હતું. કેટલાય દિવસથી સિંહ અને શિયાળની વાર્તા સાંભળી નથી. રેલગાડી નથી જોઈ. પુલ પર પણ નથી ગઈ, તમારા વિના મને કોણ લઈ જાય, દાદા?'

રામુદાદાના વૃદ્ધ ચહેરા પર ઉદાસીન હાસ્ય છવાઈ ગયું. એણે કહ્યું, 'હવે આપણે રોજ ફરવા જઈશું, મણિ, પણ તારે એક કામ કરવું પડશે. આજસુધી હું તારો હાથ પકડીને ફરવા લઈ જતો હતો, પણ હવે તું મને ફરવા લઈ જજે. કેમ ઠીક ને?'

'હા-હા બહુ જ મજા પડશે-ખૂબ મજા પડશે પણ દાદા, વારંવાર તમને ઠોકર કેમ લાગે છે? તમે બિલકુલ દેખી જ શકતા નથી? તમે જોઈને ચાલી શકતા નથી?'

*

આમ જોવા બેસીએ તો સંબંધ તો કોઈ જાતનો નથી; યાદ પણ નથી કે પોતે ક્યારથી આ ઘરમાં છે. જોડાથી માંડીને ચંડીપાઠ સુધીનાં બધાં જ કામ એક એક કરીને પોતે માથા પર લઈ લીધાં હતાં. બીમારની સેવા-ચાકરી, ઑફિસે જતી વખતે ખાવાનું દેવાની સાથે ઘરની દેખરેખ પણ પોતે જ રાખવાની હતી. એટલું જ નહીં, આ છોકરી, મણિને ખવડાવી-પીવડાવી, પીઠ પર ચઢાવીને એણે જ મોટી કરી હતી. લગભગ ઉંમર તો વીતી ગઈ હતી. આજે, હવે કાંઠે પહોંચવાને સમયે ભગવાને રામુદાદાના જીવનમાં ઘોર અંધકાર ભરી દીધો!

આ અંધકાર ફક્ત રામુદાદાની આંખો પૂરતો જ રહ્યો હોત તોય ઠીક હતું, પણ આ અંધકારને પરિણામે આ ગરીબ ઘર પર આવી પડનારી મુસીબતનો જ એને ભય હતો. એક એક દિવસ માંડ માંડ પસાર થતો હતો. એ સાથે જ પ્રણતિ, અસંતોષ અને ક્ષોભથી પીડાતી હતી. પ્રતાપ સંઘર્ષમાંથી બચવાની ખૂબ કોશિશ કરતો હતો. એ વાતને પરાણે ટાળતો હતો. પરંતુ આમ ક્યાં સુધી ચાલે તેમ હતું? માની લઈએ કે દિવસ આખો તો ઑફિસમાં જ પસાર કરી દે, પણ રાત્રે તો ઘેર આવીને આ એક જ કમરામાં સૂઈ જવું પડે.

'શું વિચાર કર્યો છે, તમે? આ આંધળા ડોસાને કંઈ ઠેકાણે પાડશો, કે જિંદગી આખી અહીં બેઠા-બેઠાં જ ખવડાવશો? પહેલાથી જ ઘરની હાલત નબળી છે. બંને વખત એને થાળી ભરીને ભાત જોઈએ છે. હવે હું એટલા ભાત ક્યાંથી કાઢું તેમ છું? નહીં કામનો, નહીં કાજનો, દુશ્મન અનાજનો!'

પ્રતાપ વધુ સહન ન કરી શક્યો અચાનક બેઠો થઈ ગયો, 'માથું ન ખા, પ્રણતિ. આંખ ગયાને હજી થોડા જ દિવસ થયા છે. એ પહેલાં બિચારો

કેટલું કામ કરતો હતો એ તું ભૂલી ગઈ, પ્રણતિ? મને ટાઇફોઈડ થઈ ગયો હતો, મણિને જ્યારે ડિપ્થીરિયા થઈ ગયો હતો અને મુન્નાના જન્મ વખતે તો બિચારો અધમૂઓ થઇ ગયો હતો. તું છ મહિના સુધી પથારીમાં પડી રહી હતી. એ બધી વાતોને ભૂલીને આજ એને આ કપરા સમયમાં કાઢી મૂકવા ઇચ્છે છે? તું કેવી નિષ્ઠુર છે, પ્રણતિ?'

'હું કાઢી મૂકવાની વાત કરતી નથી, એને દેશમાં મોકલી દો, જરૂરત હોય તો દર મહિને ભલે થોડા રૂપિયા પણ...'

'એને આ હાલનમા દેશમાં મોકલી દઉં ? ત્યા એનું કોણ છે? કોણ એની સંભાળ લેશે? ઠીક પ્રણતિ, જરા એ તો કહે સ્ત્રીઓ આટલી હૃદયહીન કેમ હશે? આજે રામુદાદાને બદલે મારી આંખો ગઇ હોત તો કદાચ તું મને પણ દૂર કરી જ દેત ને?'

દાંત કચકચાવીને પ્રણતિએ આટલું મોટું અપમાન અને આઘાત સહન કરી લીધા.

'હા, એમ જ માની લો. પરંતુ તમારે બદલે મારી આંખો જાય તો તમે શું કરો, એ જાણો છો! મને અહીંતહીં ગમે ત્યા પડી રહેવા દઈને તમે બે આંખોવાળીને બદલે કોઇ ચાર આંખોવાળીને ઘરમા બેસાડી દો તેમ છો. પુરુષ જે કરી શકે છે, તે સ્ત્રીઓ હમેશાં નથી કરી શકતી.' રડતી રડતી પ્રણતિ રસોડામાં ચાલી ગઇ.

બત્તી બુઝાવીને પ્રતાપ પથારીમા પડ્યો. દૂર દૂરથી અગિયાર વાગવાના ટકોરા સંભળાયા. રાત ઠીકઠીક પસાર થઈ ગઈ.

'બાબા, એક વાત કહું?'

પ્રતાપ એકદમ ચોંકી ઊઠ્યો. મણિ હજી સુધી જાગે છે? એણે–છ વરસની બાળકીએ બધું જ સાંભળ્યું છે? નગ્ન સત્યનું એના કુમળા મગજ પર શી અસર કરશે!

'શી વાત છે મણિ, તું હજી સુધી સૂતી નથી? શી વાત કરે છે?'

'રામુદાદા દેખી શકતા નથી, રસોઇ–વાસણ પણ નથી કરી શકતા. કંઇપણ નથી કરી શકતા, એટલે મા એના પર ગુસ્સે થાય છે.

'હેં, બાબા, રામુદાદા હવે કદિયે દેખી નહીં શકે?'

પ્રતાપથી આ સહેવાય તેમ ન હતું. ગમે તેમ કરીને એ બોલ્યો, 'એ જરૂર દેખી શકશે. બધું જ કામ કરી શકશે. ભગવાનની દયાથી બધું ઠીક થઇ જશે. હવે તું ઊંઘી જા ડાહી દીકરી છે ને?

*

ઘરની સામે વૃક્ષોના ઝૂંડથી ઘેરાયેલું એક મેદાન છે. એ મેદાનની પેલી બાજુ રેલવે–લાઇન છે. રેલવે–લાઇન પર થોડે દૂર એક પુલ છે. પુલથી થોડે દૂર બીજું એક મેદાન છે. એ મેદાનના એક છેડા પર વડના બે ઝાડ છે. એની વચ્ચે શંકરદાદાનું એક નાનકડું મંદિર છે. લોકો એને 'બાબા જટાધર'ના નામે ઓળખે છે. યુગોથી એની પૂજા થાય છે. અહીંના લોકો કહે છે કે જો કોઇ ભક્તિભાવથી 'બાબા' પાસે કંઈ માગે છે તો એની ઇચ્છા જરૂર પૂરી થાય છે.

રામુદાદાના આવ્યા પછી મણિ ફરીથી ફરવા જાય છે. પણ હવે દાદાનો હાથ મણિ જોરથી પકડી રાખે છે. દાદાના બીજા હાથમાં એક લાકડી હોય છે. એ 'ઠક ઠક' અવાજ કરતા મણિની સાથે ચાલે છે. આ અભણ, દુઃખી અંધ ડોસા અને અબોધ તેમજ સરળ બાલિકા વચ્ચે જે વાતો થાય છે એમાં હમેશાં મણિ જ વધુ બોલતી હોય છે.

'દાદા, શું તમને જરાય દેખાતું નથી! આ પંખી? રેલ–લાઇન? રેલગાડી?'

રામુદાદાએ રોજની જેમ આજે પણ મણિની વાતનો કોઈ જવાબ ન દીધો. પણ મણિને જવાબની જરૂર નથી પડતી. પોતાના હાથ વડે પોતાની આંખો એણે જોરથી દબાવી અને પછી હાથ દૂર કરીને એ જોરથી બોલી, 'ઓહ, કેવું અંધારું થઈ જાય છે? બીક લાગે છે. તમે દેખી શકતા નથી એટલે તકલીફ પડે છે ને?'

અંધ આંખોનાં ખૂણા ભીના થાય છે. રામુદાદા કહે છે, 'તકલીફ શાની, મણિ બેટી. એની મરજી

જ નથી કે હું દેખતો થાઉં?'

'હેં રામુદાદા, આજે બાબા માને કહેતા હતા કે તમારું કોઇ નથી. મા-બાપ, બાળક-પત્ની, કોઈ પણ નથી. કેમ નથી?'

'હમણાં કહ્યુંને કે એની મરજી નથી, એટલે મારું કોઇ નથી.'

'કોની મરજી નથી? બોલોને દાદા, એ કોણ છે?' મણિના અવાજમાં જેટલી જિદ હતી એટલું જ કુતૂહલ હતું.

'આ જે વડની નીચે બાબા જટાધર રહે છે, એની ઇચ્છા જ નથી.'

હાથ જોડીને રામુદાદાએ અદૃશ્ય જટાધર મહાદેવને પ્રણામ કર્યાં. 'એ જ મહાદેવ છે, એ જ કૃષ્ણ, એ જ ભગવાન. એની કૃપાથી આંધળો પણ દેખતો થઇ જાય છે. લંગડો પહાડ ચઢી શકે છે મરેલો જીવતો થઇ જાય છે. બેટા, એની ઇચ્છાથી જ આ દુનિયા ચાલે છે. એની કૃપાથી તો તારા બાપાનો ટાઇફોઇડ મટી ગયો હતો. તારા ભાઇનો જન્મ થયો હતો. તને જ્યારે ડિપ્થીરિયા થઇ ગયો ત્યારે હું દોડીને અહીં આવ્યો હતો, અને તું થોડા જ દિવસોમા ઠીક થઇ ગઇ હતી આમ હું જટાધર બાબા પાસે આવીને રડતા રડતા પ્રાર્થના કરતો, રક્ષા કરો, રક્ષા કરો. ને બધું જ ઠીક થઇ જતુ-જો સાચા મનથી પ્રાર્થના કરીએ તો બધું જ સારું થાય છે!'

'તો તમે તમારી આંખો માટે પ્રાર્થના કેમ નથી કરતા?'

'બેટી, પોતાને માટે ભગવાન પાસે કદિયે કંઇ પણ ન માગવુ જોઇએ. એની કૃપા હશે તો બધુ ઠીક થઇ જશે. હું શીદને માગું?'

ગરીબી માણસને ખૂબ જ સંકીર્ણ બનાવી દે છે. તેમ છતાંય એની અસર પુરુષો કરતાં સ્ત્રીઓ પર વધુ પડે છે.

અધિક કામના બોજાને લીધે પ્રણુતિ કદી આગ તો કદી ઝેર જેવી બની જતી હતી. કોઇકોઈ વાર પતિને પણ તીર જેવી વાતોથી વીંધતી અને રામુદાદાને પણ એ સપાટામાં લઇ લેતી. આ ઝઘડામાં ૭ વરસની નાનકડી બાળકી આગળ આવતી. નાનો-ભાઈ રડતો હોય તો એને શાંત કરતી, પિતાને સ્નાન કરતી વેળાએ તેલ-ટુવાલ વગેરે દેતી, એથી પણ મોટાં કામ કરવાનો એ પ્રયત્ન કરતી. પછી ચૂપચાપ ચારે બાજુ જોઇ લેતી અને કંઇક ખાવાનું મળી જાય તો રામુદાદાને આપી દેતી. ઘરના બધાં માણસો બપોરે જમી લે તે પછી રામુદાદાને વધ્યું-ઘટ્યું આપી દેવાતું. એનો ચહેરો જોઇને મણિ સમજી જતી હતી કે એને હજીયે ખૂબ ભૂખ લાગી છે.

*

રાતે માએ થોડી પૂરી બનાવી હતી. એમાંથી બે પૂરી પોતાના ફ્રોક નીચે છુપાવીને મણિ રામુદાદા માટે લઇ જઇ રહી હતી કે વચમા માએ એને પકડી લીધી. પીઠ પર બે-ચાર ધબ્બા મારીને પ્રણુતિએ જોરથી કહ્યું, 'ગયે અઠવાડિયે પૈસાને કારણે જ રાશન મળ્યું ન હતું. થોડો લોટ છુપાવીને રાખ્યો હતો એમાંથી બે-ચાર પૂરીઓ બનાવી હતી. આ ભૂઇ, એમાંથી ચોરીને એ ડોસાને દેવા જાય છે. તે એ ડોસાને પણ જરાય શરમ નથી આવતી આમ હાથમા હાથ રાખીને બેઠો રહે છે અને ખાતો રહે છે. જો બીજુ કંઇ નથી કરી શકતો તો ભીખ માગીને તો પેટ ભરી શકે તેમ છે ને..?'

*

આ ભયાનક અંધકારના સામ્રાજ્યમાં જો આ નાનકડી વિદ્યુત-શિખા ન હોત કે આ લાંછનાના ઝેર ભર્યાં સમુદ્રની વચ્ચે અમૃતનું એક બિંદુ ન હોત, તો કદાચ ડોસો ક્યારનોય આપ્યો ગયો હોત. પણ એ મણિ આજ સવારથી જ ઘરમાં નથી. ન જાણે ક્યાં ચાલી ગઇ છે?

અહીં-ત્યાં ચારેબાજુ શોધખોળ પછી યે એ ન મળી ત્યારે પ્રતાપ નિરાશ બનીને બેસી ગયો અને ડોસો પાગલની જેમ લાકડીથી ઠક ઠક અવાજ કરતો રેલ-લાઇન સુધી ચાલ્યો ગયો અને જોર જોરથી બૂમો પાડવા લાગ્યો, 'મણિ, બેટા! મણિ, મણિ અહીં આવતી રહે.'

મણિ સારીવાર પછી ઘેર પાછી ફરી. એનું મોં સુકાઇ ગયું હતું. એ ખૂબ જ થાકી ગઈ હતી. ઘરમાં પ્રવેશ કરતાં જ એણે માનો અવાજ સાંભળ્યો એટલે દોડીને પિતાની ગોદમાં લપાઇ ગઇ.

અત્યાર સુધી પ્રણુતિ ખૂબ જ ગભરાઇ ગઇ હતી. પરંતુ પુત્રીને પાછી આવેલી જોઇને એનો અવાજ બદલાઇ ગયો, 'ઊંઘમાંથી ઊઠીને જ ક્યાં ચાલી ગઇ હતી? સર્વનાશી, કાળમૂખી, બોલ, ક્યાં ગઇ હતી? કોઇને ય કહ્યા વિના એકલી એકલી...?'

'હું તો રેલગાડી જોવા ગઈ હતી.' પિતાની છાતીમાં છૂપાઇને ડરતાં ડરતાં એણે જવાબ દીધો.

'રેલગાડી જોવા ગઈ હતી? કપાઈ જાત તો? નવાબજાદી રેલગાડી જોવા જાય છે. આવડી છોકરીઓ તો નિશાળે જાય છે. ને આ છોકરીને તો નથી લખવું, નથી ભણવું, બસ એ ડોસા પાસે બેસી રહેવું છે.'

બપોરે ઘરમાં બિલકુલ શાંતિ છવાઈ ગઇ, ત્યારે મણિ ચુપચાપ બહાર ઝાડ નીચે બેઠેલા રામુદાદા પાસે ચાલી ગઇ.

રામુદાદાએ એને ગોદમાં લેતાં કહ્યું, 'મણિ બેટી, સાચું કહેજે, આજે સવારે તું ક્યાં ગઈ હતી? રેલ-લાઇન પાસે તો તું ન હતી?'

'હું....હું જટાધર મહાદેવ પાસે ગઇ હતી.'

રામુદાદા આ સાંભળીને ચોંકી ઊઠ્યા, 'અરે બાપ રે! એ જંગલમાં તો સાપ ખૂબ છે. કોઇને કહ્યા વિના તું એકલી ત્યાં શા માટે ગઈ હતી?'

'તમે મારા પર ગુસ્સે ન થાવ, દાદા, તમારા માટે જ તો જવું પડ્યું હતું. મેં ખૂબ પ્રાર્થના કરી છે. ભગવાન, તમે રામુદાદાની આંખો પાછી આપી દો. હેં, દાદા, ભગવાન મારી વાત સાંભળશે ને?'

રામુદાદાની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. એણે કહ્યું, 'કેમ ન સાંભળે? જરૂર સાંભળશે. જટાધર મહારાજ તો મોટા દેવતા છે. ભલા, એ તારી વાત ન સાંભળે એમ કેમ બને? હવે હું જરૂર દેખતો થઇ જઇશ...'

*

હવે પ્રણુતિએ બીજો જ રસ્તો અપનાવ્યો. આ વખતે હલ્લો સીધો જ રામુદાદા પર થયો. એને દેશમાં ચાલ્યા જવાનું કહ્યું. એને પોતાના ઘરની હાલત સમજાવી અને કહ્યું કે દર મહિને થોડા રૂપિયા પોતે મોકલતી રહેશે. રામુદાદાને કહેવામાં આવ્યું કે એ જાતે જ આ વાત પ્રતાપબાબુને કહે અને જણાવી દે કે પોતે આ માસના અંતમાં જ, દેશમાં જવા ઇચ્છે છે તેથી જવાની વ્યવસ્થા કરી દે.'

રામુદાદાએ ખિન્ન મને જવાબ દીધો, 'એમજ થશે, વહુજી, આ મહિનો પૂરો થતા પહેલાં હું ચાલ્યો જઇશ.'

મહાદેવ પાસે જઇ આવ્યા બાદ મણિ રોજ સવારે રામુદાદાને એક પ્રશ્ન પૂછતી, 'કહો તો, આ કેટલી આંગળી છે?' રામુદાદા કોઈ વાર એક તો કોઇવાર પાંચ' કહેતા. ચિઢાઇને મણિ કહેતી, તમને કંઇ નથી દેખાતું, દાદા? તમેજ તો તે દિવસે કહેતા હતા કે ભગવાન મારી વાત સાંભળશે! તમે જૂઠું બોલ્યા હતા? મણિ ગુસ્સે થઇને પૂછવા લાગી, બોલોને, દાદા, તમે ક્યારથી દેખવા લાગશો? ક્યારે કામ કરી શકશો? આ લાકડી હાથમાંથી ક્યારે ફેંકી દેશો? બોલોને?'

રામુદાદાને જાણે કોઇ એની છાતીમાં તીણી સોય ભોંકતું હોય તેવું દર્દ થતું હતું. એ પીડાને સહન કરતાં એણે જવાબ દીધો, 'આજે કંઇક ઠીક લાગે છે, જરા જરા દેખાય પણ છે, મણિ થોડાં દિવસ પછી બિલકુલ ઠીક થઇ થઇ જશે.'

મણિ ખુશ થઇ જતી, 'દાદા, તમારી આંખો સારી થઇ જાય ત્યારે મારી એક વાત માનશો ને?'

'જરૂર માનીશ. બોલ, શી વાત છે?'

'જે દિવસે તમે બધું જ સારી રીતે જોઈ શકો, તે દિવસે સવારમાં ઊઠીને તરતજ મારી જેમ તમે પણ રેલ-લાઇન તરફ ચાલ્યા જજો. અને તમારી આ નકામી લાકડીને રેલના પાટા વચ્ચે ફેંકી દઇને ખાલી હાથે પાછા ચાલ્યા આવજો. જ્યારે રેલગાડી ત્યાંથી પસાર થશે ત્યારે લાકડીના ટૂકડે ટૂકડા થઇ જશે. તમે તો બધું દેખતાં હશો એટલે

તમારે લાકડીની જરૂર નહીં પડે. નકામી એવી આ ફાલતુ ચીજને રાખવાથી શો ફાયદો?'

હા, હા, આવી અમૂલ્ય વાત તો કદી યે એના મનમાં આવી ન હતી.

આ અતિ તુચ્છ, અતિ બિન ઉપયોગી, બેકાર અને ફાલતુ ચીજ જ્યારે આ દુનિયામાં કશા યે કામની નથી રહી ત્યારે આ રીતે સાચવી રાખવાથી શો ફાયદો છે?

બુઢાપામાં બુદ્ધિ સાચે જ સડી જાય છે. નહીંતર આવડી મોટી સીધી સાદી વાત એના મગજમાં પહેલાં કેમ ન આવી? જે વાત છ વરસની બાળકી સમજે છે એ છાસઠ વર્ષના બુઢ્ઢાને આટલા દિવસ સુધી કેમ ન સમજાઈ?

*

ખૂબખૂબ સમજાવવા છતાંય મણિ શાંત ન થઈ એ રડતી જ રહી. અબોધ બાલિકા સૌને ભયંકર પ્રશ્નો સતત પૂછતી જ રહી.

મણિ તો જાણે છે, સમજે છે કે ભગવાન જટાધરની કૃપાથી રામુદાદાની આંખો બિલકુલ સારી થઈ ગઈ હતી. એ ફરીથી બધું જ સારી રીતે જોઈ શકતા હતા. વહેલી સવારમા જ રામુદાદા મણિના કહેવા મુજબ રેલ લાઈન સુધી પહોંચી ગયા હતા. મણિએ જેમ કહ્યું હતું બિલકુલ, તેમ જ રામુદાદાએ કર્યું હતું. પેલી બેકાર–નકામી લાકડી પાટા વચ્ચે રાખી દીધી હતી.

આવડી મોટી રેલ ગાડી એના પરથી પસાર થઈ ગઈ છતાંય લાકડીના તો ટૂકડાય ન થયા. કેટલીય વાર સુધી ત્યાં એમ જ પડી રહી.

પરંતુ આંખો ઠીક થઈ જવા પછી પણ, બધું જ દેખી શકતા હોવા છતાંય રામુદાદા રેલ લાઈને સાવધાનીથી પાર કરીને ફરીથી ઘેર પાછા ન આવી શક્યા.

કેમ? કેમ? કેમ?

## ધર્મરાજના ન્યાયાલયે

તે દિવસે ધર્મરાજના ન્યાયાલયમાં યમદૂતોએ એક વ્યક્તિને હાજર કરી અને કહ્યું: 'મહામના, આનું સારુ એ જીવન ઇશ્વરનાં સાનિધ્યમા પસાર થયું છે. અને તે માટે તેણે પોતાની સુંદર સ્ત્રી અને કુટુંબનો ત્યાગ કરી જંગલમા જઇને મૃત્યુ પર્યંત ત્યાં રહ્યો.'

ધર્મરાજે થોડા ક્રોધસહ કહ્યું: 'એ કાયર છે, સ્વાર્થી છે, તેણે કુટુંબ અને પોતાની સ્ત્રીને પણ દુઃખ આપ્યુ અને અન્યાય કર્યો છે ને જીવનનાં સંઘર્ષથી તે ડરીને નાસી ગયેલો. હવે તે મનને મક્કમ કરે ત્યારે તેને પાછો લાવજો.'

યમદૂતે બીજી વ્યક્તિને હાજર કરી અને કહ્યું: 'આને જીવનમાં કર્તવ્યને જ સર્વસ્વ માન્યું. જ્યારે તેની સ્ત્રી મરણ પથારીએ હતી ત્યારે પણ ટેબલપર બેસીને તેણે કામ છોડ્યું ન હતું.'

'તેના માટે તો વિચાર કરવાનો રહેતો જ નથી. બ્રહ્માને કહેજો કે, બીજી વખતે આને સહૃદય દિલ આપીને ધરતી પર મોકલે.'

ત્રીજી અને છેલ્લી વ્યક્તિને હાજર કરતાં યમદૂતે કહ્યું: 'ધર્મરાજ, આ એક સાધારણ વ્યક્તિ છે. પરંતુ તેણે હંમેશાં પોતાનાં પાડોશીઓ સાથે પ્રેમ અને નમ્રતાથી વર્તાવ કર્યો હતો અને હંમેશા બીજાનાં હિતોનું ધ્યાન રાખ્યું છે.'

ધર્મરાજ તુરત જ પ્રસન્નવદને બોલ્યા. 'હા, ધરતી પર તેણે જ જીવનનો સાચો ઉપયોગ કર્યો છે. હવે એને સર્વ સાધન-સંપન્નવાળો બનાવી ફરી ધરતી પર મોકલો અને જુઓ કે તેનો તે કેવો ઉપયોગ કરે છે. ..........'

અને માથું નમાવી યમદૂતો તેને ધરતી પર લઇ જવા આગળ વધ્યા..............!

—પૃથ્વીસિંહ ચાવડા

# જીવો તો કંઇક બનીને જીવો

રામચરણ મહેન્દ્ર

સત્-ચિત્-આનંદસ્વરૂપ મહાન આત્માના પુત્ર હોવા છતાં, ઈશ્વર સમાન અનંત શક્તિઓના સ્વામી બનીને પણ તમે નિસ્તેજ અને અશક્ત રહેશો, પાપ તથા અજ્ઞાનમાં પડીને પરવશતાનો અનુભવ કરતા રહેશો અને તમારી જાતને હીન; નીચ તથા પરાધીન માનીને આત્માનું હનન કરી નાખશો - આ તમારું નિર્માણ કરનારનું ધ્યેય ન હતું.

તમારું મન વહેતા જળની જેમ ચંચળ છે; તે કદી આ તરફ તો કદી તે તરફ હમેશાં વહ્યા કરે છે. જો તેમાં ઉત્સાહની ઉત્તેજના હોય તો તે મહાન કર્તવ્ય કરી શકે છે. જો મહત્ત્વકાંક્ષાની આગ સર્વદા પ્રજ્વલિત રાખવામાં આવે તો માનસિક વિચારરૂપી જળનું ઈચ્છારૂપી બાષ્પિલવનમાં પરિવર્તન થયા કરે છે-જેનાથી મોટાં મોટાં કાર્યો સિદ્ધ થઈ શકે છે.

તમારા ધ્યેયને જુઓ. તેને સત્યના ત્રાજવામાં તોલો. શું તે સત્ય સાબિત થાય છે? શું તમે તમારી મહત્વાકાક્ષાઓ પ્રત્યે સાચા છો? શું તમે એ આદર્શથી સંતુષ્ટ છો? તમારી કઈ કઇ પ્રેરણાઓ છે?

અનેક માણસો થોડો વિકાસ કરીને સમજે છે કે ઉન્નતિનો હવે અંત આવી ગયો, હવે આગળ વધવાની ગુંજાશ જ નથી; અમે તો મેળવવા જેવું મેળવી લીધું છે, બસ તે યોગ્ય છે.

મહત્ત્વકાંક્ષાઓમાં સંતોષ વૃત્તિ ઉત્સાહને હાનિ પહોંચાડે છે. જો તમે તમારા ઉત્સાહને પંગુ બનાવીને આગળ વધશો, તો તમારી શક્તિ (Power of determination) પણ નિર્બળ બની જશે, પછી તમારા પ્રયત્નો (Efforts)માં ખામી રહેશે.

જે મક્કમ વિચારોની આપણા અંતઃકરણમાં પ્રબળ સત્તા અંકિત હોય છે, તે વિચારો પ્રમાણે હૃદય તથા મસ્તિક પણ જાગૃત થાય છે; કાળાંતરે મન અને શરીરની સ્થિતિ પણ એવી બની જાય છે. આત્મ-જ્ઞાનતા દિવ્ય સૂર્યને પ્રકાશિત કરવાથી મસ્તક માનસિક ગુલામીમાંથી મુક્ત થાય છે. મનનો પ્રાણ આત્મા છે. એમાં પ્રવેશ કરવાથી સંશય, ભ્રમ, ભય-ભ્રાંતિની જાળમાંથી આપણું મન મુક્ત બને છે.

## તમારો નિશ્ચય દૃઢ રાખો

પુસ્તકોના વાચન-મનનથી નિશ્ચય થતો નથી બીજાના કહેવા સાંભળવાથી, ઉપદેશ યા સંમતિથી કાંઇ પણ નહિ બને. નિશ્ચયનું બળ અંતઃકરણમાંથી પ્રાપ્ત થાય છે. એની પ્રાપ્તિના બહાને કટિબદ્ધ થઇને આત્માનો સહારો ખોળવો જોઇએ. વૃત્તિઓ અંતર્મુખી છે. મન વારંવાર અનૈચ્છિક વિષયો, પ્રલોભનોની તરફ આકૃષ્ટ ન થવું ઘટે અસ્થિર મન સર્વ વિષયોમા ચક્કર લગાવ્યા કરે છે, ધ્યેયથી વિચલિત કરશે તથા મહત્ત્વપૂર્ણ ચિંતનના સંસ્કારને સ્થિર થવા દેશે નહીં.

નિશ્ચય કરો કે મનને તમારા ઇચ્છિત ધ્યેયમાં જ કેન્દ્રિત રાખશો. ચારે તરફથી ઘેરીને નિશ્ચયાત્મક ઇચ્છાશક્તિને તમારા લક્ષ્યની સિદ્ધિમાં સ્થિર કરશો. સર્વ વિઘ્નો પ્રબળ ઉત્તેજિત ઇચ્છાશક્તિ સામે નતમસ્તક બની જાય છે.

કેટલાક પ્રતિકૂળ વિચારો વારંવાર તમારા મન પર હથોડા માર્યા કરે છે, તમને અસ્થિર કરી નાખે છે. એ ઝેરીલા વિચારોને સાવધાનીથી બહાર કાઢો. એ કચરાને કાઢવામાં જ તમારું શ્રેય છે. તમારી સ્મૃતિપટ પરથી એ અપવિત્ર

વિચારોની છાયા સર્વદાને માટે કાઢી નાખો.

તમારું જે પ્રધાન લક્ષ છે, તેને માનસિક નેત્રની સામે રાખો. દઢતાપૂર્વક વૃત્તિ સ્થિર કરવી જોઇએ. મનને એક સમયે કેવળ એક ઉદ્દેશ્ય પર જ કેન્દ્રિત રાખો. આંખો બંધ કરીને મનઃચક્ષુને તેમાં જ સ્થિર કરો.

તમને જે ઇષ્ટ છે, જેવા તમે વાસ્તવમાં બનવા માગો છો, તેને સ્પષ્ટ અક્ષરોમાં લખીને દિવાલ પર લટકાવો. નિત્ય દઢતાપૂર્વક તેના પર માનસિક પ્રવાહને વહેવડાવતા રહો. એક નિશ્ચિત સમય પર તે સ્થાનમાં પ્રવેશ કરો, દઢતાપૂર્વક તમારા ઇષ્ટની તરફ જોતા રહો; થોડા સમય પછી આંખો બંધ કરી દો. અંતઃકરણના પ્રત્યેક સ્તરમાં એ જ ઇષ્ટનું દર્શન કરો. તમારા રક્તમાં આ જ ઇષ્ટ ઉષ્ણતા પ્રદાન કરે. તમારો અણુ અણુ એ સિદ્ધિને માટે વિહ્વલ બની જાય. જેટલી આ દિવ્ય વિહ્વળતા ઉત્પન્ન કરશો, એ હું જ ઉત્તમ છે. યાદ રાખો, જો તમારી શ્રદ્ધા ન્યૂન હશે, તમે એને મિથ્યા અને અનિત્ય સમજશો તો કદાપિ કાંઇ જ પ્રાપ્ત કરી શકશો નહી.

પોતાના વિશ્વાસ પ્રમાણે જ તમને સિદ્ધિ પ્રાપ્ત થશે. જો ભ્રમ છે, અવિશ્વાસ છે, તો સાધન અપૂર્ણ જ રહેશે. તમારા મનમાં જે જે સ્વાર્થ ઇર્ષા, દ્વેષ, ભય, કામ, ક્રોધ તથા લોભ આદિનો પ્રાદુર્ભાવ થશે, તેઓ લોઢાની સુદઢ સાંકળોની જેમ તમને બાંધતાં જશે અને હંમેશ તમારા આંતરિક જગતમા ભયંકર સંઘર્ષ મચાવ્યા કરશે. શંકા તમારી કાર્ય-શક્તિને પંગુ બનાવનાર દુષ્ટ મનોવિકાર છે. તે ધ્યેયમાર્ગને બાધક કંટકમય અને અંધકારમય બનાવે છે. આત્મવિશ્વાસની નિર્બળતાથી માનસિક શક્તિઓનો ક્ષય થાય છે. જ્યાં તમારી આત્મશ્રદ્ધામાં કમી આવી કે કર્મઠ શક્તિમાં કમજોરી પ્રવેશ મેળવી જશે. સર્જનાત્મક અંતરબળને ઉત્તેજિત કરો.

જે મનુષ્ય ઉન્નતિની આકાંક્ષા રાખે છે અને પોતાની માનસિક સંવાદિતા (Harmony) ને વ્યવસ્થિત (Adjust) કરીને પ્રમાણિકતાથી પોતાના ઉદ્દેશ-તરફ પહોંચવા ઇચ્છે છે, તેન્ને પોતાની ઉત્પાદક આંતરિક શક્તિને પ્રદિપ્ત કરવી જોઇએ. આપણી સર્જનાત્મક શક્તિઓ બીજરૂપે આપણા આત્મના આંતરિક પૃષ્ઠમાં છુપાયેલી છે. આત્માની અંદર છેક ઊંડાણમાં અતૂટ શક્તિઓનો એક ભંડાર છે. આ શક્તિઓ સ્વભાવ પ્રમાણે અંદર બહાર પ્રગટ થવા જોર કરતી હોય છે. એમની પ્રકૃતિ જ સ્વચ્છંદ છે. ડાળીએ–ડાળીએ વિહાર કરનાર વિહંગની જેમ તેઓ ઉન્મુક્ત રહેવાનું શ્રેયસ્કર સમજે છે. એમને આત્માના પુષ્પ–પલ્લવ પર વિહાર કરવા દો, એવું ન થાય કે પછી અર્ધવિકસિત અવસ્થામાં રૂંધાઇને જ એમની હત્યા થઇ જાય.

તમારા વિચાર, તમારી આકાંક્ષાઓ, તમારી પ્રાર્થનાઓનું તે મૂળો સાથે સંબંધ છે જે આત્મારૂપી અનંત શકિત સાગરમાં ફેલાયેલી છે અને જને ગતિ તથા સ્પંદન આપવાથી તેઓ તમારી અભિલાષાને ઉત્સાહિત કરે છે.

મનુષ્યના મહાન સામર્થ્યના એક સંકેત શેકસપિયરે પણ કર્યો છે. કે,

'મનુષ્ય પણ તે દૈવી કલાકારની કેવી અભિનવ કૃતિ છે! એની તર્કશકિત કેટલી મહાન છે! પોતાના સામર્થ્યમાં કેટલી શ્રદ્ધા, વેશભૂષા તથા કાર્યોમા કેટલી પ્રશંસા; તથા ઉદ્યોગશીલતા! કર્મોમાં દેવદૂતની જેમ પરાક્રમી, ઇશ્વરની પ્રતિમૂર્તિ – સંસારનું સર્વોચ્ચ સૌંદર્ય! જીવોમાં શિરોમણિ!'

તમે તમારાં જીવનના દ્રષ્ટા બનો! તમારાં કર્મોને માનવતાની કસોટી પર કસો. ક્યાંક તમે તમારી દિવ્ય શકિતઓને વ્યર્થ ખરાબ તથા કરી રહ્યા ને? [અનુ० નટુભાઇ પટેલ

*

# ફુલવાડીની ફોરમ

(શેખ સાદીઃ ગુલિસ્તાં, બોસ્તાંમાંથી)

'જુવાનીના તોરમાં મેં એકવાર મારી અમ્માજાનને કડવાં સુખન કહ્યાં. અમ્માજાન એ કવેણ સાંભળીને ચોધાર આંસુએ રડી પડી અને મને કહ્યું: 'બેટા, બાળપણ ભૂલી ગયો કે? તારા મોઢે આવાં કટુવેણ સાંભળવા વારો મારે એ સિવાય કયાંથી આવે?'

*

જિંદગીનો ગુજરી ગયેલો જમાનો એક રાતે મને યાદ આવ્યો અને હું વિચાર કરવા લાગ્યો: 'અબે શેખ સાદી! પચાસ સાલ તો વીતી ગઇ જિંદગીની, હજુય તું ઘેર નિદ્રામા પડયો છે? ચંદરોજ બાકી રહ્યા છે, જાગ, બાબા જાગ ભલા-બૂરા હરેકનો આખર અંજામ તો મોત જ છે. ભલો દુનિયામાથી ભલાઇ લઇ જાય છે. જિંદગી બરફ સમાન છે. તાતો સૂરજનો તાપ એના ઉપર પડી રહ્યો છે અને તેથી બરફ જેવી આ જિંદગી ગળી પીગળી પાણી થઇ રહી છે. મગરૂરીમાં શાને સબડે છે?'

આ વિચાર પછી મેં નક્કી કર્યું કે એકાતમા બેસી રહું. લોકો સાથે નાહક ગપ્પા ન મારું, વખત ન ગુમાવું.

'જબાન કાબૂમાં ન હોય તેના કરતાં બહેતર તો એ છે કે જીભ કાપી નાખીને મૂંગા થઇને ખૂણામાં બેસી રહેવું.'

*

એક ઓલિયા મુરશિદનાં પાક વચનો આ રહ્યાં: દુનિયામાં સૌથી મોટી મૂરખાઇ તો કોઈ માણસની વાત પૂરેપૂરી રજૂ ન થઈ હોય ત્યાં જ વચમાં બોલી ઊઠવામા રહેલી છે.

*

દમાસ્કસ ખાતે મારો તકિયો હતો ત્યારની વાત છે. હું એક ઓલિયાની કબર પાસે બંદગી ગુજારી રહ્યો હતો. એ વખતે અરબ દેશનો એક ઘણો અત્યાચારી રાજા આવી ચડયો. તેણે મને કહ્યું: 'શેખ સાદી! એક દુશ્મનથી હું તોબાહ આવી ગયો છું. મેહરબાન! મને એ દુશ્મનથી બચાવવા ખુદાને બંદગી કરોને.'

મેં કહ્યું: 'દુશ્મનથી બચવા માટે તું તારી આબાદી ઉપર રહેમ રાખ.'

*

બાદશાહ હારુનને હજરત મુસાએ કહ્યું: ખુદાપાક તારી ભલાઇ કરે છે એવી જ છૂપી રીતે તું લોકની ભલાઇ કર. ઉદારતા નામદારી મેળવવાની હલકી ઇચ્છાથી ન કરાય, ઉપકારના ઝાડની ડાળી સીધી આકાશને આંબી શકે છે.

*

એક મુરશિદ ઓલિયાને કોઇએ પૂછી જોયુ કે તેઓએ જ્ઞાન કઇ રીતે મેળવ્યું છ!

મુરશિદ બોલ્યા: જે ચીજ હું ન જાણતો હોઉં એ ચીજ બીજા જાણનારને પૂછવામા મને મુદ્દલ શરમ નથી આવતી. રોગ મટાડવા માટે જેમ જાણકાર હકીમને પૂછીએ છીએ તેમ જ ન સમજાય એ વાત સમજવા વાસ્તે જાણકારને કેમ ન પૂછીએ!

*

બચપણની વાત છે હુ આખી રાત કુરાનની આયાતો પઢી રહ્યો હતો. આસપાસ અનેક માણસો પડયા પડયા ઘોરતા હતા. મેં આ બધા માટે અબ્બાજાનને કહ્યુ કે આ લોકો કેવા નાપાક છે! નમાજ કુરાન તો ઠીક, ઘોર્યા જ કરે છે.

અબ્બાજાને કહ્યું. બેટાજાન, તુ પણ આ બધા સાથે ઘોરી ગયો હોત તો સારું થાત—પારકાની નિંદા તો ન કરત.

*

બાદશાહે ઓલિયાને પૂછયું : આપ મને કયારેય યાદ કરો છો ખરા ?

ઓલિયો બોલ્યો : ખુદાતાલાને ભૂલી જાઉં ત્યારે તને યાદ કરું ને ?

*

ઈરાનના શહેનશાહ નૌશેરે મોત વખતે વારસ દીકરા હરમઝને કહ્યું હતું : બેટા, ખુદની સુખસગવડનો વિચાર ન કરતો. યતિમ-ગરીબ-રોગીને રાહત આપવાનો વિચાર કરજે. જેમ ઊંટ ચારનારાએ ઊંટને ચરતાં મેલીને ઊંઘી રહેવાનું નથી, ઊંટનું રક્ષણ પણ કરવાનું છે તેમ બાદશાહ રૈયત માટે જ છે, રૈયત બાદશાહ ખાતર નથી. રૈયત મૂળ છે રાજા ઝાડ છે. ઝાડ મૂળમાંથી શક્તિ મેળવે છે.

*

નૌશેરના દરબારમાં શાહી અમલદારો કારભારની વાતચીત કરતા હતા, મુખી તરીકે એક બુઝુર્ગ હતા. બુઝુર્ગ ચૂપચાપ હતા તેથી એક અમલદારે પૂછયું : અમારી કાઇ ગફલત હોય તો આપનો અધિકાર છે કે આપ બતાવો, આપ કેમ ચૂપચાપ છો ?

બુઝુર્ગ બોલ્યા : મારા જેવા અમલદાર હકીમ જેવા છે. હકીમ માદાને જ દવા આપે. મારી દરમિયાનગીરી વગર જ કામ બરાબર ચાલે છે તો શા સારુ બોલું ? આંધળાને ખાડામાં પડતો જોઇએ તો તેને બચાવીએ અને મૂંગા રહીએ તો ખુદાના ગુનેહગાર ઠરીએ. આપ સૌ તો દેખતા છો.

*

મારી હાલત ખૂબ કંગાળ થઈ ગઈ. મોજડી લેવા પૂરતું નાણું ય ન રહ્યું. મારું દિલ રડી ઊઠયું : ખુદાપાક, આ કેવો ન્યાય ? રોજમર્રો તને યાદ કરું અને મને જ તું આવી કગાલિયતમાં નાખે છે ?

આવા હતાશ દિલે નમાજ પઢવા હું ગયો તો ત્યાં મસ્જિદ પાસે એક લંગડાને જોયો.

એને જોઈને મને થયું કે આના મુકાબલે મારું દુઃખ શી વિશાતમાં ? નમાજ પઢીને હું અલ્લાનું અહેશાન ગુજારવા લાગ્યો : પરવરદિગાર, બે અદબી માફ. તારી મારા પર ખૂબ રહેમ છે કે તેં મારા બે પગ તો સલામત રાખ્યા છે.

*

એક આદમીએ એકવાર બીજા એક આદમીની ખૂબ નિંદા મોઢામોઢ કરી.

પેલો આદમી બોલ્યો: આપે કહ્યું એથી પણ હું તો કયાંયે ખરાબ છું, મારી અંદરખાનાની ઊણપો તો આપને રોશન ન હોય, હું જ એ વધારે જાણું.

*

એક ઓલિયાને પૂછવામાં આવ્યું : દાન લેવું એ ઠીક છે કે ખરાબ ?

ઓલિયો કહે : કેવા કામ સારુ દાન લો છો તેના ઉપર આધાર. સારું કામ કરવા લો તો ઠીક છે, વેપાર માટે કે લેણું કરવા માટે કે પછી ખરાબ કામ માટે લો તો તે ખૂબ ખરાબ છે.

*

જે ડાહ્યો છે તે ધીમે ધીમે ખાય છે.

સંત સાધુ હોય તે અર્ધો ઊણો રહે છે.

સાધક મહાત્મા શરીર ટકે એટલું જ ખાય છે.

જુવાન જેટલુ હોય એટલું ઓહિયાં કરી જાય છે.

બુઢ્ઢો થાકે નહિ ત્યાં સુધી ખાધા કરે છે.

અકરાંતિયો ભરપટ ખાધા કરે છે. ને સ્હેજે ઊણો રહેતો નથી.

ખૂબ ખાવાથી તેની રાત ઊંઘ વિનાની જાય છે. અને ભૂખના દુઃખથી ય તે જાગતો જ રાત ગાળે છે.

*
**

# ક્ષયરોગ

ક્ષયરોગ....આજે, જગતના તમામ ભાગોમાં પ્રવર્તે છે. દુનિયાનો કોઇ દેશ એવો નથી જ્યાં ક્ષયના દરદીઓ ન હોય. ક્ષયરોગને વાજબી રીતે જ ગરીબો-ના રોગ તરીકે ઘટાવવામાં આવે છે. ક્ષયના જંતુઓ, માનવ શરીરના એ અવયવ પર પહેલો હુમલો કરે છે કે જે નબળું પડી ગયું હોય. અપોષણને કારણે, તનતોડ મહેનતને કારણે, અથવા એવા જ બીજા કારણોને લઇને નબળાં પડી ગયેલાં અવયવ પર ક્ષયના જન્તુઓ હુમલો કરે છે. સદીઓ સુધી યુરોપની પર્વતમાળાઓ વચ્ચે આવેલા પ્રદેશમાં, ક્ષયનો રોગ ખૂબ વ્યાપક હતો. યુદ્ધકાળમાં તે ઉગ્રરૂપે ભયંકર રોગચાળાના રૂપમાં ફાટી નીકળતો યુરોપના લોકોએ, ધીમે ધીમે ક્ષયરોગ સામે પ્રતિકાર શક્તિ કેળવી, પરન્તુ જે આફ્રિકીઓ યુરોપમાં આવ્યા તેની ભારે કમનસીબી બેઠી. આફ્રિકાવાસીઓ કદિ ક્ષયરોગનો ભોગ બન્યા નહોતા. ક્ષયના જન્તુઓને જાણે નવું મેદાન મળી ગયું અને આફ્રિકાવાસીઓ તેનો સહેલો શિકાર બની ગયા. તેનું કારણ એ હતું કે આવી જાતના રોગના સંપર્કમાં તેઓ કદિ આવ્યા નહોતા અને તેના શરીરના અવયવોએ તે જન્તુઓ સામે પ્રતિકારશક્તિ કેળવી નહોતી.

આજે જગતનો એવો એકપણ ખૂણો ખાલી નથી જ્યાં ક્ષયરોગે તેના ડેરાતંબુ ન તાણ્યા હોય. અલબત્ત આજે તેનો ઉપચાર શક્ય છે અને નવી નવી દવાઓ પણ નીકળી છે. આજે ક્ષયરોગ સાધ્ય બન્યો છે, છતાં તેનો ભય ઓછો આંકવો જોઇએ નહિ. 'ક્ષય' – એ ચેપી રોગ છે. તે રોગનો ભોગ બનેલ માણસ સાથેના સંસર્ગથી બીજા માણસને તેનો ચેપ લાગે છે. પશુઓમાં પણ આ રોગ ફેલાયો હોય તો તેનો ચેપ માણસને લાગે છે અને માણસનો ચેપ પશુને લાગે છે.

આ રોગ ત્રણ તબક્કે વિકસે છે. પહેલા તબક્કામાં, ક્ષયરોગના જન્તુઓ 'બાસિલુસ', અવયવોમાં પ્રવેશે છે. ચેપની આ પ્રાથમિક અવસ્થા છે. મોટેભાગે આ ચેપ જલ્દી કળી શકાતો નથી. એટલે પાછળથી તે ઉગ્ર સ્વરૂપે ભભૂકી ઊઠે છે. જ્યારે ક્ષયરોગનો ચેપ ખૂબ ફેલાય છે ત્યારે તેના પરિણામરૂપ મેનિનજાઇટિસ કે ન્યુમોનિયાથી દરદી અવસાન પામે છે.

ક્ષયરોગનો બીજો તબક્કો એ, છે કે, ક્ષયના જન્તુઓ લોહીની સાથે પરિભ્રમણ કરવા માંડે છે અને પછી તે ઝડપથી વધવા માંડે છે. આ તબક્કામાં ઘણીવાર તાવ આવે છે. અથવા આંતરડા પર સોજો આવે છે. આ સિવાય બીજા ગંભીર ઉપદ્રવો પણ થાય છે. ફેફસામાં પાણી ભરાઇ જવું, સાંધા પકડાઇ જવા, વગેરે રોગો ક્ષયના કારણે થાય છે.

ક્ષયરોગનો ત્રીજો તબક્કો છે. ફેફસાઓ પર જ જંતુઓના હુમલાનો. આથી ફેફસામાં વિકૃતિ શરૂ થાય છે.

ક્ષયરોગના જન્તુને અંગ્રેજીમાં 'બાસિલુસ' કહેવામાં આવે છે. તે ઘણો સુક્ષ્મ, અગતિશીલ એન્દ્રીય જન્તુ છે. ૧૮૮૨ની સાલમાં કોચ નામના તબીબે તે શોધી કાઢ્યું. ક્ષયના જન્તુઓ દૂધમાં તેમજ બીના પદાર્થોમાં મળી આવે છે. ક્ષયના જન્તુઓના લાખો વાહકો છે...એટલે તે હજારો લોકોને તેનો ચેપ ફેલાવી શકે છે.

કેટલાક રોગીઓ વર્ષો સુધી ક્ષયના રોગથી પીડાતા હોય છે. તેમને ક્ષયરોગ કોઠે પડી ગયો હોય છે અને વારંવાર ક્ષયરોગના હુમલાઓનો ભોગ બનતા હોય છે અને ઘણાં રોગીઓ પહેલા હુમલા-માંથી સારા થઇ જાય છે અને જાણે સંપૂર્ણ સાજા થઈ ગયા હોય તેમ લાગે છે, પરંતુ વાસ્તવમાં ક્ષયના જન્તુઓ કોઇ માંદગી કે શારીરિક નબળાઇની રાહ જોતા બેઠા હોય છે. કુમળા બાળકો ક્ષયરોગના જન્તુ-ઓનો સહેલો શિકાર બની જાય છે

ક્ષયરોગ સામેની લડતને ઉગ્ર બનાવવી જોઇએ. આ માટે સ્વચ્છતા અને સુઘડતા આવશ્યક છે. ઢોર-ઢાંખરની ગમાણો અને વાડાઓ પણ સ્વચ્છ રાખવા જરૂરી છે. દૂધ ક્ષયરોગના જન્તુઓનું પ્રિય વાહક છે. જો કોઇ ગાયને ક્ષયરોગ થયો હોય અને એના દૂધમાં અન્ય નિરોગી ગાયોનું દૂધ ભળતા એ બધું જ દૂધ, ક્ષય રોગના જન્તુઓનું વાહક બને છે. દૂધને ઉકાળીને જ પીવું જોઈએ.

ક્ષયરોગ સામે ટક્કર ઝીલવી હોય તો જે કારણોથી અવયવો નબળા પડે છે, તે કારણો નિવારવાં જોઇએ. ગંદા વસવાટો, અપોષણ, શારીરિક થાક અને મદ્યપાન ક્ષયરોગના છડીદારો છે.

ક્ષયરોગની સારવાર માટે નિષ્ણાત તબીબી સેવા અનિવાર્ય છે. ક્ષયરોગ મટાડવામાં, સ્ટ્રેપ્ટોમાઇસીન ખૂબ જ અસરકારક દવા છે. પરન્તુ જો તેનો ખોટી રીતે ઉપયોગ કરવામાં આવે તો, ક્ષયના જન્તુઓ એ દવાથી ટેવાઇ જાય છે અને પછી તે દવા જરાય અસરકારક રહેતી નથી. ક્ષયરોગ સામે વિશ્વના તમામ દેશોએ પ્રચંડ ઝુંબેશ જગાવવી જરૂરી છે.

એક સત્ય ઘટના ઉપરથી

# 'મારૂં આટલું વેણ ઠેલશો નહીં'

**પ્રવાસી**

'આપણી બાજુના અમરાપુર ગામમા લોકોએ એક થઈને વિગામના એક પછી એક અનેક કાર્યો હાથ ધર્યા નિશાળ માટે સુંદર મકાન બાંધ્યુ, ચોરામા મરામત કરીને નવો ઓપ આપ્યો, સરકાર મંદિર બાંધ્યુ અને હમણા નાના એવા દવખાનાની પણ શરૂઆત કરી આપણે પણ આપણા ગામમા કંઈક વિચારવુ જોઈએ' નવાગામની ગ્રામપંચાયત કચેરીમા એકઠા થયેલા ગામના આગેવાનોની સભામા એક આગેવાન શ્રી પદમશીબાપાએ વાતની શરૂઆત કરી

'તમે અમરાપુરની વાત કરો છો પણ ત્યાના લોકોમા જે સંપ છે એવો તો ક્યાય જોવા નહી મળે ગામના સરપંચનો પડ્યો બોલ ઝીલવા આખું ગામ તૈયાર આપણે ત્યા તો બાર ભૈયા અને તેર ચોકા જેવી વાત છે. કોઈ કોઈનુ કંઈ માને જ નહી આપણા ગામમા વિકાસના કામ કરવા હોય તો સૌ પ્રથમ આપણે પણ અમરાપુર જેવો સંપ કેળવવો જોઈએ' બીજા આગેવાન શ્રી જેઠાબાપાએ નિદાન કર્યું

'તે ગામના આગેવાન કહી શકાય એવા બધાય અહીં બેઠા છો દુનિયા ઝપાટાબંધ આગળ વધે છે સ્વરાજ્ય આવ્યા પછી આપણી અડખેપડખેના ગામડામાય નવો રંગ આવી રહ્યો છે આપણે અંદરો અંદર બાધવામાથી નવરા થતા નથી આજ બધાય કરો નક્કી કે ગામના હિતની બાબતમા આપણા સરપંચ કહે એ પ્રમાણે આપણે સૌએ વરતવુ' ત્રીજા આગેવાન શ્રી રણછોડબાપાએ નક્કર દરખાસ્ત મૂકી

'રણછોડબાપાની દરખાસ્ત બધાયને કબૂલ મંજૂર છે પણ આપણા સરપંચ તો મૂગા મૂગા સાભળે છે ને કાંઈ બોલતા નથી' જુવાન આગેવાન શ્રી કરમશીભાઈએ વાતને ખીંતે બાંધવા પ્રશ્ન કર્યો

'હું તો આજની આ વાત સાભળીને રાજીનો રેડ થઈ ગયો છુ આપણા ગામનું ભાગ્ય પલટાતું હોય એવુ મને દેખાય છ પણ મારાથી એમ કેમ કહેવાય કે હું કહુ એ પ્રમાણે આખા ગામે વરતવુ? આપણા અંદરોઅંદરના રાખ-ધૂડ જેવા મતભેદ જો આપણે દફનાવી શકીએ તો એના જેવી રૂડી વાત બીજી કઈ હોઈ શકે? હું એટલી ખાતરી આપુ કે જ્યા સુધી હુ સરપંચ છુ ત્યા સુધી મારે હાથે ગામનુ અહિત નહી થવા દઉં.' જુવાન અને ભાવનાશાળી સરપંચ શ્રી માધાભાઈએ કોલ આપ્યો.

વાતમા નવો રંગ આવી ગયો એકતા અને સંપનુ વાતાવરણ જામ્યુ ગામના વિકાસ અને હિતની બાબતમા સૌએ સાથે રહીને સરપંચની સલાહ અને આગેવાનની સુજણ વર્તવુ એવો શુભ નિર્ણય લેવાયો.

'ડાહી ડાહી વાતો કરીને વિખરાઈ જવાથી ગામનો શક્કરવાર નહી વળે. સૌએ એક થઈને ગામના હિત માટે કામ કરવાનો આપણે સૌએ સાચા દિલથી નિર્ણય કર્યો હોય તો આજથી જ એનું મંગળાચરણ કરીએ' પદમશીબાપાએ પોતાનો રાજીપો દર્શાવીને નક્કર પગલુ માંડવાની વાત કરી.

'પદમશીબાપાની વાત માળઆની બરાબર છે. આજે જ આપણા ગામ માટે કંઈક કરવાનો આપણે ઠરાવ કરવો જોઈએ, આપણા ગામની જરૂરિયાત જોઈને કયુ કામ પહેલા હાથમા લેવુ એ આપણા સરપંચ નક્કી કરે આપણો સૌનો એમા પૂરેપૂરો ટેકો છે.' શ્રી કરમશીભાઈ ઉત્સાહમા આવી ગયા.

'આપણા ગામમા નિશાળ માટે તો જેવુ તેવુ મકાન છે ચોરો પણ હમણા હાને એવો છે દવાખાનુ તો પડખે જ અમરાપુરમા શરૂ થયુ છે એટલે એનો લાભ લઈ શકાય આપણા ગામમા સૌ પ્રથમ કરવા જેવી કોઈ વાત હોય તો મારા મન પ્રમાણે તો પ્રસુતિગૃહ ગણાય' હૈયા ઉકેલવાળા સરપંચ શ્રી માધાભાઈએ જણાવ્યુ

'તમારી વાત લાખ રૂપિયાની બહેનો માટે પ્રસુતિગૃહ આશીર્વાદરૂપ થઇ પડશે પણ સાથે સાથે કુટુમ્બ નિયોજનનું કેન્દ્ર પણ કરીએ તો ઠીક' કરમશીભાઇ બોલી ઊઠયા

'તમે ખૂબ ઉત્સાહી છો પણ સાથે સાથે ભારે ઉતાવળિયા વગર કારણે બધાયને ભડકાવી મારો છો પ્રસુતિગૃહની વાત તો ખીલે બાંધો પછી કુટુમ્બ નિયોજનનું થઇ રહેશે' માનસશાસ્ત્રના અભ્યાસની અદાથી સરપંચે કરમશીભાઈની વાત કાપી નાખી

'તમારી વાત મંજૂર હમણા કુટુમ્બ નિયોજનની વાત નહી કરુ, બસ! પ્રસુતિગૃહનુ કરો નક્કી અને અત્યારે જ ફાળો નોંધવા માંડો સારા કામમા ઢીલ નહી. મારા નામથી શરૂઆત કરીશ તો નાને મોઢે મોટી વાત લેખાશે, એટને કરો પદમશીબાપાથી શરૂઆત' કરમશીભાઇએ કાગળ લઇને ફાળાની નોંધણી શરૂ કરી જોતજોતામા સારો એવો ફાળો નોંધાઈ ગયો

'મારા મનમા એક વાત ઘોળાયા કરે છે કહો તો વાત કરુ' સરપંચે થોડક સંકોચાતા સંકોચાતા કહ્યુ

'તમે કહો એ ખૂબ મંજૂર એ જ આપણે હમણા જ નક્કી ર્યુ ને? તમે જે કહેશો એ ગામના હિતમા જ હશે બેધડક મ્હી નાખો' જેઠ બાપા બોલ્યા

'હુ જે કહુ એ બધુ ય કબૂલ મંજૂર ન રખાય પણ મારી જેટલી વાત સાચી લાગે એનો જ સૌએ સ્વીકાર કરવો જોઇએ તમે સૌ જાણો છો કે આપણા પાનાચંદ શેઠના દીકરી મુકતાબહેને સેવાનો ભેખ લીધો હતો નાની ઉમરે પણ એમણે આપણા ગામના બાળકો અને બહેનોની જે સેવા કરી છે એનો જોટો નહી મળે ભગવાને એમને આવરદ આપી હોત તો આપણા ગામનો રંગ બદલાઈ જાત. પણ ભગવાને એમને અકાળે આપણી વચ્ચેથી ઉપાડી લીધા આજે ય ગામમા ઘેરઘેર એમના સેવા કાર્યની સુવાસ મહેકે છે દેવીના અવતાર સમી આ મુક્તાબહેનનુ આપણા ગામમા કઇંક સંભારણુ રાખવુ જોઇએ મને એમ થયા કરે છે કે જો પ્રસુતિગૃહ શરૂ કરીએ તો એની સાથે મુક્તાબહેનનુ નામ જોડવુ' સરપંચ શ્રી માધાભાઇએ પોતાના મનમા ઘોળાતી વાત પ્રગટ કરી.

'બહુ રૂડી વાત કરી આપણા ગામના એવા ભાગ્ય ક્યાથી કે આવી એક ભગવતી બહેનનુ આપણે સંભારણું રાખી શકીએ! બધાયને તમારી વાત મંજૂર છે.' પદમશીબાપાએ મંજૂરીની મહોર મારી

'બધાયને આ વાત મંજૂર હોય તો એ માટે આપણે પાનાચંદ શેઠની સંમતિ મેળવવી જોઇશે પાનાચંદ શેઠ ના નહી જ કહે પણ આપણે એમની સંમતિ મેળવવાનો વિવેક દાખવવો જોઇએ' સરપંચે કહ્યુ

'તે તમે પાનાચંદ શેઠને મળીને વાત કરી લેજો આવા સારા કામમા પાનાચંદ શેઠ થોડી ના કહેવાના છે?' રણછોડબાપાએ કહ્યું

'હું એકલો જાઉં એ ઠીક નહી આપણે બે પાંચ જણા હમણા જ પાનાચંદ શેઠને મળી આવીએ' સરપંચે વ્યવહારુ માર્ગ બતાવ્યો

*

'પાનાચંદ શેઠ' આજે ગામના આગેવાનોએ ભેગા મળીને આપણા ગામમા પ્રસુતિગૃહ' બાંધવાનો શુભ નિર્ણય લીધો છે એ માટે પદમશીબાપા, જેઠાબાપા રણછોડબાપા કરમશીભાઇ અને હુ આપને મળવા આવ્યા છીએ' સરપંચ શ્રી માધાભાઇએ પાનાચંદ શેઠની બેઠકમા બેસતા બેસતા વાતની શરૂઆત કરી

બહુ સારી વાત છે પણ તમે જુઓ છો ને' મુકતાના અવસાન પછી મારુ મન કયાય ચોટતુ નથી અને હમણા વેપારપાણીની પણ સરખાઈ નથી તમે પ્રસુતિગૃહ બાંધો એ વાત મને ગમી પણ હમણા મારાથી ફાળામા કઇ આપી શકાય એમ નથી' પાનાચંદ શેઠે સોપારી વાતરતા વાતરતા ચોખવટ કરી લીધી

'અમે ફાળા માટે આપની પાસે આવ્યા નથી ફાળામા તો બધાય આગેવાનોએ ગજા ઉપરવટ જઇને રકમ નોંધાવી છે તમને ય ઠીક લાગે તો ફાળો નોંધાવજો એ માટે કોઈ આગ્રહ નથી અમે આ વા

છીએ તો આ પ્રસુતિગૃહ સાથે દેવીના અવતાર જેવા સ્વ૦ મુક્તાબહેનનું નામ જોડવા માટે આપની સંમતિ લેવા માટે.' સરપંચે સ્પષ્ટતા કરી.

'પ્રસુતિગૃહ સાથે તમે મારી દીકરીનું નામ જોડો અને હું કાંઇ ફાળો આપું નહીં તો તો મારી ફેકડી જ થાય. અને હમણાં કંઈ ફાળો આપવાનો જોગ નથી. મને માફ કરો તો સારું.' પાનાચંદ શેઠે સોપારીનો ભૂકો ધરતાં ધરતાં ટાઢે કોઠે જવાબ આપ્યો.

'ફાળા માટે તો મેં શરૂઆતમાં જ ચોખવટ કરી દીધી. મુક્તાબહેન આપની દીકરી. પણ આખા ગામ માટે તો એ પ્રેરણામૂર્તિ હતાં. એમની સેવાની સુવાસ ગામ ભૂલી શકે એમ નથી. ગામના ઉપર એમનું મોટું ઋણ છે. આપની પાસેથી ફાળો લેવા માટે નહીં પણ અમારી ઉપરનું ઋણ ફેડવા માટે અમે પ્રસુતિગૃહ સાથે એમનું નામ જોડવાનો સંકલ્પ કર્યો છે. આપની સંમતિ મેળવવી જોઇએ એટલા માટે અમે બધાય અહીં આવ્યા છીએ. ફાળાની ચિંતા કર્યા સિવાય આટલી સંમતિ આપવા વિનંતી છે.' સરપંચે વધુ સ્પષ્ટતા કરી.

'જોગમાયા જેવી મારી દીકરી એનું થોડું જીવ્યું પણ સાર્થક કરી ગઈ. મારા જેવા અભાગિયાથી તો એને માટે કંઇ થઇ શક્યું નથી. પણ આખા ગામની લાગણી હોય તો પ્રસુતિગૃહ સાથે ખુશીથી મુક્તાનું નામ જોડજો.' પાનાચંદ શેઠ ગળગળા થઇ ગયા.

પાનાચંદ શેઠનો આભાર માની આગેવાનો ઊઠ્યા. ડેલી સુધી વળાવવા આવેલા પાનાચંદ શેઠે સરપંચને એક બાજુ બોલાવીને કહ્યું: 'પ્રસુતિગૃહના ફાળામાં મારી મુક્તાની પુણ્યસ્મૃતિમાં મારા તરફથી રૂપિયા એક હજાર ને એક લખી લેજો.'

'ના, ના. પાનાચંદ શેઠ. આપ ફાળા માટે ખેંચ રાખશો નહીં. મુક્તાબહેનનું નામ જોડવા આપે સંમતિ આપી એ જ આપનો મોટો ફાળો છે.' સરપંચે કહ્યું.

'મારી દીકરી માટે આટલી લાગણીથી ગામ વિચારતું હોય ત્યારે મારા જેવા અભાગિયાએ કંઇક તો કરવું જોઇએ ને! વધારે તો આપવાનો જોગ નથી. પણ મારું આટલું વેણ ઠેલશો નહીં.' પાનાચંદ શેઠે આગ્રહપૂર્વક જણાવ્યું.

પાનાચંદ શેઠનો બેવડો આભાર માની મોવડી મંડળે વિદાય લીધી.

*

પ્રસુતિગૃહ માટે ગામની બહાર, વૃક્ષોથી ઘેરાયેલી એક રળિયામણી જગ્યાની પસંદગી કરવામાં આવી. એના નકશા તૈયાર થઈ ગયા. બાંધકામ શરૂ કરવાનો વખત આવ્યો. મુહૂર્ત જોવરાવીને ખાતવિધિનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો.

'પાનાચંદ શેઠ! પ્રસુતિગૃહનું ખાતમુહૂર્ત કરવાનું નક્કી કર્યું છે. ગામની ઇચ્છા છે કે મુક્તાબહેનના નામ સાથે જોડાયેલા પ્રસુતિગૃહનું ખાતમુહૂર્ત મુક્તાબહેનના માતુશ્રીને હાથે થાય તો ઠીક.' ગામના પાંચેક મોવડીઓની સાથે પાનાચંદ શેઠ પાસે જઇને સરપંચે વિનંતી કરી.

'મુક્તાની બાને એ ન ફાવે. તમે કોઇ પ્રધાન કે આગેવાનને બોલાવીને ખાતવિધિ કરાવી લ્યો. મારે જે ફાળો આપવો તો એ મેં નોંધાવી દીધો. હવે વધુ આપવાની હમણા જોગવાઈ નથી.' વહેમાયેલા પાનાચંદ શેઠે જવાબ આપ્યો.

'પાનાચંદ શેઠ, અમે ફાળા માટે આપને આમંત્રણ આપવા આવ્યા છીએ એવો વહેમ હોય તો મનમાંથી કાઢી નાખજો. આપે એક હજાર ને એક રૂપિયા નોંધાવ્યા એની પણ અમે અપેક્ષા રાખી ન હતી. ગામને થયું કે મુક્તાબહેન જેવી જોગમાયાને જનમ આપનારીને હાથે જ આ પ્રસુતિગૃહની ખાતવિધિ થાય તો સારું. એટલા માટે અમે નિમંત્રણ આપવા આવ્યા છીએ.' સરપંચે ખુલાસો કર્યો.

'ખાતવિધિ કરે એણે બે વેણ બોલવા પડે. મુક્તાની બાને એવું કશું ફાવે નહીં. નાહક એ મૂંઝાઇ મરશે.' પાનાચંદ શેઠે મૂંઝવણ જણાવી.

'આ કામ માટે અમારે બહારથી કોઇને બોલાવવા

નથી. મુક્તાબ્હેનના આ પ્રસંગોચિત બે વેણુ બોલે તો ઠીક. અને બોલવાનું ન ફાવે તો ન બોલે એનો વાંધો નહીં. પણ ધાર્મિક વિધિ તો એમના શુભ હસ્તે જ કરાવવાનો ગામનો આગ્રહ છે. અમને નિરાશ કરશો નહીં.' કરમશીભાઈએ આગ્રહ કર્યો.

હા ના પછી પાનાચંદ શેઠના ધર્મપત્નીના શુભ હસ્તે પ્રસુતિગૃહના ખાતમુહૂર્તનો વિધિ કરાવવાનું નક્કી થયું.

નવાગામમાં આખા ગામે એક થઈને ગામના હિત માટે હાથ ધરેલી આ પહેલી પ્રવૃત્તિ હતી. ગામનો ઉત્સાહ કયાય માતો નથી. મુક્તાબ્હેનની સુવાસને કારણે બહેનોમાં પણ આ સમારંભ માટે આકર્ષણ જામ્યું છે. સુંદર મંડપનો સમારંભ યોજાયો. ગામના બહેનો ભાઈઓથી મંડપ ભરાઈ ગયો છે. પાનાચંદ શેઠ, એમના ધર્મપત્ની અને અન્ય આગેવાનો આવી પહોંચ્યા છે. પ્રસંગોચિત ભાષણો થયા. સરપંચે મુક્તાબ્હેનની જીવન ઝરમર કહી સંભળાવી. અને પ્રસુતિગૃહ જેવી એક આવકારદાયક પ્રવૃત્તિ સાથે એમનું પુણ્ય નામ જોડવા માટે સંમતિ આપવા બદલ શ્રી પાનાચંદ શેઠ અને એમના કુટુમ્બીજનોનો આભાર માન્યો. પાનાચંદ શેઠના ધર્મપત્નીના શુભ હસ્તે ખાતમુહૂર્તની ધાર્મિક વિધિ કરવામાં આવી. તેઓ તો કંઇ બોલી શકયા નહી. પરંતુ એમના વતી પાનાચંદ શેઠને પ્રસંગોચિત બે બે બોલ કહેવાની વિનંતી થતા તેઓ થોડા ક્ષોભ સાથે બોલવા ઊભા થયા.

'મુક્તા તો જોગમાયા હતી. એણે આખી જિંદગી કુંવારા રહીને ગામની સેવા કરવાનું વ્રત લીધુ હતું. પણ ભગવાને એને અકાળે આપણી વચ્ચેથી લઇ લીધી. એના અવસાનથી મારું મન ભાગી ગયેલું. એની પુણ્ય સ્મૃતિ જાળવવા હું તો કંઈ કરી શકયો નહીં. પરંતુ આપણા ગામના મોવડીઓએ આ પ્રસુતિગૃહ સાથે મારી દીકરીનું નામ જોડીને કાયમ માટે એની પુણ્યસ્મૃતિ જળવાઈ રહે એવી વ્યવસ્થા કરી છે એથી મારું દિલ ભરાઈ આવે છે. હું બીજું તો શું કરી શકું? પણ મારી દીકરીના પુણ્યસ્મરણાર્થે હું આ પ્રસુતિગૃહના ફાળામાં પાંચ હજાર ને એક રૂપિયા આપવાનું જાહેર કરું છુ. ગામના આગેવાનો મારી આટલી વાત સ્વીકારીને, મારી દીકરીની પુણ્યસ્મૃતિ સાથે શરૂ થતા આ શુભ કાર્યમાં મને પણ ભાગીદાર થવાની તક આપે એવી વિનંતી છે.'

ગદ્ગદ્ કંઠે આટલું બોલી પાનાચંદ શેઠ બેસી ગયા. ગામ લોકોએ તાળીઓના ગડગડાટથી વાતાવરણ ભરી દીધું.

*

ગામના સહકારથી તેમ જ સરપંચની કાળજીભરી દેખરેખ અને મહેનતથી જોતજોતામા પ્રસુતિગૃહનું મકાન તૈયાર થઇ ગયુ. જોઇતા સાધનો વસાવી લેવામાં આવ્યા. નર્સ અને અન્ય કર્મચારીઓનો પણ ગ્રામપંચાયત તરફથી પ્રબંધ થઈ ગયો. અનુકૂળ દિવસ જોઇને પૂરી ધામધૂમથી પ્રસુતિગૃહનું ઉદ્દ્ઘાટન કરવાનું નક્કી કરવામા આવ્યું.

'પાનાચંદ શેઠ, ફરી અમે આપને તકલીફ આપવા આવ્યા છીએ એ બદલ અમને માફ કરશો.' ગામના આગેવાનોને લઇને પાનાચંદ શેઠ પાસે જઇ પહોંચેલા સરપંચે વિનયથી શરૂઆત કરી.

'પ્રસુતિગૃહ માટે આવ્યા હશો.' પાનચંદ શેઠ વાત પામી ગયા.

'હા, છે તો એવુ જ. પણ આ વખતે અમારે આપને વિશેષ તસ્દી આપવી નથી. એક નાનકડી વાત માટે જ આવ્યા છીએ' સરપંચે જણાવ્યું.

'વાત નાની હોય કે મોટી હોય મારી દીકરીનું સ્મરણ તાજુ થાય છે એટલે મારાથી લાગણી વશ થઇ જવાય છે. મારી શક્તિ મુજબ મેં ફાળામા રકમ વધારી દીધી. હવે મને માફ કરો.' પાનાચંદ શેઠે બે હાથ જોડીને કહ્યુ.

'મારે ફરી ચોખવટ કરવી જોઈએ કે અમે આપની પાસે ફાળા માટે આવ્યા જ નથી. ગામના સહકારથી અને આપના સૌજન્યથી પ્રસુતિગૃહ માટે જોઇતી રકમનો ફાળો થઇ ગયો છે થોડા વખતમાં હવે ઉદ્દ્ઘાટનનો કાર્યક્રમ ગોઠવવો છે પણ અમને થયું કે આ પ્રસુતિગૃહ સાથે જેમનું પુણ્યસ્મરણ

જોડાયેલું છે એ મુક્તાબહેનનું તૈલચિત્ર મૂકયા પછી જ ઉદ્દઘાટન કરવું. અમે મુક્તાબહેનનો એકાદ ફોટો માગવા જ આવ્યા છીએ.' સરપંચે જણાવ્યું.

પાનાચંદ શેઠે ધરફોતરો ઉઘાડી કાળજીથી સંઘરી રાખેલ મુક્તાબહેનના કેટલાક ફોટાઓ કાઢીને સરપંચ પાસે ધરી, એમાંથી ઠીક લાગે એ ફોટો પસંદ કરી લેવા જણાવ્યું. સરપંચે એક ફોટો પસંદ કર્યો. નામાંકિત કલાકાર પાસે એના ઉપરથી તૈલચિત્ર તૈયાર કરાવવામાં આવ્યું. અને પ્રસુતિગૃહના પ્રવેશખંડમાં એ તૈલચિત્ર ગોઠવવામાં આવ્યું.

'પાનાચંદ શેઠ! મુક્તાબહેનનું તૈલચિત્ર તૈયાર થઈને આવી ગયું છે. એક વખત આવીને જોઈ જવા આપને વિનંતી છે.' સરપંચે પાનાચંદ શેઠ પાસે એકલાં જઈને દરખાસ્ત મૂકી.

પોતાની એકની એક અને ખૂબ જ વહાલી એવી સ્વર્ગસ્થ દીકરીનું તૈલચિત્ર જોવાની લાલચ પાનાચંદ શેઠ રોકી શકયા નહીં. વગર આનાકાનીએ પોતાના ધર્મપત્ની સાથે તેઓ સાબદા થયા. સરપંચ સાથે પ્રસુતિગૃહમાં જઈ પહોંચ્યા. પ્રવેશખંડમાં દાખલ થતાં જ સામે, તપસ્વીના અને સેવામૂર્તિ મુક્તાબહેનનું તપના તેજ રેલાવતું, સેવાની સુવાસ પ્રસરાવતું, અને હમણાં હોંકારો દેશે એવું ભાવવાહી તૈલચિત્ર જોઈને પાનાચંદ શેઠ લાગણીવશ બની ગયા. સદાય નિર્દોષ હાસ્ય વેર્યા કરતી અને સેવા પ્રવૃતિ ઓથી ઘરને અને ગામને ગુંજતા કરી મૂકતી દારની સ્મૃતિઓ તાજી થઈ. કયાંય સુધી ભાવપૂર્વક ચિત્ર સામું જોઈને તેઓ ઊભા રહ્યા. એમની આંખમાંથી અશ્રુબિન્દુઓ સરી પડયાં. વાતાવરણ ગંભીર બની ગયું.

થોડી વારે સૌ પ્રવેશખંડ છોડીને બહાર નીકળ્યા. પાનાચંદ શેઠે વિદાય લેતા લેતા સરપંચને કહ્યુ. 'બાધાભાઈ, પ્રસુતિગૃહના ફાળામાં રૂપિયા પાંચ હજારને બદલે મારા દશ હજારને એક નોંધી લેજો'

'ના ના. પાનાચંદ શેઠ. આપે પાંચ હજાર ને એક આપ્યા એ નાની વાત નથી. હવે આપની પાસેથી વધુ રકમ લેવાય નહીં. મુક્તાબહેન તમારી તો દીકરી હતી પણ ગામ આખાનું તો એ આભુષણ હતું. એમની પુણ્યસ્મૃતિમાં કંઈક કરી છૂટવાની અમારી ગામ લોકોની પણ ફરજ ખરી કે નહીં.' સરપંચે લાગણીવશ બનીને કહ્યું.

'મારી દીકરી માટે તમે બધાય આટલી લાગણી દેખાડો છો, ત્યારે મારે પણ કંઈક તો કરવું જોઈએ ને? મારું આટલું પેણ ટેલશો નહીં.' આટલું કહીને પાનાચંદ શેઠ પ્રસુતિગૃહના પગથિયાં ઉતરી ગયા.

*

પ્રસુતિગૃહના ઉદ્દઘાટનનો કાર્યક્રમ નક્કી થયો. ઉદ્દઘાટન માટે કોને બોલાવવા એ અંગે સારી એવી વિમાસણ જાગી. કોઈએ આરોગ્ય ખાતાના પ્રધાનને નિમંત્રણ આપવાની દરખાસ્ત કરી, તો કોઈએ આરોગ્ય ક્ષેત્રે આગળ પડતી સેવા આપતા નામાંકિત ડોકટરને બોલાવવાની હિમાયત કરી. પણ અંતે મુક્તાબેનને સેવાની દિક્ષા આપનાર અને સારાયે પંથકમા બહેનો તેમજ બાળકોની કલ્યાણ પ્રવૃતિ માટે ભેખ લઈને સેવા આપી રહેલાં ઉષાદેવી બહેનનાં વરદ હસ્તે પ્રસુતિગૃહનું ઉદ્દઘાટન કરાવવાનું નક્કી કરવામા આવ્યું.

'પાનાચંદ શેઠ! હવે અમારી છેવટની એક વિનંતી છે. શ્રી ઉષાબેનના વરદ્ હસ્તે પ્રસુતિગૃહનું ઉદ્દઘાટન રાખવામાં આવ્યું છે. આપે આ કાર્ય માટે જે લાગણી દર્શાવી છે એ જોતા આ પ્રસંગે અમે આપની હાજરી અનિવાર્ય લેખીએ છીએ. ઉદ્દઘાટન સમારંભનું પ્રમુખસ્થાન લેવા માટે અમે આપને વિનંતી કરવા આવ્યા છીએ.' ગામના આગેવાનો સાથે આવેલા સરપંચે આવવાનું પ્રયોજન જણાવ્યું.

'હવે તો તમે મને માફ જ કરો. મારી વહાલી દીકરીનું સ્મરણ તાજું થતાં જ મનથી લાગણીવશ બની જવાય છે. પણ હવે વધુ રકમ આપવાની મારી ત્રેવડ નથી. આ પ્રસંગે તો મારી ગેરહાજરી નિભાવી લેવા હું તમને સામેથી વિનંતી કરું છું. તમારો આગ્રહ હોય તો મુક્તાની મા હાજરી આપશે.' પાનાચંદ શેઠે જણાવ્યુ.

'અમારી સૌની ઇચ્છા અને આગ્રહ છે કે આ સમારંભનુ પ્રમુખસ્થાન તો આપે જ લેવું જોઈએ. ગામને માટે એ જ શોભે. અને વધુ આગ્રહ કરતા પહેલા ચોખવટ કરી લઉં છુ કે કદાચ આપ વધુ દાનની જાહેરાત કરવા ઇચ્છો તો પણ હવે અમે સ્વીકારવાના નથી. ગામને પણ એના ફરજ

બજાવવાની તક આપવી જોઈએ.' સરપંચે સૌ મોવડીઓ વતી સ્પષ્ટતા કરીને આગ્રહ કર્યો.

સારી એવી આનાકાની પછી પાનાચંદ શેઠે, ઉદ્‌ઘાટનના સમારંભનું પ્રમુખસ્થાન લેવાનું સ્વીકાર્યું. ઉદ્‌ઘાટનનો દિવસ આવી પહોંચ્યો. ગામ આખામાં ઉત્સાહ અને આનંદ ક્યાંય માતો નથી. બીજા ગામોએ વિકાસના અનેક કાર્યો કરીને સારી એવી પ્રગતિ કરી હતી. નવાગામ અત્યાર સુધી પાછળ રહી ગયું હતું. પરન્તુ હવે ગામમાં સંપ, આદર અને એકતાનું વાતાવરણ નિર્માણ થયું હતું. એના ફળ તરીકે, ગામના આંગણામાં વૃક્ષોની ઘટાથી ઘેરાયેલા રળીયામણાં સ્થળે પ્રસુતિગૃહ શોભતું હતું.

સમય થયો અને ઉષાદેવીબહેન તથા અન્ય મહેમાનો આવી પહોંચ્યાં. સભામંડપ ખીચોખીચ ભરાઈ ગયો. બહેનોની વિશેષ હાજરી ધ્યાન ખેંચતી હતી. બાળકો પણ ઉત્સવ માણી રહ્યા હતાં.

સરપંચે મહેમાનોનું સ્વાગત કર્યું. પ્રસંગોચિત વ્યાખ્યાનો થયા. મુક્તાબહેનના પુણ્ય સ્મરણોની પ્રેરણાથી નિર્માણ થયેલ પ્રસુતિગૃહનું ઉષાબહેને તાળી ઓના ગડગડાટ વચ્ચે ઉદ્‌ઘાટન કર્યું. અન્તે પ્રમુખ સ્થાનેથી ઉપસંહાર કરવા માટે પાનાચંદ શેઠનો વારો આવ્યો.

પોતાની એકની એક દીકરીના સેવાકાર્યની સુવાસ અને પ્રસુતિગૃહ જેવી બહેનો તથા બાળકોના કલ્યાણ માટેની ઉપયોગી સંસ્થા સાથે જોડાયેલી એની પુણ્યસ્મૃતિથી પાનાચંદ શેઠનું દિલ ભરાઈ ગયું. ગામ લોકોએ મુક્તાબહેન માટે દર્શાવેલ ભાવનાનો એમણે આભારની ઊંડી લાગણી સાથે ઉલ્લેખ કર્યો. અને આ પ્રસુતિગૃહ એક કલ્યાણકારી અને ઉપયોગી સંસ્થા તરીકે બહેનોની તેમજ બાળકોની સેવા આપતી રહે એવી ભાવના વ્યક્ત કરી. આટલું બોલતાં એમને ગળે ડૂમો ભરાઈ ગયો. એટલે વિશેષ તેઓ બોલી શક્યા નહીં પણ બેસતાં બેસતાં એમણે જાહેરાત કરી કે સરપંચના કહેવા મુજબ આ પ્રસુતિગૃહ માટે રૂા. પચ્ચીસ હજારનું ખર્ચ થયું છે. મારી દીકરીની પુણ્યસ્મૃતિમાં મારે જ ગામને આ પ્રસુતિગૃહની ભેટ આપવી જોઈતી હતી. પણ મને એ સૂઝયું નહીં. મારી ફરજ ગામે બજાવી. હવે આ પ્રસુતિગૃહના ખર્ચની પૂરી રકમ હું મારા તરફથી દાન તરીકે જાહેર કરું છું.'

'હાં! હાં! પાનાચંદ શેઠ! પ્રમુખપદ લેવા માટે અમે આપને વિનંતી કરી ત્યારે જ વધુ દાન જાહેર ન કરવાનો આપની પાસેથી અમે કોલ લીધો છે. આપે દસહજારનો ચેક તો જાહેર કર્યો જ છે. મુક્તાબહેન આપની દીકરી એ વાત ખરી પણ ગામ આખાની એ શોભા અને પ્રેરણા મૂર્તિ હતાં. ગામ લોકોએ પણ પોતાની ફરજ બજાવવી જોઈએ. પ્રસુતિગૃહ માટે જોઈતી રકમનો ફાળો થઈ ગયો છે. એટલે હવે આપનું વિશેષ દાન અમે નહીં સ્વીકારીએ.' સરપંચે તુરત જ ઉભા થઈને પાનાચંદ શેઠને વારવાનો પ્રયત્ન કર્યો.

'અત્યારસુધી મેં મારા ફાળાની જાહેરાત જ કર્યો કરી હતી પણ રકમ આપી ન હતી. આજે તો રૂપિયા પચ્ચીસ હજારનો ચેક લઈને જ આવ્યો છું'. આટલું કહીને પાનાચંદ શેઠે રૂપિયા પચ્ચીસ હજાર ને એક રૂપિયાનો ચેક ઉષાદેવીના હાથમાં મૂકી દીધો.'

'એ નહીં બને, પાનાચંદ શેઠ! આ પ્રસુતિગૃહ સાથે મુક્તાબહેનનું નામ જોડવાની સંમતિ આપીને અમને આપે ખૂબ જ આભારી કર્યા છે. એમના પ્રતાપે જોઈતી રકમ ગામ લોકોએ અને ખાસ કરીને ગામની બહેનોએ હોંસે હોંસે ભરી આપી છે. હવે વધારે રકમની જરૂર નથી.' સરપંચે ઊભા થઈને ફરી પાનાચંદ શેઠને વિનંતી કરી.

'એ રકમ પ્રસુતિગૃહના ચાલુ ખરચ માટે રાખજો મારી દીકરીના સ્મૃતિમાં ગામને પ્રસુતિગૃહની ભેટ મારે જ આપવી જોઈએ. તમે સૌએ મને મારો ધર્મ સમજાવ્યો એ બદલ હું ગામનો આભારી છું. તમારે મારી આટલી ભેટ સ્વીકારવી જ પડશે.' પાનાચંદ શેઠે ઊભા થઈને નિશ્ચયાત્મક અવાજે જાહેરાત કરી.

અને ત્યાર પછી બેસતાં બેસતાં ફરી લાગણીવશ થઈ, ગદ્‌ગદ કંઠે બે હાથ જોડી પાનાચંદ શેઠ બોલ્યા. 'મારું આટલું વેણ ઠેલશો નહીં.'

પાનાચંદ શેઠનું વેણ ઠેલવાની સરપંચની કે ગામ લોકોની હિંમત ચાલી નહીં. પાનાચંદ શેઠ અને એમના ધર્મપત્નીએ ધન્યતા અનુભવી ગામ લોકોએ વિશેષ ધન્યતા અનુભવી. સમારંભ પૂરો થયો. પાનાચંદ શેઠના શબ્દો વાતાવરણમાં ગૂંજતા રહ્યા. 'મારું આટલું વેણ ઠેલશો નહીં.'

# માનવીનું આયુષ્ય

રશ્મિન મહેતા

આખી દુનિયાની રચના થઇ ગઇ. પછી બ્રહ્માને મૂંઝવણ થઇ કે આયુષ્યની વહેંચણી શી રીતે કરવી ? સૌથી વધારે લાંબી જિંદગી કોને આપવી ? કદાચ કોઇને લાંબું કે ટૂંકું આયુષ્ય આપવાથી એ પ્રાણી ગુસ્સે તો નહિ થાય ને ? એના કરતાં તો સૌને એક સરખું આયુષ્ય આપવામાં આવે તો કોઇ ગુસ્સે થાય જ નહિ. એમ વિચારીને બ્રહ્માએ એક પછી એક પ્રાણીઓને પોતાની પાસે બોલાવવા માંડયા, બ્રહ્માજી એને પૂછતા :

'મેં દરેક પ્રાણીને ૩૦ વર્ષોનું આયુષ્ય આપવાનો વિચાર કર્યો છે. તને એવડી જિંદગી ટૂંકી તો નહિ પડે ને ?'

'ટૂંકી ?' ગધેડાએ નવાઈ પામતાં કહ્યું : 'ત્રીસ વરસ સુધી મારે બસ ઢસરડા જ કરવાના ? જે કાંઈ મળે તેના પર જ જિંદગી ખેંચવાની ને ? અને આમે ય મને શું મળે છે ? માત્ર ઠફણાં અને ગાળો જ ને ? ત્રીસ વરસનું આયુષ્ય લઇને હું શું કરું ? એના કરતાં તો મારું આયુષ્ય થોડુંક ટૂકું કરો તો સારું'

'ઠીક ત્યારે તને ૧૮ વર્ષનું આયુષ્ય આપું છું. બસ !'

ગધેડો આનંદથી પોતાના બંને કાન હલાવતો ચાલી નીકળ્યો.

*

એ પછી વારો આવ્યો કૂતરાનો.

બ્રહ્માએ એને કહ્યું: 'હું ગધેડાને ૩૦ વર્ષનું આયુષ્ય આપવાનો હતો. પણ તેને તે આયુષ્ય લાંબુ પડયું. તને પણ ત્રીસ વર્ષનું આયુષ્ય લાંબુ તો નથી લાગતું ને ?'

'હે દેવ ! શું મારી જિંદગી ગધેડા કરતાં કંઈ વધારે સુખી છે ? મારે તો બસ ભસ્યા જ કરવાનું અને દોડધામ ચાલુ રાખવાની. એ રીતે હું ત્રીસ વર્ષ કેમ ગુજારીશ ? અને વળી ઘડપણમાં તો વધુ ત્રાસ પડશે, એ કેમ સહન થશે ?'

ભગવાને વિચાર કર્યો અને એને બાર વર્ષનું આયુષ્ય આપ્યું.

*

એના પછી વારો આવ્યો વાંદરાનો.

'ત્રીસ વર્ષનું આયુષ્ય તને પૂરતું છે ને ? ગધેડાને અને કૂતરાને એટલું આયુષ્ય લાંબું લાગ્યું.'

'અરે ભગવાન ! મારું જીવન તો એ બંનેના કરતાં પણ વધારે ખરાબ છે. મારે કંઇ બોજો ઉપાડીને ફરવાનું હોતું નથી; પણ લોકોનું મનોરંજન કરવું પડે છે. આડા-અવળા કૂદકા મારવા પડે છે. દાંત કચકચાવવા પડે છે અને લોકો મારા તરફ જે ટુકડા ફેંકે તે ખાવા પડે છે. આ તે કઇ સુખી જિંદગી કહેવાય ? મારે તો બસ એટલી જ વિનંતી કરવાની છે કે મારું આયુષ્ય થોડુંક ટૂંકું કરો !'

બ્રહ્માએ વિચાર કર્યો અને વાંદરાને દસ વર્ષનું આયુષ્ય દીધું. વાંદરાએ આનંદથી કૂદકો માર્યો અને જતો રહ્યો.

*

છેવટે વારો આવ્યો માનવીનો.

'ત્રીસ વર્ષનું આયુષ્ય તને કંટાળા ભરેલું તો નહિ લાગે ને ?' બ્રહ્માએ માનવીને પૂછયું : 'તને બનાવવામાં મેં સૌથી વધારે સમય ખર્ચ્યો છે. પૃથ્વી પરના બધા પ્રાણીઓમાં તું મને સૌથી વધુ ગમે છે. હવે તું જ કહે, ત્રીસ વર્ષનું આયુષ્ય તને લાંબું તો નથી લાગતું ને ?'

'બસ! ત્રીસ જ વર્ષ!' માનવી બોલી ઊઠયો, 'ત્રીસ વર્ષ તો બહુ ઓછાં પડે. પ્રભુ! હું માંડ ઘર બાંધવાની શરૂઆત કરતો હોઉં; વાવેલા ઝાડને સુખનાં અંકુર ફૂટવાની શરૂઆત થાય એટલામાં તો મોત આવીને ઊભું રહે. એ કેમ સહન થાય? પ્રભુ! એના કરતાં તો મને થોડું લાંબુ આયુષ્ય આપો.

'તારા માટે ત્રીસ વર્ષનું આયુષ્ય તો મેં નકકી જ કરી નાખ્યું છે. પણ ગધેડાને ત્રીસ વર્ષનું આયુષ્ય જોઈતું નહોતું. તેને ૧૮ વર્ષનું આયુષ્ય મેં કરી આપ્યું છે એટલે વધેલા ૧૨ વર્ષનું આયુષ્ય હું તને સોંપવાનો છું.'

'બાર જ વર્ષ! એટલાઓછા જ ઉમેરશો? બાળ-બચ્ચાં જરાક મોટાં થાય, એટલામાં તો મારું મરણ થશે. મારા પછી આ બાળ-બચ્ચાંની દેખભાળ કોણ રાખશે?'

જો! મારી પાસે કૂતરાનુ ૧૮ વર્ષનું આયુષ્ય શિલકમાં છે. તે પણ તને ઉમેરી આપુ છું. હવે તો તને સંતોષ થશે ને?'

'ના, પ્રભુ! બાળકોનાં લગ્ન થાય; એમનાં બાળકોને પણ હું લાડથી રમાડું; એમના પર વહાલ ઢોળું ત્યારેજ મને જરા સંતોષ થાય. મારી આપને એટલી જ વિનંતી છે કે બાળ-બચ્ચાંનું સુખ જોવા માટે મારું આયુષ્ય જરા લંબાવી આપો.

'ખરુ જોતાં તો તારા માટે આ આયુષ્ય પૂરતું જ છે. પણ તારી વૃત્તિ અસંતોષી લાગે છે? અટલે વાંદરાનું વીસ વર્ષનું આયુષ્ય પણ તારી જિંદગીમાં ઉમેરી આપું છું. હવે તારી કોઇ વિનંતી નહિ સાંભળું.' બ્રહ્માએ સ્પષ્ટ સંભળાવી દીધું.

'જેવી તમારી મરજી!'

*

—અને ત્યારથી માનવીનું આયુષ્ય ૮૦ વર્ષનું થયું શરૂઆતનાં ત્રીસ વર્ષ તે તેનું ખરુ આયુષ્ય. એ કાળ દરમ્યાન શરીર અને મન તદ્દન સ્વસ્થ અને ઉલ્લાસિત હોય છે. કોઇ જાતની ચિંતા નથી હોતી. એ પછીનાં ૧૮ વર્ષ ગધેડાના આયુષ્યનાં આવે છે. એ સમયના ગાળા દરમ્યાન માનવીના નસીબમાં સંસારનો બોજો વહેવાનો ઉપાડવાનો હોય છે. સાંસારિક જવાબદારીનો ભાર ઉપાડવાનો હોય છે. એ અઢાર વર્ષ પૂરાં થાય એટલે માણસને માટે કૂતરાની જિંદગી શરૂ થાય છે. સંસારનો ભાર વેઠીને એની કંમર વાકી વળી ગઇ હોય છે. શકિત પણ કમી થવા માંડે છે. કામકાજ થઈ શકતાં નથી. ફક્ત એક જ જગ્યાએ બેમીને બીજા લોકોની નિંદા કરવામાં અને તેમની સામે ભુંકયા કરવામા જ એ સમય વીતે છે. બીજું કરે પણ શું? છેવટના વીસ વર્ષ એ માકડાનું જીવન જીવે છે. નાના બાળબચ્ચાંઓનાં મન ખુશ કરે છે. એમને મનોરંજન આપે છે. તેમને માટે ચાળા પાડવા પડે છે. ઢોંગ પણ કરવા પડે છે. કોકવાર તો એમને માટે ઘોડા પણ બનવું પડે. આમ વાનરવેડામા એના છેવટના વર્ષ વીતે છે. આવુ છે માનવીનું આયુષ્ય.

—જર્મન લોકકથા પરથી



# અવગાહન

ચાચા

પ્રિય શોભા

ગિરનારની ગોદમાં રમેલી ભમેલી એ તો તું ક્યાંથી ભૂલે? અને ગિરનારની ટોચે પહોંચવાની તારી તાલાવેલી અમારાથી શે ભૂલાય!

અને જ્યારે તું પાપા પગલી પાડતાં થઇ, દોડવા લાગી અને ગિરનારની ટોચે પહેલ વહેલી સાતેક વર્ષની ઉંમરે પહોંચીને અંબાજીના મંદિરે ટોકરી વગાડી તું આનંદથી કેવી ભરાય ગઈ હતી. જાણે આખી દુનિયાનો આનંદ ન સમેટી લીધો હોય! યાદ છે ત્યારનું તારું વિજયયુક્ત હાસ્ય!

હવે તો તું મોટી થતી આવે છે એટલે તારા તે વિજયયુક્ત હાસ્યની કિંમતની કિંમત તને ન કળાય. તને એમ થાય કે એમાં શું? ઠ. હિમાલયના ઉત્તુંગ શિખરો રોળ્યા હોય તો બરાબર.

પણ શોભા, એવું નથી. નાના મોટા દેખાતા દરેક વિજયોમાં એક સરખા જ આનંદના હીંલોળા ચઢે છે.

ગિરનારના ખોળામાં ઉછરેલી કુદેલી એટલે તને ડુંગરા ખુદવા ખુબ ગમે છે; ખરું! હિમાલય ખૂંદવો છે?

એક મુશ્કેલ સાધન વિહોણી સાધુટોળીની યાત્રાનો અહેવાલ સ્વામીદાદા (આનંદ)એ લખ્યો છે. આ અહેવાલ મેળવવા સ્વામીદાદાને મધમમરીને જેમ ચોટવું પડેલું ત્યારે માંડ માંડ સ્વામી પ્રબોધાનંદજી એ એક મેલુદાટ ચીથરેલી ટયું બંડલ કાઢયું. એમાં કશાક હેન્ડબીલોના પનાકડાંની કોરી પીઠો ને માર્જીનો ઉપર પેનસિલે કરેલા ટાંચણ હતા. બીજાની આંખને તો એમાં કશાય સગ સૂઝે તેમ નહોતું.

સ્વામી પ્રબોધાનંદજી બોલતા જાય ને સ્વામીદાદા ટાંચણ કરતા જાય અને એમ ૯૨ પાનાંની પુસ્તિકા તૈયાર થઈ.

દાદાજીની અનોખી શૈલી અને તળપદી શબ્દો સાથેની મિત્રાચારી આપણને મંત્રમુગ્ધ કરે છે. વાંચતાં વાચતાં હિમાલયની મહાનતાનાં દર્શન કરવામાં આપણે એ અવધૂત ટોળીની સાથે ભાગીદાર ન બનતા હોઈએ એવો રોમાંચ પણ અનુભવીએ છીએ.

એ પુસ્તિકાનું નામ છે: **બરફ રસ્તે બદરીનાથ,** લેખકો: **સ્વામી પ્રબોધાનંદ.... સ્વામી આનંદ;** પ્રકાશક: **બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ;** કિંમત: ૧–૫૦

બરફના પહાડો ખૂંદનારા સામાન્ય રીતે પરદેશીઓ જ હોય છે. અને તેઓ લાખો રૂપિયા તેની પાછળ ખરચતા હોય છે જ્યારે આ સ્વામીજી અને તેમના સાથીઓ પગમાં પગરખુંય પહેર્યા વગર બે કામળાભેર જઈ આવ્યા ૭ દહાડામાં ગોમુખથી બદરીનાથ.

સ્વામીજીના સાથીઓનું તું વર્ણન વાંચીશ તો તને હસવું જ આવશે. અને વિચારમાં પડીશ. અને બોલી ઉઠીશ. સાવ ખોટીવાત. બરફના પહાડોની કાતિલ ઠંડીમાં આ વેશે સાધન વિહોણા ન જવાય.

જ્યારે તું આ મુશ્કેલ ટોળી પોતાની સાથે જે સામાન લઈ જાય છે તેની વિગતો વાંચીશ ત્યારે તું ડઘાઈ જઈશ, મુઝાઈ જઈશ.

અરે સ્વામીજી પોતે પણ મુંઝાય છે. કેવી મૂઝવણ?

"મોડી રાત્રે હું ગુફામાં સૂતો. પણ મને ઊંઘ ન આવી. જાણે માથામાં મોટરો ચાલતી હતી. મારું મગજ ભમવા લાગ્યું.... આ સાહસ ખેડનારા આથી મહારથી અમે બધા કોણ હતા?

અને એનું માન અભિમાન બધું ગળી ઓગળીને પાણી થઇ જાય છે. અહીં માણસ એકીસાથે મુગ્ધ અને મૂંગો બની જાય છે.

'કાળકાળાંતરથી આ પર્વતો અને બરફ-માળાએ આમને આમ અવિચળ ઊભાં છે. આમને આમ આ ગ્લેશીઅરોના બરફ અને રંગ જામેલા પડ્યાં છે. ધૌમ્ય નામના ગોર-બાપાને સંગાથે લઇને પાંડવો સહિત શ્રીકૃષ્ણ ભગવાન જાતે પોતે જ્યારે આ માનસખંડની યાત્રાએ અહીં થઇને વિચર્યા, તે કાળનાં રૂપરંગ આકાર કદનાં જે વર્ણનો ઈતિહાસ પુરાણ ગ્રંથોમાં જડે છે તેનાં તે જ આજે ય છે.......

'કાળકાળાંતરથી આ હિમાલય, આ ટાઢાબોળ જોગંદરો, આમને આમ ઊભા છે. કાળની કાતી એની આગળ બૂઠી છે. કહોને અનંત પોતે જ અહીં થિરથાવર થઇને ઊભો છે. માણસને અહીં એનાં મોઢામોઢ દર્શન થાય છે.'

અને રાત્રીની ચાંદની પણ કેવી કામણગારી ત્યા હોય છે. સ્વામીજી ત્યાં હિમાલયની ભવ્યતાનું દર્શન કરે છે.

'આખું આકાશ સેંકડો હજારો માણેક મોતી ને હીરાની જેમ ચળકતાં તારાઓના મંડળો અને ગ્રહનક્ષત્રોની આભાથી ઝળહળી ઊઠ્યું હતું. ચોમેર ચીંસોળીસ ઊભેલાં બરફ-શિખરો અને ઢોળાવોને ચંદ્રની ઊજળીદૂધ ચાંદની રૂપારસનાં અઘોળ કરાવી રહી હતી! પૃથ્વી જાણે નીરવતાની ગોદમાં સમાઈને ઊંઘી રહી હતી. સૂતેલા ગુલીવર જેવા મસ્તાન ગ્લેશીઅરની છાતીપર પાણીનાં ખાબોચિયાં આછી ચાંદનીમાં ચમકી રહ્યાં હતાં.

'તૃપ્તિની અનુભૂતિનાં મને ઘેન ચડ્યાં. આંસુએ મારી દાઢી ભીંજવી દીધી. કેમ, તે હું સમજી ન શક્યો. કદાચ મનમાં ઊંડે ઊંડે એ વિચારે આંસુ આવ્યાં હશે કે આગઆટલાં સૌંદર્ય અને સુખ ઈશ્વરે એનાયત કર્યાં, છતાં કાળા માથાના માનવીએ એની કદર બૂઝી નહી!'

અને ડગલેને પગલે મોત સાથે કેમ સંતાકુકડી રમાય છે તે પણ જો.

હવે અમે કદી ન પીગળનારાં અનંતકાળનાં બરફાનોવાળા પ્રદેશમાં પ્રવેશી ચૂકયા હતા....

ઘડીક ચાલ્યા ને દલીપસિંઘે ગ્લેશીયરનો કાંઠો છોડી ચતુરંગીના પટ વચ્ચોવચ થઇને ચાલવા માંડ્યું. અમે અક્ષરે બોલ્યા વિના ચુપ-ચાપ એની પાછળ ચાલ્યા. પણ હું મારી જિજ્ઞાસાને રોકી શકયો નહિ.

'ભાઈ દલીપસિંઘ, તમે ચીંધી તે પડાવ-વાળી જગાતો સામે જ કળાય છે. આમ ગ્લેશીઅર વચ્ચે થઇ ફેર ખાઇને ચાલીએ, તે કરતા કાંઠે-કાંઠે ચાલીને સીધા જ પહોંચવું સહેલું નહોતું?'

'સમાધ લેવાની ઉતાવળ થઇ હોય તો જ ઇ કોર્ય હલાય!'

આ શબ્દો એણે માંડ પૂરા કર્યા હશે ને એકાએક શિખરો તરફ અમે મોટો ગડગડાટ સાંભળ્યો.

'એ શું? વરસાદ ગાજે છે? વાદળાં તો નથી!'

પણ જવાબની જરૂર જ ન રહી. પેલાં બરફનાં ઊંચા શીખરોવાળા ઢોળાવો પરથી મસમોટાં બરફાની ડગળા અને ચટ્ટાનો ધડા-ધડ નીચે ગબડતાં અમે જોયા!..................
જે તળેટીની કોરાણે થોડીક મિનિટો પહેલા અમે ચાલી રહ્યા હતા તેની ઠેઠ કોર સુધી એ બધું આવીને ત્રાટક્યું એ અમે સગી આંખે જોયું!

'જોયુ? ઈનું નામ ડાંડાટળણી (ગિરિપ્રપાત). આવાં ઢાડઢળણું આંયકણે રોજ થ્યા કરે. આ જગ્યા જ ઇની રોજની. અટલે ન્યાં થઈને કોઇ દિ' ના હલાય. મને ખબર, અટલે જ




લાવણ્યમય જીવનના
અદ્યતન આદર્શને
વસ્ત્રો મૂર્ત કરે છે

# ઠાકરસી

ફેબ્રીક્સ

તેના પર લેબલ છે

SANFORIZED

ઠાકરસી ગ્રુપ ઓફ મીલ્સ
- ધી હિન્દુસ્તાન સ્પીનીંગ એન્ડ વી. મીલ્સ કંપની લિ
- ધી ક્રાઉન સ્પીનીંગ એન્ડ મેન્યુ. કંપની લિ.

---

અનેક શુભકામનાઓ સાથે

## મેસર્સ ગોરધનદાસ એન્ડ કું૦

ઈન્જીનિયર્સ એન્ડ કોન્ટ્રાકટર્સ

એફ સી આઈ એડમિનિસ્ટ્રેટીવ ઑફિસ બિલ્ડીંગની પાસે,
ટ્રોમ્બે
મુંબઈ, ૭૨

# આપ ધારો છો તે કરતાં વધારે દુગ્ધાહાર અમૂલ ડબામાં છે

અમૂલ દુગ્ધાહાર આપને ૫૦૦ અને ૧૦૦૦ ગ્રામના ડબાઓમાં મળે છે. ૫૦૦ ગ્રામ ડબામાં ૧ રતલ કરતાં ૪૬ ગ્રામ વધારે દુગ્ધાહાર છે. ૧૦૦૦ ગ્રામ ડબામાં ૨ રતલ કરતા ૯૨ ગ્રામ વધારે દુગ્ધાહાર છે. જ્યારે આપ કિંમતની સરખામણી કરો ત્યારે આ ધ્યાનમાં રાખો. બેડોળા કાગળોના પેકેટમાં નહિ. અમૂલ્ય બાળકોના આહારના રક્ષણ માટે અમૂલના ડબાઓ અંદરથી (તે સોનેરી રંગ જુઓ) આહારમૂલ્ય સંપૂર્ણ પણે જળવાઈ રહે તેવા બનાવવામા આવે છે. શૂન્યાવકાશની પદ્ધતિ વડે ડબાઓમાંથી બધી હવા બહાર કાઢી લેવામાં આવે છે. આથી આપના બાળક માટે જરૂરી વિટામિનો તાજાં જ રહેશે અને તેમાં કોઈ વિકાર કે ફેરફારનો ભય રહેશે નહિ. આપના બાળક માટે અતિ ઉત્તમ!



**તાજા દૂધમાંથી બનાવેલ 'અમૂલ' દુગ્ધાહારમાં ૭ વિટામિનો છે જે આપના બાળક માટે જરૂરી છે.**

ASP/ABF 43 GU

# ગાંધી શ્રાધ નિમિત્તે નવજીવન ટ્રસ્ટે જાહેર કરેલી ગાંધી સાહિત્યના પ્રચારની ખાસ યોજના

તા. ૩૦ મી જાન્યુઆરીથી તા. ૧૨ મી ફેબ્રુઆરી સુધીના ગાંધીશ્રાદ્ધના દિવસો નિમિત્તે ગાધી-સાહિત્યનું અધ્યયન થાય તે હેતુથી ગાધી-સાહિત્યના બે અગિયાર રૂપિયાની કીમતના સેટ બનાવી આખો સેટ ખરીદનારને તે સેટ અડધી કીમતે પૂરો પાડવાની યોજના નવજીવન ટ્રસ્ટ તરફથી જાહેર કરવામાં આવી છે.

આ યોજનાનો લાભ લેવા ઇચ્છતા વાચકોને વ્યવસ્થાપક, નવજીવન ટ્રસ્ટ અમદાવાદ ૧૪ ને લખવાથી પૂરી માહિતી મોકલી આપવામા આવશે. ગાંવી-સાહિત્યના પ્રચારની આ ખાસ યોજના ફેબ્રુઆરીના અંત સુધી ચાલુ રહેશે અને લોકો તેનો પૂરતો લાભ લેશે એવી આશા છે.

# વિશ્વમાનવ



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું અનોખું માસિક ○ માર્ચ–૧૯૬૫

# વૈષ્ણવજન



વર્ષ ૩ : : અંક ૧૨ : માર્ચ : ૧૯૬૫

## અનુક્રમ



*

સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમા બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેંક લિ૦

રજિસ્ટર્ડ ઓફિસ અમદાવાદ

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા, અમદાવાદ-૯
ફોન નં૦ ૭૮૨૧૫ અને
૭૮૪૩૯

સહકાર ભવન
ઢેબરભાઇ રોડ, રાજકોટ
ફોન નં૦ ૫૦૮ અને
૧૦૮૮

આયોજન ક્ષેત્રે મહાન સિધ્ધિ

## ખેડૂતોની સંમૃદ્ધિ અને ખેતીની આબાદી માટે આ બેન્કની ૧૭૧ શાખા દ્વારા જુદા જુદા હેતુઓ માટે થયેલ ધીરાણ.

| | | સંખ્યા | રકમ |
|---|---|---|---|
| ૧ | નવા કુવા માટે | ૫૭,૪૪૮ | ૭,૭૯,૪૯,૫૪૯ |
| ૨ | જૂના કુવા સમારવા | ૧૨,૩૧૧ | ૮૦,૪૩,૬૨૨ |
| ૩. | ઓઈલ એન્જીન તથા મોટર્સ | ૪૫,૩૩૯ | ૧૪,૭૬,૩૩,૬૩૩ |
| ૪. | ટ્રેકટસ માટે | ૧,૨૨૯ | ૧,૮૫,૮૨,૧૬૯ |
| ૫ | બંધપાળા માટે | | ૫૪,૫૯,૭૧૭ |
| ૬. | ખેતર ઉપર મકાન બાંધવા, મશીન રૂમ બાંધવા, ઢોરના છાપરા બાંધવા | | ૧,૫૧,૧૦,૪૫૦ |
| ૭. | અન્ય હેતુઓ માટે | | ૨,૭૦,૮૨,૬૧૦ |
| ૮. | કબજા હક્ક મેળવવા | | ૨,૬૩,૩૪,૭૪૫ |
| | | કુલ ધીરાણ | ૩૨,૭૧,૯૪,૪૯૫ |

બેન્કની શેર કેપીટલ રૂા. ૧,૨૮,૪૮,૧૮૦ ઉપર થવા જાય છે.

મગનભાઇ ર. પટેલ
ઉપ-પ્રમુખ

હરિપ્રસાદ હ૦ ત્રિવેદી
એમ (રીટાયર્ડ)
મેનેજીંગ ડીરેકટર

ઉદયભાણસિં. હજી
(યુવરાજ સાહેબ ઓફ પોરબંદર)
પ્રમુખ


પરંતુ દેના બેંક ના
સેવિંગ્ઝ કાઉન્ટર પર
આપે ખોટી નહી થવુ પડે —
દેના બેંક
સેવિંગ્ઝ એકાઉન્ટ–વ્યાજ ૩ ટકા
દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિમિટેડ
રજીસ્ટર્ડ ઓફિસ દેવ ન નજી બિ ડી ગ
૧૭ હોર્નિમન સર્કલ મુંબઈ ૧
* પ્રવીણચંદ્ર વ ગાંધી મેનેજિંગ ડિરેક્ટર
DB/SC/77







## નમ્ર વિનંતી

આ અંક સાથે આપનું લવાજમ પૂરું થ
જે સહકાર અમને મળ્યો છે તે આ નવા વર્ષમાં
આશા રાખીએ છીએ.

આ અંક આપના હાથમાં આવે કે બનતી ત્વરાએ
રકમ રૂા. ૬) મોકલી આપશો એવી આશા રાખીએ છીએ.
સરળ ને ઓછી ખર્ચાળ પદ્ધતિ મની ઓર્ડર છે.

જે ભાઈઓએ ૧૦મી એપ્રિલ સુધીમાં લવાજમ
ગ્રાહક ચાલુ રહેવાની પણ ખબર નહીં આપી હોય એવા ગ્રા
અંક વી૦ પી૦થી રવાના કરશું જે સ્વીકારી લેવા અમે વિ

કોઈ કારણસર આપ ગ્રાહક તરીકે રહેવા
અમને લખી જણાવશો. જેથી સંસ્થાને વી૦પી૦

વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૬
પરદેશમાં ૧૨ શિલિંગ.

આખરે અકળાઈને એક દિવસ શ્રેષ્ઠીએ હિંમત કરી. આશ્રમમા જઈ તેણે સમ્યગ્ ઋષિના પગ પકડી લીધા. મૂંહે જ નહીં. આંખમાથી ચોધાર વહેતાં આંસુથી પગ પખાળી રહ્યા. કહે કે માગ કલ્યાણ માટે વચન આપો તો છોડું. ઋષિનું બીજું નામ કરુણા. વચન દીધું કે યથા શક્તિમતિ તમારું કલ્યાણ થાય તેમ કરીશ. શ્રેષ્ઠીએ કુંદનને ઉપનયન સંસ્કાર આપી તેનો શિષ્ય તરીકે સ્વીકાર કરવા વિનંતી કરી. ઋષિના કાને કુંદનના અમર્યાદિત વર્તન વહેવારની વાત આવેલ. પણ ઋષિ જેનું નામ. પળની પણ આનાકાની વિના કહ્યું, 'બસ, આટલું જ કાર્ય'! તે માટે આટલું કલ્પાંત! વિદ્યાભ્યાસ કરાવવો તે તો અમારો ધર્મ છે, શ્રેષ્ઠી! અત્યારે જ કુંદનને બોલાવો. હુ ઉપનયન સંસ્કાર આપીશ.

આશ્રમમાં રાખીશ અને વિદ્યાભ્યાસ કરાવીશ. તેને વિદ્યા પ્રાપ્ત થાય કે નહીં તે પરમેશ્વરની કૃપા પર આધારે છે. હું મારી ફરજ અદા કરીશ. નિરાંત જીવે જાવ અને કુંદનને લાવો.'

કુંદનને મહાયત્ને આશ્રમમાં લાવ્યા. ઉપનયન સંસ્કાર અપાયો, ગુરૂએ દીક્ષા આપી અને તેના શિષ્ય તરીકે સ્વીકાર કર્યો. તેને આશ્રમના અંતેવાસી તરીકે સ્થાન મળ્યું. પણ કુંદનની પ્રકૃતિમાં ફેર ન પડ્યો. તેનાં તોફાન ઘટવાને બદલે વધ્યાં. આશ્રમની અસ્ખલિત શાંતિમાં ભંગ પડ્યો. છતાં ઋષિના શાંતિ અબાધિત રહી. કુંદન સામેની ફરિયાદ તે સાંભળતા, કુંદનને સમજાવતા અને પછી જાણે કે તે ફરિયાદની હકીકત ભૂલી જતા. આપ્તજનોને કહેતા કે સરિતામાં તોફાન પણ આવે. તેનાથી ગભરાય તે નાવિક કેવો?

પંદરેક દિવસ પછી શ્રેષ્ઠી કુંદનની ભાળ કાઢવા આવ્યા. દર કોઇના મુખથી કુંદનના તોફાનની વાત જ શ્રવણે પડી. શ્રેષ્ઠીને થયું કે ઋષિ પાસેથી વચન મેળવી કુંદનને આશ્રમમા દાખલ કરાવ્યો તે મારે ભૂલ થઇ. સ્વાર્થે ઘણાના અર્થનું અહિત કર્યું. કુંદનને બાવડે પકડી તે ઋષિ પાસે ગયા. ફરી પગ પકડી લીધા. આંખમાથી ફરી ચોધાર આંસુ વહેવા લાગ્યા. ઋષિએ મમતાભર્યા અવાજે ફરી પૂછયું, 'કેમ? વળી શું તર્કટ છે?' શ્રેષ્ઠીએ કહ્યુ, 'મહારાજ, માફી માગવા આવ્યો છુ. આપને વચને બાંધી મનનું ધાર્યું કરાવ્યું પણ સમગ્ર સમાજનો મારે દ્રોહ કર્યો છે. ગજબનો ગુનેગાર છું, મહારાજ!' આટલું કહેતા શ્રેષ્ઠી ઋષિના પગમાં ઢળી પડ્યા.

ઋષિએ તેને બેઠા કર્યા અને તેની વાત પર આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યુ, 'શ્રેષ્ઠીજી, મને લાગે છે કે તમે સાવ નાપાયાદાર અને વ્યર્થ ચિંતા કરી પડને ત્રાસ દઇ રહ્યા છો. આવ કુંદન, મારી પાસે આવ.'

કુંદન ધીરે પગલે ઋષિ પાસે ગયો કે ઋષિએ તેને પોતા પાસે ખેંચી ખોળામાં બેસાડી દીધો. તેના માથે ધીરે ધીરે હાથ પસવારતા કહ્યુ, 'જુઓ, મેં આને દીક્ષા આપીને ત્યારે તેનું ગર્ભાધાન કર્યું છે. આને દ્વિજ તરીકે ફરી જન્મ આપવો તે મારું કર્તવ્ય છે. માની મમતા જોઇ છે શ્રેષ્ઠી? ગર્ભનું બાળક સતાવશે પણ ખરું. શું તેને મા તોફાન માને છે? અરે! એ તો બાળક ચેતનવંતું છે તેની નિશાની ગણી હરખાય છે. મારો કુંદન તોફાન કરે તેને હુ તોફાન ગણું ખરો? જોજો, જ્યારે તે દ્વિજ તરીકે ફરી અવતરશે ત્યારે મહા તેજસ્વી થઇને જ આવશે. આ ગર્ભ પરિપકવ ન થાય ને નવજન્મ ધારણ ન કરે ત્યા સુધી તમામ જવાબદારી મારી છે. હું તેની માતા છું. વ્યર્થ ચિંતા કરી તમે મારા માતૃત્વને લજવતા નહી.'

શ્રેષ્ઠી આશ્ચર્યચકિત આંખે ઋષિને જોઈ રહ્યા. પણ તેથી વધારે આશ્ચર્ય તો કુંદનની આંખોમાં હતું. તેની આખોમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. તે ઋષિના ખોળામાંથી નીચે ઉતરી તેમના પગ પકડી ધ્રુસકે ને ધ્રુસકે રડી રહ્યો. ગુરૂ અને શિષ્યનો સંબંધ માતા અને પુત્ર તરીકેનો છે તે ખાત્રી સહુ કોઇને થઈ ચૂકી. આ સંબંધ દ્વારા દ્વિજનો જન્મ થાય તેમાં આશ્ચર્ય શું?

*

# પરિભ્રમણ

**આશુતોષ**

## 'અમર ભયે હમ'

શ્રી ધૂમકેતુના મૃત્યુથી ગુજરાતી સાહિત્યને, પોતાની સાધનામા મસ્ત એવી ભેખધારી વિરાટ વિભૂતની ખોટ પડી છે. સાહિત્ય ગગનમા તેમનો પ્રવેશ ત્યારે ટમટમતા તારલિયા વચ્ચે પોતાની તેજસ્વી પ્રતિભાથી સૌને આજી દીધા તેમના તણખા મડળે ગુજરાતી નવનિકાક્ષેત્રને વિશ્વસાહિત્યની પ્રથમ હરોળમા મૂકી દીધુ ઇતિહાસના પિયૂષ તેમણે શૈશવથી જ પીધા હતા અને કાળના વણથભ્યા પ્રવાહમા જે જે વ્યક્તિઓએ ઇતિહાસ રચ્યો, તેનુ ભૂતકાળમાથી દોહન કરી, શબ્દદેહ આપવા ધૂમકેતુએ જીવનની છેલ્લી પળ સુધી કલમ ચલાવી હતી ત્રીશેક જેટલી તેમની ઐતિહાસિક નવલકથાઓમા મહાન સ્વપ્નો સેવતી, આદર્શ અને સસ્કારિતાથી અલકૃત એવા પાત્રોની એક અનત વણઝાર દૃષ્ટિ સમક્ષ જાણે કે ચાલતી રહે છે. નવલિકા અને નવલકથા ઉપરાત ચિંતન, ચરિત્ર, પ્રવાસવર્ણન નિબધો તેમજ લોકોપયોગી શ્રેણીમા મળીને બસો ઉપરાત પુસ્તકો તેમણે લખ્યા છે

ધૂમકેતુની ખુમારી તેમની આગવી વિશિષ્ટતા હતી બહુ જ થોડા તેમની નજીક જઈ શકતા અને તેઓ પોતે કોઈની પાસે જતા નહી પોતાના સ્વપ્નમા રત એવા તેમના આત્માની ખોજ હમ્હમેશ નવા પાત્રોના સર્જન માટે રહેતી ટાગોરના પ્રખ્યાત પક્તિ 'એકલો જાને રે' તેમને વિશેષ પ્રિય હતી અને તેનો ઉલ્લેખ 'છેલ્લો ઝમકારો' નામના તેમના છેલ્લા વાર્તાસગ્રહમા તેમણે કર્યો છે 'ધ્રુવદેવી' નામની ઐતિહાસિક નવલકથા તેઓ લખી રહ્યા હતા જે અધૂરી રહી છે તેની શરૂઆતમા મહાન ફિલસૂફ સિસેરોનું અમરવાક્ય તેમણે ટાકયુ હતુ 'જે પ્રજાને કે સમાજને ભૂતકાળનુ જ્ઞાન નથી તે એક નાનકડા શિશુ જેવી છે જે પોતાની આસપાસ શુ બને છે તેનાથી અજ્ઞાત છે' આટની વેધક સચોટતાથી તેમણે વાચકની રુચિ ઇતિહાસ તરફ વાળવા નાજુક અગુલિનિર્દેશ કર્યો હતો ધૂમકેતુ ગુજરાતી સાહિત્યમા અમર રહેશે.

## ગુર્જરીનો પરદેશી સપૂત

'ફાર્બસ ગુજરાતી સભા' એ ગુજરાતી સાહિત્યની ઘણી જૂની સસ્થા છે અને ચાલુ વર્ષના માર્ચ માસમા તેના આદ્યસ્થાપક શ્રી એલેકઝાન્ડર ફાર્બસની મૃત્યુ શતાબ્દી આવે છે. ઇસ્ટ ઇન્ડિયા કપનીના પગારદારોમા ભરતના એક પ્રાન્તની, તે જમાનામા કિંમત વગરની ગણાતી ગુજરાતી ભાષા કવિ દલપતરામ પાસેથી શીખી, તે ભાષા પ્રત્યે પોતાનુ ઋણ ચૂકવવા શ્રી ફાર્બસે ૧૮૬૫ના માર્ચ માસમા મુબઈમા 'ગુજરાતી સભા'ની મગળ શરૂઆત કરી કમનસીબે આ ભાષાપ્રેમી અગ્રેજ તેજ વર્ષમા મૃત્યુ પામ્યો તેની યાદગીરી અમર બનાવવા 'ગુજરાતી સભા'એ શ્રી ફાર્બસનુ નામ સસ્થા સાથે જોડી દીધુ અને એ રીતે આજે એકસો વર્ષ પછી પણ ગુજરાતી બોલતા લોકોએ પોતાને માથે જે ઋણ છે તે શતાબ્દી ઊજવીને ઉતારવાનો નિર્ણય કર્યો છે ગુજરાતી ભાષા તેમ જ ગુજરાતી સાહિત્યનો જે વિકાસ આજે જોવા મળે છે તેના આદ્યપ્રેરક પુરુષ એક પરદેશી અગ્રેજ હતા એવી ઇતિહાસની વાત વાચતા આજની પેઢીને અચબો થશે ગુજરાતી હસ્તલિખિત પ્રતો એકઠી કરવામા અને ખૂણેખાચરેથી સામગ્રી શોધી શોધીને શુદ્ધ સાહિત્યના સ્વરૂપમા રજૂ કરતા તેમણે શીખવ્યુ. આવી એક બીજી સસ્થા અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી છે જે લગભગ સવાસો વર્ષ જૂની છે આજે ભારતની ચૌદ ભાષામા ગુજરાતીને ગૌરવવતુ સ્થાન મળે છે ત્યારે તેના આદ્ય પ્રવર્તકોને આજની વર્તમાન પેઢી સમક્ષ ગૌરવવતી મણકાની માળા અત્રે રજૂ કરવાની એક ફરજ થઈ પડે છે

## વ્યાપારે વસતે લક્ષ્મી

૭મી માર્ચે લાલબહાદુર શાસ્ત્રીને હાથે કંડલાના મુક્ત વ્યાપાર વિસ્તારનું ઉદ્‌ઘાટન ભારત માટે એક સીમાચિહ્ન બની રહેશે. નિકાસ માટે ઉદ્યોગોની ફેર પ્રક્રિયાને ઉત્તેજન તથા વેગ આપવા આ વિસ્તારમાં સરકાર તરફથી કોઇપણ જાતનો આયાત કર લેવામા આવશે નહીં તેમજ કાચો માલ મગાવી, તેને પ્રોસેસ કરીને, ફરીથી નિકાસ થઇ શકશે અને રાષ્ટ્રને કિંમતી હૂંડિયામણ મળી રહેશે. નાનામોટા ૨૦૦ ઉદ્યોગો માટે સારો અવકાશ છે. હજામતની બ્લેડો, સ્ટેનલેસ સ્ટીલના વાસણો, ઇન્જિનીઅર માટે સર્જરીના સાધનો, ડીઝલ એન્જિનો, રેશમી અને ગરમ કાપડ, લોખંડનું રાચરચીલું, પીપ–બાલદીઓ, ઇલેક્ટ્રીક વાયર, હોઝિયરી, છત્રીઓ, વીજળીના સાધનો, તૈયાર કપડા, પ્લાસ્ટીકનો માલસમાન, સીવવાના સંચા, એમ અનેકવિધ વસ્તુઓ આ મુક્ત વિસ્તારમા રૂપાંતર પામીને દેશ–પરદેશ જઇ શકશે.

ભૌગોલિક દૃષ્ટિએ ભારત એવી રીતે આવેલુ છે કે અમેરિકા અથવા યુરોપની દૃષ્ટિએ તે આફ્રિકા અને ઑસ્ટ્રેલીઆથી વધુ નજીક છે અને આરબ રાષ્ટ્રો સિરિયા, સુદાન, ટ્યુનિસયા, મોરોક્કો આફ્રિકાના નવીન રાષ્ટ્રો, મધ્યપૂર્વ તથા દૂરપૂર્વ તેમજ જાપાન, ન્યુઝીલેન્ડ અને ઑસ્ટ્રેલિયા સાથે તે સારી જાતના માલની નિકાસ માટે હરીફાઇમા ઊતરી શકે તેમ છે. સવાલ એ છે કે હવે આપણા ઉદ્યોગપતિઓ અને વેપારીઓએ નીતિમત્તા તેમજ ગુણવત્તાનુ એક શ્રેષ્ઠ ધોરણ ઘડવુ પડશે જેથી ભારતની શાખ ઝાંખી પડે નહી. આ યોજના કેવળ પ્રારંભક નથી તેની સફળતા ઉપર બીજી અનેક યોજનાઓ અવલંબે છે.

## કંઇ લાખો નિરાશામાં

આઝાદી પછી પ્રથમ જ વાર કરભાર વિનાનું અને પુરાંતવાળું બજેટ આ વર્ષે ટી. ટી. કે રજૂ કરી શકયા છે તે ભારે મહત્ત્વનો બનાવ છે એક તો શાસ્ત્રી સરકારની છાપ તેની પાછળ દેખાય છે અને બીજી બાજુ સામાન્ય માનવીને મધ્યમા રાખીને તેને બની શકે તેટલી રાહત, બની શકે તેટલા ક્ષેત્રોમા આપવાનો પ્રામાણિક પ્રયાસ આમાં દેખાય છે. ત્રણ ત્રણ પંચવર્ષીય યોજનાને અંતે પણ નીચલો તેમજ મધ્યમવર્ગ ભારે અકળામણ વચ્ચે ઝઝૂમી રહ્યો છે અને પ્રતિવર્ષ વધતું જતું કરબોજનું વહન તેને માટે અશકય બની રહ્યું છે ત્યારે નાણાપ્રધાને લાખો નિરાશામા સબડતી આમજનતાને, દુષ્કાળમા અમી ધારાની આશા આપી છે. વિશેષમા કાળુ નાણુ તથા સોનુ બહાર કઢાવવા માટે પણ ઉદાર અને વ્યાજબી કહી શકાય તેવી શરતો તેમજ લાલચ મૂકયા છે.

મધ્યસ્થ સરકારના બજેટના સંદર્ભમા ગુજરાત સરકારનું બજેટ પહેલીવાર અનાજનો આંકડો વટાવીને ગુજરાત રાજ્યની વધતી જતી આબાદીનું દિશાચિહ્ન સૂચવે છે. અનાજની બાબતમાં રોકડિયા પાકને બાદ કરતા, ગુજરાત ખાધવાળુ રાજ્ય છે તેથી નાનીમોટી સિંચાઇ યોજનાઓને યોગ્ય રીતે સ્થાન આપવામા આવ્યુ છે.

## બડભાગી

આટલા વર્ષ ગુજરાતના ગવર્નરપદે રહ્યા ત્યારે હવે આપણને જાણવા મળે છે કે શ્રી મહેદીનવાજ જંગ જે ખાદી ટોપી પહેરે છે તેનું સૂતર સ્વ. પૂ. રાષ્ટ્રપિતાને સ્વહસ્તે કતાયેલુ છે પૂ ગાંધીજી એક ઇતિહાસની વ્યકિત બની ગયા હોઇ, આખ્ખા દિલમા તેમને લગતી દરેક બાબત માટે મમતાભરી લાગણી થઇ આવે છે. વળી નામદાર રાજ્યપાલ પાસે એક નહીં પણ આવી ત્રણ ટોપી છે દરેક ટોપીનુ મૂલ્ય કેટલુ અને તેઓ કેટલા બડભાગી?

## રેન્જર આઠમો

૮૦૮ પૌંડ વજન ધરાવતો એક વધુ ગ્રહ ૧૭મી ફેબ્રુઆરીના રોજ અમેરિકાએ છોડયો ને અઢીલાખ માઇલની મુસાફરી ૬૫ કલાકમા પૂરી કરી, ચન્દ્રની સપાટી સાથે અથડાયો અને છેલ્લા તબક્કામા છેલ્લી ૨૩ મિનિટમા ૭૦૦૦ ફોટાઓ પાડીને પૃથ્વી ઉપર મોકલી આપ્યા જેમા સૌથી છેલ્લો ફોટો બે સેકંડ પહેલા જ લીધો હતો અને ત્યારબાદ રેન્જર આઠમાનો નાશ થયો હતો. આ બધા જ ફોટાઓ ઉપલબ્ધ ન થઇ શકે પણ ચન્દ્ર વિષેની વધુ સચોટ

માહિતી વહેલી અથવા મોડી દુનિયાને મળશે એ આશાવાદ વ્યર્થ નહીં જાય.

## COMSAT

૧૯૬૭ સુધીમાં પૃથ્વીની આસપાસ ઉપગ્રહોની હારમાળા તરતી થશે અને એક રાષ્ટ્ર અને બીજા રાષ્ટ્ર વચ્ચે અને તાર અને ટેલિફોનની આપ-લે આવા ગ્રહો મારફત થશે. ૧૨૨ સભ્ય રાષ્ટ્રોની આંતરરાષ્ટ્રીય જજ મંડળીના રાષ્ટ્રોમાંથી ભારત સહિત બીજાં ૪૫ રાષ્ટ્રો આ નવી યોજનામાં જોડાયા છે, અને ૧૯૬૭ આસપાસ આ યોજના અમલી બનશે ત્યારે સંદેશા વ્યવહારની ઝડપમાં એક ક્રાન્તિ આવશે. Comsat આવી વ્યવસ્થાનું ટૂંકુ નામ છે.

## એવી કેવડી રીસ?

છાપામાં વાંચ્યુ કે ભાઈ નરોત્તમ અને બહેન શારદા છૂટાછેડા લેવા કોર્ટમાં ગએલા તેમની વચ્ચે સુમેળ સ્થપાતા તેમનો ગૃહસંસાર ફરી કિલ્લોલ કરતો થયો છે. નરોત્તમે કોર્ટમા માગણી કરેલી કે આઠ વર્ષથી રીસામણે ગએલી પત્ની તેને મળવી જોઈએ. બહેન શારદાએ કહ્યુ કે મારે એક ભવમા બીજો ભવ કરવો નથી. એ બન્નેના વકીલે ન્યાયાધીશને કહ્યુ કે તેમને છૂટાછેડા આપતા પહેલાં સાથે રહીને મનમેળ સાધવાનો અવકાશ આપવો જોઈએ. ન્યાયાધીશે માગણી મંજૂર કરી અને એક માસની મુદતની અંતે તે બન્નેએ કબૂલ કર્યું કે તેઓ હમેશને માટે જીવનસાથી રહેવા તૈયાર છે. ઠીક છે, એક ગંભીર ભૂલ થતી અટકી ગઈ. પણ કહેવાનું તાત્પર્ય એટલુ કે લાગણીના અતિરેકમા આવડી મોટી રીસ રખાતી હશે? છૂટાછેડા ભારતના આત્મામા નથી. આવા અનેક કેસોના પાયામાં ગેરસમજ સિવાય બીજુ કાંઈ નથી.

## કેરળનું કોકડું

ભારતના પ્રશ્નાર્થ ચિન્હ સમા કેરળ રાજ્યે તેની પાચમી ચૂંટણીમા ફરી એક વખત બતાવી આપ્યું છે કે ત્યાની કેળવાયેલી અને બુદ્ધિશાળી પ્રજા પોતાના મતભેદોમા મક્કમ રહેવા માગે છે.

વાસ્તવમા તો ત્યા સ્થિર સરકાર રચવાના સંજોગો હજુ પણ દૂર છે. એક વિકલ્પ તરીકે રાષ્ટ્રપતિ શાસન વિચારાઈ રહ્યુ છે. તેનાથી આવતી ચૂંટણી સુધી વિચાર કરવાનો સૌ કોઈને સમય મળી રહેશે.

## ગુરુ અને શિષ્ય

એક વધુવાર પ્રમુખ અયુબખાન માઓને ખુશ કરવા ચીન ગયા છે. જતાં પહેલાં વાયુ પ્રવચનમાં તેમણે કહ્યું હતું કે પાકીસ્તાન કાશ્મિર પ્રશ્ને માનભર સમાધાન ઇચ્છે છે પરંતુ ભારત આડખીલી નાખી રહ્યુ છે. ચીનમા જઈને તેમણે એક નવી વાત કરી છે કે હિન્દી મહાસાગરમા અણુશસ્ત્રોધારી જહાજોનો પ્રવેશ શાંતિને જોખમાવશે. દેખીતી રીતે અમેરિકાને સંબોધીને આ કહેવાયુ છે અને તે બોલવા માટે ચીનની ભૂમિ ઠીક ગણાય. અયુબખાન કેવળ ફિલ્ડમાર્શલ નથી પરંતુ મુત્સદ્દીગીરીમા પણ મૌલિકતા અને સયમ દર્શાવી શકે છે. પંડિત નેહરુના અવસાન સમયે તેમણે મગરના આંસુ સાર્યા હતા તે હજ પણ સૌને યાદ હશે જ. ઈન્ડોનેશિયાના પરદેશ પ્રધાન તાજેતરમાં રાવળપીંડી ગયા હતા અને આમ તો ચીન, પાકિસ્તાન તથા ઈન્ડોનેશિયા પોતપોતાની ગણત્રીમા એક જૂથ રચી રહ્યા છે. ચીન હમેશા નવા શિષ્યોની શોધમા હોય છે અને આ ઉત્તમ શિષ્ય અત્યારે તો કહ્યાગરો લાગે છે પણ તે અમેરિકન દૂધ પીને ઊછર્યો છે.

## હિંમતભર્યું

પૂર્વ જર્મનીના પ્રમુખ ઉલબ્રાઇટને સંયુક્ત આરબ પ્રજાસત્તાકના નાસરે આંમત્રીને ગજબ હિંમત દર્શાવી છે. પશ્ચિમ જર્મનીએ અત્યાર સુધી કેરોને મોટા પાયા ઉપર આર્થિક મદદ કરી છે તે ત્યાં સુધી કે અવાજથી બમણી ઝડપે જે લડાયક વિમાન UAR બનાવી રહ્યુ છે તેને માટે પશ્ચિમ જર્મનીના વિશારદો કામ કરી રહ્યા છે. નાસરને એવો શક આવ્યો કે જર્મની ઇઝરાઇલને પણ મદદ કરે છે અને તેથી વળતા પગલાં તરીકે તેમણે આ પગલું ભર્યું છે અને આર્થિક સહાય માટે કરાર પણ કર્યો છે. ભારતે પણ હજુ પૂર્વ જર્મનીનો સ્વીકાર

કર્યો નથી. આ મુદ્દા ઉપર પશ્ચિમ જર્મની તેમજ પશ્ચિમના યુરોપના રાજ્યો તથા અમેરિકાની લાગણીનો સવાલ ઉપસ્થિત થાય છે. એટલું કબૂલ કરવું પડશે કે પ્રેસિડન્ટ નાસરે ભારે હિંમત બતાવી શક્યા છે જો કે પરિણામ માટે તેઓ તૈયાર છે એ પણ ખરું જ.

## હુકમનો એક્કો

પાર્લામેન્ટમાં રિપકરનું મહત્વ એક ન્યાયાધીશ જેટલું જ ગણાય છે. તાજેતરમાં વિરોધપક્ષે કૂરેલા દસ્તાવેજને મેજપર રજૂ કરવાની માગણી મંજૂર કરાવીને એક મોટી જીત મેળવી છે અને હુકમસિંગે પણ હુકમનો એક્કો પોતાના હાથમાં છે તે સરકારી પક્ષને પણ બતાવી આપ્યું છે. ઓરિસ્સા પ્રકરણમા ગુપ્તચર ખાતાનો અહેવાલ શી રીતે બહાર પડી ગયો હશે તે પણ એક સવાલ છે. દેખીતી રીતે જ વિરોધ પક્ષોના હાથમાં એક મજબૂત હથિયાર આવી પડયું છે.

## મોરનું ઈંડુ

ડૉ. જયંત વિષ્ણુ નારલીકર ભારતને માટે ગૌરવ લઈ આવ્યા છે. તેમના પિતા ગણિતના રેંગ્લર બનીને કેમ્બ્રીજ ખાતે પ્રો. ફ્રેડ હોઇલ સાથે ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતોનું સંશોધન આગળ ચલાવી રહ્યા છે. ન્યુટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ અને આઈન્સ્ટાઇનનો સાપેક્ષવાદ એ તમના સંશોધનનો વિષય છે. અને તેને તેઓ આગળ ધપાવી રહ્યા છે. જે પૃથ્વી ઉપર આપણે વસીએ છીએ અને બ્રહ્માંડનું દર્શન કરીએ છીએ તેનો પરસ્પર સંબંધ આપણે ધારીએ છીએ તેનાથી કાંઈક વિશેષ છે. મુબઈ ખાતે પોતાના પ્રવચનમાં ડૉ. નારલીકરે નમ્રપણે કહ્યું હતું કે બ્રહ્માંડ આપણે જોઈએ છીએ તેનાથી નથી દેખાતું તે અતિ ઘણું વિશાળ છે અને આ સમસ્ત બ્રહ્માંડમાં દરેક અણુને સાંકળતી એક શક્તિ છે. 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ' એ ચરણ દેખીતી રીતે યાદ આવી જાય છે.

## PEGASUS

દોઢ લાખ રતલના વજનના દખાણવાળા રોટર્ન રોકેટથી અમેરિકાએ ૯૬ ફુટ લાંબી પાંખવાળો એક ગ્રહ તરતો મૂક્યો છે તે પૃથ્વીથી ૪૫૦ માઇલને અંતરે પરિભ્રમણ કક્ષામાં ફરી રહ્યો છે. ખરતા તારાની રજ તેની પાંખ સાથે અથડાવાથી તેના નાજુક યંત્રો તેની નોંધ કરી અને પૃથ્વી ઉપર મોકલશે. ભવિષ્યમાં ચંદ્ર અથવા શુક્ર ઉપર જવા માટે અંતરીક્ષમાં શું અડચણ નડી શકે તેમ છે તેનુ સંશોધન આ ઉપગ્રહ કરી શકશે. રાત્રે તે નરી આંખે જોઇ શકાશે તેમ જાહેર થયું છે.

## ઇઝરાયેલ

આ નાનકડો દેશ પૃથ્વીના ગોળાર્ધ ઉપર અસ્તિત્વમાં છે તેનાથી આરબ રાજ્યો નાખુશ છે, અને તેની હૈયાતી નાબૂદ થાય તેવું ઇચ્છે છે. યહૂદી પ્રજાનો ઇતિહાસ અતિ કરુણ છે. નાનકડી પણ બહાદુર એવી આ પ્રજા હીટલરના નાઝીવાદ વખતે ખતમ થવાની અણી ઉપર હતી. જે કોઈ બચ્યા તેમણે આરબ ભૂમિની અડોઅડ, અને થોડોક ભાગ ઉપર પદાક્રમણ કરી, ફરીને ગામ થવા પૂરતું નાનું રાજ્ય રચ્યું છે. વિજ્ઞાન, શિસ્ત, ડહાપણ, શ્રમ, વિદ્વત્તા, અને દૂરંદેશીપણામાં યહૂદી પ્રજા વિશ્વભરમાં મોખરાની હરોળમાં છે અને તેની લડાયક તાકાત પણ ગણનાપાત્ર છે. પૂર્વ જર્મની સાથે સંબંધો બાંધવાની સંયુક્ત આરબ પ્રજાસત્તાકે શરૂઆત કરેલી હોવાથી, પશ્ચિમ જર્મની રોષે ભરાયું છે અને ઇઝરાઇલને સ્વીકૃતિ આપવા તૈયાર થયું છે જો આમ બને તો તમામ આરબ રાજ્યો પશ્ચિમ જર્મની સાથે સંબંધો તોડી નાખે. પશ્ચિમી રાષ્ટ્રો ઇઝરાઇલને વધુ મદદ કરે. રશિયા તેમ જ તેની લાગવગ નીચેના રાષ્ટ્રો અરબોની વહારે દોડે. આમ એક વધુ ભયજનક યુદ્ધવિસ્તાર અસ્તિત્વમાં આવે. અગ્નિએશિયામાં ભારેલો અગ્નિ ભભૂકી રહ્યો છે ત્યારે દેખીતી રીતે જ ઠંડા યુદ્ધની પરિસ્થિતિનો નવો વળાંક ચિંતાજનક છે.

# દુવાનું બળ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

રાજકોટમાં, નોખનોખી બોલીનું નોખનોખી ભાતનું અસંખ્ય માણસ ઊભરાતું. નોખનોખા હેતુસર. કોઈને પગે ચાલી દ્વારકા જવું હતું. કોઈને સોમનાથ મહાદેવના દર્શને જવું હતું. કોઈને એજન્સી કોઠીએ કામ હતું.

રેલવે હજુ વઢવાણ સુધી જ આવી છે, માણસને પગપાળા અવરજવર કર્યા સિવાય બીજો માર્ગ ન હતો. રાજકોટના પાદરમાંથી આ અવરજવરનો મોટો માર્ગ ફંટાતો.

હજારોની સંખ્યામાં માણસો રાજકોટમાં પથરાએલ રહેતા. પણ જેમ આજે છે તેમ તે વખતે લોકોને અનાજ મળતું નહિ, છતવાળા અને સુખી માણસો આ બધા માણસોની ભૂખ જોતા પણ તેમને અનાજ આપવાનું દિલ તેઓને થતું નહિ. રાજકોટને આગણે સેંકડો લોકો ભૂખ્યા પડ્યા રહેતા.

રાજકોટના ગઢની રાંગે એક લુહાણા વેપારીની પરચુરણ અનાજ, તેલ, મરચાંની દુકાન. એ અનાજ વગર તરફડતી પ્રજાને જોતો. પાચ માણસની વચ્ચે એક માણસનું અનાજ જોખાવી જઈ પાંચ માણસોને તે વહેંચી ખાતા એ નજરે જોતો અને એક દી એના હૈયામા માનવતા જાગી ઊઠી, એને થયું છતી આખે હું માણસ ઊઠી બીજા માણસોને અનાજ વગર તરફડતા જોઉં અને કાંઈ ન કરી શકું તો મારી માનવતા લાજે પ્રભુએ મને સજીવ માનવ નહિ પણ પત્થરો સરજી ધરતી પર મોકલ્યો ગણાય.

ને એક દિવસ એણે એની દુકાન આવા ભૂખ્યાંઓ પાસે લૂંટાવી દીધી.

ખભે કાવડ લીધી. રાજકોટની શેરીએ શેરીએ કાવડ લઈ રોટલા માગવા ગયો, ઘર ઘરને ઉંબરે ઊભા રહી એણે ભૂખ્યાઓ સારું રામ રોટલા માગ્યા ને એ લાવી પોતાને ત્યાં ભૂખ્યાઓને સાદ દઈ દઈ ખવડાવ્યું.

નાતીલા અને જતીલાઓએ એને રોણાં માર્યા. 'એલા ગાંગા! લુહાણાનો દીકરો ઊઠી ઘેર ઘેર માગવા જાય છે! લજ્જા નથી આવતી.'

'લજ્જા આવે ખરાબ કામ કરવાથી. આ તો પ્રભુ સ્વરૂપ માણસજાતની સેવા કાજે માગું છું. આ તો પુણ્યનો–પ્રભુ પામવાનો મારગ છે, સતીઆઓનો મારગ છે.'

ગાગાએ આ મેણાં ટોણાં અને ટીકાઓ સામે ન જોયું. એના હૈયામાં રામ જાગ્યા હતા. અભણ અજ્ઞાન લુહાણાએ ગીતાકારનો નિષ્કામ કર્મયોગ જાણે પૂરેપૂરો પચાવ્યો હતો.

પછી તો રાજકોટના ઘેર ઘેર રોજ પ્રભાતે ગાંગાની આ કાવડના ઘૂઘરા ન ઘમઘમ્યા હોય એવો સૂર્યોદય થયો જ નહતો, કાવડના બેય સૂંડલા ખીચોખીચ ભરી લાવી એ અભ્યાગતોને જમાડતો.

લોકોએ ગાગાની પછવાડે ભગતનું મીઠું સંબોધન ઉમેર્યું. ગાગો લુહાણો ગાગોભગત બન્યો ને ગાગાભગતનું નામ સૌરાષ્ટ્રને ખૂણે ખૂણે પ્રસરી ગયું.

સંવત ૧૯૩૪થી ૧૯૫૮નો કાળ જે કાગ સૌરાષ્ટ્ર માટે દુકાળ સમો હતો એ કાળમા ગાંગાભગતે ભૂખ્યા ઓના મોંમા આમ માનાપમાનનો છુદો કરી સતત રોટલો પૂર્યો.

રાજકોટ ઠાકોર બાવાજીરાજને એક દિવસ થયું, ગાંગોભગત નક્કી જાદુગર હોવો જોઈએ કે પછી કોક વિદ્યા જાણતો હોવો જોઈએ નહીતર આમ હજારો માણસોને રોજ રોજ એ અનાજ પૂરું પાડી શકે નહિ.

આ શંકાનુ સમાધાન કરવા એણે ભગતને એક દિવસ પોતાને મહેલે બોલાવ્યા.

ગાંગાભગત આવ્યા એટલે ઠાકોર મહેલના દરવાજે તેને લેવા સામે ગયા અને માનભેર અંદર લાવી જ્યાં પોતે બેસતા એ ગાદીતકિયા પર ભગતને બેસાડી અને પોતે સામે નીચે જાજમ પર બેઠા.

કપાળમા તિલક, ડોકમાં તુલસીની માળા, માથે

કાનટોપી, ટૂંકી કસવાળી કચ્છી બંડી, નાની પોતડી ને આંખમાં નીરભિમાનતા, અવાજમાં માધુર્ય, વર્તુળી નમ્રતા. આ બધું સાચે જ વશીકરણ જેવું લાગે એવું હતું.

બેસીને ભગતે રાજકુટુંબના કુશળ પૂછ્યા. પછી અહીં બોલાવવાનો હેતુ પૂછ્યો.

'કેમ બાપુ મારા સરખું કાંઇ કામકાજ!'

'કામ તો કાંઇ નથી પણ આપને થોડુંક પૂછવા બોલાવ્યા છે.'

'પૂછો, ખુશીથી.'

'મને એક શંકા છે કે, આપ કાંઇક ચમત્કાર જાણો છો, ચમત્કારી પુરુષ છો.'

ઘડીવાર તો ગાંગાભગત ચૂપ બની ગયા. રાજવીઓની કુતૂહલપ્રિયતાને તે જાણતા હતા. એટલે જરાવાર થોભી પછી જવાબ આપ્યો.

'હા જાણું છું. કેમ!'

'મારે એ આપના ચમત્કાર જોવા છે.'

'અહો એમાં શું. એક ચમત્કાર તો હમણાં બતાવું, અહિંયા જ.

'બતાવો.'

'જુઓ પહેલો ચમત્કાર તો એ કે, તમે રાજા છતાં ભોંય બેઠા છો ને હું તમારા જ મહેલમાં તમારી સામે ગાદીતકિયા પર બેઠો છું. બોલો આ ચમત્કાર ખરો કે નહિ!'

બાવાજીરાજને થયું કે ગાંગાભગતની વાત તો સાચી છે, કોણ જાણે કેમ મને જાણ્યે અજાણ્યે તેમના પ્રત્યે આદર રાખવા મન થઇ આવે છે.

પણ ગાંગાભગત સમજતા હતા કે ઠાકોરની ચમત્કારની આ ભ્રમણા છે, ખોટી સમજ છે. એ ટાળવી જ જોઇએ એટલે બોલ્યા.

'ઠાકોર! મારી પાસે કાંઇએ ચમત્કાર નથી. હું તમારા જેવો પ્રભુ સર્જ્યો માનવી છું, પણ મેં હજારો ગરીબો, ભૂખ્યાંઓ ને આજારોને અન્નદાન આપી દુવા મેળવી, એ દુવાનું તેજ મારામાં આપને કાંઇક નવું બતાવતું હશે, સાચી સેવાને મારગે જનારાઓમાં સમ્રાટ કરતાંય વધુ તેજ વધુ મહાનતા હોય છે એ જ ચમત્કાર બાપુ! એવાઓની દુવાના બળ પાસે જગત આખું ઝૂકી પડે છે, જેમ આપને થયું.'

ઠાકોરને સાચી વાત સમજાઇ, સેવાનો અને સેવાના માર્ગનો એ સાચો અર્થ સમજ્યા, અને ભૂખ્યાંઓ સારૂ રાજના કોઠારમાંથી તે દિવસે ગાડાં ભરાવી અનાજ મોકલ્યું.

ભગતનો નિષ્કામ યજ્ઞ ચાલુ જ હતો. ત્યાં ૧૯૫૬નો ભારત વ્યાપી દુકાળ પડ્યો. સૌરાષ્ટ્ર આમાથી ન બચ્યું.

આમેય આગલા વરસો ઓછા વરસાદવાળા હતા એટલે આ વરસે નદી, તળાવ, વાવ, કૂવા હાલાકમ બની ગયા. સીમ, વાડીઓ, ખેતર ઉજ્જડ બન્યા, ગામના ગામ ઉજ્જડ બન્યા ને નાસતાં ભાગતાં લોકોએ લીલા ઝાડની છાલ સુદ્ધાં ખાધી.

થોડા અનાજ સારૂ પેટના છોકરાં વેચ્યાં. મા—બાપ ભાઇ ભાડુનો સબંધ મૂકી અનાજમાં ભૂલાયો. દુકાળના થોડા મહિના ગયા ત્યાં તો સોરઠી સીમ ને પાદર ભૂખ્યાઓના મુડદાથી ઉભરાવા માડયાં. જાનવરોના મૃતદેહની ગંદકીથી રોગચાળો ફાટી નીકળ્યો.

ભૂખ્યાંઓના રોજેરોજ ઉભરાવા માંડ્યાં. બટકુ રોટલાની ઝોટાઝોટી કરતા લોહીલુહાણ તોફાન થતાં.

ગાંગાભગત માટે આ કાળ કઠિન હતો, તેના સેવાવ્રત ડગાવે તેવો હતો.

એણે તો હવે વહેલી સવારથી સાંજ સુધી વગર થાક્યે, વગર અટક્યે ભૂખ્યાઓ સારૂ કાવડ ઘૂમાવવા માંડી. જ્ઞાન, ધ્યાન, સમજ આ બધું એણે કાવડ ફેરવવામાં એકાગ્ર કર્યું.

પણ હવે કાવડ સૂકા મધ્યાહ્ન થાય તોય હાંસોહાસ ભરાતા નથી. ગૃહનારીઓના પોતાના છોકરાંઓનેય પૂરું ખાવા અનાજ મળતું ન હતું તોય ગાંગાભગત કોઇ ઘેરથી ઠાલા પાછા ન જતા.

સંધ્યાકાળે ભગવાનની પૂજા કરી એ ધનવાનો, રાજકોટમાં વસતા તાલુકદારો અને રાજવીઓના આવાસે જઇ ભૂખ્યાંઓ સારૂ ટહેલ નાખી કેંક મેળવી આવતા પણ આ દુકાળમાં જમનારાઓની

સંખ્યા એટલી તો અમાપ હતી કે, ગોંડળપણ રીતે બધાને સારી રીતે અનાજ પૂરું પાડી શકતા નહિ.

એક દિવસ ગજબનો ઊગ્યો. સવારમાં એકહજાર ક્ષુધાર્તો આવી ઊભા રહ્યા.

કોઠારમાં જુએ છે તો અનાજનો કણ ન મળે. સાથોસાથ હવે તાત્કાલિક ક્યાંયથી અનાજ મળી આવે એવી સંભાવના ય ન હતી.

કોણ જાણે ક્ષુધાર્તો આ જાણી ગયા કે, આજ કોઠારમા લોટ કે અનાજ નથી.

એ લોકો ચીસાચીસ નાખવા માંડી ગયા, 'ગાંગા ભગત કેટલાય ગાઉ છેટેથી અમે આવ્યા ને આજ જો અનાજ પેટમા નહિ જાય તો આ હજારેય અહીં મૃત્યુ પામશે, આગળ ડગ માંડવા આ એકે યમા કૌવત નથી.'

ગાગાભગતે આ સાંભળ્યું, જોયું ને અકળાયા, ઇશ્વરને યાદ કર્યા ને હિંમત ન હારતા રોળાને કહ્યું:

'અરે કોણ કહે છ અનાજ નથી. બીજો વખારો ભરી છે, હમણા લાવું છું. બપોર થવા દો, પગતમા બેસી જાઓ.'

સૂકાએલ જમીન પર પાણી પડતા તે જેમ રસ તરબોળ બને એમ હજારેય માનવી આ ગાગાભગતના બોલે આશા તરબોળ બની પગતમા બેસવા લાગ્યા.

ગાગાભગત રામ રામ કહેતા મઢુલી બહાર નીક ળ્યા જરાવાર થોભ્યા, ક્યા જવુ એ વિચારવા માડ્યા: ક્યાય જવા ઠેકાણું ન હતું, ક્યાયથી હજાર માણસ પૂરતું તાત્કાલિક અનાજ મળે એવી સભાવના ન જણાઈ.

એની આખ આગળ કૈંક હાડપિંજર લાંબા હાથ કરી કરી અનાજ માગતા દેખાયા કૈંક માતાઓ જાણે એના રોતા કકળતા બાળકોને લાબા હાથ કરી કરી કહેતી, 'ભગત આ ભૂખ્યા છે કાઇક આપો. આ વસુધરા અનાજનો કણ આપવા તૈયાર નથી. તમારા સિવાય આ હજારેય ભૂખ્યાઓને મૃત્યુને મારગે જતા કોણ રોકશે?'

ગાગાભગતની આખે અંધારા આવ્યા માડ માડ ભોંય પડતા રહ્યા

ત્યા આઘેથી દમામદાર હાકલો ઊઠી, 'એય આઘા ખસો, હટો, પ્રાત સાહેબની ગાડી આવે છે.'

ગાગાભગત લાકડી સંભાળતા જરા સ્વસ્થ થયા ને મનોમન પ્રભુને પ્રાર્થવા લાગ્યા: 'હે કરુણાનિધાન! આ બધાય ભૂખ્યાઓના જો કાંઈ પાપ હોય તો એ બદલ જન્મજન્માતરો સુધી મને નર્કમા નાખજે પણ અબઘડી તેઓના સારૂ અનાજ આપવા કોઈકને પ્રેરણા કર!'

ત્યા ઘોડાના ડાબના ગાજ્યા. ચાર ઘોડાવાળી ગોરા પ્રાત ઑફિસરની ગાડી રાજકોટના રાજમાર્ગ પર નીકળી

ભગતે એક પળ માત્ર એક જ પળ, આખની પાપણ નીચે નમી ઊંચે આવે એટલી જ વાર વિચાર્યું ને એ ગાડી તરફ દોડ્યા.

હાથ ઉંચો કરી ગાડીને થોભાવી.

અંદર પ્રાત ઓફિસર અને ગુજરાતી સેક્રેટરી બેઠા હતા.

કશોય વિવેક સલામ કે સભ્યતાને કોરાણે મૂકી લાકડી ટેકવા ગાગાભગત ગાડી પાસે આવ્યા ને જેની સાથે વાત કરતા મોટા રાજા મહારાજાઓનેય પર સેવો વળી જતો તેની જોડે વાત કરવા માંડી.

'એય ભાઇ! આ ભવે આટલી બધી સત્તા ને આટલી બધી દોલત મેળવી છે, પણ લોકોના ભલા કાજે કાંઇ આપ્યું છે? આજ હજારો માણસ દુકાળમાં મૃત્યુભરી ચીસો નાખે છે. એ આ જ ભોમકાના છે. તુ આ જ ભોમકામાયા રહ્યો છે તો એના સારૂ કંઈક દે, 'પ્રભુ રાજી રહેશે'

ચતુર ગોરાએ ગાગાભગતને મોકળા મને બોલવા દીધુ જો કે તે ભગતની ગુજરાતી ભાષા સમજતો નહતો પણ એના પહેરવેશ અને મો પરના ભાવો વેશ સામે મંત્રમુગ્ધ બની જોઇ રહ્યો હતો.

એ પછી એણે પોતાના દૂભાષિયા સેક્રેટરીને પૂછ્યું:

'આ કોણ છે.'

'અહીંના જ છે, પ્રભુના બંદા છે, ભૂખ્યા લોકોને અનાજ આપે છે.'

'જમીનદાર, તાલુકદાર કે બારખલીદાર છે!'

'ના, જી. ઘરમાં ખોટો તાંબીઓય નથી.'

'ત્યારે આ અનાજ એ કાઢે છે કયાંથી?'

'ઘેર ઘેર ફરી માગી લાવીને.'

'હેં! લોકના સારૂ માગી લાવીને.'

'હા જી.'

'કેટલા સમયથી.'

'આજ પચીસ વરસથી, એકધારા.'

ગોરો પ્રાંત ઓફિસર આ સાભળી મુગ્ધ બની ગયો.

'એ અહીં શું આવ્યા છે! એમની શી ઇચ્છા છે?'

'હું એમને પૂછી જોઉં.'

કહી સેક્રેટરી ગાડીથી નીચે ઉતરી બે હાથ જોડી ગાંગાભગતને નમીને બોલ્યા:

'પ્રાંત ઓફિસર સાહેબ પૂછાવે છે કે, એમના પર આપનો શો હુકમ છે?'

'હુકમ પરમાત્મા કરે ભાઇ! મારી તો ગરીબો વતી અરજ છે.'

'શી!'

'આજ મારી મઢુલીએ એક હજાર દુકાળિયા અનાજ વગર ચીસો નાખે છે. મારા કોઠારમા તેઓને આપવા અનાજનો કણ નથી.'

'આપને શું જોઇએ.'

'એકાવન ગુણી ચોખા.'

'સારૂ.'

કહી સેક્રેટરી પાછો ગાડી પર ચડયો, અંગ્રેજી ભાષામાં બધી વાત પ્રાંત ઓફિસરને કરી.

પરાયાં કાજે આજીજી કરવા અને જાન ઘસી નાખવા નીકળેલ આ નિઃસ્વાર્થ અને નિર્મોહ સોરઠ-વાસીના ધરાઈ ધરાઈ ફાટી આંખે દર્શન કરી એણે ત્યાં જ રાજકોટના જાહેર રાજમાર્ગ પર એજન્સીના મેદી પર એકાવન ગુણી ચોખાની ચિઠ્ઠી લખી ભગતના હાથમાં આપી. પછી જ ગાડી આગળ ચાલી.

ગાંગાભગત એ ચિઠ્ઠી પર એકાવન ગુણી ચોખા એજન્સીના વાહનો પર પોતાની મઢુલીએ લાવ્યા.

ચોખાની ગુણીઓ જોતાં જ હજારેય માનવી અષાઢના મેઘ સામે જોઇ ટહુકતા મોરલાસમા આનંદે ટહુકી ઊઠયા.

પછી દેગડાઓમા ચોખા બાફી તમામને ગોળ ચોખા ખવડાવ્યા.

આજ એ ગાંગાભગત નથી. ગાંગાભગતની સંસ્કાર-જ્યોત આજ સૌરાષ્ટ્રમાં બુઝાઇ ગઇ છે. આજ એવી જ અનાજની વણસેલી સ્થિતિ છે. આ જ એક નહિ સેંકડો ગાંગાભગતની જરૂર છે.

રાજકોટમાં જૂનાં, ગઢની પાછળ, લુહાણાપરામાં એ ગાગાભગતનું સ્થાપેલ સ્થાન મોજુદ છે. અને તે રઘુનાથજીના મંદિર નામે ઓળખાય છે, જગ્યામાં ભગતની તસ્વીર છે.

ને એ તસ્વીર સામે જોઇ આજ ઇશ્વરને આપણી એ પ્રાર્થના હોવી ઘટે કે, 'ભારત પર ઘડીનાય વિલંબ વિના ક્ષુધાતોને અન્ન આપનારા અને અન્ન-દાનની મહત્તા સમજાવવાવાળા સહસ્ત્રો ગાગાભગત પ્રગટાવે.'

**
*

# ધનના દાસ બનશો નહિ

સત્યાનંદ

દેવો અને દાનવોનું મહા ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. દાનવો અદકાં શક્તિશાળી અને સુસંગઠીત હતા. તેમણે દેવતાઓને ભૂંડી રીતે હરાવ્યા. દેવગણ આકુળ વ્યાકુળ થઈને પોતાના નીતિ-નિપુણ ગુરુ બૃહસ્પતિ પાસે આત્મોદ્ધાર ને ઉપાય પુછવા પહોંચ્યા. બૃહસ્પતિએ ખુબ વિચાર કર્યો અને અંતે કહ્યું: 'દાનવોને પરાજિત કરવાનું કામ ખુબ જ કઠણ છે, કારણ કે તે લોકો ખૂબ જ સંગઠીત છે અને સંયમ-પરાયણ છે.

'...આ બાબતમાં તો આપ સૌ ભગવાન દત્તાત્રેય-જીની સહાય માટે પ્રાર્થના કરો.'

દેવતાઓ તો ત્યાંથી લાગલા જ ભગવાન દત્તાત્રેયના શરણે પહોંચી ગયા. દત્તાત્રેય તો પરમજ્ઞાની અને દીર્ઘદર્શી હતા. દેવતાઓનો આર્તનાદ સાંભળીને એમણે કહ્યું: 'એકવારની નિષ્ફળતાથી હતાશ ન થવું જોઈએ. વારંવાર પ્રયત્ન કરવાથી અસંભવિત પણ સંભવિત થઈ જાય છે. આપ લોકો વિજય માટે ફરીને ઉદ્યોગ કરો.'

દત્તાત્રેયની આજ્ઞાથી દેવોએ દાનવો સાથે ફરી યુદ્ધની ઘોષણા કરી દીધી. આ વખતે તો દાનવોએ ક્રુદ્ધ થઈને દેવો ઉપર ભીષણ આક્રમણ કર્યું. દેવતાઓ અસ્ત્રશસ્ત્ર ફેંકીને ભાગ્યા પણ કોપેલા દાનવોએ એમનો પીછો છોડ્યો નહિ.

ભાગતા-ભાગતા દેવમંડળી દત્તાત્રેયના આશ્રમમાં જઈ પહોંચી. ત્યાં જુએ છે તો દત્તાત્રેયજી લક્ષ્મીજીની સોડમાં એક આસન પર ચૂપચાપ આંખ મીંચીને બેઠા છે. તેઓ હજુ કાંઈ કહે ન કહે કે દૈત્યદળ આંધી તોફાનની જેમ આવી પહોંચ્યું. દેવતાઓનું આત્મબળ ક્ષીણ થઈ ચૂક્યું હતું. તેઓ 'ત્રાહિ ત્રાહિ' પોકારતા દત્તાત્રેયની સ્તુતિ કરવા લાગ્યા. આ બાજુ વિજયી અસુરો ત્યાં પહોંચી ગયા અને તેમણે લક્ષ્મીજી જોયા, તો એમની બુદ્ધિ મોહિત થઈ ગઈ. સંસારની માયાએ એમને મુગ્ધ કરી દીધા અને તેઓ સઘળું જ-પોતાનો ઉદ્દેશ પણ-ભૂલી ગયા. સામે ઊભેલા દેવોને તેમણે જોયા સુદ્ધાં નહિ.

દત્તાત્રેય તો ચૂપચાપ આંખ મીંચીને બેઠા હતા. દાનવો માટે સારો મોકો હતો. એમણે લક્ષ્મીને ઉઠાવીને એક પાલખીમાં ઘાલ્યા અને પછી તેને કાંધે લાદીને બધાં જ ઉછળતાં-કૂદતાં ત્યાંથી ચાલતા થયા. એમના ચાલ્યા ગયા પછી દત્તાત્રેયે આંખો ખોલી અને પાસે ઊભેલા દેવતાઓને હસીને કહ્યું: 'તમારો વિજય નિશ્ચિત છે કારણ કે લક્ષ્મી તેમનાપર હવે સવાર થઈ ચૂકી છે. હવે એમના સંપૂર્ણ બુદ્ધિ-બળ વિવેક નષ્ટ થયા સમજો હવે તો તેઓ શૌર્ય-પરાક્રમ છોડીને ભોગ-વિલાસમાં ડૂબી જવાના. હવે તેઓમાં એકતા નહીં રહે. કારણ કે બધા પર લક્ષ્મી સવાર થઈ ગઈ છે. બધા જ સ્વાર્થાંધ થઈને એ સંપત્તિને અપનાવવા કરશે. અર્થથી સ્વાર્થ ઉપજે છે અને સ્વાર્થથી અનર્થ. લક્ષ્મી કોઈની નથી. તે તો આ મૂઢોને વિપત્તિમાં નાખીને ક્યાંય બીજે જ ચાલી જશે. પછી તમે તે વખતે આ પરાક્રમી દાનવોને સહેલાઈથી જીતી લેશો.'

દત્તાત્રેયની વાણી સાચી પડી. દૈત્યગણ ધરમ-કરમ છોડીને દિવસ-રાત લક્ષ્મીનો ઉપભોગ કરવા લાગ્યા. પ્રત્યેક દાનવ ચાહતો કે લક્ષ્મી પર તેનો જ-માત્ર તેનો જ-અધિકાર રહે. આ માટે બધા જ એકબીજાની ઈર્ષા કરવા લાગ્યા માંહોમાંહે લડવા-ઝગડવા લાગ્યા. એમનો સંઘ પડી ભાંગ્યો. બળ-ઉત્સાહ તૂટી પડ્યા.

દેવતાઓએ અનુકૂળ અવસર જોઈને લક્ષ્મીના મદમાં ચકચૂર દૈત્યો પર આક્રમણ કરીને એમને પૂર્ણ રીતે પરાજય આપ્યો. રાજ્ય લક્ષ્મી દૈત્યોને છોડીને ચાલી ગઈ, જે માથા પર લક્ષ્મીને બેસાડીને તેઓએ આ અનર્થ વહોરી લીધો હતો તે માથું જ કૂટી પીટીને દૈત્યો પોતાની ભૂલ પર પસ્તાવા લાગ્યા.

## પ્રેરક પ્રસંગો

### ૧. સદ્ગુણી દાતા

આઝાદી આવી.

કેળવણીની ગંગા ગામે ગામ વહેવા લાગી. નાનુ એવુ જારકા ગામ. ગંગાજળનાં બે ટીપાં ત્યા પણ જાણે પડી ગયા. પ્રાથમિક શાળાનું પાચ ઓરડાનું મકાન, પણ શિક્ષકો દસ. બાળકોને બકરાની જેમ મકાનમાં પૂરે. શાળાના આચાર્યને મકાનની ખોટ વરતાણી. ગામનો કાર્યકર વર્ગ પણ સાબૂત. તેઓ પણ મુશ્કેલી સમજી ગયા:

એક રાતે ગામમાં સૌ ભેગા થયા. શાળા માટે બીજા છ ઓરડાઓ બનાવવા પ્રસ્તાવ મૂકાયો. સૌએ તેને ઉમળકાભેર વધાવી લીધો. ગામના એક આગેવાને પાદરમા આવેલા પોતાનાં ખેતરમાથી છ ઓરડા માટેની જમીન દાનમાં આપી દરેક ઓરડાદીઠ પણ દેણગીએ આવવા લાગી.

ગામના બારોટનો ભાણેજ મુબઇ રહે. નામે શિવલાલજી, ત્યા સારી એવી હોટલ ચલાવે સ્વભાવે ખૂબ ઉદાર પોતાનું વતન તો ચાગોદ પણ મોસાળની ધૂળમા બાળપણમા ખૂબ રમેલો તેથી જારકા માટે દિલમા ઊડે ઊડે ખૂબ કૂણી લાગણી. તેણે શાળાના મકાનની તગીની વાત જાણી. પોતાનો ઉદાર હાથ તેણે લંબાવ્યો અને રૂપિયા સોળસો (૧૬૦૦)ની રકમ લઈ જવા ગામના કાર્યકરોને કહેણ પણ મોકલ્યું.

પણ ગામમાથી જ છ ઓરડા માટેની દેણગી મળી ગઇ તેથી તે રકમ લેવા કોઇ ગયુ નહિ ભવિષ્યમા બીજા કામ માટે જરૂર પડશે ત્યારે લેવા જઈશું એમ સૌએ વિચાર્યું.

આ વાતને ઘણા વર્ષો વીતી ગયાં. પ્રાથમિક શાળાના છ ઓરડા પણ બની ગયા. ગામમાં માધ્યમિક શાળા પણ સ્થપાણી. એવામાં એક લગ્નપ્રસંગે ઉદાર દિલ ગૃહસ્થ શ્રી શિવલાલજી જારકા પધાર્યા. તેમણે ગામના કાર્યકરોને ભેગા કર્યા અને સો સોની વીસ નોટો બધાની સમક્ષ મૂકી દીધી અને કહ્યું,

'સોની આ સોળ નોટો આપી રૂપિયા ૧૬૦૦ની દેણગી પેટે. પણ તે રકમ અત્યાર સુધી મારે ત્યાં પડી રહી તેથી સોની ચાર નોટો રૂપિયા ચારસોના વ્યાજ તરીકે તમને આપું છું.'

સૌ અચરજ પામી ગયા. બધાના મોમાં એક જ શબ્દ, 'રૂપિયા સોળસોનુ રૂપિયા ચારસો વ્યાજ.' સાથે સાથે બધા શરમિંદા પણ બન્યા કે આટલા વર્ષો સુધી તેઓ મળેલી દેણગીનો ગામમા સદુપયોગ ન કરી શકયા.

કાર્યકરોએ સકોચ સાથે કહ્યુ,

'ખરેખર તમારી સોજન્યતાનુ વર્ણન કરવા અમારી પાસે શબ્દો નથી શાળાના છ ઓરડા માટે દેણગી અમને ગામમાથી જ મળી ગઈ તેથી અમે આપ પાસે આવી શકયા નહિ ભવિષ્યમા તે રકમ બીજા કામમા ઉપયોગમા લઇશું તેવુ વિચારેલુ'

એકે કહ્યુ, 'હવે તો ગામમા માધ્યમિક શાળા પણ શરૂ થઇ છે, તો તેના મકાન ફડમા આપની દેણગી લઈશું.'

શિવલાલજીએ કટાક્ષમાં કહ્યુ, 'રકમ ગામમા ગમે તે યોગ્ય સંસ્થામા વાપરો પણ હવે રકમ તો તમારી પાસે જ રાખો રૂપિયા ચારસોથી વધુ વ્યાજ ભરવાની મારી તાકાત નથી. આ રકમ મારા દાદીમાના સ્મરણાર્થે આપુ છું જેથી તેમના નામની તકતી મૂકજો'

એક બંધારણના આગ્રહી કાર્યકરે કહ્યું, 'પણ અમારા કેળવણી મંડળના બંધારણમાં એક એવો નિયમ છે કે જે કોઈ વ્યક્તિ રૂપિયા પચીસસોની રકમ આપે તેના અથવા તો તેણે સૂચવેલા નામની તકતી મૂકી શકાય. માટે આપ પણ રૂપિયા બે હજારને બદલે રૂપિયા પચીસસો આપો તો જરૂર આપની ઇચ્છા મુજબનો અમલ થશે.'

શિવલાલજીએ કહ્યું, 'હું રૂપિયા બે હજારથી વધુ આપી શકું તેમ નથી. તેથી જ તમને વિનંતી કરું છું. જો રૂપિયા પચીસસો આપી શકું તેમ હોત તો કંઈ સવાલ જ નહોતો.'

બધા મુંઝાણા અને છેવટે કહ્યું, 'તમે કહો તેમ કરીએ. અમને આનો કંઇ ઉકેલ જડતો નથી.'

શિવલાલજીએ કહ્યું, 'હું તો કહું છું કે રૂપિયા બે હજાર રાખો અને તકતીમા નામ રાખો. પણ મારું માને કોણ?'

કાર્યકરો ધર્મસંકટમાં આવી પડયા. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મોઢું ધોવા જવું ખરું? બારોટની શરતે દાન સ્વીકારે તો બંધારણની કલમનો ભંગ થાય છે. તેથી કાં તો બારોટની રકમ ન સ્વીકારવી અથવા તો બંધારણનો ભંગ કરવો આ સિવાય ત્રીજો રસ્તો કોઇને જડતો નથી.

પણ બારોટ શિવલાલજી પોતાની વાતમાં મક્કમ હતા.

છેવટે બધાએ નિર્ણય કર્યો.

'આજે અમારા કેળવણી મંડળની કારોબારી બોલાવીશું અને આવતી કાલે અમારો છેવટનો નિર્ણય તમને આપીશું.'

રાત્રે કેળવણી મંડળની કારોબારી ભેગી થઇ. લગભગ બધા આ વાતથી માહિતગાર હતા. પ્રશ્ન ફરીફરીને ચર્ચાયો અને ચુંથાયો. છેવટે નિર્ણય થયો કે શિવલાલજી રૂપિયા બે હજાર આપે છે તે સ્વીકારી લેવા અને તેમાં ખૂટતા રૂપિયા પાંચસો આપણે ગમે ત્યાંથી અંગત રીતે ભેગા કરવા. બારોટને પાવતી તો રૂપિયા પચીસસોની આપવી અને તેમના દાદીમાના નામની તકતી પણ મૂકવી.

બીજે દિવસે સવારે કાર્યકરોએ પોતાનો નિર્ણય શિવલાલજીને જણાવ્યો.

શિવલાલજીએ ધ્યાનપૂર્વક સાંભળ્યું અને કહ્યું, 'રૂપિયા પચીસસોમાં ખૂટતી રકમ રૂપિયા પાચસો તમે આપો અને તકતીમાં મારાં દાદીમાનું નામ લખો તે તમારી સજ્જનતા બતાવે છે પણ હું એટલો મૂર્ખ નથી કે તમારા પૈસે જશ લઉં. માટે તમારો આ નિર્ણય મને મંજૂર નથી.'

અને તરત જ શિવલાલજીએ ખૂટતી રૂપિયા પાંચસોની રકમ હસતા મૂખે ઉમેરી આપી. ધન્ય હો આવા સદ્‌ગુણી દાતાને.

—રસિકલાલ વૈષ્ણવ

## ૨. કલબો અને રચનાત્મક કામો

નાનામોટા શહેરોમાં આજકાલ મધ્યમ અને ભણેલગણેલ વર્ગ માટે આનંદ કરવા કલબો હોય છે અને સ્થપાતી જાય છે.

જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ એ નિયમની રૂએ સૌ સૌના વિચારો મુજબ સૌને તાજગી મેળવવા અનેક પ્રવૃત્તિઓ તેમાં થતી હોય છે. તેમ છતાં આવી કલબો અને ખાસ કરીને બે-ચાર સંસ્કારી ગણાતી જે દેશ વ્યાપી તથા આંતર રાષ્ટ્રિય કલબો છે તે ધારે તો સારાં એવાં સામાજિક અને આર્થિક કામો દ્વારા રચનાત્મક દૃષ્ટિથી પોતાના શહેરના કેટલાએ એવા સવાલો ઉપાડી શકે કે જે દ્વારા પોતાની પ્રવૃત્તિઓથી આનંદ માણી શકાય અને શહેરની તેમજ દેશની સેવા થઇ શકે. કલબોમાં આ દૃષ્ટિ પાંગરતી જાય છે એ જોવા મળે છે ત્યારે દેશદાઝની લાગણીવાળા સૌ કોઈને હર્ષ થયા વિના રહેશે નહિ.

શહેરના દરિદ્રનારાયણોને કંઇ પણ મદદ

થઈ શકે તો પોતાનું અહોભાગ્ય ગણીને અહીંના લાયન્સ કલબ ગોંડલના મિત્રો થોડા વખત પહેલાં અહીં ચાલતી અંબર રેંટિયાની પ્રવૃત્તિને મદદ કરવાના આશયે આવ્યા. અહીંની પ્રવૃત્તિઓ અને હકીકત મેળવ્યા પછી તેઓએ જે યોજના મૂકી તે લાભ મેળવનાર માટે જ નહિ પરંતુ દરેક કલબો માટે એક આદર્શ પૂરો પાડનાર બને છે.

અહીં અંબર રેંટિયા દ્વારા એક રોજી પરિશ્રમાલય ચાલે છે, જે દ્વારા કાંતનાર વ્યક્તિ અહીં આવી જે કંઈ કામ કરે તેનું મહેનતાણું તે જ દિવસે સાંજે ચૂકવી આપવામાં આવે છે. આ દ્વારા કેટલીયે વ્યક્તિઓ તો સાંજ પડે રૂા. ૩-૫૦થી રૂા. ૪-૦૦ સુધી મેળવી લે છે. આ વર્ગમા જ્યારે દાખલ થાય ત્યારે શરૂમા કામ શીખવાનું હોઈને તુરત કંઇ ઉપર પ્રમાણે રોજી મળવા ન લાગે એ સ્વાભાવિક છે. જેમ જેમ હાથ બેસતો જાય અને કાંતનારની કાર્યક્ષમતા વધતી જાય તેમ આવક વધે. પરંતુ નવા કાંતનારાઓને શરૂમા જ કંઈક વિશેષ મદદ મળે તો ગરીબ સ્થિતિવાળાઓ આમા હિંમતભેર દાખલ થઇ શકે. આ દૃષ્ટિએ જે લોકો અંબર રોજી પરિશ્રમાલયમા દાખલ થાય અને જેમની આર્થિક સ્થિતિ સારી ન હોય તેઓ વતી લાયન્સ કલબ ગોંડલ ડિપોઝિટની રકમ તથા બે માસ સુધી દરરોજના વધારાના રૂા. ૦ ૫૦ ભરે એવો પ્રશસનિય નિર્ણય લીધો છે.

આમાં દરરોજના રૂા. ૦-૫૦ લેખે બે માસના રૂા. ૩૦-૦ની કિંમત કરતા જે કરૂણાની ભાવના લાયન્સ કલબ, ગોંડલમાં અંકીત થઇ છે તે ગૌરવરૂપ છે. આવી ભાવનાને બળ મળો એ જ ઇચ્છીએ.

—હરગોવિંદભાઇ પટેલ

### ૩. અન્યાયથી મેળવેલું

રત્નાગિરિમાં અટકાયતી અવસ્થામાં રાખેલ બર્માના રાજા થીબોના એક વર્તનથી તેના પર દેખભાળ રાખવા નીમાએલ ભારતીય મેનેજરને આશ્ચર્ય થતું હતું.

રોજ પ્રભાત પ્રગટે અને રાજા થીબો, ઊગતા સૂર્ય સામે મહેલની બારીમાંથી હથેળી લાંબી કરી બર્મી ભાષામાં કંઇક ગણગણે.

એ જ રીતે સધ્યા નમે ને ભગવાન સવિતાનારાયણ ડૂબવા માડે એ વખતે પણ હથેળી આથમણી દશ્યે લાંબી કરી સવારની જેમ જ બર્મી ભાષામા ગણગણે.

રોજ રોજ આ ક્રિયા બેય વખત અતૂટ ચાલુ રહે. ગમે તેવું કામ હોય પણ થીબો આ કાર્યમાં વિક્ષેપ પડવા ન દે.

મેનેજરના દિલમાં એક દિવસ થયું: રાજાને આનું રહસ્ય પૂછુ તો કહેશે?

ને એક સમયે એ થીબો પાસે જઈ સામે બેઠા ને ખૂબ નમ્રતાથી કહ્યુ:

'આપને હરકત ના હોય તો હું એક વાત પૂછું એનો જવાબ આપશો?'

'પૂછો.'

'આપ સવાર સાંજ હથેળી લાંબી કરી ઊગતા ને આથમતા સૂર્ય સામે જોઇ શું બોલો છો?'

'સાભળો, કહું, સાંભળવા જેવું છે. ત્યારે હુ બર્માનો રાજા હતો, એક દિવસ શિકારે નીકળ્યો, જંગલમા બે છોકરા કશીક લાલ વસ્તુથી રમે. મેં આ જોયુ ને એ લાલ ચીજને ઓળખી ગયો એ બેઉ લાલ રંગના માણેક હતા. છોકરાઓ એને ઓળખતા ન હતા કે, એની એને કીંમત ન હતી મે એ બેઉ છોકરાઓને સારૂં સારૂ ખાવાનુ તથા રમકડાં આપી આ બેઉ માણેક બદલે લઇ લીધા. ને તે મારા મહેલે લાવ્યો, આ બેઉ માણેક કીમતી હતા. મેં તે બેઉના નામ પાડયાં એકનું નામ જયમંગલ અને બીજાનુ નામ શ્રીમંગલ. અત્યારે તે માહેનું એક મારી પાસે છે.'

'બીજું કયા ગયું?'

'મને પકડવા આવનાર વ્હાઇટ નામનો સાર્જંટ શ્રીમંગલ મારી પાસેથી ઝૂટવી ગયો.'

'આપની સવાર સાંજની આ ક્રિયાનું રહસ્ય શું?'

'એ બચેલું 'જયમંગલ' હું હથેળીમાં રાખી સવાર સાંજ ભગવાન બુદ્ધને પ્રાર્થના કરું છું કે નાના બાળકોને છેતરી આ મેળવવાનો મારો અપરાધ ક્ષમા કરે.'

લાખો કરોડોની દોલત ભોગવનાર, બ્રહ્મદેશ જેવા સામ્રાજ્યના ધણીની આટલી ઊંડી સમજ અને ધર્મ પ્રત્યેની ઊંડી લાગણી જોઇ મેનેજર હેરત પામી ગયો.

આ વાતને થોડા જ દિવસો ગયા ત્યાં મુંબઈના પોલીસ કમિશનરનો રાજા થીબો પર તાર આવ્યો કે, આપનો દાદુ નામનો માણસ મુંબઈ ઝવેરી બજારમાં એક કીંમતી માણેક વેચતાં પકડાયો છે, માટે આપ વળતો તાર કરશો કે, આપનું માણેક ચોરાઈ ગયું છે.

તાર લઇ મેનેજર રાજા પાસે ગયો. રાજાએ તાર વાંચ્યો. વાંચ્યા પછી એક પળ એણે જવા દીધી. બીજી જ પળે કહ્યું:

'તારનો જવાબ આપો કે, એ માણેક ચોરાઇ ગયું નથી પણ મેં દાદુને બક્ષિસ આપેલ છે.'

મેનેજરે આજ્ઞા પ્રમાણે મુંબઈ તારનો જવાબ વાળી દીધો પણ એનું અચરજ કેમેય શમતું ન હતું એટલે એણે પાછા રાજા પાસે આવી કહ્યુ :

'આપની અત્યારે ખરાબ દશા છે, અંગ્રેજોએ આપનું સામ્રાજ્ય લઈ લીધું ઉપરાત બીજું બધું લૂંટી ગયા છે. શેષ થોડા આવા રત્નો રહી ગયા છે. પાચ હજાર રૂપિયાનું માસિક પેન્શન એ લોકો ન જાણે ક્યારે બંધ કરી દે. એવા સમયમાં આપે એ માણેક જતું કર્યું?'

'ભાઇ! એક તો દાદુ મારો વીસ વરસનો જૂનો નોકર, વળી તેણે માણસ જાતની અણમોલ મૂડી ચારિત્ર્ય-એ ચારિત્ર્ય ગુમાવી માણેકની ચોરી. એ એને મોટી સજા આપોઆપ મળી ગઇ છે, માણસ માણસાઈ ગુમાવે એ ગુમાવી એથી ચડિયાતું કાંઇ મેળવી શકતો નથી.'

મેનેજરને થયું આ રાજા નથી, મહાત્મા છે. માણસ.નથી ભારતીય સભ્યતા જાણે સજીવ ઊભી છે.

આ બાજુ તાર મળતાં પોલીસ કમિશ્નરે દાદુને છોડી મૂક્યો.

દાદુએ આ 'જયમંગલ' માણેક રૂપિયા એકલાખ એંશી હજારમાં મુંબઈની અગરવાલ એન્ડ કંપનીને વેચી દીધું. દાદુ થોડી જ મિનિટોમાં શ્રીમંત બની ગયો. ઈ.સ. ૧૮૮૯માં.

આ મૂડીથી દાદુએ વહાણો રાખી સોપારી ને નાળીએરનો વેપાર શરૂ કર્યો.

ભારતીય મેનેજરે આ બધી વાત રાજા થીબોને કરી. રાજાએ જવાબમાં કહ્યુ.

'અન્યાયથી મેળવેલ કાંઇ ટકતું નથી. એ બાળકોને છેતરી મેં માણેક મેળવ્યા એથી મારું બ્રહ્મદેશનું રાજ ગયું, ને જેના રાજમાં કદી સૂરજ આથમતો નથી એ બ્રિટીશ સામ્રાજ્ય પણ મારી પાસેથી રાજ આચકી લીધાના અન્યાયથી ટકવાનું નથી. એ જ રીતે મારું 'જયમંગલ' અને 'શ્રીમંગલ' ચોરી જનારાનું થવાનું છે.'

પછી તો સાચે જ એવું બન્યુ. થોડા સમય પછી દરિયાના તોફાનમાં દાદુના બધા વહાણો માલ સાથે ડૂબી ગયા, દાદુ રસ્તાનો ભિખારી બની ગયો. તેનો એકનો એક દીકરો આથી ગાંડો બની ગયો.

પેલો સાર્જન્ટ વ્હાઈટ લડાઇ સમયે એક નદી પર હોડીનો પૂલ બાધતા નદીમાં પડી ગયો ને તેને મગરે ખાઈ જતાં સૌએ જોયો પણ કોઈ બચાવી શક્યા નહિ.

મહાન ઇંગ્લાડના સામ્રાજ્યની પણ એ જ વલે થઇ. બે વિશ્વયુદ્ધમાં એ માંડ બચ્યુ.

અન્યાયથી હાંસલ કરે બીજું પણ ખેંચી જઇ સમુળગાં નાશ કરે છે. એ મહા સત્ય જાણે આ સાચી કહાણીમા ઠાસી ઠાંસીને ભર્યું છે.

—દેવેન્દ્રકુમાર કા૦ પંડિત

# ઉન્નતિ માટે આત્મપરીક્ષા

ડૉ૦ રામચરણ મહેન્દ્ર

પ્રત્યેક માનવ સ્વરચિત માનસિક જગત, તથા વાતાવરણમાં વિહરતો હોય છે. મનોરાજ્ય આધ્યાત્મિક ભાવના તથા આકાંક્ષાઓ—બધું જ માનવીના સ્વભાવ પર આધારિત છે મન પોતે જ સ્રષ્ટા છે; એ પોતે જ સ્વર્ગ—નરક, અલ્પતા—પૂર્ણતાનું જનક છે. વાસ્તવમાં મનુષ્યની આધ્યાત્મિક શકિતઓનું મધ્યબિંદુ તેનું પોતાનું મન છે. વિચાર, કલ્પના, વેદના, નિશ્ચય તથા સ્મરણ શકિત વગેરે લગભગ બધી શક્તિઓ મસ્તકના અલગ અલગ ભાગમા વિકાસ કરે છે.

પ્રકૃતિનો કઠોર નિયમ છે કે તમે તમારી શક્તિઓનો ઉપયોગ કરો નહીં તો તે તમારી પાસેથી છીનવી લેવામાં આવશે. કેટલાયે માણસો ઉત્તમ શકિતઓ મેળવીને પણ પ્રવૃત્તિ નહીં કરતા હોવાથી તે શકિતઓને તેઓ ખોઈ બેસે છે. જેથી તેમણે પોતાની ગુપ્ત (Latent) તથા કાર્યશીલ (Active) શકિતઓથી હમેશા પરિચિત રહેવું જરૂરી બને છે. આપણું પ્રાણતત્ત્વ ક્ષીણ તો નથી બની રહ્યું ને? આનંદી સ્વભાવ તો નષ્ટ નથી થઈ રહ્યો ને? શકિત, શાંતિ, સામર્થ્ય, સંકલ્પ વગેરે કયા સ્વરૂપમા તમારી પાસે છે? તમે બીજાના આદેશ પર તો નથી નાચતા ને? મસ્તક બીજાને આધિન તો નથી ને? વગેરે પ્રશ્નો તમારી પ્રગતિ બતાવતા રહેશે

પ્રત્યેક મહિને તમારી પરીક્ષા (Self test) કરો. જુઓ, તમે તમારી વિદ્યા, યોગ્યતા તથા સામર્થ્યમાં કયાસુધી આગળ વધ્યા છો? કઈ કઈ નિર્બળતાઓએ તમને અવરુદ્ધ કર્યાં છે? કેટલો માર્ગ તમારે હજુ કાપવાનો બાકી છે? તમે કયાથી કયા ઉદ્દેશથી જીવન—યાત્રા પ્રારંભ કરી હતી? અને તેમાં કયાં સુધી તમે સફળતા મેળવી શકયા છો?

આત્મપરીક્ષા માટે હું એક યોજના રજૂ કરું છું. તે પ્રમાણે પ્રત્યેક સાધકે પોતાના વિષયમા નંબર આપવો જોઈએ. પ્રશ્નાવલી એક પૃથક નોટબુકમાં લખી લેવી જોઈએ અને પ્રતિમાસ ખૂબ સચ્ચાઈથી ગુણ નક્કી કરવા જોઈએ. વર્ષ પછી જોવું જોઈએ કે ઉન્નતિની દોડમાં હું આગળ વધ્યો છું.

## આત્મપરીક્ષાના પ્રશ્નો.

શરૂઆત આપણે સ્વાસ્થ્યથી કરીએ. ઉત્તમ સ્વાસ્થ્ય વિના આત્મપ્રગતિ અશકય છે. સ્વાસ્થ્યને દિનચર્યા સાથે ઘનિષ્ઠ સંબંધ છે. નિયમિત દિનચર્યાથી શ્રેયસ્કર કાર્યોમાં વૃદ્ધિ થાય છે.

### સ્વાસ્થ્ય સંબંધી પ્રશ્ન.

હું સંપૂર્ણ સ્વસ્થ છું? મને ખૂબ જ ભૂખ લાગે છે? મારું શૌચાદિ કાર્ય ઠીક રીતે ચાલે છે? હું નિયમિત રીતે વહેલી સવારે જાગું છું? મારા શરીરમાં સ્ફુર્તિ રહે છે? દિવસ દરમિયાન કેટલો વ્યાયામ થાય છે? મને કોઈ રોગ તો થયો નથી ને? હું સાધારણ કાર્યથી થાકી જાઉં છું? મને ઊંઘ ઠીક રીતે આવે છે? હું માદક પદાર્થનો ઉપયોગ કરું છુ? નિત્ય સ્નાન અને દાતણ કરું છુ? મારુ ભોજન તંદુરસ્ત છે? એમા વિટામીનની માત્રા કેટલી? હું યોગ્ય આરામ લઉં છું? હું શક્તિ—સંચયના પથ પર છું?

### બુદ્ધિ સંબંધી પ્રશ્ન.

હું મારા મિત્રોની દૃષ્ટિમાં બુદ્ધિશાળી છુ? મારા મનમા ઉત્તમ વિચારો આવે છે? હું કેવળ ત્રિકાળની વાતો વિચાર્યા કરું છું? હું મારા કર્તવ્યથી વિપરિત કાર્ય કરું છુ? હું જૂઠું બોલું છુ? હું મારી અન્ત પ્રેરણાને જીવનમા પ્રગટ કરું છું? ભય, ચિંતા યા કલેશમાં હું વિચલિત બની જાઉં છું? હું મારી બુદ્ધિની વૃદ્ધિ કરી રહ્યો છુ? આ માસમા મેં કેટલું નક્કર સાહિત્ય વાંચી નાખ્યું? મને મારા અધ્યયનની પ્રગતિ પર સંતોષ છે?

મને આત્મા, ઈશ્વર તથા પોતાની શકિતઓ પ્રત્યે વિશ્વાસ છે? હું અશાંત, ક્ષુબ્ધ તથા ચંચલ

છું ? મારો સમગ્ર સમય પ્રમાદ–શ્રૃંગારમાં જ બરબાદ કરું છું ? હું ઇંદ્રિયોપર પૂર્ણ અધિકાર રાખું છું? હું વિષયોની અવહેલના કરીને ઇશ્વર તરફ અભિમુખ થઈ રહ્યો છું ? હું અનાસક્ત થઇને સંસારનાં સર્વ કાર્યો કરું છુ ? મારા અંતઃકરણમાં બુદ્ધિનું બળ છે ? મારા સંકલ્પો દ્વારા ખરાબમાં ખરાબ અવસ્થાને બદલી શકું છું ? મેં મનની દુર્બળતાને જીતી છે ? મારી વૃત્તિઓ અંતર્મુખી છે ? મેં મારા મનને આત્માને રત બનાવ્યું છે? હું કેટલો ચિત્ત સંયમ કરી લઉં છું ? મારી આંતરિક શક્તિઓ કેટલી જાગૃત છે ? મારા આત્માના અનંત સામર્થ્યને હું કેટલું કયાં સુધી પ્રાપ્ત કરી શકયો છું ? હું ઇંદ્રિયદમન તથા મનને વશ કરવાનો પ્રયત્ન કરું છું ? જો હા તો કેટલો વખત સફળ યા નિષ્ફળ રહ્યો છું ? હું આત્મામાં કેટલો સમય લીન થઈ શકું છું ?

### સમાજ સંબંધી પ્રશ્ન

જરાપણ અચકાયા વગર સમાજ સામે મારા ભાવો વ્યક્ત કરી શકું છું ? મારી રહેવાની રીતને, વેષ-ભૂષાને તથા વ્યવહારને સમાજમાં આદરની દૃષ્ટિએ જોવામાં આવે છે ? લેખન દ્વારા સમાજ સમક્ષ મારા ભાવો મૂકી શકું છું ? મારા ન હોવાથી સમાજમાં પરિવર્તન થશે અથવા મારી કમી સમાજને ખટકશે ? મારા વિચારો સમાજની કુરૂઢિઓને દૂર કરવાના છે ? હુ કોઈ રચનાત્મક કાર્ય કરી રહ્યા છુ ? મારી આવશ્યકતાઓમા વૃદ્ધિ કરી રહ્યો છુ ? મારી આવકમાં કુટુંબનું ગુજરાન ઠીક રીતે ચાલે છે ? લોકો મારો આદર કરે છે ? દીનતાની ભાવનાએ મને પરવશ તો નથી બનાવ્યો ને ? જ્યારે ચાહું ત્યારે મારા સંબંધીઓને હસાવી શકું છું ? મને અલ્પમા સંતોષ છે ? બીજાની પ્રગતિમાં રસ લઉં છું ? હું સતસંગ યા કુસંગમા રહું છું ? મારા મિત્રોનાં ચરિત્ર કેવાં છે ? એમનામાં કઈ કઈ વિશેષતા છે ? હું બીજાના દોષદર્શનમાં તો રત નથી રહેતો ને ? હું બીજાના દૃષ્ટિકોણને ધ્યાનપૂર્વક જોઉં છું ? હું કટ્ટરતા અથવા પક્ષપાતથી પ્રભાવિત તો નથી ને ?

### વિવિધ વિષયોને લગતા પ્રશ્નો

મને ઇશ્વરમા અખંડ વિશ્વાસ છે ? જો છે તો એના ભયથી હુ અનુચિત કાર્ય તો નથી કરતો ને ? હુ જીવનના તમામ પ્રશ્નોને હલ કરી શકું છું ? હું સાચો છું ? ખુશામત કરું છું ? વ્યભિચાર તરફ આકર્ષણ છે ? અંતઃકરણને કચડી નાખું છું ? લોભ – લાલચને વશ થઇ આત્મોન્નતિ છોડી તો નથી ને ? હુ મરણથી ડરું છું ? મારા જીવનને વ્યર્થ કાર્યોમા વ્યય કરી રહ્યો છું ? હું સ્વભાવથી શંકા, આવેશ યા પ્રલોભનમા પડી જાઉં છું ? હું આનંદમા વૃદ્ધિ કરી રહ્યો છું ? મારા મનમાં જ્ઞાન અને બુદ્ધિનો વિકાસ થવા લાગ્યો છે ? હું હૃદયની સચ્ચાઇથી મહાત્માઓએ ચિંધેલા માર્ગે જીવનને ગતિ આપી રહ્યો છુ ? મારું જીવન પ્રેમના પ્રત્યેક સિદ્ધાંત પર આધારિત છે ? હુ પ્રત્યેક વસ્તુમાં પ્રભુનું દર્શન કરું છું ? હું બ્રહ્મચર્યના નિયમોનું પાલન કરું છુ ? મારા વિચારો આચાર બને છે ?

બસ, આજથી જ એક પ્રશ્નોની વાદી બનાવો અને શુદ્ધ ભાવનાથી એમાં નંબર આપવા લાગો. પછી જુઓ તમારી ઉન્નતિ કેટલી ઝડપથી થાય છે તે ! પ્રત્યેક માસના અંતમા આ સમગ્ર પ્રશ્નો પર વિચાર કરવાનો અવસર તમને મળશે તમે તમારા ભાવિના ઘડવૈયા છો. તમારા જીવનને ઉન્નત તથા પૂર્ણ તમે જ બનાવી શકો છો. બીજાની શક્તિ તમારા પર ચાલી શકશે નહીં. ભાગ્ય તમારા હાથમાં છે. ઊઠો. ચાલવા લાગો.

અનુ૦ નટુભાઈ પટેલ



# " જીવનનો વિજય છે વીર કાજે "

ચંદ્રકાન્ત કાજી

૧૯૪૦નું વર્ષ હતું. દુનિયા આંખો ચોળતી હતી, યુરોપ ઉપર આભ તૂટી પડ્યું હતું. પૉલેન્ડ, હોલેન્ડ અને બેલજિયમ ઉપર હિટલરના નાઝી ધાડા ફરી વળ્યા હતા. ફ્રાન્સ ફફડી ગયું હતું. બ્રિટનની પ્રતિષ્ઠાને ભારે ફટકો પડી ચૂક્યો હતો. ત્યાંના વડા પ્રધાન ચેમ્બરલેનને રાજીનામું આપી દેવું પડ્યું હતું. એ દેશનું ભાવિ પણ ત્રાજવામાં હતું. પ્રજા નવા નેતાની શોધમાં હતી.

ઇતિહાસ કહે છે કે કટોકટીના કાળમાં એ દેશને યોગ્ય નેતાની ખોટ પડી નથી. અને એ પ્રજાના લોહીમાં પણ લોકશાહી એટલી તો ભળી ગઈ છે કે એવા નેતાને શોધી કાઢવામાં ત્યાંના લોકોએ કદી ગોથું ખાધું નથી. એ સંકટમાં પ્રજાની નજર, હજુ હમણાં જ છેલ્લા શ્વાસ સુધી મોત સામે ઝઝૂમી જાણે ઘડીભર મૃત્યુને પણ મૂંઝવી જનાર સર વિન્સ્ટન ચર્ચિલ ઉપર પડી.

ચર્ચિલ તે વખતે આમની સભાનો છેલ્લી પાટલી પર બેસનારા સભ્ય હતા. હિટલરને મનાવવાની નીતિના તે પહેલેથી જ વિરોધી હતા. પણ તેમની ચેતવણીને બખાળા ગણીને પાર્લામેન્ટે તેમને હસી કાઢેલા. એ જ ચર્ચિલને હવે બકિંગહામ પેલેસમાંથી તેડું આવ્યું.

દેવતાઓ પણ ડગ માંડતા ડરે એવી અંધારી એ પરિસ્થિતિ હતી. પણ ચર્ચિલ આંધી જોઇને આંખ મીંચી જવામાં માનતા નહોતા. મુશ્કેલીઓમાં મહાલવાનો અને સંકટો પર સવારી કરવાનો તો એમને ભારે શોખ હતો. દેશની ડોલતી નૌકાનું સુકાન સંભાળી લેવાનું આમંત્રણ મળતા તે સમયે સાઠી વટાવી ચૂકેલા એ સાહસવીરને લાગ્યું કે વર્ષોથી જે પળની એ પ્રતીક્ષા કરી રહ્યા હતા એ પળ તેમને આવી મળી હતી. એ દિવસની લાગણી દર્શાવતા એમણે લખ્યું છે.

" પાછલી રાતના ત્રણ વાગ્યે હું પથારીમાં પડ્યો ત્યારે મારા મનમાં મેં નિરાંતની ઊંડી લાગણી અનુભવી. મને લાગ્યું કે વિધાતા મારી પડખે હતી અને મારો આખોયે ભૂતકાળ કેવળ આ ક્ષણ તેમ જ આ કસોટીની પૂર્વ તૈયારીરૂપ હતો. "

સુકાન સંભાળ્યા પછી એમણે લોકોને કઠોર સત્ય જણાવી દઇ એમનો વિશ્વાસ અને વફાદારી છીની લીધા. પહેલાં જ ભાષણમાં એમણે કહ્યું: " અત્યારે મારી પાસે તમને આપવાને માટે લોહી, પરિશ્રમ, આંસુ અને પરસેવા સિવાય બીજું કશું જ નથી. " અને સાચે જ એ શબ્દોના પડઘા શમ્યા ન શમ્યા ત્યાં તો હિટલરના પાંઝર ડિવિઝને ફ્રાન્સની અભેદ ગણાતી અને જેને બાંધતા વરસોના વરસો લાગ્યા હતા એ મૅજિનો દિલ્લેબંધીને ગણતરીના કલાકોમાં જ ભેદી નાંખી. જોતજોતામા નાઝી લશ્કર પેરીસ પહોંચી ગયું. એ પૂરતું ન હોય તેમ ડંકર્કની પીછેહઠ આવી પડી અને નાઝી દળ ઠેઠ ઈંગ્લિશ ચેનલ સુધી આવી લાગ્યું.

વિજયથી મદમસ્ત શત્રુ સામે હવે ઈંગ્લેંડ એકલું અને અટૂલું પડી ગયું. હિટલરનો વિજય હાથવેંતમાં જણાતો હતો. એ અણીને વખતે શત્રુ અને શરણાગતિ વચ્ચે ચર્ચિલ એક અડગ ખડક બનીને ઊભા. શત્રુનો સામનો કરવા માટે બ્રિટન પાસે તે વખતે પૂરતાં શસ્ત્રોયે નહોતાં. પણ ચર્ચિલ પાસે એક અનોખું શસ્ત્ર હતું–એમનો શબ્દ. શબ્દોના તો એ સ્વામી

હતા. એમના જિગરનો જુસ્સો એમની જબાન ઉપર પણ તરવરતો હતો. તે વખતનાં એમનાં ભાષણો આજે પણ વાગોળ્યા કરવાનું મન થાય એવાં છે. એમાં કેવળ વાણી વિલાસ નથી. મડદાંને પણ બેઠા કરવાની એમાં તાકાત છે. શસ્ત્રની શક્તિ કરતાં શબ્દની શક્તિ ક્યાંયે ચડી જાય છે એ સત્યનો એમણે એ સંકટ કાળમાં સાક્ષાત્કાર કરાવ્યો.

તે વખતનાં એમનાં ભાષણોનો ભાવ હતો:

"તમે પૂછો છો કે આપણું ધ્યેય શું છે. જવાબમાં હું એક જ શબ્દ કહી શકું: વિજય. ગમે તે ભોગે વિજય. ગમે તેટલો ત્રાસ વેઠવો પડે કે માર્ગ ગમે તેટલો લાંબો અને કાંટાળો હોય તો પણ વિજય. કેમ કે વિજય વગર આપણું અસ્તિત્વ નથી...જરૂર પડશે તો આપણે શત્રુની સામે વર્ષોના વર્ષો સુધી લડીશું. જરૂર પડશે તો એકલે હાથે લડી લઇશુ....

"આપણે લથડીશું નહીં કે હારીશુ નહીં. આપણે છેવટ સુધી લડી લઈશું. ગમે તે ભોગે પણ આપણે આપણા ટાપુનું રક્ષણ કરીશું. આપણે સાગરતટ ઉપર લડીશું, ઉતરાણ ભૂમિ ઉપર લડીશું, ખેતરોમાં લડીશું, શેરીઓમાં લડીશું, ટેકરીઓમાં લડીશુ. પણ આપણે કદાપિ શરણે નહી જઇએ."

આમ એમણે પ્રજાના દિલ અને દિમાગ વિજય, વિજય અને વિજયની ખુમારીથી ભરી દીધા. 'વી ફોર વિકટરી'નું સૂત્ર એમણે પ્રજાના હૈયે અને હોઠે રમતું કરી દીધું.

આપણે તે વર્ષોમાં બ્રિટન શાસન સામેની અહિંસક છતાં જીવ સટોસટની લડતની તૈયારીમાં પડયા હતા પણ આપણા નેતાઓ આપણી પ્રજાને શૂરાતન માટે બ્રિટિશ પ્રજા તરફ આંગળી ચીંધતા હતા. અને સાચે જ શત્રુના મુખમાંથી પણ 'શાબાશ! શાબાશ!'-ના ઉદ્‌ગારો સરી પડે એવું એ શૂરાતન હતું. શરૂઆતમા તો એ પ્રજા પાસે પૂરતા શસ્ત્રો નહોતા, પૂરતાં વસ્ત્રો નહોતા, અને ખાવાપીવાનુ પણ ઠેકાણું નહોતું. કાચું દારૂ જે કાંઈ મળે તેનાથી પ્રજા હર્ષભેર ચલાવી લેતી. તેમાંયે ગમે તે પળે બોંબમારાની સાયરન વાગે એટલે દોડીને આશ્રયસ્થાનમાં ભરાઈ જવું પડે અને કોળિયો હાથમાં જ રહી જાય એવી એ પરિસ્થિતિ હતી.

વેસ્ટમિન્સ્ટર એબી અને પાર્લામેન્ટનાં મકાનો પર બોંબમારો થયો ત્યારે બ્રિટન એના ઇતિહાસમાં ક્યારેય ન હલ્યું હોય એટલું હલી ઊઠયું. પણ લાગણી પંપાળવાનો એ સમય નહોતો. લાગણી ખંખેરી નાખીને એ નેતા અને એ પ્રજા પરસ્પરની હૂંફે આગળ વધ્યા. બોંબમારાથી એમના ધર્મસ્થાનો ધ્રૂજી ઊઠયાં પણ એ પ્રજાના રાષ્ટ્રધર્મને ધક્કો લાગ્યો નહીં. ઐતિહાસિક સ્થળોની દીવાલો તૂટી પણ એમના દિલ તૂટયા નહીં. કેટલાક સ્થળો તો સાવ ખંડેર બની ગયા છતા એ પ્રજાની ખુમારી ખૂટી નહીં!

દગ બનેલી દુનિયાને ચર્ચિલે આત્મવિશ્વાસપૂર્વક હાકલ કરી: "અમને હથિયાર આપો અને અમે અમારું કામ પૂરું કરીશું." પછી તો વિધાતા પણ એ વીરો પર વારી ગઈ. યુદ્ધે અણધાર્યો પલટો લીધો. બ્રિટને પોતાનું કામ પૂરુ કર્યું.

બ્રિટનના એ અંધારામાં અંધારા સમયને એના ઇતિહાસના ઊજળામા ઊજળા સમયમા ફેરવી નાખનાર અને આંધીમાં અટવાતા રાષ્ટ્રોને 'લોહી, પરિશ્રમ, આંસુ અને પરસેવા'નું ધર્મસૂત્ર આપી જનાર એ બ્રિટિશ સિંહ તરફની ઊંડી લોકલાગણીનું એ સમયના ચર્ચિલના પ્રધાન મંડળના એક પ્રધાને આપેલી નીચેની લાવણીની અંજલિમાં સચોટ દર્શન થાય છે.

"આપણે આઝાદ માનવી તરીકે જીવીએ છીએ, આઝાદ માનવી તરીકે બોલીએ છીએ, આઝાદ માનવી તરીકે હરીએફરીએ છીએ; કારણ કે ચર્ચિલ નામનો એક માનવી આપણી વચ્ચે જીવી ગયો. કાળની શરૂઆતથી આજ સુધી બીજા કોઈ માનવી માટે આ કહી શકાય નહીં."

## ૧. સાચી લગની

'વૈષ્ણવજન'ના જાન્યુઆરી માસનાં અંકમા લઘુલેખ 'લગની' વાંચ્યા પછી અનેક મિત્રો, સ્નેહીઓ તરફથી આવી કોઇ સચોટ કથાની યોગ્ય રજૂઆત કરવા આગ્રહ થયો છે. એ આગ્રહના આભારવશ ભારથી વિનમ્ર બની હું અત્રે એક સાચી આપણાં માનવજીવનની જ, અરે આપણાં પોતાના જ સમયની, એક સાચી કથા અત્રે રજૂ કરું છું.

આ કથા છે સાધ્વી આઇ મોઘીમાઇની. શિહોરમા તે વસતા હતા, અને ત્યાં મ્હડિને જ તે દેવલોક પામ્યા. એ મોઘીમાઇના જીવનની એક નાનકડી વાત આપણને સાચી લગની કેવી હોય તેનું પ્રત્યક્ષ દષ્ટાંત પૂરું પાડે છે. વળા–વલ્લભિપુરમા હું જ્યારે ન્યાયાધીશ હતો ત્યારે મારી નોકરીના સમય પછી ફુરસદ મળતા મારી સાહિત્ય લક્ષી પ્રકૃતિને લઇ ત્યાંની ઐતિહાસિક અને પુરાણી જે તે હકીકત, સ્થાન, જગ્યા કે પ્રદેશ જોવા જાણવા મળે તે જાતે પ્રયાસ કરી લેતો એવી ઘણી જગ્યાએ અને પ્રદેશ ભૂમિને જોતા તેમાંની એક પુરાણી જગ્યા કે જે વાઘામાં'રાજની જગ્યાના નામે ઓળખાય છે તે જોવા મળી.

આ વાઘામાં'રાજની જગ્યા તો સાધુની છે અને ત્યાં જેમ સંત દેવીદાસની જગ્યામ રોટલાનું ભોજન જે તે અનાથ અભ્યાગતને આપવામા આવે છે તેમ અહિં પણ રોટલાના ટુકડાનું જમણ સાધુ અભ્યાગત અને અપંગ અનાથને આપવામા આવે છે. આ જગ્યાના આદિ સ્થાપક શ્રી વાઘજી મહારાજ કે વાઘા મા'રાજના નામ ઉપર જ વાઘા મા'રાજની જગ્યા તરીકે ઓળખાય છે. વાઘા મા'રાજ મૂળ તો જાતના કાઠી. તેઓ સામપરાના રહીશ હતા. તેમને જીવન પરથી મોહ ઊઠી જતા ભેખ લીધો અને અહીં આવી આ સ્થળે રહી જે તે સ્થળેથી રોટલાના કટકા માગી લાવી અપંગ અનાથ અભ્યાગતને ભોજન આપવા માંડયા! ભૂખ્યાને અન્ન આપવું એ જેમ વીરપુરના પૂજ્ય જલારામ બાપાને ટેક હતો તેમ આ વાઘા મા'રાજને પણ થયું. એમણે આમ અન્નક્ષેત્ર ખોલ્યું. બટકું–ટુકડા–રોટલા માંગી આવી આમ ભૂખ્યાને જમાડે એ પરથી તો ત્યાં એવો રિવાજ થઇ પડયો કે આખો રોટલો જમણમાં ન અપાય! ફક્ત રોટલાનાં બટકાં જ અપાય.

આવા નિખાલસ, ભોળા અને માનવપ્રેમી વાઘા મા'રાજ પાસે ઘણાં કંઠી બંધાવવા, એમના શિષ્ય થવા આવે. પણ વાઘા મા'રાજ તો એક અથવા બીજું બહાનું શોધી કોઇને શિષ્ય ન બનાવે. અને જે કોઇ શિષ્ય થવાને યોગ્ય જણાય, તેની એવી પરીક્ષા આડકતરી રીતે લીધા પછી તેમને જણાય કે આ શિષ્યને હવે ભેખ લેવાની સાચી લગની છે, ત્યારે જ ભેખ લેવા – શિષ્ય થવા – સંમતિ આપે.

આવા સાચા શિષ્યો પૈકીની એક મહાન સાધ્વી શિષ્યા થયા તે મોઘીમાઇ. મોંઘીમાઇ પણ જાતે કાઠી તે વાઘામા'જના કંઇક દૂરના ભત્રિજી પણ થાય એમ કેટલાક માને છે. તેઓ કટાણા (જૂનાગઢ પાસે) ના રહીશ. તેમને નાનપણથી જ મીરાબાઇની માફક ભકિતભાવ વધારે ને સંસારમા મોહ ઓછો. તેમનું સગપણ કરવામા આવ્યું હતું અને લગ્ન પણ લેવાયું હતું પણ લગ્નનાં દિવસે જ મોઘીમાઇ તો ઘર છોડી ભાગ્યા અને આવ્યાં વાઘામા'રાજ પાસે. પગે પડી મોઘીબાઇએ વાઘામા'રાજને કંઠી બાંધવા કહ્યું.

વાઘામા'રાજને મોઘીમાઇની ઉંમર જોઇ ઘડીભર વિચારમાં પડયા ને પછી કહે કે 'બેન! તું તો હજુ જુવાનીમા જ પગ મૂકે છે. જો તું ધારતી હો કે ભેખ લેવો સહેલો છે પણ ના બેન! તુ ઉતાવળી થા મા. તારી જુવાનીનો વિચાર કર. સંસાર ભોગવ પછી જ્યારે મોટી ઉંમર થાય ત્યારે ભેખ લેવા વિચાર કરજે.'

પણ મોંઘીબાઈની તો સાચી લગની જ લાગી હતી તે તો તેમને પગે પડી ફરી શિષ્યા કરવા વિનવવા લાગ્યાં એટલે વાઘામા'રાજે તેમને ત્યાં થોડા દિવસ રોકાઈ જવા કહ્યું.

બીજા દિવસથી પછી મોંઘીબાઈને જે તે કામ આપવા માંડયા. વાઘામા'રાજને તો મોંઘીબાઈની પરીક્ષા કરવી હતી. દિવસ રાત આકરામાં આકરું કામ ચીંધવામાં આવે તે હોંસપૂર્વક મોંઘીબાઈ કરી નાખવા માંડયાં. ભૂખ્યા રહે, રાતે પૂરી ઊંઘ પણ ન કરે, છતાં કામ કરવામાં આશ્રમની-જગાની-સેવા કરવામાં પાછી પાની ન જ કરે! કહે છે કે એક વખત ભજન કીર્તન ચાલતા હતા, માણસાની ઠઠ જામી હતી, ત્યારે વાઘામા'રાજે તેમને ભજનમાં ભળી જવા કહ્યું. મોંઘીબાઈ તો નિર્દોષ, ભોળા ભાવના હતા. તેઓ તો ભજનમાં એવા ઓતપ્રોત થઈ ગયા કે પોતાના દેહનું પણ તેમને તે વખતે ભાન ન રહ્યું!

આવી તેમની સાચી લગની જોઈ પછી વાઘા મા'રાજે તેમની શિષ્યા બનાવી. વાઘામા'રાજ ભેખ લઈ-કંઠી બંધાવી-મોંઘીબાઈ પછી શિહોરમા આવી વસ્યા. વાઘામા'રાજે જ તેમને શિહોરમા જઈ ત્યાનાં ભૂખ્યા, દુખ્યાં, અપંગ, અભ્યાગતને અન્ન આપવાં તેમની સેવા કરવા કહેલ. પોતાના ગુરુનાં એવા આદેશ અનુસાર મોંઘીબાઈ પછી શિહોરમા આવી જગ્યા સ્થાપી વાઘામા'રાજની માફક રોટલાના બટકા માગી લાવી ભૂખ્યાને અન્ન આપવા માંડયા પછી તો મોંઘીબાઈ તો સતી સાધ્વી તરીકે પૂજાવા લાગ્યા. તેમની ઉંમર કહે છે કે સો વર્ષ ઉપરની હતી! છતાં પુરા નીરોગી અને સશક્ત હતાં. હજી ગયા મહિને જ તેઓ દેવલોક પામ્યાં!

આમ જ્યારે સાચી લગની જીવનમા જે કોઈને લાગે છે ત્યારે નથી જોવાતી વય નથી જોવાતો સમય, કે નથી જોવાનાં પાત્ર-નાતજાત! અને ઇતિહાસનાં જે તે પાનાં જો આપણે ઉકેલીશું તો આપણને જરૂર જણાશે કે જ્યાં જ્યાં આવી સાચી લગની હોય છે ત્યાં જ જીવનની કઈંક રંગભરી ખુમારી દેખાય આવેલ છે! ત્યાં જ જીવનની કઈંક ઉદાત્તભર્યું કાર્ય થયેલ છે।

—ગિરિજાશંકર કે૦ વ્યાસ

## ૨. મહાન વૈષ્ણવજન

બંગાળના પરમ વૈષ્ણવજન ચૈતન્ય મહાપ્રભુ મહાન વિભૂતિ હતા. ભગવન્નામ સ્મરણ પ્રચાર અને સેવા એ હતા એમના મહામૂલા મંત્રો.

શ્રી ચૈતન્યમહાપ્રભુ ગૌરાંગ પ્રભુના નામે પણ પ્રખ્યાત છે. એમનો ભવ્ય ગૌર પ્રતિભાશાળી લલાટ માનવમન હરી લેતા હતા.

શ્રી ચૈતન્ય મહાપ્રભુ ફરતા ફરતા આંધ્ર પ્રદેશના એક ગામડામાં આવી પહોંચ્યા. કૂર્મદેવ મહાપ્રભુના અનન્ય અનુયાયી હતા. કૂર્મદેવને ત્યાં શ્રી ચૈતન્ય મહાપ્રભુએ વાસ કર્યો હતો.

આ ગામમા વાસુદેવ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. શ્રી ચૈતન્ય મહાપ્રભુ ઉપર વાસુદેવને અનન્ય શ્રદ્ધા હતી. વાસુદેવને કર્મ સંજોગે કોઢ નીકળ્યો હતો. શરીરમા ચાંદા પડી ગયા હતા. શરીરમાંથી પરુ નીકળતું હતુ.

વાસુદેવ પરમ જ્ઞાની હતો. તે સમજતો હતો કે હરેક વ્યક્તિને કર્મના દંડ તો ભોગવવાના જ રહે છે. દેહના દંડ ભોગવ્યે જ છુટકો છે. વાસુદેવ ભગવન્નામ સ્મરણ કર્યા કરતો.

શ્રી ચૈતન્ય પ્રભુ પોતાના ગામ પધાર્યા છે એ વાતની જ તે બિચારાને મોડી ખબર પડી. વાસુદેવને ખબર પડી કે તરત જ તે કૂર્મદેવને ઘરે શ્રી મહાપ્રભુના દર્શન કરવા નીકળી પડ્યો, શ્રી ચૈતન્ય મહાપ્રભુના દર્શનની તેને તાલાવેલી લાગી હતી. શરીરમાંથી પરુ નીકળતું હતું. માંડ માંડ ચાલી શકતો હતો. ધીમે ધીમે ચાલી વાસુદેવ કુર્મદેવને ઘરે પહોંચ્યો તો ખબર પડી કે ચૈતન્ય મહાપ્રભુ તો થોડા સમય પહેલા ત્યાંથી વિદાય થઈ ગયા છે.

શ્રી ચૈતન્ય મહાપ્રભુ વિદાય થઈ ગયાના સમાચાર સાંભળીને વાસુદેવ નિરાશ થઈ ગયો અને કલ્પાંત કરવા લાગ્યો, 'હે દયામય પ્રભુ! આપે મને આપના દર્શનથી પણ વંચિત રાખ્યો! મારા મન જન્મના કર્મે જ દેહપીડા ભોગવી રહ્યો છું. મારામાં ચાલવાની શક્તિ નથી કે હું આપની પાછળ

આપના દર્શન કરું પ્રભુ ! હું આવો જ હતભાગી છું '

વાસુદેવ આમ કલ્પાંત કરી રહ્યો હતો તેવામાં શ્રી ચૈતન્ય મહાપ્રભુ પાછા ત્યાં આવી પહોંચ્યા અને વાસુદેવને ભેટી પડયા.

આમ એકાએક શું બની ગયું તેની વાસુદેવને ખબર પણ ન રહી શ્રી ચૈતન્ય મહાપ્રભુને પોતાના પરુ નીકળતા કોઢવાળા શરીરનો સ્પર્શ કરી ભેટી પડતા જોઈ વાસુદેવ ખૂબ ખચકાયો શ્રી ચૈતન્ય પ્રભુને પોતાના કોઢવાળા અને પરુવાળા દેહથી આઘા કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

શ્રી ચૈતન્ય મહાપ્રભુએ તો વાસુદેવને ગાઢ આલિંગન કર્યું હતું

'પ્રભુ! આપ આ શું કરી રહ્યા છો! મારા શરીરે કોઢ છે મારા શરીરમાંથી-પરુ વહ્યા કરે છે. પ્રભુ! મને અડો નહી. પ્રભુ! આ અભાગીથી દૂર રહો. આપના ગૌરાંગ દેહને અભડાવો નહી.'

'વાસુદેવ! તમારા જેવા પવિત્ર બ્રાહ્મણના સ્પર્શથી તો અનેરો આનંદ મળે છે હું તમારાથી દૂર કેમ રહી શકું! વાસુદેવ! તમારા દિવ્ય શરીરના સ્પર્શથી તો હું પવિત્ર બનું છું. મને પવિત્ર થતા આપ કાં અટકાવો છો!'

શ્રી ચૈતન્ય મહાપ્રભુ વાસુદેવને ભેટ્યા કે તરત જ તેનો કોઢ મટી ગયો. શરીરમાંથી નીકળતું પરુ અટકી ગયું વાસુદેવનું શરીર સુંદર અને નીરોગી બની ગયું

—કનૈયાલાલ વ્રજલાલ વાઘાશી

## માતૃ–ભક્તિ

ગાંધીજીનું વ્યક્તિત્વ જેટલું વ્યાપક હતું તેટલું જ પ્રભાવક પણ હતું નમક સત્યાગ્રહનું જોરદાર વાતાવરણ હતું. હજારો માણસોને જેલમાં ધકેલવામાં આવ્યા હતા. તે વેળા રવીન્દ્રનાથને મળવા વેદાંતી પુરુષોનું એક મંડળ આવ્યું વેદાંતીઓએ ગુરુદેવને પ્રશ્ન કર્યો -

'દેશભક્તિ કેટલો તુચ્છ શબ્દ બન્યો છે? આ અંધશ્રદ્ધામાંથી તો તમે જ હવે દેશને બચાવી શકશો. મારું અને તારું એ સર્વ માયા છે સમગ્ર સૃષ્ટિ નશ્વર છે, આ ભૂમિ જડ છે, જડને માટે આટલી આસક્તિ કેમ?'

વિચિત્ર દલીલો સાંભળી રવિબાબુ ક્રોધને શાંત કરી સ્વસ્થતાથી બોલ્યા, 'નિખિલબાબુ! તમારા માતુશ્રી જીવતા છે?'

તરત જ નિખિલબાબુએ 'હા' માં ઉત્તર આપ્યો

રવિબાબુએ ગંભીરતાથી ફરી પ્રશ્ન કર્યો, 'તમે તેમનું માથું કાપીને અહીં લાવી શકશો?'

નિખિલબાબુનું મોઢું નિસ્તેજ થઈ ગયું તેઓ વિચલિત ભાવે બોલ્યા, 'તમે મને એટલો બધો નીચ સમજો છો?'

રવીન્દ્રનાથે પ્રત્યુત્તર વાળ્યો, 'તમે ન કાપી શકો તેમ હો તો તમે બીજા દ્વારા કપાવીને અત્રે મોકલાવો'

નિખિલબાબુ ગુસ્સામાં આવીને બોલ્યા: 'કોઈ મારી માતાનું મસ્તક છેદવા જાય તે પહેલાં હું તેનું જ માથું ધડથી જુદું કરી નાખું.'

રવીન્દ્રનાથ તરત જ ખડખડાટ હસી પડયા અને બોલ્યા 'બસ, ગાંધીજી અને તેમના સાથીઓ પોતાની માતા પર એવી જ ભક્તિ રાખે છે—ભેદ માત્ર એટલો જ છે કે તમારી માતા કેવળ એક બેટાની માતા છે, જ્યારે તેઓની માતા કરોડો દીકરાઓની માતા છે'

ઉત્તર સાંભળી સર્વ વેદાંતીઓ શાંત બની ગયા

—નટુભાઈ પટેલ

# એક કિલો ઘી

બાબુભાઈ પ્રા૦ વૈદ્ય

'આવ્યો, ચંદ્રવદન ?' લીલાબહેને પૂછ્યું.

'હા – બા !'

'હું તારી વાટ જોતી હતી.'

'શા માટે ?'

'એક કામ કામ કરીશને, ચંદ્રવદન !'

'ખુશીથી.' ચંદ્રવદને ચોપડીઓ મૂકતા કહ્યું. નિશાળેથી ચાલ્યો આવતો હોવા છતા તેણે કંટાળો ન બતાવ્યો.

'એક કિલો સાચું ઘી લાવી આપીશ ?'

'સાચું ઘી કયાથી લાવવું ? આજ એની એકાએક જરૂર કેમ પડી !'

'જો ભાઈ આજ સાંજે બે–ત્રણ મહેમાન આવવાનાં છે. મોટીબહેનને જોવા આવવાનાં છે. તેમને માટે સરકારી ડેરીમાથી એક કિલો ઘી લાવી દે.'

'સરકારી ડેરી કયાં આવી, બા ?'

'આવડા મોટા છોકરાને સરકારી ડેરી કયા આવી એ ખબર નથી ? અને ખબર ન હોય તો કોઈને પૂછી લઇએ એમાં મૂંઝાવું શું ?'

'સા–રું ! ઘી શેમાં લાવવનું છે ?'.

લે ! આ ડબરામાં. ઘી લઇને ગાયો ઘરભેગો થજે. આડોઅવળો કયાંય જઇશ મા. ઘીની વાટ જોતાં મહેમાનને બેસાડી રાખવા પડે તેવું ન કરતો. અને લે ! આ દસ રૂપિયા, એક કિલો ઘી લાવવાનું છે. નોટ સાચવજે. પાડી ન નાખતો.'

'બા ! તમે મને શું સમજો છો ? કીકલો ? હવે હું નાનો નથી. ખાસ્સો સોળ વર્ષનો થયો. ઘીનો ભાવ શું હશે ?'

'એ તો મને ખબર નથી. ભાવ તો વધ્યા હશે. તોય દસમાથી કંઈક વધશે. ઠીક–હવે ! ઝટ જા. તારા બાપુજી નિશાળેથી સીધા સ્ટેશને જવાના છે. આજ ટયુશનમા નહી જાય. મહેમાન આવે તે પહેલાં ઘરમા ઘી આવી જવું જોઇએ. અને...ડબરો મૂકવા એક થેલી લઈ લે.'

થેલીમાં ડબરો મૂકી ચંદ્રવદને દસ રૂપિયાની નોટ જાળવીને ચડ્ડીના ખિસ્સામાં મૂકી. અને ઘરની બહાર નીકળ્યો.

' માતૃ દેવો ભવ ! પિતૃ દેવો ભવ ! એ હતું ચંદ્રવદનને ગળથુથીમાં મળેલું જ્ઞાન. માતા–પિતાની આજ્ઞાનુ પાલન કરવું, તે ચંદ્રવદનને મન પવિત્ર ફરજ હતી. અગિયારમાં ધોરણમાં પહેલો નબર રાખતો ચંદ્રવદન સમજુ હતો. મા–બાપ નારાજ થાય તેવું વર્તન કરતા તેને દુઃખ થતું. આજ્ઞાંકિત ચંદ્રવદન પિતાની ફરમાયશ થાય તો ક્રિકેટનો રસપ્રદ મેચ જોવાનું માંડી વાળી વાચવા બેસી જતો.

પણ એક બાબતમાં ચંદ્રવદન મુરબ્બીઓની આજ્ઞાનું અવારનવાર ઉલ્લંઘન કર્યા વિના ન રહેતો.·

બા–બાપુની સ્પષ્ટ સૂચના હતી કે અભણ અને અસંસ્કારી–અભણ હોય તે અસંસ્કારી હોય જ એવી તેમની માન્યતા હતી–લોકો સાથે ભળવાના પ્રસંગો જેમ બને તેમ ટાળવા. તેમની સાથે સામેથી ભળવાનો પ્રયાસ તો કદી ન કરવો. ચેપી રોગની જેમ તેમના કુસંસ્કાર આપણને કયારે ચોંટી જાય, તે કહેવાય નહી. અભ્યાસમા જેને પહેલો નબર જાળવી રાખવો છે, તેણે અસંસ્કારિકતાની અસરથી સમજપૂર્વક અળગા રહેવું જોઇએ.

મુરબ્બીઓની આ દલીલ પૂરી તર્કશુદ્ધ હતી.. તેમા કોઈ રીતે ચંદ્રવદન વાધો લઈ શકે તેવું હતું નહીં. છતા ચંદ્રવદન તેના સહાધ્યાયી દાનુભાને ઘેર જવાનું પ્રલોભન ન રોકી શકતો. દાનુભાને ત્યા તેને અતરને ઠારે તેવું વાતાવરણ મળતું. દાનુભા સશક્ત, ખેલદિલ, મળતાવડો સુજાન હતો. ભણવામાં બહુ હોશિયાર નહોતો, પણ ક્રિકેટનો અવ્વલ નંબરનો ખેલાડી હતો. તેને ફટકા મારતો જોવો તે અનેરો લહાવો હતો. દાનુના દાવમા હોય...ત્યારે,

વાતાવરણમાં એક જાતની ઉત્તેજના પ્રસરી જતી. ઝડપી બોલર સામે બીજા બેનાડી ગભરાતા હોય ત્યારે દાનુભા ગેરહિસાબ થઈને ઉછળતા દડાને એવી આબાદ રીતે ફટકારતો કે સીધો ચોક્કો! બીજા બેનાડીઓ બોલરનો હાથ ને આંગળાં કેવી રીતે વળે છે તેના પરથી દડો કેવો પડશે તેનો ક્યાસ કાઢે. દાનુભા દડાનો ટપો પડયા પછી એ કંઈ તરફ જાય છે તે જોઈ શકતો તેના પગ ને કાંડામાં એવી ચપળતા હતી કે દડાને ધારી દિશામાં વાળી શકતો.

ચંદ્રવદનને ક્રિકેટનો શોખ હતો-પણ જોવાનો ખેલાડી તરીકે તે ક્યારેય સફળ થયો નહોતો. ચંદ્રવદને દાનુભાને ગણિત શીખવ્યું, તેમાથી બંને વચ્ચે દોસ્તી થઇ. દાનુભાના મનમાં એવી ગાઠ વળી ગઇ હતી કે પોતાને ગણિત આવડે જ નહી. પણ ચંદ્રવદને જે રીતે શીખવ્યુ તેથી તેને ગણિત આવડતા માડયું. આભારવશ દાનુભા ચંદ્રવદનને પોતાને ઘેર ઘણીવાર તેડી જતો.

દાનુભાની બાને જોઈ ચંદ્રવદન ખુશ થઇ ગયો તેમનું માતૃત્વ તેને પાવનકારી લાગ્યુ. દિવાળી બા જેટલા રૂપાળા તેટલા જ ભલા હતા. ચંદ્રવદન જ્યારે આવે ત્યારે દિવાળીબા તેને માટે ઓછા ઓછા થતા. દાનુભાને ત્યાથી ચંદ્રવદન નાસ્તો કર્યા વિના આવે તેવું ક્યારેય ન બનતુ. દિવાળીબાનો નિર્વ્યાજ સ્નેહ તેને લોહચૂંબકની જેમ આકર્ષતો.

દાનુભાના પિતા-બાલુભા કોઇ મોટા કારખાનાના મુખ્ય મિકેનિક હતા. ઊંચા, ખડતલ લહેરી આદમી ભાગ્યે જ ઘેર હોય પણ હોય ત્યારે છોકરાઓ સાથે આનંદથી ગપ્પા લગાવે. બાલુભા ઘરમા હોય ત્યારે તેમના મુક્ત હાસ્યના પડઘાથી ઘર ગાજતુ રહેતુ. પોતે બે ગુજરાતી ભણ્યા હતા, જતા છોકરાઓ સાથે સાહસ અને અભ્યાસની જ વાતો કરતા આવી વાતો તો ચંદ્રવદનના શિક્ષક-પિતા ક્યારેય ન કરતા. એમની વિષય-મર્યાદા પાઠ્ય-પુસ્તકો પૂરતી સિમિત હતી. બાલુભાનો વાર્તા-વિહાર એવા કોઈ બંધનો સ્વીકારતો નહી. એવી રસિક વાતો કરતા કે ચંદ્રવદનને તેમની પાસેથી ઊઠવુ ગમતુ નહીં.

ચંદ્રવદનની મૂળ દોસ્તી દાનુભા સાથે. પણ દિવાળીબાનો હેતાળ સ્વભાવ તેને એટલો ગમી ગયો કે પાંચ-દશ દિવસ સુધી તેમને ન મળાયુ હોય તો તેને કઇક ખૂટતુ હોય તેમ લાગ્યા કરે. અને બાલુભાની વાતો! એ તો જીવતા જ્ઞાન-ભંડાર હતો. સિનેમાથી માંડી શેકસપિયર સુધી તેનું ફલક હતું.

આ ભલા કુટુંબની સાથે ત્રણ-ચાર કલાક ક્યાં નીકળી જાય, તેનુ ચંદ્રવદનને ધ્યાન ન રહેતું, ઘેર પાછા ફરતાં મોડું થાય, એટલે બા કે બાપુ જો હોય તે-રખડવાથી થતા અનેકવિધ ગેરલાભો પર લાબું એવું પ્રવચન આપી દે. શરૂઆતમા તો ચંદ્રવદન આડાઅવળા બહાના કાઢી મોડા થવાની વાતનું ખરૂં કારણ આપવાનુ ટાળતો, પરંતુ એ લાંબો વખત ન નભ્યું.

'ચંદ્રવદન!' બાપુજીએ એકવાર પૂછ્યું, 'તું દાનુભાને ઘેર જાય છે?'

'કાં?' ચંદ્રવદને અકળામણ છુપાવવા સામો પ્રશ્ન કર્યો

'હું પૂછુ તેનો જવાબ સામા પ્રશ્નથી અપાય? સીધો હા કે ના જવાબ આપને!'

'ક્યારેક જઉ છુ.' ચંદ્રવદને કહ્યું. જૂઠું બોલવાનો તેનો સ્વભાવ નહોતો.

'એ ઘર તને જવા જેવુ લાગે છે?'

'દાનુભાના બા-બાપુજી બંને બહુ ભલા છે.'

'હશે. મારે લાબી ચર્ચામા નથી ઊતરવું. દાનુભાનો આદર્શ ક્રિકેટ મેચમા સદી ફટકારવાનો, તારી મહત્ત્વાકાક્ષા એવી ક્ષુદ્ર છે? તારે ભણવાનું છે. એસ. એસ. સી. પરીક્ષામા પહેલો દસમા સ્થાન મેળવવાનું છે. દાનુભાના મા-બાપ પાસેથી આ મહત્ત્વાકાક્ષા પરિપૂર્ણ કરવા શું મળે? એવા મજૂર માણસને ત્યા...'

'બાલુભાબાપુ મોટા કારખાનાના હેડ-મિકેનિક છે.' સામાન્ય રીતે પિતાના અભિપ્રાયો માટે આદર હોવા છતાં ચંદ્રવદન આ બાબત કહ્યા વિના ન રહી શક્યો.

'બાહુભાનો પરિચય મને તારે આપવાની જરૂર નથી. હું તેને પિછાણું છું. ભણ્યો – ગણ્યો કાંઈ નથી, પણ વાતો કરવામાં જબરો ફાંકો છે. તેને ઘેર જવાનું આપણું કામ નહીં. બેટા! તને ખ્યાલ નથી. આ '૬૩ની સાલ છે. ચોમેર સખત હરીફાઈ છે. જરાય બેપરવા રહીશ તો નહીં ચાલે.' પિતા અનિમિષ નજરે જોઈ રહ્યા.

'બાપુ...' ઓછું ભણ્યા હોવા છતાં બાહુભા અફલાતુન આદમી હતા. તે બાબત ચંદ્રવદનના મનમાં લવલેશ શંકા નહોતી. પિતાના કહેવા છતાં એ અભિપ્રાયમાં ફરક પડ્યો નહોતો. અને દિવાળીમા? આ પ્રકારની ચર્ચામાં તેમનું નામ લાવવું તેય ચંદ્રવદનને સુરુચિના ભંગ જેવું લાગ્યું.

'જો ચંદ્રવદન!' લીલાબહેને વચ્ચે કહ્યું, 'મુરબ્બીઓ સામે દલીલ ન કરીએ. એમનો આટલા વર્ષનો અનુભવ નકામો તો નહીં જ હોય! આપણે એવા અસંસ્કારી લોકોને ત્યાં શા માટે જવું? એથી શો લાભ?'

જવાબમાં ચંદ્રવદન માથું નીચું કરી બેસી રહ્યો. મા-બાપે તેના શાંતિને સંમતિમાં ઘટાવી. પરંતુ એ પછી ય ચંદ્રવદન દાનુભાને ત્યાં જતો. બહુ રોકાતો નહીં. પણ દિવાળીમા નાસ્તો કરાવ્યા વિના છોડે તેમ કયા હતાં!

લીલાબહેને ઘી લાવી દેવાનું કહ્યું ત્યારેય ચંદ્રવદનના મનમાં સૌથી પહેલો વિચાર દાનુભાને ઘેર જઈ તેને સાથે લેવાનો આવ્યો. પણ મમતાની સાક્ષાત મૂર્તિસમાં દિવાળીબા નાસ્તો કર્યા વિના જવા ન દે, ને મોડું થાય તો લીલાબહેનની નારાજનો પાર ન રહે. મોટીબહેનને જોવા મહેમાન આવવાનાં હતા તે દિવસ બાને નારાજ કયાં કરવી!

ચંદ્રવદન પૂછતો પૂછતો સીધો સરકારી ડેરીની ઓફિસ તરફ ગયો. નવાઇભરી રીતે ડેરીની ઓફિસ દાનુભાના ઘરની પાછળની શેરીમાં નીકળી પડી. કિસ્મત જ તેને ઓચી પકડીને દાનુભાના ઘર નજીક લાવતું હતું. આટલા વર્ષમાં ચંદ્રવદને ડેરીની ઓફિસનું પાટિયું વાંચવાની પરવા કરી નહોતી.

ડેરીની ઓફિસે પહોંચીને ચંદ્રવદને જોયું તો ગ્રાહકોની લાંબી કતાર ઊભી હતી. આમાં તેનો વારો કયારે આવે? પાંચેક મિનિટ તે લાઇનમાં ઊભો રહ્યો. લાઈનમાં ઊભા રહેતાં તેને આઇન્સ્ટાઇનની 'થીયરી ઓફ રીલેટિવિટી' સમજાઈ ગઈ. એ પાંચ મિનિટ તેને પાચ કલાક જેવી લાગી. મનમાં ચટપટી થતી હતી. બા એ તેને પહેલી વાર ઘી લાવવાનું કામ સોંપ્યું હતું. મોટીબહેનને જોવા મહેમાન આવવાનાં હતાં. ઘી વિના ચાલે તેમ ન હોતું, ને મોડું કરાય તેમ ન હોતું. લાઇનમાં ઊભા રહેવાથી આજ ને આજ ઘી મળશે કે નહીં, તે શંકાસ્પદ હતું.

પાંચ મિનિટમાં ચંદ્રવદને પરિસ્થિતિનો કયાસ કાઢી લીધો. તેણે મનોમન નિર્ણય કરી લીધો. અને ઝોળીમાં ડબરો ઘાલીને સીધો દાનુભાને ઘેર પહોચી ગયો. ત્યાંથી જરૂર કંઈક માર્ગ નીકળશે, એવી તેને શ્રદ્ધા હતી.

'બા જુઓ તો! કોણ આવ્યું?' દાનુભાએ હર્ષભેર કહ્યુ

'કોણ છે?' દિવાળીબાએ રસોડામાંથી પૂછ્યું.

'તમે બહાર તો આવો.'

'કોણ આવ્યું છે?' દિવાળીબાએ બહાર નીકળતાં ચંદ્રવદનને જોઈ ઉમેર્યું, 'અરે તું કયાંથી? હું તો દાનુભાને વઢતી'તી. કીધું, તેં ચંદ્રવદન હારે કજિયો કર્યો હશે. નહી તો છ આટલા બધા દી'થી આવે કેમ નહીં?'

'મેં કહ્યું કે કાંઇ ઝઘડો નથી. પણ બા માને શેની?' દાનુભાએ કહ્યું.

'ચંદ્રવદન! બેસ-બેસ ઊભો છે શું કામ?' દિવાળીમાએ કહ્યું.

'મારે એક કામ છે.' ચંદ્રવદને સંકોચસહ કહ્યું.

'પણ એમ તો ખરો!' દિવાળીમાએ ચંદ્રવદનને બાવડું ઝાલી બેસાડતાં હેતભર્યા અવાજે કહ્યું, 'કામ હેય તો બેસાય નહી?'

'આજ અમારે ત્યાં મહેમાન આવવાનાં છે.' ચંદ્રવદને કહ્યું.

'એમ?'

'મારાં મોટાંબહેનને જોવા આવવાના છે.

'હં?'

'મારી બાએ મને એક કામ સોંપ્યું.'

'શું?'

'સરકારી ડેરીમાંથી એક કિલો ઘી લાવવાનું.'

'એટલે બેસતો નહોતો?'

'ના-ના! પણ...'

'પણ-બણ કાંઈ નહીં. આજ તને નાસ્તો ખવડાવ્યા વિના નહીં જવા દઉં.'

'નાસ્તો તો ખાઉં, પણ...'

'વળી પણ?'

'હું સરકારી ડેરીની ઓફિસે જઈ આવ્યો. ત્યાં એવડી મોટી લાઇન ઊભી છે કે મારો વારો આજ આવે એમ નથી લાગતું. અને ઘી લીધા વિના જઉં તો બાને મોઢું શું બતાવું?'

'ચંદ્રવદન! તું મુંઝા મા. દાનુભાના બાપુ હમણાં આવવા જોઈએ. તને ઘી અપાવી દેશે.'

ચંદ્રવદનને શું બોલવું, તે સુઝયું નહીં. બાલુભા ની વાટ જોયા વિના છૂટકો નહોતો. વાટ જોવી હોય તો બેઠા વિના છૂટકો નહોતો. ચેવડો બરફી અને ચેવડો ખાતા ચંદ્રવદન અને દાનુભા વાતોએ વળગ્યા.

'આવ્યા લાગે છે.' બહાર મોટર સાઇકલનો અવાજ સાંભળી દિવાળીબાએ કહ્યું.

અને થોડી વારમાં 'તુમીને મુઝકો પ્રેમ શિખાયા' ગાતા બાલુભા મોટાં ડગલાં ભરતા દાખલ થયા. આખો દિવસ કામ કરીને આવ્યા હોવા છતાં તેમના અવાજ કે હાલવા ચાલવામાં થાકનું જરા યે ચિહ્ન નહોતું. બાલુભાની મૂછમાં રૂપેરી વાળની છાંટ બેસી ગઇ હતી, છતાં તેમના ગાલ પર એક કરચલી નહોતી. આંખો તેજસ્વી, મોં હસતું.

'ઓહો ચંદ્રવદન! ઘણા દિવસે દેખાયો, રિસાયો છે?' કપડાં કાઢવા જવાને બદલે બાલુભાએ ચંદ્રવદન પાસે જઇ તેનો વાંસો થાબડતાં કહ્યું.

'ના-રે!' ચંદ્રવદન હસ્યો.

'તો આવતો કેમ નથી?'

'ચંદ્રવદનને તમારું કામ છે.' દિવાળીબાએ કહ્યું.

'મારું?'

'કેમ? તમારું કામ ન હોય?' દિવાળીબાએ પૂછ્યું.

'ચંદ્રવદન જેવા હોશિયાર વિદ્યાર્થીને મારી શી જરૂર પડે? હું હેડમિકેનિક છું, પણ દાખલા આવડતા નથી. ચંદ્રવદન, પરીક્ષા લેવા તો નથી આવ્યો-ને? બાંધી મુઠી રહેવા દેજે, ભાઇ!'

'તમે પણ ખરા છો...' દિવાળીબા બોલ્યાં,

'મેં ક્યાં કહ્યું કે હું ખોટા છું?' બાલુભાએ મુક્ત હાસ્ય કર્યું.

'પૂરી વાત તો સાંભળો!'

'ઠીક લે! તારે જે કહેવું હોય તે કહી દે. વચમાં એક શબ્દ બોલું તો તને કાન પકડવાની છૂટ!'

દિવાળીબાએ ચંદ્રવદનની મોટીબહેનને જોવા માટે આવનાર મહેમાન અને ઘીની જરૂરિયાતની વાત કરી, ઉમેર્યું, 'તમે એની હારે ડેરીએ જાશો?'

'ઓહો! એમાં શું? ચાલ, ચંદ્રવદન! તને એક કિલો ઘી હમણાં જ અપાવી દઉં.' બાલુભા બારણા તરફ જતાં બોલ્યા.

'પણ-' ચંદ્રવદને ઊભા થતાં કહ્યું, 'ત્યાં મોટી લાઇન લાગી છે..'

'ઇ લાઇન લાગેલી જ રે'શે! તને ઘી અપાવી દઉં, પછી શું?'

'બસ! એટલું કરી દ્યોને!' દિવાળીબાએ કહ્યું, 'બિચારો ચંદ્રવદન તો મુંઝાઇ ગ્યો'તો.'

ચંદ્રવદન બાલુભાની સાથે બહાર નીકળ્યો. બાલુભાએ મોટર-સાઇકલ પણ સાથે લીધી.

'મોટર-સાઇકલની પાછળ બેસવાનું ફાવશેને?' બાલુભાએ પૂછ્યું.

'હા' ચંદ્રવદને કહ્યું, 'મને સાઇકલ આવડે છે.'

'હું મોટર-સાઇકલ સ્ટાર્ટ કરું ત્યારે મને કમરથી પકડી રાખજે.'

ફટ-ફટ-ફટ કરતી મોટર-સાઇકલ ઉપડી. ડેરીની ઓફિસ ક્યાં દૂર હતી? અડધી મિનિટમાં તો ત્યાં.

'તારો ડબરો લાવ.'

'લ્યો!' કહી ચંદ્રવદને થેલીમાંથી ડબરો અને

ચડ્ડીના ખિસ્સામાંથી સાચવેલી દસની નોટ કાઢ્યાં. બંને બાલુભાને સોંપ્યા.

એક નિમિષમાત્ર બાલુભા ચંદ્રવદન સામે જોઇ રહ્યા, તેના ચહેરા પરથી કંઈ વાંચી લીધું હોય એમ તેમણે પૂછ્યું, એક ડબ્બો ઘી લાવવાનું છે ને?'

'હા' ચંદ્રવદને કહ્યું.

'ચંદ્રવદન! તું અહીં ઊભો રહે મોટર-સાઇકલનું ધ્યાન રાખજે. જો જે કોઇ અટકપાંસળિયો ટાયર માંથી હવા ન કાઢી લે.'

'ભલે! હું અહીં ઊભો રહીશ.'

'હું હમણાં આવું છું, હો! અને બાલુભા ડબ્બો ને દસની નોટ લઈ લાંબા ડગલાં ભરતા ડેરીની ઓફિસમાં ગયા. માલુમ પોતાના મકાનમાં દાખલ થતો હોય એટલી સ્વાભાવિકતાથી.

ચંદ્રવદન મોટર-સાઇકલ પાસે ઊભો રહ્યો ડેરીની બહાર લાગેલી લાઈન હજી જેમની તેમ હતી ચંદ્રવદન એકલો ઊભો વિચારતો હતો, 'બાલુભા બાપુ ન આવ્યા હોત તો મારું શું થાત?'

દશેક મિનિટમાં બાલુભા ડબ્બો લઈને પાછા આવી ગયા ચંદ્રવદનને આ દશ મિનિટ બે મિનિટ જેવી લાગી..

'ચાલો, કામ પત્યું!' બાલુભાએ કહ્યું.

'જરાય વાર ન લાગી.' ચંદ્રવદને કહ્યું અને અને પછી અચકાતો હોય તેમ ઉમેર્યું, 'કેટલા.'

'વાર શું કામ લાગે? આપણેય એના કામ કરી દેતા હોઇએ ને!' બાલુભા ઉમંગમાં હતા.

'તમે મારી મોટી મૂંઝવણ ટાળી દીધી' ચંદ્રવદને કહ્યું.

'એલા માનપત્ર તો નથી આપવાનો ને?' બાલુભાએ ખડખડાટ હસતા કહ્યું 'ચાલ, આવી જા!'

'ક્યાં?' ચંદ્રવદને અચકાતાં પૂછ્યું

'મોટર સાઇકલ પર. પાછળ.'

'ના-ના, હું ચાલ્યો જઈશ.' ચંદ્રવદને બાલુભા સામે જોઈ રહેતા કહ્યું.

'તો મેં આ મોટર-સાઇકલ શા માટે સાથે લીધી? આટલું હું નહોતો ચાલી શકતો?'

'પણ...પણ ..આપને તકલીફ ...'

'એલા! એમાં તકલીફ શી? મારે ક્યાં પેડલ મારવા છે? બે ટીપાં પેટ્રોલનો જ સવાલ છે ને?'

'બાપુ! હું ચાલ્યો જઇશ.'

'હવે હાલ્યને, મારા ભાઈ, એક માઇલ પગ ઠોકતો ક્યાં જઇશ?'

બાલુભા ચંદ્રવદનને તેના ઘર સુધી મોટર-સાઇકલ પર લઈ ગયા. મોટર-સાઇકલ પરથી ઊતર્યા પછી ચંદ્રવદન બાલુભા સામે ક્ષોભ પામતો હોય તેમ જોઈ રહ્યો. પછી અચકાતા કહ્યું, 'બાપુ!'

'કેમ?' બાલુભા મોટર-સાઇકલ સ્ટાર્ટ કરવા જતા હતા, તે થંલી ગયા.

'દસની નોટમાંથી કાંઇ પરચુરણ બચ્યું ....'

'હા-હો!' બાલુભાએ ખડખડાટ હસી પડતા કહ્યું, 'હું ભારે ભૂલકણો છું, તે યાદ ન કર્યું હોત તો હું ભૂલી જાત. અને તારી બાને થાત કે બિચારા છોકરાને કોઇ ધૂતિ ગયું.'

બાલુભાએ ખિસ્સામાંથી એક રૂપિયો ને પચાસ નયા પૈસા ચંદ્રવદનના હાથમાં મૂક્યા.

અને મોટર-સાઇકલ ચાલી ગઈ.



# દુહાની ચોટ

ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ

માનવી જ્યારે દુઃખમાં હોય છે અને જ્યારે દુઃખ તેને અસહ્ય થઇ પડે છે ત્યારે પોતાના દુઃખમાં બીજાને સમભાગી બનાવવા સારું અથવા પોતાના દુઃખનો ભાર કંઇક ઓછો થાય તે દૃષ્ટિએ તેના મોઢામાંથી તે દુઃખને વ્યક્ત કરતા ઉદ્ગાર કાવ્ય દ્વારા નીકળી પડે છે. તેવી જ રીતે માનવી પોતાનો આનંદ પણ બીજાને બતાવવા, પોતાના વિનોદી સ્વભાવનો બીજાને પરચો આપવા આનંદના ઉદ્ગારો પણ કાવ્ય દ્વારા દર્શાવે છે.

આ નીચે એવો જ એક કાવ્ય પ્રકાર આપ્યો છે.

એક માણસ એક અનાજના વેપારીની દુકાને જાય છે. અનાજના જુદા જુદા ઢગલા દુકાન બહાર પડ્યા છે. તેમાં અડદનો એક ઢગલો જોયો. પોતાને થોડાક અડદ લેવાનો વિચાર થયો. પરંતુ તે પહેલાં તેને કંઇક વિનોદ કરવાનું મન થયું. અડદના દાણા આખા કાળા અને તેના ઉપર એકેક સફેદ ટીપકી જોઇ પોતે એક નાનકડું કાવ્ય બનાવ્યું. અને પોતે તે કાવ્ય દ્વારા પેલા વેપારીને કહેવા લાગ્યોઃ-

શ્યામ વરણ મુખ ઉજ્જવલ કેતે ?
રાવણ શીશ મંદોદરી જેતે.
હનુમંત કો તાત બુલાવત દેતે ?
રામ કો તાત બુલાવત દેતે.

અર્થાત્

અનાજ ખરીદનાર માણસ પેલા વેપારીને કહે છે કે જેનો આખોયે રંગ કાળો છે. જેનું તમામ અંગ કાળું છે. અને માત્ર મોઢા ઉપર જ માત્ર સફેદ ટીપકી છે. એવા આ શ્યામરંગી પણ મોઢાના ઉજળા એવા અડદના દાણા એક રૂપિયાના કેટલા આપો છો ? 'શ્યામવરણ મુખ ઉજ્જવલ કેતે !' આ સાંભળી પેલો વેપારી પણ તેના જેવો વિનોદી સ્વભાવનો અને કાવ્યનો જાણકાર હોવાથી તેના જેવા જ કાવ્ય પ્રકારમાં જવાબ આપે છે કે :-

'રાવણ શીશ મંદોદરી જેતે.'

અર્થાત્

રાવણના દશ માથા અને મંદોદરીનું એક માથું એમ અગિયાર માથાં એટલે એક રૂપિયાના અગિયાર શેર આપું છું.

આ સાંભળી પેલો ખરીદનાર ફરી પૂછવા લાગ્યો કે :–

'હનુમંત કો તાત બુલાવત દેતે ?'

હનુમાનના બાપ પવનને બોલાવીને એટલે પવનથી ઉપણીને અથવા સાફ કરીને રૂપિયાના અગિયાર શેર આપોછો ? આથી વેપારીએ જવાબ આપ્યો :– 'જો પવનથી સાફ કરેલા જોયતા હોય તો

'રામ કો તાત બુલાવત દેતે'

અર્થાત્– રામના પિતા દશરથને બોલાવીને એટલે એક રૂપિયાના 'દશરથ ઉપરથી' દશ શેર જ આપીશ. આ સાંભળીને તે ખુશ થઇ રૂપિયાના દશ શેર સાફ કરેલા અડદ લઇ ગયો.

આમ કાવ્યના શોખીનો જૂના સમયમાં આ પ્રમાણે કાવ્ય વિનાદ કરી નિર્દોષ ગમ્મત કરતા હતા. અને એ રીતે પોતાના મનને બહેલાવતા હતા.

*

# બારસો કોરીનું ચીભડું

પિંગળશીભાઈ ગઢવી

માણાવદર નવાબ કમાલદીનખાનજી વાડાસડા ગામે જવા માટે તૈયાર થયા. ચાર ચાર ઘોડાની બગીયું જતી ગઈ. સાથે અમીર–ઉમરાવ ને રસાલો લીધો છે. મહિનો માસ વાડાસડા ગામે રોકાવાનું છે. આ તો અફેડીમલ રાજા. આખા સોરઠમાં કહેવત ચાલી કે 'ન હોત કમાલા તો બાખી સબ નમાલા.' એ કમાલદીનખાનજી પાસે દિવસ આખો દાયરાનો હિંચોળ મચે, ખરલમાં કસુંબા ઘૂંટાતા હોય, કાવાની દેગ ઊકળતી હોય. હોકા ફૂંકવા ને કવિતા સાંભળવી. રાત્રે નાયકાનાં ગાણાં બજાણાં હાલે. નવાજશ કરવી ને લહેર લૂંટવી.

આ નવાબ કમાલદીનખાને જિંદગીમાં બારસો જેટલાં તો કવિઓને ઘોડા આપ્યા હતાં.

**બક્ષ્યાં હૈમર બારસોં બાગે અરિ બાધાઃ**
**એક કમાલે ઉજળા બાબી જગ બાધા.**

દાતારોમાં એમની ગણતરી પ્રથમ થાતી. બહુ જ મનગરજો મોટા. પોતે હુકમ કરે એટલે ખજાનચીને આપી જ દેવું પડે. એમાં હા ના કાંય બોલાય નહિ. એવી એની હાક હતી.

રિયાસત તો માણાવદરની ચોવીસી. પરંતુ એમની ઉદારતાની નામના મેવાડ, મારવાડ વટીને ઠેઠ દિલ્હી સુધી પહોંચી ગઈ હતી.

દર મહિને જુદે જુદે ગામડે પડાવ નાખવો, ગામના દાયરાને બોલાવવો, સાથે બેસવું, અલક મલકની વાતોના ગપગોળા હાલે પોતે અચ્છા અચ્છા કહે.

આ વખતે વાડાસડાના ડાંગર દાયરા તરફથી તેડું આવ્યું કે બાપુ, વાડાસડા મુકામ કરો તો દાયરાની સવાણ્ય આવે. વાડાસડાના ડાંગર આયરોને ગરાસ સારો એટલે દાયરાની રેહક જાણે ખરા. કમાલદીન ખાનજી મહિનો માસ રોકાવાનું પારયાણ કરીને હાલ્યા.

હાલતાં હાલતાં રોંઢાટાણું થયું, ત્યાં ભાદર નદીને કાંઠે આવ્યા. અફીણનો ઉતાર થયો. પછી તો ડગલું દેવાપણું નહિ.

ભાદર નદીનો સપાટ વેકરાનો પટ, રૂપેરી જાજમ પાથરી હોય એવો ચળકાટ કરી રહ્યો છે. એકબાજું ભાદર નદીમાં ખળખળ હસતાં પાણી વહી રહ્યાં છે. પાસે કોળીઓએ શાકભાજી ને ચીભડાના વાડા કર્યાં છે. એના લીલાડાની મીઠી સુગંધી ને ટાઢા પવનની લહેર છૂટી. દાયરો ઢળી પડ્યો. 'જ્યાં રાણો ત્યાં રાજ' વેકરામાં પડાવ નાખ્યો. ઘોડાને જોગાણના પાવરા ચડ્યા. બધાણીઓ ખરલમાં અફીણ નાખીને ઘૂંટવા લાગી ગયા. એક બાજુ હોકાનો દેવતા બદલાવ્યો, બીજી બાજુ હુંગાનો થાળ તેયાર થાય છે. કસુંબો તૈયાર થાતા અજળીઓ ભરી ભરીને પીધો. દાયરાને કાટો આવવા લાગ્યો. કમાલદીનખાનને ખરેખર અફીણ ઊગ્યું. લહેરના તૂરા છૂટવા લાગ્યા.

એવામાં નદીના વાડામાંથી એક કોળી પોણાક મણનું પાકીને ગળી ગયેલ ચીભડું લઈને આવ્યો. નવાબના પગ પાસે મૂકીને કહ્યુ, બાપુ, અમે ગરીબ માણસ આપનું બીજું સન્માન તો શું કરીએ?

ચીભડું જોઈને કમાલદીનખાન ખુશ ખુશ થઈ ગયો. વાહબે ચીભડા, વાહબે ચીભડા, કયા બાત!

આવડું મોટું ચીભડું કોઈ દિવસ જોયેલ નહિ. ચીભડું પણ પાકીને તૈયાર થઈ ગયું છે. એની મેળે ગળાને ફાટી પડયું છે. સાકરની કણીઓ જેવા ધોળા કૂરિયા બંધાઈ ગયા છે. જોતાં જ દાયરાના મોઢમાં પાણી છૂટવા લાગ્યાં.

ચીભડું સુધારીને તૈયર કર્યું. બટકાં મોઢામાં મૂકયા, પણ શું એની લિજ્જત! એક તો ભાદર નદીનું અમૃત જેવું પાણી; આ સોરઠી ધરા, એમાં કોળીએ પણ ખામચાઈ રાખી રાખીને પકાવ્યું છે, એમાં અધૂરું શું હોય!

નવાબ કમાલદીનખાન તો ચીભડું ખાઈને ખુશ

ખુશ થઇ ગયો. મોજનો ઉદેર છુટવા લાગ્યો વાદ મે ચીભડા, ક્યા બાત કરું તેરી લિજ્જત કી! એમ કહેતા ખજાનચીને હુકમ કર્યો, કે યે આદમીકો બારસો કોરી બક્ષિસ દે દો

બારસો કોરીનું નામ સાભળતા ખજાનચી થીજી ગયો. બોલાઈ જવાયુ, નામદાર, બારસો કોરી! હા, હા, મેં કહેતા હું બારસો કોરી એક હજાર પર દો-સો ઓર સમજતા બી હું કે એક કોરીકે આધામન ચીભડા મીલતે હે, મગર મે માનાવદરકા નવાબ હું મુજે ભેટ દેનેકો આયા ઇનકે બચ્ચે એક વરસ તક જુવારી નહિ ખાવે તો મેરી પાસ આનેકી ક્યા જરૂરત? ચલે જાવ યહાસે ફીરકે માનાવદર તુજે સાત દિનકે લીયે સલામી બંધ હે મેરી સાથ મત આના.

આ તો કમાલદીનખાન બોલ્યો એટલે થયું. એની પાસે બીજી દરગુજર નહિ જરા પણ છ છેડાય નહિ બોલાવ્યો બમણો થાય

ભોપાલ ને કુરવાઇ તરફના નવાબો જૂનાગઢ આવ્યા નવાબ બહાદરખાનજીને મળતા એક જ વાત કરી કે મે નવાબ કમાલદીનખાનકો મિલનેકો માગતા હું

નવાબ બહાદરખાને માણાવદર ખબર આપ્યા એટલે કમાલદીનખાન જૂનાગઢ આવ્યા ત્યા સુધી આવેલ મહેમાનોના મોઢામા એક જ નામ

આવેલ મહેમાન એમ જ માનતા હતા કે સોરઠ સરકાર કમાલદીનખાન જ છે

નવાબ બહાદરખાનને ઇર્ષા થઇ કે મારા એક મહાલ જેવડા રાજનો ધણી એની આવડી મોટી નામના! એનાથી જોવાણી નહિ એટલે બહાદરખાને કમાલદીનખાનને કહ્યુ કે તુને ક્ષતના કયા કિયા કે સબ કમાલદીનખાન કમાલદીનખાન કરતે હૈ? જૂનાગઢકી રિયાસત પાસ તુમેરી કોન હસ્તી?

નવાબ કમાલદીનખાને ખૂબ દરગુજર કરી કે યે બાત સચ્ચી હે, આપકી પાસ મેં કોન! આપ તો સોરઠકે સરકાર હો, મેરી ગુંજાસ કયા હજૂર!

નવાબ બહાદરખાનને ખોટો વહેમ પડી ગયેલ કે આવેલ મહેમાનો પાસે કમાલદીનખાને પોતાની જ બડાઇ કરી છે.

સાંજનો સમય થાતા સક્કરબાગ તરફ બન્ને નવાબો ફરવા નીકળ્યા છે ઘોડાગાડીમા બેઠા બેઠા વાત નીકળી નવાબ કમાલદીનખાને કહ્યુ, આપકી પાસ મેરી કોન હસ્તી! એટલે જરા આંખ બદલાવીને બહાદરખાને કહ્યુ, મે બી વોહી કહેતા હુ કે જૂનાગઢકી પાસ તુમેરી કોન હસ્તી? આટલી વાત થઇ ત્યા સક્કરબાગને દરવાજે ફકીરના તકીઆ પાસે ગાડી આવી તુરત જ કમાલદીનખાને કહ્યુ, સરકાર મેને આપકી અમીતક અદબ રખી અબ કહેને બિના નહિ રહે શકતા કે આપ સોરઠકે સરકાર હો મગર દિલ કમાલદીનખાનકા આપકી પાસ નહિ

ક્યા બાત કરતે?

હા હા, મેં સચ્ચ કહેતા હુ હજૂર! દેખો સરકાર મેરી માનાવદરકી રિયાસત એ ખીરનશા ફકીરકું દે દેતા હું આપ આપકી જૂનાગઢકી રિયાસત દે દો દોનુ યહા ફકીરી લે કર બૈઠે.

એ કૈસે હો શકતા? બહાદરખાને કહ્યુ મે બી વોહી કહેતા હુ, કે દૂસરા કમાલદીનખાન કૈસે હો શકતા!

એટને જ કોઇ કવિએ કહ્યુ છે કે.

તુ ભણિયો ગજરાતણા, દો દો કમાલદીના
બાવનમાંથી બાબીએ તાર્યા અક્ષર તીન

**

પ્રિય ગૌતમ,

હવે તો તું દિવસે દિવસે મોટો થવા માંડયો ખરું? તારી સામે નવી દુનિયા આવી રહી છે નહીં! નવી દુનિયા એટલા ઝડપથી ફેરફારો સાથે આગળ ધપી રહી છે કે જૂની દુનિયા તરફ નજર નાખવાની કોઇને ફુરસદ નથી કે ઇચ્છા ય નથી.

પણ ભવિષ્યકાળની સુંદરતા માણવી હશે તો ભૂતકાળને સમજવો જ પડશે અને વર્તમાનકાળને ખૂબ જ સાચવવો પડશે.

મને શાંતિનિકેતનની એક વાત યાદ આવે છે.

કલાગુરુ નંદબાબુએ એક વિદ્યાર્થીને કહ્યું :

'તારે ચિત્રકાર થવું છે? તો આટલું યાદ રાખજે.

'વારસાને જાળવજે, કુદરતની સાથે રહેજે અને મૌલિકના સાચવજે.— આ ત્રણેનો સમન્વય એટને નવું સર્જન, નવો આનંદ.'

રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ તરફથી આ વખતે 'જીવન ચરિત્રમાળા'ની થોડી પુસ્તિકાઓ મલી છે. તેમાંની એક પુસ્તિકા છે:

**લાખાજીરાજ; લેખક: ધનવંત ઓઝા; પ્રકાશક: રવાણી પ્રકાશન** ગૃહ, ટિળક માર્ગ, અમદાવાદ; પૃષ્ઠ: ૪૨; કિંમત: ૦–૭૫.

તું રાજકોટમાં રહે છે. રાજકોટના ઇતિહાસની તને ખબર છે? દુનિયા આખીનો ના, ના હવે તો ચંદ્રનો ઇતિહાસ પણ તું સાચું ખોટું કરીને જાણતો થઇશ ખરું? ભલે એ બધું જાણ, ખૂબ જાણ. પણ તારા પગ નીચેય ઇતિહાસ પડયો છે એ ન ભૂલતો.

જે કાળમાં લાખાજીરાજ થયા તે બ્રિટિશ રાજ્યનો તપતો કાળ હતો. એ જમાનામાં રાજાઓ તદ્દન બેજવાબદાર શાસન ચલાવતા હતા. અને તેમની જોહુકમીનો ખ્યાલ નવી પેઢીને તો ભાગ્યે જ આવે!

પણ લાખાજીરાજે નવો ચીલો પાડયો. બ્રિટિશ રાજ્યની પરવાર કર્યા વગર રાજ્યમાં ક્રાંતિકારી ફેરફારો કર્યા. દેશના આગેવાનોનો સંપર્ક વગર ભયે વધાર્યો અને બ્રિટિશ સરકારની ઉપરવટ જઇને ગાંધીજી અને નેહરુને આમંત્રણ આપ્યા.

લાખાજીરાજને રાજકોટનો કોઇપણ પ્રજાજન નહીં ભૂલે જેમણે એમની માનવતાના દર્શન કર્યા હશે.

ઇ. સ. ૧૯૧૮–૧૯ અને ૧૯૨૪–૨૫મા રાજકોટમાં પ્લેગનો ઉપદ્રવ થયો હતો. જ્યારે પ્લેગે ઉગ્ર સ્વરૂપ પકડયું ત્યારે રાજકોટના આગેવાનોએ અને ડોકટરોએ લાખાજીરાજને સલાહ આપી કે આપ રાજકોટ છોડી બીજે રહેવા જાઓ. ત્યારે લાખાજીરાજે શું કહ્યુ: 'તમારે સૌને જવા જવું હોય ત્યાં જરૂર જાવ, એ માટે જે સગવડ જોઇતી હોય તે હું કરી આપું. મારી ગરીબ પ્રજા સ્થળાંતર ન કરી શકે તો હું કેમ કરી શકુ? તેની સારવાર કોણ કરે? અને જો હું ન રહું તો અમલદારો પ્રજાની દેખરેખ બરાબર રાખે નહીં.'

અને ગૌતમ, એ વખતે એમણે જે લોકસેવા કરી એ તો અદ્ભુત. એનાં કેટલાક દૃષ્ટાંતો એ પુસ્તિકામાંથી આપું છું.

'એક ગરીબની ઝૂંપડી આગળ એમની અવિરામ દોડતી મોટર ઊભી રહે છે. ઝૂંપડીમા પ્લેગના સખત પંજામાં સપડાયેલી એક કંગાલ ડોશી એકલી ખાટલામાં પડી ઝંખી રહી છે. તેનો એકનો એક જુવાનજોધ દીકરો હમણાં જ પ્લેગે ભરખી લીધો છે. કોઇપણ આધાર વગરની આ ડોશીને અંતરમાં પુત્રના મૃત્યુનો અને બહારથી લાગુ પડેલા સખત પ્લેગનો દાહ સળગાવી રહ્યો છે. દયાના દેવસમા આ રાજવીને તેની ખબર પડતાં તે આવી પહોંચ્યા છે. એક ગરીબ પ્રજાજનની ઝૂંપડીમાં દુર્લભ દર્શન દેવસમા એ નરપતિ પ્રવેશ કરે છે, પ્લેગના દરદથી પીડાતી એ ડોશીની છેક પાસે જાય છે. જે સમયે

પ્લેગના ઉત્પાતથી સાજાંતાજાં મનુષ્યો ધાણી ફૂટે તેમ ફાટી પડતાં હતાં અને ડૉકટરો પણ દૂરથી તપાસવાની ચેષ્ટાઓ કરતા હતા, તેવા સમયે જાનને માટે અધિક જોખમી બનેલા આ દયાળુ રાજવી પ્લેગના દરદીને છેક નજીક જઈને જુએ છે, ખબર પૂછે છે, હિંમત આપે છે અને જોઈતી જરૂરિયાતોની નોંધ લે છે. મૃત્યુના મુખમાં સપડાયેલી અને જિંદગીના છેલ્લા શ્વાસ લેતી ગરીબ ડોશી આ માયાળુ રાજ્યપિતાના હૈયાની હૂંફથી આશ્વાસન મેળવે છે. તે પોતાના વહાલા પુત્રનું દર્શન આ રાજવીમા કરતી હોય એમ જોઈ રહે છે. ઉપકારની લાગણીથી તેની આંખો સજળ થાય છે. તે કાંઈપણ માગણી કરી શકતી નથી. કરુણામૂર્તિ રાજન પણ અનુકંપિત હૃદયે તેને છોડીને ખસતા નથી. ડૉકટરને બોલાવવાના અને જોઈતી વસ્તુઓ પહોંચાડવાના હુકમો આપ્યે જાય છે.

એ અંધારી અને વિચિત્ર વાસવાળી સંકીર્ણ જગ્યામાં આલીશાન રાજમહેલનો નિવાસી કેવી રીતે અને કેટલો સમય રોકાઈ રહેશે, એ જાણવાને જોનાર જનો પણ આતુર જણાય છે; પણ કર્તવ્યનિષ્ઠ પુરુષને દુખી પ્રજાજનના વિચારમા પોતાનું પણ સ્મરણ રહ્યું નથી! આ પુત્ર ગુમાવી બેઠેલી માતાનો હૃદયઘાવ કેમ રૂઝાવું? એ લાગણીમા તેમણે પ્રેમથી કહ્યું: 'ડોશીમા! કંઈ ફીકર કરશો નહિ; હું પણ તમારો દીકરો છું!' અહા! એ નિરાધાર દુઃખણી ડોશીના દિલમાં આ સંકટના આકરા સમયે એક રાજાને પોતાના પુત્રનું સ્થાન પ્રેમપૂર્વક લેતો જોઈ શા શા ભાવોની ભરતી થઈ હશે? તેનાં નયનોમાં અશ્રુધારા હતી અને હૈયું અકથ્ય ભાવોથી ભરાઈ ગયું હતું!

*

પ્લેગનાં દરદીઓની સારવાર માટે ખાસ રાખેલા મકાનની એક મુલાકાત વખતે દરદીના શરીરે દંશનાં કાઢેલાં ચાઠાંઓ જોતાં તેઓશ્રીને તુરત જણાયું કે અહીં મચ્છરનો ઉપદ્રવ વધારે છે; તેથી દરદીના દુઃખમા ઉમેરો થતો હશે. તુરત જ રાજમહેલ માંહેના પોતાના પલંગની મચ્છરદાનીઓ યાદ આવી. તે મચ્છરદાનીઓ તુરત જ હાજર કરવા અનુચરને આજ્ઞા થઈ! થોડીવારમા તે આવી ગઈ અને વીસમી સદીના એક વિરલ નરપતિની મચ્છરદાની ગરીબ દરદીઓના ખાટલા ઉપર આચ્છાદિત થઈ!

*

ગૌતમ, આ પુસ્તિકા વાંચ્યા પછી તને સ્વાણી પ્રકાશન ગૃહે આવી સો ઉપર પુસ્તિકાઓ જીવનચરિત્રની પ્રગટ કરી છે તે વાંચવાનું મન થશે. જરૂર વાંચજે અને એ પુસ્તિકાઓ તારા જીવનને ઘડવામાં ઉપયોગી થશે તો સ્વાણી પ્રકાશન ગૃહની મહેનત સફળ.

---

# સાભાર સ્વીકાર

## સ્વાણી પ્રકાશક ગૃહ: ટિળક માર્ગ: અમદાવાદ–૧

**લાખાજીરાજ:** લેખક ધનવંત ઓઝા, પૃષ્ઠ ૪૨, કિંમત: ૦–૭૫
**દુર્ગારામ મહેતાજી:** લેખક ધનવંત ઓઝા, પૃષ્ઠ ૩૮, કિંમત: ૦–૭૫
**કરસનદાસ મુળજી:** લેખક ધનવંત ઓઝા, પૃષ્ઠ ૨૮, કિંમત: ૦–૭૫
**સરદાર ભગતસિંહ:** લેખક ધનવંત ઓઝા, પૃષ્ઠ ૩૬, કિંમત: ૦–૬૫
**નગરશેઠની હવેલી** ભાગ ૧–૨: લેખક બખીમહેન ભરવાડા; પૃષ્ઠ ૩૬૮+૨૮ અને ૪૫૧+૮; કિંમત: ૭–૫૦ અને ૯–૦૦, અનુક્રમે

## નવજીવન પ્રકાશન મંદિર: અમદાવાદ–૧૪

બાપુના પત્રો–૯ શ્રી નારણદાસ ગાંધીને, ભાગ બીજો. પૃષ્ઠ ૩૨૦, કિંમત ૪–૦૦

# સમૃધ્ધિ




# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ
## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

*એન્યુઈટી સર્ટિફિકેટો, સીટીડી અને પોસ્ટ ઓફિસ બચત ખાતાંમાં નાણાં રોકો,*

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત.

